


# એલ્યુમિનિયમ
અને
# સ્ટેનલેસ સ્ટીલનાં વાસણો

વાસણોનો વિચાર આવતાંજ ક્રાઉન માર્કાની યાદ તાજી થાય છે. બનાવટની ઉત્તમતા, ઉપયોગિતા માટેનું સંશોધન, ભાવોનું વ્યાજબી-પણું અને વ્યવહારની નિયમિતતાનું એ સાચું પરિણામ છે.

એલ્યુમિનિયમના વાસણો વજનમાં હલકા, જલ્દી ગરમ થાય તેવા અને કીંમતમાં કીફાયત હોય છે કલાઈ કરવાની જરૂરજ નથી પડતી.

દુધના હાન્ડા, ટીફીન કેરીયર, કીટલી, થાળી, ગ્લાસ, પ્લેટો, બાદના, લોટા, ટોપ, હાન્ડી, વિગેરે કરોડો માણસો સંતોષથી વાપરે છે.





## તમારી જરૂરિયાતો
માટે
## લખો અથવા મળો :

# જીવનલાલ (૧૯૨૯) લિમિટેડ

## 'અખંડ આનંદ' માસિકના સામાન્ય નિયમો

- આ માસિકપત્ર દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.
- એક અઠવાડિયામાં અંક ન મળે, તો ગ્રાહકે પોતાનો ગ્રાહક નંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનતિ છે.
- સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો, કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.
- ગ્રાહકોને પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનતિ છે
- ગ્રાહકો પોતાનું લવાજમ (૧) સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ અથવા (૨) કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ-૨ એ ઠેકાણે ભરી શકશે.
- લવાજમ તથા વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર અમદાવાદના સરનામે કરવો.
- માસિકના લેખો વગેરે સંબંધી પત્રવ્યવહાર સંપાદક 'અખંડ આનંદ', ગુલમહાર, મેટ્રો સીનેમા પાછળ, બેરેકરોડ, મુંબઈ-૨ એ ઠેકાણે કરવો.
- વાર્ષિક લવાજમ રૂા. ૬-૪-૦: પરદેશ માટે રૂા ૯) અથવા શિલિંગ ૧૪)
- આ માસિક દ્વારા ગ્રાહકોને કદ ઇંચ ૬॥"×૧૦"ના સુમારે ૧૬૦૦ પાનાનું વાર્ષિક વાચન અપાશે.
- વર્ષની અધવચ ગ્રાહક થનારને વર્ષની શરૂઆતથી ગ્રાહક ગણીને પાછલા અંકો મોકલી અપાશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૭, અમદાવાદ અને કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે મુંબઈ ૨


Telg. 'SAVITA'

ટ્રેડ  માર્ક

Phone 23451

'પી' બ્રાન્ડ



રસોઈ માટે સર્વોત્તમ

**હિંગવાલા ઠા. ગોપાળજી ચાંપશીની કું૦**

૨૨૯, વડગાદી, મુંબઈ-૩

કપૂર, બરાસ, અજમા તથા પીપરમીટના ફૂલ, તજ, સ્ફી વિગેરેના વેપારી.

# અનુક્રમ




સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી તંત્રી: મોહનલાલ મહેતા (સોપાન)

મુદ્રક ને પ્રકાશક: ત્રિભુવનદાસ લહાનજી ઠક્કર

મુદ્રણ અને પ્રકાશન સ્થાન: સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ



અમે અમારા ગ્રાહકોને તથા મિત્રોને

## આનંદમય દિવાળી

અને

## નવું વર્ષ મુબારક

ઇચ્છીયે છીયે




હિન્દ સાયકલ્સ લિમિટેડ.

# અખંડ આનંદ

વર્ષ ૧લું, અંક ૧લો] તંત્રીઃ મોહનલાલ મહેતા 'સોપાન' [ નવેમ્બર ૧૯૪૭


# સત્યની આરાધના

કોઈ પણ મહાપુરુષના જન્મદિવસે દિલમાં પ્રશ્ન ઊઠે છે, કે આ પર્વને શાંતિ અને સચ્ચાઈથી ઊજવવાનો દિવસ કોઈ યુગમાં આવશે ખરો? બુદ્ધ, મહાવીર અને ઈસુના આત્મસમર્પણને બેઅઢી હજાર વર્ષ થઈ ગયાં. તે પહેલાં પણ અનેકે સત્ય સિદ્ધાંત ખાતર ઝેરના કટોરા ને ફાંસીના માંચડા જોયા હશે, લોકસમૂહના પથ્થરનો માર પણ ઘણાએ ચાખ્યો હશે; છતાં સત્ય તો હજી દૂરનું દૂર જ રહ્યું છે.

દિલમાં શંકા ઊઠે છે, કે જગત ઉપર અંતિમ સત્તા કોની? સત્ય અને અસત્યના મુકાબલામાં અંતિમ વિજય કોનો? બુદ્ધ ગયા, પણ માર હજી મર્યો નથી, પયગંબર ગયા, પણ શેતાન હજી જીવતો જ છે; ઈસુ ગયા, પણ વધસ્થંભ હજી ઊભો જ છે, સોક્રેટિસ ને મીરાં ગયાં, પણ ઝેરના કટોરા તો હજી છલોછલ ભર્યા છે. આ સાધુઓ ને પયગંબરોની જમાતમાં શું ગાંધી પણ જશે અને અસત્ય, સ્વાર્થ, હિંસા અને સામ્રાજ્યભૂખ ચાલુ જ રહેશે?

જગતમાં અમર તત્ત્વ કયું? સત્ય કે અસત્ય? બુદ્ધિ વિચારી શકતી નથી. ધર્મશાસ્ત્રો સત્યને પરમશક્તિ કહે છે; પરંતુ સામાન્ય માનવીની નિર્બળ આંખ કંઈક જુદું જ જુએ છે. શ્રદ્ધા ડગમગી જાય છે. હિંસા અને અસત્યની જ્વાળાઓ સત્યના નાજુક દીવાને જાણે ઝાંખો પાડી દે છે.

'सत्यमेव जयते नानृतम्'–કાન ઉપર અથડાય છે, પણ શ્રદ્ધા પ્રગટતી નથી. કંગાળો અને દલિતોના આ દેશમાં પ્રત્યેક પ્રભાતે ને પ્રત્યેક રાત્રિએ નિર્બળો ઉપર બળવાનોનો વિજય જોઈએ છીએ. વિશ્વયુદ્ધના રણાંગણમાં પણ એ જ દૃશ્ય દેખાયું હતું. 'જે બળવાન તે જ સત્યવાન' એવું સૂત્ર સ્થાપિત થતું જાય છે!

શું હશે આ? જગતની રચના શું અસત્ય ઉપર થઈ છે? બુદ્ધ ને ઈસુ, સોક્રેટિસ ને મીરાં, ગાંધી ને દયાનંદનાં બલિદાનો શું વૃથા છે? સત્ય શું મશીનગનો છે? મનવારો છે? તોપો છે? સ્ટેનગનો? બોંબમારો છે? એટમબૉંબ છે?

જવાબમાં એક શાંત પણ નિશ્ચલ સ્વર જાણે આકાશમાંથી આવે છે. શ્રદ્ધા ખેસતી નથી, છતાં આશાની ઝીણી દીવડી એ પેટાવે છે. ઘનઘોર કાળી રાતમાં ચમકતા તારાઓની જેમ અંતરના આકાશમાં આ અક્ષરો વંચાય છે.

'સત્ય જ સર્વોપરી છે. અસત્ય પણ સત્યનો અંચળો ઓઢે છે, ત્યારે જ જીવી શકે છે. અહિંસા જ બળવાન છે. હિંસા પણ જ્યારે ભાવિ શાંતિની વાત ઉચ્ચારે છે ત્યારે જ ફાવે છે. પ્રેમ જ પરમ શક્તિ છે. સ્વાર્થ પણ પરમાર્થનું રૂપ પકડે છે, ત્યારે જ સફળ થાય છે.'

આ અક્ષરો સાથે પયગંબરોની પરમવાણી કાનમાં અથડાય છે:

'વજ્ર જેવી હિંસાને ગાળી નાખવા, અહિંસાનો અગ્નિ પણ એવો જ પ્રચંડ જોઈએ; અસત્યના પહાડને ભેદવા સત્યની સાધના પણ એવી પ્રખર જોઈએ; એક ગાંધી, એક ઈસુ, એક બુદ્ધ, એક મહાવીર, એક સોક્રેટિસ આખા જગતનું ઝેર પી શકે નહિ. અસત્યને અસ્તિત્વ નથી; છતાં સત્ય શુદ્ધ ન થાય ત્યાં સુધી એના આધારે એ જીવી શકે છે. સત્ય સર્વોપરી અને સમર્થ તો ત્યારે જ થઈ શકે, જ્યારે એ શુદ્ધ હોય. આવા સત્યની જ આપણે આરાધના કરીએ.'

ભૂલીએ નહિ કે જગતમાંથી અસત્ય, હિંસા, દ્વેષનું ઝેર આપણે ત્યારે જ દૂર કરી શકીશું, જ્યારે આપણાં અંતરમાંથી સત્ય, પ્રેમ અને મૈત્રીનાં ઝરણાં વહેતાં થશે. બુદ્ધની ગાંધીની પૂજાથી નહિ, એમના જયજયકારથી પણ નહિ; પરંતુ એમણે પ્રબોધેલા સિદ્ધાંતોને જીવનમાં ઉતારવાથી જ એમણે મેળવેલી સિદ્ધિઓ જગતભરમાં આપણે પ્રસરાવી શકીશું.

સામાન્ય રીતે મનુષ્યની પ્રકૃતિ એવી છે કે જે મહાન હોય તેની પૂજા કરવી અને તેણે પ્રબોધેલા સિદ્ધાંતો જીવનમાં ઉતારવાને બદલે તે મહાન પુરુષની કૃપા મેળવવાના પ્રયાસો કરવા. જગતમાં જે 'અવતારો' થઈ ગયા તે અવતારોનાં કથા–કીર્તન કરતી વખતે પણ એનું જીવનરહસ્ય જાણવા કે સમજવાનો આપણે પ્રયાસ નથી કરતા; પરંતુ ભક્તિભાવમાં જ રાચીએ છીએ.

મહાપુરુષોની ભક્તિ કરીએ ને પૂજા કરીએ તેમાં કશું ખોટું નથી. એમ કરવાથી નમ્રતા વધે છે; ને ચિત્ત શુદ્ધ થાય છે; પરંતુ જો એટલે જ અટકી જઇએ, તો જીવનશુદ્ધિ થઈ શકે નહિ. જીવનશુદ્ધિ સત્યની આરાધનાથી જ થાય. મહાપુરુષોનું જીવન, સત્યની આરાધના શી રીતે થઈ શકે તે સમજાવે છે. દરેક ધર્મના અવતારો, તીર્થંકરો, પયગમ્બરોએ સત્યશોધનની પ્રવૃત્તિમાં જીવન ખરચેલું છે. ભક્તો ઋષિઓ અને સંતોનું જીવન પણ એ જ માર્ગે વહે છે. આપણે એમના જીવનનો મર્મ જાણીએ તો સત્યની આરાધના કરવાનું સહેલું થાય.

ગાંધીજીએ એમની આત્મકથાને 'સત્યના પ્રયોગો' એવું નામ આપ્યું છે, તેનો આ જ અર્થ છે. મોહનદાસ કરમચંદ ગાંધી નામની વ્યક્તિની એ કથા નથી; પરંતુ એ વ્યક્તિએ સત્યના જે પ્રયોગો કર્યા તેના પુરુષાર્થની એ કથા છે. આપણે એ પ્રયોગો ભૂલી જઇએ ને માત્ર વ્યક્તિની મહત્તા જ ગાઇએ, તો સત્યની આરાધના શી રીતે થાય ?

જગતમાંથી અસત્ય, હિંસા, અન્યાય, દ્વેષ દૂર કરી તેમને સ્થાને સત્ય, પ્રેમ, ન્યાય અને ભ્રાતૃભાવ દાખલ કરવાં હોય તો આ માર્ગે જવામાં વિલંબ ન કરીએ.

શ્રી.

# પ્રકાશકનું નિવેદન

**સસ્તું** સાહિત્ય વર્ધક કાર્યાલય ગુજરાતના ઘરઘરમાં જાણીતું છે. આજના ગુજરાતને વાંચતું કરવામાં એનો હિસ્સો સૌથી મોટો છે. આજ સુધીમાં પાંચસો જેટલા નાનામોટા ગ્રંથોની લાખો નકલો એણે ગુજરાતને આપી છે. ગુજરાતમાં 'ગ્રંથમાળા'ની શરુઆત એ સંસ્થા દ્વારા જ થઈ ગણાય.

'સસ્તું સાહિત્ય' મુખ્યત્વે ધાર્મિક સાહિત્ય પ્રગટ કરનારી પ્રકાશન સંસ્થા છે, પરંતુ આ સંસ્થાએ કદી યે 'ધર્મ'નો અર્થ 'સંપ્રદાય' જેવો સંકુચિત નથી કર્યો. સર્વ ધર્મ સમભાવની ભાવના ઉપરાંત જે જીવનને ઊંચે લાવે તે બધું ધાર્મિક ગણાય એવો વ્યાપક અર્થ આ સંસ્થાએ સ્વીકાર્યો છે. સંસ્થાના સ્થાપક ભિક્ષુ અખંડાનંદે પ્રાચીન ધર્મગ્રંથો ઉપરાંત જગતભરના મહાપુરુષો ને સંતોનાં જીવનચરિત્રો, પ્રેરણાદાયી વાર્તાઓ, નિબંધો, આરોગ્ય અને વૈદકના ગ્રંથો પ્રગટ કર્યા છે. સ્વામીજી-ના મૃત્યુ પછી પણ એ પ્રણાલિકા ચાલુ રહી છે ને કેટલેક અંશે તો એનો વિકાસ પણ થયો છે.

છેલ્લા પાંચ વર્ષમાં આ સંસ્થાએ આધુનિક અને જેમની સાક્ષરોમાં ગણના થાય એવા લેખકોનો સહકાર વિશેષ પ્રમાણમાં મેળવ્યો છે. લોકોને શુદ્ધ અને સાત્વિક મનોરંજન, જ્ઞાન, માહિતી અને પ્રેરણા પ્રાપ્ત થાય એવા પ્રકાશનોની સંખ્યા દિવસે દિવસે વધતી જ રહી છે. 'સર્વોપયોગી સાહિત્ય શ્રેણી'ની યોજના, એ દિશામાં ભરાયેલું એક મોટું પગલું છે. આ શ્રેણી દ્વારા ઉત્તમ પ્રકારનાં પુસ્તકો સાદી ને સરળ ભાષામાં સુંદર રૂપરંગ સાથે ખૂબ સસ્તી કિંમતે પ્રસિદ્ધ થાય છે. ગુજરાતના સાહિત્યકારો ને લોકસેવકોનો સહકાર આ માળાને પ્રાપ્ત થયો છે.

બીજું મહત્વનું પગલું 'આમ સાહિત્યશ્રેણી' દ્વારા ભરાયું છે. આ શ્રેણીમાં ખિસ્સામાં રહી શકે તેવાં નાનાં પુસ્તકો ત્રણ-ચાર આનાની કિંમતમાં આપવામાં આવે છે. આ માળાને પણ પ્રતિષ્ઠિત લેખકોનો સહકાર પ્રાપ્ત થયો છે અને સારી સફળતા મળી રહી છે.

આજે એક ત્રીજું પગલું આ સંસ્થા ભરે છે ને તેનો ભાર શ્રી સોપાનને શિરે મૂકે છે માસિકની યોજના તો સ્વામીજીએ આજથી ચાળીસ વર્ષ પહેલાં પણ વિચારેલી. એમના પત્રો ઉપરથી જાણવા મળે છે કે આ વિચાર ફરીફરીને એમને આવતા હતા. આજે એમની ભાવના એમણે જ નીમેલા ટ્રસ્ટીઓ દ્વારા પરિપૂર્ણ થાય છે, તે અમારા માટે સદ્‌ભાગ્યની નિશાની છે. અમને શ્રદ્ધા છે કે જે પથે આ સંસ્થા ચાલી રહી છે તે પથે આગળ ધપવામાં આ માસિક વિશેષ ઉપયોગી થશે. માસિક નામની પસંદગીમાં પણ સંસ્થાના સ્થાપકની સ્મૃતિ જાળવી રાખવાની વૃત્તિ અમે રાખી છે.

એક રીતે જોઈએ તો આ માસિક 'વિવિધ ગ્રંથમાળા'ને સ્થાને પ્રગટ થાય છે. એ માળાના ગ્રાહકોને અમે વિનતિ કરી કે તેઓ હવે આ માસિકના ગ્રાહક બને. તેના ગ્રાહકો તરફથી બહુ ઉત્સાહજનક ઉત્તર અમને મળ્યો છે. પરમાત્માને અમારી પ્રાર્થના છે કે જનતાએ અમારા ઉપર મૂકેલા વિશ્વાસને અમે લાયક નીવડીએ એવી એ શક્તિ આપે. આ માસિક દ્વારા સંસ્થાની અનેકવિધ પ્રવૃત્તિની જાણ પણ અમે વાચકોને કરી શકીશું.

# તંત્રીસ્થાનેથી

એક વર્ષ પહેલાં પહેલીવાર શ્રી. મનુ સૂબેદારને હું મળ્યો, ત્યારે તો મને કલ્પના યે નહોતી કે તેઓ ધીમેધીમે આ સંસ્થામાં મને ખેંચતા જશે. હું એમની માગણીથી મળવા ગયો હતો. તેઓ વિચારતા હતા કે 'સસ્તું સાહિત્ય' દ્વારા લોકકલ્યાણના નવાનવા માર્ગો શી રીતે ખેડી શકાય અને જેમને 'સાક્ષર,' 'સાહિત્યકાર', 'વિદ્વાન' અને 'લેખક' કહેવામાં આવે છે, તેમનો સહકાર આ સંસ્થાને શી રીતે પ્રાપ્ત થાય. હું જાણતો હતો કે આ કાર્ય માટે તેઓ ઘણાને મળતા હતા અને ચર્ચાઓ કરતા હતા. મેં પણ એમની સાથે એકાદ કલાક પસાર કર્યો અને અમે અવ્યવસ્થિત રીતે ઘણા વિચારો કરી નાખ્યા.

બીજી ને ત્રીજી મુલાકાતે તો પ્રકાશનોની યોજનાઓ તૈયાર થવા લાગી; પરંતુ હું પોતે તેને ઉઠાવવાની સ્થિતિમાં નહોતો એટલે એ વાત અટકી ગઈ. એકાદ વર્ષ એમ ને એમ પસાર થઈ ગયું. એ દરમિયાન અમારો પરિચય એવો ગાઢ થતો ગયો કે સામાન્ય રીતે મારા કોઈ કામની તેઓ ના ન પાડી શકે ને તેમનો આગ્રહ હું ઠેલી ન શકું.

તેઓ 'સસ્તું સાહિત્ય'ના કામના લોભે ખેંચાયા હતા અને હું એમની પાસેથી, મારી વર્તમાનપત્રોની પ્રવૃત્તિમાં ઉપયોગી થઈ પડે એવું કંઈક જાણી લેવાની ઇચ્છાથી ખેંચાયો હતો. આમાંથી એક દિવસ 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'ને આકાર મળ્યો ને એનું સંપાદનકાર્ય મારા શિરે આવી, સમયના વીતવા સાથે સંબંધ દૃઢ થયો ને સંસ્થા સાથેનો સહકાર વધતો ગયો. શ્રી. જ્યોતીન્દ્ર દવેના સહકારમાં 'ભિક્ષુ અખંડાનંદ' લખવાનું પણ એમાંથી જ ઊભું થયું. આજે 'અખંડ આનંદ'નું તંત્રીપદ પણ એ રીતે જ હું સ્વીકારું છું.

બારેક વર્ષ પહેલાં લેખન, સંપાદન અને પ્રકાશનના ક્ષેત્રમાં મેં પ્રવેશ કર્યો, ત્યારે કેટલીક ભાવનાઓ મનમાં હતી. આ ભાવનાને અમલી રૂપ આપવા શક્તિ અનુસાર પ્રયોગો પણ કર્યા. સફળતા–નિષ્ફળતાનો અનુભવ લેતાંલેતાં સંયોગવશાત્ કેટલુંક મારાથી થઈ જ ન શક્યું તે મનમાં ને મનમાં પડી રહ્યું હતું. પહેલેથી જ એમ લાગતું હતું કે સામાન્ય લખીવાંચી જાણતા લોકોને

---

શ્રી. સોપાને અમારા આગ્રહને વશ થઈ આ માસિકનું તંત્રીપદ સ્વીકાર્યું છે, તેની પાછળ એમની સાથેની અમારી મૈત્રી તો કારણભૂત છે જ; પરંતુ છેલ્લાં બે વર્ષમાં 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'ના સંપાદનની સફળતા અને સંસ્થાનાં અન્ય કાર્યોમાં એમના તરફથી મળતો ઉપયોગી સહકાર પણ કારણરૂપ છે. 'ધર્મ અને નીતિનું પ્રાધાન્ય રાખી લોકપ્રિય થાય એવું કરજો' એવી સામાન્ય સૂચના સાથે એમને આ કામ સર્વ જવાબદારી સાથે સોંપ્યું છે. તેનું પરિણામ બહુ સારું આવ્યું છે અને મને ખાતરી છે કે ભવિષ્યમાં પણ સારું જ આવશે. તેઓ પોતાની પ્રવૃત્તિમાં ડૂબેલા છે; છતાં આ સંસ્થાને પોતાની માની જે સહકાર આપી રહ્યા છે, તે માટે ટ્રસ્ટીમંડળ વતી હું એમનો આભાર માનું છું. હું એવો વિશ્વાસ રાખું છું, કે એમના હાથમાં આ માસિકનું તંત્ર સુરક્ષિત રહેશે ને આ સંસ્થા દ્વારા લોકહિતની પ્રવૃત્તિ નવાંનવાં ક્ષેત્રોમાં વધતી જ જશે.

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
**મનુ સૂબેદાર (પ્રમુખ)**

શુદ્ધ, સાત્ત્વિક ને બળપ્રેરક વાચનસામગ્રી આપવી જોઈએ. યોજનાઓ પણ અનેક ઘડાઈ જતી; પરંતુ એ પાર પાડવાના સંયોગો નહોતા 'સસ્તુ સાહિત્ય' તરફ શ્રી મનુ સૂબેદાર મને ખેંચી શક્યા તેની પાછળ, મારી આ અધૂરી ઇચ્છા ને એનો અસંતોષ પણ કારણભૂત જણાય

'સર્વોપયોગી સાહિત્યશ્રેણી' અને આ માસિક 'અખંડ આનંદ'ના હેતુઓ સરખા જ છે વ્યાપક અર્થમા આ ધર્મનુ માસિક છે જીવનમા જે કંઈ શુભ છે તેનો વિકાસ થાય અને જે કંઈ અશુભ છે તેનો ક્ષય થાય એવી જે કંઈ પ્રવૃત્તિ હોય તે ધર્મપ્રવૃત્તિ જ જણાય ધર્મને રાજકારણથી તો શું, કોઈ પણ 'કારણ'થી જુદો પાડી શકાય નહિ આ ધર્મ એટલે અમુક સંપ્રદાય કે અમુક ક્રિયાકાંડ એમ નહિ જ

નામ 'અખંડ આનંદ' શા માટે? માત્ર 'આનંદ' તરફ વિશેષ પક્ષપાત હતો; છતા 'અખંડ આનંદ' રાખ્યુ, કારણ કે આ સંસ્થાના સ્થાપકની સ્મૃતિ એમાં રહે છે અને આનંદનો અર્થ વિશેષ સ્પષ્ટ થાય છે જીવ માત્ર આનંદ માટે જ જીવે છે એમ કહેવામા અતિશયોક્તિ નથી પાપ-પુણ્યની દરેક પ્રવૃત્તિની પાછળ કંઈક મેળવવાની અને અંતે એ દ્વારા સુખ પામવાની જ વૃત્તિ હોય છે, આનંદ એ જ માનવ માત્રનુ અને સમગ્ર જીવસૃષ્ટિનુ જીવનધ્યેય છે એમ કહીએ તો ખોટુ નથી આ આનંદ શી રીતે પ્રાપ્ત થાય એ દર્શાવવામા આ માસિક સહેજ પણ ઉપયોગી થાય એ ભાવના નામની પાછળ રહી છે આનંદની અને સુખની શોધમા પડેલા સૌ કોઈ તે પ્રાપ્ત કરી શકતા નથી પરિવારના આનંદમા શાશ્વત આનંદ ભૂલી જવાય છે પ્રેયની પાછળ પડતાં શ્રેય મૂકી દેવાય છે જ, માટે 'અખંડ આનંદ'ને આદર્શરૂપે ને કસોટીરૂપે રાખેલ છે જે આનંદ અખંડ હોય તે જ સાચો આનંદ, તે જ શાશ્વત આનંદ એ જેને પ્રાપ્ત થાય તેને દુઃખનો ને શોકનો ક્ષય હોય જ નહિ

સાહિત્ય અને કલા સાત્ત્વિક આનંદ આપનારી પ્રવૃત્તિ છે સત્ય, શિવ અને સુંદર એકબીજાના પૂરક તો છે જ પણ વિશાળ અર્થમા વિચારીએ તો તે એક જ છે જે સત્ય હોય તે કલ્યાણકર હોય જ અને જે કલ્યાણકર તે જ સુંદર

'અખંડ આનંદ' એ માર્ગે પ્રયાણ કરવાનો પ્રયાસ કરશે

પહેલા જ અંકે 'અખંડ આનંદ'ને સાહિત્યકારો, અભ્યાસીઓ ને લોકસેવકો તરફથી જે સહકાર પ્રાપ્ત થયો છે તે માટે હું સૌનો ઋણી છું હું જાણું છુ, આ સંસ્થાની શુભ પ્રવૃત્તિ, સંચાલકોના મીઠા સંબંધો અને મારા પ્રત્યેની અંગત પ્રીતિ, એ ત્રણેયના સુયોગથી આ સહકાર મળી શક્યો છે .અને આશા છે કે ઉત્તરોત્તર એમાં વૃદ્ધિ થાય એવી યોગ્યતા અમે બતાવી આપીશુ

મારા આમંત્રણને માન આપી જેમણે આ અંકમા છપાયા છે તે ઉપરાત પણ લેખ, વાર્તા, નાટક વગેરે મોકલ્યા છે, તેમનો ઉપયોગ આવતા અંકમા થઈ જશે વૈવિધ્ય જાળવવા માટે કેટલીક સામગ્રી મારે રાખી લેવી પડી છે

સોપાન

★

# ૨૦.૧૦.૯

## એ જ દુર્દશા.

વિશ્વયુદ્ધે ઉપજાવેલી અનિષ્ટ અસરોમાંથી જગતનો કોઈ દેશ હજી મુક્ત થયો નથી. જગતના સૌથી 'મહાન' ગણાતા દેશો પણ ચિંતામાં ડૂબેલા છે. સંયુક્ત રાષ્ટ્રોની સંસ્થા ઊભી થઈ છે; પરંતુ સૌનું ધ્યાન પોતાના સ્વાર્થો ઉપર જ કેંદ્રિત થયું છે. નાના ને નબળાને મદદ કરવાની વૃત્તિને બદલે પોતાનાં સાધનો દ્વારા એમના ઉપર એક અથવા બીજા પ્રકારનું વર્ચસ્વ રાખવાના જ પ્રયત્નો શરૂ થાય છે. અમેરિકા જગતનો સૌથી સમૃદ્ધ દેશ છે. એની અનર્ગળ દોલતનો ઉપયોગ પોતાનાં હિતને લક્ષમાં રાખીને જ કરવામાં આવે છે. રશિયા શક્તિશાળી મુલક છે. એની શક્તિ જગતના હિતમાં નહિ પણ પોતાની લાગવગનાં ક્ષેત્રો વધારવામાં અને ત્રીજું વિશ્વયુદ્ધ આવી પડે તો ગમે તેવી સત્તા સામે ટકી શકાય એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવામાં ખરચાય છે. બ્રિટન વિશ્વયુદ્ધ પહેલાંનું નથી રહ્યું, એટલે એ અમેરિકાની સોડમાં ભરાયું છે અને પોતાની સ્વભાવગત મુત્સદ્દીગીરી વડે મહત્તા ટકાવવા મથી રહ્યું છે. યુરોપના બીજા દેશો એક અથવા બીજા પક્ષના વાજિંત્ર બનીને જીવી રહ્યા છે. શક્તિશાળી જર્મન પ્રજા આજે તો ત્રણ ભાગમાં વહેંચાઈ જઈને પાયમાલી ભોગવી રહી છે.

આફ્રિકાની દશા જેવી હતી તેવી જ છે. આહિં પ્રજા માથું ઊંચકી શકતી નથી અને વિશ્વયુદ્ધના પ્રતાપે જે પરિવર્તનો થયાં તેમાં આફ્રિકાનું ભાગ્ય ઝળકી શક્યું નથી. ઘોર અંધકારમાં એકાદ પ્રકાશરેખા દેખાય છે; પરંતુ સ્વાધીનતાનું પ્રભાત ઊગવાનાં કોઈ ચિહ્નો નજરે પડતાં નથી.

## એશિયાનું પરિવર્તન

આંખે દેખાય અને જગતના તમામ દેશોને વિચાર કરવો પડે એવી સ્થિતિ તો એશિયા ખંડમાં પેદા થઈ છે. જાપાની આક્રમણમાંથી ચીન મુક્ત થયું છે; પરંતુ ત્યાં શાંતિ નથી. આંતરવિગ્રહની આગ ધખતી રહી છે. અમેરિકા અને રશિયા પ્રચ્છન્ન રીતે ત્યાં લડી રહ્યા હોય એવી સ્થિતિ છે. ચીન જેવા, જગતમાં સૌથી મોટા દેશની આ સ્થિતિ હોવાના કારણે એશિયાની આગેકૂચમાં વીજળીવેગ આવતો નથી તેમ એશિયાનું બળવાન સંગઠન પણ રચાતું નથી; છતાં આજે મહાન પરિવર્તન એશિયામાં જ થઈ રહ્યું છે એમાં તો સંદેહ નથી. ગર્વિષ્ઠ જગતનું મસ્તક નીચું નમી ગયું છે; પરંતુ તે સિવાય એશિયાના એકથી બીજા છેડા સુધી પ્રજા જાગૃત બની છે અને સ્વાધીનતા પ્રાપ્ત કરવા માટે ગમે તેવાં સંકટોનો સામનો કરી રહી છે. મધ્યપૂર્વના મુસ્લીમ દેશો આમ તો આઝાદ છે; છતાં એમના ઉપર બીજાઓનું જે વર્ચસ્વ છે તે ફગાવી દેવા તેઓ કટિબદ્ધ થયા છે. મોટાં રાજ્યોના સ્વાર્થોની અથડામણ ત્યાં ચાલે છે. આ બાજુ હિંદી ચીન અને ઇન્ડોનેશિયા અદ્‌ભુત વીરતા દાખવી રહ્યાં છે. બ્રહ્મદેશ તો હિંદને પગલે નહિ પણ એથી યે આગળ નીકળી જવા મથી રહ્યું છે. આંતરિક વિદ્રોહે ત્યાંના રાજકારણ ઉપર અસર કરી છે; છતાં તેની આઝાદી નિશ્ચિત છે.

પરંતુ સૌથી ઉજ્જવળ પાનું હિંદમાં લખાયું છે. હિંદના ભાગલા પડ્યા છે અને દેશનો એક હિસ્સો છૂટો પડીને બીજો દેશ બની ગયો છે; છતાં દોઢસો વર્ષની પરદેશી

ગુલામીનો તો અંત જ આવ્યો છે. હિંદ સ્વાધીનતા મેળવતા જ પંજાબ અને ઉત્તરના બીજા પ્રદેશોમાં જે બન્યુ છે, તેથી હિંદની તાકાત ઉપર મોટો ફટકો પડ્યો છે અને તેનો વિકાસ રુંધાયો છે, છતાં સ્વાધીન ભારત ફરીને ગુલામ બને કે આ રુંધન લાંબો સમય ચાલી શકે એ સ્થિતિ તો નથી જ. દ્વેષની ભરતી પૂરી થઈ છે અને ઓટની શરૂઆત થઈ ચૂકી છે હિંદની સ્વાધીનતાએ સમગ્ર એશિયા ઉપર જે અસર પેદા કરી છે તે અસર થોડા વર્ષોમાં જ અત્યંત ઘેરી બનશે અને એમાંથી એશિયા ખંડની એકતા સર્જાશે એમાં મુદ્દલ શંકા નથી

## હિંદની સ્વાધીનતા

હિંદ દેશનો એક હિસ્સો હિંદથી જુદો પડ્યો અને ત્યાં પાકિસ્તાનની રચના થઈ તેનું દુઃખ પ્રજાના દિલમાં ભર્યું છે દેશ ખંડિત થવાને પરિણામે તેની શક્તિ અને સમૃદ્ધિ પણ ખંડિત થાય અને બીજી રાજસત્તાઓને સ્વાર્થની રમત રમવાનું પણ સહેલુ બને છતાં આપણે એ ન ભૂલવુ જોઈએ કે જે ગુમાવ્યુ છે તે કરતા મેળવ્યુ છે ઘણુ વધારે આપણને જે મળ્યુ છે, આપણે જે પ્રાપ્ત કર્યું છે તે બરાબર સારી રીતે સાચવશુ અને આપણી સંસ્કૃતિને શોભે તે રીતે એનો ઉપયોગ કરી વિકાસ સાધશુ, તો ગુમાવેલું પાછું મળી જશે સાચી કે ખોટી રીતે અખંડ હિંદના મોટા ભાગના મુસ્લિમોના દિલમાં એમ ઠસાવી દેવામાં આવ્યુ, કે પાકિસ્તાનથી જ એમનુ કલ્યાણ થશે અને હિંદ અખંડ રહેશે તો એમને ગુલામ રહેવુ પડશે ભાઈભાઈ વચ્ચેનો આ ભેદ, પરદેશી રાજસત્તાએ પોતાના હિત માટે ઊભો કર્યો અને કોમી ઝનૂનથી પ્રેરાયેલા સ્વાર્થી તત્ત્વોએ તેનો લાભ ઉઠાવ્યો આજે પાકિસ્તાન રચાઈ ગયુ છે, પણ મુસ્લિમો તેનો આનંદ ભોગવી શકે એ સ્થિતિ નિર્માણ થઈ નથી પંજાબ, સરહદ અને દિલ્હીની કતલેઆમથી હિંદુ, મુસ્લિમ, શીખ સૌ પાયમાલ થયા છે પાકિસ્તાન સ્થપાયા છતાં સાડાચાર કરોડ જેટલા મુસ્લિમોના નસીબ તો હિંદ સાથે જ જોડ્યેલા રહ્યાં છે ભાગલાને પરિણામે પાકિસ્તાની પ્રદેશોની સમૃદ્ધિ ઘટી છે અને મુસ્લિમ કોમના જ બે ભાગ પડી ગયા છે દ્વેષ અને ધિક્કારના વવાયેલા બીજ ચારે બાજુ અંકુરરૂપે ફૂટી નીકળ્યા છે.

આમ છતાં સ્વાધીનતાનો આપણને આનંદ છે દેશની એંસી ટકા વસ્તી અને લગભગ બત્રીસ કરોડની વસ્તી એક જૂથમાં રહી સ્વતંત્ર બની શકે છે એના ઉપર હવે કોઈનું વર્ચસ્વ નથી દોઢસો વર્ષની ગુલામીનો જખમ રુઝાતા વાર તો લાગશે પરંતુ હવે એ જખમને વધારનારા જંતુઓ નાશ પામ્યા છે અને સ્વાધીનતાની સર્વ રોગ હરનારી ઔષધિ આપણને પ્રાપ્ત થઈ છે પ્રભુની કૃપા હશે તો હિંદ પોતાના પ્રાચીન વારસાને યોગ્ય બની આધુનિક યુગનાં સારા તત્ત્વોનો સમન્વય કરી જગતની તમામ પ્રજાના ઉત્કર્ષના કાર્યમાં પોતાનો હિસ્સો નોંધાવશે

## ગાંધીજીનો જયકાર

થોડા દિવસ પહેલા હિંદની પ્રજાએ રાષ્ટ્રપિતા ગાંધીજીની ૭૮મી જયંતીનો ઉત્સવ મનાવ્યો સ્વાધીન હિંદમાં ગાંધીજીની આ પહેલી જયંતી ઉજવાઈ ગાંધીજીના હૃદયમાં આજે શું ચાલી રહ્યુ છે, તેનો આખા દેશને પરિચય છે. તેઓ નોઆખલીમાં ગયા ત્યારથી માંડીને આજની ઘડી સુધી એમના હૃદયને આપણે શાંતિ આપી શક્યા નથી ૧૫મી ઑગસ્ટના દિવસે પણ એમની વેદનાનો અંત આવ્યો નહોતો એ વેદના ત્યારપછી તો હજારગણી વધી ગઈ ઘડીભર તો એમ લાગ્યુ કે છેલ્લાં ત્રીસ વર્ષોમાં જેના લોહીના ટીપેટીપે આપણી સ્વાધીનતાનો છોડ ઊગ્યો છે, તેને આપણે ભૂલી ગયા છીએ ને

કૃતઘ્ની બન્યા છીએ. એમ થયું કે એમનો અવાજ ભર્યા જગતમાં જાણે કોઈ સાંભળતું જ નથી! એમનાં પ્રાર્થના-પ્રવચનોમાં આવી વેદનાના પડઘા પડતા હતા.

પરંતુ ખરેખર એ સ્થિતિ નહોતી. હિંદનું હૈયું એમના જ હાથમાં હતું. તેના પુરાવાઓ પ્રથમ નોઆખલી, બિહાર, કલકત્તા ને દિલ્હીમાં મળવા લાગ્યા. એમના આગમને બંગાળને બચાવી લીધું. નોઆખલીની આગ એમણે ન બુઝાવી હોત, તો બિહારના હૃદય ઉપર એમના ઉપવાસની જાહેરાતની અસર થાત નહિ. કલકત્તામાં જે ચમત્કાર સરજાયો તેને નિષ્ફળ બનાવવાના પ્રયત્નો જ નિષ્ફળ ગયા, તેની પાછળ પણ એમના તપનો જ પ્રભાવ હતો. 'કરેંગે યા મરેંગે' એ સૂત્ર એમણે જીવી બતાવ્યું. જગતની તમામ પ્રજાઓ, એમના પ્રત્યે દ્વેષ અને શંકા ધરાવનારાઓ પણ આશ્ચર્યમુગ્ધ બની ...ા. હિંદ અને પાકિસ્તાનના મુસ્લિમોએ ...યું કે એમના તારણહાર ગાંધીજી જ છે.

એટલું ખરું છે કે એમના આદર્શો આપણે જીવનમાં ઉતારી શક્યા નથી અને હિંદના નામને કલંક લાગે ને હિંદની આઝાદી સ્વપ્નવત્ બની જાય એવા સંયોગો આપણે ઉપસ્થિત કર્યા છે; પરંતુ સ્વાધીનતાના સમુદ્રમંથનનું હળાહળ એ શંભુ પી ગયા છે, તેનું તો આપણને ભાન થયું જ છે. એ પણ આપણું સદ્ભાગ્ય ગણાય.

આપણે જાણીએ છીએ અને હવે તો આખું જગત જાણે છે, કે ગાંધીજી જેમ અમૃત ફેલાવતા હતા તેમ બીજી દિશાથી રોજ ને રોજ વિષનાં ઝરણાંઓ ફૂટતાં હતાં. આજ સુધી એ ઝેરઝરણાં રુંધાઈ રહ્યાં હતાં. પરદેશી હકૂમતનો પથ્થર ખસી જતાં, સચવાઈ ને સંઘરાઈ રહેલું ઝેર બહાર ધસી આવ્યું. લોકો પાગલ બન્યા. પશુને શરમાવે એવાં કૃત્યો માનવોને હાથે થયાં. ઘડીભર એવું થયું કે ગાંધીજી ભુલાઈ ગયા છે અને એમના આદર્શોની હવે કોઈને જરૂર નથી; પરંતુ ખરેખર એ સ્થિતિ નહોતી. જનતાનું હૈયું એમને જ ઝંખતું હતું. જે કાર્ય તોપ-તલવારથી ન થઈ શક્યું તે કાર્ય એમની અમૃતધારાથી થયું. જીવન રેડીને એમણે કોમી આગને બુઝાવવાની પ્રવૃત્તિ કરી.

આવા વાતાવરણ વચ્ચે જ્યારે ગાંધી-જયંતી આવી, ત્યારે હિંદી પ્રજાના હૃદયનું સાચી રીતે દર્શન થયું. કોમ કે ધર્મના ભેદ વિના આખા દેશે ગાંધીજીના નામનો જયજયકાર બોલાવ્યો. આ જયકાર ક્ષણિક લાગણીનું પરિણામ નહોતું ને આપણા અંતરનો જ ધ્વનિ હતો એવું પુરવાર કરવાનું હજી બાકી છે. આપણે એ પુરવાર કરનારી પરીક્ષામાંથી પાર ઊતરીએ અને હજારો વર્ષે પણ જેનું દર્શન ન પામી શકીએ તેના દર્શનને યોગ્ય નીવડીએ. ગાંધી-જયંતીનો એ જ મર્મ છે.

## જૂનાગઢ અને હિંદ

જૂનાગઢ રાજ્ય પાકિસ્તાન સાથે જોડાવાને પરિણામે આ દેશમાં ગંભીર પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે. જૂનાગઢ રાજ્યે પ્રથમ તો સત્તાવાર રીતે જાહેર કરેલું કે એ પાકિસ્તાનમાં જોડાવાનું નથી; પરંતુ પાછળથી પાકિસ્તાનની અસર નીચે આવી જઈ એણે પાકિસ્તાન પાસે જોડાણ માગ્યું ને પાકિસ્તાને તે આપ્યું.

જૂનાગઢ રાજ્ય કાઠિયાવાડ સાથે સંકળાયેલું છે. પાકિસ્તાન સાથે કોઈ પ્રકારનો ભૌગોલિક સંબંધ નથી. જૂનાગઢની સાત લાખની વસ્તીમાં દર સેંકડે ૮૧ માણસો હિંદુ છે અને જે મુસ્લિમો છે, તે પણ કાઠિયાવાડના એટલે કે હિંદના મુસ્લિમો સાથે અનેક સંબંધોથી સંકળાયેલા છે. ભાષા, સંસ્કૃતિ, સામાજિક સંબંધો, આર્થિક વ્યવહાર, વસતી, ભૌગોલિક પરિસ્થિતિ

# માનવધર્મ

લેખક:
કાકા કાલેલકર

પૂજ્ય કાકાસાહેબના નામથી ગુજરાતમાં કોણ અપરિચિત હશે? તેઓ જન્મે મહારાષ્ટ્રી; વ્યવસાય, ભારતીય (હિંદુસ્તાની) સંસ્કૃતિની રક્ષા તથા વિકાસ અર્થે ભારતવર્ષમાં ચારે દિશાએ ઘૂમવાનો; છતાં તેઓ વિશેષ તો ગુજરાતી જ. એમની કલમની પ્રસાદી વધુમાં વધુ ગુજરાતને મળી છે. 'અખંડ આનંદ'ના વાચકોનું સૌભાગ્ય છે, કે તેઓ 'માનવધર્મ' અંગે લગભગ દરેક અંકે કંઈ ને કંઈ લખશે.

મનુ ભગવાને માણસ જાતના હિતને અર્થે જે ધર્મ પોતાના શિષ્યોને બતાવ્યો અને જે ધર્મ એ શિષ્યોએ પોતપોતાની મતિ અને સ્મૃતિ પ્રમાણે નોંધી રાખ્યો, તેને માનવ-ધર્મ અથવા માનવ-ધર્મ-શાસ્ત્ર કહે છે એ મનુ ભગવાનના ધર્મની વાત આપણે અહીં કરવાના નથી, પણ મનુની ઓલાદ ગણાતી તમામ માનવ જાતિનો આજનો યુગધર્મ શો હોઈ શકે એને વિશે ભિન્નભિન્ન બાજુએ અને ટટકે ટટકે આપણે વિચાર કરવાના છીએ.

હિંદુઓમાં આચાર-વિચારની અને રીત-રિવાજની સંકુચિતતા ભલે ગમે તેટલી હોય, પણ હિંદુઓની ધર્મ-કલ્પના બહુ જ વિશાળ અને ઉદાર છે. દુનિયામાં કેટલાક ધર્મો એવા છે કે જેમના પ્રચારકો માને છે અને કહે છે, કે 'ખરો ધર્મ તો અમારો જ; બાકીના ધર્મોમાં અસત્ય છે, ભ્રમ છે, માયાજાળ છે. એ બાકીના ધર્મો તમારો ઉદ્ધાર ન કરી શકે, સાચા ઉદ્ધાર માટે તમારે અમારા ધર્મની અંદર જ આવવું પડશે તેમાયે અમારા ધર્મની શિખામણ તમે સ્વીકારો એટલું બસ નથી, અમારા ધર્મસંસ્થાપકને શરણ જાઓ, અમારી જમાતમાં ભળો અને અમારું સેબલ સ્વીકારો તો જ તમારો ઉદ્ધાર થશે.' હિંદુ ધર્મમાં પણ આ જાતની ભાષા બોલનારા કેટલાક લોકો ક્યાંક ક્યાંક મળી આવશે, પણ હિંદુ ધર્મને આવી સંકુચિત વૃત્તિ સદી નથી. હિંદુ ધર્મે હમેશાં એમ જ કહ્યું છે, કે

---

બધું જ હિંદ સાથે સંબંધ રાખનારું છે; છતાં જૂનાગઢ રાજ્ય પાકિસ્તાનમાં ગયું અને પાકિસ્તાને તેને સ્વીકાર્યું. પ્રજાએ માગણી કરી છતાં પ્રજામત લેવાયો નહિ અને પ્રજાના વિરોધની પરવા કરવામાં ન આવી.

• જૂનાગઢની પ્રજા આ બનાવથી ડરી જઈ જૂનાગઢ રાજ્ય છોડીને બહાર આવતી જાય છે લગભગ બે લાખ હિંદુઓ જૂનાગઢમાં પોતાનાં માલમિલકત છોડીને નાસી આવ્યા છે. જૂનાગઢની પ્રજાએ આ જોડાણના વિરોધરૂપે 'આરઝી હકૂમત'ની સ્થાપના કરી જૂનાગઢના નવાબ સાહેબ પ્રત્યેની વફાદારી ખેંચી લીધી છે. બીજી બાજુ હિંદી સરકારે જાહેર કર્યું છે, કે જૂનાગઢનું આ જોડાણ એ માન્ય રાખતી નથી. હિંદી સરકાર માગે છે કે જૂનાગઢ રાજ્યના આ સવાલનો ફેંસલો ત્યાંની પ્રજાના મત દ્વારા જ થઈ શકે છે. આ ન્યાયી માગણીનો હજી સુધી સ્વીકાર થયો નથી, એટલે કાઠિયાવાડ ઉપર ચિંતાના વાદળો ઘેરાતાં જાય છે. હિંદી સરકારની અને જૂનાગઢની પ્રજાની મક્કમતા જોતાં, એવો વિશ્વાસ બેસે છે કે અંતે આ સવાલનો ન્યાયી ફેંસલો આવી જશે. જૂનાગઢ પાકિસ્તાન સાથે કોઈ સંયોગોમાં રહી શકશે નહિ.

★

ઈશ્વર એક છે પણ એની પાસે પહોંચવા માગતા માણસો અનેક છે. એમના સંસ્કારો જુદા, સ્વભાવો જુદા, જીવનની ઝંખના જાતજાતની અને જીવનના ભલાબૂરા અનુભવો અનેક પ્રકારના. માટે બધાનો મુકામ ભલે એક જ હોય, પણ રસ્તા તો અલગ અલગ જ રહેવાના. જેમ રોગી પરત્વે દવા અલગ અલગ અપાય છે, તેમ જ સાધક પરત્વે અલગ અલગ સાધના બતાવેલી છે. રામકૃષ્ણ પરમહંસના ૩૦ કે ૩૫ શિષ્યો હતા. દરેકનો સ્વભાવ જોઈ અને વખતે એના પૂર્વજન્મની કમાણી પણ સમજી લઈ તેમને દરેકને નોખી નોખી સાધના બતાવી હતી.

હિંદુ ધર્મ પુરાતન કાળનો સનાતન ધર્મ છે. એમાં અનુભવની એટલી બધી સમૃદ્ધિ છે, કે આ ધર્મમાં કોઈ કોઈને કહે નહિ કે મારો રસ્તો જ સાચો છે અને તારો ભૂલભરેલો છે.

એમ તો કુરાનમાં પણ કહ્યું છે, કે બધા નબીઓ સાચા છે. બધાનો જ ઉપદેશ કલ્યાણકારી હોય છે. ત્યાં એમ પણ કહ્યું છે, કે એકે દેશ એવો નથી, એકે રાષ્ટ્ર એવું નથી, એકે જમાનો એવો નથી કે જેને માટે ખુદાએ ખાસ પયગમ્બર નહિ મોકલ્યા હોય. ખ્રિસ્તીઓના ધર્મપુસ્તક બાઈબલમાં પણ મુસા અને ઇબ્રાહીમથી માંડીને ઈસા સુધીના અનેક પયગમ્બરોનો સ્વીકાર છે અને એમની બોધવાણીનો સંગ્રહ છે. શીખ લોકોના ગ્રંથ–સાહેબમાં ગુરુઓએ એમના વખત સુધી હિંદુસ્તાનમાં થઈ ગયેલા અનેક સાધુઓનાં વચનો અને ભજનો સ્વીકારીને એમનો સંગ્રહ કરેલો છે; પણ હિંદુ ધર્મમાં આ વસ્તુ ઉપર ખાસ ભાર મૂકેલો છે, કે બધા જ ધર્મો સાચા છે, બધા ધર્મો એક યા બીજી રીતે સત્યનારાયણનો સાક્ષાત્કાર કરાવે છે. બધામાં સદાચારની જ શિખામણ છે. બધામાં માણસાઈની પ્રતિષ્ઠા છે. માટે ધર્મધર્મ વચ્ચે ઝઘડો હોઈ ન શકે. ખરું જોતાં બધા ધર્મોએ મળીને બધા ધર્મોનો શત્રુ જે અધર્મ તે સાથે ઝૂઝવાનું છે. અને તેથી હિંદુ ધ[illegible] કોઈ પણ સંત પુરુષનો, ધર્માચાર્યનો સમાજસુધારકનો બહિષ્કાર કર્યો નથી.

'દરેકના કહેવામાં ફરક તો રહેવાનો. ઉપરટપકે જોતાં વિરોધ પણ દેખાઈ આ[illegible] એ વિરોધ, એ ફરક, એ ભિન્નતા હોવા છ[illegible] એમાં છૂપું રહેલું સર્વસમાન ધર્મરહસ્ય શો[illegible] કાઢવાનું શાસ્ત્ર અથવા એની અદ્ભુત ક[illegible] હિંદુસ્તાનના લોકોએ શોધી કાઢી છે. તેથી હિંદુ માનસ બૌદ્ધિક અને આધ્યાત્મિ[illegible] ક્ષેત્રમાં ઝઘડા ચલાવવાને બદલે સમન્વ[illegible] શોધી કાઢે છે. હિંદુસ્તાનમાં સંતોનાં વચનો એ સમન્વયદૃષ્ટિ ડગલે ને પગલે દેખાઈ આ[illegible] છે. ઠેઠ વેદમાં પણ એ સમન્વયદૃષ્ટિ દેખાઈ આ[illegible] છે. તત્ત્વજ્ઞાનમાં ગૌડપાદાચાર્યે એ સમ[illegible] દૃષ્ટિ ઉપર ખાસ ભાર મૂક્યો અને સંતોએ સમન્વયદૃષ્ટિ ઘેરઘેર પહોંચાડી; એટલું જ પણ આધ્યાત્મિક ખોરાક સાથે આ દે[illegible] લોકોને એ સમન્વયદૃષ્ટિ એવી તો ખવડ[illegible] છે કે તે આપણી જનતાના લોહીમાં દૃષ્ટિમાં પણ પેસી ગઈ છે.

આ સમન્વયદૃષ્ટિ લઈને જ આપ[illegible] આપણા દેશમાં વસતા તમામ ધર્મો વિશાળ ધર્મકુટુંબનું જીવનશાસ્ત્ર કેવું હોય જેમ સૂઝે તેમ અને જેમ પ્રશ્નો ઊઠે તેમ જોવા છીએ. બધા ધર્મોનું જો એક વિશાળ ધર્મકુ[illegible] આ દેશમાં સ્થપાતું હોય, તો આખી માનવતા અને આખા માનવસમાજનો જેમાં અંતરભા[illegible] થાય એવો એક કુટુંબધર્મ આપણે માટે હો[illegible] જ જોઈએ. એ કુટુંબધર્મનું મૂળ સૂત્ર ; 'ઉદારચરિતાનાં તુ વસુધૈવ કુટુંબકમ્।

**પ્રશ્ન:** ગાંધીજીએ આશ્રમના નિયમો સર્વ–ધર્મ–સમ–ભાવનું વ્રત દાખલ કર્યું અ[illegible] કહ્યું કે આશ્રમવાસી બધા જ ધર્મો પ્ર[illegible] આદરભાવથી જોશે. બધા ધર્મો સાચા બધા પ્રત્યે આદરભાવ રાખવો જોઈએ [illegible]

જેમ માણસ-માણસ વચ્ચે ઉચ્ચ-નીચ ભાવ આપણે કાઢી નાખીએ છીએ તેમ ધર્મધર્મ વચ્ચે પણ ઉચ્ચ-નીચ ભાવ કાઢી નાખી બધા ધર્મો સરખા જ એમ માનવાનું સૂચવ્યુ છે, પણ તમે તો એથી આગળ જઈને સર્વ-ધર્મ-મમ-ભાવ સૂચવો છો, એ શી વસ્તુ છે એ સમજાવશો ?

ઉત્તર : સર્વધર્મમમભાવ એ કોઈ નવો સિદ્ધાંત નથી. એક સિદ્ધાંત સ્થાપન કર્યા પછી એમાંથી જ ઉત્પન્ન થતા સિદ્ધાંતોને અંગ્રેજીમા કોરોલરી કહે છે. આપણે એને ફલિત સિદ્ધાંત કહીએ. એક સિદ્ધાંતમાંથી ફલિત થતા બધા ઉપસિદ્ધાંતો મૂળ સિદ્ધાંતના ફણગા હોય છે. એક સિદ્ધાંતનું મનન કરતાં એમાથી ફલિત થતા અનેક નાનામોટા સિદ્ધાંતોનો વંશવિસ્તાર આપણને જડે છે આ મનન કે ધ્યાન જેટલું ઉત્કટ તેટલો એ વિસ્તાર વધતો જ જવાનો. ગાંધીજી તો ઋષિનું કામ કરે છે. તેઓ બીજ વાવી દે છે. સાચો ખેડૂત જેમ એ બીજમાથી ધાન્યનો રાશી મેળવે છે, તેમ ગાંધીજીએ બતાવેલા સિદ્ધાંતોમાથી આપણે આપણું આખુ જીવનશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર મેળવવાનું છે જેમ દરેક વરસે ખેતીની ફસલ વધતી જ જાય છે તેવી જ રીતે દરેક જમાનાએ પોતાના સવાલો જેમ ઊઠતા જાય તેમ પોતાનું જીવનશાસ્ત્ર તારવી કાઢવાનું છે. બધા ધર્મો સારા છે એવી ખાતરી થયા પછી બધા ધર્મો મારા છે એમ સ્વીકારવામાં વાધો શો હોઈ શકે ? સારાનો દ્વેષ કરે તે અધર્મ જ કહેવાય ને ? અને ધર્મ એ કાઈ ધનસંપત્તિ નથી કે ઉપભોગની વસ્તુ નથી કે એક લઈ લે તો બીજાનું નુકસાન થાય. એ જ વૃત્તિથી ઇસ્લામમાં જ્ઞાન વિષે કહ્યું છે, કે સત્ય જ્ઞાન જ્યાં મળે ત્યા પડ્યુ હોય, તે મુસલમાનોએ પોતાની જ ખોવાઈ ગયેલી વસ્તુ સમજી ઊંચકીને લઈ લેવુ જોઈએ.

આવી રીતે બધા ધર્મો 'સચ્ચા' છે અને 'અચ્છા' છે એની ખાતરી થઈ એટલે ધર્મ વિષે સ્વ-પર ભાવ એની મેળે ઓગળી જાય છે.

અને આપણા દેશમા તો એક જ કુટુંબમા અનેકધર્મી લોકો પણ હોઈ શકે છે. વૈષ્ણવ અને જૈનો જ્યારે અંદરઅંદર પરણે, ત્યારે કાં તો તમારો ધર્મ ખરાબ અને મારો સાચો એમ કહીને ધણી-ધણિયાણી લડી પડે અથવા બન્ને એકબીજાના રિવાજ પ્રત્યે આદરભાવ કેળવે આપણા રાષ્ટ્રપતિ કૃપલાનીનો એક ભાઈ વેદાંતી સન્યાસી છે એમના પિતા વૈષ્ણવ ભક્ત હતા બીજો એક ભાઈ મુસલમાન છે. હવે ડહાપણ શામા રહેલું છે ? ધર્મ પરત્વે કુટુંબ તોડવું કે ધર્મનું એક કુટુંબ બનાવવું ?

આપણા જૂના ધર્મગ્રંથોમાં કોકકોક ઠેકાણે ભગવાનને અસુર કહ્યું છે. પારસી ધર્મમાં તો ભગવાનને કહે છે અહુર અને શેતાનને કહે છે દેવ. પરિભાષાનો આટલો ભેદ હોવા છતા પારસી ધર્મની અને હિંદુ ધર્મની શિખામણ તો એક જ છે, કે ન્યાયથી ચાલો, પ્રેમથી ચાલો દુરાચાર છોડી દો અને સદાચારને વળગી રહો આપણા જવાહરલાલ નહેરુ જાતે કાશ્મીરી બ્રાહ્મણ છે. એમની દિકરીએ એક સદાચારી પારસી જુવાન સાથે વિવાહ કર્યો. હવે એમના ઘરમા હિંદુઓના દેવ અને પારસીઓના અહુર એક જ થઈ જવાના. એવા આજે કેટલા યે દાખલાઓ બતાવી શકાય સકુચિત વૃત્તિવાળા લોકો કહેતા હતા કે પરણવુ હોય તો બે જણમાંથી એક જણે પોતાનો ધર્મ છોડી બીજાનો ધર્મ લેવો જ જોઈએ પત્નીને જેમ સાસરે જતાંવેંત પતિની અટક, એનું ગોત્ર અને એણે આપેલું નામ ધારણ કર્યે જ છૂટકો, તેમ ધર્મ વિષે પણ થવુ જોઈએ, એમ લોકોનો આગ્રહ હતો. ખ્રિસ્તીઓમાંના રોમન કેથલિક લોકોનો વળી નવો જ પ્રકાર છે રોમન કેથલિક સ્ત્રી કે પુરુષ ગમે તે ધર્મની વ્યક્તિ સાથે પરણી શકે છે, એ વ્યક્તિએ પોતાનો ધર્મ છોડવાની જરૂર પણ નથી; પણ પરણતી વખતે બન્નેએ કબૂલ કરવું જોઈએ કે એમને પેટે થયેલ બચ્ચા કેથલિક ધર્મ જ પાળશે.

સરકારી કાનૂને વળી નવું તૂત ઊભું કર્યું. અમુક ધર્મવાળાં સ્ત્રી-પુરુષો જો નોખાનોખા ધર્મનાં હોય, તો બન્નેએ મળીને ધર્મ માત્રનો ત્યાગ કરવો જોઈએ, અને જાહેર કરવું જોઈએ કે અમે કોઈ ધર્મના રહ્યા નથી, તો જ તેઓ વ્યવહારુ લગ્ન નોંધી શકે. પહેલાં આવો નિયમ બધાને માટે હતો; પણ હિંદુ, બૌદ્ધ, શિખ, જૈન, બ્રાહ્મો, આર્યસમાજી વગેરે સંપ્રદાયવાળા આપણા લોકોએ એ કાયદા સામે સખત વિરોધ કર્યો અને હવે આપણા એ સંપ્રદાયના લોકો ભિન્નધર્મી હોવા છતાં ધર્મનો ઇન્કાર કર્યા વગર વ્યવહારુ લગ્ન નોંધી શકે છે. આમ જે ઉદારતા આ દેશમાં જન્મેલા ધર્મોએ અંદરઅંદર બતાવી એ ઉદારતા દુનિયાના બધા ય ધર્મો આપણી પાસેથી શીખી જાય, તો એમનું કશું નુકસાન થવાનું નથી. જો શૈવ અને શાક્તો અંદરઅંદર પરણી શકે, જૈન અને વૈષ્ણવો અંદરઅંદર પરણી શકે, દ્વૈતવાદી અને અદ્વૈતવાદી વચ્ચે વિવાહ થવામાં વાંધો નથી ગણાતો, તો બધા ધર્મો સાચા માન્યા પછી, એમની અંદર જો આહારવિહાર આદિ વાતોમાં અથવા રહેણીકરણી અને વિચારસરણીમાં પરસ્પર અનુકૂળતા હોય, તો વિવાહ થવામાં વાંધો શો?

અને આવા ભિન્નધર્મી વિવાહો આપણા દેશમાં નથી જ થયા એમ નથી. આર્યોએ નાગકન્યા સાથે વિવાહો કર્યા હતા. ચીન દેશની કુંવરી આપણા દેશના રાજપુત્રો સાથે પરણે તો કોઈ વાંધો ઉઠાવતું ન હતું. રામચંદ્રની એક માતા કૈકેયી અફઘાનિસ્તાનમાંથી આવેલી હતી અને ગાંધારી પ કન્દહારની રાજકન્યા હતી, એ આપણે કે ભૂલી શકીએ ?

પણ હવે આપણે આવા ઇતિહાસ સંશોધનમાં ઊંડે ઊતરવાની જરૂર નથી ઇતિહાસસંશોધકો ગમે તેટલો મસાલો પૂ પાડી શકે છે. ચાર વર્ણના લોકો અંદર અંદર વિવાહ કરતા હતા. એનાં ઉદાહરણ તો આપણે ત્યાં અસંખ્ય છે જ; આવા મિશ્રવિવાહના નિયમો પણ આપ. સ્મૃતિકારોએ વિસ્તારપૂર્વક સર્જ્યા છે; ે આપણા દેશની આજની સ્થિતિ જોતાં દરેક સ્પષ્ટ થવું જ જોઈએ કે સર્વધર્મસમભાવમા સહજ પણ સિદ્ધ થતો સર્વધર્મમમત્વ સ્વીકારવામાં કશો વાંધો નથી.

આજે આટલે સુધી જવાની જેમની હિં નથી તેઓ ઓછામાં ઓછું હિંદુ સમાજ અંદર ન્યાતિભેદ અને વર્ણભેદ કોરે મૂ મિશ્રવિવાહ કરવા-કરાવવા તૈયાર થઈ જાય તોપણ ઘણું થયું. છૂતઅછૂતને કારણે અ રોટીબેટીવ્યવહારની સાંકડી દૃષ્ટિને કારણે હિં સમાજના કકડે કકડા આપણે કરી નાખ્યા. એ કકડા સાંધીને સાચા માનવધર્મ પ્રાણ જો એ હિંદુ કલેવરમાં ફૂંકી શકીએ તે હિંદુ સમાજ સમર્થ થઈ આત્મરક્ષા માટે દુનિયાની સેવા માટે તૈયાર થશે.

★

— સંતો, સરોવર, વૃક્ષ અને વરસાદ આ ચારેયના દેહ કેવળ પરમાર્થ માટે જ છે. વૃક્ષ જાતે ફળ ખાતું નથી. નદી જાતે પાણી પીતી નથી. એવી જ રીતે સાધુસંતો પણ પોતાના ભોગવિલાસ માટે નહિ, પરંતુ પરોપકાર કાજે જ શરીર ધારણ કરે છે.

×

પશુના ચામડાનાં પગરખાં પણ થાય છે, જ્યારે આદમીનું ચામડું કશા જ ખપમાં આવતું નથી. હા, નર જો ઉત્તમ કાર્ય કરે તો નારાયણ થઈ શકે.

×

# આઝાદ હિંદનું ભાવિ

લેખક :
શ્રી. મનુ સૂબેદાર

સ્વામીજીએ આ સંસ્થાનો બોજો જેમના મજબૂત ખભા ઉપર નાખ્યો છે અને જેમણે પોતાના સદ્ભાગ્યની નિશાની ગણી આ બોજાને આનંદપૂર્વક ઉઠાવ્યો છે, તે શ્રી મનુ સૂબેદાર ગુજરાતને કે આપણા દેશને અજાણ્યા નથી એમના મુખ્ય વિષયો તો નાણાશાસ્ત્ર ને અર્થશાસ્ત્ર; પરંતુ જીવનવિકાસના અન્ય શાસ્ત્રોથી તેઓ અપરિચિત નથી, આ લેખમા તેઓ પ્રત્યેક ગુજરાતીને, હમણા જ સ્વાધીન થયેલા આપણા દેશનુ ભાવિ ઉજ્જ્વળ કરવા અંગે માર્ગદર્શન આપે છે

ઘણા યે માણસો પોતાની માન્યતા વ્યક્ત રતાં એમ બોલે છે કે "મેં આમ કર્યું છે, ારી હોશિયારીથી આમ થયું છે, મારી શળતાથી અમુક કામ મારાથી પાર પડી યું છે વગેરે." આ જાતનો દાવો મને હંમેશાં ્સીપાત્ર લાગ્યો છે, કેટલાયે નસીબદારો ાઈ પણ જાતની આવડત વગર મોટી પદવી રાવે છે, મોટા સ્થાનમાં બેઠા છે અને મોટાં ાધનોનો ઉપયોગ કરે છે. બીજી બાજુ ણાયે હોશિયાર, વિદ્વાન અને કુનેહવાળા ઓ ઘણી મહેનત છતાં કંઈ કંઈ ફાંફાં ારતા જણાય છે અને મુશ્કેલીથી વખત કાઢે . આપણી સાથે નાનપણમા શાળામાં ણા અભ્યાસ કરતા હતા તેમાંના બધા જ ્દ્ધિશાળીઓ આગળ આવ્યા નથી અને ેલાયે ઠોઠ નિશાળિયાઓ સમૃદ્ધિવાન થઈને ેલા છે.

માણસોને તક મળતાં, જે એ તકનો લાભ તો ફાયદો કાઢે છે, પણ તક મળવી એ ા પુરુષાર્થનું નહિ પણ પ્રારબ્ધનું પરિણામ . આ સિવાય, કેટલીક વખત વસ્તુઓની ંમત વધતી હોય તેવા જમાનામાં, ્ઘરેલા અને બેવકૂફીના સોદામાંથી પણ ેલાયે માણસો ફાવી જાય છે. આવી જાતની ર્યસિદ્ધિમાં સમય બળવાન છે, માણસ ળવાન નથી. એક જ કુટુંબની અંદર ચાર ાળકો હોય, તેઓને માતપિતા તરફથી મળેલી ાનસિક અને શારીરિક સંપત્તિ એક જ સરખી હોવાનો સંભવ છે; તે ઉપરાંત એક જ રીતે નાનપણના સંસ્કારો પડ્યા હોય, છતાં તેમની બુદ્ધિ અને તેમની વૃત્તિ જુદીજુદી હોય છે. આ ચારેયને તેમના કાર્યમાં સફળતા અથવા તો નિષ્ફળતા એકસરખી મળતી નથી આ રીતે જોઈ શકાશે કે "મે આ કાર્ય કર્યું અને મારી હોશિયારીથી આમ થયું છે" એમ બડાશ હાંકનારાઓની એવી બડાઈ કેટલી અયોગ્ય છે? માણસ પોતે ભલે એમ માનતો હોય, પણ કર્મવિધાતા અને ઈશ્વરેચ્છાને વચ્ચે લાવ્યા વગર આ વસ્તુ સમજી શકાતી નથી.

પૂર્વજન્મનાં કર્મોની સાંકળ આ જન્મમાં ચાલુ રહે છે, એ ભાવના આપણા દેશમાં સર્વમાન્ય છે. કેટલાક માણસોનું આરોગ્ય સારું હોય, કેટલાકને આંખો સારી હોય છે, કાન સતેજ હોય છે, દાંત સારા હોય છે, પાચનશક્તિ સારી હોય છે, મિત્રો, સંબંધીઓ અને પાડોશીઓ સારા મળે છે, નોકર અથવા તો શેઠ સારા મળે છે અને બીજી રીતે વ્યવહારમાં તેમની પાસે સારાં સાધનો હોય છે; જ્યારે કેટલાકને આમાંથી કોઈ કોઈ બાબતમાં ઊણપ અને ઓછાપણું હોય છે. આમ શા માટે થાય છે એ સમજવું સહેલું નથી. સંતો કહી ગયા છે, કે સારા કામનો બદલો સારો મળશે, પણ સારા કામના બદલામાં મળેલી કઈ સંપત્તિ વધારે મળશે અને કઈ હજી ઓછી જ રહેશે તે તો

"ગહના કર્મણો ગતિ:" એ સૂત્રથી જ સમજાવી શકાય. મને તો એમ લાગે છે, કે દરેક માણસના આ જીવનમાં કસોટી થઈ રહે છે. સારી વસ્તુ મળતાં એક માણસની વર્તણૂક કેવી રહેવા પામે છે અને એ સારી વસ્તુ નહિ મેળવનાર અથવા મેળવેલી ગુમાવી બેસનાર તે જ માણસ કેવી જાતની ભાવના ધરાવે છે, એ બધું અનેક જન્મોની લંબાતી સાંકળમાંની જુદીજુદી કડીઓમાં આપોઆપ સંકળાઈ જાય છે.

જુદીજુદી પ્રજાઓનું જીવન તપાસતાં આ વિષયમાંથી હજી વધુ જાણવા જેવી વાત બહાર આવે છે. હિટલરના જર્મનીએ ૧૧ મુલકો જીતી લીધા હતા અને 'ઇંગ્લેંડને તો કોઈ પણ વખત મારી શકીશ' એવો હિટલરને ભરોસો હતો. દુનિયાની બીજી ઘણી પ્રજાઓ તેની સામે એકત્ર થઈને આવે તો પણ જર્મનીને તેની પરવા નહોતી. આવો મહાન ેશ અને આવી મોટી પ્રજાના આજે ત્રણ ાગ થઈ ગયા છે. તે પરદેશી રાજ્યતંત્ર તે ્ સત્તાના હાથ નીચે કચડાય છે. જર્મનો વિજ્ઞાનમાં અને શોધખોળમાં પારંગત હતા. તેમને જાતિઅભિમાન ઘણું હતું અને દેશપ્રેમ પણ તેમનો ઓછો નહોતો. આજ પ્રમાણે જાપાનની પ્રજા એમ માનતી હતી કે વિધાતાએ જગતનું રાજ્ય કરવા માટે જ તે પ્રજા સર્જી છે. કળાકૌશલ્યમાં જાપાનની પ્રજા ઘણી આગળ વધતી હતી અને તેમણે અનેક કળાઓમાં પોતાની નામના મેળવી હતી. જ્યારે જાપાને પર્લહારબરમાં અચાનક અમેરિકાની સામે હલ્લો કર્યો, ત્યારે આ દિશામાં જે સિદ્ધિ મેળવતાં હિંદુસ્તાનને હજી ઘણો વખત લાગે તેમ છે, તે તો જાપાનની પ્રજા મેળવી ચૂકેલી હતી. આજે જાપાનને પરદેશી રાજતંત્રની નીચે સબડવાનો વખત આવી ગયો છે અને જનરલ મેકઆર્થરે ઘડી આપેલું પ્રજાતંત્ર સારું છે એવી વાત તેમને મને કે કમને આજે ઉચ્ચારવી પડે છે.

મારા મત પ્રમાણે આ બે દેશો એટલે જર્મની અને જાપાનની ભાવનામાં ક્યાં નૈતિક તત્ત્વની ખામી હતી, તેનું જ આ પરિણામ છે. આ દેશોને મહત્ત્વાકાંક્ષા હત પણ બીજાઓનું કેમ કરી છીનવી લઈ એવી ખોટી લાલસા પણ તેઓ સેવતા હત 'ન કલ્પી શકાય એટલું બધું આસુરી અને અમાનુષી જુલમ તેમણે બીજી પ્રજાઓ ' કર્યા; તેથી જ તેમનું પતન પણ આટલું મોટું થયું. નૈતિક હેતુ વગરની સર્વ ક્રિયાએ નિષ્ફળ થાય છે એમ હું માનું છું. બી બાજુ યુદ્ધના વિજેતાઓ તરફ નજર નાખો તો ઇંગ્લેંડની પ્રજાને આજે અનેક જાત તકલીફ ઊભી થઈ છે. મજૂર સરકાર પ મજૂરોને હાથમાં રાખી શકતી નથી. આ પ એક ઘણી સૂચક બીના છે.

જર્મની અને જાપાનની સરખામણીમાં હ આપણે હિંદુસ્તાનનો દાખલો તપાસીએ જર્મ અને જાપાનની સરખામણીમાં હિંદુસ્તાનના નસીબ કેવાં સારાં છે તે હવે આપણે જોઈએ પરદેશી રાજ્યસત્તાનો હવે અંત આવી ગયે છે. ઈસુ ખ્રિસ્ત કહી ગયા છે, કે 'પૃથ્વીને વારસો નમ્ર માણસોને જ મળશે." આ વા મને ઘણાં વર્ષો સુધી સમજાયું ન હતું. પ આજે હું ભારતવર્ષના સંબંધમાં આ સમજ્યો છું. આ દેશની પ્રજાએ કોઈને ઉપર આક્રમણ કર્યું ન હતું. પરદેશી પ્રજાઓને હાથે તેની સંપત્તિ સેંકડો વ સુધી લુટાઈ રોળાઈ ગઈ હતી. બીજાઓને હાથ અમારા ખિસ્સામાં હતો પણ અમારો હાથ કોઈના ખિસ્સામાં નહોતો. બી પ્રજાઓ કરતાં હિંદી પ્રજાનું નૈતિક ઉચ્ચપણું આ રીતે સિદ્ધ થાય છે. ઘણી રીતે આગળ વધેલી જર્મની અને જાપાનની પ્રજા આજે પરદેશી રાજ્યસત્તાના હાથ નીચે ગુલામી ભોગવે છે, ત્યારે હિંદુસ્તાન આઝાદ બન્યુ છે. અત્યારે આઝાદીના યુગની નાનીમોટી અનેક યાતનાઓ હિંદુસ્તાન ભોગવી રહ્યું

છે, પણ આ બધું થોડા વખતમાં થાળે પડી જશે. ભારતભૂમિ એ તો રત્નોની ખાણ છે, એને દરેક કાર્ય માટે યોગ્ય નેતાઓ મળી જ રહેશે, એવી મારી ખાતરી છે. દુનિયાની પ્રજાઓની ગણતરીમાં હિંદુસ્તાનનું સ્થાન ઊંચું રહેશે, એમાં પણ મને કંઈજ શંકા નથી. આ બધું હિંદવાસીઓની અથવા તો તેમાંની કોઈ એક વ્યક્તિની હોશિયારીને લીધે થયું છે એમ માની લેવું તે અયોગ્ય કહેવાય. દરિયામાં તરતા બરફના ખડકોનો આઠમો ભાગ જ પાણી ઉપર દેખાય છે અને બાકીનો જથ્થો તો પાણીની અંદર ન દેખાય તેમ રહે છે; આ જ રીતે પુરુષયત્ન ઉપયોગી અને જરૂરી છે પણ બીજાં અનેક છૂપાં કારણો પ્રજાઓના ઘડતરમાં પણ દેખાઈ આવે છે.

એક માણસ અથવા તો આખી પ્રજા માટે આ વાતમાંથી કંઈ પણ તાત્પર્ય નીકળે છે ?

હું તો એમ માનું છું કે ધર્મ અને નીતિના સિદ્ધાંતો જુદેજુદે સમયે પેદા થયેલા જુદાજુદા સંતોના મુખમાંથી છેલ્લા પાંચહજાર વર્ષમાં એના એ જ શબ્દોમાં નીકળ્યા છે અને તે વિષયમાં કંઈજ નવું ઉમેરાતું નથી. આ બધા પયગંબરોએ એક જ વાત અમલ કરી છે અને તેમાં માણસાઈ, દયાભાવ, ક્ષમા, ઉદારતા અને નિઃસ્વાર્થપણું વ્યક્તિએ અને પ્રજાએ કેળવવાની વાતને તેમણે અગ્રસ્થાન આપ્યું છે. કોઈ એક માણસને સુખ જોઈતું હોય, તો પોતાને માટે જે વસ્તુ હાથમાં આવે, તે ખેંચી લેવામાં ખરું સુખ મળતું નથી, પણ બીજા કોઈનું દુઃખ ઓછું કરવામાં અને તેને મદદ કરવાથી જ તેના ખરા સુખનો પાયો રચાય છે. પ્રજાઓના જીવનમાં પણ આ કાયદો લાગુ પડતો હશે, છતાં તેના સૂક્ષ્મ પ્રકારો એકદમ જલદી આપણી સ્થૂળ નજર વડે જોવામાં આવતા નથી. ઇતિહાસમાંથી એક વાત તો સિદ્ધ થાય છે કે બીજાઓના હકો ઉપર તરાપ મારનારાઓ વહેલામોડા પોતે જ પોતાનાં સ્વાતંત્ર્ય અને સમૃદ્ધિ ખોઈ બેસે છે. દુષ્કૃતિના બીજમાંથી સત્પરિણામનું ફળ મેળવવું કેવળ અશક્ય જ છે.

જગતમાં શાંતિ માટે એક પ્રજા અને બીજી પ્રજાની વચ્ચે જીવનધોરણમાં રહેલું અંતર ઓછું કરવું જોઈએ. આ ઉપરાંત દરેક દેશમાં જુદાજુદા વર્ગોની વચ્ચે આર્થિક સમન્વય કરવાની જરૂર છે. અત્યંત તવંગર અને અત્યંત ગરીબ સાથેસાથે રહે એ અનિચ્છનીય છે. આ સામાજિક ફેરફાર કરવા માટે આપણે આપણા દેશનાં શાસ્ત્રો અને ઋષિમુનિઓએ શીખવેલા સિદ્ધાંતો સમજવા જોઈએ. અને તેમાંથી જ યોગ્ય ઉપાય યોજવા જોઈએ. પરદેશથી આવેલી દવા બંધબેસતી ન થાય તેવી રીતે પરદેશી સોશિયાલિઝમ, કોમ્યુનિઝમ વગેરે વિચારો આ દેશના સંજોગોને માફક આવવાના નથી. સમાજનું ધોરણ ઉપર લાવવા માટે નૈતિક બળવાળા માણસોનું અસ્તિત્વ હોવું જોઈએ. જે પ્રજા નિઃસ્વાર્થપણે સમાજની સેવા કરનારા માણસો વધુમાં વધુ પેદા કરે છે, તે જ આગળ વધે છે અને ટકી રહે છે.

જે દેશમાં સ્વાર્થી, ઠગ, ચોર તથા કાળાબજારિયાઓ, નફાખોરો અને લાંચિયા અધિકારીઓ વધારે થાય તે દેશની પડતી આવે એમ આપણે માનીએ છીએ. ત્યારે જે દેશમાં સારા માણસો અને નિઃસ્વાર્થપણે બીજાઓનું કામ કરી આપનારા સેવાભાવી સજ્જનો પેદા થાય, તે દેશ ચઢતો થાય અને તેની ઉન્નતિ થાય એમ માનવામાં આપણને આંચકો કેમ લાગવો જોઈએ ? સમાજમાં બધા થોડે અંશે સચ્ચાઈ તરફ વળે અને ઘણા માણસો લોકહિત અને જનસેવાના કાર્યમાં પ્રવૃત્ત થઈ જાય તેનો આધાર ઘણી વાતો પર રહેલો છે. કુટુંબમાં વર્તન કેવું હોય છે, શાળામાં શું શિખવાય છે, સાહિત્ય અને વાંચન કેવું રહે છે, હરિકથા, સત્સંગ અને

બીજાં સાધનો જેમાંથી સદ્‌વિચાર ઊભો થાય છે તેવી સંસ્થાઓ કેટલી હદ સુધી પ્રગતિ કરે છે વગેરે સવાલો ઊભા થાય છે, પણ અહીં લંબાણથી તે સર્વ ચર્ચી શકાય તેમ નથી. કામ કર્યા વગર અગર તો ઓછા કામથી ગમે તે રીતે સાધન કેમ મેળવી લેવું એવો વિચાર ધરાવનારા અને સમાજની વિરુદ્ધ અનેકાનેક ગુના કરનારાઓને અંકુશમાં આણવા હોય, તો વર્તમાનપત્ર, સિનેમા, રેડિયો વગેરેનાં જે તત્ત્વોથી સ્વાર્થવૃત્તિ અને હલકટપણું વધી જાય છે, તેમને કાબૂમાં રાખવા જોઈશે.

માનવજાતના બધા સંતોએ પોતાના ઉપદેશો કોઈ એક વ્યક્તિને કે એક રંગની કે એક દેશની પ્રજાને ઉદ્દેશીને ઉચ્ચાર્યા નહોતા. જુદા કાળમાં અને જુદા દેશમાં થયેલા સંતોની વાણીમાં એક જ જાતની અસ્ખલિત નીતિની દોરવણી દેખાય છે. જ્વાળામુખીમાંથી બહાર પડતો રસ, જે 'લાવા' કહેવાય છે, તે થોડા જ સમય પછી પ્રવાહી મટી નક્કર બની જાય છે; તેવી જ રીતે તેના મરણ પછી તેના અનુયાયીઓ મોઢામાં તેનું નામ ને હૃદયમાં બીજાઓની સાથેનો પ્રભાવ લઈને ઝગડા કરવા મંડી જાય છે. આખી મનુષ્યજાતિમાં આ જાતની ભૂલ વખતોવખત જોવામાં આવી છે. મૂળ સિદ્ધાંતોમાં રહેલી એક ભાવના વિસરી જઈને જેની સાથે ઘણાં વર્ષોનો પડોશ હોય અને વસવાટ હોય ને વ્યવહાર હોય, તેવાઓને જ દ્વેષભાવથી ઇજા કરવાનો પ્રયાસ શરૂ થઈ જાય છે. તેમાં શી ઘટના રહેલી હશે તે મને હમણાં સમજાતું નથી. પણ આટલું તો હું ચોક્કસપણે માનું છું, કે કારણ વગર કંઈ બનતું નથી અને જે બીનાઓ બની રહી છે તે હવે પછી બનનારી વાતોની કારણભૂત થાય, એવી મોટી લાંબી કાર્ય–કારણની પરંપરારૂપે એક સતત સાંકળ છે. એકની તેમ જ અનેકની ઉપર સત્તા ભોગવતા નૈતિક કાયદાઓ વિજ્ઞાન અને પદાર્થોના કાયદાના જેટલા જ સચોટ કામ કરી રહ્યા છે. તે સૂક્ષ્મ છે એટલે દેખાતા નથી. દરેક વ્યક્તિથી દરેક વખતે આ કાયદા કેમ કામ કરે છે તે જોવાતું કે સમજાતું નથી; પણ અસર તો અચૂકપણે થયા જ કરે છે. ઘડિયાળ, ફાઉન્ટનપેન, લિફ્ટ, રેલવેએંજિન, વિમાન, રેડિયો, મોટર વગેરે દૂર ઊંડાણમાં વસનાર કોઈ ગામડિયાના જોવામાં પહેલી જ વખત આવે, ત્યારે એને કુતૂહલ ને આશ્ચર્ય થાય. આ વસ્તુ વાપરનારાઓ પણ હંમેશ તે કરામત સમજતા નથી હોતા. નૈતિક વિષયોમાં કામ કરી રહેલા સૂક્ષ્મ કાયદાઓ સંબંધે ઘણા માણસો શંકા કરે છે; પણ આ કાયદાઓ કામ કરી રહ્યા છે તે તો અનેક વખત ચોખ્ખું સમજાય છે. એક વ્યક્તિનું કાર્ય સિદ્ધ થાય અને બીજાને એ જ કાર્યમાં નિષ્ફળતા મળે એ પ્રસંગો તો આપણે ઉપર જોઈ ગયા. જુદીજુદી ન્યાતો, વર્ણો, જાતો અને પ્રજાસમૂહો માટે પણ આ કાયદાઓ કામ કરી રહ્યા છે, એમ જો આપણે સમજીએ તો બીજાઓની સાથેના વ્યવહારમાં સત્ય, આદર અને ચોખ્ખાઈ કેળવી શકીએ. અંધારામાં પડેલાઓને કોઈ માણસ રોશની લઈને રસ્તો દેખાડવા આવે, ત્યારે તેઓ રાજી થાય છે; પણ હિંદુસ્તાનનો યુવકવર્ગ આજે આ બધું સ્પષ્ટપણે ન સમજતો હોવા છતાં પણ ઋષિમુનિઓએ જે ચોખવટ કરીને જે ઉપદેશ આપ્યો છે તેને અવગણે છે. જેણે ઊંચી ઇમારત ખડી કરવી હોય, તેણે ઊંડો પાયો ખોદવામાં આળસ ન કરવી જોઈએ. તે પાયો મજબૂત કરવો જોઈએ. આઝાદ હિંદનો ઇતિહાસ જો એક મોટી પ્રજાનો ઇતિહાસ થવાનો હોય, તો પરદેશી રાજ્યમાંથી ઉત્પન્ન થયેલી અનીતિને ખસેડી પ્રજામાં નૈતિક બળ વધારવાની કોશિષ કરવી જોઈએ. શા કારણથી એક માણસનું અને સમસ્ત પ્રજાનું આ બળ વધે છે અને શા કારણથી ઘટે છે તેનો આપણે અભ્યાસ કરવો જોઈએ.

આ દેશમાંના દરેક હિંદીની મોટામાં મોટી

રજ એ છે, કે તે પોતે અથવા તેની તેની
તિની કે પ્રાતની જનતા બીજા પુરુષોના કરતાં
ચી અથવા ઊંચી છે એવી ભાવના છોડી દેવી
ઇએ અને સમાનતા ઉપર વધારે ભાર મૂકવો
ઈએ ભારતનું ભવિષ્ય તેજસ્વી બનાવવું
ય તો જ્યા જ્યા ધર્મનો, પ્રાંતનો, વર્ણનો કે
વો બીજો કોઈ પણ જાતનો ભેદભાવ દેખાય
યા ત્યાં આ ભેદના બને છેડા પર એક પૂલ
ખી દેવો જોઈએ કે જેથી આપસઆપસમા
ળવામળવાના પ્રસગો વધારે થાય અને
રસ્પર સમજૂતી વધે કોમવાદ અથવા તો
તિયતાની ભાવના ધરાવનારાઓ પોતાના
શને વધુમા વધુ નુકસાન કરે છે, અને કોમી
ભાષાના કે ન્યાતના અથવા તો બીજા
ફાવતોને લઈને પોતાની તેમ જ બીજાઓની
ગતિના માર્ગમા અડચણો ઊભી કરે છે
નિયાભરમા આજે એક જગતની અને એક
જ્યસત્તાની ભાવના એ જ અહિંસાનો પાયો
ખશે અને તેને લીધે જ પરસ્પર દ્વેષથી તથા
રસ્પર વિરોધથી થતા વિગ્રહો બધ થશે.
આ માર્ગ લાબો અને ઘણી તકલીફવાળો
આથડતીઆથડતી માનવપ્રજા છેલ્લે એ
ધ્યેયને પહોંચશે, ત્યારે જ સુખી થશે પણ આ
ઠેકાણે જલદી પહોંચી જવાય અને કરોડો
માણસોને ખોટી રીતે ખમવી પડતી વિપત્તિઓ
ઊભી ન થાય તે જોવાની દરેકની ફરજ છે

આખી દુનિયાની સુધારણા દરેક માણસથી થતી નથી પણ પોતાના સહવાસમા આવનારાઓ તથા આસપાસના પાડોશીઓથી શરૂઆત કરવાનો હક બધાને છે 'હક' શબ્દ આપણા દેશમા નહોતો આપણે ત્યા 'અધિકાર' એટલે કે યોગ્યતા શબ્દ વપરાય છે એટલે દરેક સ્ત્રીપુરુષની આ મોટી ફરજ છે એમ કહીએ તો જ વધારે યોગ્ય કહેવાય હિંદુસ્તાનનું ભાવિ હિંદુસ્તાનની પ્રજાના હાથમા છે અને દરેક પ્રજાજન એ શુભ કાર્યમા ફાળો આપી શકે તેમ છે, એમ મને લાગે છે ગીતા કહે છે તે 'સ્વધર્મે નિધન શ્રેય પરધર્મો ભયાવહ ' તથા ઋષિમુનિઓએ શીખવેલો 'સ્વધર્મ ' તે જ આપણે માટે સારો છે અને બહારથી આયાત થયેલી ભાવનાઓ વિપરીત છે અને તેમાં ભય રહેલો છે, એ આપણે કદી વિસરી જવુ જોઈએ નહી

★

'માતપિતાની સેવા એ પરમ ધર્મ છે ' એક પિતાએ કહ્યુ

"અમને ઉછેરવા, અમને શરીર, મન અને આત્માની કેળવણી આપવી એ માતપિતાનુ કર્તવ્ય છે ' એક પુત્રે કહ્યુ

'જે પુત્ર માતપિતાની અવગણના કરે છે, તે નર્કનો અધિકારી છે ' બીજા એક પિતાએ કહ્યુ

'જે માતપિતા પોતાનો ધર્મ નથી પાળતા, તે આ જીવનની જ પાછલી અવસ્થામા નર્કના દર્શન કરે ' બીજા એક પુત્રે કહ્યુ



"માતપિતાનુ ઋણ અદા નહિ કરનાર પણ પાપી છે ' ત્રીજા એક પિતાએ કહ્યુ

'પ્રભુએ સોંપેલા અસહાય અને અશક્ત બાળક પ્રત્યે બેદરકાર રહેનાર પ્રભુનો ગુનેગાર છે ' ત્રીજા એક પુત્રે કહ્યુ

આકાશમાથી અવાજ આવ્યો 'બીજાના ધર્મનો નિર્ણય તમે ન કરો, તમારો ધર્મ તમે બજાવો વ્યક્તિઓ પોતાનો ધર્મ બજાવતી થઈ જશે, તે દિવસે આખી પૃથ્વી ધર્મમય થશે તમે જીવો માટે કુટુબ શીતળ છાયડારૂપ બનશે, તે દિવસે કુટુબની વ્યવસ્થાનુ તંત્ર કડકાઈથી કે લોકલાજથી નહિ ચાલે, પણ પ્રેમના કાચા તાતણાથી ચાલશે '

મને થયુ કે દરેક માણસ પ્રથમ પોતાના જ ધર્મનો વિચાર કરે એવો શુભ દિવસ ક્યારે આવશે ?

×

# સૌંદર્યની ઉપાસના

લેખક:
ડૉ. હરિપ્રસાદ દેસાઈ

ગુજરાત અને અમદાવાદ દાક્તરસાહેબને લેખક, સમાજસુધારક, લોકસેવક અને રાજનીતિજ્ઞ તરીકે સારી રીતે ઓળખે છે. જીવનનો પરમ આનંદ પ્રાપ્ત કરવા કેવી સૌંદર્યદૃષ્ટિ કેળવવી જોઈએ, તે આ પ્રવચનમાં તેઓ સમજાવે છે અને ખૂબ રસિક રીતે એમણે જોયેલાં અનુપમ દશ્યોનો પરિચય આપે છે.

લોર્ડ એબરીનું એક પુસ્તક મેં હમણાં જ વાંચ્યું. એમાં એણે લખ્યું છે કે એક ખ્રિસ્તી સાધુ આલ્પ્સ પર્વત ઉપર રહેતા હતા. લોર્ડ એબરીએ ત્યાં જઈ પૂછ્યું:

'કેમ અહીં રહેવા આવ્યા છો?'

ત્યારે સાધુએ કહ્યું: "મને તાવ આવ્યો, સખત મુઝારો થયો ને હું મરી ગયો. સ્વર્ગમાં ગયો ત્યારે દેવો મારી આસપાસ ફરી વળ્યા ને મને કહે:

'અમે બધાયે તમારી પૃથ્વી વિશે ઘણું ઘણું સાંભળ્યું છે. એની સુંદરતા અપાર છે. ત્યાંનાં સૌંદર્યધામોનું વર્ણન ન કરો?' ... કહ્યું:

'હેં શું ખરેખર પૃથ્વી એટલી બધી સુંદર છે? મેં તો મારી તપશ્ચર્યામાં કશું યે જોયું જ નહિ. કૃપા કરી મને પાછો મોકલો. સાધુ તરીકે મેં તો કેટલાયે લોકોને ઉપદેશ આપ્યો છે કે આ પૃથ્વી પાપથી ભરેલી છે. એમાં આટલી બધી સુંદરતા હશે એની મને શી ખબર?' અને દેવોએ કૃપા કરી મને પાછો મોકલ્યો છે. સૌંદર્ય જોવાનો નિર્ણય કરીને સુંદરતા માટે પ્રખ્યાત એવા આ આલ્પ્સ પર્વત ઉપર હું રહું છું."

આપણને આજે શિખવાડવામાં આવે છે: જડ ચેતન ઉપર ચઢી બેઠું છે. એમાંથી મુક્તિ મેળવો—આવો ખ્યાલ સૌંદર્યના ઉપાસકે છોડી દેવો પડશે.

પૃથ્વી સુંદર છે, અત્યંત સુંદર છે. સમજીએ, ઊંડા ઊતરીને જોઈએ, તો એ સુંદરતા આપણને દેખાય છે. હૃદયની બારી બંધ રાખ્યે સુંદરતા જણાતી નથી. સૌંદર્ય જોવાની ટેવ હોય તો ધૂળમાંથી યે સુંદરતા મળે છે. સાબરમતી કિનારે એક ગામ છે, ત્યાં એક ટેકરો ... ચોમાસામાં હોમરૂલ લીગ વખતે અમે ત્યાં જતા. શી એ સૌંદર્યમુગ્ધતા હતી! આવા સરસ દશ્ય માટે ત્યાં વસતા કુંભારને હું મુબારકબાદી આપવા ગયો. તે કહે:

'હા, અહીં પૂર આવે છે, ત્યારે અમા[રી] ખાઈડીઓને ભૂસકા મારવાના ઉપયોગમાં ટેકરો આવે છે ખરો.'

એની દૃષ્ટિ કેળવાયેલી નહોતી.

ગંગાકિનારે સુંદરવનમાં હોડી ફેરવનાર[ને] સુંદરતા માટે મુબારકબાદી આપી. ત્યા[રે] એ કહે:

'માછલાં પૂરાં મળતાં નથી, પેટ ભરાતું નથી, શરદી ઘણી જ થાય છે.'

એની યે આંખ કેળવાયેલી નહોતી.

હિમાલયમાંના નૈનિતાલ જેવી સુંદર જગ્યા એકે નહિ હોય. કહે છે કે દક્ષપ્રજાપતિ[ના] યજ્ઞમાં સતી પાર્વતી યજ્ઞમાં પડયાં[,] આપઘાત કર્યો, ત્યારે શિવ એમને અર્ધ[ી] લઈ જતા હતા, ત્યારે એમનું એક ન[યન] અહીં નીકળી પડ્યું. સતીનું નયન! માટે એ સ્થળને નૈનિતાલ કહેવામાં આવે છે. ચ[ારે] તરફ શાંતિ! આનંદનો પાર નહિ. ત્યાં[ના] એક માણસ સાથે વાતચીત થતાં એણે કહ્યું

'જી હાં, હમ તો પહાડી ભૂમિ પર રહતે હૈં, આપ તો સપાટ ભૂમિ પર રહતે હૈં'

નૂરજહાં એટલે તો સારી યે દુનિયાનુ[ં] તેજ. જહાંગીર પાસે એક સંન્યાસી ગ[યા]

ગુજરાત ... ૭૧૨૯

દરવાને રોકયો પેલાએ કહ્યું કે ‘ મારે બાદશાહને મળવુ છે જહાંગીરને સદેશો મળતાં એને થયું એ ક સંન્યાસી થઈને અહીં સુધી આવ્યો છે, નક્કી કામ હશે’ અને બાદશાહ ગયો. સન્યાસીએ પૂછ્યું

‘નૂરજહાં તમારી ઓરત છે ?’

‘જી હાં’

‘મારે જોવી છે ?’

બાદશાહને આશ્ચર્ય થયું. પણ એ તો ઓઝલ પડદામા રહે. શી રીતે દેખાડી શકાય ? છતા બાદશાહને કુતૂહલ થયું—સન્યાસી છે, એની પાછળ નક્કી કંઈ છૂપો ભેદ હશે. જહાંગીરનું દિલ કવિનું હતું નૂરજહાંને બોલાવી મગાવવામાં આવી. એને બધી રીતે જોયા પછી સન્યાસીએ અભિપ્રાય આપ્યો

‘અરેરે, આ તો બધી ઓરત જેવી જ છે. શા માટે તેં એના પતિને મારી નાખ્યો?’

જહાંગીરે જવાબ આપ્યો ‘મેરી આંખોંસે દેખો તો ?’

લયલામજનુ માટે પણ મજનુએ કહેલું મારી આંખથી એને જો ’ આંખ કેળવાતી નથી, કે કેળવાયેલી હોતી નથી તો બધી યે વસ્તુ જડ જેવી લાગે છે.

અત્યારે તો આપણે પેલા સાધુની માફક દુનિયાની નિંદા જ કર્યા કરીએ છીએ, પરતુ તારાઓ, વસતઋતુ, સુદરતા, સમુદ્રો, પહાડો એનું અગાધ છે એમનુ સૌંદર્ય ! ઘાસ જુઓ, કમળીનાં પાન જુઓ, મકાઈ જુઓ આપણે જોઈએ છીએ ત્યારે ખબર પડે છે કે એકલા પહાડોમાં, કે સમુદ્રોના સગમોમા કે જહાંગીરની આંખોમાં જ સૌંદર્ય નથી, સૌંદર્ય ઠેરઠેર છે

માટી ખાય છે એવા અપરાધની શિક્ષારૂપે યશોદાએ જ્યારે કૃષ્ણના મુખમાં જોયું, ત્યારે મા તો માટીના પિંડને બદલે સૂર્યો, મહાસૂર્યો, તારા ને આખું યે બ્રહ્માંડ દેખાયુ. ને મારવાની સોટી હાથમા ને હાથમા રહી ગઈ પણ જશોદા જેવું આપણું નસીબ કયાં ?

કાંકરિયા તળાવમાં નગીનાવાડી છે. ત્યાનું સૌંદર્ય અનુપમ છે. કાંકરિયું જાણે ક્ષણેક્ષણે રૂપ બદલે છે. અધારી રાતે, ચાંદની રાતે, બેસું છું ત્યારે મને લાગે છે ‘હું બાદશાહ છું. કુતુબુદ્દિન કરતા યે વિશેષ. નહિ સભાળવાનુ, નહિ ચોકી રાખવાની, નહિ ખર્ચ ને છતાં યે બાદશાહી !’

મદ્રાસમા એકવેરિયમ છે એકવેરિયમ એટલે જળચર-સંગ્રહ ત્યા ભીંતો પર કબાટોમા કાચની દીવાલોમાં અનેક જુદીજુદી જાતના પ્રાણીઓ છે. જે જળચરને જેવા પાણીની જરૂર હોય તેવુ ખારુ, મીઠું, વધારે ઓછું ગરમ—બધી યે જાતના પાણીમાં એમને રાખવામા આવ્યા છે કોઈ ઊભા રહે, કોઈ ઊથલતા હોય, કોઈ ફરતાં હોય, કોઈ આપણને આશીર્વાદ આપતા હોય

ને ત્યા એક જ સ્થળે, ન પલળાય, ન આંખ, કાન કે મોંમા પાણી જાય, છેક દરિયાની નીચે જાણે રહેવા ગયા હોઈએ એમ લાગે.

કેટલીક માછલીઓ સામે જોતી હોય, કેટલીક તમે હોવ છો, તેની પરવા સરખીયે ન કરતી હોય અને રંગબેરંગી, કોઈ એરિંગ જેવા, કોઈના શરીરમાં તો વીજળીઓ ને દરિયાઈ ઘોડા ! દરિયાઈ ઘોડાની જમાતમાં રિવાજ એવો છે કે નરને બાળબચ્ચાં સોંપીને માદા ફરવા નીકળી પડે આપણામાની કેટલી યે સ્ત્રીઓ એવુ સુખ ઇચ્છવા તૈયાર થઈ જાય !

એમાની એક એક ચીજ પાછળ કલાકોના કલાકો ગાળો, દિવસોના દિવસો ગાળો, તોયે ધરાઈએ નહિ ! એ સૌંદર્યદર્શનનો મોહ હજી પણ છૂટી શકતો નથી.

ખાઈએ, મોટરમા ફરીએ પણ એ બધાથી સૌંદર્યદર્શનનો આનદ તો કોઈ અદ્ભુત હોય ! બીજું સૌંદર્યદર્શન મેં પૂનામાં કર્યું.

ત્યાંની ધારાસભા વખતે, જ્યારે માત્ર ભાષણો ને ભાષણોનો જ કાર્યક્રમ હોય ત્યારે નાસી જઈએ. એક વખત ફૂલોનું પ્રદર્શન જોવા ગયા. પ્રદર્શનનો વહીવટ ૬૦ વર્ષના એક પારસી મોબેદ કરતા હતા. તે પણ ખાસ્સો કસબી ખેસ ઓઢીને આવ્યા હતા. આખો બાગ સુરુચિકર બની ગયો હતો. રંગરંગવાળાં ફૂલો. અરે, ત્યાંના થોરિયા પણ મજાના શોભતા હતા. આ ફૂલોના પ્રદર્શન માટે ચંદ્ર જાણે સ્વયં આવ્યો હોય, એમ લાગતું હતું. ફૂલોની મોટર ને ફૂલોની સાયકલ–મોહક ફૂલો! આવાં પ્રદર્શનો થાય ત્યારે પૂના જઈ આવજો. ત્યારે સુંદરતાના ભગવાનને જોવા બહુ દૂર નહિ જવું પડે.

એવો જ ઉત્તમ બગીચો છે ઉત્‌કામંડનો, સાત માળનો બગીચો. લોર્ડ વિલિંગ્ડને તૈયાર કરાવ્યો હતો. ત્યાંના થોરની બેન ખરસાણીનાં ફૂલો તો કમળો કરતાં યે સુંદર હતાં.

કહે છે જાપાનમાં સ્ત્રીઓને કન્યાકેળવણી તરીકે ફૂલ ગોઠવવાનું શિક્ષણ આપવામાં આવે છે. ભગવાનને જેમણે વાદળમાં જોયા થી તે લોકો એમને દીવાનખાનામાં સદેહે જોઈ શકશે. ઊટીના પ્રદર્શનમાં તો આપણે જે વૃક્ષોની લગારે કિંમત ગણતા નથી એવાં વૃક્ષોનું એ પ્રદર્શન હતું. જાપાનમાં એક જ રંગ, માત્ર ભૂરો જ પ્રિય હોય છે અને એનું ત્યાં ઘણી વખત પ્રદર્શન ભરવામાં આવે છે.

ગોસાંઈ મહારાજને ત્યાં મારા મામાનો છોકરો રહેતો. તે મને કહે:

'સવારે પાંચ વાગે મંદિરનાં દર્શન કરવા આવશો?'

આમ તો હું પૂરો નાસ્તિક, પણ અત્યંત આગ્રહને વશ થઈ ગયો. સાડાપાંચે ગોસાંઈજી મહારાજ ધોળો વેશ પહેરીને નીકળ્યા. ધોળો વેશ, મોગરો ને ગુલાબનો દેવની પાછળનો પડદો. ભૂરો રંગ, સારંગી–સંગીત. અરે, તે વખતે મંદિરની પૂતળી પણ જાણે સંગીતમાં સૂર પુરાવતી હોય એમ લાગતું હતું. સમયને અનુકૂળ એ ફૂલો હતાં. પૂજાવિધિની રચનામાં ફૂલોનું સૌંદર્ય ઓર હોય છે. પણ એનામાં એવી તાકાત છે, કે જડ લોકોનાં દિલ પણ ઊઘડી જાય. મને આનંદની ધ્રુજારી થઈ, ફૂલોમાં સૌંદર્યનારાયણનાં મેં દર્શન કર્યાં નરસિંહરાવે પોતાના પહેલા પુસ્તકનું નામ પણ એટલા જ માટે 'કુસુમમાળા' રાખ્યું હતું ને?

" દાર્જિલિંગમાં એક ચક્રમ હતો. તેણે વિવિધ જાતનાં પતંગિયાં એકત્રિત કર્યાં હતાં. એ ફૂદુકીડી જેવાથી માંડીને તે ઠેઠ મોટામાં મોટા થાળી જેવડાં પતંગિયાં હતાં. શી રંગોની જમાવટ! અનાર, કસબ, કિનખાબ ને મખમલ જેવું લાગે. પતંગિયાંની પાંખોના રંગોની મિલાવટ તો મહાન ચિત્રકારોએ ન કરી શકે. મદ્રાસના પેલા જળચરસંગ્રહાલયમાંની દરિયાઈ દુનિયા જેવા જ અહીંનાં પતંગિયાં પરના રંગો હતા.

સૌંદર્ય આંખમાં છે એ માટે આકાશ પાતાળમાં શોધ ચલાવવાની બિલકુલ જરૂર નથી. ઉપમામાં, નાનાલાલ કહે છે, આપ 'ચંદ્રરાજ' કહીએ છીએ એ ખોટું છે ચંદ્ર એક અમાસ કે બહુબહુ તો પડવા સુધી નથી દેખાતો, પણ પછી બીજથી એનું દર્શન થવા માંડે છે, પણ એ તો તમે એ ન જુઓ તો બિચારા ચંદ્રનો શો વાંક?''

આ ફૂલો, આ પતંગો, સૂર્યોદય ને સૂર્યાસ્ત, હમણાંની વર્ષાઋતુનાં વાદળાંની અપાર ભભક, આ બધી વસ્તુઓ જે આનંદ આપે છે, તે પૈસામાં કે ઇંદ્રિયસુખોમાં, યા તો ખાવાપીવામાં મળતો નથી.

યાત્રાનાં ધામોમાં યે સૌંદર્ય ભરાઈ બેઠું હોય છે, નાચતું, સૂતું, દોડતું હોય છે: એ જગાડવાનું કાર્ય આપણું છે.

કોઈ રશિયાના સંગીતાચાર્યે હિંદ માટે કહ્યું હતું કે હિંદના જેવું અદ્‌ભુત સૌંદર્ય

ભાજે ક્યાંયે નહિ મળે! સંગીત દ્વારા સૌંદર્ય
ગજ ને કાનને રસ્તે અંદર પહોંચે છે
ાનસેન હજાર વર્ષે ઉત્પન્ન થાય છે અકબર
એનું અભિમાન લેતો હતો એના ગીતો
ાંભળતાં રાજાની બધી ચિંતા દૂર થતી હતી
ાનસેન તો હતો દરબારી ગવૈયો–પગાર ને
ાજ્યની મહેરબાની પર જીવનારો

અકબરે એક વખત પૂછ્યું 'તારા કરતાં
ાઈ વધારે મોટો ગવૈયો છે ખરો?'

તાનસેન કહે 'હા, મારા ગુરુ હરિદાસ છે
ગા નદીને કિનારે છે પણ એ તો બાદશાહોના
ાદશાહ જેવા છે મોજમાં આવે ત્યારે ગાય
એ તમને બાદશાહ જાણે તો તો સમૂળગા
ાય જ નહિ'

પછી તાનસેન અકબરને નોકરને વેશે
ઈ ગયો હાથમાં સારંગી પકડાવી ઊચકી
વી પડી, શું કરે સાંભળવાનો રસ હતો
પાસે ગયા ને તાનસેને જોયું કે હરિદાસ
ગાવાની લહેરમાં નથી

અને રાગ બેસતો નથી એમ કરીને તાનસેને
ટો દીપક રાગ ગાયો ખોટો ગવાયો એટલે
હરિદાસ તરત જ ચઢ્યા ને બરાબર
પક રાગ ગાયો એ રાગથી આપણે કહીએ
એ દીવા થાય પણ એ દીવા તો હૃદયમાં
ાના હરિદાસ ભગવાનને ખુશ કરવા માટે જ
ાત્ર ગાતો હતો

સૃષ્ટિનું સૌંદર્ય જોયું, સંગીતનું જોયું હવે
ત્રને શિલ્પનું જોઈએ મહીસુરમાં વેંકટાપ્પા
ીને એક બ્રાહ્મણ, તે શિલ્પી સંગીતકાર ને
ત્રકાર રવિશંકર રાવળ ને હું સાથે ગયા
ા જોયા પછી અમને થતું કે દેશમાં
કટાપ્પા જેવા કલાકારો જીવંત છે તેને
ારાજ મળશે જ

કોઈ અંગ્રેજે એમને મહેણું માર્યું કે
મે હિંદીઓ તો સૃષ્ટિસૌંદર્યના ચિત્રો
હે ચીતરી શકવાના એ યશ તો હોલેન્ડ
ઇંગ્લેન્ડને જ ફાળે જવાનો'

ને એટલે એ ગયા ઊટી–ઉતાકામંડ
ચુસ્ત સ્વયંપાકી હતા, પણ તેમે છોડ્યું
નીલગિરિમાં વાસ એમ સીમાં માત્ર બાર
આનામાં જ ઉદરનિર્વાહ કરી ચલાવી લેતા
તે વખતે બ્રહ્મભટ્ટ એમણે ખાણુ પર મૂક્યુ
કયા સૂવું, કયા ખાવું એ મોટો સવાલ
નહોતો ત્યાં કહી યે પારો ૫૫° ડીગ્રીથી
વધતો જ નથી એવી ઠંડી રાત્રે અંધારામાં, કે
વરસાદ વરસતો હોય ત્યારે, એકલા બેસી
વિશ્વના ચિત્રો જુએ ને પછી એ ચીતરે છ કે
સાત ચિત્રો એમણે બનાવ્યા વેંકટાપ્પાએ
જે સૌંદર્ય જોયું તે અમે ઘણી યે વખત ત્યાં
ગયા હતા છતાં નહોતું જોયું પણ એ ચિત્રો
જોયા પછી જીવન સફળ થયું લાગ્યું
મહીસુરના રાજાએ એ ચિત્રો માગ્યા પણ
એમણે કહ્યું 'ચિત્ર નહિ આપું' લંડન
બ્રિટિશ મ્યુઝિયમના ક્યુરેટરે વેંકટાપ્પાના
ચિત્રો જોયાં ને કહ્યું

'મેં ઘણાં યે ચિત્રો જોયા છે પણ આવાં
નથી જોયા'

વેંકટાપ્પાએ ત્યારે જવાબ આપ્યો
'હાં શ આજ મારી માતૃભૂમિનું મહેણું
ટળ્યું' વેંકટાપ્પાએ ઇંદિરા ગાયકવાડ
પાસેથી, પોતાના ગત પતિનું ચિત્ર ચીતરવાના
અમુક રૂપિયા કરાવ્યા વેંકટાપ્પાએ કાગળને
બદલે હાથીદાંત પર એ કામ કર્યું ચિત્ર
એવું સરસ બન્યું કે વેંકટાપ્પાને એ મંટે
ઇંદિરાએ રૂપિયા આપ્યા, પણ ચિત્ર ન
લઈ ગયા કહે

'આબેહૂબ ચિત્ર જોઈ પતિ યાદ આવે
ને જીવ બળે''

વેંકટાપ્પાને કોઈકે કહ્યું કે શેષણ્ણાપ્પા
મરવા પડ્યા છે ને જીવ ગતે થતો નથી
વીણા એક ઉત્તમ સંગીત વાજિંત્ર છે
કર્ણાટકીઓનું એ ઉત્તમ સંગીતવાદ્ય મણાય છે

વેંકટાપ્પાએ ત્યાં જઈ પ્રતિજ્ઞા કરી, કે
'જાઓ, વીણાનો એ વારસો હું સાચવીશ
ચિત્રો છોડી સંગીતની આરાધના કરીશ' ને

ત્યારથી એ સંગીત પાછળ પડ્યા.

એમણે પોતાનું જ એક ચિત્ર દોર્યું છે. એમાં એક બાજુ ચિત્ર ને બીજી બાજુ સંગીત છે. બન્ને વચ્ચે પોતે ઝોલાં ખાય છે. જ્યારે મેં એમને વીણા સંભળાવવાનું કહ્યું ત્યારે બોલ્યા:

'મને તો સાધારણ આવડે છે. અસાધારણ આવડશે ત્યારે સંભળાવીશ.' ફરીવાર જવાનું થયું પણ એક જ દિવસ રહેવાનું હતું. બપોરે ગયા, કહ્યું: 'વીણા!'

વેંકટપ્પા: 'હા, હવે વીણા આવડે છે. સરસ્વતી કેવી બજાવતી હશે, નારદ કેવી રીતે વગાડતા હતા તે પ્રમાણે કલ્પના કરી હું વગાડી શકું છું. એ માટે એક ખાસ વીણા પણ બનાવેલી! પણ અત્યારે નહિ, સાંજે આઠ વાગે પ્રાર્થના વખતે આવો.'

અમારે તો જલદી આવતા રહેવાનું હતું. વીણા સાંભળવાની ન મળી! એમણે મહારાજાના મહેલ માટે ધોળાં ઉપસાવેલાં ચિત્રો દોર્યાં છે: રામની શોધમાં હનુમાનનું એક ચિત્ર હતું. રામ હનુમાનને વીંટી આપે છે; પણ હનુમાનનું એ ચિત્ર! અદ્ભુત! રામના મનમાં ખિન્નતા છે, હનુમાનના મનમાં પણ ચિંતા છે, કેમ જાણે વિચારતા ન હોય, આટલા બધામાંથી આ કાર્ય માટે મારી જ પસંદગી કરવામાં આવી છે, તો તે કામ માટે હું લાયક થઈશ નહિ! પરંતુ આવાં બધાં ચિત્રોમાં કહ્યું: 'કેમ સીતા આવી?'

વેંકટપ્પાએ જવાબ આપ્યો: '[illegible] ખોટી છે?'

એક મિત્રે મને પાછળથી કહેલું: 'એ નૈષ્ઠિક બ્રહ્મચારી છે. એમને બીજી કોઈ સ્ત્રીઓ[illegible] નથી, સિવાય એમની એક વૃદ્ધા માસી. પછી કલ્પના તે એવી જ હોય ને?'

આવો છે એ વેંકટપ્પા!

મને રવિશંકર રાવળનું એક ચિત્ર યા[illegible] આવે છે. એમાં ભવિષ્યની ગુજરાતણની એમ[illegible] કલ્પના કરી છે. એના હાથમાં વીણા છે. પા[illegible] હરણ છે, દીવાને આમ ને દીવાને ખાસ જે[illegible] જૂનો કઠેરો છે. એ દ્વારા એ બતાવવા માગે[illegible] કે એ સંગીત, સાહિત્ય ને કળાની શોખીન થ[illegible] અત્યારની સ્ત્રીઓ નૃત્ય ને સંગીતની શોખ[illegible] તો થઈ છે; પણ કળાના ઉપાસકોને હું ચેતવણી આપવા માગું છું. કળાને ઇંદ્રિયો[illegible] બહેકાવવા માટે ન વાપરશો. એને આત્માન[illegible] ઉત્કર્ષ માટે વાપરજો, પણ મોજશોખ મા[illegible] કદી યે એનો ઉપયોગ ન કરજો. આત્મા પવિત્રતાના પ્રાગટ્ય માટે જો કલાનો ઉપયો[illegible] થશે, તો કલાકારોનું અને દેશનું કલ્યાણ પ[illegible] એમાં જ થશે.



આજથી ૫૦ વર્ષ પહેલાં દર હજારે ૪૦ માણસો ભણેલાં હતાં. દશ વર્ષ પહેલાં તે સંખ્યા વધીને [illegible]ની થઈ અને ૧૯૪૧ની વસતીગણતરી પ્રમાણે આજે એક હજારે ૧૨૦ આદમી ભણેલા નીકળે છે; અર્થાત્ કે હિંદમાં આજે બાર જ ટકા કેળવણી છે. જાણો છો શું? દર સોએ ૮૮ માણસો અભણ—જેમને વાંચતાં કે લખતાં કશું યે ન આવડતું હોય એવા આજે મળી આવે છે! દેશમાં જ્ઞાનનો દુકાળ પડ્યો છે, આપણા દેશનું આ મહાકલંક કોણ ધોઈ નાખશે? એકેક ભણેલો આદમી વરસદહાડે માત્ર બીજા ચારને જ વાંચતા-લખતા કરે તો કેવું સારું!

×

# વિઠોબા અને જ્ઞાનેશ્વર

લેખક
શ્રી નાભાજી

જ્ઞાનેશ્વરીના અંગ્રેજીના ભાષાંતરકર્તા શ્રી મનુ સૂબેદાર રમણાશ્રમ ગયા હતા તેમણે રમણ ભગવાનને એવી ફરિયાદ કરી કે વેદાંતનાં ઘણાંખરાં પુસ્તકો, જેમણે જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તેઓ જ સમજી શકે તેવાં હોય છે અને જેઓ એ દિશામાં પ્રયત્ન કરવાની સ્થિતિમાં હોય છે તેમને મદદરૂપ હોતાં નથી તેના જવાબરૂપે શ્રીરમણ ભગવાને પુસ્તકાલયમાંથી નાભાજીકૃત 'મહાભક્તવિજયમ્' નામનું પુસ્તક મંગાવ્યું અને તેમણે પોતે જ્ઞાનેશ્વર અને તેમના પિતાની વચ્ચેનો આખો સંવાદ ત્યાં હાજર રહેલા સર્વને વાંચી સંભળાવ્યો જે આખો પ્રસંગ સર્વે એકચિત્તે સાંભળ્યો વાતનો પ્રસંગ એ છે કે જ્ઞાનેશ્વરના પિતા સાધના માટે વનમાં ગયા હતા કોઈક પ્રસંગે રાજાને તેમના બાળકોની મુલાકાત થઈ અને બાળકોને જોતાં જ રાજા આશ્ચર્યમુગ્ધ બની ગયો અને તેમના પિતાને જોવાની તેને ઇચ્છા થઈ રાજાએ પોતાના દૂતો દ્વારા આમંત્રણ મોકલ્યું પણ તેમણે વનમાંથી પાછા આવવાની ના કહેવડાવી ત્યારપછી છોકરા પિતા પાસે ગયા અને બાળ જ્ઞાનેશ્વર મહારાજે પોતાના પિતાના ખોળામાં બેસી તેમની સાથે નીચે પ્રમાણે દલીલ કરી જેથી તે પાછા પોતાને ગામ આવ્યા જ્ઞાનેશ્વરની ભાષા કોઈ સિદ્ધ જ્ઞાનીની છે જ્યારે તેમના પિતાના સંશયો ભય અને વિઘ્નોનો ખ્યાલ દૂર નહિ કરી શકનાર સામાન્ય માનવીના છે ભાવિક જનો માટે એ સંવાદ નીચે આપવામાં આવ્યો છે

**વિઠોબા :** જે એક વખત ઊલટી દ્વારા ઓકી કાઢ્યું હોય તે ગમે તેવું સ્વાદિષ્ટ હોય, તોપણ કોઈ ફરીથી ચાખશે કે? ધર્મનિષ્ઠોએ શું પોતાના વચનને વળગી ન રહેવું? મારે સંસારનો ત્યાગ કર્યા પછી શું ત્યાં પાછા જવું? અવિવેકી લોકો સાથે ભળવું? તેમના તરફ પ્રીતિ રાખવી? શું મારે રાજાની પૂજા કરવી? મારું સ્થાન જંગલ જ રહેશે અને તમારે માટે સંસાર પાછા જાઓ અને સુખે સંસારમાં રહો

**જ્ઞાનેશ્વર :** પણ તમે જંગલમાં શા માટે રહો છો?

**વિઠોબા :** બેટા, મારે માટે ત્યાં પાછા આવવામાં શું લાભ અથવા આનંદ છે? પાછા આવવામાં તો લાભ થવાને બદલે મુક્તિ મળવામાં વિઘ્ન આવે છે. મૌનનિષ્ઠા માટે તો સમાજના સંસર્ગથી દૂર આ જંગલ જ યોગ્ય સ્થાન છે અને તેથી જ આ ટેકરીઓ ઉપર રહું છું

**જ્ઞાનેશ્વર :** ગામ અને જંગલ એવા ભેદભાવોનો ખ્યાલ રાખીને બ્રહ્મનિષ્ઠા જાળવી રાખવાનો તમે જે પ્રયત્ન કરો છો, એ તો આકાશનો દેખાવ અટકાવવા માટે પોતાની આંખ બંધ કરવાને બદલે પોતાની આગળ પડદો ધરી રાખીને ફર્યા કરવા જેવું છે, અનેક પાપો કરીને પુણ્ય મેળવવા સમાન છે કઠણ હૃદયના માણસે ઈશ્વરદર્શનની ઇચ્છા સેવવા જેવી છે અને અહંભાવને દૂર કર્યા વિના જ્ઞાનનિષ્ઠા મેળવવા જેવો પ્રયત્ન છે જે નિષ્ઠામાં બધા ભેદભાવો ઓગળી જાય ત્યાં ઘર અને જંગલ એવો દ્વૈતભાવ રહી શકે ખરો?

**વિઠોબા :** જ્યાં સુધી 'મારું' એવો ખ્યાલ કાયમ રહે છે ત્યાં સુધી અહંભાવ અને 'આ' અને 'પેલું' વગેરે દ્વૈતભાવોનો નાશ થઈ શકતો નથી, નિર્વિકલ્પ નિષ્ઠા જ એ બધાનો નાશ કરી શકે બધા સંકલ્પો અને ઇચ્છાઓમાંથી મુક્ત થવાથી એ નિષ્ઠા પ્રાપ્ત કરી શકાય

જનસમાજથી દૂર રહેવાથી જ એ બની શકે. તેથી હું અહીં રહું છું, કારણ કે જંગલનો એકાંતવાસ જ એવી મૌનનિષ્ઠા માટે યોગ્ય સ્થાન છે.

**જ્ઞાનેશ્વર:** પોતાના સ્વરૂપનું ભાન થવું અને તેમાં સ્થિતિ રાખવી એ જ બ્રહ્મનિષ્ઠા; નહિ કે જંગલમાં રહેવું.

**વિઠોબા:** ગુરુ પાસે રહી પોતાના સ્વરૂપને જાણ્યા પછી તેમાં દૃઢ નિષ્ઠા કાયમ રાખવા માટે જંગલમાં એકાંતમાં જ રહેવાની જરૂર છે.

**જ્ઞાનેશ્વર:** ખરા જ્ઞાનીઓનો અનુભવ છે, કે માત્ર વનમાં રહીને તેમ કરવાથી અજ્ઞાન અને 'હું' 'મારું' વગેરે ખ્યાલોનો નાશ થઈ શકતો નથી. અને તેથી જ તેમણે ગામ અને જંગલ, ઘરનું જીવન અને સંન્યાસ એવા ભેદભાવોનો ત્યાગ કરીને દૃઢ નિશ્ચય કરીને નિર્વિકલ્પ સમાધિની સાધના કરી હતી; તો પછી તમે શા માટે ઘરના જીવન તરફ અણગમો રાખીને જંગલમાં રહો છો?

**વિઠોબા:** જેમણે સાક્ષી (દ્રષ્ટા)ને જોયો અને બધાંના સાક્ષી જે આત્મા તેની સાથે ઐક્ય પામ્યા છે, તેઓ જો કુટુંબમાં રહે તો તેમની સમાધિમાં ભંગ થાય અને તેઓ પોતાનો આત્મસાક્ષાત્કારનો અનુભવ ગુમાવે; તેથી જેમણે સહજ સ્થિતિનો આનંદ અનુભવ્યો છે, તેમને સ્વપ્નમાં પણ કુટુંબમાં રહેવાની ઇચ્છા ઉદ્ભવે નહિ.

**જ્ઞાનેશ્વર:** રાગ અને દ્વેષ બંનેમાંથી મુક્તિ તે જ સહજ નિષ્ઠા: ગામ તરફ અણગમો રાખવો અને જંગલમાં પ્રીતિ રાખવી એ નિષ્ઠા કહેવાય?

**વિઠોબા:** જેને 'અમુક કરવું' 'અમુક નહિ કરવું' એવી ઇચ્છાઓ હોતી નથી, તે સંસારમાં રહી સંસારનાં કાર્યો કેવી રીતે કરી શકે? અને સંસારમાં રહી ત્યાંનાં કાર્યો નહિ કરી શકતો હોય, તેણે ત્યાં રહેવાનું શું પ્રયોજન? જ્યાં શરીરના ભોગોને તૃપ્ત કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય એવાં વિઘ્નોનો શિકાર બનવાનો સંભવ રહે તેવા સ્થાનમાં ન રહેવું જોઈએ. આ શરીરના ભોગોને ઉત્તેજન આપવું એ તો મુડદાની લગ્નક્રિયા કરવાનો સમારંભ કરવા જેવું છે.

**જ્ઞાનેશ્વર:** જેણે બધાં કર્મનો ત્યાગ કર્યો છે, તેને માટે સમાધિ સાધવી એ પણ કર્મ નથી શું? અને જે આવાં કર્મમાં રોકાય તે માટે કુટુંબનાં કાર્યોમાં રોકાવું શું ખોટું છે?

**વિઠોબા:** સમાધિ સાધવી એ ક્રિયા ખરી પણ તે બધા વિચારો અને ચિંતાને દૂર કરે છે; જ્યારે કુટુંબનાં કાર્યો વિચારો—તે તો ચિંતાઓ અને શોક ઉત્પન્ન કરે છે.

**જ્ઞાનેશ્વર:** જ્યારે પોતે સચ્ચિદાનંદસ્વરૂપ છે, ત્યારે તેણે નિષ્ઠાસાધનામાં શા માટે રોકાવું?

**વિઠોબા:** જાગ્રત અવસ્થામાં સુષુપ્તિ સ્થિતિ પ્રાપ્ત કરવી એને જ્ઞાનીઓ બ્રહ્મનિષ્ઠા નથી કહેતા શું? જો આપણે એવો અનુભવ નહિ કરીએ, તો સમાધિમાંથી મળતો સતત આનંદ કેવી રીતે મેળવી શકીએ?

**જ્ઞાનેશ્વર:** વેદો એમ કહે છે કે જાગ્રત દશામાં ઇંદ્રિયોની ક્રિયાઓ, સ્વપ્નદશાની માત્ર મનની ક્રિયાઓ, અને ઊંઘની અભાવાત્મક દશાને સાક્ષીરૂપે જોવી એ જ ખરો આનંદ છે. જાગ્રત અવસ્થામાં સુષુપ્તિ—દશા એ તો પડછાયા જેવી હોય છે. જેને સ્પર્શ થવા છતાં સ્પર્શ લાગતો નથી, ત્યારે તમે તો કહો છો કે ઊંઘના જેવી અભાવાત્મક દશા જ ખરું સુખ છે અને તેનું નામ જ જાગ્રત સુષુપ્તિ છે.

**વિઠોબા:** જાગ્રત અને સ્વપ્ન અવસ્થાઓ તો માણસને સંસારમાં નાંખે છે અને ઇંદ્રિયોરૂપી પશુઓનો માણસ શિકાર બને છે; તેથી

જ્યાં બધી સંસારની બાબતોનો અભાવ હોય અને ઊંઘના જેવી શૂન્ય અવસ્થા હોય, એ જ ખરી સમાધિ છે

**જ્ઞાનેશ્વર:** ખરી સમાધિ બધાનો અભાવ થવાથી, પણ શસ્ત્રની સામે શસ્ત્ર ધારણ કરવાથી, સંસારના કાર્યો કરવાથી અને જનકની માફક જ્ઞાન-તલવારથી—બધા વિષયો તરફ ઉદાસીનતા ધારણ કરીને-ઇન્દ્રિયોનો સંયમ મેળવવાથી જ ખરી સમાધિ સાધી શકાય

**વિઠોબા:** અનેક જન્મોની વાસનાનાં સમૂહરૂપી વાદળા જેવાં મનને માત્ર શુકદેવે પૂર્વ સંસર્ગનો ત્યાગ કરીને જીત્યું હતું અને મુક્તિ-દશા નહિ પ્રાપ્ત કરવાથી, માત્ર પોતે બ્રહ્મ છે, તેવા સતત જ્ઞાનથી જનક તેમ કરી શક્યા નહોતા

**જ્ઞાનેશ્વર:** માત્ર જનક જ મનનો નાશ કરીને પોતાનું ઇચ્છિત ધ્યેય પ્રાપ્ત કરી શક્યા હતા, અને શુક બહારના સંસર્ગનો ત્યાગ કરીને માત્ર વનવાસ સ્વીકાર્યાથી તેમ કરી શક્યા નહોતા

**વિઠોબા:** દ્રષ્ટાપણામાં સ્થિત રહેવાથી જ દૃશ્યનો ત્યાગ થઈ શકે દૃશ્યમાં રહીને દૃશ્યનો કેવી રીતે ત્યાગ થઈ શકે? જેનામાં ઝેર દાખલ થયું છે, તેને વધુ ઝેર આપવાથી અચૂક મરણ જ નીપજે

**જ્ઞાનેશ્વર:** એક ઝેરનો નાશ કરવા માટે બીજો ઝેરી પદાર્થ આપવામાં આવે છે, તે પ્રમાણે ઇન્દ્રિયોના બાહ્ય અને આંતરિક વિષયો રૂપી વિષની અસર મટાડવા માટે એક માત્ર રામબાણ ઇલાજ (સંસાર વિષ દ્વારા મેળવેલું) જ્ઞાન જ છે એથી ઊલટું જે ઇન્દ્રિયોરૂપી પશુઓનો શિકાર બની જવાની બીકથી એકાંતનિષ્ઠામાં રહે છે, તે કદાપિ ભયમુક્ત થતો નથી તેને હમેશા ભયનો જ ખ્યાલ આવ્યા કરશે અને તે કદી બ્રહ્મનું અખંડ સુખ પ્રાપ્ત કરી શકશે નહિ

**વિઠોબા:** જેઓ સંન્યાસી થયા છે અને હમેશાં સમાધિનિષ્ઠાના અભ્યાસમાં મંડયા રહે છે તેમને પણ ઇન્દ્રિયોના વિષયો પાછા શોકમાં નાંખે છે, તો જેઓ ગૃહનો ત્યાગ નથી કરતા તેમને તો કેટલા હેરાન કરે? પૂરજોસથી વહેતા પાણીમાં એક સૂકું પાંદડું કેવી રીતે સ્થિર રહી શકે?

**જ્ઞાનેશ્વર:** જેણે જ્ઞાનનિષ્ઠા પ્રાપ્ત કરી નથી, તે ગમે તેટલી વખત અંતરમુખ રહેવાનો પ્રયત્ન કરે તોપણ તેને ઇન્દ્રિયો હેરાન કરશે પાણીમાં એક મોટો ખડક સ્થિર રહે તેમ ઇન્દ્રિયોની ક્રિયાઓ ગમે તેટલી હોય, તોપણ જ્ઞાનનિષ્ઠ પુરુષ તેથી ચલિત થતું નહિ આવો જ પુરુષ બ્રહ્મનો આનંદ મેળવી શકે જે જ્ઞાનનિષ્ઠ થયો નથી તેનું અજ્ઞાન કદી દૂર થશે નહિ

**વિઠોબા:** જ્ઞાનનિષ્ઠામાં ગમે તેટલો સ્થિર થયો હોય, તોપણ જે પુરુષ સંસારનો ત્યાગ કરીને બ્રહ્મના ધ્યાનમાં સતત લીન રહે નહિ તે માયાના અંધકારમાં જરૂર સપડાવાનો

**જ્ઞાનેશ્વર:** બ્રહ્મથી જુદી વસ્તુ કોઈ માયા જેવું કંઈ હોય તો જ નિષ્ઠા રાખીને તેને દૂર કરવાની જરૂર પડે પોતાનો પડછાયો પોતાની સાથે લડશે એવો ખ્યાલ રાખીને જે માયા અને અહં નથી તે પેદા કરીને નિષ્ઠામાં રહેવાની તમે વાત કરો છો ખોટા પડછાયા સામે બાથવાથી માત્ર વ્યર્થ થાક લાગશે તે પ્રમાણે માયા કોઈ ચીજ નથી એમ સમજીને તમે મૌનનિષ્ઠામાં નહિ રહો અને 'આ નહિ, આ નહિ' એમ એક પછી એક બધી ચીજોનો ત્યાગ કરવાનો જ પ્રયત્ન કર્યા કરશો, તો તમારે ભાગે પારવિનાનો વ્યર્થ પ્રયત્ન કરવાનો જ રહેશે

**વિઠોબા:** અસત્યને દૂર કર્યા વિના, મનથી એકાગ્ર થયા વિના, જે બને તેનાથી અવિચલિત રહી માત્ર સાક્ષીરૂપે રહ્યા વિના સહજ જ્ઞાન કેવી રીતે મળી શકે?

**જ્ઞાનેશ્વર:** 'આ નહિ, આ નહિ' એમ

કરીકરીને ઇંદ્રિયોના પદાર્થોને દૂર કર્યા કરીશું, ત્યાં સુધી કીડીના દરમાંથી ઊભરાતી કીડીઓની માફક તે બહાર ઉભરાયા કરશે. મનને એકાગ્ર કરવાનો પ્રયત્ન કર્યા કરીશું, ત્યાં સુધી તે ઊછળતા દડાની માફક વધારે ઉછાળો માર્યા કરશે. સાક્ષી ભાવ ધારણ કરવાનો જેટલો વધુ પ્રયત્ન કરશો, તેટલો કૂતરાની પૂંછડી સીધી કરવાના પ્રયત્નની માફક વ્યર્થ જશે. અને દેહાત્મભાવ ખડો થયા કરશે. તેથી આત્મશોધન દ્વારા પોતે સચ્ચિદાનંદ બ્રહ્મ જ છે, અને અવિદ્યા અથવા અહં અને માયાનું 'રજ્જુસર્પ' ન્યાયે અસ્તિત્વ જ નથી એવું દૃઢ જ્ઞાન થાય તો જ બ્રહ્મનિર્વાણનું કૈવલ્યસુખ મળી શકે.

**વિઠોબા :** જ્ઞાનવિચારને પરિણામે પોતે બ્રહ્મ જ છે, એવા માત્ર જ્ઞાનથી બીજી કોઈ પણ સાધના વિના સચ્ચિદાનંદરૂપ સર્વ વ્યાપક આત્માની સાથે ઐક્ય કેવી રીતે સાધી શકાય? અને શોક ઉત્પન્ન કરનાર ઇંદ્રિયવિષયોને કેવી રીતે જીતી શકાય?

**જ્ઞાનેશ્વર :** જીવતી ગાય વાઘને ન મારી શકે, તો મરેલી તો કેવી જ રીતે મારી શકે? [illegible]વી રીતે જે અમર, દોષરહિત, સર્વવ્યાપક, [illegible]નંદરૂપ આત્મા છે, તેને ઇંદ્રિયોના પદાર્થો શું કરી શકે? ગાય માતબર હોય, તોપણ વાઘ આગળ આવતાં ડરે, તેમ એવા પદાર્થો દૃઢ જ્ઞાનથી પૂર્ણજ્ઞાની આગળ દેખાવ દેતા નથી. અને કદી દેખાવા પામે તો તરત જ વાઘથી ગાયનો નાશ થાય છે તેમ થોડી ક્ષણમાં જ તે નાશ પામે છે.

**વિઠોબા :** એક પવિત્ર સ્ત્રી પણ દુષ્ટ સ્ત્રીઓના સહવાસથી બગડે તેમ શું જ્ઞાનીઓએ ઇંદ્રિયોના પદાર્થોમાં ભેળાવું? મનના ક્ષોભના ભોગ બનવું? અને અનેક શોકથી પીડાવું?

**જ્ઞાનેશ્વર :** જે સતી છે તે અનેક સંસર્ગની વચ્ચે પણ સતી જ રહેશે. જેનું મન સ્થિર નથી તે ખરાબ સંગ વિના પણ બગડશે, તેવી રીતે જે જ્ઞાની છે તે સંસારના માણસોની વચ્ચે પણ જ્ઞાની જ રહેશે. જે સ્થિર નથી [illegible] ખરાબ સંગ વિના પણ પતન થશે. અ[illegible] એકાંતમાં પણ જ્ઞાનહીન થશે.

**વિઠોબા :** સંસારનાં કાર્યોમાં ગૂંથાયે[illegible] કેવી રીતે સહજ જ્ઞાની થઈ શકે?

**જ્ઞાનેશ્વર :** જેમ નાટકશાળામાં બ્રા[illegible] ઢેડનો ભાગ ભજવે, તોપણ બ્રાહ્મણ જ રહે તેમ જ્ઞાનીઓ બીજાઓ સાથે ભળીને જુદા[illegible] વેષ ધારણ કરે છે; તોપણ તેના સ[illegible] આનંદના અનુભવમાં વિઘ્ન આવતું નથી.

**વિઠોબા :** જ્ઞાન ગમે તેટલું દૃઢ થયું હો[illegible] અથવા આધ્યાત્મિક દૃષ્ટિ ગમે તેટલી શુ[illegible] હોય; તોપણ પોતે બ્રહ્મ છે એવું દરરોજ થો[illegible] વખત ચિંતન કર્યા વિના બ્રહ્મજ્ઞાની થ[illegible] બહુ મુશ્કેલ છે.

**જ્ઞાનેશ્વર :** જે બ્રાહ્મણ ઢેડનો ખેલ ભ[illegible] છે, તેણે શું પોતે બ્રાહ્મણ છે, એવો વારં[illegible] વિચાર કરવો? પોતે તેમ ન કરે તો શું ઢેડ બની જશે? જેને આખી દુનિયા બ્રાહ્[illegible] તરીકે ઓળખે છે, તેને ઓળખવાને જનોઈ જરૂર છે? અહંનો નાશ કર્યા પછી અહંભાવ ગાંઠ કાયમ રાખી 'હું બ્રહ્મ છું' એવું ધ્યા[illegible] કર્યા કરવું? જેમ પ્રસિદ્ધ બ્રાહ્મણ જનોઈ પહેર્યું હોય, તોપણ બ્રાહ્મણ તરીકે જ ઓળખ[illegible] છે તેમ જેણે 'હું' 'મારું' વગેરે ખ્યાલો ત[illegible] છે તે કોઈ પણ ધ્યાનનો અભ્યાસ નહિ તોપણ બધાથી પૂજાશે અને સતત પૂર્ણા[illegible] અનુભવશે.

**વિઠોબા :** જગદીશના જેવો સિદ્ધ પુ[illegible] પણ જો દરરોજ 'હું બ્રહ્મ છું' એવું [illegible] ન કરે, તો તે ખચિત અજ્ઞાની થાય અને દેહ સાથે એકતા અનુભવનાર અહંભાવનો [illegible] નાશ થાય નહિ.

**જ્ઞાનેશ્વર :** હાથમાં દીવો ધરીને અંધકાર કહીશું કે ઊભો રહે, તો શું તે ઊભો રહેશે? તેમ પોતે દેહ છે અથવા દેહન[illegible]

ાઈ આંતરિક ક્રિયા ઓછી હોવા મિથ્યા ાનનો ત્યાગ કરીને પોતે સચ્ચિદાનંદ આત્મા ા એ જ્ઞાન મેળવ્યા પછી અજ્ઞાનને કહીશું ં તું ઊભો રહે તો તે ઊભો રહેશે? હાથમાં ંલાડી રાખીને પોપટને બોલાવીશું, તો તે ાલશે કે? જીવાત્મા, ઈશ્વર અને જગતનું જુદું ાસ્તિત્વ જ નથી, એ જ્ઞાન થયા પછી માયાને ાલાવીશું તો તે આવશે કે? જે નપુંસકને ોજ ઓળખતા હોય તેમની આગળ હાજર ઈને કોઈ નપુંસક પોતાની મર્દાનગી ખાડવાની હિંમત કરશે કે? જેમ જેણે ાની હાજરીમાં બ્રહ્મ જ સત્ય છે, મામાનું અસ્તિત્વ જ નથી, બ્રહ્મ વિચારકક્ષાથી પર છે અને માયા માત્ર રાગદ્વેષરૂપી વૃત્તિઓમાં જ રહેલી છે, પોતે બ્રહ્મ છે અને બ્રહ્મ જ પોતાનું સ્વરૂપ છે એવું નિઃસંશય જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેને માટે રાગદ્વેષ, બંધનમુક્તિ, જન્મ-મરણ, ગામજંગલ, દાનતપ, સંન્યાસ-ગૃહજીવન વગેરે ભાવો રહેતા નથી જે પહેલા ઘેટાની આંખ જેવા બની ગયા છે તેને માયા શું કરી શકે? તે તેમને અજ્ઞાની બનાવી શકે? માટે જરા વિચાર કરો.

આથી વિઠોબા ઘેર આવવાને સંમત થયા અને સાથે પાછા આવ્યા.

★

સંતકૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને;
શ્વાસોશ્વાસે સ્મરણ કરતાં, પાંચે પાતક જાય જોને.
કેસરી કેરે નાદે નાસે, કોટી કુંજર જુથ જોને.
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સુખ જોને.
અગ્નિને ઉધેઈ ન લાગે, મહામણિને મેલ જોને;
અપાર સિંધુ મહાજલ ઊંડા, મરજીને મન સહેલ જોને.
બાજીગરની બાજી તે તો જંબૂરો સૌ જાણે જોને.
હરિની માયા બહુ બલવંતી, સંત નજરમાં નાણે જોને.
સંત સેવતાં સુકૃત વાધે, સહેજે સીઝે કાજ જોને
પ્રીતમના સ્વામીને ભજતાં, આવે અખંડ રાજ જોને.

x

# આનંદ અને બાળક

લેખક: શ્રી. હરભાઈ ત્રિવેદી

શિક્ષણશાસ્ત્રના અભ્યાસી અને છેલ્લાં ત્રીસેક વર્ષથી એ ક્ષેત્રમાં અનેક પ્રયોગો કરનાર શ્રી. હરભાઈ આખા ગુજરાતને જાણીતા છે. એમણે આ વિષય ઉપર ગ્રંથો લખ્યા છે ને તે લોકાદર પામ્યા છે. આજે તેઓ દર મહિને 'ઘરશાળા' દ્વારા એમના વિચારો ગુજરાતને આપે છે ને 'ઘરશાળા'નામની શિક્ષણસંસ્થા પણ ચલાવે છે.

મનુષ્ય માત્રને આનંદ મેળવવો ગમે છે. મનુષ્ય માત્ર આનંદ મેળવવા માટે શક્ય તેટલા પ્રયત્નો કરે છે. મનુષ્યના અનેકવિધ આનંદોમાં એવું બાળક પણ પોતાના પરમ આનંદનું સાધન હોય છે. જેના ઘરમાં બાળક નથી, તેના ઘરમાં આનંદ નથી. આનંદનો એ લહાવો માણવા માટે માનવી આકાશપાતાળ એક કરતો હોય છે. આપણા સમાજમાં પણ વાંઝિયા રહેવાને અપશુકન અને કમનસીબી ગણવામાં આવે છે. વાંઝિયામહેણું ટાળવા માટે સ્ત્રીપુરુષો કોઈ પણ ઉપાય કરતાં અચકાતાં નથી. ઘરમાં પારણું બંધાવાથી જે આનંદ મળી શકે છે, તે આનંદને બીજા કોઈ પણ પ્રકારના આનંદની સાથે સરખાવી શકાય નહિ. એ આનંદ હનો છે, અને દેહીનો છે. એ પરમ આનંદે જ દુનિયાનું સાતત્ય જાળવી રાખ્યું છે, અને માનવીની શુભ વૃત્તિઓને હમેશાં ઊંચે ને ઊંચે ચડાવ્યા કરી છે. બાળક મનુષ્યના આનંદનો જનક છે.

આવું આધ્યાત્મિક આનંદ આપનારું પાત્ર કુટુંબમાં અવતરે છે, ત્યારે એ માતપિતાના અને સર્વ કોઈના આનંદનું સાધન બની રહે છે. એને દેખીને સૌ આનંદે છે, એને તેડીને સૌ રાજી થાય છે, એને હસાવીને સૌ હસે છે, એની ઇચ્છાઓ તૃપ્ત કરીને સૌ કોઈ તૃપ્તિ અનુભવે છે. કુટુંબ આખું આનંદથી ઊભરાતું રહે છે. બાળકના આનંદમાં માતપિતાનો ખરો આનંદ સમાઈ રહેલો છે. બાળકનો આનંદ લુપ્ત થાય, એટલે માબાપનો આનંદ પણ લુપ્ત થા સમગ્ર કુટુંબના આનંદનું કેન્દ્ર બાળ બની રહે છે. કુટુંબના મુલાકાતીઓ બાળકને જોઈ રાચે છે, અને એક પ્રકારે ઊંડો આનંદ અનુભવે છે.

પરંતુ આ આનંદની કક્ષા અને પ્રવાહ સમય જતાં બદલાવા લાગે છે. સર્વને આનંદ આપતું બાળક ધીમેધી સર્વ કોઈના આનંદનું સ્થૂળ અને સ્વ. સાધન બનવા લાગે છે. માબાપ અને વડી સમજતાં નથી હોતાં કે બાળકને પોતા પણ પોતાનો આનંદ હોય છે. જન્મ્યા પ તુરત જ પોતાનું રક્ષણ માગતું, પોતાનું પો. મેળવી લેતું, અને પોતાની રીતે પોતાને વિકાસ સાધતું બાળક ધીમેધીમે સ. અને તાકાતવાળું બનતું જાય છે. પોતાન પ્રવૃત્તિથી માબાપો આનંદ મેળવતાં હોય તેમાં બાળકને પણ આનંદ હોય છે; પર પોતા માટે યોજાતી, અને પોતાના જ આનંદ પોષતી વડીલોની પ્રવૃત્તિઓ બાળક માટે પ આનંદ આપનારી બનતી હોય, એવું નથી હોતું. બાળક સ્વ–આનંદમાં મશગૂલ હોય, ત્યારે માબાપ અને વડીલ બાળક પાસેથી પોતાને આનંદ મળે તેવા વર્તનની અપેક્ષા રાખતાં હોય છે. બાળકના આનંદમાં આનંદ માનનાર વડીલ હવે જુદી રીતે જોતાં શીખે છે. બાળકે તેને પણ આનંદ આપવામાં પ્રવૃત્ત થવું જોઈએ એ જાતનો વિચાર મોખરે આવે છે. નાનું બાળક રમતમાં મશગૂલ બનીને, આનંદ માણી રહ્યું હોય છે, ત્યારે

ાબાપ અને વડીલ ઇચ્છે છે, કે પોતાના
ાનંદ ખાતર બાળકે પોતાની રમત છોડીને
મની પાસે આવવુ જોઈએ બાળક સાથે.
ન કરીને, અને બાળકને રમાડીને આનદ
મ કરનાર માબાપ અને વડીલ બાળકનાં
ક કે કટાળાને ગણકારતા નથી હોતાં
ાબાપ અને વડીલના એવા કોઈ પ્રતિકારનો
ાળક વિરોધ કરે છે, ત્યારે વડીલને તે
ાતુ નથી, બાળકની ખીજ કે ચીડની દરકાર
ર્યા વિના પોતાની આનદપ્રવૃત્તિમા મચ્યા.
ે છે એક કાળ એવો હતો કે જ્યારે
ડીલનો આનદ અને બાળકનો આનદ
ાભિન્ન હતો ધીમેધીમે એવો કાળ આવે છે
જ્યારે કોઈ વખત એવો આનદ અભિન્ન
ાય, તો કોઈ વખત એવો આનદ ભિન્ન
ણ હોય આવે વખતે ધ્યાનપૂર્વક અને
ાનપૂર્વક બાળકને સમજી લેવાનો પ્રયત્ન
ાવામાં આવે નહિ, તો વળી એક કાળ
ાવો પણ આવે કે જ્યારે બાળક ને વડીલના
ાાનદના ક્ષેત્રો, અને આનદની પ્રવૃત્તિઓ
ક જ ભિન્ન બની જાય, અને એકબીજાની
ાાનદની વ્યાખ્યાઓ બદલાઈ જાય

સૌએ સમજવુ ઘટે કે નાનુ બાળક
ાક સ્વતત્ર વ્યક્તિત્વ ધરાવતુ, પ્રાણવાન
ાણી છે એ વ્યક્તિત્વ વિકસતુ જાય છે, તેમ
મ પોતાની પ્રતિભા અનેકવિધ રીતે પ્રગટ
રતું જાય છે એવા બાળકને ઉચ્ચ કોટિનો
ાાનદ ગમે છે, અને એવી આનદપ્રાપ્તિ
ાટે ઉચ્ચ કોટિની પ્રવૃત્તિ પણ ગમે છે
માજને બાલચિત્તના પ્રવાહોની ગતાગમ નહિ
ાવાથી બાળકથી જે કોઈ મોટા હોય, તે
ો બાળકના સબધમાં ગેરસમજૂત કરે છે,
ાને બાળકને અન્યાય કરે છે મોટી ઉમરના
ાાણસને આનદ ગમે છે, અને પોતાને
મનપસદ આનદ આપનારી પ્રવૃત્તિ ગમે છે
તેવી જ રીતે બાળકને પણ આનદ ગમે છે,
અને પોતાને મનપસદ આનદ પ્રેરનારી
પ્રવૃત્તિઓ પણ ગમે છે આ હકીકત તરફ
આપણુ સૌ કોઈનું દુર્લક્ષ હોવાથી અનેક વખત
બાળકની આનદપ્રવૃત્તિઓમા મોટેરાઓ
અડચણ ઊભી કર્યા કરતાં હોય છે બાળકને
રમવુ—રખડવુ ગમે, ત્યારે એને શાતિથી
બેસવાનુ કહેવામા આવે છે. બાળકને
ધમપછાડ કરવી ગમે, ત્યારે એને ટાઢ
પાડવામા આવે છે બાળકને ગમતી આવી
હરકોઈ આનદની પ્રવૃત્તિનો વિરોધ
જાણ્યઅજાણ્યે મોટેરાઓ કરવા લાગે છે
પોતાના આનદમા આડે આવનાર વડીલને
બાળક સમજી શકતુ નથી, અને પોતાની
શક્તિ પ્રમાણે પોતાનો વિરોધ નોધાવ્યા કરે છે
ક્રમશઃ વડીલ આ વિરોધનો અવળો અર્થ
કરે છે, અને પોતાની રીતે જીવવા માગતા
બાળકને તોફાની અને હઠીલુ ગણી, એની સાથે
જુદા પ્રકારનો વર્તાવ રાખવા લાગે છે બાળક
અને વડીલ વચ્ચેની આવી ગેરસમજૂતીઓ
અને ખેચતાણો જેટલા પ્રમાણમા
વધતી ચાલે છે, તેટલા પ્રમાણમા બાળકનો
આનદ લૂટાતો જાય છે, અને કટુ બનેલો
આનદ કમી થતો જાય છે માબાપ અને
કુટુબને આનદ પ્રેરતુ બાળક અળખામણુ
બનવા માંડે છે, અને અરસપરસનો આનદ
દુખ અને કકાસમા ફેરવાઈ જાય છે આમ
બનવાનુ કારણ વડીલોનુ બાળક સબધીનુ
કેવળ અજ્ઞાન જ હોય છે બાળકના આનદમા
જગત મસ્તનો આનદ છે એ વસ્તુ સમજી
લઈને બાળકને આનદ કરવા દઈએ, અને
એના આનદે આપણે પણ આનદી બનીએ,
તો આજની દુખી દુનિયા બદલાઈ જાય, અને
સુખી દુનિયા બની જાય

# પ્રિયદર્શી સમ્રાટ અશોક

લેખક:
શ્રી મધુકર રાંદેરિયા

સ્વાધીન હિંદના રાષ્ટ્રધ્વજમાં જેનું ધર્મચક્ર બિરાજે છે, તે સમ્રાટ અશોક ભારતીય ઇતિહાસમાં અમર બન્યા છે. જગતભરના અભ્યાસીઓએ એમની મહત્તાનો સ્વીકાર કર્યો છે. શ્રી. મધુકર રાંદેરિયા અચ્છા નાટ્યલેખક અને ચરિત્રકાર છે. સમ્રાટ અશોકના જીવનની સાથે તે કાળના ભારતીય જીવનનો પણ એમણે પરિચય આપ્યો છે. આપણી સંસ્કૃતિના જ્યોતિર્ધરનું જીવન આપણને પ્રેરણા આપનારું નીવડશે એમાં શંકા નથી.

કાબૂલથી તે સાગર સુધી જેહની જશગંધ,
છાઈ ગયો એક કાળ અશોક શો ગરવો રાજવી સંત.
જુગતરામ દવે

દંતકથાઓથી વીંટાયેલી, મંદિરમાંની કોઈ મૂર્તિ જેવી, સમ્રાટ અશોકની આકૃતિ વર્ષોના વનને વીંધી નજર સામે ખડી થાય છે ને આપણી કલ્પનાને પોતાના સાધુ વ્યક્તિત્વથી અજવાળે છે.

અશોકનું જીવન એટલે સંત રાજવીનું જીવન. જેણે સર્વસંપન્ન હોવા છતાં સર્વસ્વનો ત્યાગ કર્યો અને સર્વસ્વત્યાગ દ્વારા સર્વ સમૃદ્ધિ જેણે અધિકાંશે મેળવી. હજારો વર્ષો પછી આજે જડી આવતી વેરવિખેર સાધનસામગ્રી અશોકના વ્યક્તિત્વનાં અનેક પાસાં રજૂ કરે છે.

દંતકથા કહે છે: સમ્રાટ અશોક એક પરાક્રમશાળી યોદ્ધો ને નિપુણ શિકારી હતો. એના સામ્રાજ્યનો વિસ્તાર અનેક દિગ્વ્યાપી હતો અને જે વિસ્તાર પર એની આણ પ્રવર્તતી તેમાં એનાથી વધુ ધિક્કારને પાત્ર બીજો કોઈ માનવી નહોતો. એની દુષ્ટતા દિનપ્રતિદિન વધતી જતી હતી અને એની પરાકાષ્ઠામાં એણે પાટલીપુત્રમાં એક નરકસ્થાન નિર્માણ કરાવ્યું હતું. રાજભવનથી પણ મનોરમ અને મનોહર એની અટારી હતી. મગધમાં એવી બીજી એકે ઇમારત નહોતી. એની શિલ્પકલા જોવા કેટલા યે પરદેશીઓ ત્યાં આવતા, પણ એની પાસે જે જતો તેનું ભાગ્ય ફૂટી જતું. પહેલાં તો અપરાધીઓ જ નરકમાં જતા, પછી જેના પર અપરાધનો સંદેહ આવે તે જવા લાગ્યા, ને પછી તો દોષીનિર્દોષીનો ભેદ પણ ન રહ્યો. નરકના અધ્યક્ષ તરીકે જલ્લાદ ચંડગિરિક નિમાયો ને પછી તો નરકની આસપાસ જે કોઈ આવતું તેને એ નરકભોગ કરાવતો! સમ્રાટ અશોક એ દૃશ્ય જોઈ, આનંદમાં મસ્ત બની જતો.

એક દિવસ કષાયવસ્ત્રધારી, મુંડિત મસ્તકવાળો, હાથમાં ભિક્ષાપાત્રધારી એક બૌદ્ધ ભિક્ષુક નરકસ્થાન આગળથી પસાર થતો હતો, ચંડગિરિકના કર્મચારીએ તેને પકડી આણ્યો ને ઊકળતા તેલના પેણામાં હોમી દીધો.

ભિક્ષુક ગુંજવા લાગ્યો:

'બુદ્ધં સરણં ગચ્છામિ, ધમ્મં સરણં ગચ્છામિ, સંઘં સરણં ગચ્છામિ'.

આ મંત્ર સાથે પેણો ફૂટ્યો અને કમલફૂલમાં ફેરવાઈ ગયો અને એની સુવર્ણ-પાંદડીઓ વચ્ચે ધ્યાનાવસ્થામાં મગ્ન એવા એ ભિખ્ખુને ધારણ કરી રહ્યો.

આશ્ચર્યચકિત રાજાએ ભિખ્ખુને આ અદ્ભુત ઘટનાનું રહસ્ય પૂછ્યું ને બદલામાં પોતાનું અર્ધું સામ્રાજ્ય આપવાની કબૂલાત કરી. ભિખ્ખુએ કહ્યું: "રાજન્, હું સામ્રાજ્યનો ભોગી નથી, પણ આપ જો સાચો આનંદ પ્રાપ્ત કરવા ચાહતા હો, તો જીવો પ્રતિ મૈત્રી

ને કરુણા દાખવો. દરેક જીવને આપના જેવા સમજો. આપની માફક જ દરેકને સુખદુઃખ છે, પણ આપને એનો અનુભવ થયો નથી; એટલે જ જીવોને કલેશ કરીને, એની હત્યા કરીને આપ આનંદ મેળવો એ ઉત્તેજના માત્ર છે, સાચો આનંદ નથી. મૈત્રી ને કરુણાથી જગત આપને સુખમય લાગશે. ભગવાન તથાગતની આપના પર કૃપા અવતરો. યન્ત્રણાના નરકને સ્થાને, રાજન્! શાંતિના સ્વર્ગની સ્થાપના કરો." કહે છે કે આ ઘટના પછી, અશોકના હૃદયનું પરિવર્તન થયું ને તે બૌદ્ધસંઘમાં ભળી, બુદ્ધનો શિષ્ય બન્યો ને પછી ધર્મ અને નીતિથી વર્તવા લાગ્યો.

બૌદ્ધગ્રંથોમાંની કેટલીક કથાઓ પણ અશોકને ક્રૂર જ ચીતરે છે. દંતકથા પ્રમાણે રાજા બિંદુસારને સો પુત્રો હતા. ગાદીવારસા માટે અશોકે પોતાના ભાઈઓ સાથે યુદ્ધ કર્યું, ને તેને પરિણામે પોતાના ૯૯ ભાઈ-બહેનોને તેણે મારી નાખ્યાં. આને માટે કોઈ ઐતિહાસિક પ્રમાણો મળતાં નથી, પરંતુ અશોક અને એના મોટા ભાઈ વચ્ચે એવું યુદ્ધ થયું હોય, તો તે સંભવિત છે; છતાં ચોક્કસ કહી શકાય એમ નથી. અશોકને પૂર્વાશ્રમમાં ચીતરવામાં આવ્યો છે તેવો દુષ્ટ ને મનમુખત્યાર એ ન પણ હોય.

અશોકના પિતામહ, મૌર્યવંશના ઇતિહાસ-પ્રસિદ્ધ આદિ પુરુષ ચંદ્રગુપ્તે અલેકઝાંડરના દૃષ્ટાંતથી પ્રેરાઈ એના મૃત્યુ પછી તુરત એક મોટા સામ્રાજ્યની સ્થાપના કરી. સેલ્યુકસ નિકેટરના આક્રમણને પાછું વાળ્યું; ગ્રીકો સામે પોતાની વાયવ્ય સરહદનું રક્ષણ કર્યું અને આજે જેને આપણે હિંદ તરીકે ઓળખીએ છીએ તે સમગ્ર હિંદને જીતી લીધું. મહા નદી અને કૃષ્ણા નદીની વચમાં પૂર્વકાંઠે આવેલો કલિંગ પ્રદેશ હજી વણ-જિતાયેલો પડ્યો હતો. બાકીનું વિપુલ સામ્રાજ્ય ચોવીસ વર્ષના શાસન અને દઢીકરણ પછી એના પુત્ર બિંદુસારને ફાળે આવ્યું. એણે લગભગ ૨૫ વર્ષ રાજ્ય કર્યું. ઇ. સ. પૂર્વે ૨૭૩ની સાલમાં, એના મૃત્યુ પછી એનો પુત્ર અશોક ગાદીએ આવ્યો.

પિતાના જીવનકાલ દરમિયાન, સિંધુ નદીના પશ્ચિમ કાંઠાના પ્રદેશો તથા કાશ્મીર અને પંજાબની આસપાસને વીંટતા વાયવ્ય પ્રાંતોના પ્રથમ સરસૂબા તરીકે અને પછી પશ્ચિમ હિંદના સરસૂબા તરીકે અશોકે અધિકાર ભોગવ્યો હતો. એની રાજધાની તક્ષશિલા હતી તક્ષશિલા સંસ્કારના કેંદ્ર તરીકે સુપ્રસિદ્ધ છે.

એ પછી એણે પશ્ચિમ પ્રાંતોની સરસૂબાગીરી સંભાળી હતી. એની રાજધાની હિંદની અતિ પુરાતન નગરી અને હિંદુ વિદ્વત્તાનું પ્રતિષ્ઠિત ધામ ઉજ્જયિની હતી એક સિંહાલી દંતકથા પ્રમાણે, રાજા બિંદુસારના મૃત્યુસમાચાર સાંપડ્યા, ત્યારે અશોક ઉજ્જયિનીમાં હતો. અશોકના રાજ્યકાળ પરનો પડદો અહીં ઊપડે છે. ઉજ્જયિનીથી એના પિતામહની રાજધાની પાટલીપુત્ર સુધીની એક ભવ્ય સવારી નીકળે છે, આનંદોલ્લાસનું વાતાવરણ ઠેરઠેર જામી જાય છે, અશોક સિંહાસનારૂઢ થાય છે ને જયકારથી પાટલીપુત્ર ગાજી ઊઠે છે. મૌર્યવંશને અંધકારની અટવીમાંથી અજરામર પ્રકાશની સૃષ્ટિમાં દોરી લાવવાનું એ દિવસે-ઇ. સ. પૂર્વે ૨૭૩ની સાલમાં-અશોક મંડાણ કરે છે. ઇ. સ. પૂર્વે ૨૬૯માં એના રાજ્યાભિષેકનો રીતસરનો વિધિ થાય છે.

શરૂઆતનાં રાજ્યકાળનાં વર્ષોમાં અશોક તે યુગના સામાન્ય રાજવીની માફક જ વર્ત્યો હતો. દરબારી ઠાઠ, એકહથ્થુ સત્તા, મૃગયા, ભોજનસમારંભો, ને કવચિત્ યુદ્ધઃ એટલો એનો સાર. રાજા મૃગયા કરવા નીકળતો તે વેળા કેટલાંય પશુપંખીઓનો શિકાર કરતો ને રાજકુટુંબના ભોજન માટે રોજ હજારો પશુપંખીની કતલ થતી એ તો જુદી.

આઠ વર્ષ આ પ્રમાણે રાજ કર્યા પછી, નવમે વર્ષે અગત્યની ઘટના બની. પંજાબમાં રહેતા ગ્રીક સરદારોની કતલ કરી, પંજાબ સર કર્યા પછી, એણે બંગાળના ઉપસાગરને કાંઠે આવેલા કલિંગ દેશ પર ચડાઈ કરી. એ યુદ્ધનું પ્રમાણભૂત વર્ણન મળતું નથી, પરંતુ યુદ્ધ પછી એક શિલાલેખમાં કોતરાવેલો ઉલ્લેખ બતાવે છે, કે યુદ્ધ ઘણું ભીષણ હતું અને તેથી અશોકને ભારે દુઃખ થયું હતું. સંભવ છે કે અશોકનું હૃદય પોકારી ઊઠ્યું હોય કે:

"આર્યોનો ઇતિહાસ શોકની જ કથા છે. કોશલ અને હસ્તિનાપુરના રાજાઓનાં જીવન જુઓ; કપિલવસ્તુના ગૌતમ અને વૈશાલીના મહાવીરની જીવનકથા તપાસો; પંજાબના પોરસ અને ગ્રીસના સિકંદરનો અંજામ જુઓને છેવટે નંદવંશના નાશની કથા ઉકેલો. ભગવાન કૌટિલ્ય ને મહારાજા ચંદ્રગુપ્તને સંભારો ને છેવટ હું, અશોક! પાટલીપુત્રની ગાદીએ બેસી, પિતા-પિતામહની જયસીમાઓને વિસ્તારવાને લોભે, મનુષ્યોનાં મ પર મેં ઇમારત રચી. કલિંગનો વિજય! એ ધરતીના અણુએ અણુમાંથી હૃદયભેદક આર્તનાદ નીકળે છે. જાણે વર્ષોનાં મારાં પાપ મૂર્ત બનીને પોકાર કરી રહ્યાં છે. શું ગોદા ને મહાનાં નીર મારી કલંકકથાને કહેતાં આમ વહ્યાં જ જશે?'

હૃદયની આ લાગણીઓને, સમ્રાટ શાહજહાંની માફક એણે પથ્થરમાં જડી દીધી. તેરમા શિલાલેખમાં એણે લખાવ્યું:

'કલિંગના વિજયમાં એક લાખ પચાસ હજાર કેદીઓ પકડાયા; એક લાખ માણસો મરાયા; અસંખ્ય માણસો ત્રાસ, દુઃખ, રોગચાળો ને ભૂખમરાથી નાશ પામ્યા. આવા ઘોર સંહારનો અંશ-ભાગ પણ હવે થવા પામે તો 'પ્રિયદર્શી' અશોકને ભારે દુઃખ થાય. આવા વિજય કરતાં તો ધર્મવિજય શ્રેષ્ઠ છે.'

કલિંગ પરની ચડાઈના વર્ષમાં જ, અશોક બૌદ્ધધર્મનો ભિક્ષુ બની ગયો, અને તે જ સમયથી પોતાની પ્રજાને શાંતિ અને સુખ અર્પનાર આ બૌદ્ધસૂત્રોના પ્રચારાર્થે પોતાનું જીવન તથા સમ્રાટ તરીકેના પોતાના અધિકારીની રૂએ મળતી બધી જ સાધન-સંપ્રત્તિ અર્પણ કરવાનો તેણે નિર્ણય કરી લીધો, રાજા હોવા છતાં ભિક્ષુવ્રત આચરવા લાગ્યો અને ભિક્ષુની પેઠે આઠ જ સાધનોથી ચલાવવા લાગ્યો: ત્રણ ભગવાં વસ્ત્રો, કેડે એક બેટ અને એને સીવવા માટે એક સોય, માથાનું મૂંડન કરવા માટે પોલાદનું એક પાનું, પીવાના પાણી દ્વારા અજાણતાં જીવ-નાશ ન થાય તે માટે એક ગળણી અને એક ભિક્ષાપાત્ર! રાજ્યકાર્યોમાંથી નિવૃત્તિ મળતાં તે મઠમાં જતો ને સત્સંગમાં સમય પસાર કરતો. બૌદ્ધશિષ્ય તરીકે એ તથાગતનો ઉપદેશ ગ્રહણ કરતો ને રાજવી તરીકે એ ઉપદેશને પ્રજાજીવનના આચારમાં મુકાવતો.

શરૂઆતનાં બે વર્ષોમાં, અશોકને આ ધર્મ પરત્વે ઝાઝો ઉત્સાહ નહોતો; પરંતુ ધીરેધીરે શંકાઆશંકાનાં વાદળો દૂર થતાં ગયાં ને લગભગ ઇ. સ. પૂર્વે ૨૬૦માં બૌદ્ધધર્મના સર્વ નિયમોને સત્કારવા લાગ્યો. એના રાજ્યકાળના અગિયારમા વર્ષને અંતે ધર્મશ્રદ્ધાના અંકુરો પૂર્ણપણે ફૂટ્યા ને છઠ્ઠા શિલાલેખમાં એ ઉલ્લેખ કરે છે:

'લોકકલ્યાણ માટે મારે કામ કરવું જ જોઈએ, ને તે માટે પૂરતો પરિશ્રમ ઉઠાવી, પૂરતી ખંત રાખવી જોઈએ. આ બધું હું શા માટે કરું છું? એક જ ઉદ્દેશથી કે આ રીતે સચેતન પ્રાણીઓ પ્રત્યેનું મારું ઋણ હું અદા કરી શકું, એ રીતે આ જગતમાં થોડાંને સુખી કરી શકું; જેથી પરલોકમાં એમને સ્વર્ગપ્રાપ્તિ થાય.'

આ ઉદ્દેશને લક્ષ્યમાં રાખી એણે મોટા પાયા પર ધર્મપ્રચારની યોજના ઘડવા માંડી. પોતાના નાના ભાઈ મહેંદ્ર અને બહેન સંઘમિત્રાના માર્ગદર્શન હેઠળ, પાંચપાંચના જૂથમાં ધર્મોપદેશકોને ઠેઠ લંકા સુધી, દક્ષિણ

હિંદના સામ્રાજ્ય સુધી, મૈસૂર અને મુંબઈ કાંઠા સુધી, મરાઠા રાજ્ય સુધી, હિમાલય, કાશ્મીર ને ચેગુ સુધી મોકલવામાં આવ્યા એ અનામી, ઉત્સાહથી થનગનતા ધર્મપ્રેમી ઉપદેશકો વિશે આપણે સાવ અજાણ છીએ, પરંતુ આજે બૌદ્ધધર્મની ઇમારત જેના પર ટકી રહી છે, તે દૃઢ પાયાના નાખનાર એઓ જ પહેલા હતા.

• આમ બૌદ્ધધર્મ જે એના સંસ્થાપક ગૌતમબુદ્ધના સમયથી હિંદુધર્મની એક શાખા તરીકે અને ગંગાનદીની ખીણના એક ભાગ પુરતો મર્યાદિત અસ્તિત્વ ધરાવતો હતો, તે અશોકના સમયમા ને પછી કનિષ્ક હર્ષના સમયમા વિશાળ વૃક્ષરૂપે ફાલી નીકળ્યો

પણ અશોકનો પરાર્થવાદ માત્ર ધર્મોપદેશના પ્રચારના અધિકારમા પુરાઈ રહે એમ નહોતો. જીવદયાના સિદ્ધાંતાનુસાર એક શિલાલેખમાં એણે કોતરાવ્યુ

" મહારાજાધિરાજ પ્રિયદર્શીના રસોડામાં અગાઉ ભોજન માટે હજારો જીવતા પ્રાણીઓનો રોજ જીવનાશ કરવામાં આવતો હતો. હવે આ પવિત્ર લેખ લખાઈ રહ્યો છે, ત્યારે માત્ર ત્રણ જીવતાં પ્રાણીઓને—બે મોર ને એક હરણને જ મારવામા આવે છે, તેમાંય હરણનો સંહાર નિત્ય નથી થતો આ પ્રાણીઓની હિંસા પણ ભવિષ્યમા કરવામા નહિ આવે "

..પાછળથી તો આ જીવહિંસા ન કરવાના નિયમને એણે નાનામોટા અનેક પ્રાણીઓ સુધી વિસ્તાર્યો અને માંસાહારને મર્યાદિત કરી દીધો. વળી પોતાના રાજ્યકાળના અગિયારમા વર્ષમાં એણે મૃગયા કરવાનુ છોડી દીધુ અને પશુહિંસા પરના પ્રતિબંધને યજ્ઞ માટે હોમાતા પશુઓ પર પણ લાગુ પાડ્યો વર્ષના અમુક ૫૬ દિવસોએ માછલીઓના શિકારની પણ મના ફરમાવવામા આવી.

ભૂતદયાના એ જ સૂત્રથી પ્રેરાઈ એણે પોતાના રાજ્યમા પ્રજાને રાહત મળે એ માટે પોતાની પૂરતી શક્તિથી કાર્ય શરૂ કરી દીધુ ઠેરઠેર, આંખને ઠંડક આપનારી હરિયાળી ઉગાડવામાં આવી, ફળ આપનારા ને છાયડો આપનારા, આંબા ને વડનાં ઘટાદાર વૃક્ષો રોપાવ્યા, ઠેરઠેર કૂવા ખોદાવી તરસ્યા લોકો માટે સગવડ કરી આપી; માર્ગમા થોડેથોડે અંતરે વિશ્રામ સ્થળો સ્થપાયા, મુસાફરી કેટલી થઈ તેની મુસાફરને સમજ પડે તે માટે અંતરદર્શક પથ્થરો દટાવ્યા અશક્ત અને માંદાની માવજત માટે, તથા જાનવરો માટે પોતાના રાજ્યમા અને બીજે ઔષધાલયો ને પાંજરાપોળો સ્થપાય એ માટે જ્યાં ઔષધિ મળી ન શકે ત્યાં તે વનસ્પતિ રોપાવવામાં આવતી અથવા પોતા પાસેથી મોકલવામા આવતી દિલ્હીના ધર્મસ્તંભ પર સાતમા આજ્ઞાપત્રમાં આ વાતનો ઉલ્લેખ અશોકે કર્યો છે

ધર્મસહિષ્ણુતા એ અશોકના ધર્મજીવનનું બીજું ઉજ્જ્વલ પાસુ છે સ્વધર્મની પ્રશંસા ને પરધર્મની નિંદાથી દૂર રહેવાની એણે સતત આજ્ઞા આપ્યા કરી છે એના રાજ્યમા બ્રાહ્મણો, યોગીઓ અને અન્ય પંથીઓ વચ્ચે ભેદ રાખવામાં આવતો નહોતો ને તેમને રાજસભામા આદરપૂર્વક સ્થાન મળતુ. લોકોના હૃદયમા, ચિત્તમાં ને જીવનમા ધર્મભાવના ઓતપ્રોત બને, અને પોતાની ધર્માજ્ઞાઓનું પરિપાલન થાય એ હેતુથી એણે ' ધર્મ મહામાત્ર 'ના હોદ્દાના અધિકારી નીમ્યા હતા. એ ઉપરાંત સામાન્ય અધિકારીઓને પોતાના પ્રવાસ દરમિયાન મળતા સમયમા લોકોને ઉપદેશ કરવાનુ ફરમાન હતુ બધા જ ધર્મખાતા એમના અધિકાર નીચે હતા. લોકોને થતી ખોટી શિક્ષા કે કેદ અટકાવવાની એમને સત્તા હતી વૃદ્ધ અને રંકનાં હિત પર ધ્યાન આપી તેનું ખાસ રક્ષણ કરવાનું કાર્ય પણ તેમનું હતુ. આ રીતે રાજનીતિ અને ધાર્મિક વિષયો જે પરસ્પર વિરોધી ગણાતા તેમને અશોકે એકતાતંત્રે ગૂંથી લીધા, અને જે રાજકર્મચારીઓ રાજનીતિના ઓઠા

હેઠળ ધર્મનો ત્યાગ કરતા તેમને જ ધર્મનીતિના પ્રચારક બનાવી, અશોકે રાજનીતિ અને ધર્મનો વિરલ સુમેળ સાધી આપી તે સિદ્ધ પણ કરી બતાવ્યો.

બૌદ્ધ સિદ્ધાંતો પોતાના જ સામ્રાજ્ય સુધી પ્રવર્તે એથી અશોકને સંતોષ નહોતો, તેથી એણે ઉપદેશકોને હિંદ બહારનાં રાજ્યોમાં પણ પ્રચાર માટે મોકલી આપ્યા હતા. એક લેખમાં એ લખે છે:

"દેવપ્રિયને દૃઢ વિશ્વાસ છે, કે સૌથી પ્રધાન વિજય ધર્મ દ્વારા મેળવેલો વિજય છે અને એ વિજય દેવપ્રિય પ્રાપ્ત કરી ચૂકેલો છે. પોતાના સામ્રાજ્યમાં જ નહીં, પણ પોતાના પાડોશીના દેશ જે છસો માઈલ દૂર છે, જ્યાં યવનરાજ અંતિયોક (સિરિયાનરેશ એન્ટિઓકસ) રહે છે ત્યાં સુધી અને તેથી યે આગળ તુરમય (મિસરના રાજા ટોલેમી), અંતિકિની (મેસીડોનિયાના રાજા એન્ટિગોનસ), મક (સિદ્ધિના રાજા મગસ) અને અલીકસુંદર (એપીરસનો રાજા એલેકઝાંડર) એ ચાર રાજાઓ છે, ત્યાં સુધી અને દક્ષિણમાં તંબપન્નિ (તામ્રવર્ણી, લંકા) સુધી, જ્યાં ચોલ અને પંડ રહે છે ત્યાં સુધી અને જ્યાં 'હિડરાજ' રહે છે ત્યાં સુધી પણ અશોકનું ધાર્મિક સામ્રાજ્ય છે..."

ધર્મપ્રચાર માટે ઉપદેશકોને ઠેરઠેર પાઠવવા ઉપરાંત અશોકે મોટી શિલાઓ ઉપર, ગુફાઓની દીવાલો ઉપર અને પાષાણસ્તંભો ઉપર ધર્મલેખો કોતરાવ્યા. સામ્રાજ્યમાં જ્યાં જ્યાં લોકોની આવજા વધુ હોય ત્યાં ત્યાં સ્તંભો રોપવામાં આવતા. ગુફાઓની ભીંતો પરથી મળેલા ત્રણ લેખો છે: (૧) નાગાર્જુની પર્વતનો લેખ, (૨) કટકની દક્ષિણે ખંડગિરિનો અને (૩) મધ્ય પ્રાંતમાં રામગઢની ગુફાનો. શિલાલેખોમાં પણ ચૌદ લેખો વધુ પ્રખ્યાત છે:

(૧) પેશાવરથી ૪૦ માઈલ દૂર શહબાજગઢી, (૨) હજારા જિલ્લામાં મનસેહરા, (૩) દહેરાદૂન જિલ્લામાં કાલસી, (૪) થાણા જિલ્લામાં સોપારા, (૫) ગુજરાતમાં ગિરનાર, (૬) પુરી જિલ્લામાં ધૌળી, (૭) મદ્રાસમાં જોગડ, (૮) દિલ્હી, (૯) તોપરવાલા: દિલ્હી થઈ ગયા, (૧૦) મેરઠ, (૧૧) પ્રયાગ, (૧૨) લોરિયા, (૧૩) નંદગઢ, અને (૧૪) રામપુરવા. આ ઉપરાંત ભોપાળ રાજ્યમાંના સાંચીના સ્તૂપો પણ સુપ્રસિદ્ધ છે. એમાંના એક સ્તંભમાં અશોકે નીતિધર્મથી ચાલવાનો, દયા, સત્ય, ઔદાર્ય, પવિત્રતા વગેરે સદ્‌ગુણોનો વિકાસ કરવાનો ઉપદેશ આપી બતાવ્યું છે, કે દરેક માનવીએ સ્વહૃદયપરીક્ષા કરી પાપકર્મોથી બચવું જોઈએ, હિંસા ન કરવી જોઈએ અને વસુધાને કુટુંબ સમજવાની ભાવના કેળવવી જોઈએ.

એક દંતકથા પ્રમાણે અશોકે ભવ્ય ને જાજરમાન મહાલયો અને નગરો ઉપરાંત ઓછામાં ઓછા ૮૪૦૦૦ સ્તૂપો બંધાવ્યા હતા. એ દરેક સ્તૂપ પર ભગવાન બુદ્ધ યા કોઈ સંતપુરુષનું સ્મારક ચિહ્ન રાખવામાં આવતું; ઘણા સ્તૂપો સુવિખ્યાત મૃતાત્માઓના સન્માનાર્થે ઊભા કરવામાં આવતા. આ સૌનું કોતરકામ અને સ્થાપત્ય, આટલાં વર્ષો પૂર્વે આપણી કલા કેટલી ઉત્કૃષ્ટ અને વિકસિત હતી તેનો સ્પષ્ટ ખ્યાલ આપે છે. ધર્મપ્રચારની કહેવાતી શુષ્કતાએ અશોકની કલાભાવનાને ગૌણ ને કુંઠિત નહોતી કરી નાખી એ હકીકત નોંધપાત્ર છે; ને બીજી નોંધપાત્ર હકીકત એ છે કે આ ધર્મપ્રચાર પાછળ અશોકે માનવજીવનને સમૃદ્ધ, સમુન્નત અને સંસ્કારી બનાવે એવાં મૂળભૂત નૈતિક તત્ત્વોને શોધી તેનો જ પ્રચાર કર્યો છે. સાકાર, નિરાકાર કે નિર્ગુણ, સગુણ એવી કોઈ મૂર્તિની પૂજાનો પ્રચાર એણે ક્યાં ય કર્યો નથી.

પોતાના રાજ્યકાળના તેવીસમા વર્ષમાં એટલે ઇ. સ. પૂર્વે ૨૪૯માં અશોકે પોતાના રાજ્યનાં પવિત્ર સ્થળોની યાત્રા કરી. પાટલીપુત્રથી ઉત્તરે, મુઝફ્ફરપુર અને

ચંપારણ્યમાંથી થઈને, હિમાલયની તળેટી સુધીનો એનો પ્રવાસમાર્ગ દર્શાવતા પાંચ મોટા માર્ગસ્તંભો ઊભા છે. ત્યાંથી પશ્ચિમ દિશા તરફ વળી, ભગવાન બુદ્ધના જન્મસ્થળ લુંબિની વનમાં જઈ એક સ્તંભ ખોડ્યો, ત્યાંથી એના દીક્ષાગુરુ ભિખ્ખુ ઉપગુપ્ત, બુદ્ધે જ્યાં બાલ્યકાળ ગાળ્યો હતો, તે કપિલવસ્તુમાં એને લઈ આવ્યા, ત્યાંથી બુદ્ધે જ્યાં ઉપદેશ આપ્યો હતો તે સારનાથ ગયા, ત્યાંથી જીવનમાં અનેક વર્ષો જ્યાં બુદ્ધ ગાળ્યાં હતાં તે શ્રાવસ્તી ગયા, ત્યાંથી શાક્યમુનિને જે પવિત્ર વૃક્ષ નીચે બેસી બોધિ પ્રાપ્ત થયું, તે બુદ્ધિગયાને સ્થળે ગયા ને છેવટ જગતના જોગંદરે પોતાનો દેહ જ્યાં તજ્યો તે કુશિનગરમાં તેઓ આવ્યા. દરેક સ્થળે સમ્રાટ સંતે પોતાની શ્રદ્ધાંજલિ અર્પી સ્તૂપો-વિહારો બંધાવ્યા.

પણ આ પછી અશોકના જીવનપ્રસંગો પર ધુમ્મસ ઊતરી આવ્યાં લાગે છે. જેના પર સત્યની પ્રતિષ્ઠા કરી શકીએ તેવી હકીકતો હવે ઓછી ને ઓછી થતી લાગે છે. ઇ. સ. પૂર્વે ૨૪૨માં, એટલે કે એના રાજ્યકાલના ૩૦મા વર્ષમાં એણે પોતાના જીવનનું અને જીવનકાર્યનું સરવૈયું કાઢ્યું લાગે છે. પરિણામે સાત પાષાણ સ્તંભો તરીકે હવે ઓળખાતા લેખો લખ્યા. આ લેખો શિલાલેખોના પૂરક જેવા છે. અશોકના આ છેલ્લા શબ્દો છે. એમાં ફરીફરીને એ ધર્મશાસનની, ધર્મમહામાત્રોની, જીવ પ્રતિ સદાચારની અને ધર્મપ્રચારની જ વાતો કરે છે. બે વર્ષ પછી અશોકે રાજ્યકારભારમાંથી નિવૃત્તિ લીધી. બીજી વાર વૈરાગ્યનાં વસ્ત્રો ધારણ કર્યાં. સામાન્ય શિષ્ય તરીકે નહિ પણ બુદ્ધે બોધેલા સાધુતાના સર્વ નિયમોને અપનાવનાર ચુસ્ત બૌદ્ધ તરીકે એણે જીવન સ્વીકાર્યું. પ્રધાનો કે અધિકારીઓ અને એની પછી ગાદીએ આવનાર યુવરાજ દ્વારા રાજ્યનો કારભાર ચાલવા લાગ્યો, પણ આજ્ઞાપત્રો બહાર પાડવાનો અધિકાર હજી એનો જ હતો.

કષાય વસ્ત્રધારી એક રાજવીએ ભારતવર્ષ પર રાજ્ય કર્યું. શાહી ઠાઠને દૂર ફગાવીને ઊભેલી એક આકૃતિનું એ છેલ્લું છાયાદર્શન આપણને મળે છે. એના રાજ્યકાળનાં છેલ્લાં આઠ વર્ષોની કશી માહિતી મળતી નથી. ઇ. સ. પૂર્વે ૨૩૨માં એ મૃત્યુ પામ્યો અને એની પછી એના બે પૌત્રો ગાદીએ આવ્યા, જેમાંના દશરથે પૂર્વ વિસ્તાર પર અને સામ્પ્રતિએ પશ્ચિમ વિસ્તાર પર રાજ્ય કર્યું. એટલી જ વિગત મળી શકે છે.

અશોક જ્યાં સુધી જીવ્યો અને જ્યાં સુધી એની પ્રતિભાનું તેજ ઝળહળતું રહ્યું, ત્યાં સુધી એનું સામ્રાજ્ય એક, અખંડ અને વિસ્તૃત બની રહ્યું; અકબર–ઔરંગઝેબનો રાજ્યવિસ્તાર પણ એટલો નહોતો, પરંતુ એના મૃત્યુ પછી એ તૂટી પડ્યું ને બીજાં પચાસ વર્ષમાં તો મૌર્યવંશ નામશેષ થઈ ગયો. મૌર્યવંશનો છેલ્લો રાજા બૃહદ્રથ હતો. એના સેનાપતિ પુષ્પમિત્રે એનું શિર ઉડાવી દીધું ને ઇ. સ. પૂર્વે ૧૮૫માં ગાદીએ આવી, શુંગવંશની એણે સ્થાપના કરી. એના આવતા બૌદ્ધ ધર્મનો જાહેર વિરોધ કરાયો ને બ્રાહ્મણધર્મનો ઉદય થયો. ધર્મ ત્યારથી સત્તાને જોરે અને તલવારને જોરે ટકવા લાગ્યો. એ ઇતિહાસવાર્તાને પડછે સાંભરે છે અશોકે એક લેખમાં કોતરાવેલા શબ્દો.

"આ ધર્મપ્રશસ્તિ એ ઉદ્દેશથી લખવામાં આવી છે, કે મારા જેટલા પુત્ર અગર પૌત્રો હોય તે સૌ કોઈ નવા વિજયને પ્રશસ્ત ન સમજે એટલા માટે કે તલવાર વડે મળેલી શાંતિ અને સરળતાને ધર્મ દ્વારા મળતી શાંતિ અને સરળતા કરતાં કદી ઉચ્ચતર ન સમજે."

સારું જ થયું કે પોતાની પછીની પ્રજાને અવળે રસ્તે ચડી તેનું–પોતાનું ભાંગેલું સ્વપ્ન જેવાનું અશોકના નસીબમાં નહોતું લખાયું, નહિ તો એ સંતના હૃદયને કેટલી ગાઢ વેદના થાત!

*

અશોકના સામાજિક જીવન સંબંધી ઇતિહાસસિદ્ધ માહિતી મળી શકતી નથી; છતાં દંતકથા પ્રમાણે એને ચાર પત્નીઓ હતી. જેમાં છેલ્લી જુવાન તિષ્યરક્ષા અતિવિલાસી હતી. કુણાલ નામનો એક પુત્ર હતો, જેણે તિષ્યરક્ષાના પ્રપંચનો ભોગ બની પોતાની બે આંખો ગુમાવી હતી. ચારુમતી નામની એક પુત્રી હતી, જે પાછળથી સાધ્વી બની ગઈ હતી. દશરથ અને સાંપ્રતિ નામના બે પૌત્રો હતા. મહેન્દ્ર નામનો ભાઈ અને સંઘમિત્રા નામની બહેન હતી. આ દરેકના જીવન વિશે પણ પૂરતી વિગતો મળતી નથી. માત્ર કુણાલના જીવન વિશે કેટલીક ચમત્કારી ઘટનાઓ બની હોવાનું ઇતિહાસ નોંધે છે.

*

આજે પુનઃ કેટલાં ય વર્ષો પછી અશોકનું નામ ફરી પાછું ભારતવર્ષમાં ગાજતું થયું છે. બ્રિટિશ શાસનમાંથી હિંદને મુક્તિ મળી; પણ પરિણામે પાકિસ્તાન અને હિંદી સંઘ એવા બે ભાગલા પડ્યા. હિંદી સંઘે નવો રાષ્ટ્રધ્વજ યોજ્યો. જૂના ધ્વજમાં જે રેંટિયો હતો, તેને સ્થાને નવામાં 'અશોકનું ધર્મચક્ર' આવ્યું. આ સંબંધી કેટલોક ખુલાસો જરૂરી છે.

'અશોકચક્ર' એ વર્ણન ઇતિહાસની દૃષ્ટિથી સાચું નથી. જાણીતા અધ્યાપક રાધાકુમુદ મુખરજી જણાવે છે કે એ ચક્રની શોધ સમ્રાટ અશોકની નથી. તેની પહેલવહેલી કલ્પના કરનાર સમ્રાટના ગુરુ ભગવાન બુદ્ધ હતા. તથાગતે સારનાથમાં પાછળથી પાલીમાં 'ધમ્મ-ચક્ક-પવત્તન-સુત્ત' નેનામે ઓળખાયેલો પ્રથમ ઉપદેશ કર્યો, તેમાં એ ચક્રને ધમ્મ-ચક્ક નામ આપેલું. એ શબ્દનો અર્થ થાય છે ધર્મના રાજ્ય(ચક્ક)ના, બળજબરીની તાકાત વિરુદ્ધ સતની શક્તિના રાજ્યનો પ્રારંભ. વળી ભગવાન બુદ્ધનું ધમ્મ-ચક્ક તેથીયે પ્રાચીન વિષ્ણુના સુદર્શન ચક્રના ખ્યાલમાંથી આવેલું છે. એ સુદર્શન ચક્ર એટલે જેમાં જે કંઈ જડ અને ચેતનનું અસ્તિત્વ છે, તે સર્વને સમાવી લેનારું વિશ્વચક્ર. આમ એ ચક્રમાં ઊંડો આધ્યાત્મિક મર્મ રહેલો છે. ભગવાન બુદ્ધે પોતાના ધમ્મ-ચક્કના શ્રેષ્ઠ આદર્શનો પ્રથમ ઉપદેશ જે સ્થળે આપ્યો, તે સ્થળ પર તેને પાષાણમાં મૂર્તિમંત કરી દૃશ્ય સ્વરૂપ આપવાનું સમ્રાટ અશોકને ફાળે આવ્યું એટલું જ.

રાષ્ટ્રધ્વજમાં અંકિત થયેલા એ ચક્રમાં ચોવીસ આરા છે, તેનું પણ ધર્મદૃષ્ટિએ જ મૂલ્યાંકન કરવાનું છે.

ગૌતમ બુદ્ધનું તત્ત્વજ્ઞાન 'સૂત્ર', 'વિનય' અને 'અભિધર્મ' એ નામની ત્રણ પીટિકામાંથી મળે છે. સૂત્ર-પીટિકામાંના પાંચમાંથી ત્રીજા 'સંયુક્ત નિકાય'માં બુદ્ધે ધમ્મચક્ક-પવત્તનનું પ્રતિપાદન કર્યું છે. એ દ્વારા જગતમાં ધર્મસિદ્ધાંતોનું પરિપાલન કરી વહેવાર કરવો એ સત્યનું કથન છે.

ભગવાન બુદ્ધે સંસારને દુઃખમય જોયો. એમણે ચાર સત્યો ઉચ્ચાર્યાં: (૧) જીવન દુઃખરૂપ છે, (૨) દુઃખનું મૂળ ઇચ્છા છે, (૩) ઇચ્છાનાશથી દુઃખનાશ શક્ય છે, (૪) ઇચ્છાનાશ માટે માર્ગ શક્ય છે.

એ માર્ગ તે અષ્ટાંગિક માર્ગ—સમ્યગ્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યગ્ વાણી, સમ્યક્ કર્માન્ત, સમ્યગ્ આજીવ, સમ્યગ્ વ્યાયામ (પ્રવૃત્તિ), સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિ. આ ઉપરાંત દુનિયાનું દરેક કાર્ય કોઈક કારણથી જ નીપજે છે. આપણું જીવન પણ એવી કાર્ય-કારણની સાંકળ છે. તેની ૧૨ ગાંઠ એઓ ગણાવે છે, જેને બુદ્ધનો 'પ્રતીત્ય સમુત્પાદવાદ' કહે છે.

સંખ્યાદૃષ્ટિએ ૪ સત્યો, ૮ માર્ગ અને ૧૨ ગાંઠ મળી કુલ ચોવીસ મુખ્ય તત્ત્વો સમજીએ તો ભગવાન બુદ્ધે ઉપદેશેલો ધર્મ ખરોખર

# મંગળના ચંદ્ર

લેખક
શ્રી. છોટુભાઈ સુથાર

શ્રી છોટુભાઈ સુથારે આપણને 'આકાશદર્શન' કરાવ્યુ છે -આ લેખમા મગળના ગ્રહ ઉપર તેઓ એક ડોકિયુ કરાવે છે આપણે જે પૃથ્વી ઉપર વસીએ છીએ, તે પૃથ્વી એક ચંદ્રને જુએ છે, પણ આપણે મગળ ઉપર વસતા હોઈએ તો? તો રાતદિવસ કેવા હોય ને મહિનો કેવડો થાય તેનો ખ્યાલ તેઓ આપે છે નાનો પણ રસિક લેખ સૌને નવી દુનિયાના દર્શનનો આનંદ આપશે.



(મંગળ અને ચંદ્રો)

દિવસ કરતાં મહિનો નાનો હોય ખરો? તમે એકદમ હા નહીં જ કહો, હા કહેવા પૂરતો કંઈક આધાર તો જોઈએ ને?

ત્યારે હવે સાંભળો, પૃથ્વી પરનો મહિનો લગભગ ત્રીસ દિવસનો હોય છે. મહિનો ત્રીસ દિવસનો છે એનું કારણ એ કે મહિનો બનાવનાર ચાંદા મામાને પૃથ્વીની એક પ્રદક્ષિણા પૂરી કરતાં લગભગ ૩૦ દિવસ લાગે છે. આની સાબિતી છે ચંદ્રની કળાઓ. ચંદ્ર એની કળાઓ ૩૦ દિવસમા બદલે છે.

હવે જરા મંગળની વાત કરીએ. મંગળને એકને બદલે બે ચંદ્ર છે. આપણા એકના એક ચન્દ્રને આપણે અનેક નામ (મૃગાંક, શશધર, મયંક, સુધાકર વ૦) આપ્યા છે. પણ અનેક ચંદ્રવાળા મગળના ચંદ્રને માત્ર અંક એક જ નામ આપ્યું છે. મંગળના ચંદ્રનાં આપણે પાડેલાં નામ છે ડીમોસ અને ફોબોસ ડીમોસ નાનો છતાં ડાહ્યો છે ડાહ્યો એટલા માટે કે ફોબોસની પેઠે એ દિવસ કરતાં મહિનો નાનો હોય, એવુ કરતો નથી ડીમોસને મંગળની આજુબાજુ એક આંટો મારતા બરાબર ૩૦ કલાક અને ૧૮ મિનિટ લાગે છે; જ્યારે ફોબોસ મંગળની પરકંમા માત્ર ૭ કલાક અને ૩૯ મિનિટમા પૂરી કરે છે. મગળનો એક દિવસ ૨૪ કલાક અને ૩૭ મિનિટનો છે. આપણે હિસાબે

---

સમન્વય એમ છે. બુદ્ધના ધર્મ-ચક્રનું ને તેના ૨૪ આરાનું આ રહસ્ય છે.

આ પ્રમાણે હિંદી સઘના નવા ધ્વજમાં ચક્રને મૂકવાથી એ ધ્વજ ધર્મરાષ્ટ્રના પ્રતીક તરીકે ફરફરી રહે છે. એવું રાજ્ય ભગવાન બુદ્ધના ઉપદેશથી અશોકે સ્થાપ્યું હતું ને નવભારત વર્ષમાં આપણે હવે સ્થાપવાનું છે એ જ પ્રદેશ, એ જ સંકેત, એ જ સારાંશ એ ધર્મચક્રનો ને ચોવીસ આરાનો છે.

ભારતવર્ષ ફરીથી અ-શોકની ભૂમિ બની રહો, એથી વધુ મનોરથ કયો હોઈ શકે?

*

મંગળ કેવો ભાગ્યશાળી છે? આપણો ચાંદ્ર મહિનો લગભગ ૩૦ દિવસનો છે, જ્યારે એને ત્યાં બે ચાંદ્રમાસ થાય છે; જેમાંનો એક ચાંદ્રમાસ ૭ ક. ૩૯ મિનિટનો (૧/૩ દિવસનો) છે, જ્યારે બીજો સવા દિવસનો!

આ થઈ ચાંદ્રમાસની લંબાઈની વાત, પણ આની શું અસર થાય છે તે હવે જોઈએ. મંગળની ભૂમિ પરથી જોનારને, ફોબોસ પશ્ચિમમાં ઊગી પૂર્વમાં આથમતો જણાશે! ફોબોસ ખૂબ ઝડપથી ફરે છે એટલે એની




મંગળ-પરકંમા દિવસમાં એકવાર નહિ પણ બરાબર બે વખત થાય છે. અને તે પણ ૧૧-૧૧ કલાકને આંતરે!! ડીમોસનો ભ્રમણકાળ મંગળના ધરીભ્રમણકાળ કરતાં સહેજ જ (૬ કલાક જેટલો) વધારે છે. આનું પરિણામ એ આવે છે કે મંગળની ભૂમિ પર ઊગ્યા પછી લાગટ ત્રણ દિવસ સુધી ડીમોસને આથમવા વારો આવતો નથી. અને એ આથમે તે પહેલાં એને પોતાની બધી કળાઓ બે વાર કરી બતાવવી પડે છે. બિચારો ડીમોસ!

અને ખરેખર ડીમોસ બિચારો જ છે. મંગળે મોટા ચંદ્રને પાસે રાખ્યો છે, જ્યારે નાનાને દૂર. અને દૂર તે કેટલો? ફોબોસ મંગળની સપાટીથી ૩,૭૦૦ માઈલ દૂર છે, જ્યારે ડીમોસ ૧૨,૫૦૦ માઈલ. આટલા નજદીક રહેલા ચંદ્રોની વાત વાંચી તમને થયું હશે કે હાશ! મંગળનિવાસી માંગલીઓને ખૂબ જ અજવાળું મળતું હશે. સારે નસીબે મંગળ ઉપર મનુષ્ય જેવાં બુદ્ધિશાળી પ્રાણી હોવાનું હજી જણાયું નથી. નહિ તો એ લોકોને બે બે ચંદ્ર હોવા છતાંય રોદણાં રડવાં પડત. કારણ પૂછો છો? કારણ એ કે મંગળના મોટા દીકરા ફોબોસનો વ્યાસ દસ માઈલનો છે જ્યારે નાના ડીમોસનો માત્ર પાંચ જ માઈલનો છે. આમને તે ચંદ્ર કહેવા કે ચંદ્રુડીઓ? સાચું કહીએ તો મંગળ ઉપરથી ડીમોસ માત્ર ચાંદરણી (તારા) જેવો જ દેખાય છે.

એક ચંદ્રવાળા આપણે, પેલા પ્રખ્યાત સંસ્કૃત સુભાષિતમાં 'एकश्चन्द्रस्तमो हन्ति' (એકલ ચંદ્ર તમસ્ (અંધકાર)નો નાશ કરે છે) ગાઈએ છીએ. બે ચંદ્રવાળા મંગળેશો શું ગાતા હશે?

☆

# સૌંદર્ય, કળા અને જીવન

લેખક:
શ્રી. દિલીપ કોઠારી

જેઓ આહારવિહારમાં જ જીવનની સમાપ્તિ માનતા હોય અને કળાનું મૂલ્ય ન સ્વીકારે તે તો સમજાય, પરંતુ જેઓ જીવનના પરમ આનંદ માટે મથતા હોય, તે પણ સૌંદર્ય અને કળાનું નામ સાંભળીને દૂર ખસે તે કેવું આશ્ચર્ય ! કળાનો જીવન સાથે સંબંધ છે એટલું જ નહિ પણ જીવન અને કળાને વિખૂટાં ન પાડી શકાય અને કળા વિનાનું જીવન સાચા આનંદની પ્રાપ્તિ ન જ કરી શકે એ જાણવું જોઈએ. શ્રી દિલીપ કોઠારી કળાના અભ્યાસી છે, વિવેચક છે. ભારતીય અને યુરોપીય કળાનું એમણે ઊંડું અવલોકન કર્યું છે આ લેખ દ્વારા તેઓ સૌંદર્ય, કળા અને જીવન વચ્ચેનો ગાઢ સંબંધ સમજાવે છે.

લાંબા વાળ, રેશમી ઝરની, ઘેનભરી આંખો અને અલગારી લાસરિયાપણાવાળા લોકોનેજ કળા સાથે લેવાદેવા હોય છે એમ કેટલાક માને છે. કળા એટલે કંઈક ન સમજાય એવું, કંઈક વિચિત્ર, સામાન્ય લોકોના રોજિંદા જીવન સાથે જેને સંબંધ નથી એવું કંઈક—એ ખ્યાલો ઠીકઠીક પ્રચલિત છે.

હકીકતમાં એ ખ્યાલો સાવ ખોટા છે. કળાને બધા જ માણસોના જીવન સાથે લેવાદેવા છે. વન-જંગલમાં માણસ રહેતો હોય, ઉત્તર ધ્રુવના હિમપ્રદેશમાં વસતો હોય, ગામડામાં કે શહેરમાં જીવન ગાળતો હોય, વેપાર, નોકરી, ખેતી, મજૂરી—કંઈ પણ કરતો હોય—માણસને કળા વિના ચાલતું જ નથી. ભૂતકાળમાં ચાલ્યું નથી, આજે પણ ચાલતું નથી, ભવિષ્યમાં પણ નહિ ચાલે. કળા, સાચી કળા મનુષ્યની એક જબરદસ્ત જરૂરિયાત છે.

સારા અને નરસાનો, ચોખ્ખા અને ગંદાનો, ઇષ્ટ અને અનિષ્ટનો, પાપ અને પુણ્યનો ખ્યાલ માણસમાં જન્મ્યો ત્યારથી કળા જન્મી છે. કોઈ વસ્તુ સરસ રીતે કરવી એટલે કળા. સારી રીતે જીવનાર માણસને આપણે જીવનનો કળાધર કહીએ છીએ. શબ્દોમાં સરસ ભાવો અને વિચારો સચોટ રીતે મૂકનારને આપણે સાહિત્યકલાકાર કહીએ છીએ. કાગળ, કેનવાસ કે એવી કોઈ સપાટી પર રંગ અને રેખાઓથી મધુર આકૃતિઓ ઉપજાવનારને આપણે ચિત્રકલાકાર કહીએ છીએ. સ્વરોની સુંદર રચનાથી કાન અને હૃદયને આનંદ આપનારને આપણે સંગીતકલાકાર કહીએ છીએ.

સુંદર કાવ્ય, ચિત્ર, સંગીત વગેરેથી આનંદ મળે છે, પણ તેનાથી કંઈ પેટ ભરાય છે ખરું ? સૌંદર્યકળા આપણી પાસે હોય તો ખોટું નથી પણ ન હોય તો, મરી જવાય છે એવું તો કંઈ નથી ને ? જીવનનું એ એક આભૂષણ હશે, પણ જીવનની આવશ્યકતા ગણવામાં એને વધારેપડતું સ્થાન તમે નથી આપતા શું ? એ જાતનો સવાલ સહેજે કોઈ પૂછે.

એ સવાલનો ઉત્તર આ છે: પેટ ભરવું એમાં જ માણસના જીવનની બધી જરૂરિયાતો પૂરી થતી નથી. હવા, પાણી, ખોરાક, નિદ્રા, પ્રજનન—એટલાથી જ માણસનું આયુષ્ય સાર્થક ગણાતું હોય, તો તો જંગલના પશુઓ અને મનુષ્ય વચ્ચે કંઈ જ ફરક ન રહે. શરીર એ જ મનુષ્ય નથી. શરીર ઉપરાંત મન, હૃદય, આત્મા જેવી કંઈક વસ્તુ મનુષ્યને છે. એ મન, હૃદય, આત્મા જ મનુષ્યને પશુથી અલગ પાડે છે, મનુષ્ય બનાવે છે, શરીરના પોષણ માટે આહાર જરૂરી છે તેમ મનના

પોષણ માટે કેટલીયે વસ્તુઓ જરૂરી છે. એમાં કળા અને સૌંદર્યનું ઉચ્ચ સ્થાન છે. પોતાને અને પોતાની આસપાસના વાતાવરણને સુંદર બનાવવાની ભૂખ પ્રત્યેક માણસના મનમાં પડેલી જ હોય છે. સુંદર બનવાની, સૌંદર્યના સાથમાં રહેવાની, સૌંદયના આનંદથી મનને ઉચ્ચ અને પ્રફુલ્લ બનાવવાની સ્વાભાવિક અને ઊંડી વૃત્તિ દરેક મનુષ્યમાં રહેલી જ હોય છે. એ વૃત્તિને શુદ્ધપણે પોષવામાં આવે, તો માણસનું જીવન ભર્યુંભર્યું લાગે, રસાળ બને, વિકસતું રહે. સૌંદર્ય અને કળા માટેની એ વૃત્તિને યોગ્ય રીતે પોષવામાં ન આવે, તો જીવન સૂકું અને લુખ્ખું થાય, અવ્યક્ત અસંતોષથી ધૂંધવાતું બને. એ અસંતોષ માણસને પોતાને પણ દુઃખી કરે, નીચો પાડે અને આસપાસના વાતાવરણમાં પણ ક્લેશની હવા ફેલાવે.

સૌંદર્ય અને કળા જીવનની મૂળભૂત જરૂરિયાત છે. એનો પુરાવો જંગલી અવસ્થામાં જીવતી માનવજાતિઓના જીવન પરથી મળી રહે છે. આ જંગલી જાતિઓ વસ્ત્રો નથી પહેરતી, શિકાર અથવા તદ્દન પ્રાથમિક ખેતી રીતે કે પશુપાલનથી ગુજરાન ચલાવે છે. અર્થકારણ, રાજકારણ, ઇત્યાદિનો વિકાસ એમણે કરેલો હોતો નથી. તેમ છતાં એમના અણુવિકસિત જીવનમાં પણ સૌંદર્ય અને કળાને તો પૂરેપૂરું સ્થાન હોય છે. તેઓ આનંદથી તાલબદ્ધ રીતે નૃત્ય કરે છે, ગીતો ગાય છે, વાદ્યો વગાડે છે, અંગોને, શિકાર કે ખેતીનાં સાધનોને, નિવાસસ્થાનોને શણગારે છે, ગુફાઓમાં ચિત્રો કરે છે. જંગલીમાં જંગલી જાતિઓ પણ પેટ ભરીને કે પ્રજનન કરીને બેઠી રહેતી નથી; કળા અને સૌંદર્યથી પોતાના જીવનને છલકાવી મૂકે છે. કળા અને સૌંદર્યની વચ્ચે જ તેઓ જીવે છે.

સૌંદર્ય અને કળાની આ ભૂખ તથા માનવજીવનને સુખી તથા ઊર્ધ્વગામી બનાવવાની તેની શક્તિને ધર્મસંસ્થાપકો બરાબર સમજતા હતા; તેથી જ દરેક ધર્મમાં સૌંદર્ય અને કળાને ઊંચું સ્થાન આપવામાં આવ્યું છે; અને તેથી જ તો માનવકળાના કેટલાક ઉત્તમોત્તમ નમૂનાઓ ધર્મસ્થાનોમાં મળી આવે છે. અજન્તાનાં અનુપમ ચિત્રો બૌદ્ધ સાધુઓના ગુફાવિહારમાં દોરાયેલાં છે. આજે પણ જેને જોતાં આપણી આંખ ધરાતી નથી એ એલિફન્ટા અને એલોરાની મૂર્તિઓ પણ એક વખતનાં ગુફામંદિરોમાં જ છે. સ્થાપત્યની એટલે મકાન બાંધવાની કળાની દૃષ્ટિએ અત્યંત સુંદર ગણાય એવી દિલ્હીની જુમ્મામસ્જિદ પણ એક ધર્મસ્થાન જ છે. દક્ષિણ ભારતનાં કેટલાંક મંદિરો તો કલાના ભંડાર સમાં જ છે. વૈષ્ણવ મંદિરોના શણગારો, સ્વચ્છતા અને સરસતામાં ભારોભાર કલાદૃષ્ટિ નજરે પડે છે. રોમનું સેંટ પીટરનું દેવળ ખ્રિસ્તી ધર્મનું જ નહિ, કળાપ્રેમીઓનું પણ મહાધામ છે. માનવીના મનના મેલ ધોઈ નાખી એને પરમ તત્ત્વ તરફ પ્રેરવામાં કળા–સૌંદર્યના મૂલ્યનો સ્વીકાર સર્વ યુગોમાં અને સર્વ દેશોમાં કરવામાં આવ્યો છે.

જીવનમાં કળા તો જોઈએ, સૌંદર્ય વિના ન ચાલે એ વાત કબૂલ; પણ કળા અને સૌંદર્ય અમને પોસાય કેમ? અજન્તા, કે એલોરા કે દિલ્હીની જુમામસ્જિદ જોવા જવાનું અથવા તો ચિત્ર, નૃત્ય, સંગીત વગેરેના આનંદો માણવાનું કામ ધનિકો સિવાય તો કોણ કરી શકે? સામાન્ય સ્થિતિના માણસને તો કળા અને સૌંદર્યને દૂરથી જ નમસ્કાર કરવા પડે છે. એવી વાત પણ કોઈકના દિલમાં ઉદ્ભવે તે સ્વાભાવિક છે.

એનો ઉત્તર એ છે કે કળા અને સૌંદર્ય સાથે ધનવાનપણાનો કે ખર્ચાળપણાનો સંબંધ અનિવાર્ય નથી. કળાસૌંદર્ય માણવા માટે ધનવાન હોવું આવશ્યક નથી. ઊલટાનું કેટલીક વખત તો ધન કળાસૌંદર્યના ઉપભોગની આડે આવે છે. આસપાસની કોઈ ચીજ તરફ નજર કર્યા વિના માત્ર ધનની

પાછળ શિકારીની જેમ દોટ મૂકનાર માણસ કળા કે સૌંદર્યને જોવા, સમજવા કે માણવાની દૃષ્ટિ અને શક્તિ ગુમાવી બેસે છે. અલબત, એ માટેની ભૂખ તો દરેક માણસની જેમ એનામાં પણ પડેલી હોય છે અને તેથી કેટલીયે વાર સૌંદર્ય માટેની એ ભૂખને સંતોષવા એ વિલાસનો આશ્રય લે છે. વિલાસ એ સૌંદર્ય નથી, કળા નથી, જેમ નિદ્રા એ સમાધિ નથી તેમ.

કળા અને સૌંદર્ય માણવા માટે સૌથી પ્રથમ જોઈએ છે નજર અને જીગર, દૃષ્ટિ અને હૃદય. એને માટેની દૃષ્ટિ ખીલવી જોઈએ, ખૂલવી જોઈએ, એ ખીલવવા માટે હોંશ અને ઉત્સુકતા હોવા જોઈએ. આપણી આસપાસની સૃષ્ટિમાં જ સૌંદર્ય સર્વત્ર વેરાયેલું છે, પણ તે જોવાને માટે નજર જોઈએ છે. જરાક દૃષ્ટિ વાપરીએ અને હિકમત ચલાવીએ, તો આપણી આસપાસ વાતાવરણમાં આપણે કલા ભરી શકીએ. એ માટે સંપત્તિની જરૂર નથી, સૌંદર્યદૃષ્ટિની જરૂર છે.

સૌંદર્યની એ દૃષ્ટિ સૌથી પ્રથમ સ્વચ્છતા માગે છે. જે કંઈ અસ્વચ્છ છે તે અસુંદર છે, સ્વચ્છ છે તે સુંદર છે. સુંદરતાનો પૂજારી અસ્વચ્છતાને કોઈપણ સ્થળે ચલાવી લઈ શકે નહિ. સ્વચ્છતા એટલે માત્ર મોં ધોવું કે નાહવું, કે ઘર વાળવું એમ જ નથી. પોતાની આસપાસની એકેએક વસ્તુને નિતાંત નિર્મળ, એકદમ સાફ અને શુદ્ધ રાખવી એ સૌંદર્યસાધનાનું પહેલું સોપાન છે.

સૌંદર્ય એટલે સુમેળ, સુરીલાપણું, તાલબદ્ધતા, શક્તિ, સુમધુરતા, સ્વાસ્થ્ય. સ્વરોનો કુમેળ એટલે ઘોંઘાટ અને સ્વરોનો સુમેળ એટલે સંગીત. સ્વરોનો એવો સુમેળ શ્રવણ દ્વારા જ્યારે ચિત્ત ઉપર પહોંચે છે, ત્યારે માણસ અવર્ણનીય આનંદ અનુભવે છે. એક માણસને સંગીતનો શોખ છે, એનો અર્થ એ થયો કે એ માણસને સ્વરોનું સૌંદર્ય પ્રિય છે; અને તેથી એ માણસે પોતાના રોજિંદા જીવનમાંથી અવાજોની બધી જ કર્કશતા કાઢી નાખવી જોઈએ. ચીનની સંસ્કૃતિમાં આ વાતનો બરાબર વિચાર કરવામાં આવેલો છે. ઓરડામાં સરસ રીતે ગોઠવેલાં ફૂલો હોય તે ઓરડામાં ઘોંઘાટ અથવા હલકી વાતો ન થઈ શકે એવી સુંદર પ્રણાલિકા ચીનમાં છે. ફૂલોની સામે બેસીને હીન વાતો કે અવાજો કરનાર માણસ ફૂલોનું, સુંદરતાનું અપમાન કરે છે. જે માણસ પોતાની આસપાસના વાતાવરણમાં રંગ અને રેખાઓનો, પ્રકાશ અને છાયાનો ઊંચાઈ, લંબાઈ અને પહોળાઈનો એવો સુમેળ સ્થાપે કે જેથી આંખ અને અંતર પ્રસન્ન રહે એ માણસ ચિત્ર, શિલ્પ અને સ્થાપત્યની કલાના ઉત્તમ નમૂનાઓની ખૂબી માણી શકે છે. પાંદડાની, વેલની, વૃક્ષની, વાદળની રૂપખૂબી પણ જોઈ શકે છે. માનવમુખમાં, શરીરમાં, માનવસર્જિત સર્વ વસ્તુઓમાં જ્યાં જ્યાં સૌંદર્ય હોય છે, તેનો આનંદ અનુભવી શકે છે.

સૌંદર્ય અને કળા એટલે માત્ર કોમળતા એવો એક ખ્યાલ પણ કેટલાક લોકોના માનસમાં પડેલો હોય છે. કોમળતા હોય ત્યાં સૌંદર્ય કે કળા ન હોય એવું નથી, પણ કળા કે સૌંદર્ય હોય ત્યાં કોમળતા હોવી જ જોઈએ એવું પણ નથી. બીજના ચંદ્રની બંકિમ છટામાં સૌંદર્ય છે તેમ ગિરિરાજ હિમાલયના વિશાળ વિસ્તારમાં સૌંદર્ય છે. નાના ઝરણામાં સૌંદર્ય છે તેમ ઘૂઘવતા જળધોધમાં પણ સૌંદર્ય છે. માત્ર કોમળતામાં સૌંદર્ય અને કલા જોવાથી ક્યારેક નિર્બળતા અને સ્ત્રૈણપણામાં સરી પડાય છે.

ધનવાનો પોતાની આસપાસ જાતજાતની અને ભાતભાતની વસ્તુઓનો ખડકલો ભેગો કરે છે અને એમાં રાચે છે. પસંદગી વિના, સુરુચિ વિના ચળકતી, ફેશનબલ અને છેલ્લામાં છેલ્લી ઢબની વસ્તુઓનો સંગ્રહ કરવામાં સૌંદર્યનું ખૂન જ થાય છે. એટલે જ કેટલીક વખત તો હરિજનોનાં, વનવાસીઓના

ઝૂંપડાંઓમાં જે સૌંદર્ય-કલા દેખાય છે તે શ્રીમંતોના મહેલોમાં દેખાતી નથી.

ઉદયશંકરનું નૃત્ય ન જોવા મળે, તોપણ ગરબા અને દાંડીઆરાસમાં તાલબદ્ધ રીતે ઘૂમવાની મઝા તો સૌ કોઈ માણી શકે છે. ફૈયાઝખાનનો જલસો સાંભળવા ન મળે, તોપણ જીવનના ભિન્નભિન્ન ભાવોને વ્યક્ત કરતાં ગીતો, ભજનો વગેરે તો સૌ કોઈ ગાઈ શકે છે. અજન્તાનાં ચિત્રો જોવા મુસાફરી ન કરી શકાય, તોપણ રંગ અને રેખાનું રૂપ વસ્ત્રો, વાસણો, રાચરચીલા વગેરેમાં સર્વત્ર સર્જી શકાય છે. જો દષ્ટિ હોય તો સૌંદર્ય જોવાની, કલા સર્જવાની, એમ કરીને જીવનનો એક ઊંડો આનંદ અનુભવવાની અને વિકાસ સાધવાની તકો ડગલે ને પગલે જીવનમાં સામે મળે છે. એ તકોનો ઉપયોગ કરવો જોઈએ અને જીવનને સત્યમ્, શિવમ્, સુંદરમ્‌ના આનંદચૈતન્યથી ભરી મૂકવું જોઈએ.



હિંદુસ્તાન આધ્યાત્મિક વસ્તુઓની પાછળ પડયું, એને લીધે તેને નિષ્ફળતા મળી, એવી ફરિયાદ કરવી વ્યાજબી નથી. તે આધ્યાત્મિક વસ્તુઓની પાછળ પૂરતા પ્રમાણમાં નથી પડયું તેને લીધે તેને નિષ્ફળતા મળી છે ખરી. આત્માને પૂર્ણપણે જીવનનો સ્વામી ને કર્ણધાર કેમ બનાવવો. એ તે શીખ્યું નથી. થોડાક સમયથી તેણે આત્મા અને જીવન વચ્ચે મોટો સમુદ્ર પેદા કર્યો છે, અને માંડવાળ કરીને જંપ વાળ્યો છે. અમારા કેટલાક પુણ્યાત્માઓને સંસારથી અળગા થવાનું, પરમાત્માની પ્રાપ્તિ માટે સંસારથી ભાગી છૂટવાનું ગમે છે. ઈશ્વરને શોધવાની અમારી તાલાવેલીમાં અમે જો માનવજાતિના હિત પ્રત્યે દુર્લક્ષ કરીશું, તો કદાચ અમે ખોબા જેટલા મહાત્માઓ પેદા કરીશું, પણ આખી પ્રજાને ઉન્નત નહિ બનાવી શકીએ. આત્મવિકાસ ને આત્મપ્રાપ્તિની સાધના વડે વ્યક્તિઓ કેટલે ઊંચે ચડી શકે છે, અને કોઈ પ્રજા પોતાના એકાંગી વિકાસથી કેટલી નીચે પડી શકે છે, એ બન્ને વસ્તુઓ અમે બતાવી છે. જીવન પર પ્રભુત્વ મેળવવું, જીવનને તરછોડવાને બદલે તેને સ્વીકારવું ને સુધારવું, એ કામ વ્યક્તિ માટે અઘરું છે, તે પ્રજા માટે તો એથીયે અઘરું છે. સમાજવ્યવસ્થામાં એકરાગ આણવો ને ટકાવવો એ આત્મજ્ઞાની ને આત્મપરાયણ મનુષ્યનું ધ્યેય હોવું જ જોઈએ.

આપણા વિચારોમાં ઈશ્વરી જ્ઞાનથી પ્રેરાવું; ઈશ્વરી ઇચ્છામાં આપણી ઇચ્છા ભેળવવાનો નિશ્ચય રાખવો; આપણી લાગણીઓ ઈશ્વરી આનંદમાં ભળે એવી રીતે તેમને વાળવી; સત્ય, શિવ ને સુંદર એવો જે પરમાત્મા છે તેનું દર્શન કરવું; આપણા આખા ચિત્તતંત્ર અને જીવનને ઈશ્વરી કક્ષાએ ચડાવવું, એ માનવ-જીવનનાં અંતિમ ઉદ્દેશ અને પ્રયોજન છે. કેટલીક અપવાદરૂપ વ્યક્તિઓએ આવી સ્થિતિ, આવી શાંતિ ને આવી યોગયુક્ત અવસ્થા પ્રાપ્ત કરી છે. માનવજાતિએ આજ સુધીમાં જે ઊંચામાં ઊંચી સ્થિતિ પ્રાપ્ત કરી છે, તેનાં એ દષ્ટાંતો છે; અને માનવજાતિને અંતે કેવું સ્વરૂપ પામવાપણું રહેલું છે, તે તેઓ બતાવી આપે છે. તેઓ નવી માનવતાના અગ્રગામીઓ છે. પ્રજ્ઞા અને પ્રાણવાળા, અવિચળ જ્ઞાનવાળા ને અવિશ્રાન્ત સમાજ-સેવા કરનારા, આ પુરુષો જાતિ, દેશ આદિ મર્યાદિત સંઘોના સભ્યો નથી. જે જગત હજી જન્મ્યું નથી, પણ હજી કાળના ગર્ભમાં પડેલું છે તેના તેઓ નાગરિકો છે.

—સર સર્વપલ્લી રાધાકૃષ્ણન

*

# ભાગલા

લેખક:
શ્રી. 'સૌજન્ય'

શ્રી. 'સૌજન્ય' ગુજરાતના એક સારા વાર્તાકાર છે પ્રતિષ્ઠિત માસિકોમા એમની વાર્તાઓ પ્રસિદ્ધિ પામે છે. 'રસિયો જીવ' અને 'પરિવર્તન' નામની બે મોટી મૌલિક નવલકથાઓ એમણે ગુજરાતને આપી છે આ વાર્તામા આપણા ગ્રામજીવનને છિન્નભિન્ન કરી નાખતા એક પ્રશ્નને એમણે કુશળતાપૂર્વક ગૂંથ્યો છે.

એક રીતે જોઈએ તો ખોડીદાસ જેવું કોઈ સુખી ન હતું. જમીન હતી, રૂપાળી ખેતીવાડી હતી, કુટુંબમાંય આંખ ઠરે તેવી લીલી વાડી હતી. બે જુવાનજોધ દીકરા હતા એક દીકરાનેય દીકરો હતો. ઘર ભર્યું ભાદર્યું હતું. ગામમાં ને સગેવહાલે પણ માનમરતબો હતો. પંચમાંય તે પૂછવા જોગ હતા. પાછા પાસે બે પૈસા હતા. આથી ગામમાં જ નહિ, બધે વાતો થતી કે ખોડીદાસ જેવું કોઈ સુખિયું નથી.

પણ એ સુખી જીવ બે દિવસથી ચિંતામાં પડી ગયો હતો. ખોડીદાસ મનમાં અકળાઈ રહ્યા હતા. ઘડીમાં ક્રોધે ભરાતા હતા, ઘડીકમાં ઘુરકિયાં કરતા હતા. શું કરું ને શું ન કરું એમ તેમને થતું હતું. બોલાચાલીમાં તે એટલા બધા તંગ થઈ જતા હતા કે હમણાં મારી બેસશે, હમણાં લગાવી દેશે એમ લાગતું હતું. મૂંઝવણ તો એવી થતી હતી કે જીવને મૂકવાનો માગ ન હતો.

અને મૂંઝવણ કેમ ન થાય? તેમના આ ભર્યાંભાદર્યાં ઘરના, ખેતીવાડીના ..અરે જીવથીય પ્યારી એવી ધરતીના ભાગલા પાડવાની જક લઈને તેમનો મોટો દીકરો શંકર બેઠો હતો. તેમના જીવતેજીવ જમીનના ભાગલા? ઘરના ભાગલા? આ શંકરિયાને તે શું અવળી મતિ સૂઝી છે? અત્યારથી જુવારું! હજુ તો કાલે એને પરણાવ્યો છે ભલુને પરણાવે તો બે વરસ થયાં ને એની વહુ તો હજુ આણાં ફરે છે. અને અત્યારથી જુવારું? બે ભાઈઓય સલાહસંપથી ન રહી શકે? આવા ને આવા ગાંડપણમાં ખોડીદાસને ખાવાનુંય ભાવતું ન હતું. આમ તો કદાચ ખોડીદાસને આટલું ન લાગત. એમ તો જુવારું થતું આવ્યું છે તે થાય. એ કંઈ નવાઈનું નથી, પણ આટલું વહેલું જુવારું થાય તે કેમ જોયું જાય? અને જમીન તેમણે કેવી રીતે કેળવી હતી તે તો એક તેમનું મન જાણતું હતું. ચાલીસ વીઘાં ધરતી ભેગી કરતાં કેટલું કષ્ટ પડ્યું છે એ ક્યાં શંકરને ખબર છે?

ખોડીદાસના બાપ તો તેમને બારેક વર્ષના મૂકીને મરી ગયા હતા. એ વખતે માત્ર દસ વીઘાં જમીન હતી પાછું વાણિયાને ત્યાં દેવું બોલતું હતું તે જુદું. પણ ખોડીદાસે રાત કે દિવસ, બપોર કે સાંજ જોયા સિવાય કાળી મજૂરી કરી. ચોમાસુ પાક લીધા પછી પાછા શિયાળુ પાક લે એક સાથી રાખીને આગતું હળ હાંકતા હતા. બે વર્ષની ખેતીમાંથી તો તેમણે વાણિયાનું દેવુંય ભરી દીધું અને બીજાં બે વર્ષમાં ચાર વીઘાં જમીને છોડાવી. તેમના જીવનમાં એક જ ધૂન હતી, જાતમહેનત કરી ખેતી કરવી અને સગાંવહાલાંમાં આબરૂ વધારવી. પોતે તો ઓગળી સરીને ઘી ય ખાતા નહિ પણ ઘેર મહેમાનપરોણો આવ્યો હોય તો તેની આગતાસ્વાગતા કરવામાં પાછું વળીને જોતા નહિ. તેમની નેકી પણ જબરી હતી. થાય તો કોઈનું ટાપું કરી આવે પણ કદી કોઈના ખરાબમાં ઊભા ન રહે. ગામમાં તેમની શાખ ભલા માણસ તરીકે બંધાઈ હતી

ખેતી તો આખું ગામ કરતું પણ કેળવીને ખેતી કરનારા ખોડીદાસ જેવા ઓછા હતા. ખાતરની, ખેડની તે ખૂબ જ કાળજી રાખતા. ખેતરના ઢેફા સાથેય જાણે આત્મીયતા કેળવાઈ ગઈ હતી. ધરતી સાથે તેને પ્રેમ બંધાઈ ગયો હતો. મા માટે જેવી લાગણી થાય તેવી જ લાગણી તેમને જમીન માટે થતી. એ જમીનને પસીનાથી રસાળ બનાવી હતી. પથ્થર વાવી આવો તો ય ખોડીદાસની જમીનમાં ઊગી નીકળે એવી એ જમીનનો કસ હતો.

શંકર ને ભુલૂ મોટા થયા. તેમને પણ ખેતીના કામમાં પલોટીને હોશિયાર કર્યા. હવે તો શંકર અને ભુલૂ જ ખેતી સંભાળતા હતા. તે તો થાય તેટલો ટેકો કરતા હતા એટલું જ: પણ જાણનારા તો જાણતા હતા કે એમની એ દેખરેખ ખેતીમાં બરકત નહોતી આણતી. કયી વખતે શાનું વાવેતર કરવું, કયા ખેતરમાં આ વખતે શું વાવવું, કારવા પડ્યો હોય તો શું કરવું, વરસાદ ખેંચાય તો તેનો શું ોડ કાઢવો, આ બધી અનુભવની તરકીબો શંકરે હજી શીખવાની હતી. ખેતીના એ ત્રથી જ તેમની મહેનત ફળી હતી અને દસ ઘાં જમીનમાંથી ચાલીસ વીઘાં જમીન કરી હતી.

એ જમીનના ભાગલા તેમને હાથે કયી રીતે થાય? જે જમીનને માથાયે અધિક ગણી છે તેના ટુકડા તે કેવી રીતે કરે? તેમના ગળામાં ઊતરતું ન હતું કે જમીનના ભાગલા તે કેમ પડે? હજી તો તેમના 'મનમાં કોડ ભર્યા હતા. બે ભાઈ ખેતી કરે, કૂવા ઉપર વાડી બનાવીએ, પાણીની તૂટ રહે છે તે 'બોરિંગ' કરાવીએ, નહિ તો પંપ લાવીએ! વાડી સાથે શિયાળુ પાક તો લેવાય ને પાછી વાડીની આવક આવે તે જુદી! એ વાડી વચ્ચે એક છાપરું બનાવવું હતું! ત્યાં પોતે બેઠાબેઠા છોકરાં રમાડે અને કિલ્લોલ કરે! એ આનંદ...આનંદ છવાઈ રહે! તેમને આ રીતે ધરતી ઉપર સ્વર્ગ ઉતારવું હતું, પણ આ શંકર એને જક લઈને બેઠો છે: 'હું તો બીજું કંઈ ન જાણું, મને મારો ભાગ આપી દો, મારે ભેગા નથી રહેવું.' કેટકેટલું કહ્યું તોયે શંકરે આ કક્કો છોડ્યો નહિ. ડોસા ઘણુંય સમજાવે પણ સમજવું હોય તેને ને! વાસના બીજા ઘરડાઓએ પણ કહ્યું:

'શંકા, જુદામાં કંઈ માલ નથી હોં! તોલડી તેર વાનાં માંગે એટલામાં સમજી જા!'

'અલ્યા શંકરિયા! જુદા રહેવાનો હવાદ સારે પડી જશે હોં. છાનોમાનો ભેગો રળી ખાને! એટલું સમજજે કે મજિયારામાં છોકરાં મોટાં થાય છે.'

'બાંધી મૂઠી લાખની. જુદા થશો તો મોરૈયો તેરૈયો થઈ જશે.'

'જુદા થઈ કોને લાડવો કાઢ્યો છે તે તું કાઢવાનો છે?'

આવું આવું તો ઘણું કહ્યું. ખોડીદાસે ય ધીમે અવાજે કહી દીધું.

'શંકર, તું તો મોટો છે ને સમજુ છે. હું તને એટલું જ કહું છું કે હું જીવું ત્યાં સુધી બે ભાઈ ભેગા રહો, પછી તમારે જેમ કરવું હોય તેમ કરજો.'

શંકરે જોયું હોત તો ખબર પડત કે આટલું બોલતાંબોલતાં તો ડોસાની આંખો ભીની બની ગઈ હતી, પણ બધુંય પથ્થર પર પાણી હતું. કદાચ શંકર તો પલળત, પણ એની વહુ કાશી તેને તંગ કરી મૂકતી હતી:

'તમારે ભેગા પડ્યા રહેવું હોય તો પડ્યા રહેજો, હું તો મારે જુદી રહીશ.'

એમ તો શંકરે પણ જુવારાની વાત હસી નાખી હતી, પણ કાશી રોજ કકળાટ કર્યા કરે:

'હું એકલી ગદ્ધાવૈતરું કરીને મરી જાઉં ને બધાં બેઠાંબેઠાં ખાય?!'

'પણ કોણ બેસી રહે છે?'

'તે નહિ જોતા હો, ભુલૂભાઈની વહુ શું કામ કરે છે? એક દા'ડો કહેશે પેટમાં દુઃખે

છે, બીજે દા'ડે કહેશે માથું દુખે છે એનાથી તણખલું ય તોડાતું નથી અને બેઘડી છોકરાને ધવરાવવા બેઠી હોઉ તો ય તમારી મા તો જીવ ખાઈ જાય એમ કરે છે '

'એ તો એમ જ ચાલે ' કહી શંકરે પણ ગણકાર્યું જ નહિ પણ કાશીએ મનમાં ગાંઠ વાળી હોય તેમ તેનો પીછો છોડ્યો જ નહિ

'તમારી તો આખો જ ટૂગી ગઈ છે એ બે માણસ એશઆરામ કરે ને આપણે તૂટીને મરી જઈએ ખેતીવાડીમાં તમે મથ્યા કરો છો, ભુરભાઈની તો કેડો જ નમતી નથી ઘરમાં હું અડધી થઈ જાઉં છું, એ કેમ જોયું જાય ? પાણું ખાવામાં ટહીચોપડ તો ભાળતા જ નથી '

'મારાથી આ ઘરનો ઉંહુંકો ન જ થાય દેરાણી છે તે લહેરમાં પડી રહે ને હું એકલી ઘસાઈ મરું ? '

'તમારી માના કચવાટથી હું હવે કંટાળી ગઈ છું કામ કરીને મરી જઈએ તો ય માથે જુતિયાં મારે છે '

'તમે તો બહાર રહો તે ચાલે, મારાથી હવે એ નથી સંભળાતું ડોસી ગાળો બોલ્યા કરે તે કેટલા દા'ડા સાખી રહું ? '

કાશીની રોજની આ ફરિયાદ સાંભળી શંકર કંટાળી ગયો હતો રોજ આ શું ખટખટ ! કહી શાંતિ તો ભાળી જ નહિ

શંકરની માતા ય એવા જ હતા ખોડીદાસ કહીકહીને થાક્યા તો ય તે તેમનો તકરારી સ્વભાવ છોડતા ન હતા વહુ સાથે બાપ માર્યા વેર હોય તેમ રોજ ટોકટોક કર્યા જ કરે કદી કોઈને હુખ પડવા ન દે શંકરની વહુ કાશી ય જરા તીખા સ્વભાવની હતી ડોસી ય જરા તીખા સ્વભાવની હતી ડોસીને તે ચપચપ જવાબ આપતી અને ડોસીનો મિજાજ જતો

'વહુ મારી સામે ગાળો બોલી જાય ? ' અને વહુને જિંદગીભરની ખોડ ભુલાવવા મથતા હોય તેમ તેને ભાંડવા જ બેસી જતા એમાંથી કાશી વિફરતી અને જબરી જીભાજોડી થતી આવી રોજની તકરારોથી થાકીને કાશી જુદા થવાની વાતો કરતી હતી

આ તકરારથી ખોડીદાસ પણ કંટાળી ગયા હતા વહુઓને તો શું કહે ? પણ શંકરની માને તો તેમણે આ ઉંમરે પણ અડબોથ લગાવી દીધેલી

'આ તે ઢેડવાઘરીનું ઘર છે કે શું ? કદી કેડો જ મૂકતા નથી '

પણ જેનો સ્વભાવ જ પડી ગયો હોય, તે ટકટક કર્યા વગર રહે ? વહુનો વાંક કાઢવો એમાં કયી મોટી વાત હતી ? હેડતાચાલતા ય વાધાવચકા કાઢી શકાય

કાશીને કામકાજની તકરાર કરતા ય ડોસી તેના પિયરની વાત કાઢી મચકા મરતા, ત્યારે તેનાથી સહ્યું જતું ન હતું કાશીનો બાપ ઘસાઈ ગયેલો હતો તેણે નામના જ ઘરેણાં કરાવેલા કપડાં ય તે લઈ શકતો ન હતો ખોડીદાસનું તેવું કંઈ ન હતું સગાની આબરૂ ઢાંકવા કોઈ ન જાણે તેમ તે જ વહુના કપડાં લઈ આપતા અને તેમણે કાશી માટે ઘરેણાં પણ કરાવેલા ભુરૂની વહુ સુખી ઘરની સ્ત્રી એટલે ઘરેણાંથી લદાઈને આવી હતી એથી ડોસીને તે વહાલી લાગતી હતી જયારે તકરાર ઉગ્ર સ્વરૂપ ધારણ કરે ત્યારે ડોસી કાશીને ટાણો મારતા

'બાપને ઘેર તો વાસીદા ફરે છે ને એને જીભ રાખે છે ! '

બાપની ગરીબાઈનો ઉલ્લેખ સાંભળી કાશી ધમધમી ઊઠતી કયારેક ખોટું લાગતું તો રડી લેતી અને ડોસીથી ત્રાસી ગઈ હોય તેમ શંકરને કહેતી

'મારાથી આ ઘરમાં એક દા'ડો ય નહિ રહેવાય ' તમારે મારી નાખવી હોય તો મારી નાખો, પણ હું ઘરમાં નહિ રહું '

આ બધાથી શંકરને પણ એમ લાગ્યું કે તે ગમે તેટલું ખેંચે પણ લાંબો વખત ભેગું ચાલે તેમ નથી રોજના કજિયા સાંભળવા તેના કરતાં જુદા સારા !

તેને એમ પણ થયું : ખેતીનું કામ તો હું કૂટું છું. ભૂલથી તો પાણીનો લોટો ય ભરાતો નથી. મજિયારામાં હું શું કરવા મરી જાઉં ? એકલો હોઉં તો ય આ કામ અને ભેગામાં ય આ કામ ? જુદો હોઉં તો નિરાંત તો ખરી ! પછી બૈરાંની ય ખટાપટ સાંભળવાની નહિ.

શંકરે મનમાં નક્કી જ કરી લીધું કે જુદા થવું જ છે. એમાં તેને જ ફાયદો છે; પણ ખોડીદાસ આગળ જીભ ઊપડતી ન હતી. આજ સુધી તેમની આમન્યા તોડી ન હતી એટલે જુવારાની વાત કરે ય કયા મોંએ ! શંકર મનમાં તો સમજતો હતો કે તે જે દિવસે જુવારાની વાત કરશે, તે દિવસે બધાં ય તેને ચૂંટી ખાશે. તે એવા કોઈ લાગની જ રાહ જોતો હતો. ત્યાં કાશી રડતાંરડતાં તેના પગમાં માથું પછાડવા લાગી :

'તમે તમારે પડ્યા રહેજો બધા ભેગું, હું તો આ ચાલી...મારાથી તો એ સાંભળ્યું જતું નથી.'

શંકર ઊભો જ રહ્યો હતો.

'હશે આ છોકરો, પંડનો આદમી ય પાણીમાં બેસી જાય પછી જીવીને શું કરવું છે ?'

કાશીને કંઈનું કંઈ થઈ જતું હતું. ડોસીએ આજે જે વેણ કહ્યાં હતાં તે તેના હૈયા સોંસરાં ઊતરી ગયાં હતાં. કામની બાબતમાં કંઈક બોલચાલ થઈ ત્યાં ડોસી બોલી ઊઠયાં:

'પિયેરમાં ગાભો ય મળતો નથી ને જેને પિયેરનું ઉપરાણું લેવા નીકળી પડ્યાં છે ? આવો ચટકો લાગે છે તો પછી સસરાનાં લૂગડાં શીદને ફાડે છે ?'

ડોસી આટલેથી અટક્યાં નહિ, વાસમાં બીજાં બૈરાં આગળ બોલવા માંડ્યાં:

'કામ કરે છે તે કોને ન્યાલ કરે છે ? એને તે અહીં પાટલે બેસાડીને પૂજવા બોલાવી છે ?' અને તે તો આવી છે ને તેવી છેનું પુરાણું માંડીને બેસી ગયાં. કાશીએ હઠ પકડી કે જુદા રહો તો જ ખાઉં, નહિ તો ખાવું ય હરામ છે.

શંકરથી ય ન રહેવાયું. તેણે ખોડીદાસને કહી દીધું:

'મારે બીજું કંઈ સાંભળવું નથી. મને મારે જુદું આપી દો.'

આ જુવારાની વાતમાંથી ઘરમાં બે દિવસ તો ધમાલ થઈ ગઈ. ખોડીદાસ ઘડીકમાં શંકરને સમજાવે તો બીજી ઘડીએ ડોસીને ધમકાવે; 'એ કજિયાનું મૂળ છે. આખા ઘરમાં આગ લગાડી. કોઈને હખે ખાવા નહિ દે !'

જુવારાની વાત સાંભળીને ડોસી શાંત થવાને બદલે કાશીને ગાળો દેવા માંડ્યાં:

ને રાંડે ઘરમાં પગ મૂક્યો છે, ત્યારથી બધાનું લોહી પી ગઈ...જુદુંજુદું કરે છે તે ખાજે તારા બાપનું કપાળ !'

વાસવાળાં ય કાશીને ફિટકાર આપતાં હતાં:

'શો જમાનો આયો છે ? અત્યારથી જુદા રહેવાની વાત કરે છે.'

'ચાર આંખો થઈ એટલે ખલાસ. પછી દીકરા ય કોઈના સગા થતા નથી.'

'બે ભાઈઓને તો રાગ આવે પણ આ પારકી જણીઓ હોળી સળગાવે છે.'

'આજકાલની વહુઓ જ એવી હોય છે... શો કળિયુગ આયો છે. સાસુનો તો કોઈ ભાવ પૂછતું નથી.'

વાસવાળાંએ, ગામના મોટેરાંઓએ શંકરને સમજાવવામાં કંઈ બાકી ન રાખ્યું. પણ શંકર એકનો બે ન થયો તે ન જ થયો.

અને આખરે જમીનના, ઘરના અને મિલકતના ભાગલા પડ્યા. જે દિવસે શંકર જુદો રહેવા ગયો, તે દિવસે ખોડીદાસ વાડીમાં જ બેસી રહેલા. તેમની આંખોમાંથી આંસુ ટપકી રહ્યાં હતાં. શંકરે તેમનું સ્વપ્ન ઉડાડી મૂક્યું હતું. તેમની આબરૂ પર, તેમની શાખ પર ઘા માર્યો હતો.

કૂવાવાળાં ખેતરો વચ્ચે શેઢા થવા લાગ્યા વાડા વચ્ચે પણ વાડ થઈ કૂવો લલ્લૂ પાસે રહ્યો, તેના બદલામાં શંકરને જમીન વધારે મળેલી બે બળદ હતા તેમાંથી એક બળદ શંકર લઈ ગયો. ડોસાથી ન જોવાય તેવું બની રહ્યું હતું ભાગલા–દરેક વસ્તુના ભાગલા પડતા હતા. ખોડીદાસનું મન ઊતરી ગયું હતું તે કંઈ બોલતા યે નહિ વાસણની વહેંચણીમાં બે ભાઈ લાકડીઓ લઈને માથાં ફોડવા ઊભા થઈ ગયા, તો ય ડોસા કંઈ ન બોલ્યા જાણે જીવતરનો રસ જ ઊડી ગયો!

શંકર જુદો થઈને રહ્યો એ પછી ખોડીદાસ ઘરમાં ય ટકતા નહિ મંદિરમાં જઈ બેસી રહેતા અને પ્રભુનું નામ લેતા ને ભગવાનને વિનવતા

'ભગવાન! આબરૂભેર ઉપાડી લે! પાછળ બે ભાઈઓ માથાં વધેરશે તો મારાથી જોયું નહિ જાય'

ખોડીદાસ ભગવાનને એક જ વિનતી કરતા કે મરતાંમરતાં તેમની બેઆબરૂ ન થાય! શાખભેર, મોભાભેર મોત આવે તો સારું! અને તે મોતની જ રાહ જોવા લાગ્યા

જુદા થયા પછી શંકરને એક જ વર્ષમાં માલૂમ પડી ગયું કે જુદા થવામાં તેણે ઉતાવળ કરી છે જમીન એની એ હતી, હળ હાંકનાર તેનો તે હતો, તો ય ખેતીમાં બરકત ન આવી શિયાળુ પાક ન લઈ શક્યો

લલ્લુએ પાણી આપવાની ઘસીને ના પાડી ચોમાસુ પાકમાં ય પાછળથી વરસાદની ખેંચ પડી હતી એટલે પાક બરાબર ઊતર્યો ન હતો સાથી રાખ્યો હતો પણ એ કંઈ ઘરના માણસ જેવું કામ કરે? કાશી ય માથું ખાઈ જતી હતી છોકરું સાચવવું, ચાર લાવવી ને પાછું ઘરકામ કરવું એકલે હાથે કેટલું કરી શકે? પહેલાં તો ડોસી છોકરાને સાચવતા એટલે તે છૂટી રહેતી હવે તો કોઈ રમાડનાર તો શું પણ ઘોડિયામાં હીંચોળનારે ન હતું એ તે છોકરાને રાખે કે પછી ચૂલો સંભાળે? શંકર ખેતરમાંથી બગ્યોઅઠ્યો આવે ત્યાં કાશી બબડવા માંડે કંટાળેલો શંકર ક્યારેક તો કાશીને કૂટી જ નાખતો બધાની રીસ તેના ઉપર ઉતારતો તેનો સંસાર ખારો ઝેર થઈ ગયો હતો ઘરમાં શાંતિ ન હતી દિલમાં શાંતિ ન હતી ગામમાં ય તકરારી અને અનાડી માણસ તરીકે તે ઓળખાતો હતો અંદરથી તે કંટાળેલો હતો એટલે વાતવાતમાં ઝઘડો કરી બેસતો આથી કોઈ તેનું નામે દેતું નહિ શંકરની કિંમત કોડીની થઈ ગઈ હતી

લલ્લૂના પણ એ હાલ થયા હતા આજ સુધી ખેતીનું કામ કરેલું ન હતું એટલે તેને ફાવતું ન હતું કામમાં જોર આવતું હતું એટલે સાથીને હળ હાંકવાનું કહી તે હૂકો પીતો છાંયડે બેસી રહેતો ખોડીદાસે તો જાણે નિવૃત્તિ લીધી હોય તેમ આગું માગું મારતા નહિ આથી તેની સારી જમીન પણ બગડવા માંડી હતી શિયાળામાં ઘઉં વાવ્યા હતા, પણ નિયમિત પાણી પાઈ શકાયું નહિ એટલે પાક સારો ન ઊતર્યો તેમાં ય કૂવા ઉપરની બે વીઘાં જમીન તો શિયાળામાં વાવ્યા વગરની રહી ગઈ ઘરમાં ડોસી ટકટક કરતા તે તેનાથી ખમ્યું જતું નહિ તે કંઈક કહેતો એટલે ડોસી આખા વાસે ગજાવતાં કે છોકરો વહુનું ઉપરાણું લે છે એમાંથી તકરાર થતી કોઈના દિલમાં શાંતિ ન હતી ખોડીદાસથી આ જોયું જતું નહિ એટલે તે ખાધું ન ખાધું કરી મંદિરમાં ચાલ્યા જતા આરામ કરવો હોય તો ય ત્યાં જઈને કરતા

જુવાર થતાં શંકર અને લલ્લુ બંનેને નુકસાન થયું બંને ભાઈઓ હેરાનહેરાન થઈ ગયા લલ્લૂ તો ઠીક, પણ શંકર કોનો વાંક કાઢે? તેના કર્યા, તેને જ વાગતા હતાં બે ઘર જુદાં થતાં ખર્ચ પણ વધ્યું હતું ઉપાધિનો તો પાર ન હતો પણ આનું શું થાય? શંકરને ભૂલ તો સમજાઈ હતી પણ કોને કહે?

ખોડીદાસનું મન ભાંગી ગયું હતું તેમ

તેમનું શરીર પણ ભાંગતું જતું હતું. જાણે પ્રભુએ તેમની પ્રાર્થના સાંભળી હોય તેમ તે હવે સાજામાંદા રહેવા લાગ્યા. આયખાભર ભાગ્યે જ તેમણે લાંબી માંદગી ભોગવી હશે! લાગલાગટ ખાટલામાં પડ્યા રહ્યા હોય એવું તો કદી બન્યું ન હતું. અત્યારે તેમને પથારીવશ થવું પડ્યું તેથી ગમતું તો ન હતું, પણ માંદગી આગળ નિરાધાર હતા. કામની ધમાલમાં તેમની ચાકરી ય કોઈ કરતું ન હતું. ભુલૂ તો જાણે ગળાડૂબ કામમાં હોય તેમ બે ઘડી બેસીને કદી પૂછતો ય નહિ કે 'બાપા કેમ છે ને કેમ નહિ!' ડોસી ખાવાપીવાની બરદાસ્ત કરતાં પણ ડોસાને એ તો દીઠાં ય ગમતાં ન હતાં એટલે તેમની સાથે બોલતા જ નહિ.

એટલું વળી સારું થયું કે ડોસાની માંદગી લંબાઈ નહિ. તેમનો તાવ જોતાં એમ જ લાગ્યું હતું કે હવે ડોસા હતાન'તા છે. ખોડીદાસની ગંભીર માંદગીના સમાચાર સાંભળી શંકર રોજ આવતોજતો હતો.

સગાંવહાલાં પણ આવ્યાં હતાં. ખોડીદાસનું માન ગામમાં આગેવાન જેવું હતું એટલે ગામના લોકો પણ ખબરઅંતર પૂછી જતા.

ખોડીદાસનું મન તો હવે મોત જ ઝંખતું હતું. આ જણોજથામાંથી જેટલા વહેલા છૂટાય તેટલું સારું! ખાટલામાં પડ્યા-પડ્યા એ બધાને જોઈ રહ્યા હતા. જાણે છેલ્લી વારના આંખથી રામરામ કરી રહ્યા હતા. તેમના ખાટલાને અડીને શંકર ને ભુલૂ બેઠા હતા. તે બે ભાઈઓ પર આંખ પડી અને આંખ ભીની થઈ. શંકર મનમાં સમજી ગયો કે બાપાના મનમાં કાંક દુઃખ છે અને મરતાંમરતાં અકળાય છે.

'બાપા કંઈ કહેવું છે?' શંકર ડોસાનાં મોં પાસે કાન લઈ ગયો.

'બે ભાઈ ભેગા રજી ખાજો...' ડોસા ધીમે અવાજે આસ્તેઆસ્તે બોલ્યા.

શંકરને થયું બાપા સદ્‌ગતિએ જાય એવું એમનું મોત સુધારી લેવું જોઈએ; એથી તેણે ડોસાને કહ્યું:

'બાપા તમે કહો છો તેમ જ થશે. ભુલૂ મારો ભાઈ છે ને એનાથી જુદું શું હોય?'

આ સાંભળી ડોસાનું હૈયું હરખાઈ ઊઠ્યું. તેમની આંખમાં આવેલી ચમક પણ બધાએ જોઈ અને એવા હરખમાં જ તેમનો જીવ ઊડી ગયો.

ડોસા પાછળ બંને ભાઈઓએ ધર્માદામાં ખર્ચ કર્યું. જીવડાંને દાણા નાખવાની ગોઠવણ કરી. ઉનાળામાં પરબ બેસાડવાનું નક્કી કર્યું. નિશાળ બાંધવા માટેના ઉઘરાણામાં સારી રકમ આપી. આમ ડોસા પાછળ તેમની ઇજ્જત પ્રમાણે છોકરાઓએ પૈસા ખર્ચ્યા.

શંકર અને ભુલૂ સાથે તો રહે તેવી સ્થિતિ ન હતી, પણ ખેતી તો મજિયારી કરી. બધું જ મજિયારું ચાલતું હતું, માત્ર ચૂલા જુદા રાખ્યા હતા એટલું જ. એમ બૈરાં લડી ન પડે તે માટે હળીમળીને આ તોડ કાઢ્યો હતો.

બંને ભાઈઓને ખેતરમાં સાથે જોઈ ગામલોકો કહેતા:

'ડોસા ગયા તો ખરા, પણ મરતાં-મરતાં બે ભાઈઓને એક કરતા ગયા.''

☆

# નવરાના ધંધાં

લેખક:
જ્યોતીન્દ્ર હ. દવે

ગુજરાતના સુપ્રસિદ્ધ લેખક શ્રી જ્યોતીન્દ્ર દવેનો આ સસ્થાના વાચકોને પરિચય છે ગુજરાતમા હાસ્યરસના સાહિત્યસર્જક તરીકે એમનુ સ્થાન સૌથી મોખરે છે 'રગતરગ'ના પાચ પુસ્તકો ઉપરાત 'મુસાની નોધપોથી, પાનના બીડા, હાસ્યતરગ' વગેરે પુસ્તકો એમણે લખ્યા છે 'અખડ આનદ'ના વાચકોને તેઓ દર અકે 'અવળ વાણી' કે 'સવળ વાણી' સભળાવશે એવી આપણે આશા રાખીએ

થોડા વખત પર એક ધનવાન વેપારી સાથે મારુ ઓળખાણ કરાવતા એક મિત્રે કહ્યું 'આ આપણી ભાષાના સારા લેખક છે એમનું નામ તમે સાભળ્યું હશે.' 'ઓહો! લેખક છો, કેમ?' વેપારી ગૃહસ્થે મારા સામું જોઈ પૂછ્યુ 'કોઈ કોઈ વાર લખું છુ,' મેં મારામા નથી એવી નમ્રતા બતાવી કહ્યુ: 'પણ ભાઈ, એ તો નવરાના ધધા ' મારા મિત્ર સામું જોઈ એ વેપારી ગૃહસ્થ બોલ્યા. 'નાજી, મારે માટે ને મારા જેવા બીજા ઘણા લેખકો માટે એ નવરાનો ધધો નથી, પણ ધધાની નવરાશ છે' મેં કહ્યું. જાણે કઈ સમજ્યા ન હોય એ રીતે પ્રશ્નચિહ્ન જેવું મોઢું કરી એ ગૃહસ્થ મારી સામે જોઈ રહ્યા. "મારા કહેવાની મતલબ એ છે કે હું ને મારા જેવા બીજા લેખકો લખવાનું કામ કરીએ છીએ તે ધધા તરીકે નહિ. તદ્દન નવરા રહીને બીજી કોઈ પણ જાતનો ધધોધાપો કે નોકરીચાકરી કર્યા વગર ફક્ત લખવાનું જ કામ અમે કરતા નથી. એમ કરતા હોત તો અમે ક્યારના ભૂખે મરી ગયા હોત. લખવામાંથી અમારો ઘરખર્ચ તો શું પણ શાકભાજીનો ખર્ચ પણ નીકળી શકે એટલુ વળતર મળતું નથી. એટલે અમે લખવા સિવાયનો બીજો ધધો કે નોકરી કરીએ છીએ અને તેમાથી જે વખત બચે તેમાં એટલે કે નવરાશના વખતમા કઈક લખીએ છીએ. આટલા માટે અમારા લખવાના કામને હુ નવરાશનો ધધો નહિ, પણ ધધાની નવરાશ 'કહુ છુ" મેં ખુલાસો કર્યો 'હા–હા–હા–હા' એ ગૃહસ્થે હસી પડતા કહ્યુ 'તમે મજાક કરો છો, પણ તમે પોતે જ કબૂલ કરો છો કે એ ધધામા કઈ મળતર નથી, એટલે એ નવરાના ધધા જ કહેવાય ને? એમાં શુક્રવાર શો વળ્યો?'

મારા એક મિત્રને ગામડાનો ઉદ્ધાર કરવાનો બહુ શોખ છે. એ કોઈ રૂના મોટા વેપારીને ત્યાં કામ કરે છે જ્યારે કામ ઓછું હોય ત્યારે મહિનો-બે મહિના એ કોઈક ગામડામાં જાય છે અને ત્યાં જઈને ગામડાના લોકોનું જીવન સુધરે એવી રીતે પ્રયત્નો કરે છે એ પ્રયત્નો કેવા હોય છે અને તેનું પરિણામ શુ આવે છે તે હું જાણતો નથી; કારણ કે કોઈ દિવસ એમણે એ વિષે કઈ કહ્યુ નથી. પણ ગામડાના લોકો વિષે ત્યાથી પાછા ફર્યા પછી એ ખૂબ લબાણથી વાતો કરે છે. એમની બધી વાતોનો મુખ્ય સૂર એક જ હોય છે "આ ગામડિયાઓ હોય છે તો બિચારા સાદાસીધા ને ભોળા દિલના આદમીઓ. કોઈ પરમાર્થી પુરુષે ગામડામા જઈને બેસી જવું જોઈએ અને એમને ઉદ્ધારનો માર્ગ બતાવવો જોઈએ. મોટામાં મોટી ખોડ એક જ છે વર્ષના ચારપાચ મહિના ગામડામાં કામ રહે છે. બાકીનું વર્ષ મોટે ભાગે ગામડાના લોકોને નવરાશ રહે છે આખો વખત નહિ તો

દિવસનો મોટો ભાગ એ નવરા રહે છે. અને તમે જાણો છો કે નવરો બેઠો નખોદ વાળે. કંઈ કામધંધો એમને હોતો નથી એટલે એ લોકો એકબીજાની કૂથલી કરવા લાગે છે. એમાંથી માંહોમાંહ્ય અદેખાઈ થાય છે. અદેખાઈમાંથી વેરનાં બીજ રોપાય છે. એમાંથી લડવાડ ને ઝઘડા ઊભા થાય છે. અને આ સિવાય પણ બીજા અનેક દુર્ગુણો એમનામાં ઘર ઘાલે છે. આ નવરાશને વખતે એમને કોઈ ઉપયોગી કામ મળી રહે એવી ગોઠવણ કરવી જોઈએ.''

મારા એક સગાની દીકરીને જાગીરદારના એકના એક પુત્ર સાથે પરણાવી હતી. બેએક વર્ષ સાસરે ગાળી એ પિતાને ઘેર આવી અને પછી ફરી સાસરે જવાનો પ્રસંગ આવ્યો, ત્યારે એણે બિલકુલ ઉત્સાહ બતાવ્યો નહિ. ત્યારે એના ભાઈએ કહ્યું: 'કેમ આમ મોં ઊતરી ગયું છે? પહેલાં તો સાસરે જવાને થનગની રહી હતી. લગન અમે તને પૂછીને કર્યાં'તાં ને વર ને : બંને તારી પસંદગીનાં છે. તો હવે સાસરે જતાં કંટાળો કેમ આવે છે? વખાણી ખીચડી દાંતે વળગી કે શું?' 'ના, દાંતે તો નથી વળગી, પણ ઘરને વળગી રહી છે' બહેને જવાબ દીધો. 'એટલે?' ભાઈએ પ્રશ્ન કર્યો. 'મને દુ:ખ તો કશું જ નથી. પાણી માગતાં દૂધ મળે છે. એમનો સ્વભાવ પણ બહુ સારો છે. એમના જેવા તો લાખમાં એકાદ હશે.' બહેને કહ્યું. 'ત્યારે તને વાંધો શો છે? પાણી માગતાં દૂધ મળે છે ને ઘી નથી મળતું તેનો કે એમનો સ્વભાવ બહુ સારો છે ને નઠારો નથી તેનો વાંધો છે?' ભાઈએ પૂછ્યું. 'એ આખો દહાડો નવરા બેસી રહે છે. જ્યારે જુઓ ત્યારે ઘરમાં ને ઘરમાં.' બહેને કહ્યું. 'એટલે પોતાની હાજરીનો લાભ તને એકલીને આપે છે ને બીજાઓને નથી આપતા તેનો તને વાંધો છે, એમ ને? હું જાણું છું તું અસલથી સ્વાર્થી કે એકલપેટી નથી આવા સારા માણસ-લાખમાં એકાદ હોય તેવા-એનો લાભ તું એકલી લે ને બીજાંને ન મળે એ કેમ ચાલે? ખરું ને?' ભાઈએ કહ્યું. 'તમને ભાઈ, મજાક સૂઝે છે, પણ મને ખરેખર થાય છે કે બે ઘડી બહાર જાય તો સારું. પણ કંઈ કામ હોય તો જાય ને!' બહેને કહ્યું. 'પણ એમના જેવા મોટા જાગીરદારના એકના એક દીકરાને કામ શા માટે કરવું પડે? ગરીબ માણસ હોય તેને બોચીએ કાંકરો મૂકીને કમાવા નીકળવું પડે! પણ ભગવાનની કૃપા છે, પછી મહેનત શા માટે કરવી? પૈસા કમાઈને પણ આખરે તો નિરાંતે જ ભોગવવાની છે ને!' ભાઈએ જવાબ દીધો. 'કમાવાની જરૂર ભલે ન હોય, પણ માણસે કંઈ કામ તો કરવું જ જોઈએ. કોઈ પણ માણસને હું નવરો બેઠેલો જોઉં છું ને મને એવી ચીઢ ચઢે છે!' બહેને કહ્યું.

આમ નવરા માણસને બધા જ વગોવે છે. નવરા માણસની નિંદા કરવા માટે કામગરા માણસો પણ પોતાનો કામધંધો છોડી ગમે તેમ કરી નવરાશ મેળવે છે. લેખકો નવરા હોય છે તેવો વાંધો જે લેખક નથી હોતા તેમને હોય છે. ગામડિયાઓ નવરા રહે છે, તે સામે શહેરના કાર્યકર્તાઓને વાંધો છે. ધનવાન જાગીરદારના પુત્રો નવરા ફરે છે તેનો વિરોધ ખુદ તેમની ધર્મપત્નીઓ જ કરે છે. નવરા માણસો દુનિયાને ભારરૂપ છે એમ બીજાને જે નવરા નથી હોતાં, તેમને લાગે છે, 'અમને ઘડીની ફૂરસદ નથી મળતી, કામમાંથી અમે ઊંચા જ આવતા નથી અને આ આળસુના પાડાને આખા દહાડામાં કંઈ કામ જ નહિ' એમ નવરા માણસને ઉદ્દેશીને કામગરાઓ કહે છે.

પરંતુ ખરી રીતે જોતાં નવરા માણસો આળસુ હોતા નથી. નવરા માણસને કંઈ જ કરવાનું હોતું નથી. એમને આખો દહાડો

ફુરસદ હોય છે એમ માનવું ભૂલભરેલું છે.

મારે એકવાર શહેરના બહુ જાણીતા ને પ્રતિષ્ઠિત ગૃહસ્થને કંઈક કારણસર મળવું હતું. ત્રણેક વાર એમને ત્યાં મેં ધક્કા ખાધા. પહેલી વાર સાંજે ગયો ત્યારે એમના નોકરે કહ્યું: 'શેટ હમણાં જ બહાર ગયા છે.' 'ક્યાં ગયા છે ?' મેં પૂછ્યું. 'આમાલા કાય કાઉક? સભાવિભા હોશે' નોકરે કહ્યું. 'ક્યારે આવશે?' મેં પૂછ્યું. 'ખબર નાહી.' નોકરે જવાબ દીધો. બીજે દહાડે સવારે હું ફરી ગયો ત્યારે નોકરે જણાવ્યું: 'શેટ કામમાં રોકાયલા છે. કોઈને મળવાની ના કહી છે' 'ઠીક' કહીને હું પાછો ફર્યો એ દિવસે સાંજે પાછો ગયો, ત્યારે ખબર મળી કે એ કોઈ સંસ્થાની ઉજવણીમાં ભાગ લેવા પધાર્યા હતા. ત્રીજે દિવસે હું એમનાં પત્ની પાસે ગયો. તેઓ મને ઓળખતાં. હું એમને કાકી કહેતો. 'કાકી, હું જ્યારે આવું છું, ત્યારે કાકા મળતા જ નથી! એ ઘરમાં હોય છે ક્યારે?' મેં એમને પૂછ્યું. "અરે! તારા કાકાને કીંદાડે ફુરસદ હોય છે? એ ઘરમાં રહે છે જ ક્યારે? એમને મન તો આ ધરમશાળા છે. ઘર તો એમને ખાવા ધાય છે. 'કોડીની કમાણી નહિ ને ઘડીની ફુરસદ નહિ' એવો તારા કાકાનો સ્વભાવ છે" કાકીએ ફરિયાદ કરતાં કહ્યું. 'પણ એ નવરા ક્યારે હોય છે?' મેં પૂછ્યું: 'આમ તો આખો દહાડો નવરા જ હોય છે ને! કરે છે શું? ઘરનું એક પણ કામ એમને કરવું પડે છે? ઘરનું મારાથી થાય તેટલું કામ હું કરું છું ને બાકીનું નોકરો કરે છે. આમ તો તારા કાકા તદ્દન નવરા જ છે. પણ ફુરસદ એમને ઘડીની હોતી નથી. મારી જોડે અઠવાડિયામાં એકવાર પણ વાત કરવાનો એમને વખત મળતો નથી. હા, પણ તારે શું કામ છે એમનું?' કાકીએ પૂછ્યું: 'ખાસ કામ તો કંઈ ... પણ અમારું એક મંડળ છે. અમે તેનો વાર્ષિક મેળાવડો કરવા માગીએ છીએ. ત્યાં એમને પ્રમુખ તરીકે—' 'હાં, સમજી.' મને બોલતો અટકાવી વચ્ચે જ કાકી બોલી ઊઠ્યાં: 'તમે બધા નવરા માણસો જ ભેગા મળ્યા છો. આજે આપણે ને કાલે મેળાવડો ને પરમ દહાડે સભા! તમને લોકોને કંઈ કામધંધો છે કે નહિ? કંઈ ધંધોધાપો કરો. આપણે ને સભાથી ઘેર શાક હાંલ્લાં નહિ ચડે, સમજ્યો?'

આમ કાકા નવરા હતા, હું યે નવરો હતો. પણ કાકાને તેમ જ મને ઘડીની ફુરસદ રહેતી નહિ.

આ પત્ર માટે એકાદ લેખ લખી મોકલવા એના તંત્રીએ તથા સંચાલકે મને ત્રણેક મહિના પર કહ્યું હતું અને તે પછી પાંચ વાર ઉઘરાણી કરી હતી મને પણ જેમ બને તેમ જલદી લેખ લખીને મોકલાવવા ઘણી ઇચ્છા હતી; પણ ઠેક છેવટની ઘડી સુધી હું લેખ લખી શક્યો જ નહિ. મને વખત જ ન મળ્યો શા કારણે? મારે માથે કામનો બોજો હતો તેથી? બિલકુલ નહિ. છેલ્લા ત્રણ મહિનામાં હું એ પહેલાંના બાર મહિનામાં નહિ પડ્યો હોઉં એટલી વાર નવરો પડ્યો છું અને એ જ કારણે મારાથી લેખ વેળાસર લખી શકાયો નહિ હું નવરો હતો તેથી જ મને લેખ લખવા માટેની નવરાશ મળતી નહિ.

ખરી રીતે જોતાં નવરા માણસને એક પળની પણ નવરાશ મળતી નથી. દુનિયામાં સૌથી વધારે કોઈ રોકાયેલા રહેતા હોય, તો તે નવરા માણસો છે. ખૂબ કામધંધામાં રોકાયેલા માણસો, લાખો રૂપિયાના સોદા રૂબજાર કે શેરબજારમાં કરનારા દલાલો ને વેપારીઓ, અસીલના ગજવામાંથી પોતાના ગજવામાં પૈસા આવે તે માટે તન તોડીને મહેનત કરનારા વકીલો, દરદી પથારીને વળગેલો છોડવા માંગે પણ પથારી એને જલદી છોડે નહિ એવી યુક્તિપ્રયુક્તિ અજમાવવામાં દિનરાત

ઉજાગરા કરનારા ડૉક્ટરો અને આખી દુનિયાનો ભાર પોતાને માથે ઉપાડીને ફરનારા શેષનાગ સમા પત્રકારો એ સૌને નાટક-સિનેમા જોવાની, ઘોડાની શરત ને ક્રિકેટમેચમાં હાજરી આપવાની, સંગીત ને નૃત્યની મિજલસોમાં જવાની ફૂરસદ મળે છે; પણ નવરા માણસોને એટલું રોકાણ રહે છે કે એમનાથી આવા આમોદપ્રમોદના કાર્યક્રમોમાં જરા ય ભાગ લઈ શકાતો નથી. 'આજે આપણે સિનેમા જોવા જઈશું? કહે છે કે પ્રભાતની નવી ફિલ્મ બહુ સરસ છે.' નવરા પતિની પત્ની એકાદ વખત ઉમંગથી એને પૂછે છે. 'મને વખત નથી.' પતિ જવાબ દે છે: 'એવું તે શું કામ છે?' પત્ની જરા અકળાઈને પૂછે છે. 'કામ તો ખાસ કંઈ નથી. પણ મને નવરાશ નથી.' પતિ જવાબ દે છે. 'પણ કરવાનું તો કંઈ નથી ને નવરાશ નથી એમ કેમ કહો છો?' પત્ની પૂછે છે: 'તું એમાં ન સમજે. બીજી કોઈ વખત જઈશું. આજે મને ફૂરસદ નથી.' પતિ કહે છે. પત્ની મોઢું ચઢાવીને બીજા ઓરડામાં જતી રહે છે; પણ એને મનાવવા જવાની ફૂરસદ પણ બિચારા નવરા પતિને મળતી નથી.

નવરા માણસને કોઈ પણ જાતનો ધંધો હોતો નથી એમ માનવું એ ખોટું છે. એને એટલા બધા ધંધા હોય છે કે કયો ધંધો એનો નથી તે જ કહેવું મુશ્કેલ છે. આપણા એક નાટકમાં આવે છે, 'નવ કરશો કોઈ પ્રેમ. અરે! એ નવરાના ધંધા.' પ્રેમ કરવો એને એ નાટકકારે નવરાનો ધંધો ગણાવ્યો છે. પ્રેમ કર્યા સિવાય કોઈ દુનિયામાં રહી શકતું છે? માણસો જ નહિ, પણ પ્રાણી માત્રને એ ધંધો વિના ચાલતું નથી. અને પ્રેમ કરનાર માણસને ઘડીની પણ ફૂરસદ હોઈ શકે ખરી? પ્રેમનું પાત્ર હાજર હોય ત્યારે એને રિઝવવામાં દિવસ ક્યારે પૂરો થઈ ને રાત પડી ને રાત ક્યારે પૂરી થઈ ને દિવસ ઊગ્યો તેનું પણ એને ભાન રહેતું નથી. પ્રિયજન ગેરહાજર હોય, ત્યારે તેને યાદ કરવામાં એને દિશા, કાળ કે વિવેક કશાની ખબર રહેતી નથી. નવરા માણસો પણ બીજા ધંધાદારીઓના જેવા જ ધંધા કરે છે; પણ એમનું દૃષ્ટિબિંદુ ધંધાદારી જેવું હોતું નથી. અમુક હેતુ કે પ્રયોજન નક્કી કરીને પછી ધંધાદારીઓ કોઈ પણ કામ માથે લે છે અને ઇષ્ટ હેતુ કે પ્રયોજનને સિદ્ધ કરવા મહેનત કરે છે. નવરા માણસોને કોઈ પ્રયોજન હોતું નથી. એમને કોઈ અમુક હેતુ હોતો નથી. અમુક કામ આવી ચઢ્યું તો એ કરી નાંખે છે. ધંધાદારીઓ, નિશાળે જતા વિદ્યાર્થીઓ કે ઑફિસે જતા નોકરો જેવા હોય છે. એમને અમુક સ્થળે અમુક સમયની અંદર પહોંચવાનું હોય છે. નવરા માણસો દરિયાકિનારે કે બીજી કોઈ પણ જગ્યાએ અમસ્થા લટાર મારવા નીકળેલા સહેલાણીઓ જેવા હોય છે. એમને કોઈ ખાસ જગ્યાએ જવાનું હોતું નથી અને અમુક સમયમાં જ ત્યાં પહોંચવું જોઈએ એવું બંધન પણ એમને હોતું નથી.

ગીતામાં જેને અનાસક્તિયોગ કહ્યો છે, તે એમણે ખરેખરો ખીલવ્યો હોય છે. 'ફળની ઇચ્છા કર્યા વગર કર્મ કરવાં' એમ ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે તેનું એઓ બરાબર પાલન કરે છે. તેઓ કામ કરે છે પણ તેનું શું ફળ મળશે, તેનો એ વિચાર કરતા નથી. ઘણીવાર કશું જ ફળ મળતું નથી. અને ફળ પરથી જ વૃક્ષનો વિચાર કરનારા મોટા ભાગના લોકો એમને નકામા માણસો ગણી કાઢે છે.

એક બહુ જ જોખમભરી કામગીરી બજાવવા માટે કેટલાક ભાઈઓની સમિતિ નીમવામાં આવી હતી. એ સમિતિના સભ્યોએ ત્રણ મહિના સુધી લાગલાગટ સભા ભરી અને એમને એકાવન રાતના ઉજાગરા થયા; પરંતુ એનું કશું પરિણામ આવ્યું નહિ અને છેવટે એ આખી સમિતિને બરખાસ્ત કરવી પડી. એ સમિતિમાં નહોતા એવા

બધા જ માણસોએ સમિતિના સભ્યોને નકામા ને નવરા તરીકે ગણાવ્યા. પણ એ નવરા માણસોએ કરેલી ચર્ચા, એમણે ખેંચેલા ઉજાગરા, એમણે ખાધેલા ધક્કા ને એમણે કરેલો ખર્ચ એ કોઈ પણ કામગરા માણસના કરતાં પ્રમાણમાં ઘણાં વધારે હતાં. આમ છતાં એમણે કશું જ કર્યું નહિ એમ બધાને લાગ્યું.

'નવરો બેઠો નખોદ વાળે (કે લેખો લખે)' એમ આપણે માનીએ છીએ, પણ તે બરાબર નથી નખોદ વાળવા માટે તો કામ કરવું પડે છે ને તે પણ અમુક જાતનું જ. દુનિયામાં જેણે જેણે નખોદ વાળ્યું છે તે બધા જ બહુ કામગરા, કેળવાયેલા ને નિષ્ણાત માણસો હતા.

દુનિયાદારીની દૃષ્ટિએ નવરા માણસો કંઈ ઉપયોગી કામ કરતા નહિ દેખાતા હોય, પણ એઓ આખો વખત કંઈ ને કંઈ કરતા જ હોય કંઈ નહિ તો વિચાર કરતા હોય છે. અને પ્રત્યેક મનુષ્યના પ્રત્યેક વિચારની અસર આખી દુનિયામાં ફેલાય છે એમ ખૂબ વિચાર કરીને મોટા મોટા ફિલસૂફોએ શોધી કાઢ્યું એમના આ વિચારની અસર આખી દુનિયા પર કેટલી પડી છે, તે તો કોણ જાણે, પણ મારા પર તો ચોક્કસ પડી છે. હું વિચાર કરીકરીને આખી દુનિયાને સુધારવા મથું છું. અને મારી ખાતરી છે કે અત્યારે દુનિયા જરા પણ સીધી ચાલે છે તેનું કારણ મારા ને મારા જેવા બીજા પરોપકારી મનુષ્યો બેઠાબેઠા સદ્‌વિચારનાં આંદોલનો ફેલાવે છે તે જ છે! પણ આ જરા આડી વાત થઈ. કહેવાની મતલબ એટલી જ છે કે જે વિચાર કરે છે, તે પણ કંઈ કામ કરે છે. કામ કરે છે એટલું જ નહિ, પણ ઉપયોગી કામ કરે છે.

એક રીતે જોતાં જેઓ દુનિયાનું કંઈ પણ ભલું કરી ગયા છે, તેમાંના મોટા ભાગના માણસો નવરા પુરુષો જ હતા. સંતો ને મહંતો, વિચારકો ને પ્રચારકો, લેખકો ને કલાકારો એમને સૌને નવરા માણસ તરીકે ગણાવી શકાય.

આપણા અસલના ઋષિમુનિઓ દુનિયાદારીની વાતો છોડી, પૈસાટકા મળે એવા ધંધાધાપા કરવા માંડી વાળી, કોઈ નદીકિનારે જઈ એકાંતમાં આસન જમાવીને બેસતા. અને પછી નવરા માણસોનો જે મુખ્ય ધંધો વિચાર કર્યા કરવાનો તેમાં એકાગ્ર બની જતા. એ ઋષિમુનિઓએ આમ કોઈ ઉપયોગી કાર્ય દુનિયા માટે કર્યું નથી એમ કેટલાક માને છે; છતાં આજે પણ આપણે તેમને અભિમાનપૂર્વક સંભારીએ છીએ. રાજકુમાર સિદ્ધાર્થ પરણેલો ને છોકરાવાળો માણસ હતો, એટલું જ નહિ, એ રાજગાદીનો માલિક પણ હતો એને માથે ઘર ને રાજ ચલાવવાનું બેવડું કામ હતું. જરા પણ નવરા રહેવાનું એને પોષાય એમ નહોતું. પણ બૈરી ને છોકરો, રાજ ને પાટ બધું છોડીને એ ચલી નીકળ્યો અને તદ્દન નવરો બનીને એક ઝાડ નીચે બેસીને તપશ્ચર્યા કરવા મંડી ગયો અને અંતે ગૌતમ બુદ્ધ તરીકે આખી દુનિયામાં નામ કરી ગયો. આને બદલે એણે ફક્ત રાજ ચલાવ્યું હોત ને પત્નીનું ને પ્રજાનું સારી રીતે પાલનપોષણ કર્યું હોત, તો કદાચ એક સારા રાજા તરીકે એ ગણાત. એવા રાજાઓને અત્યારે બાર તોપોની સલામીનું માન મળે છે તેવું તો નહિ, પણ કંઈક તેવી જાતનું માન એને માટે આપણને થાત. પણ ગૌતમ બુદ્ધે આખી દુનિયામાં પોતાનું નામ ફેલાવી દીધું, તેવું રાજા સિદ્ધાર્થથી થઈ શકત નહિ. આજે પણ ઘરનાં છોકરાંને રઢી ચાટતાં રાખી. દુનિયાને ખવડાવીપિવડાવીને તેનો ઉદ્ધાર કરવા નીકળી પડેલા માણસોને નવરા નહિ તો બીજું શું કહી શકાય?

ગ્રીસ દેશની એક પ્રાચીન દંતકથામાં આવે છે, કે એ દેશના એક નાનકડા ગામમાં એક

ફિલસૂફ રહેતો હતો. એ ખરેખરા નવરા માણસને છાજે એમ કંઈ કામ કરતો નહિ, પણ વિચાર કર્યા કરતો. એની પાસે સલાહ લેવા અવારનવાર કોઈક માણસો આવતા. એની સલાહથી એ માણસોને બહુ જ લાભ થતો. ધીરેધીરે એની ખ્યાતિ વધતી ગઈ અને પછી દેશપરદેશથી પણ મોટામોટા માણસો એની સલાહ લેવા આવવા લાગ્યા. એકવાર એ દેશનો રાજા એની સલાહ લેવા આવ્યો. 'ફિલસૂફ સાહેબ! મેં બાજુના મુલક પર ચઢાઈ કરવાનો વિચાર કર્યો છે. લશ્કર તૈયાર છે અને જીતી જઈશું એમ ચોક્સ લાગે છે. તમે શી સલાહ આપો છો?' રાજાએ પૂછ્યું. 'એ મુલક જીત્યા પછી શું કરશો?' ફિલસૂફે પૂછ્યું. 'એ પછી? એ પછી એની બાજુનો મુલક છે તેના પર ચઢાઈ કરીશું.' રાજાએ જવાબ દીધો. 'વારુ તે પછી?" ફિલસૂફે પ્રશ્ન કર્યો. 'તે પછી એની ઉત્તરમાં બેત્રણ નાનકડાં રાજ્યો છે તેમને આપણા સામ્રાજ્યમાં ભેળવી દેવાનું કામ ઉપાડવું પડશે.' રાજાએ કહ્યું. 'ઠીક, એ પછી શું કરશો?' ફિલસૂફે પ્રશ્નપરંપરા ચાલુ રાખતાં કહ્યું. 'તે પછી તો આજુબાજુનાં બધા મુલકો આપણા તાબામાં આવી ગયા હશે. એટલે પછી કરવાનું કંઈ રહેતું નથી. ખાઈપીને લહેર કરીશું. આપણે સૌ અમનચમન ને આનંદપ્રમોદમાં દિવસો ગાળીશું.' રાજાએ જવાબ દીધો. 'ત્યારે અત્યારે જ એમ કાં ન કરીએ? નાટકના લડાઈઝઘડા મચાવ્યા વિના 'એમ ને એમ જ અમનચમન ને આનંદપ્રમોદમાં દિવસો ગાળતાં આપણને કોણ અટકાવે છે?' ફિલસૂફે કહ્યું. રાજાને એની વાત ગળે ન ઊતરી. એણે તો જુદાજુદા મુલકો પર ચઢાઈ કરવા માંડી કેટલાક મુલકો જીતી પણ લીધા; પણ છેવટે એક લડાઈમાં એ માર્યો ગયો.

નવરાનું દષ્ટિબિંદુ આ કથામાંના ફિલસૂફના જેવું ને કામધંધાવાળાઓનું રાજાના જેવું હોય છે. નવરા માણસોની નજર છેક અંતિમ બિંદુ તરફ હોય છે. દુનિયાદારીની ધમાલમાં પડેલાઓને છેક પાસેની વસ્તુ સિવાય બીજું કંઈ દેખાતું નથી. ઘરનાં હાંલ્લાં શીકે ચઢે એ જ દુનિયામાં ડાહ્યાઓનો મુખ્ય હેતુ હોય છે. ઘરના શીકા પર ઘરનાં હાંલ્લાંઓ ચઢે એથી નવરાઓને સંતોષ થતો નથી. પણ આખી દુનિયાના બધા મનુષ્યો પ્રગતિની ટોચે પહોંચે એ એમનો હેતુ હોય છે. અને તે માટે એ લોકો એટલું કામ કરતા હોય છે, કે કંઈ પણ કામ કરતા હોય એમ દેખાતું નથી. નવરા જેવા દેખાય છે.

ખૂબ જોરમાં ફરતો ભમરડો સ્થિર દેખાય છે. એની ગતિ ઓછી થાય ત્યારે જ એ ફરતો દેખાય છે. તે જ પ્રમાણે ખૂબ કામમાં મચી રહેલા નવરા માણસો આળસુ જેવા દેખાય છે અને થોડુંઘણું કામ કરી મોટે ભાગે આળસુ રહેનારા માણસો કામગરા દેખાય છે. ઓછી ગતિવાળો ભમરડો ફરતો જણાય છે, પણ તેનું કારણ એ ફરે છે તે નથી. તેનું કારણ એટલું જ છે કે ફરતાં-ફરતાં એનાથી સ્થિરતા સચવાતી નથી ને તેથી એ આમતેમ ડોલે છે. ખૂબ ગતિમાં હોય છે ત્યારે એ પોતાની સ્થિરતા જાળવી શકે છે ને તેથી ફરતો જ ન હોય એમ જોનારને લાગે છે. આ જ પ્રમાણે નવરા માણસો ગમે તેટલું કે ગમે તેવું કામ કરતા હોય, એમની આધ્યાત્મિક, માનસિક ને શારીરિક સ્થિરતા એવી ને એવી રહે છે. એ ડોલતા નથી, ચલાયમાન થતા નથી. દુનિયાદારીની ઉપાધિમાં પડેલા કામધંધાવાળા માણસો જરાજરા વાતમાં વ્યગ્ર થઈ જાય છે. થોડા વખતમાં ઘણું કરી નાખવા, જરાક મહેનતે તાલેવંત થઈ જવા, વિના યોગ્યતાએ મોટીમોટી સત્તા મેળવવા હમેશાં એવાં ફાંફાં મારતા હોય છે. એમના ભાથામાં તીર ને માથામાં અક્કલ ઓછાં હોય છે, પણ આંધળા માણસની પેઠે

નિશાન તાકયા વિના એમને અનેક કળ તીર મારીને તોડી પાડવાં હોય છે. આથી એમનું ધાર્યું ઘણી બાબતમાં થતું નથી અને એઓ માનસિક સમતોલપણું ગુમાવે છે શરીરે પણ હેરાન થાય છે અને આસપાસનાંઓને લાગે છે, કે 'મહેનત કરીકરીને આ બિચારાનું શરીર બગડી ગયું' પણ મહેનત કરવાને લીધે, કામ કરવાને લીધે એમનાં શરીર કે મન બગડતાં નથી એ બગડે છે તો કૂદકો મારી ફેરી તોડવા ઇચ્છતા વામનજીને મળે એવી એમને મળતી નિરાશાને કારણે

આંધી ને વંટોળિયાના તોફાનમાં પણ મોટાં વૃક્ષો અડીખમ ને સ્થિર ઊભાં રહે છે નાનાનાના છોડવાઓ ને ઝાડવાંઓ પવનની પ્રત્યેક લહેરે ડોલી ઊઠે છે, પણ તેથી કોઈ એમ નથી કહેતું કે છોડવાઓ ને ઝાડવાંઓ કામ કરે છે ને વૃક્ષો નકામાં ને નવરાં ઊભાં રહે છે મનની નાનીમોટી ઇચ્છાને તાબે થતા, દુનિયાની એકેએક વસ્તુ પાછળ ફાંફાં મારતા, નિરંતર ઉગ્ર ને વ્યગ્ર બનીને દોડધામ કરતા, વગરકારણે પરસેવો પાડતા ને બીજાને પડાવતા, કામગરા માણસો કરતાં શાંત ને સ્થિર રહીને દુનિયાની નજરે નકામા દેખાતા નવરા માણસો જે કામ કરે છે તેનું મૂલ્ય ઘણું વધારે હોય છે

આવા માણસો ઘરનાંને નવરા લાગે છે, કારણ કે એ બીજાનું એટલું કામ કરતા હોય છે કે ઘરનું કામ કરવાની એમને ફુરસદ હોતી નથી બીજાને એ નવરા લાગે છે, કારણ કે ખરેખર ઉપયોગી કાર્યમાં એઓ એટલા ગૂંથાયેલા હોય છે કે બીજાઓને મળવાની ને તેમની સાથે ગપ્પાં મારવાની એમને નવરાશ હોતી નથી

મરાઠીમાં વરને નવરો કહે છે, તે કંઈ અમસ્તું નથી વર એટલે ધણી–માલિક મોટો માણસ હમેશાં નવરો હોય છે, અને નવરા માણસો, એમને પોતાને એ ખબર હોતી નથી છતાં મોટા હોય છે આખી દુનિયાનો ધણી ઈશ્વર પણ નવરો જ છે ને! સૌને પોતપોતાનાં કર્મ પ્રમાણે ફળ મળે છે જે જેવું કરે છે તેવું તેને ભોગવવું પડે છે એમાં જરા યે ફેરફાર થઈ શકતો નથી કર્મનાં ફળ એની મેળે જ મળ્યા કરે છે ઈશ્વરને એમાં કંઈ કરવાપણું રહેતું નથી આમ એને મોટે ભાગે નવરાશ જ રહે છે અને એ નવરો પડ્યો, એને લાગ્યું કે હું એકલો છું, નવરો છું, મારે કંઈ કરવું જોઈએ, એટલે એણે દુનિયા પેદા કરી આમ આપણી આખી દુનિયા એ નવરા પુરુષની પેદાશ છે વરનો બીજો અર્થ 'ઉત્તમ,' 'પસંદ કરવા લાયક' એવો પણ થાય છે નવરાઓ ઉત્તમ છે પસંદ કરવા લાયક છે નવરાએ ઉત્પન્ન કરેલી નવરી દુનિયામાં નવરાઓ જ વરની પેઠે વરવા જ પસંદ યોગ્ય છે એમ મરાઠી ભાષા સૂચવે છે અને એવા ઉત્તમ પુરુષોના ધંધા, નવરાના ધંધા તે બધા ધંધાઓમાં શ્રેષ્ઠ છે, પસંદ કરવા યોગ્ય છે એમાં સંદેહ શો?

★

આશાનો ત્યાગ કરી માયા, મોહ તેમ જ માનઅપમાનથી થતા હર્ષશોક તેમ જ સ્તુતિનિંદાનો જે ત્યાગ કરે છે એને જ કબીરે સંત તરીકે માન્યા છે કારણ કે કાંચન અને કામિનીનો ત્યાગ કરનાર અને કોઈ પણ જાતની વાસના વગર હમેશાં આત્મસ્વરૂપમાં લીન રહેનાર સંતમહાત્મા જ પ્રશંસાને લાયક છે

x

# અખંડાનંદનો જીવનમહિમા

લેખકો :
શ્રી જ્યોતીન્દ્ર દવે
શ્રી સોપાન

આ સંસ્થાના વાચકોને સુપરિચિત એવા આ બન્ને લેખકોએ સ્વામીજીનું વિસ્તૃત જીવનચરિત્ર લખ્યું છે અને તે થોડા સમયમાં જ પ્રસિદ્ધ થવાનું છે. એ ચરિત્રગ્રંથમાંથી થોડાંક પાનાં અહીં રજૂ કર્યાં છે. 'અખંડ આનંદ'ના વાચકો અખંડાનંદનો જીવનમહિમા લઈ જાણે.

કોઈ ભગવાંધારીને જોઈ આપણા અંતરમાં આદર અને ભક્તિની ભાવના જાગી ઊઠે, એ દિવસો તો હવે વહી ગયા છે. સુધારકોને તો એવું દૃશ્ય જોતાં એમ પણ લાગે, કે આ ભગવા અંચળા નીચે પ્રમાદ, પાખંડ, નિષ્ક્રિયતા, અજ્ઞાન અને જડતા છુપાયેલાં હશે. ગામડાના અણસમજુ લોકો એમને નમન કરે ખરા; પરંતુ એમના દિલમાંયે ભક્તિનો ભાવ તો ભાગ્યે જ પ્રગટે.

આપણે જાણીએ છીએ, કે આ સ્થિતિ આજથી પચાસ વર્ષ પહેલાં નહોતી અને બહુ દૂરના ભૂતકાળમાં નજર નાખીએ, તો સંન્યાસધર્મ તો સૌથી શ્રેષ્ઠ ધર્મ હોય એ રીતે એનું બહુમાન થતું હતું. સંન્યાસીઓના ચરણમાં મોટામોટા મુગટધારીઓનાં મસ્તકો ઝૂકી પડતાં હતાં. સમાજના આદર્શ નક્કી કરવાની શક્તિ એ કાળે રાજદંડમાં નહોતી, પરંતુ સંન્યાસીના દંડમાં હતી. ગોપીચંદ કે ભર્તૃહરિ ઐતિહાસિક વ્યક્તિ હોય કે ન હોય, પરંતુ તેમની મહત્તા આજે પણ લોકહૃદયમાં વ્યાપેલી છે તે એમનાં રાજત્વના કારણે નહિ, એ સંન્યાસી થયા અને સંન્યાસને શોભાવ્યો, એટલે જ તેઓ પ્રજાહૃદયના આદરના અધિકારી બન્યા. એમણે સંન્યાસ લઈ પોતાના આત્મકલ્યાણની જ સાધના કરી હોત, તો યે લોકહૃદયમાં આવું સ્થાન પ્રાપ્ત કરી શકત નહિ. એમણે લોકકલ્યાણનો માર્ગ સ્વીકાર્યો અને પરમાત્માની પ્રાપ્તિની સાધનાના એક ભાગ તરીકે જ એમણે લોકોની વચ્ચે જવાનું પસંદ કર્યું.

સંન્યાસીઓના શિરોમણિ જેવા જગદ્‌ગુરુ શંકરાચાર્યનું સ્મરણ કરતાં, તો આજે પણ આપણું મસ્તક નમી પડે છે. એમની પંક્તિમાં બેસી શકે એવા સંન્યાસીઓ બહુ ઓછા હશે; પરંતુ ઇતિહાસ એવી સાક્ષી પૂરે છે, કે ઓછાવત્તા પ્રમાણમાં આ પ્રણાલિકા હમેશ ચાલુ રહી છે અને એના પ્રતાપે આપણી સંસ્કૃતિ જીવતી રહી છે.

ગયા યુગનો જ વિચાર કરીએ, તો સ્વામી દયાનંદ સરસ્વતી, શ્રીરામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ વગેરેએ એ પંથે જ પગલાં માંડી આપણી ધર્મજ્યોતિને પોતાના પુરુષાર્થથી સંકોરીને પ્રજ્વલિત રાખી છે.

આપણા દેશના દુર્ભાગ્યે આ ધર્મમાર્ગની કેડી ઉપર ચાલનારાઓ હવે બહુ જૂજ દેખાય છે. શક્તિ કે બુદ્ધિનો પ્રભાવ ઓછો હોય કે વધુ હોય, તે વસ્તુ બહુ મહત્ત્વની નથી; મહત્ત્વની વસ્તુ તો સાચા સંન્યાસની, સકામ કર્મના—સ્વાર્થયુક્ત જીવનના ત્યાગની છે. આ ત્યાગમાર્ગે જનારા આજે કેટલા? કહેવાય છે, કે હિંદમાં લગભગ ૬૦ લાખ બાવાઓ છે. આમાં સાચા સંન્યાસી કોઈ હશે જ નહિ, એમ કહેવાનો તો આશય નથી જ; પરંતુ સાચાઓની અને તેમાં પણ જનકલ્યાણ અર્થે જીવનશક્તિ ખરચનારની સંખ્યા અતિ અલ્પ હશે, એમાં કંઈ સંશય છે?

દેશની આવી દરિદ્ર સ્થિતિમાં ભિક્ષુ અખંડાનંદના જીવનનો જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે અંતરનો વિષાદ જરા ઓછો

થાય છે અને એમ લાગે છે, કે આપણા પોતાના જીવનકાળમા, એટલે . આ યુગમા પણ સંન્યાસને શોભાવનાર વ્યક્તિને આપણે જોઈ જાણી શક્યા છીએ.

ભિક્ષુ અખંડાનંદે સંન્યાસદીક્ષા લીધી સંવત ૧૯૬૦ની મહાશિવરાત્રિએ. એ વખતે એમની વય ૨૮–૨૯ વર્ષની હતી. સંસારમાં એવું કોઈ ભયકર દુખ નહોતું, કે એ છોડીને ત્યાગનું–સંન્યાસનું સુખ મેળવવાની વૃત્તિ થાય. દુનિયા જેને સુખ અને દુખ માને છે, તેને જો એમણે પણ સુખદુઃખ માન્યાં હોત તો સ્ત્રી, બાળક, કુટુંબ, વેપાર અને ગામ છોડીને હિમાલયને માર્ગે જવાનુ તેઓ પસંદ કરત નહિ એમની જીવનપ્રવૃત્તિ એટલો ખ્યાલ તો આપે જ છે, કે કોઈ પણ પ્રવૃત્તિમાં રહીને દુન્યવી સુખનાં સાધનો તેઓ મેળવી શક્યા હોત.

નાનપણથી ભજનોમાં એમનું મન રત રહેતું હતું આ ભજનો કંઠે જ રહી ગયાં હોત, તો જીવનભર સંસારના સુખમાં રચ્યાપચ્યા રહી આધ્યાત્મિક વાણી તેઓ ઉચ્ચારી શકત; પરંતુ આ ભજનો તો હૃદય સુધી પહોચી ગયા. 'જાગીને જોઉં તો જગત દિસે નહિ' એવો અનુભવ આત્મસાત થઈ ગયો. એમણે સંસારની અસારતા પારખી લીધી એમણે જોયું કે આ બંને પ્રવૃત્તિ–રામભજન અને કામભજનની–એકસાથે ચાલી શકશે નહિ. એમાથી એક છોડ્યા વિના શાતિ મળશે નહિ. દંભ કરવાની એમની પ્રકૃતિ નહોતી. એમણે એક આંચકો મારીને સંસારની પ્રવૃત્તિમાંથી પોતાની જાતને છોડાવી લીધી અને હિમાલયનો માર્ગ ગ્રહણ કર્યો

સંન્યાસી થયા પછી શુ કરવું, તેની કોઈ કલ્પના એમના ચિત્તમાં હોવાનો સંભવ નથી. સત્યની શોધ, ઈશ્વરની શોધ, પરમ સુખની શોધ, અખંડ આનંદની શોધ એ જ એમના અંતરની ઝંખના હતી. તે દિવસે કોઈએ એમને જોયા હોત, તો એમની અતરની આ ઝખના તે નિહાળી શકત નહિ. હજારો–લાખોની સાથે એમની ગણના પણ થઈ ગઈ હોત. કોણ જાણી શકે કે અંતરમાં આગ લગીને આ યુવાન સન્યાસી હિમાલયમાં જઈ રહ્યો છે? કોણ જાણી શકે કે કોઈ દિવ્ય સદેશ સાભળીને પ્રાચીન સતો ને સંન્યાસીઓએ ખેડેલા માર્ગે એણે પ્રવાસ આરભ્યો છે?

એમના પોતાના અતરમાં પણ ત્યારે તો કદાચ ધુમ્મસ છવાયું હશે, રાત્રિ વીતી ગઈ હશે, અધકાર નાશ પામ્યો હશે, સૂર્યદેવતા ક્ષિતિજમાં આવી ગયા હશે; છતા ધુમ્મસ હજી વિખેરાયું નહિ હોય એ ધુમ્મસની નીચે અંતરની સૃષ્ટ સંતાઈને પડેલી હશે.

એ ધુમ્મસ એક દિવસ વિખરાઈ ગયું, સૂર્ય ઉપર ચડતો જ ગયો ધુમ્મસ વિખેરાતાં સાચી સૃષ્ટિનં એમણે અવલોકન કર્યું. જીવનસિદ્ધિનો મેરુ પર્વત એમની આખ સામે દેખાયો. તેઓ ડર્યા નહિ, પાછા હઠ્યા નહિ, સાંકડી કેડી ઉપર પગ મૂકતાં એમણે પાછું વાળીને જોયું પણ નહિ હાથમાં સંન્યાસનો દંડ હતો. એ દડે એમને બળ આપ્યું, પ્રેરણા આપી અને તેઓ જીવનનું પરમ સુખ પામવા માટે આગળ ધપવા લાગ્યા.

× × ×

પાંત્રીસ વર્ષ સુધી એકધારી પ્રવૃત્તિ કરનાર બાવો તે બાવો જ રહે, લાખોનો વહીવટ કરે, હજારો રૂપિયાને આમતેમ ઉછાળે, અનેક માણસોને પગારદાર રાખે, માલ ખરીદે અને માલ વેચ, છતાં લાબા પાંત્રીસ વર્ષમાં એક ક્ષણ પણ એ મિલકત પ્રત્યે મમતા ન સેવે, એના મોહમાં જકડાય નહિ, એના નાશની કલ્પનાથી ગભરાય નહિ, એ વસ્તુ સામાન્ય નથી. ભિક્ષુએ ધાર્યું હોત, તો નિવૃત્તિપરાયણ જીવન ગાળી, શરીર અને મનનું આરોગ્ય ભોગવી તેઓ આનંદ માણી શક્યા હોત. એમણે ધાર્યું હોત તો કર્મપરાયણ રહી સત્તાની મોજ પણ ભોગવી શક્યા હોત, પરંતુ એમણે તો આ

અને માર્ગો વર્જ્ય ગણ્યા અને સાચા સંન્યાસને શોભાવ્યો. ગીતાનો મંત્ર "कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन" તેઓ ચરિતાર્થ કરી ગયા.

સ્વામીજીને પૂર્વાશ્રમમાં એક પુત્ર થયો હતો. તેનું નામ મોતીલાલ. મોતીલાલે કેળવણી સાધારણ લીધી હતી અને તે ઘર આગળ દુકાન ચલાવી ગુજરાન ચલાવતા. એમને પણ ભજનભક્તિમાં સારો રસ હતો અને દયાલબાગ–આગ્રાના રાધાસ્વામી સંપ્રદાયના ખાસ ભક્ત બન્યા હતા. એમને એક પુત્ર હતો. એનું નામ ચંદુલાલ. પોતાની આર્થિક સ્થિતિ સાધારણ હોવા છતાં એમણે ચંદુલાલને શિક્ષણ આપવા ઠીક પ્રયત્ન કરેલો. પાછળથી ચિરંજીવી ચંદુલાલને વડોદરાના લોહાણા છાત્રાલયમાં રાખી મેટ્રિક સુધી અભ્યાસ કરાવ્યો. કૉલેજમાં અભ્યાસ કરવા માટે જોઈતાં નાણાંની સગવડ મોતીલાલ કરી શક્યા નહિ. સ્વામીજી સાથે સંબંધ ધરાવતા ગૃહસ્થોના ધ્યાન ઉપર આ વાત આવી. અને તેમાંની શ્રી. ઉત્તમભાઈએ એકવાર સમય પારખી સ્વામીજીને કહ્યું: "સ્વામીજી, ચંદુલાલનું શિક્ષણ અટકી પડ્યું છે. આગળ ભણવા માટે એને પૈસા જોઈએ છે. તમે મદદ કરી શકો એમ છો. તમારે મદદ કરવી જોઈએ."

સ્વામીજીએ જવાબ આપ્યો: "એનાથી વધુ ગરીબ માણસો આ દેશમાં રહ્યા છે, એટલે મારાથી એ ગરીબોને મૂકી ચંદુલાલને કેમ મદદ કરી શકાય? 'સસ્તું સાહિત્ય' મારી મિલકત નથી. હું તો તેનો માત્ર સેવક જ છું"

શ્રી. ઉત્તમભાઈએ દલીલ કરી: 'પણ તમે ઘર છોડ્યું ત્યારે ઘેરથી જે રકમ લઈ ગયેલા તે રકમ તો આજે વ્યાજ સાથે પાછી આપવી જોઈએ ને?'

સ્વામીજી રોષે ભરાઈ બોલ્યા: "એ શું બોલ્યા? ઘરની મિલકતમાં મારો ભાગ નહોતો? મારા ભાગ કરતાં એક પાઈ પણ વધુ મેં લીધી નથી. એ દૃષ્ટિએ તો મારે કશું આપવાનું જ નથી. વધુમાં હું સંન્યાસી છું, આખું વિશ્વ મારું કુટુંબ છે. વિશ્વને કુટુંબ બનાવવા માટે જ અંગત કુટુંબનું બાળોતિયું મેં છોડ્યું છે. વળી એ પણ જાણી લો કે જે કેળવણી લેવાથી ગરીબોને ચૂસવાની યુક્તિપ્રયુક્તિ જ માત્ર જાણી શકાય છે, તે કેળવણી માટે હું એક પાઈની પણ મદદ ન આપું! ચંદુલાલને સાચી કેળવણી લેવી હોય તો તે વર્ધા જાય. ત્યાં ગ્રામઉદ્યોગ શીખી લે અને પછી ગામડાંની સેવા કરવા માટે બેસી જાય. એની સાચી જરૂરિયાતનો પ્રશ્ન એમાંથી આપોઆપ ઊકલી જશે."

બીજો એક પ્રસંગ છે: માધાકુંભારના ઘરનો નીચેનો ભાગ પુસ્તકવેચાણ માટે ઉપયોગમાં લેવાતો હતો. ઉપર સ્વામીજી બેસતા હતા. સ્વામીજીની ખ્યાતિ વધતી જતી હતી, એટલે મળવા આવનારાઓ અનેક નીકળતા. એક દિવસ કોઈ મળવા આવ્યું. સ્વામીજીની સૂચના અનુસાર નીચેના માણસે જવાબ આપ્યો: 'સ્વામીજી કોઈને મળતા નથી. કામમાં ડૂબેલા છે.' 'પણ હું તો એમનો સગો થાઉં!' પેલા ભાઈએ મુંઝાઈને પૂછ્યું: 'શું સગા થાઓ?' જવાબ મળ્યો: 'પુત્ર!' એમને નીચે બેસાડી પેલા ભાઈ ઉપર ગયા. એમણે ડરતાંડરતાં સ્વામીજીને ખબર આપ્યા. સ્વામીજી પળવાર દિગ્મૂઢ બની ગયા. આસપાસ બેઠેલાઓ સ્વામીજીનું મનોમંથન નીરખી રહ્યા. થોડીકવાર શાંતિ છવાઈ ગઈ. અંતે સ્વામીજી બોલ્યા: 'કહો, કે નહિ મળી શકું.' તરત જ એ જવાબ પુત્રને પહોંચાડવામાં આવ્યો, પુત્ર નિરાશ થયો. એણે કરુણ સ્વરે કહ્યું: "મારો શો દોષ છે? હું તો માત્ર એમનાં દર્શન કરવા જ આવ્યો છું. એ સિવાય બીજી કોઈ ઇચ્છા નથી. એમને કહો કે દર્શન કરી હું તરત જ પાછો ચાલ્યો જઈશ" સંદેશો સ્વામીજીને પહોંચાડાયો, ત્યારે પણ તેઓ એટલા જ કરુણ સ્વરે

બોલ્યા: "એ હું સમજું છું, પણ અમારી આંખો મળે તો, ન મારું દિલ વશ રહે, ન એનું. ન મળીએ એ જ ઇષ્ટ છે!" સદા કઠોર લાગતા સ્વામીના દિલની કરુણા આ શબ્દોમાં વ્યક્ત થઈ. પુત્ર નિરાશ થઈ ચાલ્યો ગયો. સંન્યાસી એની કઠોર સાધનામાં પરોવાઈ ગયા!

લકવાના હુમલા વખતે સ્વામીજી વાડજ રહેતા હતા એ વખતે પૂર્વાશ્રમના એમનાં બેન મળવા માટે આવ્યાં. સ્વામીજીએ ના કહેવડાવી. બેને પુછાવ્યું: 'બીજી સ્ત્રીઓને દર્શન આપો છો, તો મને શા માટે નહિ?' છતાં યે સ્વામીજીએ રજા ન આપી. બેનથી ન રહેવાયું. એ ઉપર ધસી આવ્યાં સ્વામીજીને ખબર પડી કે બેન આવે છે, એટલે એમણે બાજુમાં પડેલો કામળો માથે ઓઢી લીધો અને હાથના સંકેત સાથે બૂમો પાડી: 'ચાલ્યાં જાઓ, ચાલ્યાં જાઓ.' પણ બેન ખસ્યાં નહિ. દસેક મિનિટ સુધી આ હૃદયદ્રાવક દૃશ્ય ચાલુ રહ્યું. અંતે સ્વામી જીત્યા, બેન હાર્યાં. દર્શન વિના જ એમને પાછા જવું પડ્યું.

વર્ષો પછી આવો પ્રસંગ ફરીને એમના પૌત્ર ચંદુલાલ સાથે બન્યો હતો. સ્વામીજીના એક ભક્ત એનો મેળાપ કરાવવા ઇચ્છતા હતા. પૌત્રને દાદાની હૂંફ મળે એવી એમની ભાવના હતી, પણ સ્વામીજી સંમત થયા નહિ. આમ છતાં એકવાર એ પૌત્રનો મેળાપ થઈ ગયો, પણ એક વિલક્ષણ પ્રસંગે. સ્નેહીજનોએ જ આ ગોઠવણ કરી હતી. સ્વામીજીને રામાયણ, ભાગવત સાંભળવાનો ભારે શોખ એ માટે સ્વામીજી સારા કંઠવાળા કોઈને બોલાવતા અને તે વંચાવતા. દાદા સાથે પરિચય કરાવવાના ઉદ્દેશથી જ સ્વામીજીના ભક્તો રામાયણ વાંચવા માટે ચંદુલાલને બોલાવી લાવ્યા. ચંદુલાલનો કંઠ સારો હતો. વાચન પૂરું થયું. સ્વામીજી મુગ્ધ થયા. ઉત્તમભાઈએ હેતુપૂર્વક તેનું નામ પૂછ્યું તેણે જવાબ આપ્યો: 'ચંદુલાલ.' બીજો પ્રશ્ન આવ્યો: 'પિતાનું નામ?' 'મોતીલાલ.' શ્રી. ઉત્તમભાઈ આગળ વધ્યા: 'દાદાનું નામ?' પૌત્રે જવાબ આપ્યો: 'લલ્લુભાઈ ઠક્કર' અને પૌત્રની આંખ દાદાના ચહેરા ઉપર મંડાઈ રહી સ્વામીજીને તરત જ ભાન થયું અને સ્વભાવગત રોષ ભભૂકી ઊઠ્યો. આંખ મળી પણ હૃદય મળી શક્યાં નહિ. આમ છતાં પૌત્ર ત્યાંથી ખસ્યો નહિ. ગાડીમાં બેસી જવાનું હતું. સ્વામીજી લકવાથી પીડાતા હતા. એ ગાડીમાં બેઠા. ડરતાંડરતાં ચંદુલાલ પણ અંદર બેસવા ગયો, પણ સ્વામીજીએ સ્પષ્ટ ના પાડી દીધી. ચંદુલાલ જોઈ રહ્યો. સ્વામીજી સહેજ કૂણા પડ્યા અને બોલ્યા 'કાલે મળવા માટે આવજે.'

ચંદુલાલ બીજે દિવસે સ્વામીજી પાસે જઈ બેઠો કે તરત જ એમણે કહ્યું: "જો પૈસાબઈસાની વાત કરીશ જ નહિ. અને આ થોડી ચોપડીઓ આપું છું તે વાંચજે ને બીજાને વંચાવજે. ને જો આ રહ્યો ખાખરાના મૂળનો અર્ક. વાપરજે ને આંખે ચશ્માં છે તે ઊતરી જશે" આમ કહી સોએક પુસ્તકો અને ખાખરાના મૂળના અર્કની થોડીક શીશીઓ આપી.

*

પૂર્વાશ્રમના સ્વજનો સાથેનું સ્વામીજીનું આવું વર્તન ઘણાને કઠોર લાગશે મળવામાં શું? સહેજ સંબંધ રાખવામાં શું? એવો સંદેહ પણ ઉપસ્થિત થાય એમ છે, પરંતુ સ્વામીજીના અંતરને જો બરાબર ઓળખીએ તો એમના વર્તન પાછળ કઠોરતા નહોતી; પરંતુ માનવસહજ નિર્બળતામાં લપટાઈ ન જવાય તેની સાવધતા હતી એટલું સમજાઈ આવશે. મળવાના દરેક પ્રસંગે એમનું દિલ હચી ઊઠ્યું છે. સંન્યાસીઓ માટે એવો એક રિવાજ પ્રચલિત છે. કે સંન્યાસમાં સ્થિર થયા પછી બેત્રણ વર્ષે પોતાના પૂર્વાશ્રમને ઘેર

જઈ આવવું આ રિવાજની પાછળ સંન્યાસની કસોટી કરવાની જ ભાવના હશે. સ્વામીજીના સંન્યાસજીવનમાં આવો પ્રસંગ બન્યો નથી, તેનું કારણ એમ પણ હોઈ શકે કે આવી કસોટીમાં ઊતરવા તેઓ ઇચ્છતા જ નહોતા. એમ પણ હોઈ શકે કે એવું કશું કરવાનું એમણે પસંદ પણ ન કર્યું હોય. ગમે તે હોય, જેટલા પ્રસંગો બન્યા છે તેટલા બધા જ કરુણ છે અને સ્વામીજીની સંન્યાસભાવનાને શોભાવનારા છે, એમ કહેવું જ જોઈએ.

સ્વામીજી કહેતા: 'જેઓ ખરા મનથી ભક્તિ કરવા, પરોપકાર કરવા મથી રહ્યા છે તેવા માણસો આ શરીરને બહુ જ વહાલા લાગે છે, સગાં ભાઈબેન જેવા લાગે છે.' સ્વામીજીના નવા કુટુંબીઓ કોણ હતા અને કેવા હતા તે આ ઉપરથી જાણી શકાય છે.

સ્વામીજીને જેવું મનોમંથન એમનાં કુટુંબીજનોના સંબંધને અંગે થયું છે, તેવું જ મનોમંથન પહેલેથી છેલ્લે સુધી પોતાના અંગત ખર્ચ અંગે એમણે ભોગવ્યું છે. 'સસ્તું સાહિત્ય' ને તેઓ પ્રભુનું કામ માનતા હતા. પ્રભુના કામમાં કોઈ જાતની કચાશ ન રહેવી જોઈએ, એવી એમની માન્યતા હતી. ઘડપણમાં પ્રભુભજન કરશું એવા ખ્યાલને તેઓ ધિક્કારતા હતા. તેઓ કહેતા: "અનેકોને તેમનું મન અનેક બહાને છેતરે છે અને છેવટે 'એઠું પાણી ઉકરડે' તેની પેઠે રસકસ નીકળી ગયેલું શરીરરૂપી ખોખું લોકસેવામાં આપવા અનેકો ધારે છે, પણ તેટલું લાંબું આયુષ્ય એક તો થોડાકને જ હોય છે ને હોય છે તોપણ વાસીફૂસી વધ્યુંઘટ્યું એ ખાતે આપવામાં બહુ સાર્થકતા થતી નથી."

આવું કહેવાનો સ્વામીજીને અધિકાર હતો; પરંતુ એમણે પ્રભુને ચરણે એમની જુવાની ધરી દીધી હતી, એટલું જ નહિ પણ શરીર અને મનને નિચોવી નાખવામાં પાછું વળીને જોયું નહોતું. સંન્યાસીએ ભિક્ષાન્ન ખાઈને આ બધું કરવું જોઈએ એવી સ્વામીજીની માન્યતા હતી, પણ ભિક્ષા લેવા જતાં કામ રઝળતું હતું અને સંસ્થામાંથી પૈસા લઈ પેટનો ખાડો પૂરતાં એમ લાગ્યા જ કરતું હતું કે હું કંઈક ખોટું કરી રહ્યો છું. સ્વામીજી પોતાનાં ભોજન-વસ્ત્ર માટે શું લેતા હતા, તે જ્યારે જોઈએ છીએ ત્યારે તો એમ જ થાય છે કે એમણે ભિક્ષા કરતાંયે અતિ ઓછું પોતાને માટે લીધું છે. માસિક પંદર રૂપરડીમાં પોતાનો નિર્વાહ એ કરી લેતા ને તો યે તેનો ભાર મન ઉપર રહ્યા કરતો. લગભગ મફત કહી શકાય એટલાં બધાં સસ્તાં પુસ્તકો આપ્યાં છતાં જે સંસ્થા પાસે સ્વામીજીના મૃત્યુસમયે લગભગ ત્રણ લાખ જેટલી મૂડી હતી, તે સંસ્થાના સ્થાપક અને સંચાલકે કોઈ દિવસ મનની નિરાંત સાથે અન્ન ખાધું નથી એમ જ્યારે જાણીએ છીએ, ત્યારે તેને વંદન કરવાનું મન થઈ જાય છે. એમને અહોનિશ લાગ્યા કરતું, કે "અમે બાવા, અમારું ખાતું પણ ખાવાશાહી એટલે આટલું તો પ્રસિદ્ધ જ છે, કે અમારા જેવાના શારીરિક ખર્ચ માટે ધંધો કે નોકરી નિષિદ્ધ હોઈ એ બાબતનો ભાર બીજાઓને શિર રહેલો છે."

સ્વામીજીએ પોતાના જીવનકાર્ય તરીકે 'સસ્તું સાહિત્ય'ની પસંદગી કરી લીધી હતી. એમની એકોપાસના કોઈને પણ પ્રેરણા આપે એવી છે; પરંતુ એનો અર્થ એવો નથી, કે 'સસ્તું સાહિત્ય' સિવાય અથવા તો પુસ્તકપ્રકાશનની પ્રવૃત્તિ સિવાય બીજી કોઈ બાબતમાં તેઓ રસ જ લેતા નહિ. જાણવા અને સમજવાની દૃષ્ટિએ તો એમણે અનેક પ્રવૃત્તિઓમાં રસ લીધો છે. માત્ર કાર્યનિષ્ઠા 'સસ્તું સાહિત્ય'ને જ અર્પણ થઈ ચૂકી હતી. જાહેર સભાઓમાં તેઓ અવારનવાર જતા અને કોઈને ખબર ન પડે એમ પાછળના ભાગમાં બેસી જતા. સાહિત્ય પરિષદોમાં તેઓ હાજરી આપતા હતા. એકવાર અમુક વ્યક્તિઓ તરફથી એમની 'સાહિત્યસેવા'ના પુરસ્કાર તરીકે સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન તેઓ લે, એવો

પ્રયત્ન પણ થયો હતો; પરંતુ સ્વામીજીએ એ પ્રયત્નને તરત જ રોકી દીધો હતો. પ્રમુખ થવાની એમણે દઢતાપૂર્વક ના પાડી હતી. ગુજરાતની રાજકીય પરિષદોમાં પણ એમણે પ્રેક્ષક તરીકે હાજરી આપી છે. શ્રેયઃસાધકોના સમારંભોમાં તેઓ જતા. એકવાર ખેડા જિલ્લાના સ્વયંસેવકોનું સંમેલન મળવાનું હતું, ત્યાં પણ એમણે હાજરી આપી હતી. વ્યાયામ પરિષદમાં પણ તેઓ રસ લેતા હતા. ધર્મના કે ઉત્સવના મેળાઓમાં જવાનું તો તેઓ ચૂકતા જ નહિ. કેળવણી પરિષદો પણ એમના રસનો વિષય બની શકતી હતી. ગુરુકુળોના ઉત્સવોમાં તો એમને વિશેષ આનંદ આવતો હતો. સામાન્ય રીતે આવાં બધાં સ્થળે તેઓ સામાન્ય પ્રેક્ષક જ બની જતા, પરંતુ કોઈ વાર સભાયોજકોના લક્ષમાં આવી જતું, ત્યારે એમને વ્યાસપીઠ ઉપર બેસવું પડતું. એકાદ વાર તો આર્યસમાજ ગુરુકુળના સંમેલનના પ્રમુખ પણ તેમને બની જવું પડ્યું હતું; પરંતુ તેથી એમને મુદ્દલ આનંદ થયો નહોતો. એટલું જ નહિ, પરંતુ તે પછી તેઓ વધુ સાવધ બની ગયા હતા. કોંગ્રેસનાં વાર્ષિક અધિવેશનોમાં હાજરી આપવાની તેઓ ખાસ કાળજી રાખતા. એમાં પાછળ બેસી જવાની ટેવ એમને છોડવી પડી હતી; કારણ કે આ અધિવેશનમાં લાખો માણસો ભાગ લેતા અને તેમાં દૂર બેસવાથી જોવાસાંભળવામાં તકલીફ પડતી. આ માટે બેત્રણ પ્રસંગે તેઓ પ્રેક્ષક મટી પ્રતિનિધિ પણ બની ગયા હતા.

'સસ્તું સાહિત્ય' જેવી સંસ્થા હિંદી ભાષામાં પણ સ્થાપવા અંગે એમને શ્રી. હરબિલાસ શારદા અને શ્રી. જયપાલ બજાજ તરફથી વિનંતી થયેલી. એમણે કહ્યું કે 'કહો તો મારા વિશ્વાસુ માણસને મોકલું ને બીજી મદદ પણ આપું; પરંતુ આ સેવક તો એક સંસ્થાને વરી ચૂક્યો છે અને એમાં જ સંગીન કાર્ય કરવા ઇચ્છે છે.'

સંસ્થાના સેવકો પાસેથી તેઓ કડક હાથે કામ લેતા અને સામાન્ય રીતે કોઇને બહુ ચડાવતા નહિ; છતાં એવા પ્રસંગો પણ બન્યા છે, કે જ્યારે કોઈના કાર્યથી તેઓ આકર્ષાય ત્યારે તેઓ તેને બક્ષિસ આપતા હોય અને ક્યારેક તો પોતાની ભૂલ બતાવનારને ગુરુપદે પણ સ્થાપી દેતા હોય, એકવાર ગુરુપૂર્ણિમાના દિવસે સંસ્થાના પ્રૂફ તપાસનાર શ્રી મણિલાલ વ્યાસને રૂપિયા પાંચની નોટ ભેટ તરીકે આપી સાથે એક ચિઠ્ઠીમાં લખ્યું હતું: "તમે અમુક મહિનાઓ પહેલાં મેં સુધારી મોકલેલાં પ્રૂફમાં મારી એક ભૂલ બતાવેલી, એટલે આજે ગુરુપૂર્ણિમાને દિવસે આ ભેટ આપું છું તે સ્વીકારી લેજો." સંસ્થાના કોઈ સભ્યને ત્યાં જમવાનો પ્રસંગ બનતો, ત્યારે તેઓ પૈસા આપતા અને જો એ સ્વીકારવાની ના પાડે તો જમવાનું બંધ કરતા. સંસ્થા બહુ કરકસરથી ચાલતી હતી. નોકરોને આજીવિકા પૂરતો જ પગાર આપવાનો પ્રયત્ન થતો અને કોઈ કોઈવાર તો તેમાં પણ કરકસર કરવામાં આવતી. એક સેવકને પગાર પૂરતો નથી મળતો એમ સ્વામીજીને લાગ્યું, ત્યારે બીજા કોઈ ગૃહસ્થ પાસેથી દર મહિને પાંચ રૂપિયા અપાવવાનું એમણે ગોઠવ્યું. લગભગ બે વર્ષ પછી એ સેવકને આ વસ્તુની ખબર પડી એને આ ન રુચ્યું કુલ્લે એકઠા થયેલા રૂપિયા એકસો વીસ સ્વામીજીને એણે પાછા આપ્યા. સ્વામીજીએ તરત જ એ રકમ સંસ્થાના એક જૂના લેખકનાં વિધવા પત્નીને આપી દીધી.

સ્વામીજી જેમને પોતાના માનતા તેમને પંપાળતા નહિ, પરંતુ એમના પ્રત્યે તેઓ વધુ કઠોર બનતા. સ્વામીજીના એક સ્નેહી શ્રી ઠાકોરને ત્યાં એકવાર શ્રી. ત્રિભુવનદાસ ઠક્કર પાસે તેઓ પ્રૂફ વંચાવતા હતા. ઠંડીના દિવસો હતા પ્રૂફ વાંચતાંવાંચતાં એ ભાઈને અચાનક ટાઢ ચઢી વાંચતાંવાંચતાં એ ધ્રૂજવા લાગ્યા. હોઠ ધ્રૂજે એટલે બરાબર બોલાય

નહિ; પણ સ્વામીજી મૂક સાંભળવામાંજ તન્મય હતા. શ્રી. લાહેરે એ જોઈ શ્રી. ત્રિભુવનદાસને કહ્યું: 'તમને ટાઢ ચઢી લાગે છે, તો તમે જરા આડા પડો.' સ્વામીજી બોલ્યા: 'ના ના, છો વાંચતા, શરીર સહન કરતાં શીખે.' પણ લાહેરે તો એક ગરમ કામળો ઓઢાડી દીધો.

શ્રી. લાહેર પારસી ગૃહસ્થ છે અને સ્વામીજીના એક પ્રશંસક છે. લકવાની માંદગીના દિવસોમાં સ્વામીજી ઘણુંખરું બપોરનો સમય એમને ત્યાં ગાળતા અને ત્યાં જ બેસીને કામ કરતા. એકવાર શ્રી. લાહેરના ઘરમાં પ્રવેશતાં સ્વામીજીનું ધ્યાન દીવાલ ઉપર લટકતી એક તસવીર ઉપર પડ્યું. સ્વામીજી નજીક જઈ જોઈ રહ્યા. ઈસુ ખ્રિસ્તના ક્રૂસારોહણની એ છબી હતી. સ્વામીજીએ સંકેતથી પૂછ્યું: 'આ કોની છબી છે?' શ્રી. લાહેરે પરિચય આપ્યો. સ્વામીજીના અંતરતાર ઝણઝણી ઊઠ્યા. ભગવાન ઈસુનો કથાપ્રસંગ એમને તાદશ દેખાતો હોય તેમ તસવીરની સામે જોતાંજોતાં તેઓ રહી પડ્યા. કેટલીયે વાર સુધી આંસુભરી આંખે એમણે નીરખ્યા કર્યું.

ખંભાતના ફૂલાશંકર મહારાજને સ્વામીજી ઉપર બહુ પ્રેમ હતો. ફૂલાશંકર મહારાજની વિશેષતા એ હતી, કે જ્યાં જ્યાં બે કુટુંબો વચ્ચે કલેશ ઊભો થયો હોય, અબોલા લેવાયા હોય, ત્યાં ત્યાં તેઓ જાય, કથાકીર્તન કરે, સહુને સમજાવે, સાથે જમે અને અંતરનો દ્વેષ ધોવડાવી નાખે. કથાકીર્તનમાંથી જે પ્રાપ્તિ થાય તે બ્રાહ્મણોમાં કે અનાથાશ્રમોમાં આપી દે. ફૂલાશંકર મહારાજ અને એમનાં પત્ની ઘણાં વર્ષોથી ફળાહાર ઉપર રહે અને સંયમનું પાલન કરે. એકવાર એમને અખંડાનંદજીની સેવા કરવાની ભાવના જાગી. તેઓ અમદાવાદ આવી સ્વામીજીને મળ્યાં. ખંભાતનાં હવાપાણી સારાં છે એમ કહી આગ્રહ કરી તેઓ સ્વામીજીને લઈ ગયાં. માસ–દોઢમાસ રામનિવાસ મંદિરમાં રાખીને ખૂબ તેમની સેવા કરી. એમનાં પત્ની મણીબા વૈદ્યની સૂચના પ્રમાણે બધી સારવાર કરતાં. મળમૂત્ર સાફ કરવાનું કાર્ય પણ તેઓ આનંદપૂર્વક બજાવતાં. ફૂલાશંકર મહારાજ કહેતા કે 'રાત્રે હું જ્યારે જાગું ત્યારે સ્વામીજી પથારીમાં બેઠા હોય, ધ્યાન કરતા હોય, વિચારતા હોય.' રોજ રોજ આ સ્થિતિ દેખાતી. સ્વામીજી જે ઓછાડ માથે ઓઢીને સૂતા તે ઓછાડ દરરોજ એમનાં આંસુથી તરબોળ બની ગયો હોય. નિચોવીએ તો પાણી પડે એટલાં આંસુ રોજ રાતે ભગવાનની વિરહવેદના ભોગવતાં તેઓ સારે.'

સ્વામીજીની પાછલી અવસ્થામાં અંતરની વેદનાનું પ્રમાણ ઘણું વધી ગયું હતું. શરીરના દુ:ખની તેમને પરવા જ નહોતી; પરંતુ ભગવાનનો વિરહ સહન થતો નહોતો. પ્રાણ જાણે પોકારતો હતો–'અજહું ન નિકશે પ્રાણ કઠોર.' એમણે કોઈને દીક્ષા આપી નથી; પરંતુ ફૂલાશંકર મહારાજ જેવા અનેકને પોતાના ભક્ત તો બનાવ્યા જ છે.

સ્વામીજી ભારતીય સંસ્કૃતિના પ્રશંસક હતા. પરદેશીઓનું અનુકરણ એમને પસંદ નહોતું. સ્વભાષા પ્રત્યેનો એમનો પ્રેમ એટલો બધો હતો, કે કોઈ ગુજરાતી અંગ્રેજીમાં બોલે તો તેઓ તરત જ ટકોર કરતા. એક પ્રતિષ્ઠિત સજ્જન એકવાર સ્વામીજીને મળવા આવ્યા હતા. ફ્રેંચકટ મૂછો રાખી હતી. સ્વામીજીએ એ જોઈ કહ્યું: "તમે ઈશ્વરના સાન્નિધ્યમાં રહેવા માગો છો, તો આ મૂછની સેવા કરવાનો વખત ક્યાંથી મળ્યો?" કોઈ અંગ્રેજીમાં પત્રવ્યવહાર કરે કે સહી કરે, ત્યારે પણ તેઓ ટકોર કરતા કે "આવો આડંબર શા માટે?"

શ્રી. સ્વયંજ્યોતિતીર્થ સાથે સ્વામીજીનો ગાઢ સહવાસ હતો. બંને વચ્ચે મેળ પણ સારો હતો. સ્વયંજ્યોતિજીને કલકત્તામાં કોઈએ રેશમી ફેંટો ભેટ આપ્યો હતો. ફેંટો જોઈને સ્વામીજીએ એમને કહ્યું: 'છેક હવે

રેશમ સાથે જાત જોડવી છે?' સ્વયંજ્યોતિ શરમાયા અને ફેંટો ત્યજી દીધો. આ પ્રસંગ પછી જ્યારે, જ્યારે સ્વયંજ્યોતિતીર્થ રેશમી ફેંટો જુએ, ત્યારે ત્યારે સ્વામીજી એમને યાદ આવે કપડાની કે કોઈ પ્રકારની ટાપટીપ સ્વામીજીને પસંદ જ નહોતી સ્વામીજી કહેતા 'આમ બોલવું, વાળ આમ કપાવવા, કપડાનો કટ આવો રાખવો એ બધી એટીકેટો એકનિષ્ઠાની ખામીને લીધે ઉદ્દભવે છે દેશને, પ્રભુને કે કોઈ પ્રવૃત્તિને નિષ્ઠા સોંપી હોય તો પછી બીજા વેવલા કાર્યો કરવાનો સમય જ ક્યાંથી મળે? મોટા શોધકો પોતાના કાર્યમાં એટલા રત અને મસ્ત રહેતા કે તેઓ ગાંડા સુધ્ધાં ગણાઈ જતા પાગલ બન્યા વિના કોઈ મોટું કાર્ય થઈ શકે જ નહિ'

એકવાર કાગડી ગુરુકુળમાં સ્વામીજી ગયેલા અચાનક ત્યાં આગ લાગી મોટી હોહા થઈ ગઈ સવારનો દશેક વાગ્યાનો સમય હતો પાસે કૂવો અને રેંટ હતા, પરંતુ બળદ હાજર નહોતા સૌ બેબાકળા બન્યા હતા, ત્યારે સ્વામીજીની નજર રેંટ ઉપર પડી બળદને સ્થાને પોતે જોડાઈ ગયા અને રેંટ ચાલુ કર્યો, તે પછી તો સૌને એ સૂઝ્યું અને આગ બુઝાઈ ગઈ

એકવાર સ્વામીજી એલિસબ્રીજ ઉપરથી પસાર થતા હતા કોઈ ગુંડાએ જાણીજોઈને સ્વામીજીને ધક્કો માર્યો સ્વામીજી તરત જ પાછા ફર્યા ને પેલા માણસનું કાંડુ પકડ્યું એના ચહેરા ઉપર આંખ સ્થિર કરી બોલ્યા 'હવે છોડાવ આને!' ગુંડો ઢીલો પડી જઈ બોલ્યો 'નથી છૂટતો મારા'જ' સ્વામીજીએ કાંડુ છોડી દેતાં કહ્યું 'તું એમ ન સમજતો કે હું નિર્માલ્ય છું તને મારી શકું એમ છું, છતાં જવા દઉં છું'

*

સ્વામીજીની પ્રવૃત્તિઓ તરફ, એમના પુરુષાર્થ તરફ જોઈએ તો ભાગ્યે જ માની શકાય કે આટલું બધું એમણે અનેક અકસ્માતો, શારીરિક વ્યાધિઓ અને ભાંગેલા શરીરે કર્યું હશે સંસ્થાની સ્થાપના પછી વિકાસની સાથોસાથ એમની માંદગી પણ વિકાસ પામતી ગઈ છે દરેક વખતે એમના મનમાં નિવૃત્ત થઈ જવાનું અને સંસ્થા સંકેલી લેવાનું મનોમંથન જાગ્યું છે એમના સાથમાં કામ કરનારાઓ કહે છે, કે એમના જેવી શારીરિક સ્થિતિ બીજા કોઈની હોય તો એ પથારીમાં જ પડી રહેવાનું પસંદ કરે સ્વામીજી પથારીમાં ભાગ્યે જ પડતા, એટલું જ નહિ પરંતુ માંદગીના દિવસોમાં પણ એકલે હાથે ત્રણચાર માણસ જેટલું કામ ખેંચે રાખતા શરીર તો ખરેખર ઈશ્વરે આપેલું કોઈ જડ સાધન હોય અને પોતે એનાથી સંપૂર્ણ સ્વતંત્ર હોય એવી વિરક્ત સ્થિતિ તેઓ ભોગવતા હતા સ્વામીજીએ પોતાના શરીરને કોઈ દિવસ પંપાળ્યું નથી એની પાસેથી વધારેમાં વધારે કામ લેવાનો પ્રયત્ન એમણે કર્યો છે, સામાન્ય રીતે કાર્યકરોની પાસે કામ લેવામાં સ્વામીજી કઠોર ગણાતા સંસ્થાના કાર્યકરોમાં સ્વામીજીને ખુદને પણ ગણી લઈએ તો કહેવું જોઈએ કે એ કઠોરતા એમની પોતાની પાસે કામ લેતી વખતે પરાકાષ્ઠાએ પહોંચી જતી શરીરની દયા એમણે ખાધી નથી અનેક પીડાઓની વચ્ચે પણ તેઓ કર્તવ્ય ચૂક્યા નથી અને જગન્નિયંતાને ભૂલ્યા નથી

એકવાર તેઓ સખ્ત માંદગીમાં પટકાઈ પડ્યા હતા માંદગીનું કારણ દાઝી જવાનું હતું ડૉક્ટરો સારવાર કરવા આવ્યા હતા, પરંતુ સ્વામીજીએ સારવાર લેવાની ના પાડી અને પોતાનો ઉપવાસનો પ્રયોગ શરૂ કર્યો દાઝવા ઉપર ઉપવાસ ન ચાલી શકે એમ સૌએ કહ્યું, પરંતુ એમણે માન્યું નહિ અને સત્તર દિવસના ઉપવાસ ખેંચી કાઢ્યા આ વખતે એમની માનસિક સ્થિતિ કેવી હતી તેનો પરિચય ગાંધીજી સાથેના એક

મુલાકાતથી મળી શકે છે. સામાન્ય રીતે મુલાકાતો બંધ કરવામાં આવી હતી. ગાંધીજીને ખબર પડી કે સ્વામી બીમાર છે, એટલે તેઓ કુશળ સમાચાર પૂછવા આવ્યા. વાત કરતાંકરતાં તેમણે કહ્યું:

"સ્વામીજી, સસ્તું સાહિત્ય દ્વારા આપ ઘણું સારું કાર્ય કરી રહ્યા છો."

ત્યારે સ્વામીજીએ જવાબ આપ્યો: "હું તો આ દ્વારા ભગવાનનું ભજન કરી રહ્યો છું, એથી વિશેષ કંઈ નથી."

એમની માંદગીઓમાં પૂર્વાશ્રમની કેટલીક ખામીઓ તો કારણરૂપ હતી જ. એમણે પોતે પણ એ વિશે અનેક સ્થળે ઉલ્લેખ કર્યો છે; પરંતુ તે પછી અનેક અકસ્માતોએ પણ બહુ મોટો ભાગ ભજવ્યો છે. ત્રણેકવાર તો તેઓ દાઝી ગયા હતા. ગમે તેવી સ્થિતિમાં પણ હાથે જ કામ કરવું એ એમનો સ્વભાવ. મધરાત પૂરી થાય અને એ ઊઠી જાય એવું ઘણીવાર બને. એ વખતે સ્નાન કરવા માટે પાણી ગરમ કરવાનું હોય અને સ્ટવ સળગાવતાં દાઝી જવાય. જોનારાઓ કહે છે કે એ વખતે એમની માનસિક સ્વસ્થતા અદ્ભુત પ્રકારની રહેતી હતી. કોઈ જાતની દોડધામ કે ચીસાચીસ વિના તેઓ શાંતિપૂર્વક પોતાને સૂઝે તે સારવાર કરવા લાગી જતા હતા.

એકવાર હડકાયું કૂતરું કરડી ગયું. અને એની અસર તો કદાચ જીવનભર રહી ગઈ. છેલ્લાં વર્ષોમાં ૧૯૩૨માં તેમને લકવાનું દર્દ ઊપડ્યું. તેની પહેલાં હડકાયું કૂતરું અને તેને અંગે લેવી પડેલી ઝેરી દવાઓ પણ એક કારણરૂપ છે. પ્રધાન કારણું તો પરમાત્મા સિવાય કોણ જાણી શકે? 'હડકાયું કૂતરું' કરડયાનો બનાવ ૧૯૧૩માં બન્યો હતો. તેને અંગે સારવાર લેવા સિમલા પાસે કસોલી સુધી તેઓ ગયા હતા. સારું તો થયું, પરંતુ ત્યારથી જ કેટલાક દોષો શરીરમાં દાખિલ થઈ ગયા. આ સારવાર ચાલતી હતી તે વખતે એમની સેવા કરતા સ્નેહી શ્રી. વેણીશંકરને વિચાર આવ્યો કે આવા સંન્યાસીઓને અકસ્માતોની પરંપરા કેમ થતી હશે. એમણે નમ્રભાવે સ્વામીજીને પૂછયું:

"સંન્યાસ એટલે તો કોઈને ઈજા ન કરવાનું વ્રત અને કોઈ ઈજા પહોંચાડે તો પ્રેમભાવે સહન કરી લેવાની સ્થિતિ. આવા સંન્યાસીને કૂતરું શા માટે કરડે?'

સ્વામીજીએ પોતાની લાક્ષણિક રીતે એમને જવાબ આપતાં એક દષ્ટાંત આપ્યું. સ્વામીજી બોલ્યા:

"એક ગૃહસ્થ કરજદાર હતો. ઘેર પ્રસંગો આવ્યા કરે અને કરજ વધતું જાય, છતાં તેને દેનારા મળી રહેતા. બલ્કે સામેથી કહેવરાવતા કે મૂંઝાશો નહિ તેની માલમિલકત ઉપરાંત તેના વંશવારસો પાસેથી પણ કરજ વસૂલ કરશું તેવી ધીરનારાઓની ગણતરી હતી, અને તે મુજબ ચાલ્યા પણ કરતું. સમય પરિવર્તન થયે માલમિલકત, વંશવારસ એ બધું ફના થઈ ગયું. પોતાનું વતન છોડી બીજે જવા વારો આવ્યો કરજદારોમાંના ઘણાની પતાવટ તો થઈ ગઈ હતી. કોઈ દૂધવાળા કે કોઈ નહિ જેવું માંગનારનું સ્મરણબહારનું કદાચ કંઈ બાકી રહ્યું હતું. લેણું તો મળે ત્યારે ખરું અથવા આપે ત્યારે ખરું, તેમ ગૃહસ્થે સ્થિતિ, સંજોગ અને બહારગામ જવાની આવશ્યકતા અંગે માન્યું હતું, એટલે એ ખટપટમાંથી તો છૂટ્યો હતો; પરંતુ દેવું-કરજ, જેવું સહજ પણ બાકી હતું તે સૌ તેને ઘેરવા-સંભળાવવા-ચૂકવી આપવા તકાદો કરવા લાગ્યા. જેને હજારો ધીરવા અને વર્ષો સુધી જાળવવા એકથી વધુ જણા તૈયાર હતા તેને હવે, એટલે કે તે વતન છોડનાર છે તે વખતે," પાઈ પણ ધીરનાર કોઈ રહ્યું નહિ, બલ્કે પાઈએ પાઈ ચૂકવી આપવાનો તકાદો તેના પર આવ્યો.

"ભાઈ, આ પ્રકારે આ શરીરે માયાના પ્રદેશમાંથી છૂટી વતન એટલે કે આત્માના પ્રદેશમાં જવાની દીક્ષા-શિક્ષા લીધી છે, એટલે પ્રારબ્ધ કર્મના બધા વેગો તેના પર, એકેએક અથવા એકસામટા ઊલટે એવું આ બનાવોમાં કદાચ રહ્યું હશે!"

★

# અખંડ આનંદ

લેખક:
સ્વામી માધવતીર્થ

આનંદ, અખંડ આનંદની પ્રાપ્તિ આત્મતત્ત્વની ઓળખ વિના થઈ શકે ખરી? દુન્યવી સુખમાં રાચનારાઓને ખંડિત આનંદનો અનુભવ છે. એ આનંદની પાછળ ગોઝારો અંધકાર આવે જ છે. અખંડ આનંદ અને બ્રહ્માનંદ જુદા નથી. આપણા ધર્મને પ્રાચીન અને અર્વાચીન નજરે અવલોકતા અનેક ગ્રંથોના લેખક સ્વામી માધવતીર્થ અખંડ આનંદનું રહસ્ય અહીં ઉકેલે છે.

અખંડ આનંદ તો અખંડ વસ્તુમાંથી મળી શકે. એવી વસ્તુ માત્ર બ્રહ્મ છે. તે બ્રહ્મના અનુભવ માટે ખંડિત આનંદ છોડવો જોઈએ અને ખંડિત આનંદ છોડવા માટે વૈરાગ્ય જોઈએ. વૈરાગ્ય એટલે ફાંસીની સજા. એ કોઈને ગમે તેવી નથી: પણ તે સિવાય બીજો કોઈ રસ્તો નથી. ગીતામાં ભગવાન ૧૮મા અધ્યાયમાં કહે છે, કે જે સુખ મેળવવાનું સાધન કરવામાં પહેલાં ઝેર જેવુ લાગે છે અને અંતે બ્રહ્માકાર વૃત્તિ થાય, ત્યારે જે સુખ મળે તે સાચું સુખ છે. ખોટા સુખમાં શરૂઆતમાં સાધન વખતે પણ ઠીક લાગે છે, પણ પાછળથી ઝેર જેવું તેનું પરિણામ આવે છે કારણ કે તેનાથી અજ્ઞાન વધે છે. તે સંસારના વિષયોનાં સુખો છે. ઉપનિષદમાં પણ કહેલું છે, કે આત્માનું સુખ મેળવવાનો પ્રયત્ન કરવો, એ તલવારની ધાર ઉપર ચાલવા જેવુ છે. દ્વૈતનું ભાન બ્રહ્મના આનંદને અટકાવે છે અને વ્યવહાર એવો છે, કે દ્વૈતનું ભાન થયા વગર રહેતું નથી; તેથી સાધકને વારંવાર મુશ્કેલીઓ આવ્યા કરે છે અને નિષ્ઠા તરત થતી નથી.

કોઈ શિષ્ય ગુરુને એમ પણ કહે છે, કે જો તમે બ્રહ્મનું સુખ આપો તો અમે સંસારનું સુખ છોડવા માટે તૈયાર છીએ. આ પ્રશ્ન એવો છે, કે જેમ કોઈ કન્યાનું સગપણ થયું હોય અને તે કહે કે સસરાના ઘરનું સુખ પહેલાં આપો તો સાસરે જાઉં; પણ કન્યા શ્રદ્ધાથી નવા ઘરમાં જેમ જાય છે, તેમ બ્રહ્મના સુખ માટે શ્રદ્ધા [illegible] ત મેળવવ જોઈએ

બ્રહ્મનો અખંડ આનંદ ન સમજી શકાય તોપણ સંસારના ખંડિત સુખ અથવા દુ:ખ કેવાં છે, તે બાબત દરેક માણસ સમજી શકે છે. એવાં સુખદુ:ખ જેમાં નથી તે બ્રહ્મનું સ્વરૂપ છે એમ વ્યતિરેકભાવે કાંઈક સમજી શકાય છે. અથવા સત્, ચિત્ આનંદરૂપ બ્રહ્મ નીચે પ્રમાણે પણ સમજી શકાય છે:

૧. અસત્‌થી જે વિલક્ષણ હોય તે સત્. અસત્‌ની માણસને ખબર છે, એવું જેમાં નથી તે સત.
૨. જડથી જે વિલક્ષણ હોય તે ચિત. જડની માણસને ખબર છે, એવુ જેમાં નથી તે ચિત્.
૩. દુ:ખથી વિલક્ષણ હોય તે આનંદ. દુ:ખની માણસને ખબર છે, એવું જેમાં નથી તે આનંદ.

આવી રીતે વાણી દ્વારા બ્રહ્મના આનંદનો કાંઈક ખ્યાલ આપી શકાય છે. સાક્ષાત્ વિધિરૂપે વાણીથી પરમ વસ્તુ બરાબર સમજાવી શકાતી નથી. સંસારની વસ્તુઓ પણ સંસારની વાણીથી બરાબર સમજાવી શકાતી નથી. જેમ કે ગોળ કેવો? એના ઉત્તરમાં કોઈ કહે છે, કે ગળ્યો અને રાતો. એ બે ધર્મ ગોળમાં એકસાથે એક ક્ષણે રહેલા છે; પણ એકસાથે બન્ને ધર્મ બોલી શકાતા નથી, તેથી ગળ્યો કહ્યા પછી રાતો કહેવો પડે છે. તેવી જ રીતે સત્, ચિત્, અને આનંદ એક ક્ષણે એકસાથે છે, પણ બોલવામાં ક્રમ પડી જાય છે. તેથી જ ઉપનિષદમાં [illegible] છે, કે જ્યાં મન અને વાણી

પહોંચી શકતાં નથી અને જ્યાંથી પાછાં વળે છે, તે અખંડ આનંદરૂપ બ્રહ્મનું સ્થાન છે.

વાણી પહોંચી શકતી નથી, તોપણ ઉપનિષદોમાં અને ગીતા વગેરેમાં તેનું વર્ણન અનેક રીતે આપવામાં આવેલ છે; તેથી જો કે સંસારની વાણી અખંડ આનંદનું વર્ણન કરી શકતી નથી; તોપણ શાસ્ત્રની વાણી કાંઈક અંશે તે બાબત સ્પષ્ટ કરી શકે છે; છતાં એ બાબત વધારે સરળ કરવા માટે નીચે પ્રમાણે થોડાક પ્રશ્ન-ઉત્તર થઈ શકે છે.

શિષ્ય–બ્રહ્મના આનંદને અખંડ આનંદ કેમ કહો છો?

ગુરુ–તે આનંદમાં બધા સુખના ઉત્કર્ષની સમાપ્તિ થાય છે. સંસારના સુખથી શરૂ કરીને હિરણ્યગર્ભ સુધી જેટલાં સુખ છે, તેમાં વધઘટ થયા કરે છે. કોઈ સુખથી કોઈ સુખ વધારે હોય છે અને કોઈ સુખથી બીજું કોઈ સુખ ઓછું હોય છે; પણ બ્રહ્મના અખંડ આનંદથી વધારે બીજું કોઈ સુખ મોટું નથી. સુખની સીમાનો આ અખંડ આનંદમાં અંત આવી જાય છે.

શિષ્ય–તેમાં અખંડતા શી રીતે સિદ્ધ કરો છો?

ગુરુ–વિષયોનો આનંદ વિષય અને તેના ઉપભોગના સાધનને આધીન છે. તે અખંડ થઈ શકતો નથી. પહેલાં તો વિષય જ નાનો કે મોટો હોય છે, તેના ઉપભોગનાં સાધન પણ દેશકાળ વગેરે હદવાળાં હોય છે. જુવાનીમાં શેરડી ખાવાનો જે આનંદ આવે છે, તે વૃદ્ધાવસ્થામાં દાંત પડી જવાથી આવતો નથી. ઠંડું પાણી ગરમીમાં સુખ આપે છે, પણ શિયાળામાં સુખ આપતું નથી. વળી બધા વિષયોના ભોગનું સાધન શરીર છે અને શરીર થોડીવારમાં નાશ પામે તેવું છે. શરીરના નાશ પછી શરીરનો આનંદ મળી શકતો નથી. શરીર હોય ત્યારે પણ ભોગ પછી અશક્તિ આવે છે, તેથી તે ખંડ આનંદ છે.

શિષ્ય–અખંડ આનંદનું સાધન શું છે?

ગુરુ–આત્મા અથવા બ્રહ્મ તે સાધન છે અને તે જ ફળ છે. આત્મા કૂટસ્થ નિત્ય છે, તેનું સ્વરૂપસુખ પણ નિત્ય છે; તેથી તે સર્વ સાધનની અપેક્ષાથી રહિત છે.

શિષ્ય–તે આનંદ મળે કેવી રીતે?

ગુરુ–જીવ પોતે બ્રહ્મસ્વરૂપ છે, પણ અજ્ઞાનના આવરણથી પોતાને બ્રહ્મથી જુદો એક જીવ સમજે છે. એ અજ્ઞાન દૂર કરવા માટે બ્રહ્મજ્ઞાનની જરૂર છે.

શિષ્ય–એમ તો ઘણું સાંભળીએ છીએ, કે બધું બ્રહ્મરૂપ છે, છતાં બ્રહ્મનો અખંડ આનંદ કેમ મળતો નથી?

ગુરુ–તેમાં બે ભૂલ થાય છે.

૧. એ વાત સાંભળ્યા પછી તેમાં મનન અને નિદિધ્યાસનથી સ્થિર થવું જોઈએ.
૨. બધું બ્રહ્મરૂપ છે અને બીજું કાંઈ નથી એ પણ નક્કી કરી લેવું જોઈએ. જો બીજું કંઈક મનમાં રહી જશે, તો દ્વૈત રહેશે અને દ્વૈતનું ભાન અખંડ આનંદને અટકાવશે.
૩. તેથી સાધનચતુષ્ટય એટલે વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા પ્રાપ્ત કરી મહાવાક્યનો બોધ લેવો જોઈએ.

શિષ્ય–એ કામ તો અઘરું લાગે છે.

ગુરુ–તેટલા માટે વૈરાગ્યની જરૂર છે. જેનામાં વૈરાગ્ય નથી તેનામાં બ્રહ્મ સિવાયનું કંઈક જ્ઞાન રહી જશે. પૂર્ણ વૈરાગ્ય ન હોય, તોપણ બ્રહ્મવિચારની શરૂઆત કરી શકાય છે અને જેમ જેમ વૃત્તિમાં શુદ્ધિ થતી જશે તેમ તેમ સુખમાં પણ ફેર પડતો જશે.

શિષ્ય–પણ જ્યાં કોઈ બીજી વસ્તુ ન હોય ત્યાં સુખ શી રીતે હોય? સંસારમાં તો કંઈક હોય ત્યાં સુખ મળે છે.

ગુરુ–ઊંઘમાં કાંઈ નથી છતાં બધાને ઊંઘ ગમે છે. જો કંઈક હોય ત્યાં જ સુખ હોય તો ઊંઘ કોઈને ગમે નહિ; કારણ કે ઊંઘમાં બીજી

કોઈ વસ્તુ નથી. ગંજીફાની રમતમાં રાજારાણીના ચિત્રો આવે છે અને એક્કામાં કાંઈ ચિત્ર નથી, છતાં રમવાવાળા રાણીને મૂકી એક્કો પસંદ કરે છે સાધુઓની પાસે સંસારનાં કાંઈ સુખ હોતાં નથી છતા તે આનંદથી રહે છે. માણુસોને સુખ જોઈએ છે. પછી તે વસ્તુથી મળે કે વિષયથી મળે કે વિષય વગર મળે, તેની જરૂર નથી.

શિષ્ય-સુખનું સ્વરૂપ કેવું છે?

ગુરુ-સુખ એ આત્માનું સ્વરૂપ છે. તે એક રસરૂપ છે, પણુ સંસારમાં તે સુખ અનેક પ્રકારની બુદ્ધિ દ્વારા પ્રગટ થાય છે, તેથી અનેક પ્રકારનું લાગે છે. દીવો એક હોય પણુ તેની આડે મેલો કાચ હોય તો દીવો મેલો દેખાય છે અને કાચ શુદ્ધ હોય તો દીવો શુદ્ધ દેખાય છે. તેવી જ રીતે બુદ્ધિમાં જેટલી શુદ્ધિ હોય તે પ્રમાણે આનંદમાં ફેર જણાય છે. જેમ સવારનો સૂર્ય ઊગ્યો હોય, પણુ તેની આડે વધારે વાદળાં હોય તો સૂર્ય ઓછો દેખાય અને ઓછાં વાદળાં હોય તો પ્રકાશ વધારે દેખાય; છતાં સૂર્ય પોતે સદા સંપૂર્ણ પ્રકાશસ્વરૂપ છે. વાદળારૂપી ઉપાધિથી પ્રકાશ ઓછોવધારે જણાય છે તેમ આત્માનો અખંડ આનંદ પણુ વૃત્તિ વધારે શુદ્ધ હોય તો વધારે જણાય છે અને ઓછી શુદ્ધ હોય તો ઓછો જણાય છે. નિષિદ્ધ કર્મ કરવાથી ચિત્તમા મેલ વધે છે. તેથી દુઃખનો અનુભવ થાય છે. અને ધર્મ-કર્મ કરવાથી ચિત્ત શુદ્ધ થાય છે, તેથી સુખનો અનુભવ થાય છે. શાસ્ત્રમાં કહેલું છે:

यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् ।
तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥

સંસારમા જે કામસુખ છે અને બીજું પરલોકમાં જે સ્વર્ગસુખ છે, તે જે સુખ તૃષ્ણાના ક્ષયથી મળે છે તેના સોળમા ભાગનું પણુ નથી.

જે જે વિષયોથી પુરુષ નિવૃત્ત થઈ જાય છે તે તે વિષયોથી ઉત્પન્ન થતાં બંધનથી પણુ તે મુક્ત થઈ જાય છે. આ પ્રમાણે ક્રમશ બધા વિષયોથી નિવૃત્તિ થતાં થોડું દુઃખ પણ રહેતું નથી. ખરી રીતે દુઃખ સ્વાભાવિક નથી પણુ વિષયની તૃષ્ણા, વિષયસેવન વગેરેથી ઉત્પન્ન થાય છે તેમાં દેહનું અભિમાન વધે છે અને બ્રહ્મભાવ ભુલાતો જાય છે

શિષ્ય-જ્ઞાની અને અજ્ઞાનીમાં ફેર શો છે?

ગુરુ-જ્ઞાનીને પ્રપંચ બ્રહ્મરૂપ લાગે છે, અજ્ઞાનીને બ્રહ્મ પ્રપંચરૂપે જણાય છે. જ્ઞાની પ્રપંચમાં બ્રહ્મજ્ઞાનથી સુખી છે. અજ્ઞાની બ્રહ્મમાં પ્રપંચબુદ્ધિથી દુઃખી છે. ખરી રીતે બ્રહ્મથી અતિરિક્ત કાંઈ છે જ નહિ.

શિષ્ય-તો પછી બ્રહ્મનો અખંડ આનંદ કેમ મળતો નથી?

ગુરુ-બ્રહ્મ સિવાય બીજું કાંઈ નથી એ ભાવ ટકવા દો. એક જ વસ્તુ જ્યાં હોય ત્યાં તેનો આનંદ અટકાવનાર બીજી કોઈ વસ્તુ નથી, એવુ ભાન સતત રહે તો આનંદ અખંડ રહે. જો બીજુ કાંઇ નથી તો અખંડ આનંદને કોણુ અટકાવશે? માટે શ્રદ્ધા રાખી આનંદનો અનુભવ લેવો.

*

તૂ તો રામ સુમર જગ લડવા દે,
કોરા કાગજ કાલી સાઈ, લિખત પઢત વાકો પઢવા દે.
હાથી ચલત હૈ અપની ગત મેં કૂતર ભૂકત વાકો ભૂકવા દે.
કહત **કબીર** સૂનો ભાઈ સાધુ નરક પચત વાકો પચવા દે.

*

# લોકનાયક શ્રીકૃષ્ણ

લેખક:
શ્રી. કરસનદાસ માણેક

શ્રીકૃષ્ણની પૂજા કરીએ છીએ એને પ્રભુનો અવતાર માનીને; પરંતુ એકવાર આજની દુનિયાની આંખે એક માનવી તરીકે એમનું દર્શન કરીશું તો ખાતરી થશે, કે લોકોનાં દિલના સ્વામી શ્રીકૃષ્ણ સાચે જ આર્યાવર્તના લોકનાયક હતા. ગુજરાતના પ્રસિદ્ધ કવિ, વાર્તાલેખક, વ્યાખ્યાનકાર અને પત્રકાર શ્રી. કરસનદાસ માણેક આ લેખમાં નવીન દૃષ્ટિએ શ્રીકૃષ્ણનું દર્શન કરાવે છે.

[illegible]સનો ગોવાળ, ગામડાંનો ખેડૂત અને નગરનો વેપારી, સૌની પીઠ પર એના લોખંડી પંજાની પાંચે આંગળીઓ ઊઠેલી હતી. હરિયાળાં ખેતરોની હિલોળા લેતી ધાન્ય–સમૃદ્ધિનો એ સરમુખત્યાર હતો. દૂધથી ફાટ્ફાટ્ થતા આંચળવાળી કામધેનુઓનાં ધણીનો તે એક અને આપખુદ માલિક હતો. ગામગામની સંપત્તિઓને નગરના મહાજનોની હવેલીઓમાં ઠાલવતી હજારો વણઝારોનો તે શાસનકર્તા સ્વામી હતો. આકાશનો ઈશ્વર તો પરચો દેખાડે ત્યારે ખરો; પૃથ્વીવાસીઓને તો તેની શક્તિ અને સાર્વભૌમત્વનો પરચો રોજ મળી રહેતો. તેની સામે વિરોધનો અક્ષર સુદ્ધાં ઉચ્ચારનારની જીભ ખેંચી કાઢવા માટે તૈયાર રહેતા અસંખ્ય મલ્લરાજો તેના અખાડામાં પલ્યાપલ્યા કઢિયલ દૂધનાં કડાયાં ખાલી કરતા! માતાપિતાને તેણે ઠાર માર્યાં હતાં; મિત્રો તેના ખુશામતિયા બનીને જ જીવી શક્યા હતા! એવો એ હતો કંસ–આપખુદ શાહીવાદનો પુરાતન પ્રતિનિધિ!

તે સૌથી ડરતો, માટે સૌને ડારતો, તેનું મલિન હૃદય ગોવર્ધનના પથ્થરોમાં, યમુનાના તરંગોમાં, વનનાં વૃક્ષોમાં અને આકાશની અગાધતામાં કિરતારના કોપની આગાહી સર્વદા સાંભળ્યા કરતું.

તેને કોઈનો વિશ્વાસ નહોતો; પોતાની જાતનો પણ નહિ! વૃદ્ધોને તો તેણે હેકાણે પાડયા હતા; સમોવડિયાઓને તેણે તુરંગની દીવાલો પાછળ ધકેલી દીધા હતાઃ પરંતુ ઊગતી પ્રજા પ્રત્યે તેની વહેમીલી આંખો સદા ખેંચાયલી રહેતી.

તેની એકની એક બહેન દેવકી વસુદેવને પરણી સાસરિયે સિધાવતી હતી. પળવાર માટે તેનામાં વત્સલતાનો ઊભરો આવ્યો. સાધારણ સારથિને આઘો ખસેડી એણે પોતે જ બહેન–બનેવીના રથના ઘોડાઓની રાસ પોતાના હાથમાં લીધી. ઘડીભર તે મહારાજ કંસ મટી, માનવ કંસ, ભાઈ કંસ બની રહ્યો. મથુરાનું સમગ્ર મહાજન અને મલ્લમંડળ આ અણધારી ઘટના આશ્ચર્યપૂર્ણ નેત્રોએ જોઈ રહ્યું. ઢોલ, ત્રાંસાં અને શરણાઈઓના સંગીતથી વાયુમંડળ ગાજી ઊઠયું. વસુદેવદેવકી એક બીજા સામે સાશંક કુતૂહલથી જોઈ રહ્યાં.

જરા લગામો ખેંચાઈ. ચક્રો ચાલ્યાં. રથ ઊપડ્યો. દેવકી, તેની પ્રેમળ ભગિની! રાજમહેલના સુંવાળા લાડકોડમાં ઊછરેલી એ બાળાને સાસરવાસનું શિસ્તપાલન કડક તો નહિ લાગે ને? કેટલું કુણું હૃદય છે તે બિચારીનું! રાજ્યરક્ષણ માટે વિરોધીઓને જ્યારે તે સખત શિક્ષાઓ કરતો, ત્યારે તેનું કિશોર હૃદય કેટલું કમકમી ઊઠતું? તુરંગમાં પડેલા રાજ્યદ્રોહીઓને છોડાવવા માટે મૃત્યુદંડ પામી ચૂકેલા દુશ્મનોને ઉગારવા માટે, કેટકેટલી વાર તેણે તેની પાસે વ્યર્થ કાલાવાલા કર્યા હતા? આખો ભૂતકાલ તેના સામે ખડો થયો! શું એ બહેન તેને ખરેખર જ ચાહતી હશે? આ વસુદેવ, સીધો સાદો ભોળો ભલો દેખાતો આ વસુદેવ! સાચું છે કે અત્યાર લગી તેણે પોતાની રાજ્યસત્તાનો અક્રિય વિરોધ કદાપિ કર્યો

નહોતો, પરંતુ સક્રિય સહકાર પણ તેણે ક્યારે આપ્યો હતો ? અત્યાર લગી તેણે આ બાબતમાં જાળવેલ મૌનનો શો અર્થ કરવો ?

તેનું મન ચગડોળે ચડ્યું વસુદેવ અને દેવકી, તેનાં બહેન અને બનેવી, અત્યાર લગી કદી પણ તેના પક્ષકાર થયા નહોતાં, અને હવે તેઓ તેના રાજમહેલની અસરથી દૂર જતા હતા ઢોલ, ત્રાસા, શરણાઈ અને શંખોના નાદમાં તેને એક પ્રકારનું ભીષણ સંગીત સંભળાયું પોતાના અનુયાયી ભીષ્મકદળને તેણે લોહીલુહાણ દશામાં ધરણી પર ઢળેલું દીઠું તેના મહાજનમંડળના મોમાંથી તેણે "માનવશત્રુ મહારાજ કંસનો સત્યાનાશ થાઓ !' એવી દારુણ ચીસ સાંભળી ! દેવકી ગણચંડી બની હતી ! વસુદેવ વિજયી અને વિદ્રોહી સૈન્યને મોખરે હાથમાં પ્રજાકલ્યાણની ધજા લઈને ઊભા હતા ! અને અને આ કોણ ? આ નવયુવકો–દેવકી વસુદેવના જ પુત્રો હોવા જોઈએ તે સમશેર અને ગદા ઉગામીને શાહી લશ્કરનો ઘાણ વાળતાવાળતા તેની સામે જ ધસતા આવતા હતા ! .

ભય અને રોષથી તેની આંખો લાલ થઈ તેની ભમ્મરો કમાનની માફક ખેંચાઈ તેનો દેહ પરસેવાથી ભિંજાઈ ગયો જગત તેની આસપાસ ચક્કરચક્કર ફરવા લાગ્યું તેણે આકાશવાણી સાંભળી

•"ચેત, સવેળા ચેત ' દેવકીનો આઠમો બાળક તારું નિકંદન કાઢશે !" ક્ષણભર ઝોલું ખાઈ ગયેલ શાહીવાદ ફૂંફાડા મારતો ઊઠ્યો બેચાર •વખત જોશથી માથું ધુણાવીને તેણે દિવાસ્વપ્ન ખંખેરી નાખ્યું એકાએક અશ્વો આગલા પગ ઉપર ઊભા રહી ગયા ભયાનક ચૂંચવાટ કરતાં રથનાં ચારે ચક્રો જમીન સાથે જકડાઈ ગયાં છલંગ મારીને તે નીચે ઉતર્યો ! શું બને છે તેનો કોઈને ખ્યાલ સરખો પણ આવે તે પહેલાં વસુદેવના લાંબા કેશ ઉપર મહારાજનો પ્રચંડ પંજો પડ્યો વસુદેવ રથમાંથી પટકાયા ! મગરવગરના થયેલ તેમના મસ્તક ઉપર શાહીવાદની તલવાર તોળાઈ રહી !

• 'દૂર ખસ !'' પતિને વિંટળાઈ વળેલી દેવકીને પગથી દૂર ફેંકવાની વ્યર્થ કોશિશ કરતા કંસરાજે ત્રાડ મારી "દૂર ખસ ! વસુદેવ અને એના વંશજોનો મને રજ પણ ભરોસો નથી દીર્ઘદૃષ્ટિ રાજકર્તાઓને માનવહૃદયની સુંવાળી લાગણીઓ સાથે સંતાકૂકડી રમવી ન જ પોસાય !"

શરણાઈત્રાંસાનું સંગીત બંધ પણ હતું મહાજન અને મલ્લમંડળ સ્તબ્ધ બનીને આ નાટક જોતાં હતાં સ્વાર્થ અને સામ્રાજ્ય ખાતર જેણે પોતાના માતાપિતાને પણ સંહારી નાખ્યા હતા, તેને બહેન–બનેવીની માયા કેટલી ?

નિરુપાય રોષથી ભરેલી આંખો વસુદેવે કંસ તરફ ઉઠાવી ભાર્યાના અંતરમાં ભભૂકી ઊઠેલા સંહારદાવાનળને ઓળખતી દેવકીએ દલીલ કરી "વધ કર્યા સિવાય બીજો કોઈ રસ્તો જ નથી ?"

"ઠીક ! ગિરફતાર કરો એને ' રાજ્ય મહેલમાં નજરકેદી રહેશે બન્ને !"

શ્મશાન–શાંતિ સર્વત્ર પથરાઈ રહી !

[ ૨ ]

ઇન્દ્રપ્રસ્થના સભામંડપમાં આજે આર્યાવર્તની રાજ્યશ્રી અને સરસ્વતી ઉભરાતા હતા સામંતો અને મહાસામંતો, આચાર્યો અને વિદ્યાવાચસ્પતિઓ, રાજવીઓ અને રાજપુરુષો પોતપોતાના સિંહાસને આરૂઢ થઈ ગયા હતા માની લીધેલ તેજોવધથી છંછેડાયેલો દુર્યોધન અંતરનાં અગ્નિને કૃત્રિમ સ્મિતથી ઢાંકતો આ પગે અંહી, તો બીજા પગે તહીં, દૂરદૂરથી આવેલ રાજાઓ અને રાજપુરુષોની સાથે કંઈક ઘુસપુસ કરતો હતો સૂર્યશો દીપ્તિમાન કુંડળોથી તગી આવતો અભિમાની અંગરાજ કર્ણ પોતાના સિંહાસને બેઠોબેઠો પોતાની નજીકના રાજપુરુષોના મોમાંથી નીકળતી યુધિષ્ઠિરની સંપત્તિની પ્રશંસા તટસ્થ તિરસ્કારવૃત્તિથી સાંભળતો હતો કલિંગ અને

પાંચાલ, મત્સ્ય અને ચેદી, ગાંધાર અને સિંધુના પ્રતિનિધિઓ પાંડવોએ એકત્રિત કરેલ આ વિરાટ સંમેલનની રાજ્યદ્વારી દૃષ્ટિએ માનસિક નોંધ લઈ રહ્યા હતા. એક પ્રશાંત શાંત ખૂણે કોઈ કુલપતિ સાથે તત્ત્વચર્ચા કરતા ભીષ્મના શબ્દોનું આસપાસના તપોધનો ખહુ જ આદરથી પાન કરતા હતા. સમ્રાટ્પદનાં સ્વપ્ન નીરખતો શિશુપાળ પોતાના રત્નજડિત સિંહાસન ઉપરથી ભવિષ્યના યુદ્ધમાં કોણ પોતાની પડખે ઊભા રહેશે, કોણ પોતાની વિરુદ્ધ ઊભા હશે અને કોણ તટસ્થ રહેશે એની માનસિક ગણતરી કરતોકરતો પોતાની પ્રતાપી મૂછોના આંકડાને વળ દેતો હતો.

પરોણાઓની ખાતરબરદાસ્ત કરવામાં અત્યાર સુધી બહાર રોકાયેલ કૃષ્ણ, અર્જુન અને યુધિષ્ઠિર સાથે ધીરેધીરે સભાગૃહમાં દાખલ થયા. સૌની નજર તેમના ભણી સહેજે ખેંચાઈ.

કોઈએ આ ગ્રામ્ય ગોપીજનવલ્લભને ઉપહાસભરી આંખોએ અપમાન્યો; કોઈએ આ કંસ અને કેશીના સંહારકને આદરપૂર્ણ દૃષ્ટિએ આવકાર્યો; કોઈએ કાલિયવનના ધસારા આગળ વખતોવખત નાસી જઈ આખરે પશ્ચિમદ્વારની સલામતી પાછળ ભરાયેલ આ યાદવ–વીરની કાયરતા પર કટાક્ષ કર્યો; કોઈએ અર્જુનની દોસ્તીના દ્વારે પાંડવ પક્ષમાં દાખલ થઈ જઈ એક મહાન રાજ્યમંડળના સ્વયંનિર્યુક્ત મંત્રી અને સલાહકાર બની બેઠેલ આ પાર્થસારથિ સામે અદેખાઈભરી ઝીણી આંખો જરા નચાવી.

પળવારમાં સર્વત્ર શાંતિ પ્રસરી ગઈ. સૌને એક જ કુતૂહલ હતું:

'હવે અધ્યક્ષસ્થાને કોની વરણી થશે?'

એ સભામાં જેના ઇશારાથી સાતસાત અક્ષૌહિણી સેનાઓ રણમાં ઊતરી પડે એવા સામંત ચક્રચૂડામણીઓ હતા; જેમના એક જ શબ્દે આખું આર્યાવર્ત મહાયુદ્ધના દાવાનળની જ્વાળાઓથી ઘેરાઈ જાય એવા સત્તાધી અગ્રણીઓ હતા; પૃથ્વીને ખૂણેખૂણેથી વિદ્યાભિલાષી શિષ્યોના વૃંદોને આકર્ષતા કુલપતિ આચાર્યો હતા.

આર્યાવર્તનો પ્રથમ પુરુષ કોણ તે આજે આ રાજસૂયયજ્ઞની પૂર્ણાહુતિ પ્રસંગે નક્કી થવાનું હતું. કોનું લલાટ તિલકથી વિભૂષિત કરશે, આજની આ વિરાટ સભા?–સૌનો એક જ પ્રશ્ન હતો.

પોતપોતાના પ્રાંતમાં અને પોતપોતાના ક્ષેત્રમાં પ્રત્યેક અજોડ હતા. પ્રત્યેકને પોતપોતાનાં અનુયાયીમંડળ હતાં, પ્રત્યેક મંડળોમાં પોતપોતાના ઇષ્ટ નાયકનું નામ કર્ણોપકર્ણ ગુંજતું હતું.

"ભીષ્મ!" ક્યાંકથી અવાજ આવ્યો! પોતાનું મનોગત બીજી જીભોએ ઉચ્ચાર્યું હોય તેમ સૌએ એ શબ્દ ઊચકી લીધો. 'ભીષ્મ!' સભાગૃહના ચારે ખૂણાઓમાંથી પડઘો ઊઠ્યો: 'ભીષ્મ! ભીષ્મ!'

આજીવન બ્રહ્મચર્યની ભીષણ પ્રતિજ્ઞા લઈને અણીશુદ્ધ પાર ઊતરેલ કુમાર દેવવ્રતનાં વીર્ય અને પરાક્રમ સૌની સ્મૃતિમાં હજી ગઈ કાલની જ કથા હોય તેમ તાજાં તરવરતાં હતાં! એનો બુદ્ધિવૈભવ, એનું જ્ઞાન–વૈવિધ્ય, એની અનુભવ–સમૃદ્ધિ, એના વ્યક્તિત્વ પાસે આખા યે આર્યાવર્તનું મસ્તક આદર અને માનથી નમી પડતું. આર્યાવર્તના અગ્રગણ્ય પુરુષનું બિરુદ એમના સિવાય બીજો કોણ શોભાવી શકે?

સૌના આશ્ચર્ય વચ્ચે ભીષ્મ ઊભા થયા. ક્ષણભર એમની દૃષ્ટિ આખા સભાગૃહ ઉપર ફરી રહી. ક્ષણભર એમણે યુધિષ્ઠિરની અને અર્જુનની વચ્ચે બેઠેલ શ્રીકૃષ્ણ સામું જોઈ લીધું.

"મારા ઉપરની આ મમતા માટે હું સભાનો ઋણી છું." તેમણે કહ્યું.

"પરંતુ યુધિષ્ઠિરને આંગણે, કૌરવકુલને આંગણે આખું આર્યાવર્ત અતિથિ હોય ત્યારે, મારે જ ઘેર, હું અધ્યક્ષપદે બેસું, એ યોગ્ય નહિ! ઉપરાંત આ સભામાં એક બીજી વ્યક્તિ હાજર છે, જે આ માન માટે

મારાથી યે વિશેષ લાયક છે પામર પશુવૃત્તિ સામે તેણે પારણામાંથી જેહાદ જગાવી છે.

"ઇંદ્ર જેવા અનેકોના સ્થાપિત હિતોને ઉથલાવવા તેણે સકળ આંદોલનો ઉપાડ્યા છે, નાનામોટા અસંખ્ય સીમાડાઓની અથડામણ વચ્ચે રહેંસાઈ જતી માનવતાના ઉદ્ધાર અર્થે આર્યાવર્તને એક ચક્ર નીચે આણવાના તે આદર્શ સેવે છે"

સૌની આંખો શ્રીકૃષ્ણ તરફ વળી હતી ગઈ કાલનો પુરુષ, આવતી કાલના પુરુષનો પરિચય આર્યાવર્તના પ્રતિનિધિઓને આપી રહ્યો હતો. લોકહૃદયે તો એને ક્યારનો યે પોખી લીધો હતો મહીપતિમંડળ લોકહૃદયને પગલે ચાલશે? ભીષ્મ જેવા સર્વમાન્ય શૂરવીરનો એને સાથ હતો ગાંડિવધન્વા અર્જુન તેનો હિતોજન દોસ્ત હતો યુધિષ્ઠિર તેને પૂછીને પાણી પીતો. યાદવોના છપ્પન કુલો તેની પાછળ બળરામની સરદારી નીચે સશસ્ત્ર ઊભા હતા

તે નવી વાણી બોલતો, નવા આદર્શો સેવતો, નવા વિચારો ફેલાવતો! હજારો નવજુવાન સ્ત્રીઓ તેમ જ પુરુષો, ખાસ કરીને સ્ત્રીઓ એના વ્યક્તિત્વ પર મુગ્ધ હતી! યુદ્ધભૂમિમાંથી તે અનેકવાર પલાયન કરી ગયો હતો, છતાં જનતાએ તેને કદી કાયર કહ્યો નહોતો! સુંદર સ્ત્રીઓથી તે બહુધા વિંટાળાયેલો રહેતો છતાં તેના ચારિત્ર્યને કોઈએ કદી નિંદ્યું નહોતું! અનેક અત્યાચારી રાજાઓને તેણે મુગટવિહોણા કરી નાંખ્યા હતા, છતાં એકેય મુગટ તેણે માથા ઉપર મૂકયો ન હતો અનેક પુરાતન દેવોની પ્રતિષ્ઠાને તેણે ધૂળમાં રગદોળી હતી; પરંતુ પોતાની જાતને દેવ તરીકે પુજાવવાનો તેણે કદાપિ પ્રયત્ન કર્યો નહોતો. તેનામાં વિજેતાનો મદ નહોતો, પરાજિતની પામરતા નહોતી. પ્રજાના હૃદય-સિંહાસન પર આરૂઢ થઈ ગયેલા આ અદ્ભુત યુગપુરુષને આર્યાવર્તના રાજકુલો અને ધર્મધુરંધરો ઓળખે, આદરે અને અનુસરે એ ભીષ્મનો હેતુ હતો.

"નવી પેઢી નવી વિચારસરણી માગી યે છે: શ્રીકૃષ્ણ......

"કૃષ્ણ! રાજસભામાં અધ્યક્ષપદે!" ભીષ્મને વચ્ચેથી રોકી શિશુપાલ ત્રાડ પાડતો ઊઠ્યો તેની કઠોર મુખમુદ્રા વધુ કઠોર બની હતી. તેની આસપાસ ગોઠવાયેલ તેના દોસ્તો, અનુયાયીઓ, રાજાઓ અને રાજપુત્રો ટટ્ટાર થયા!

"કૌરવકુલને આંગણે શું આર્યાવર્તની ફજેતી કરવા માટે અમને નોતરવામાં આવ્યા છે? કૃષ્ણ? નથી એ રાજવી, નથી એ રાજપુત્ર, નથી એ ધર્માચાર્ય, નથી એ શાસ્ત્રવિશારદ! કૃષ્ણ! જેની કુલીનતા એ વિવાદનો વિષય છે, તેના પરાક્રમની કાલવય સાક્ષી પૂરે છે, જેનું ચારિત્ર એકે એક રાજદરબારમાં ચર્ચાય છે!"

'બસ કરો, હવે!' શ્રીકૃષ્ણની પાછળ ઊભેલ એક કુરુવીરે ગર્જના કરી સહજ જ તેનો હાથ તલવારની મૂઠ ઉપર ઘસ્યો હતો હજારો તલવાર મ્યાનમાંથી—આ શેનો કોલાહલ છે તે જરાક જોઈ લેવા માટે વેંત હોઢવેંત બહાર નીકળી, પાછી એક ભીષણ ખણખણાટ સાથે અંદર ચાલી ગઈ

યુધિષ્ઠિર બેબાકળા બની ગયા આજના પવિત્ર અવસરે શું એમના આંગણે રાજવંશીઓનાં રુધિર રેલાશે?

પળવારમાં બધે નીરવ શાંતિ છવાઈ ગઈ આ બધી ભયાનક અથડામણનું નિમિત્ત બનેલ પોતે જ ઊભો થયો હતો તેના મોં પરના સ્મિતે દુશ્મનોની શક્તિનું માપ લઈ લીધું હતું તેની ચમકતી આંખોમાં થોડીક ક્ષણ પછી મૃત્યુશય્યા પર પોઢનાર શિશુપાલ ઉપરની અનુકંપા હતી તેની વાણીમાં અદ્ભુત સંયમ અને અંગમ દૃઢતા હતી તેણે એકવાર આખા સંમેલન પર નજર કરી લીધી તેણે અપમાનથી દુભાયેલ મિત્રમંડળી જોયાં, ઈર્ષાથી સળગતા શત્રુમંડળો જોયાં; કારકિર્દીની શરૂ- . . . આર્યાવર્તની . . . વચ્ચે

ઇંદ્રપ્રસ્થને આંગણે યુદ્ધનો દારુણ હિંસાનલ જગાડવાની કાળી ટીલી એને કપાળે તો નહિ ચોંટે ને—એ ચિંતામાં વ્યાકુળ બનેલ યુધિષ્ઠિરને જોયા. આખા સભાગૃહને ભરતો એમનો ધીર ગંભીર અવાજ ગુંજી રહ્યો.

"ગાળોની ગાજવીજ અને ખાંડાના ખણખણાટથી કોઈ પણ સિદ્ધાંતો સાબિત થતા નથી. આવેશ અને ઉશ્કેરાટભરી વાણીથી તમે આખા યે આર્યાવર્તના પ્રતિનિધિઓને અપમાની રહ્યા છો, એ ભૂલશો મા. આપને જે કહેવું હોય તે કહી શકો છો; પરંતુ અવિવેકનો એક પણ વધુ શબ્દ ઉચ્ચારશો, તો પરિણામની જવાબદારી અમારે શિરે નહિ રહે."

શ્રી કૃષ્ણે પોતાનું આસન લીધું. ક્ષણવાર સંમેલન પર સંમતિસૂચક મૌનનું આવરણ પડી ગયું. શિશુપાલ ફાટેલ અવાજે ગર્જ્યો:

"એજ! એ જ સત્ય, સંયમ અને સિદ્ધાંતનાં પોકળ બણગાં! આર્યવર્તના પ્રથમ પુરુષનું બિરુદ આને આપવું છે, સભાજનો? આ કુટિલ, પ્રપંચી, પાપાચારી, સ્વજનદ્રોહી, વિશ્વાસઘાતી, માતૃકુલસંહારક, દંભી, ચારિત્ર્યભ્રષ્ટ, વ્યભિ..."

પ્રલયનાં વાદળો અથડાયાં હોય એવો એક ઘોર કડાકો થયો. પડઘાઓની પરંપરાઓથી આખો ખંડ ધ્રૂજી ઊઠ્યો. કોઈ શિલ્પીએ કોરેલ પુતળાંઓ હોય એમ સભાજનો નિશ્ચેષ્ટ બેસી રહ્યા. શું થયું, શું થશે તે કોઈ સમજી શકે તે પહેલાં શિશુપાલનો રુધિરથી ગળતો દેહ સભાગૃહના ધોળા આરસને લાલ રંગે રંગતો ઢળી પડ્યો.

તેના સ્વજનો, તેનું સૈન્ય, તેનું સામંતમંડળ સૌ દીનતાથી આ અદ્ભુત અને ઝડપી પરિવર્તન જોઈ રહ્યાં. પલટાતા યુગના પ્રભાવ પાસે તેમની શક્તિઓ ખંડિત થઈ હતી.

શાહીવાદી શિશુપાલના રુધિરથી આર્યાવર્તે તે દિવસે શ્રીકૃષ્ણને કપાળે લોકનાયકનું તિલક આલેખ્યું!

★

કોઈ પણ ધર્મના સિદ્ધાંતોના મૂળમાં સૃષ્ટિરચનાને અનુકૂળ રહી, કે સમાજવ્યવહારને વધારેમાં વધારે સમય સુધી ચાલુ રાખી જીવવાનાં તત્ત્વો રહેલાં છે. સત્ય, સદાચાર અને અહિંસાના પાયા ઉપર જ ધર્મનું બંધારણ હોઈ શકે. સંસ્કૃતિ ને સંસ્કારનાં બીજ ત્યારે જ રોપાય ને?

છતાં સમયના વહેવા સાથે માનવપ્રકૃતિસહજ નિર્બળતા ધર્મમાં પેસવાથી એની વિકૃતિ થાય છે અને અંતે વિનાશને માર્ગે તે આપણને દોરી રહે છે.

ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને "यदा यदा हि" નો શ્લોક ગાયો છે, તેવી ધર્મની ગ્લાનિ હિંદમાં થઈ ચૂકી છે. યુગનો અવતારધારી અવતરી ચૂક્યો છે.

આપણે દરરોજ રામાયણ–મહાભારતની કથા વાંચીએ છીએ. ભાવિકને ઘણી વખત નથી થતું, કે રે રે, રામચંદ્રજીના જમાનામાં–શ્રીકૃષ્ણના યુગમાં જે લોકો જન્મ્યા હશે, જેમને એ પરમ વિભૂતિઓને સદેહે નજરોનજર જોવાની તક મળી હશે, કે બોલતા સાંભળ્યા હશે એ લોકો કેટલા ધન્ય હશે?

આપણે એવી તક ન ગુમાવીએ તે જોજો. વર્ષો પછી ગાંધીજી અવતારરૂપે પૂજાશે, ત્યારે ભવિષ્યના લોકો પણ એમ જ આપણી ઈર્ષ્યા કરતા હશે. આપણે ગાંધીજીનાં વચનામૃતોનું પાન ન કરીએ, એમની સંતવાણી પ્રમાણે નહિ વર્તીએ, એમને પગલે ચાલીને હિંસાથી ઘેરાયેલા જગતનો બચાવ કરવા એમના સૈનિકો નહિ બનીએ, તો આપણે એક મોટો દ્રોહ કર્યો છે એમ ભવિષ્યનો ઇતિહાસકાર નોંધશે.

આવું કલંક ધોવા ક્યારે કટિબદ્ધ થઈશું?

# જીવનમાં વ્રત–ઉત્સવોનું સ્થાન

લેખક:
શ્રી. વજુભાઈ શાહ

મનુષ્ય પોતાને જૂનવાણી માનતો હોય કે નવા યુગનો પ્રતિનિધિ માનતો હોય, પરંતુ તેના જીવનવિકાસમાં તો વ્રતો અને ઉત્સવોનું સ્થાન છે જ. વ્રતો એના જીવનને દૃઢ બનાવે છે અને ઉત્સવો તેમાં સુંદરતા તથા આનંદ પૂરે છે.

શ્રી. વજુભાઈ શાહ કાઠિયાવાડના અગ્રણી લોકસેવક છે. એમણે 'સ્વ. મહાદેવભાઈ,' 'લડ્ત આવે તો ?' વગેરે પુસ્તકો લખ્યાં છે. ખૂબ લોકપ્રિય થયેલા 'નવરચના' માસિકના એ સ્થાપક અને તંત્રી હતા. એમનો આ લેખ 'અખંડ આનંદ'ના જૂના–નવા વાચકોને એકસરખી જ પ્રેરણા આપશે.

હમણાં વ્રત–ઉત્સવના દિવસો ચાલે છે. જુદાજુદા ઉત્સવ નિમિત્તે મંદિરોમાં દીપમાળ પ્રગટે છે, શોભા–શણગાર થાય છે. ઘરમાં બાળકોને સારુંસારું ખાવાનું મળે છે અને કન્યાઓ નવાંનવાં વસ્ત્રાલંકારો પહેરીને આનંદ–ઉલ્લાસથી હરેફરે છે ને ગીતો ગાય છે. નારીસમુદાય પોતાનાં ખાસ વ્રતો ઊજવે છે ને ઉપવાસ, એકટાણાં વગેરે નાનામોટાં તપસંયમનાં કર્મ કરે છે. સંપ્રદાયના વિધિ અનુસાર ધાર્મિક શ્રવણમનન ચાલે છે. ભજન-કીર્તન, કથાવારતા ને પારાયણ–સપ્તાહ વગેરે થાય છે અને ચારે બાજુ જાણે ધર્મનો મહિમા ગવાતો હોય એવું વાતાવરણ સર્જાય છે.

આમ તો આપણા દેશમાં આખું વરસ નાનામોટા તહેવારો, વ્રતો અને ઉત્સવો આવ્યા જ કરે છે, પણ આ શ્રાવણ માસ તો અનેક પ્રકારના તહેવારો અને ઉત્સવોનો મહિનો છે. શ્રાવણિયા સોમવારનું ખાસ માહાત્મ્ય, બળેવ તો મોટો તહેવાર; બોળચોથ, નાગપાંચમ, રાંધણછઠ અને શીતળાસાતમ તો ખાસ લોકવ્રતના દિવસો; જન્માષ્ટમી તો જાણે મોટામાં મોટો ધાર્મિક ઉત્સવ, જૈન લોકોનાં પર્યુષણ પર્વ પણ આમાં જ–આમ આ માસમાં લોકો અનેક પ્રકારના વ્રત–નિયમો લે છે, ઉત્સવો ઊજવે છે ને શ્રદ્ધાભક્તિ સાથે આનંદઉલ્લાસનું એવું રંગબેરંગી ઘેરું અને વ્યાપક વાતાવરણ જામે છે, કે બહારથી આવેલા અજાણ્યા પ્રવાસીનું ધ્યાન પણ ખેંચાયા વિના ન રહે.

[illegible] મોટાં [illegible]રોને બાદ કરતાં ખાસ રાષ્ટ્રીય મહત્ત્વના પ્રસંગે ઠીકઠીક જાહેરાત અને પ્રયાસ કરવા છતાંય જે જનસમુદાય એકઠો નથી થઈ શકતો તેના કરતાં તો ક્યાંય વિશેષ પ્રચંડ સમુદાય આ તહેવારોમાં કોઈના ય કહ્યા સિવાય આપોઆપ અંતરની ઊલટથી બહાર નીકળી પડે છે. એ બતાવે છે, કે લોકજીવનમાં આ બધાં વ્રત-ઉત્સવોનું કેટલું જબ્બર મહત્ત્વ છે. ગામેગામ અને ઘેરઘેરમાં એક જ પ્રકારની ભાવના અને એક જ શ્રદ્ધા લગભગ એકસરખી ઉત્કટતાથી જ વ્યક્ત થતી જોવામાં આવે છે.

લોકજીવનના ઘડતરમાં આટલું મહત્ત્વ ધરાવનાર આ વ્રત–ઉત્સવોના યોજનારાઓનો જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે તેમની દૂરદૃષ્ટિ અને લોકજીવનની નાડ પારખવાની શક્તિ વિષે આદર અને અહોભાવ થયા વિના રહેતો નથી. અલબત્ત, આ મહાપુરુષોએ આ બધા વ્રતો અને ઉત્સવ પાછળ જે પ્રાણવિકાસની દૃષ્ટિ રાખી હતી, તે દૃષ્ટિ તો લગભગ ભૂંસાઈ ગઈ છે–ભુલાઈ ગઈ છે. કેટલેક ઠેકાણે એની વિડંબના પણ થઈ છે અને તેથી વ્રત–ઉત્સવને પરિણામે લોકોને જે લાભ થવો જોઈએ એને બદલે કેટલેક ઠેકાણે તો પારવિનાની હાનિ પણ થઈ રહી છે; પણ તેમાં વ્રત–ઉત્સવનો દોષ નથી. બીજાં અનેક કારણુસર સમાજમાં વ્યાપી ગયેલાં અજ્ઞાન, અંધશ્રદ્ધા, વહેમ અને પાખંડ આ વ્રત ઉત્સવોમાં પણ ઘૂસી ગયાં છે, છતાં ય લોકહૃદય ઉપર એની જે ઊંડી પકડ રહી છે, તે વ્રત–ઉત્સવો લોકજીવનના ઘડતરમાં

કેટલા બળવાન તત્ત્વરૂપે કામ કરી શકે તેમ છે તેનો સરસ ખ્યાલ આપે છે.

તહેવારો, ઉત્સવો ને વ્રતો કંઈ આપણે ત્યાં જ છે એવું નથી, દરેક કાળમાં દરેક દેશમાં ને દરેક સમાજમાં આવા વ્રત-ઉત્સવો અને તહેવારો હોય છે જ. આથી જ આપણને કોઈ પણ દેશનો કે સમાજનો અમુક કાળનો ચોક્કસ ઇતિહાસ જાણવો હોય, તો તે તે સમાજના તે તે કાળના વ્રત-ઉત્સવો કે તહેવારોનો અભ્યાસ કરવાથી એ વખતની પરિસ્થિતિનો બહુ સારી રીતે ખ્યાલ મળી જાય છે. એના ઉપરથી એ વખતના લોકોના રીતરિવાજ, આચારવિચાર, માનસ, આશા-આકાંક્ષા, રુચિ, વૃત્તિ વગેરેનો પૂરો ખ્યાલ આવી જાય છે.

તહેવારો, ઉત્સવો અને વ્રતોની યોજના કોઈને કોઈ ઉપયોગી સામાજિક હેતુ પાર પાડવાની દૃષ્ટિએ જ થયેલ હોય છે; એટલે ઉત્સવો અને વ્રતો એ જીવન જેટલાં જ વિશાળ અને વિવિધ હોય છે. આપણે ત્યાંનાં જેજે તહેવારો, ઉત્સવો અને વ્રતો છે, એ જોઈએ તો જણાશે કે કેટલાક ધાર્મિક ઉત્સવો છે, કેટલાંક વ્યક્તિના જીવનવિકાસનાં તો કેટલાંક સમષ્ટિના વિકાસ માટેનાં વ્રતો છે. વળી કેટલાંક સાંસારિક ભાવનાને વિશુદ્ધ અને ઉચ્ચગામી બનાવવા માટેનાં, તો કેટલાંક કુટુમ્બભાવનાને પરિપુષ્ટ કરવા માટેનાં વ્રતો છે. દરેકની પાછળ મનુષ્યજીવનને ઊંચે ચડાવે એવો કોઈ ને કોઈ મહત્ત્વનો સંસ્કાર દૃઢ કરવાનો હેતુ હોય છે. એટલે વ્રત-ઉત્સવમાં સૌથી મહત્ત્વની બાબત તો એ છે, કે એની પાછળ રહેલ હેતુ અથવા રહસ્યને વ્રત-ઉત્સવ કરનારે બરાબર સમજી લેવાં જોઈએ. કાળેકાળે પરિસ્થિતિમાં કે એવા હેતુમાં કંઈ ફેર પડે, તો તે મુજબ વ્રત-ઉત્સવના સ્વરૂપમાં પણ જરૂરી ફેરફાર કરતા જવા જોઈએ, તો જ એ વ્રત-ઉત્સવનાં નીર વહેતાં અને નિર્મળાં રહી શકે. નહિ તો ગમે તેટલી ઉચ્ચ દૃષ્ટિએ યોજાયેલાં એ વ્રત-ઉત્સવો અર્થહીન, ચેતનહીન, ખાલી ખોખાં જેવા પોકળ જલસા બની રહે. અને ક્યારેક એથી પણ વધુ વિકૃત થઈને સમાજને ભારે નુકસાન પણ પહોંચાડી બેસે.

દુર્ભાગ્યે આજે આપણા મોટાભાગના તહેવારો, ઉત્સવો અને વ્રતોની આવી સ્થિતિ થઈ પડી છે, એની પાછળની દૃષ્ટિ સાવ ભૂલાઈ ગઈ છે, એને યાદ કરવાની પણ કોઈ દરકાર કરતું લાગતું નથી. દર વરસે રામનવમી આવે છે ને જન્માષ્ટમી ઉજવાય છે અને છતાં ય રામ કે કૃષ્ણનો જીવનસંદેશ સમાજ ઝીલતો હોય એવું એના સ્વરૂપ ઉપરથી જણાતું નથી. રામાયણ વંચાય છે, ગીતાપારાયણ થાય છે, અર્ધી રાત સુધીના ઉજાગરા થાય છે, ઉપવાસ થાય છે: પણ રામાયણ કે ગીતાના રહસ્યની જાણે ઠેકડી જ થતી હોય એવાં સમાજનાં કર્માચરણ છે. રામાયણની પૂજા થાય પણ વચનપાલન જેવી તો વાત જ રહી નથી. વચનભંગની જાણે શરમ જ નથી. ગીતાનાં મંદિરો બંધાય, મોટા ઉત્સવો થાય; પણ હાથી, ગાય, કૂતરો, બ્રાહ્મણ અને ચાંડાલ એ સૌને સમદૃષ્ટિથી જોવાનો ગીતાસંદેશ ઝીલનાર સમાજમાં કરોડો માણસો હજુ ય અસ્પૃશ્ય ગણાય છે ને હડધૂત થાય છે. કૃષ્ણભક્તિના ઉત્સવો થાય છે, પણ કૃષ્ણને વહાલી, એવી ગાયમાતાને પાળવાનું જાણે કોઈને સૂઝતું નથી.

સાંસારિક વ્રતોની પણ એ જ સ્થિતિ થઈ છે. જયાપાર્વતીનું વ્રત હોય કે વટસાવિત્રીનું વ્રત હોય પણ એનું રહસ્ય સમજવા કે સમજાવવાની કોને પડી છે? એ વ્રત જીવ્રત, બોળચોથ, નાગપાંચમ કે શીતળાસાતમ જેવાં લોકવ્રતોમાં પણ એ વ્રતનું રહસ્ય પ્રગટ કરતી કથાવારતા ભાવપૂર્વક સંભળાય છે, પણ બીજા જ દિવસથી જાણે એ વ્રતને અને જીવનને ખાસ સંબંધ રહ્યો હોય એવું દેખાતું નથી.

ખરી રીતે તો મનુષ્યના હૃદયની અથવા ચિત્તની કેળવણી કરવા માટે જ આવાં વ્રતઉત્સવો યોજવાનો હેતુ હોય છે. માણસ પોતે પોતાનું આખરી ધ્યેય [illegible]

અમુક પ્રકારનો તેણે પુરુષાર્થ કરવાનો હોય છે. અને તે પુરુષાર્થ સિદ્ધ કરવામાં મદદરૂપ થાય એ પ્રકારના સંસ્કાર તેના ચિત્ત ઉપર પાડવાના હોય છે. દરેકેદરેક વ્રત એ કોઈ ને કોઈ પ્રકારનો સંસ્કાર મનુષ્યહૃદયમાં દૃઢપણે અંકિત કરવાના ઉદ્દેશથી જ યોજાયું હોય છે. જેમ વ્યક્તિમાં તેમ સમાજમાં પણ પોતાના આત્મવિકાસ માટેની વૃત્તિ ક્યારેક જોર કરીને ઊઠે, ત્યારેત્યારે અમુક અમુક સદ્‌ગુણ ઉત્કટ સ્વરૂપે પ્રગટે છે. કુટુંબપ્રેમ, સ્વદેશભક્તિ, સત્યપરાયણતા, શિયળરક્ષા, પરાક્રમપૂજા, બલિદાન, આત્મત્યાગ વગેરે ગુણોથી પ્રભાવિત થઈને કેટલીક વાર તો લોકો જ આવા ઉત્સવો અને વ્રતો નિર્માણ કરે છે ને પછી એ પરંપરાગત ચાલ્યા કરે છે. અનેક પ્રકારના આચારવિચારના ભારે આક્રમણ છતાંય હજુ આપણી પ્રજાનું અંદરનું સત્ત્વ સાવ હણાઈ નથી ગયું. એનું કારણ પરંપરાગત સંસ્કૃતિનું બીજ જીવતું સચવાઈ રહ્યું છે તે છે. અને લોકહૃદયમાં એ બીજ જીવતું રાખવામાં આજે આ હાસ્યાસ્પદ ગણાતાં વ્રત-ઉત્સવોનો હિસ્સો નાનોસૂનો નથી.

આમ મહાપુરુષોથી માંડીને સામાન્ય લોક-સમુદાય સુધી સૌએ વ્રતોનું માહાત્મ્ય અને ઉત્સવોની ઉપયોગિતા સ્વીકારી છે. દરેક ધર્મશાસ્ત્રોમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એમને પાંચ મહાવ્રત તરીકે ઓળખાવવામાં આવ્યાં છે અને તેમનો મહિમા પણ વર્ણવેલો છે. વળી સંતોષ, શુચિતા, શ્રદ્ધા, સ્વાધ્યાય, પ્રાર્થના, તપ, સંયમ વગેરે નિયમોનું પણ મનુષ્યના આત્મવિકાસમાં કેટલું મહત્ત્વ છે તે ગાઈ બતાવવામાં આવેલ છે; પરંતુ આ બધા યમનિયમોનું પાલન કરવાથી શું શું લાભ થાય તેનું જો દાર્શનિક વિવેચન કરવામાં આવે, તો કેટલા લોકો સમજી શકે ? સંતોષ અને શ્રદ્ધાની તાત્ત્વિક છણાવટ કરવાને બદલે એની શુભ અસર અને નક્કર લાભ સમજાવતી કોઈ કથાવારતા કહેવામાં આવે, તો લોકોના હૃદયમાં એ સદ્‌ગુણનો મહિમા તુરત અંકિત થઈ જાય છે. અભ્યાસ, ચિંતન, ધ્યાન, વૈરાગ્ય, પ્રાયશ્ચિત્ત વગેરે બધાં આત્મવિકાસનાં આંતરિક સાધનો છે; પરંતુ સામાન્ય લોકો માટે બાહ્ય તેમ જ સ્થૂલ સાધનોની જ જરૂર છે, એવી વિચારણામાંથી જ તહેવાર, ઉત્સવ અને વ્રત વગેરેનો ઉદ્‌ભવ થયો હશે. મનુષ્યનું ચિત્ત બરાબર કેળવાય નહિ, એના પર વારંવાર અમુક પ્રકારના સંસ્કાર પડીપડીને એને ચોક્કસ વલણ આપે નહિ, ત્યાં સુધી સદ્‌ગુણો પૂરેપૂરા ખીલી શકે નહિ. લાખો-કરોડો સામાન્ય મનુષ્યોના ચિત્તની આવી કેળવણી માટે તહેવારો, ઉત્સવો અને વ્રતો એ સારું, મોટું અને સમર્થ સાધન છે આથી જ મનુષ્યના વિકાસ માટે જે જે સદ્‌ગુણોની જરૂર છે, તેનો વિચાર કરી કરીને સમાજનાયકોએ કેટલાક જરૂર તહેવારો ને ઉત્સવો યોજી દીધા હશે અને કેટલાક તો લોકોએ સ્વયંભૂવૃત્તિથી રચી લીધા હશે.

આપણે આગળ જોયું કે તત્ત્વજ્ઞ માણસને જે વસ્તુ એમને એમ સમજાય તે સામાન્ય માણસને સમજાવી કઠણ છે દાખલા તરીકે બ્રહ્મ સત્યમ્-સત્ય એ જ બ્રહ્મ છે, સત્ય સિવાય બીજું કંઈ છે જ નહિ એવાંએવાં પ્રચલિત વચનો તો સૌ બોલે છે, પણ તત્ત્વજ્ઞ પુરુષો સિવાય દરેક બોલનાર એનો તત્ત્વ-મર્મ સમજે છે, એવું તો કોઈ માનશે નહિ. એને તો સત્યની તત્ત્વચર્ચા કરતાં હરિશ્ચંદ્ર રાજાની વાર્તાથી વધુ અસર થાય. એના કરતાંય વધુ અસર વળી સત્યનારાયણની કથાથી થાય અસત્ય આચરનાર માણસ તત્કાળ ગમે તેવો લાભ ઉઠાવતો દેખાય, પણ અંતે તો એની દુર્દશા જ થાય છે અને સત્યનું પાલન કરનારને ગમે તેવાં કષ્ટ સહન કરવાં પડે તો યે જો એ સત્યને વળગી રહે તો ભગવાન એને છોડાવે છે ને એની બધી કામના પૂરી કરે છે એવી એવી કાલ્પનિક વાતોથી ભરપૂર સત્યનારાયણની કથા રચી કાઢનારના મનમાં એવો જ ઉચ્ચ આશય હશે, કે કંઈ નહિ તો યે આ રીતે કરોડો માણસો પાસે સદાય મહિમા ગવાશે

કરશે. સત્ય સિવાય બીજું કંઈ સારતત્ત્વ છે જ નહિ, ત્યાં સત્યને છોડવાથી કશું હાથ આવી શકે જ નહિ, એવું તર્કદષ્ટિનું જ્ઞાન સાધારણ લોકોને શી રીતે આપવું? એનો ત્રિકાલાબાધિત નિયમ લોકોના મન પર શી રીતે ઠસાવવો? કોઈ પણ પ્રકારની તત્ત્વચર્ચા અને તત્ત્વવિવેચન કરતાં આવી સત્યનારાયણની કથાના ઉત્સવમાંથી જ લોકોના મન ઉપર આખરે સત્ય જ જીતે છે એ ભાવના રૂઢ થઈ છે. પછી ભલે પોતાનામાં તે પાળવાની શક્તિ રહી ન હોય.

વ્રત-ઉત્સવ દ્વારા મનુષ્યમાં તે તે વ્રતમાં અંતર્ગત રહેલ સંસ્કારની શક્તિ આવી જાય છે એવું તો કોઈ કહેતું નથી; પણ એ જાતના સંસ્કારો આખી પ્રજામાં સહજ અને સ્વાભાવિક રીતે પોષાયા કરે છે. છેલ્લી પાંચસાત પેઢીથી કોઈ નિશાળમાં વચનપાલન, ભ્રાતૃભાવ, કે એકપત્નીવ્રતના સંસ્કારનું શિક્ષણ આપવામાં આવ્યું નથી. પ્રજામાં આજે એ સંસ્કારોની શક્તિ છે એમ પણ કોઈ કહેતું નથી; પણ પોતાનાં જીવન અને વર્તન ગમે તેવાં દોષવાળાં હોવા છતાં ય આજે લોકોમાં વચનની ટેક, ભ્રાતૃભાવ કે એકપત્નીવ્રતના સદ્ગુણો પ્રત્યે ઊંચી આદરબુદ્ધિ રાખવાનો જે સંસ્કાર રહ્યો છે, તે તો તેને રામાયણનાં પારાયણ અને રામમહિમાના ઉત્સવમાંથી જ મળેલ છે. બ્રહ્મચર્ય, ટેક, ગર્વની નિષ્ફળતા વગેરે ઉપર ગમે તેટલાં ઉપદેશાત્મક વ્યાખ્યાન આપીએ અને તે સંસ્કાર દૃઢ કરવાનો પ્રયત્ન કરીએ, પણ રામનવમીનો જે ઉત્સવ થાય છે અને રામાયણનો મહિમા ગવાય છે એ દ્વારા રઘુકૂળની ટેક, વનવાસી લક્ષ્મણજીનું આદર્શ બ્રહ્મચર્ય અને જનક રાજાનો વિદેહી ભાવ એ બધાંની આમસમુદાયના ચિત્ત ઉપર ભારે ઊંડી અને દીર્ઘજીવી અસર પડે છે. અને તે અંગેના સંસ્કારો દૃઢ થાય છે.

આવું જ લગભગ દરેક તહેવારનું હોય છે. ક્યાંક કુટુંબપ્રેમ ચિરંજીવ કરવાની, ક્યાંક બલિદાનની, ક્યાંક પરાક્રમની, ક્યાંક ધીરજ અને કષ્ટસહનની, ક્યાંક અવિચળ શ્રદ્ધાની તો ક્યાંક શિયળરક્ષણની ભાવના આ વ્રતો દ્વારા લોકહૃદયમાં દૃઢ થતી હોય છે.

કોઈ કહેશે કે જો વ્રત-ઉત્સવમાં આટલી બધી શક્તિ હોય, તો આપણા દેશમાં વ્રતઉત્સવોનો તો તોટો નથી. એની પરંપરા તો ચાલ્યા જ કરે છે. ધર્મઘેલા લોકો અને ખાસ કરીને સ્ત્રી-સમુદાય તો એમાંથી નવરો થતો જ નથી. આમ છતાં સમાજમાં સદાચરણ, દયા, ઉદારતા, પરોપકાર, નિઃસ્વાર્થતા અને માનવ-પ્રેમનો લોપ કેમ થતો જાય છે, અને એની જગ્યાએ સ્વાર્થ, લોભ, ઈર્ષ્યા, કુસંપ, દુરાચાર અને હૃદયહીનતાનું સામ્રાજ્ય જોવામાં કેમ આવે છે? આજે આ પરિસ્થિતિ છે એ તો સૌ જાણીએ છીએ, પણ એનાં કારણો તો સાવ જુદાં જ છે. પરચક્ર, પરાધીનતા અને ગુલામીને કારણે આપણી અવદશા થઈ એ દરમ્યાન વ્રતો અને ઉત્સવોનું પણ રહસ્ય ભૂલાયું અને આજે એ બધામાંથી જીવન અને ચેતન ઓસરી ગયું છે. તેમ છતાંય હજુ એ સાવ નિષ્પ્રાણ કે નિર્જીવ બની ગયું નથી. એમાં તણખો તો હજુ પડ્યો જ છે. સીધી રીતે બહારની દુનિયાના પ્રવાહોની અસર નીચે આવેલા આપણા શહેરી અને ઉપલા સમાજની સ્થિતિ ગમે તેવી હોય, પણ હજુ નીચલા થરના ભારે મોટા વિશાળ સમુદાયને તો સુખદુઃખના, આશાનિરાશાના, આનંદના, ધીરજ અને શ્રદ્ધાના, પ્રેમના, કરુણાના, સંતોષના અને સદાચારના, ઇહલોકના તેમ જ પરલોકના સંસ્કારો પરંપરાથી ઊતરી આવેલ અને આજે ભલે સાવ નિષ્પ્રાણ થઈ ગયેલ જણાતાં એ વ્રત-ઉત્સવોમાંથી જ મળી રહે છે. એમાં વહેમ, જડતા અને અંધશ્રદ્ધાનો પાર નથી, પણ એની સાથેસાથે જ એના પડ નીચે ઊંડી શ્રદ્ધા, ધીરજ, શાંતિ, સંતોષ અને બીજા ઉમદા સંસ્કારોનું પોષણ થઈ રહ્યું છે એની કિંમત પણ જેવીતેવી નથી જ. ઉપરનાં નિર્જીવ પડને ઉખેડીને કાઢી નાખવાની જરૂર છે, અજ્ઞાન, વહેમ અને અંધશ્રદ્ધાનાં જાળાં સાફ કરી નાખવાની જરૂર છે; પણ આ બધાં

વ્રત-ઉત્સવોમાં તો અજ્ઞાન અને અંધશ્રદ્ધા સિવાય કંઈ જ નથી એમ માની સમગ્ર વસ્તુને જ ફેંકી દેવા તૈયાર થઈશું અથવા દુર્લક્ષ કરીશું, તો તેથી આપણે ભારે કિંમતી સાધન ગુમાવી બેસવાનાં જરૂર લાગે તો મૂળ વસ્તુનું નવેસરથી સંસ્કરણ કરીને પણ લોકસમુદાયની કેળવણીમાં ને સમાજહૃદયના વિકાસ અર્થે તેનો પૂરેપૂરો સદુપયોગ થઈ શકે તેમ છે.

તહેવારો અને ઉત્સવોની આવી શક્તિ પિછાનીને જ સમાજના આગેવાનોએ તેનું ભારે મૂલ્ય સ્વીકાર્યું છે, પણ હજુ એ દિશામાં જોઈએ તેવા પ્રયત્ન થયા નથી, એ વાત સાચી છે બાકી જ્યાંજ્યાં એવા પ્રયત્ન થયા છે, એનું પરિણામ ભારે ચમત્કારિક જ આવ્યું છે ચૈતન્યના ઉપદેશથી રાધાકૃષ્ણની ભક્તિ કેટલી વધારે વિશુદ્ધ થઈ એ તો એ ક્ષેત્રના અનુભવીને જ ખ્યાલ આવે લોકમાન્ય જેવા લોકનાયકે ગણપતિ-ઉત્સવની નવી જ યોજના કરી તેણે લાખોકરોડોના આમ સમુદાયને કેવી રીતે આકર્ષ્યો, કેવી ભાવના જગાડીને એ વિરાટને એક સૂત્રમાં પરોવી દીધો, એ તો આપણા સૌના તાજા જ અનુભવની હકીકત છે એમ કરી એ મહાપુરુષોએ આપણને રસ્તો બતાવ્યો છે છેલ્લા પચીસ-ત્રીસ વરસમાં આપણે ઘણાઘણા રાષ્ટ્રીય તહેવારો ઊજવતા આવ્યા છીએ, પણ મોટા શહેરોને બાદ કરતાં કરોડો લોકોના હૃદય સુધી પહોંચી શકાય એવું એ દિશામાં હજુ આપણે કરી શક્યા નથી ગણપતિ-ઉત્સવને જે રીતે કરોડો મહારાષ્ટ્રીઓ, કોઈ પણ આગેવાનની સૂચના વિના આપોઆપ અંતરની સહજ ઊર્મિથી જે રીતે ઊજવે છે તે રીતે જ યોગ્ય અને જરૂરી એવા તમામ પ્રાચીન, ધાર્મિક, પૌરાણિક, સાંસારિક કે અર્વાચીન રાષ્ટ્રીય, સામાજિક તહેવારો અને ઉત્સવોનું થઈ જવું જોઈએ

આજે તો આપણે રા વમી, જન્માષ્ટમી [illegible] છીએ [illegible]

એનો જીવનસંદેશ સમજવાની તકલીફ લેતા નથી શ્રાવણ માસમાં ઘણા લોકો તો ઉપવાસ વગેરે ભારે કઠિન અને આકરા તપ કરે છે, પણ એનું રહસ્ય સમજ્યા વિના મોટે ભાગે ચાલ્યા આવતા ચીલે-ચીલે જ થતું હોવાથી એમાંથી સમાજને વિશુદ્ધ કરનાર પ્રાણ કે ચેતન પ્રગટતાં નથી અને તેથી સમાજને ખાસ લાભ થતો નથી ઊલટું કેટલીક વાર નુકસાન પણ થાય છે દા ત હોળિકા-ઉત્સવ જેવા ઉત્સવનું ખરું રહસ્ય આપણે ભૂલી ગયા ખરી રીતે તો કામદહનના એ પર્વને દિવસે આપણામાં જે કંઈ દુષ્ટ હોય, અનિષ્ટ હોય તેને બાળી ખાખ કરી નાખવાનું છે અને જાહેર ઉત્સવ તરીકે તેમ કરીને લોક-સમુદાયમાં અનિષ્ટદહનની, કામદહનની સામુદાયિક પ્રેરણા જાગ્રત કરવાની છે એ બધું ભૂલીને તો જાણે આપણે આપણાં સુરચિત અને શુભ સંસ્કારોનું જ બેચાર દિવસ માટે દહન કરવા નીકળ્યા હોઈએ તેવું એ ઉત્સવનું રૂપ થઈ પડ્યું છે

વળી ઉત્સવ કરતાં યે વ્રત એ તો ચડિયાતી વસ્તુ છે ઉત્સવ તો કોઈ ભૂતકાલીન ઘટના અથવા સંસ્કારનું જાહેર સ્મરણ છે, જાહેર પ્રતિષ્ઠા છે એટલે એનો માત્ર લાભ તો છે જ, પણ એ કરતાં ય વિશેષ દૃઢરૂપે એ સંસ્કાર માણસના અંતરમાં અંકિત થઈ શકે એટલા માટે આપણા લોકોમાં જાતજાતનાં વ્રતો પ્રચલિત કરવામાં આવ્યાં છે અને એ સંસ્કારનું મહત્ત્વ અને ગાંભીર્ય મનુષ્યના હૃદય પર બરાબર ઠસે એટલા માટે સાધારણ રીતે દરેક વ્રતની સાથે પ્રાર્થના, ઉપવાસ, અનશન, અમુક પ્રકારના ખાનપાન અને નિદ્રાનો ત્યાગ, તપ, સંયમ વગેરે વસ્તુઓ ગોઠવેલી હોય છે.

સંસ્કારની કેળવણી એ જો સર્વોચ્ચ કેળવણી ગણાતી હોય, તો વ્રતનિયમ એ કેળવણી માટેનાં ઉત્તમ સાધનો છે શ્રદ્ધા અને જ્ઞાનપૂર્વક વ્રત કે નિયમ લેવાથી મનોબળ દૃઢ થાય છે ચિત્તની ચંચળતા દૂર થઈને એક પ્રકારની શાંતિ મળે છે કેટલાક લોકો કહે

છે કે નિયમ સારો હોય, ઉપયોગી હોય તો તેનું પાલન કરવું; પણ તેને અંગેની અવિચળ પ્રતિજ્ઞા કે વ્રત લેવાની શી જરુર છે? વ્રત કે પ્રતિજ્ઞા લેવાની જરૂર તો નબળા મનના માણસને માટે છે વગેરે. આમ કહેનારા પોતાની જાતને ભલે દૃઢ મનના કે ઊંચી સમજણવાળા માને પણ જગતનો આજ સુધીનો અનુભવ આથી જુદા પ્રકારનો છે. મનુષ્યચિત્તના ગુણધર્મોને જેણે બરાબર જાણ્યા છે એવા જ્ઞાનીઓ ને અનુભવીઓનું વચન છે, કે મનુષ્યનો વિકાસ ઘણી સારી પેઠે ન થઈ જાય ત્યાં સુધી તેને વ્રતનિયમની આવશ્યકતા છે જ; કેમ કે વ્રતનિયમ એ માણસની રક્ષા કરનાર વાડ છે. એના ચંચળ મન ઉપર જે જે આક્રમણો થયાં કરે એની સામેની ઢાલ છે. જે જે લોકો એ રસ્તે ગયા છે, તેની એણે રક્ષા કરી છે; એટલું જ નહિ પણ આત્મવિકાસમાં ભારે મહાન લાભ કર્યો છે. એથી ઊલટું વ્રત નહિ લેનારા માણસોમાંથી મોટા ભાગના લોકો પહેલી જ મુશ્કેલી આવતાં તૂટી જાય છે અને પોતે જ ઉપયોગી કે જરૂરી ઠરાવેલ નિયમને વળગી રહી શકતા નથી. આથી વ્યક્તિના જીવન માટે તેમ જ સમાજજીવનની રક્ષા અને વિકાસ માટે અમુક ચોક્કસ પ્રકારનાં વ્રતનિયમોની ભારે આવશ્યક્તા છે.

દરેક ધર્મોએ આવાં વ્રતનિયમની આવશ્યકતા સ્વીકારી છે. શાસ્ત્રોએ એવી આજ્ઞા આપી છે ને મહાપુરુષોએ એવી પ્રણાલિ ઊભી કરી છે.

મનુષ્યના કે સમાજના જીવનઘડતરમાં વ્રતનિયમોનું આટલું મોટું મૂલ્ય હોય, તો પછી સમાજના અગ્રસરોનો ધર્મ થઈ પડે છે, કે ચાલુ તમામ વ્રત-ઉત્સવોને એમણે વર્તમાન યુગની પરિસ્થિતિ અનુસાર નવું સ્વરૂપ, નવો પ્રાણ અને નવું જીવન આપવું જોઈએ. જરૂર અનુસાર નવા તહેવારો અને નવાં વ્રત-ઉત્સવો રચવાં જોઈએ. દરેક ધર્મે સ્વીકારેલ પાંચ મહાવ્રતો-અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહને તો ગાંધીજીએ સ્વીકાર્યાં જ પણ આ યુગની વિશિષ્ટ પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને એમણે કેટલાંક નવાં વ્રતો રચ્યાં છે અને પેલા મહાવ્રતના પેટામાં આવી જાય તેવા કેટલાક નિયમોને સ્વતંત્ર વ્રતનું મહત્ત્વ આપ્યું છે. દા. ત. અસ્વાદ, શરીરશ્રમ, સર્વધર્મ-સમભાવ અથવા પરમતસહિષ્ણુતા, સ્વદેશી અને સ્પર્શભાવનાને તેમણે સ્વતંત્રવ્રતો ગણાવ્યાં છે. અને તેથી જ અસ્પૃશ્યતાનિવારણ અથવા તો નિત્યકાંતણ એ કેવળ અમુક સમય પુરતી ચલાવવાની રાષ્ટ્રીય પ્રવૃત્તિ નહિ, પરંતુ મનુષ્યના મનુષ્યત્વને લજવનારી ઉચ્ચનીચની ભૂંડી ભેદભાવનાને ભૂંસી નાખનાર તથા શરીરશ્રમનો મહિમા સમજાવનાર આ યુગનાં મહત્ત્વનાં વ્રતો છે જો દેશની આબાદીનો અને સંસ્કૃતિનો આધાર ગાય ઉપર હોય તો ફંડો કરીને ગાયોને પાંજરાપોળમાં સાચવવાની પ્રવૃત્તિ જ નહિ; પરંતુ જે કુટુંબ એક ગાય પાળે નહિ તે મહત્ત્વના જીવનવ્રતનો ભંગ કરે છે એવી માન્યતા આખી પ્રજામાં ઊંડી ઠસાવી દેવી જોઈએ. આ કંઈ સાવ નવી વસ્તુ નથી. ગોપાલન અને વૃક્ષારોપણ આપણે ત્યાં હમેશનાં વ્રત અને ઉત્સવરૂપે જ ગણાતાં આવ્યાં છે ને તેના ઉત્સવો લોકોએ પેઢીઓ સુધી ઊજવ્યા પણ છે. આજે તો પ્રાણ ગયા ને ખોખાં રહ્યાં એવી સ્થિતિ થઈ છે.

હવે આ સ્થિતિનો પુનરુદ્ધાર કરવાની જરૂર છે. આજનાં વ્રત-ઉત્સવોમાં જે અજ્ઞાન અને પાખંડ ચાલી રહેલ છે, તેથી એ વ્રત-ઉત્સવો પ્રત્યે અણગમો કે અવગણના દર્શાવવાને બદલે એનું નવસંસ્કરણ કરવા માટે પ્રયત્નો કરવા જોઈએ. મનુષ્યના ચિત્તને સંસ્કારી તથા ઊર્ધ્વગામી બનાવવામાં તથા લોકસમુદાયનું સાચી દિશામાં ઘડતર તથા વિકાસ કરવામાં સામુદાયિક વ્રત-ઉત્સવનો ભારે મોટો ઉપયોગ છે, એટલું સમજી લઈ એ દિશામાં જરૂરી પુરુષાર્થ કરવાનું સમજુ વર્ગનું કર્તવ્ય થઈ પડે છે. એ માર્ગે લગભગ કંઈ જ ખર્ચ વિના, નવી સંસ્થા કે નવાં તંત્રો ઊભાં કર્યાં વિના આપણે ભારે મોટાં પ્રગતિનાં કાર્યો સાધી શકીએ એવો અવકાશ અને અનુકૂળતા છે.

*

# રાણી

લેખક:
શ્રી. રતિલાલ અદાણી

રાણી—ગામડાની ફૂલવાડીનું એક ખીલતું ફૂલ એ ફૂલવાડીને નથી મળતું ખાતર, નથી મળતો ગોડ, નથી મળતું પાણી, નથી મળતી માવજત અને છતાંય એ ફૂલવાડીના ખીલતા ફૂલમાં કેવી સુવાસ છે! કેવું સૌંદર્ય છે ગામડાની ફૂલવાડીઓને રીતસર ખાતર અને વખતસર ગોડ મળે, સમયસર પાણી અને કાળજીભરી માવજત મળે તો પછી જુઓ એ ફૂલવાડીના ફૂલની સુવાસ અને સૌંદર્ય!

શ્રી રતિલાલ અદાણી કાઠિયાવાડની ગ્રામસેવાની એક અગ્રણી સંસ્થા નવોદય મંડળ (તરવડા)ના સ્થાપક અને સંચાલક છે 'દીઠું મેં ગામડું જ્યાં' એ એમનું પ્રસિદ્ધ પુસ્તક. એમાં એમની મર્મગ્રાહી દૃષ્ટિનો પરિચય મળે છે

-

સવારના ઝાંખા અજવાળામાં ગાવડાં સીમ ભણી રવાના થતાં હોય, પંખીડાં માળા છોડીને વિહરવા માંડતાં હોય, એવે ટાણે નદીને સામે કાંઠે આવેલી ભરવાડની ઝોકમાંથી છસાત વરસની નાનકડી રાણી ધીરેધીરે પગથિયાં ઊતરતી હોય છે. એણે ભરત ભરેલી ઘાઘરી, ગલગોટા ભાતનું પોલકું અને દાળિયા ભાતની ઓઢણી ઓઢી હોય છે માથે નાનકડી ઉઢેણી, એના ઉપર દૂધે ભરેલી અળગોકળ બોઘરણી, અને બોઘરણી ઉપર ટચૂકડી ટબૂડી હોય છે ખીલતી કળી જેવી રાણી મનમાં મનમાં ગવાતા કોઈ ગીત સાથે હાથના હાવભાવ રમાડતીરમાડતી ધીરેધીરે પગથિયાં ઊતરીને નદીના વહેતા પાણીમાં પગ મૂકે છે કોઈ આધેડ ભરવાડણને નાનકડું રૂપ ધારણ કરવાના કોડ જાગ્યા હોય એવી પીઢ અને ઠસ્સાદાર ચાલે ખળખળ વહેતા નીર ઊતરી, લાંબો વોંકળાનો પટ વીંધીને, એની એ ઠસ્સાદાર ચાલે ચાલતીચાલતી રાણી મારે ફળિયે આવીને ઊભી રહે. અને લાંબો મીઠો ટહુકો કરે 'એ દૂધ લ્યો ય.'

સવારમાં ઊઠીને મારા બગીચામાં ખીલેલાં ફૂલને રમાડતો હોઉં, કે ફૂલઝાડને પાણી સીંચતો હોઉં ત્યાં હમેશ આ મીઠો ટહુકાર સાંભળવા મળે 'એ દૂધ લ્યો.. ય'

અને એ મીઠો ટહુકો ફરીફરી સાંભળવા માટે જાણે સાંભળતો ન હોઉં એમ બગીચાના ખીલેલા ફૂલની વચ્ચે લટાર મારતો રહું એટલે થોડી ખીજમાં રાણી લાંબો ટહુકો કરે 'એ દૂધ લ્યો...ય '

રાણી પાસે દૂધ લેવા તપેલી મૂકું એટલે રાણી માથેથી બોઘરણી ઉતારે એક પછી એક ટબૂડી ભરતી જાય, અને એક, બે, ત્રણ, ચાર, એમ ગણીગણીને તપેલીમાં ઠાલવતી જાય.

'રાણી, ટબૂડી પૂરી તો ભર '

'આનાથી પછે કેટલીક ભરાય!' રાણી ભરેલી ટબૂડી મારે સામે ધરીને જવાબ આપે.

'અને કેટલી ટબૂડી ભરી?'

'ચાર '

'ના, ના ત્રણ થઈ '

જાણે એની પ્રમાણિકતા અને સચ્ચાઈ ઉપર પડેલો ઘા અસહ્ય લાગ્યો હોય એમ છંછેડાઈને રાણી જખ દઈને તપેલીનું દૂધ બોઘરણીમાં પાછું ઠાલવી દે. અને ફરી કાળજીથી દૂધ ભરે 'એક—બે—ત્રણ અને લ્યો, જુઓ આ ચાર હવે?'

."હવે બરોબર..."

'પેલાય મેં તો ચાર ટબૂડી જ ભરી'તી.' રાણી હાથનો ઝટકો મારીને બોલે

'તો મારી ભૂલ થઈ હશે '

'અમે કોઈ દિ' ખોટું નો બોલીએ ' નાનકડી રાણી ગર્વપૂર્વક બોલી ઊઠે એવે

વખતે એના મોઢાની ખુમારી જોયા જેવી હોય.

દૂધ ભરીને રાણી તરત જ ચટચટ કરતી ઉતાવળી ઉતાવળી બીજે દૂધ દેવા ચાલી જાય.

સાંજ નમવા માંડે, સાંતીડાં સીમમાંથી પાછાં ફરવા માંડે, પંખીડાં ચારો ચરીચરીને માળામાં બેસવા માંડે, આથમણી દિશામાંથી ઊઠતા ગલાલના ગોટેગોટા ધરતી ઉપર પથરાવા માંડે, ત્યારે ફરી રાણી–એનો એ પોશાક અને એની એ ચાલ, એની એ મસ્તી અને એનો એ ઠસ્સો, એવી નાનકડી રાણી–નદીના પાણીમાં છબછબિયાં બોલાવી, વેણીનો લાંબો પટ વીંધી, ગળામાં કોઈ ગીતની કડીઓ ઘૂંટતીઘૂંટતી આવીને ટહુકો કરેઃ 'એ દૂઢ લ્યો...ય' કોઈ કોઈ વાર દૂધ દઈને રાણી ત્યાં ને ત્યાં જાણે કંઈક ઊંડા વિચારમાં પડી ગઈ હોય એમ ઊભી રહે.

'કેમ રાણી! બીજે દૂધ દેવા નથી જાવું?'

'ના, ના.'

'તે, ઊભી કેમ? તારે મોડું નહીં થાય?'

'મડ થાય.'

'તો ઊભી રહેજે અડધી રાત સુધી હો બેન!'

'ટો આ હાલ્ય.' કહેતીકને રાણી માથે બોઘરણી ફંગોળતી ચાલવા માંડે.

વળી બે ડગલાં માંડીને પાછી ફરે.

'કેમ?'

'એક ફૂલ લઉં?'

'શું કરીશ?' મને ય કોઈ કોઈ વાર એની તોતડી બોલી બોલવાનું મન થઈ આવે.

'કડછું!'

'પણ વાટ તો કર, ફૂલને શું કરીશ?'

'સૂંઘછું.'

'ટો લે.'

અને જાણે એક ઊઘડતું ફૂલ બીજા ખીલેલા ફૂલને ભેટવા જતું હોય, એક સુવાસ બીજી સુવાસને મળવા જતી હોય એમ નાનકડી રાણી ધીમેધીમે ગુલાબના ક્યારા પાસે જાય, હળવેકથી મોટું મજાનું જોઈને ફૂલ પસંદ કરીને ચૂંટી કાઢે અને ત્યાં ને ત્યાં બેચાર ઊંડા દમ ખેંચીને ફૂલને સૂંઘી લે. પછી માથે અળમોકળ બોઘરણી મૂકી બન્ને હાથમાં ફૂલને રમાડતી રમાડતી રાણી ધીરેધીરે સંધ્યાના ગુલાબી રંગમાં નાહતીનાહતી નદી ઊતરી જાય. એ સામે કાંઠે પહોંચે ત્યાં સુધી હું એનો ઠસ્સો અને એની ચાલ, એના હાવ અને ભાવ, એની બાલસહજ રમત જોયા જ કરું.

કડકડતો શિયાળો હોય, તોપણ વહેલી સવારે રાણીએ આવીને ટહુકો કર્યો જ હોયઃ 'એ દૂઢ લ્યો...ય'

'અરે રાણી, આ ટાઢમાં ક્યાંક ઠરી જઈશ.' ઓરડીની હૂંફ છોડીને બહાર આવવાનું મન ન થાય એવી કડકડતી ટાઢમાં ઓસરીની કોરે આવીને ઊભેલી રાણીને હું કહું.

'ટાઢ હોય ટે શું ઠાય? દૂઢ ડેવા ટો આવવું જ પડે ને!' દૂધ ભરતાંભરતાં રાણી જવાબ આપે.

'પણ તારા બાપાને મોકલતી હો તો!'

'એ ટો કથાકના બકડાં લઈને સીમમાં ગ્યા.'

'તો તારી બાને મોકલવા.'

'એને ઘડનું કામ હોય ને!'

'તે તું કાંઈક ઓઢીને આવતી હોય તો?'

'અમને ટમારી જેવી ટાઢ નો વાય.' રાણી માથું ડોલાવતીડોલાવતી બોલે.

'પણ આ તારા પગ તો જો. એમાં તો ચીરા પડ્યા છે.' એના પગ જોઈને મને દયા આવે.

'ટે ટાઢમાં પાણી ઊટડવું પડે એટલે પગ ટો ફાટે જ ને!' રાણી પોતાના પગ તરફ બેપરવાઈથી એક નજર નાખીને જવાબ આપે...

ચોમાસું હોય, થોડોઘણો વરસાદ વરસતો હોય તો ય રાણી તો સવારે અને સાંજે દૂધની બોઘરણી લઈ આવીને ઊભી જ હોય. એ 'દૂઢ લ્યો...ય...'

'પણ રાણી, નદીમાં પૂર આવશે તો ક્યાંક તણાઈ જઈશ.'

'મડ ટણાઈ જાટા.'

'પછી દૂધ દેવા કોણ આવશે?'

'ટમને, ખબડ.' રાણી ટૂંકો જવાબ આપીને દૂધની ટબૂડી ભરવા માંડે.

'પણ રાણી, આ બોઘરણીમાં વરસાદનું પાણી પડે એટલે દૂધ વધી જાય એનું શું?'

'હા, એમ દૂદ વઢે કાંઈ?'

'પાણી પડે તો ના વધે?'

'હ્યો આ વઢાડે દૂદ, હવે કાંઈ?' રાણી બે ટીપાં ઉમેરણું નાખે.

કોઈક વાર દૂધ લઈને રાણી થોડીવાર ઊભી રહે અને પછી વાતે વળગે.

'આ ટમારો વાછડો કેટલા વરહનો થયો?'

'બે વરહનો.'

'ટો ટો બઉ મોટો ઠઈ ગયો હો!'

અને પછી સામે કોઈ વાતો કરનાર ન રહે એટલે રાણી ફળીના હીંચકા ઉપર બેસે. નાનાનાના પગની નાનીનાની ઠેસ મારી હીંચકો ફંગોળે. હીંચકાની સાથેસાથે એનું મન પણ હીલોળે ચડે. નિર્દોષતામાં પ્રસન્નતા ભળે અને એની કાલી, તોતડી બોલીમાં ગવાતી કો ગીતની એકાદ લીટી દ્વારા એનો આનંદ વ્યક્ત થાય.

'અરે રાણી! તારે મોડું નહિ થાય?' અંધારું થવા માંડે એટલે હું એને યાદ આપું.

'મડ મોડું થાય.' હીંચકતાંહીંચકતાં રાણી જવાબ આપે.

'મડ મોડું થાય વાળી! તારી, મા, લઢશે તને!'

'મૂડ લઢે.'

'તું અવળચંડી લાગ છ હો રાણી!'

'મડ અમે અવળચંડી ડયા.' અને જાણે આસપાસ કોઈ દુનિયા નથી એમ મસ્ત બનીને હીંચકતાંહીંચકતાં રાણી ગાવા માંડે.

'વાયડા વનવગડાના વાટાટા
વા વા વંટોળિયા....'

'તને આ ગીત કોણે શિખવાડ્યું રાણી?'

'ટમને ખબર.' રાણી છણકો કરીને જવાબ આપે- અને પછી જાણે અંધારું થયાનું એકાએક ભાન થયું હોય એમ એકદમ હીંચકેથી ઠેકડો મારી, બોઘરણી માથે મૂકી, ઉતાવળી દોડી જાય.

'હેં રાણી, તને શેર દૂધ દેવા આવવામાં કંટાળો નથી આવતો?' કોઇકવાર રાણી હીંચકે બેઠી હોય ત્યારે હું એને પૂછું.

'આવે હોય શું કામનો?'

'પણ કોઈ દિ દૂધ દેવા આવવાની ના ન પાડે ખરી?'

'દૂદ દેવા તો આવવું જ પડે ને!' જાણે એ તો એની સહજ ફરજ છે એવો જવાબ આપતાં બોલે.

'તને કોઈદિ ભણવાનું મન થાય ખરું?'

'અમારે ઈ નો પોહાય.' રાણી ગંભીર બનીને જવાબ આપે.

'કાં નો પોહાય?'

'પછી દૂદ દેવા કોણ આવે?'

'દૂધ દેવામાં તો અરધો કલાક જાય. પછી આખો દિ શું કર?' હું પૂછું.

'પછી ઘડનું કામ કડિયે.' રાણી કહે.

'આખો દિ ઘરનું કામ હોય?'

'ઘડનું કામ ઠઈ ડયે ટો સીમમાં જાઇ.'

'તારા બાપાને કહું અને તને નિશાળે બેસારે તો?'

'પણ અમાડે ઈ નો પોહાય.'

'તારા બાપા હા પાડે તો?'

'હા નો પાડે.'

'ઠીક, ઊભી રહે. તને ભાગ દઉં.'

'ના, ના. માડે ભાગ નઠી લેનો.'

'ગાંડી, ભાગ લેવાની ના પડાય?' ધખીને હું એને તલનો લાડવો આપું.

સંકોચાતા હાથે લાડવો લઈને રાણી હળવેક દઈને એ ખાલી બોઘરણીમાં મૂકી દે.

'ખાવો નથી? તને ખાવા આપ્યો છે.'

'માડા ભાઈને આપીશ.' આછુંઆછું હસતાંહસતાં રાણી જવાબ આપે.

'તારા ભાઈ માટે આ લે હું બીજો લાડવો આપું. એ તું અહીંઆં ખાઈ લે.' બાળકને ખાતું જોવાનો પણ એક આનંદ હોય છે.

રાણી સંકોચ સાથે હળવેથી બીજો લાડવો લે, પણ એ પણ આસ્તેથી બોઘરણીમાં મૂકી દે.

'કેમ ? ખાઈશ નહીં તારા ભાઈ માટે એક રાખીને એક લાડુ તો ખા.'

'અમે ભાઈબહેન સાથે ખાશું.' રાણી જવાબ આપે.'

'તમે ભાઈબહેન સાથે બેસીને ખાજો. એ બન્ને લાડુ રાખી મૂક. અને આ ત્રીજો લે; પણ અહીં બેસીને એક લાડુ ખાઈ લે.'

મારો આટલો બધો આગ્રહ એને સમજાતો નથી; પણ એ લાડુ લે છે. અને લાડુ ખાતાંખાતાં તો બીજી રમતે ચડી જાય છે.

'કાલથી હવે દૂઢ દેવા નઈં આવું.'

એક દિવસે રાણીએ દૂધ ભરીને જતાં-જતાં સમાચાર આપ્યા.

'કાં ?'

'હવે દૂઢ ઠાતું નહી.'

'અરે એમ કાંઈ ચાલે ?'

'પણ હું શું કરું ? માડી બાએ ના કેવડાવી છે.'

'તે હું તારી બાને કહીશ. થોડું આપજે. પણ દૂધ તો આપવું પડશે.' પીઢાની જેમ દૂધનો વહીવટ કરતી રાણીને મેં કહ્યું.

'માડી બા કેશે તો આવીશ.'

'તું દૂધ દેવા ન આવ તો પછી તારા વિના આ ફૂલ કોણ તોડશે ? આ હીંચકા કોણ ફંગોળશે ? અને આવી ગાંડીગાંડી વાતું કોણ કરશે ?'

'ટો હવેથી ચાડ પડી નહીં ઠાય. બે પડી આપીશ.' રાણીએ તોડ કાઢ્યો.

'પહેલેથી એ વાત કેમ ન કહી ? અને સાવ દૂધ ન આપવાની વાત કેમ કરી ?'

'એમ કેવાય.' રાણી મરકમરક હસી.

'અરે તારી ભલી થાય.' મારાથી બોલી જવાણું.

અને રાણી એક ફૂલ તોડીને ચાલતી થઈ.

એની ઠાવકાઈ અને આવડત ઉપર ખુશ થતો હું એ નાનકડી રાણીને જોઈ જ રહ્યો.

હવે તો સવારે અને સાંજે એ હસમુખી નાનકડી રાણીનો 'એ દૂઢ લ્યો...ય'નો મીઠો ટહુકો સાંભળવાનું જાણે બંધાણ થઈ ગયું છે. સવારે નજર સામે કામની ગમે તેટલી ચિંતા કે ઢગ પડ્યો હોય, રાણીનો 'એ દૂઢ લ્યો...ય' નો ટહુકો સાંભળું અને એ ચિંતા ઓસરી જાય. સાંજે દિવસ આખાના કામનો ગમે તેટલો થાક ચડ્યો હોય; પણ રાણીનો 'એ દૂઢ લ્યો...ય...'નો ટહુકો સાંભળું ત્યાં જાણે બધાય થાક ઘડીભરમાં ઊતરી જાય. રાણીનો એ મીઠો ટહુકો સાંભળવો એ હું એક મીઠો લહાવો ગણું છું. રાણી મોટી ન થાય અને આવડી ને આવડી રહે તો કેવું સારું ? મોટી થઈ જશે પછી આવી નિર્દોષ, કાલી, તોતડી, મીઠી ભાષામાં આવો ટહુકો કોણ સંભળાવશે ? ઝાંખા દીવાના પ્રકાશે આ લખું છું, ત્યારે ખુલ્લા આસમાની આકાશમાંથી નીતરતા ઝાંખા અજવાશમાં નાહતીનાહતી નાનકડી રાણી સામી નદીના ખળખળ વહેતાં પાણીમાં છબ-છબિયાં બોલાવતી ચાલી આવે છે. મઝાની ભરત ભરેલી ઘાઘરી, આછું રંગીન પોલકું અને ચાંદલિયા ચોડેલ ઓશલો ઓઢીને દૂધે ભરેલ બોઘરણી લઈને ચાલી આવે છે, હાથમાં ટણૂડી રમાડતી ચાલી આવે છે, મસ્ત બનીને ઠસ્સાદાર ચાલે ચાલી આવે છે. હમણાં આવીને મીઠો ટહુકો કરશે: 'એ દૂઢ લ્યો...ય...'

★

# ઉપવાસ

લેખક
શ્રી. રમણલાલ એન્જિનીઅર

સુપ્રસિદ્ધ નિસર્ગોપચારક શ્રી. રમણલાલ એન્જિનીઅરે કુદરતી ઉપચારોને લગતું સાહિત્ય પુષ્કળ લખ્યું છે. ગુજરાતમાં કુદરતી ઉપચારો તરફનું આકર્ષણ વધારવામાં એમના પુસ્તકોનો હિસ્સો બહુ મોટો છે. 'અખંડ આનંદ'ના વાચકો પાસે તેઓ ઉપવાસનું માહાત્મ્ય સમજાવે છે. ચિત્તશુદ્ધિ માટે થતા ઉપવાસ દેહશુદ્ધિ માટે કેટલા ઉપયોગી છે, તેમ જ ઉપવાસ સમયે અને અંતે પછી શું કરવું જોઈએ, તેનું માર્ગદર્શન આ લેખમાંથી મળે છે.

ઉપવાસની શરૂઆત તો સંસ્કૃતિની શરૂઆત પહેલાં બલકે ખુદ જીવનની શરૂઆતથી જ થઈ છે. આ પૃથ્વી ઉપર જીવન પ્રગટયું ત્યારથી જ એના રોગ અને આરોગ્ય એવા બે આવિર્ભાવો પણ પ્રગટ્યા. પ્રાણી માત્ર રોગનિવારણના ઇલાજો પોતાની સહજ બુદ્ધિ અથવા પ્રેરણાથી કરતાં હતાં અને કરે છે. એવા સાહજિક ઇલાજોમાં ઉપવાસ એ મુખ્ય ઇલાજ છે. માંદો ઘોડો કે કૂતરો પોતાની પ્રેરણાથી જ ખાવાનું બંધ કરે છે, અને એ સાજો થયા પછી જ ફરીથી ખાવાનું શરૂ કરે છે. જંગલી માણસ પણ આ પ્રાણીઓના અવલોકનથી તેમ જ પોતાની સહજ પ્રેરણાથી ઉપવાસ કરતો હશે.

સંસ્કૃતિની શરૂઆત પછી લગ્નની પેઠે ઉપવાસ પણ પ્રેરણામાંથી વિકાસ પામી સંસ્થાના રૂપમાં ફેરવાયો. દરેક ધર્મમાં એના અગ્રેસરોએ કરેલા ઉપવાસનાં વર્ણનો છે તેમ જ એના વિધિનિષેધો વિગતવાર વર્ણવવામાં આવ્યા છે. આપણા ધર્મગ્રંથોમાં ઉપવાસ વિષેનો ઉલ્લેખ છેક ઉપનિષદોમાં મળે છે. આયુર્વેદમાં પણ શારીરિક રોગોના ઇલાજ તરીકે ઉપવાસનું મહત્ત્વ સ્વીકારવામાં આવ્યું છે. આમ હોવા છતાં યે પ્રાચીન કાળમાં ઉપવાસ મુખ્યત્વે ધાર્મિક દૃષ્ટિએ થતા.

ચાલુ જમાનામાં શારીરિક રોગોના નિવારણ માટે ઉપવાસનો પદ્ધતિસર અભ્યાસ તો છેક વીસમી સદીમાં શરૂ થયો. છેલ્લાં પચાસ વર્ષમાં પશ્ચિમના અનેક વિદ્વાનોના અખંડ પુરુષાર્થથી શારીરિક અને માનસિક રોગોના ઇલાજ તરીકે ઉપવાસનો ઉપયોગ કરવાનું એક અસરકારક અને સમૃદ્ધ શાસ્ત્ર રચાયું છે.

પશ્ચિમના દેશોમાં વીસમી સદી સુધી ઉપવાસની આટલી ઉપેક્ષા થવાનું કારણ આહારશાસ્ત્રનું અધૂરું જ્ઞાન હતું. દાક્તરો એમ માનતા કે માણસને દરરોજ ત્રણ હજાર કેલોરી ( ગરમીનો એક એકમ )ની જરૂર છે. અને એને એટલી કેલોરી ના મળે તો એ મરી જાય, એટલા માટે તેઓ માંદા માણસને બળાત્કારે ખોરાક ખવડાવતા. ઇ. સ. ૧૯૨૦ની સાલ સુધી 'એન્સાઇક્લોપીડિયા બ્રીટાનિકા' જેવા પ્રતિષ્ઠિત સર્વસંગ્રહમાં નામાંકિત વૈજ્ઞાનિકો એ મતલબના લેખો લખતા કે માણસ જો એક અઠવાડિયું ઉપવાસ કરે તો એ મરી જાય! એ જ અરસામાં નિસર્ગોપચારકો હજારો દરદીઓને ૩૦થી ૯૦ દિવસ સુધીના લાંબા ઉપવાસો સફળતાપૂર્વક કરાવતા હતા, છતાં ય જીવનના આ વાસ્તવિક અને નક્કર અનુભવની શાસ્ત્રીય દાક્તરો સદંતર ઉપેક્ષા કરતા હતા.

આધુનિક લંઘનચિકિત્સાનો જનક ડૉ. ડયુઈ નામનો એક અમેરિકન દાક્તર હતો. એક વખત એની સંભાળ હેઠળના એક ટાઇફોઇડના દરદીને એ રૂઢિગત શિક્ષણ મુજબ બળાત્કારે દૂધ આપતો હતો. દરદી વારંવાર ઊલટી કરી એ દૂધ કાઢી નાખતો હતો. સાથે ગમે તેવી ને ગમે તેટલી દવાઓ આપવા છતાં એ દૂધ દરદીની હોજરીમાં ટકતું નહોતું એટલે એણે લાચારીથી એ દરદીને ખોરાક

આપવો બંધ કર્યો. એને એ ખાતરી હતી કે એ દરદી ટૂંક વખતમાં મરી જશે. પણ એણે એ આશ્ચર્ય સાથે જોયું, કે એ દરદીની તબિયતમાં દિનપ્રતિદિન સુધારો થવા માંડ્યો. કેસમાં કોઈ ગૂંચવાડો થયો નહિ અને એ દરદી બીજા દરદીઓ કરતાં વહેલો સાજો થયો. આ અનુભવે એને વિચાર કરતો કરી મૂક્યો, અને ત્યારપછી એણે પોતાના ટાઈફોઈડ અને અન્ય તાવોના દરદીઓ ઉપર પણ ઉપવાસનો પ્રયોગ કર્યો અને એનાં પરિણામો રૂઢિગત સારવાર કરતાં ઘણાં જ અદ્ભુત માલૂમ પડ્યાં એટલે એણે આ નવા વૈદકીય સત્યનો આચાર અને વિચાર દ્વારા પ્રચાર શરૂ કરી દીધો. દરેક અગ્રગામીને સહન કરવી પડતી કમનસીબીઓ એને પણ સહન કરવી પડી, પણ છેવટે એણે શોધેલું સત્ય લોકમાન્ય થયું, તેમ જ બધી સુધરેલી દુનિયામાં એનો પ્રચાર થયો.

ડૉ. ડયુઈ પછી ડૉ. ટેનર, લીન્ડા હેઝાર્ડ, ચાર્લ્સ હાસ્કેલ, બરનાર મેકફેડન, કેરિંગ્ટન, પ્યુરીન્ટન, મેકકોય, ટીલ્ડન, એલ્સેકર, લીન્ડલ્હાર અને બીજા અનેક નિસર્ગોપચારકોએ લાખો દરદીઓને નાનામોટા ઉપવાસ કરાવી લંઘનચિકિત્સાને સંપૂર્ણતાએ પહોંચાડી.

ઉપવાસ દ્વારા આરોગ્યના સિદ્ધાંતનો મોટામાં મોટો પ્રચારક બનનાર મેકફેડન છે. એનાં પુસ્તકોએ લાખો માણસોને ઉપવાસની રોગનિવારક શક્તિમાં માનતા કર્યા.

આ શાસ્ત્રની જગતભરની મોટામાં મોટી નિષ્ણાત લીન્ડા હેઝાર્ડ નામની બાઈ છે. એણે એની ૩૦ વરસની કારકીર્દિમાં ૩૦,૦૦૦ દરદીઓને ઉપવાસ કરાવ્યા છે, જેમાંથી માત્ર ૨૨ મરણ થયાં છે. અને એ બધા દરદીઓ અસાધ્ય રોગોથીપીડાતા હતા, એમ શવછેદનથી પુરવાર થયું હતું. શાસ્ત્રીય રીતે કરવામાં આવતા ઉપવાસની સલામતીનો આનાથી બીજો કયો મોટો પુરાવો હોઈ શકે? એ પોતાના દરદીઓનાં ટેમ્પરેચર, નાડી, શ્વાસોચ્છ્વાસ, લોહીનું દબાણ વગેરે દરરોજ તપાસતી; એમના મળ અને મૂત્રમાં થતા ફેરફારો નોંધતી અને જો મરણ થાય તો શવછેદન કરીને પોતાના સિદ્ધાંતોની સચ્ચાઈ તપાસતી. આટલી બધી શાસ્ત્રીય ચોકસાઈથી એ કામ કરતી હોવા છતાં, એની સફળતાને કારણે એ એલોપેથિક દાક્તરોના દ્વેષનો ભોગ બની ગઈ હતી, અને એને લીધે જેલજાત્રા પણ સહન કરવી પડી હતી!

ઉપવાસ એ બેધારી તલવાર છે. એનાથી રોગો મટે છે, એ જેમ સાચી હકીકત છે તેમ એના અયોગ્ય ઉપયોગથી અનેક રોગો થાય છે, એ પણ એટલી જ સાચી હકીકત છે. ઉપવાસના સાહિત્યમાં ૧થી ૧૨૦ દિવસ સુધીના સફળ ઉપવાસનાં અનેક વૃત્તાંતો છે. સામાન્ય માણસે લાંબા ઉપવાસ કદી નિસર્ગોપચારકની દેખરેખ સિવાય ન કરવા જોઈએ. લાંબા ઉપવાસ દરમ્યાન ઘણીવાર 'રોગનિવારક ક્રાન્તિ' દેખા દે છે, જેમાં જૂના દબાયલા રોગો જીવંત અને જાગ્રત બને છે. આવે વખતે સામાન્ય માણસ ગભરાઈ જઈને, દવાવાદનો આશરો લે છે અને એને લીધે આખો કેસ ગૂંથાઈ જાય છે કે પછી પ્રાણઘાતક પરિણામ આવે છે.

એટલે જેમને નિસર્ગોપચારકની સહાય મળી શકે તેમ ન હોય તેમણે એક અઠવાડિયાથી વધુ લાંબા ઉપવાસ ન કરવા. અમુક અમુક સમયને અંતરે સંખ્યાબંધ ટૂંકા ઉપવાસ કરવાથી લાંબા ઉપવાસ જેટલો જ ફાયદો થાય છે, અને જોખમ કાંઈ હોતું નથી.

હવે જે લોકો જાતે ઉપવાસ કરવા માગતા હોય, તેમણે તે કેવી રીતે કરવા તે વિચારીએ.

શરદી, સળેખમ, તાવ, ગડગૂમડ અને ચેપી રોગો જેવા ઉગ્ર વ્યાધિઓમાં રોગનાં પહેલામાં પહેલાં લક્ષણો દેખાતાં જ ઉપવાસ શરૂ કરવા જોઈએ અને એ લક્ષણો ચાલ્યા ગયા પછી જ ઉપવાસ છોડવા જોઈએ. ઉપવાસની સાથેસાથે જલોપચાર કરવો જોઈએ. એનીમા, કટીસ્નાન, પેડ્સ, જલધારા વગેરેનો

વિવેકપૂર્વક ઉપયોગ કરવાથી ઉપવાસથી થતી શરીરશુદ્ધિની ક્રિયા ઝડપી બને છે જલોપચાર વિષેની વિગતો એને લગતા ગુજરાતી કે અંગ્રેજી પુસ્તકોમાંથી જોઈ લેવી. અંગ્રેજી ન જાણનાર વાચકોને જરૂરી માહિતી 'મારો જલોપચાર' એ નામના ફાધર કનાઈપના પુસ્તકમાથી મળી રહેશે

ઉપવાસ અને જલોપચાર એ બે ઉગ્ર રોગોના રામબાણ ઇલાજો છે જો શરૂઆતથી જ એમનો આશ્રય લેવામા આવ્યો હશે, તો મોટા ભાગના કેસો ૮–૧૦ દિવસમાં જ સારા થઈ જશે

ઉગ્ર રોગોમાંય ટાઈ ફોઈડ, મરડો, હોજરીનો સોજો, એપેન્ડીસાઈટીસ, કોલેરા, ઝાડા વગેરે અન્નમાર્ગ સાથે સબધ ધરાવતા રોગોમા આક્રમણની ઉગ્રતા મુજબ રોગ મટી ગયા પછી પણ ૧થી ૭ દિવસના વધારાના ઉપવાસ કરવા જોઈએ, જેથી ઈજા પામેલા અવયવોને પોતાની પુનર્રચના કરવા માટે પૂરતો સમય મળી રહે

ઉપવાસ ફળરસોથી છોડવા જોઈએ ત્રણેક દિવસ પછી ફળ અને કાચાં શાકભાજી ખોરાકમાં ઉમેરવા ત્યારપછી દૂધ, રાધેલા શાકભાજી, કોચલી ચા, અને અનાજ ક્રમશ ઉમેરવા જોઈએ

હઠીલા રોગોમા એકદમ ઉપવાસ કરવાની જરૂર નથી. એને માટે પહેલાં શરીરને તૈયાર કરવુ જોઈએ આહારશુદ્ધિ, કસરત, મસાજ, સૂર્યસ્નાન વગેરેથી જીવનશક્તિ વધાર્યા પછી ઉપવાસ શરૂ કરવા ઉપવાસ પહેલા અને ઉપવાસ પછી, થોડાક દિવસ માત્ર ફળાહાર કરવો, આમ કરવાથી વધુમાં વધુ ઝડપથી અને ઓછામાં ઓછી તકલીફથી શરીરશુદ્ધિ થઈ જશે

હઠીલા રોગના રોગીએ ઉપવાસ દરમ્યાન નીચેની બાબતો ઉપર ખાસ ધ્યાન આપવુ

આરામ—ઉપવાસ દરમ્યાન શક્તિનો જેમ બને તેમ, વધુમા વધુ સચય કરવા માટે બને એટલો શારીરિક અને માનસિક આરામ લેવો. એટલા માટે આરામ, ઊઘ, મૌન અને બ્રહ્મચર્ય ઉપર ખાસ ધ્યાન આપવુ શરીરમાં જો સારા પ્રમાણુમાં સ્ફૂર્તિ હોય તો પ્રમાણુસર ચાલવાની કસરત કરવામાં, આસનો કરવામાં કે થોડા વખત માટે હળવુ વાચન વાંચવામા કશી જ હરકત નથી અવારનવાર ટૂક સમય માટે રેડિયો પણ સાભળી શકાય.

જલોપચાર—ઉપવાસ દરમ્યાન દરરોજ એનીમા લેવો જોઈએ, જેથી જૂના અને જામેલા મળની જલદી નિકાસ થાય, એ ઉપરાંત સામાન્ય રીતે ઠડા પાણીથી અવારનવાર શરીરશુદ્ધિ માટે દિવસમાં એકથી બેવાર સ્નાન કરવું ગરમ પાણીના સ્નાન સાથે સાબુનો ઉપયોગ કરવો. એ ઉપરાત ચામડીને મલોત્સર્ગ માટે સતેજ કરવા પેકસ, જલધારા, કટી સ્નાન વગેરેનો જરૂર મુજબ ઉપયોગ કરવો

માનસિક શાતિ—દર્દીને જો ઉપવાસ પર વિશ્વાસ ન હોય, તો એણે કદી ઉપવાસ કરવા ન જોઈએ અશ્રધાળુ કે ભયભીત દર્દી જો ઉપવાસ કરે છે, તો એના શારીરિક લાભોને માનસિક ગેરલાભો ધોઈ નાખે છે. આપણે ઘણીવાર છાપામા એવા વૃત્તાંતો વાચીએ છીએ કે ખાણુમાં દટાઈ ગયેલાં, રણમા ભૂલા પડેલા કે જહાજ ડૂબવાથી કોઈ બેટ પર જઈ ચડેલા માણસોને પૂરતી હવા મળતી હોવા છતાં અને પાસે પાણીનો પૂરતો જથો હોવા છતા તેઓ આઠદશ દિવસમાં મરી ગયા હતા અહીં આગળ મરણનુ કારણ સ્પષ્ટ રીતે માનસિક હતુ અને શારીરિક ન હતુ, કારણ કે કોઈ પણ માણસ-જો એનુ મન સમતોલ હોય તો-અઠવાડિયાના ઉપવાસ સાવ સહેલાઈથી ખેચી શકે છે

ઉપવાસ દરમ્યાન ચોવીસે કલાક ચોખ્ખી હવા મળે અને આનદી વાતાવરણ હોય એ ખાસ જરૂરનુ છે હઠીલા રોગો મોટે ભાગે એકલા ઉપવાસને મચક આપતા નથી, માટે સાથેસાથે ખોરાકના ફેરફારો, કસરત, ઊંડા

શ્વાસોચ્છ્વાસ, મસાજ, સૂર્યસ્નાન, હવાસ્નાન, આસ્ટોયોપેથિક સારવાર અને હોમિયોપેથિક તથા બાયોકેમિક ઇલાજો તેમ જ નિરવીરા વનૌષધિઓને નિસર્ગોપચારની સારવારમાં યોગ્ય સ્થાન આપવું જોઈએ.

ઉપવાસ છોડતી વખતે ખાસ કાળજી રાખવી જોઈએ અને ખોરાક પર ધીમેધીમે આવવું જોઈએ.

બહુ નાનાં બાળકો, અતિ વૃદ્ધો, ઓછી જીવનશક્તિવાળાં સ્ત્રીપુરુષો, ક્ષય અને પાંડુના રોગીઓ તેમ જ ઉપવાસ તરફ અશ્રદ્ધા ધરાવનાર વ્યક્તિઓએ કદી ઉપવાસ ન કરવા.

★

તુલસીના છોડના પૂજન પાછળ પૂર્વજોએ કેટલી બધી લાંબી દૃષ્ટિ દોડાવી છે? એના છોડમાં હવા-શુદ્ધિનું સામર્થ્ય છે. એની પરિક્રમા કરવાથી સ્ત્રીઓના સ્વાસ્થ્ય ઉપર કાયમી લાભદાયી અસર થાય છે. અને વિચાર તો કરો, આપણે ત્યાં તો મોટું ઊંચું સ્થાન બનાવી તેમાં વાવેલ તુલસીની પ્રદક્ષિણા-પૂજન કરવાના ચાલ પાછળ પણ લાંબી યોજના છે. સ્ત્રીના નાકની સમાંતર તુલસીછોડ આવવાથી તુલસીમાંથી નીકળતી હવાનો પૂજારણ પૂરેપૂરો લાભ લઈ શકે છે. વળી એમ પણ કહેવાય છે, કે ઝેર પીવાથી મૃતઃપ્રાય બનેલાને પણ જો તુલસીનો રસ પાવામાં આવે, તો એ ઊગરી જાય છે. એ શરીરના કફનો નાશ કરે છે.'

ટાઢ વાઈને તાવ આવે, ત્યારે તુલસીપાનના રસમાં થોડું મીઠું મેળવી ગરમગરમ આપવામાં આવે, તો એના જેવી બીજી કોઈ ઔષધિ પણ નથી. વિષહર જંતુઓના દંશથી થતી વેદના એ હરે છે. વીંછીની વેદના મટાડવા માટે તુલસીના રસમાં મીઠું નાખી આપવામાં આવે, તો તે ઘણી જ ઓછી થઈ જાય છે. નાના બાળકના કાનનું દર્દ કે એની શરદી માટે તુલસીછોડ એક કલ્પવૃક્ષ સમાન છે. એના રસનાં બે ટીપાં બાળકના કાનમાં નાખો અને એ રસ પિવડાવો. લૂ લાગે તો પણ તુલસીનો ઉપયોગ કરો.

તુલસીનાં સૂકાં પાનાંનો ભૂકો મકાનમાં નાખવાથી મચ્છર ઓછા થાય છે; માટે જ મકાનની આસપાસ વિવિધરંગી ફૂલ કે વૃક્ષની સાથોસાથ ભિન્નભિન્ન પ્રકારના તુલસીછોડ રોપવાની ખાસ જરૂર છે.

મુખવાસ માટે પણ તુલસીપાનનો ઉપયોગ કરો. મુખ સ્વચ્છ થશે, દુર્ગંધ બંધ થશે અને અપચો, અરુચિ વગેરે જતાં રહેશે ને જઠરાગ્નિ પ્રદીપ્ત થશે.

તુલસીનો છોડ આંગણામાં વાવો.

×

'તમે આવા સમજુ માણસ થઈને ધંધામાં આમ સાચુંખોટું કાં ચલાવો છો?' એક સમજુ વેપારીને પૂછ્યું.

'શું કરીએ ભાઈ? ઘણુંય લાગી આવે છે, પણ સંજોગો જ એવા છે, કે એમ કર્યા વગર ચાલે એમ નથી!'

×

'અરે ભાઈ, તમે તો જાણો છો, કે ખુશામત બહુ બૂરી ચીજ છે. તમે આટલા સ્વતંત્ર વિચારના, તમારાથી કોઈની આવી ખુશામત થઈ જ કેમ શકે?' એક નોકરિયાત જુવાનને પ્રશ્ન કર્યો.

'એ બધુંય બરાબર સમજું છું. મને એમ કરવું કંઈ ગમતું હશે? પણ સંજોગો જ એવા છે, ત્યાં બીજો શો ઉપાય?'

×

# જડભરત મુનિ

લેખક
શ્રી. કૃષ્ણવીર ના. પાઠક

શ્રીમદ્ ભાગવતમાં અનેક પાવનકારી આખ્યાનો છે તેમાં જડભરત મુનિનું આખ્યાન આજના રજોગુણપ્રધાન યુગમાં અનંત બોધપ્રદ થઈ પડશે એક ઘડી પણ કામ વિના શાંત બેસી શકાય નહિ, મનના ચાંચલ્યથી સદાય મગજના જ્ઞાનતંતુ ઉશ્કેરાયેલા અને ઉત્તેજિત રહ્યા કરે સત્તા, પ્રકાશ અને સુખની શોધમાં રાતદિવસ માનવી ભમ્યા કરે અને દિવસને અંતે થાકીને પથારીમાં પડ્યા છતાં શાંત થઈ શકે નહિ વૃદ્ધાવસ્થામાં ઇંદ્રિયો શિથિલ થયા છતાં મન શાંત પડે નહિ, જીવનને અંતે અજંપો અને અસંતોષ જીવને મૂંઝવ્યા કરે આર્થિક, રાજકીય કે સામાજિક કાર્યો કરીને મોટી સંસ્થાઓ ચલાવનાર વ્યક્તિઓ પણ કેટલીક વાર અંગત જીવનમાં અસંતુષ્ટ અને સામાજિક જીવનમાં કુમેળથી કામ કરવામાં નિષ્ફળ જતી માલૂમ પડે છે તેની પાછળ પણ 'મારુંતારું, મેં કર્યું ને હું કરું' એવી વૃત્તિ હોય એમ લાગે છે એક પ્રાચીન લોકકવિએ ચાર લીટીમાં એનું સુંદર વર્ણન કર્યું છે એ કહે છે

ત્યાગો ગુણો ગુણશતાદધિકો મતો મે, વિદ્યા વિભૂષયતિ તં યદિ કિં બ્રવીમિ ?
શૌર્યં હિ નામ યદિ તત્ર નમોઽસ્તુ તેભ્યો, તસ્ય ત્રયં ન ચ મદો હિ વિચિત્રમેતત્

સેંકડો સદ્ગુણોમાં ત્યાગ શ્રેષ્ઠ છે એવો ત્યાગી માણસ જો વિદ્વાન હોય તો તો પૂછવું જ શું ? અને એવો ત્યાગી, વિદ્વાન પુરુષ શૂરવીર હોય તો તેને નમસ્કાર છે, પરંતુ ત્યાગ, વિદ્વત્તા અને શૌર્ય ત્રણે વસ્તુ હોવા છતાં 'હું કરું છું' ને 'મેં કર્યું' એવો મદ ન હોય, તો એ વસ્તુ વિરલ સમજવી એવા વિરલ પુરુષનું દૃષ્ટાંત જડભરત મુનિ પૂરું પાડે છે

જેમના નામ ઉપરથી આપણા આ જમ્બુદ્વીપનું નામ ભરતખંડ અથવા ભારતવર્ષ પડ્યું, એ રાજર્ષિ ભરતની આ કથા છે તેમને મહારાજા અજનાભ પણ કહેતા

એકવાર ભરત રાજા અરીસામાં મુખ જોતા હતા, એ વખતે એમની નજરે મૂછનો એક વાળ સફેદ થયેલો જણાયો તરત જ એ મુમુક્ષુ રાજાની દૃષ્ટિ સમક્ષ વૃદ્ધાવસ્થા, મૃત્યુ અને પુનર્જન્મ આવીને ખડા થયાં સાક્ષાત્ ભગવાનના અવતાર મનાતા ઋષભદેવના વારસ તરીકે રાજકુમાર અજનાભ ગાદીએ આવ્યા હતા તેથી તેમને જમ્બુદ્વીપનું સામ્રાજ્ય વારસામાં મળ્યું, તે જ પ્રમાણે ઋષભદેવજીનો ત્યાગ અને વૈરાગ્યનો પણ વારસો મળ્યો હતો અને એ વારસાને રાજર્ષિ ભરતે સંપૂર્ણપણે શોભાવ્યો

ઇંદ્રને પણ ઈર્ષા થાય એવું ભરતખંડનું મહારાજ્ય, રાજમહેલની વિપુલ સમૃદ્ધિ, પ્રેમળ અને સુંદર રાણીઓ, હેતાળ મિત્રો અને અનુચરો, રાજભક્ત પ્રજાજનો વગેરે ઐહિક સંપત્તિથી વિંટળાયેલા ભરત રાજાએ પોતાના શરીર ઉપર ઉત્તરાવસ્થાની નિશાનીરૂપ સફેદ વાળ જોતાં જ, પોતાના પાંચે પુત્રોને બોલાવી રાજ્ય વહેંચી દીધું અને પોતે તપ કરવા વનમાં ચાલી નીકળ્યા

ગંગામૈયાની સહચરી જેવી ગંડકી નદીના મનોહર કિનારા ઉપર પુલહાશ્રમ નામની પુનિત તપોભૂમિ આવેલી હતી દૂરદૂર હિમાલયના ઊંચાં શિખરો ભગવાનના વિરાટ સ્વરૂપનો ખ્યાલ આપતાં ઊભાં હતાં બન્ને કિનારા ઉપર વૃક્ષરાજિ ઝૂકી રહી હતી વેદની ઋચાઓ જેવું સુંદર ગાન કરતી ગંડકી નદી કલકલ નાદે વહી રહી હતી એવા શાંત પ્રસન્ન સ્થળે ભરત રાજાએ પોતાની પર્ણકુટિ

બનાવી, કિંમતી વસ્ત્રાલંકારો ત્યજી વલ્કલ ધારણ કર્યું, ને ભાતભાતનાં ભાવતાં ભોજન ત્યજી ફળમૂળનું ભોજન શરૂ કર્યું. રાજકાજની રાજસી ધમાલ છોડી ઈશ્વરમાં મન પરોવી ભક્તિમય જીવન સ્વીકાર્યું.

ધીમેધીમે એમની મનોવૃત્તિઓ ઉપરામ પામવા લાગી. જાણે સંસારનો થાક ઉતારતા હોય એમ ભરત મુનિ ગંડકીતીરે તપશ્ચર્યા કરી રહ્યા હતા. શમ, દમ વગેરે આકરાં વ્રતોથી દેહદમન કરી રહ્યા હતા. પુત્રપરિવાર અને રાજ્યની માયાનાં બંધનમાંથી મુક્ત થતા જતા હતા. મૂળથી જ ભક્તિમય હાર્દ હોવાથી ભરત મુનિ ભવાટવીને સામે પાર પહોંચવામાં વધારે સફળ થતા જણાયા. સેંકડો વર્ષોથી યજ્ઞયાગ ને ધ્યાનધારણા કરતા ઋષિમુનિઓ એક રાજવીના આવા ઉગ્ર તપથી ચકિત બન્યા. શિષ્યોના સમૂહો સાથે મુનિવરો આ રાજર્ષિની પર્ણકુટિએ આવતા અને એમની પાસેથી મોક્ષમાર્ગનો ઉપદેશ ભાવપૂર્વક લેતા. ધીમેધીમે એમની ખ્યાતિ આસપાસના દરેક આશ્રમસ્થાનમાં ગુલાબની સુવાસની પેઠે પ્રસરી ગઈ.

કાળા વાળ સફેદ બન્યા. છાતીથી નીચે સુધી ઢળતી રૂપેરી દાઢી અને પીઠ ઉપર પથરાયેલા માથાના સુંદર ચળકતા વાળ, તપથી કૃશ બનેલું શરીર. કેડે વિંટાળેલું મૃગચર્મ, પદ્માસન વાળીને નીચાં નમેલાં નેણથી રાજર્ષિ ભરત મોટે ભાગે ધ્યાનમગ્ન જ રહેવા લાગ્યા. ઈશ્વરના સાંનિધ્યમાં દિનપ્રતિદિન, એમનાં ભૂખતરશ, ટાઢતડકો અને દેહાધ્યાસથી જાગ્રત થતા સમગ્ર ભાવ લુપ્ત થવા લાગ્યા.

આ સ્થિતિમાં અનેક વર્ષો વીતી ગયાં. જર્જરિત દેહ પંચમહાભૂતોમાં મળી જાય અને ચૈતન્ય મહાચૈતન્યમાં વિલીન થાય એની રાહ જોતા રાજર્ષિ સમય નિર્ગમન કરતા હતા.

એવામાં ભરત ઋષિના વરસોના કઠોર તપને હચમચાવી મૂકે એવો, એમના અંતરતમ પડમાં સૂતેલા માયાળુ મનને જાગ્રત કરનારો એક અદ્ભુત બનાવ બન્યો.

એકવાર પ્રાતઃકાળના સમયે ભરત મુનિ સ્નાન કરી ધ્યાનમાં બેસવાની તૈયારી કરતા હતા, તે વખતે એક સગર્ભા હરણી નદીમાં પાણી પીવા આવી. હરણી પાણી પીવા જાય છે એવામાં અચાનક પાસેના જંગલમાંથી સિંહની ભયાનક ગર્જના સંભળાઈ. સિંહની ત્રાડ સાંભળતાં જ હરણી સામે પાર જવા ઠેકી, પણ ઠેકતાં એના પેટમાંથી ગર્ભ પાણીમાં સરી પડ્યો. હરણી તો તુરત જ મરણ પામી. પણ પાણીમાં તણાતાં હરણીના બચ્ચાને જોતાં જ ભરત મુનિનું દયાળુ અંતઃકરણ દ્રવી ઊઠ્યું. એકદમ દોડીને એમણે બચ્ચાને ઉપાડી લીધું. પર્ણકુટિમાં લાવીને એને રાખ્યું. તાજા જ જન્મેલા એ સુકોમળ મૃગબાળ સામે ભરત મુનિ ઘડીભર અત્યંત કરુણાર્દ્ર નજરે જોઈ રહ્યા. કૂણા ઘાસની પથારી કરીને એમાં એને સુવાડ્યું. એના ધ્રૂજતા હૈયા ઉપર પ્રેમળ હાથ ફેરવીને શાંત પાડ્યું. બચ્ચાએ આંખ ઉઘાડી મુનિ તરફ જોયું; એટલે મુનિના હર્ષનો પાર ન રહ્યો. રાતે પોતાની હૂંફાળી પથારીમાં છાતી સરસું ચાંપીને એ સૂઈ રહ્યા.

હવન પછી વધેલા દૂધનો પડિયો હરણબાળને પાવા લાગ્યા. ચાર દિવસમાં તો એ બચ્ચું કૂણું ઘાસ ખાતું થયું. એટલે ભરત મુનિ કૂણી ધ્રો પોતાને હાથે કાપી લાવીને બચ્ચાને ખવરાવવા માંડ્યા.

પર્ણકુટિ બહાર નદીને કિનારે પોતાની નાનકડી ખરીઓ અને પાતળા નાજુક પગથી કૂદાકૂદ કરતું બચ્ચું જ્યાંજ્યાં ફરતું, ત્યાં-ત્યાં ભરત મુનિની નજર પહોંચતી. સવારમાં પ્રાતઃકર્મથી પરવારીને ધ્યાનમાં બેસવાને વખતે પણ અચાનક ભરત મુનિની આંખો ખૂલી જતી અને હરણના બચ્ચાને શોધવા લાગતી. કોઈ વાર એવો પણ વિચાર ભરતજીના મનમાં આવતો કે ક્યાંક વાઘવરુ આવીને એને ઉઠાવી જશે તો? અને એ વિચાર આવતાં જ

તેઓ ઊભા થઈને હરણીના બચ્ચા પાછળ જતા અને તેને પકડી લાવી ખોળામા બેસાડી પંપાળતા ધ્યાનમા મગ્ન થતા

પર્ણકુટિના જે દ્વાર વરસોના વરસો વીત્યાં છતા સદાય ઉઘાડા રહેતા, એ દ્વાર હરણના બચ્ચાને હિંસક પશુ ઉપાડી ન જાય તે માટે ભરત મુનિ કાળજીપૂર્વક બંધ કરીને સૂવા લાગ્યા

બચ્ચુ પણ ભરત મુનિને પોતાની માતા સમજીને તેમનો સંગ ઘડીભર પણ છોડતુ નહિ ભરત મુનિ ઊઠે ત્યારે સાથોસાથ તે જાગી જતુ નદીએ સ્નાનાદિ ક્રિયા માટે જાય તો ત્યા પણ બચ્ચુ સાથે, સધ્યાવદનમા પણ સાથે, સમાધિ સેવા જાય ત્યા પણ સાથે, એટલુ જ નહિ, પણ ભરત મુનિનુ મન બચ્ચાના વિચારમાં જ મગ્ન રહેવા લાગ્યુ હરણના બચ્ચાની પીઠના સાજમા કાળી ટચ્ચાઈ રંગની ટીલડીવાળી, સુંવાળી અને સુંદર ચામડી ઉપર કોઈ જીવજંતુ તો શુ પણ તણખલુ પણ ન વળગી રહે એની ભરત મુનિ કાળજી રાખતા એની મોટી વિશાળ કાળી આંખોમાથી કોઈ વાર પાણી ટપકતુ જુએ, તો ભરત મુનિને એકદમ વિચાર આવતો કે એની મા જન્મ આપતા જ મરી ગઈ છે, એની યાદમા એ રડે છે આ જગતમા આ બચ્ચાને મારા સિવાય કોઈ નથી આમ વિચારી પોતાનાં દૈનિક કાર્યો પડતા મૂકી ભરત મુનિ બચ્ચાને ચરાવવા લઈ જતા સૂર્યાસ્તવખતે ચરાવીને પાછા આવતા, ત્યારે સાજની સધ્યાપૂજાનો સમય થઈ જતો પણ એ વખતે ભરત મુનિને વિચાર આવતો કે "બિચારુ થાકેલુ બચ્ચુ અત્યારે સૂવા ઇચ્છતું હશે; પણ એને ક્યાં માતાની ઓથ મળે તેમ છે? લાવ, એને સુવાડીને પછી જ સધ્યાપૂજા કરીશ" અને બચ્ચાને પંપાળતાં પોતે પણ એની સાથે સૂઈ જતા કોઈ વાર મુનિ બચ્ચાને બાધીને બહાર જતા, તો પાછા આવતા સુધી એમને એક જ ફિકર થયા કરતી, કે જગલી જનાવર આવીને એને મારી તો નહિ નાખે ને? અને આ વિચારે તેઓ પોતાનો પ્રવાસ અધૂરો મૂકી પાછા ફરતા

ભરત મુનિને પોતાને મૃગના બચ્ચામા પેદા થયેલી આ આસક્તિ કેવળ ભૂતદયા જ લાગતી હતી કોઈ વાર કોઈ ઋષિ આવીને કહેતા '*મુનિરાજ, આપ આ મૃગબાળ પાછળ* આપના વ્રતો અને નિત્યનિયમો છોડીને ભમો છો એ ઉચિત નથી' તો તેમને તરત જ તેઓ વળતો જવાબ આપતા 'તમો વિચાર તો કરો, એની માતા આ દુનિયામા નથી આ માવિહોણા બચ્ચાને ઉછેરવાની સર્વ જવાબદારી ઈશ્વરે મારે શિરે સોંપી છે'

સાભળીને ઋષિઓ મૂગા બની જતા સહેજ મનમાં ખિન્ન થઈને પોતાના આશ્રમે પાછા ફરતા રાજપાટ, સગાંસબધી, પુત્રપરિવાર સઘળુ છોડીને આશ્રમમાં આવીને વસનાર આ ભરત મુનિને એક મૃગના બચ્ચામાં આટલી માયા લાગી છે એ પણ એક ભગવાનની અકળ કળા છે આમ વિચારી ઋષિઓ મનને વાળી લેતા

એમ કરતા ભરત મુનિનો અતકાળ પાસે આવ્યો જીર્ણ થયેલુ શરીર મરણપથારીએ હતુ છેલ્લી ઘડી પાસે આવી ભરત મુનિના પડખામા પેલુ હરણીનુ બચ્ચુ લપાઈને બેઠુ હતુ મુનિના ચહેરા ઉપર દુઃખની રેખાઓ સ્પષ્ટ રીતે જણાતી હતી એમની આંખોમા આંસુ ઊભરાયા બચ્ચુ એ જોઈ શક્યુ અને લાગણીપૂર્વક પોતાની ડોક મુનિની છાતી ઉપર નાખીને રડવા લાગ્યુ મુનિએ પોતાનો હાથ એની ડોક ઉપર ફેરવ્યો અને પોતાની અતિકરુણ દૃષ્ટિ બચ્ચા ઉપર ઠરવી એમણે છેલ્લો શ્વાસ મૂક્યો

ભરત મુનિની છેલ્લી ક્ષણે એમને વિંટળાઈને ઊભેલા ઋષિમુનિઓ અને તેમનો શિષ્યસમુદાય માત્ર હરણના બચ્ચા ઉપરના અતિ સ્નેહને લીધે ભરત મુનિ જેવા તપસ્વીને છેલ્લી પળે થયેલા વિરહદુઃખને જોઈ સ્તબ્ધ બન્યા

×

હરણના બચ્ચામાં વળગી રહેલો ભરત

રહુગણ રાજા વચ્ચે બોલ્યો.

'રાજર્ષિ ભરત સ્વર્ગવાસી નથી બન્યા.' જડભરતે શાંતિથી કહ્યું: 'રાજપાટ છોડી પુલહાશ્રમમાં તપ કરતાં ભરતને એક હરણના બચ્ચા ઉપર પ્રીતિ થઈ હતી. તે એટલે સુધી કે મરતી વખતે એમનો જીવ એ બચ્ચામાં વળગી રહ્યો અને તેમને હરણનો અવતાર લેવો પડ્યો.'

'અરે રે!' રહુગણ રાજાએ નિ:સાસો મૂક્યો. 'પણ–' ભરત મુનિના ચહેરા ઉપરથી ઉદાસીનતાની છાયા હટી ગઈ અને પ્રસન્ન અવાજે તેઓ આગળ બોલ્યા: 'પણ સદ્‌ભાગ્યે એ મૃગને પોતાના પૂર્વજન્મનું ભાન રહ્યું અને એ આશ્રમમાં જ શાંતિથી પોતાનું જીવન એણે પૂરું કર્યું.'

'પછી?'

'પછી આ જન્મે અંગિરા નામના બ્રાહ્મણને ત્યાં એ અવતર્યા, પરંતુ ઈશ્વરકૃપાથી એમને પૂર્વજન્મમાં આસક્તિથી થયેલી અવદશાનું સંપૂર્ણ ભાન રહ્યાથી કોઈની સાથે કશો સંબંધ રાખ્યા વિના અવધૂત પેઠે વિચરવા લાગ્યા. અને દૈવયોગે તારા માણસોની ઝપટે ચડી જવાથી તારી પાલખી ઉપાડવા આવી લાગ્યા.'

'મહારાજ! મને ક્ષમા કરો.' રહુગણ રાજાએ ફરીથી ભરત મુનિના ચરણ પકડી લીધા. હજારો વર્ષની તપશ્ચર્યાથી, વિદ્વત્તાથી જે જ્ઞાન ન મળે તે આપના સ્વાનુભવ અને સત્સમાગમથી મને પ્રાપ્ત થયું છે. હું આજે કૃતાર્થ થયો છું.' આમ બોલી તેમણે ભોઈ લોકો તરફ ફરી કહ્યું: 'જાઓ, તમે તમારી ઇચ્છા હોય ત્યાં ચાલ્યા જાઓ. હવે મારે જ્યાં જવું હશે ત્યાં હું પગે ચાલતો જ જઈશ. મારા પગમાં તો શક્તિ હતી; પરંતુ મનમાં શક્તિ નહોતી તે આ મહાત્માનાં દર્શનથી મને આજે પ્રાપ્ત થઈ છે.' રહુગણ રાજાનાં વાક્યો સાંભળ્યાં ન હોય તેમ જડભરત મુનિ પહેલાંની માફક સ્વેચ્છાએ વિહરવા લાગ્યા.



આપણી જીવનપ્રક્રિયાને લોકબોલીની ભાષામાં મૂકવી હોય, તો પેલા રાજાની વાત પેઠે 'ખાધુંપીધું ને રાજ કર્યું' બરાબર છે. સવારે ઊઠી, નિત્યકર્મથી પરવારી, નોકરીધંધે જવું; સાંજે પાછા આવી, જમી કરી સૂઈ જવું એ જ છે આપણો રોજિંદો કાર્યક્રમ. એમાં ન મળે નવીનતા કે ન મળે રસ. એનું એ જ ઘરેડિયું જીવન. જિંદગીથી કેમ ન કંટાળી જવાય?

આપણને યાદશક્તિ મળી છે પણ તેનો ઉપયોગ કેવો કરીએ છીએ? ભૂતકાળમાં મને પેલાએ આમ કહેલું ને તેમ કહેલું; ફલાણાએ મારે ઘેર આટલા લાડવા મોકલેલા ને વધારાનું બીજાને નાખી દીધેલું–એવી એવી તો કંઈ પાર ન આવે એવી વાતો દ્વારા બીજાના દોષો જોવામાં આપણી રહીસહી શક્તિ ખર્ચાય છે. આ યાદશક્તિનો ઉપયોગ માણસ સૌપ્રથમ પોતાના જ દોષો જોવામાં કેમ નથી કરતો? પ્રગતિમાર્ગે પ્રયાણ કરવાનું એ જ મુખ્ય સાધન છે.

એ સાધન માટેનો યોગ્ય સમય સૂવા પહેલાંની પાંચ મિનિટ–માત્ર પાંચ જ! ત્યારે મન દિવસભરના બનાવોનું સ્વતંત્ર રીતે મૂલ્યાંકન કરી શકે, થયેલી ભૂલોને સંભાળવાની તક મળે, એવી ભૂલો ફરીથી ન થાય તેનો નિશ્ચય કરી શકાય.

દરરોજની ભેગી થયેલી આ પાંચપાંચ મિનિટો–નહિતર બીજી રીતે વેડફાઈ જતાં તમારાં કાર્યો, અને એ દ્વારા ઘસાઈ જતી તમારી જીવનશક્તિને બચાવશે. બીજાં વધુ પચ્ચીસ વર્ષ જીવવાની તક મળશે અને જીવન દરમિયાન કરેલાં નાનાંમોટાં હજારો કાર્યોમાં આ રાત્રિસમીક્ષા સંજીવની બની રહેશે.

×

# પંક્ષીઓની દુનિયા

લેખક:
શ્રી. વિજયગુપ્ત મૌર્ય

શ્રી. મૌર્યને કુદરતના અવલોકન અને અભ્યાસનો ભારે શોખ છે. આ વિષયના લેખો તેઓ ગુજરાતનાં જાણીતા વૃત્તપત્રો ને માસિકોમાં લખે છે. આ લેખમાં એમણે એવા પક્ષીઓનો પરિચય કરાવ્યો છે, જે આ ઋતુમાં આપણા આંગણામાં, બાગમાં ને ખેતરોમાં આવશે. કુદરતમાંથી સૌંદર્ય અને આનંદનું પાન કરવા ઇચ્છનારને આ લેખનું વાચન રસદાયી થશે.

તમને ઘણી નવાઈ લાગશે, પરંતુ આ અંક જ્યારે તમારા હાથમાં આવશે, ત્યારે તમારા આંગણામાં ગામને ગોંદરે, સીમમાં અને ખેતરમાં, બાગ–બગીચામાં અને દરિયાકાંઠે અનેકજાતનાં હજારો અને લાખો પક્ષીઓ પાંચ પાંચસાત હજાર માઈલનો પ્રવાસ કરી શિયાળો ગાળવા આવ્યાં હશે તમે કદી તેમના વિષે વિચાર કર્યો છે? પક્ષીનું જીવન તો અજાયબીનો ભંડાર છે. આ લેખ તમને તેમાં ડોકિયું કરાવશે, તમને વિચાર કરતા કરી મૂકશે અને પછી તો જો તમને સર્જનહારની સૃષ્ટિમાં રસ હશે, પ્રકૃતિ ઉપર પ્રેમ હશે, કુદરતની બલિહારી જોઈને મુગ્ધ થવાની તમારી વૃત્તિ હશે અને ઈશ્વરે તમારે માટે નિર્મેલો નિર્દોષ આનંદ માણવાની તત્પરતા હશે, તો તમે કુદરત સાથે અને એ રીતે સૃષ્ટિના કર્તા સાથે એકતાન બની શકશો.

તમને વન–વગડામાં ભટકવાની ટેવ ન હોય તો કંઈ નહિ; બહુ છેટે જવાની જરૂર નથી, ગામને ગોંદરે કે શહેરના પાદરમાં તમે જરા કાન દઈ સાંભળો:

'ચિ–ચીપ, ચિ–ચીપ, ચિ–ચીપ.'

ઓળખ્યો એ કોનો અવાજ છે? તમને યાદ છે કે પાંચ મહિના થયા આ પંખી જરાય દેખાતું ન હતું? અને હવે ઓચિંતું એ ક્યાંથી આવી પહોંચ્યું? એનું નામ દિવાળીઘોડો. દશેરા પહેલાં તે આવી જાય છે અને દશેરા તથા દિવાળી જેવા આવતા મોટા તહેવારોની એ વધાઈ આપે છે. પણ આ પંખી પાંચ મહિના ક્યાં ગયું હતું? દંતકથા કહે છે, કે હોળી ઉપર તેના માથામાં એક દાણો ઊગે છે અને એ દાણો તેને અદૃશ્ય કરી દે છે. દશેરા પર એ દાણો ખરી પડે છે એટલે દિવાળીઘોડો પાછો દેખાય છે! કલ્પના તો બહુ સરસ છે ને? હું યે નાનો હતો, ત્યારે એ દાણો મેળવવા માટે ઝંખતો હતો, કે જેથી નિશાળમાં જ્યારે ગણિત ન આવડે, ત્યારે માસ્તરની સોટીથી બચવા અદૃશ્ય રહી શકું! પછી તો મને પક્ષીની દુનિયાનો રંગ લાગ્યો. હું તેમના જીવનમાં ઊંડો ઊતર્યો અને મારી નિરાશા વચ્ચે મને ખબર પડી કે દિવાળીઘોડા કોઈ દાણાથી અદૃશ્ય નથી થઈ જતા, પણ હોળી આવતાં પ્રજોત્પત્તિ માટે રૂપાળા હિમાલય અને તેની પણ પેલે પાર હજારો માઈલ દૂર ઉત્તરખંડમાં ચાલ્યા જાય છે અને દશેરા પહેલાં તેઓ પાછા આપણે આંગણે હાજર થઈ જાય છે. દિવાળીઘોડાએ મને આમ નિરાશ કર્યો અને મારે જેમતેમ કરીને ગણિત શીખી લેવું પડ્યું!

તમે માનો કે ન માનો, પણ કેટલાંક પક્ષીઓ વરસમાં બેવાર પોશાક બદલે છે અને લગ્નવખતે ભભકાવાળો પોશાક પહેરે છે. તમને આ વાત કદાચ ગળે નહિ ઊતરે, પણ દશેરા ઉપર તમે આ દિવાળીઘોડાના રંગ જોઈ રાખો અને પછી હોળી ઉપર તે હિમાલય બાજુ ઊડી જાય તે અરસામાં તેના રંગ જુઓ એટલે ખાતરી થશે. તે વખતે એ વરરાજાએ એવા સુંદર, પીળા અને કાળા વાઘા સજી લીધા હશે કે તમને એમ જ લાગશે કે શિયાળામાં જોયેલું તે આ પક્ષી જ નહિ!

પણ અહીં તમને બીજી વાત પણ કહી દઉં. મોટા ભાગનાં પક્ષીઓ એકપત્નીવ્રતધારી છે. એમનું જોડલું જિંદગીભર નભે છે. એટલે દર વરસે તેઓ લગ્ન કરે છે, કે એમનું દાંપત્યજીવન શિથિલ છે એમ ન માનશો. મનુષ્યોની સરખામણીમાં તેઓ ઘણાં જ ચારિત્ર્યશીલ છે, ઘણાં જ સંયમી છે; પરંતુ જ્યારે તેમનો ઋતુકાળ આવે છે, ત્યારે કેટલીક જાતનાં પક્ષીઓમાં નરનો સાદો રંગ ભભકાદાર બની જાય છે અને ઋતુકાળ જતાં એ રંગ-બેરંગી પોશાક પાછો ઊતરી જાય છે. એમનું કુટુંબજીવન ખૂબ પ્રેમાળ છે, આપણે ત્યાં હોય છે, તેમ તેમનામાં કુટુંબકલેશ નથી, પતિપત્નીના ઝઘડા નથી; રિસામણાં અને માર-ઝૂડ નથી, છૂટાછેડા પણ નથી!

પક્ષીઓની મુસાફરી ઉપરથી હું તમને જુદી જ વાત ઉપર લઈ ગયો ખરું ને? પક્ષીઓની દુનિયાની સૌથી અદ્‌ભુત વાત આ મુસાફરીની છે; એટલે હવે હું તમને તેની રસિક વાત જરા વિસ્તારથી કહું. આપણે ત્યાં શિયાળામાં આવે છે, તે બધાં પરદેશી પંખી છે, બધાં તો નહિ; કારણ કે કેટલાંક હિમાલયમાંથી અને કેટલાંક ઉત્તર હિંદમાંથી પણ આવે છે; અરે, કેટલાંક તો આપણા પડોશના પ્રાંતમાંથી પણ આવે છે! ગુજરાતમાંથી અને આબુમાંથી કેટલાંક પંખી શિયાળામાં કચ્છ-કાઠિયાવાડમાં આવે છે; પરંતુ પહેલી વાત આપણે પરદેશના પંખીની કરીએ.

આપણે ત્યાં દર શિયાળે છેક યુરોપમાંથી, સાઇબીરિયામાંથી, મધ્ય એશિયામાંથી અને જૂની દુનિયાના તમામ ઉત્તરાખંડમાંથી પક્ષીઓ આવે છે. ખાસ્સા પાંચસાત હજાર માઈલની મજલ કાપીને એ આવે છે, નવાઈભરેલી વાત છે! પરંતુ એનાથી પણ નવાઈની વાત એ છે, કે ઉત્તર ધ્રુવ પ્રદેશોમાં વસનારી એક જાતની વાબગલી દર શિયાળે દક્ષિણ ધ્રુવ પ્રદેશમાં જાય છે અને દક્ષિણ ધ્રુવ પ્રદેશમાં શિયાળો આવે એટલે પાછી ઉત્તર ધ્રુવ પ્રદેશમાં જાય છે! અને આવવાજવાનું આ અંતર કેટલું થયું તેનો ખ્યાલ આવે છે? ખાસ્સા પચીસ હજાર માઈલ!

આ વાબગલી હજારો ગાઉ સુધી જમીનનો આશરો લીધા વિના ઊડે છે. આપણે ત્યાં દરિયાકાંઠે એક જાતનું નાનકડું પંખી આવે છે, તે ક્યાંય અટક્યા વિના બેહજાર માઈલની મજલ કરે છે. બીજું એક પાણીકાંઠાનું નાનકડું પંખી જરા ય વિસામો ખાધા વિના એકધારા ત્રણ હજાર માઈલની મુસાફરી કરે છે. અને આલ્બેટ્રોસ નામનું પંદર ફૂટની પાંખો ધરાવનાર એક પંખી દિવસોના દિવસો સુધી વિસામો ખાવા જમીન ઉપર આવ્યા વિના દરિયા પર રહે છે અને ઊડ્યા કરે છે. અરે, બેચાર આંગળ જેવડાં નાજુક પંખી પાસે રાક્ષસી વિમાન પણ કંઈ હિસાબમાં નથી!

તમે પૂછશો કે દર વરસે હજારો ગાઉની આવી આવજાવનો હેતુ શો? તમારી જિજ્ઞાસા સ્વાભાવિક છે. ઉત્તરાખંડમાં શિયાળામાં બરફ પડે છે. ટાઢથી કંઈ પંખી ડરતાં નથી. કુદરતે તેમને એવાં લૂગડાં પહેરાવ્યાં છે, કે શિયાળામાં એમને જરા ય ટાઢ ન વાય અને ઉનાળામાં બહારની ગરમી એમનાં પીછાંને ભેદીને શરીરને ન લાગે! કુદરતે પણ કેવી કરામત કરી છે! પણ બરફ પડવાથી અને ઝાડ-બીડ પાંદડાંવિનાનાં થઈ જવાથી પંખીને ફળ-ફૂલ અને જીવડાં નથી મળતાં, એટલે તેઓ હિંદુસ્તાન જેવા દેશમાં આવે છે. જ્યાં શિયાળામાં પણ ફળફૂલ, દાણા, જીવડાં બધું મળે છે; પરંતુ તેઓ બરફ પડવાની રાહ નથી જોતાં. ઉત્તરાખંડમાં પાનખર આવે એટલે તેઓ ત્યાંથી રવાના થઈ જાય છે, અને તે પણ કેટલી નિયમિતતાથી! દર વરસે તેઓ ત્યાંથી રવાના થાય તેમાં અઠવાડિયાં તો શું પણ દિવસનો ફેર પણ ભાગ્યે જ પડે છે. કોણ એમને કહેતું હશે કે હવે ઉત્તરાખંડ છોડવાનો વખત આવી ગયો છે? અદ્‌ભુત વાત છે ને?

પણ આ તો હજી એક જ અજાયબી થઈ.

તમે વિચાર તો કરો, કે ક્યાં જર્મની અને ક્યાં ગુજરાત-કાઠિયાવાડ અને સીલોન! વિમાનને મુંબઈથી વડોદરા જવું હોય, તો નકશા કાઢે અને વિજ્ઞાનનાં કંઈક સાધન ઉખેળે. પણ આ બે આંગળનાં પંખી નોર્વેથી નવાનગર આવવા નીકળે, ત્યારે એની પાસે ન હોય નકશો, ન હોય હોકાયંત્ર, ન હોય સેકસ્ટંટ અને ન હોય એમને અક્ષાંશ-રેખાંશ કે દિશાઓનું જ્ઞાન. તમે દિવાળીઘોડાને પૂછો કે 'અરે ભાઈ, તું છેક સાઈબીરિયાથી હિમાલય ઓળંગીને મુંબઈના આઝાદ મેદાનમાં કેમ આવ્યો?' કદાચ એ તમારી મૂર્ખાઈ ઉપર પૂંછડી ઊંચીનીચી કરી 'ચિ-ચીપ, ચિ-ચીપ' કરતો હસતોહસતો ઊડી જશે!

હવે મને ભય છે કે તમે માનવાને આનાકાની કરશો, પરંતુ આ વાત સાચી છે કે ઉત્તરખંડમાંથી પહેલા રવાના થનાર તો બચ્ચાં હોય છે, જેઓ હજી થોડાં અઠવાડિયાં કે બે'ક મહિના પહેલાં જ ત્યાં જન્મ્યાં હોય છે! એમનાં માબાપ તો પાછળથી આવે છે. આ બચ્ચાંને કોણે શીખવ્યું કે આપણે હિંદુસ્તાન જવું જોઈએ? કે જવાનો વખત આવી ગયો છે? કે હિંદુસ્તાન આ દિશામાં છે અને આ રસ્તે જવાય છે? તાજુબીની વાત છે અને છતાં સાવ સાચી વાત છે. પણ તમે તે માનવા માટે હજી આનાકાની કરો છો? વારુ ત્યારે, હું તમને જ સવાલ પૂછું: પક્ષીને માળો બાંધતાં કોણે શીખવ્યું? બાળકને ધાવતાં કોણે શીખવ્યું? યુગયુગની વારસાગત સંસ્કારો સાઈબીરિયાના મેદાનમાં નવી આવેલી પાંખો પર વિહાર કરતા દિવાળીઘોડાને કહે છે: "એઈ, મસ્તાન, આજે ને અત્યારે જ તારે દખ્ખણ દિશામાં ઊડી જવાનું છે અને જો, ખબરદાર, ક્યાંય ભટકતો નહિ! ક્યાંય રોકાતો નહિ! ખાતો જા, ઊડતો જા અને જો, ખબરદાર, હિમાલય ખૂબ ઊંચો છે; છતાં તેની નીચી ખીણોનો સહેલો પણ લાંબો રસ્તો શોધવા જતો નહિ, તારું કામ તો ટૂંકે રસ્તે જવાનું છે, પછી ભલે તારે ગગનચુંબી ગિરિશિખરો ઓળંગવાં પડે. ચાલ, ઝટ કર."

અને ખરેખર, પ્રકૃતિદેવી નાનકડા બાળક દિવાળીઘોડાના કાનમાં એ સંદેશો કહી જાય છે કે તરત તે ઊડી નીકળે છે!

કુદરત જ એને પ્રેરણા આપે છે. કુદરત જ તેને ખરે રસ્તે દોરી જાય છે અને એક દિવસ એ આનંદી પંખી આપણા આંગણામાં આવી પહોંચી કહે છે: 'ચિ-ચિપ, ચિ-ચીપ, હું આવી પહોંચ્યો!' પણ કુદરતની કરામત એટલેથી નથી અટકતી. અહીં શિયાળો ગાળતાં પંખી આવડાથી ઉતરાઈ નથી જતાં અને એમ નથી માની બેસતાં કે આ તો ચોમાસુ બેસી ચૂક્યું, પણ હોળી ઉપર એમને પ્રેરણા થાય છે. પ્રકૃતિદેવી પાછી એમના કાનમાં કહી જાય છે: "ચાલ, ઊઠ, અહીં શું ઊડાઊડ કરે છે? તારા વતનમાં વસંત પાંગરવા લાગી છે. કામદેવ તને બોલાવે છે. તારે તારું કર્તવ્ય કરવાનું છે!"

અને ખરેખર, પ્રજોત્પત્તિના કર્તવ્યનું પાલન કરવા માટે આ આપણા શિયાળુ મહેમાનો અહીંથી ઊડી નીકળે છે. અને તે પણ કેટલી નિયમિતતાથી! ઘડિયાળના કાંટાની જેમ તેઓ આવે છે અને જાય છે. તેમાં એકાદ બે દિવસનો પણ ભાગ્યે જ ફરક પડતો હશે!

આ કંઈ જેવીતેવી અજાયબીઓ છે? તમે આશ્ચર્યથી આંખો ફાડીને જોયા કરો છો ને? હજી હું તમને એક મોટી અજાયબીની વાત કરું. તમારા આંગણામાં કે સીમ-શેઢે જે શિયાળુ પંખી દર વરસે આવે છે તે જ પંખી દર વરસે એટલી જ નિયમિતતાથી ત્યાં ને ત્યાં પાછું આવે છે!

આ કંઈ કલ્પનાના સ્વચ્છંદ વિહાર નથી. યુરોપમાં અબાબીલ પક્ષીઓને એલ્યુમિનિયમની હળવી નિશાનીવાળી વીંટી પહેરાવીને છોડી દેવામાં આવે છે. યુરોપમાં પણ અબાબીલ ઘરની છતમાં માળા બાંધે છે, જ્યારે પાનખર આવે અને શિયાળુ પ્રવાસે

જવાનો દિવસ આવી પહોંચે, ત્યારે આ અબાબીલ પણ ઘરની છત છોડી આપણા દેશમાં આવે. અહીં શિકારીઓ અને પક્ષીપ્રેમીઓની અડફેટમાં એવાં વીંટી પહેરેલ પંખી આવી જાય, ત્યારે વીંટી પરનું લખાણ વાંચીને ખબર પડે કે આ અબાબીલ તો યુરોપના ફલાણા ગામથી આવેલ છે. અને એ જ પંખી જ્યારે ઉનાળામાં પાછું યુરોપમાં એના એ જ ઘરની છતમાં પાછો માળો સંભાળી લે, ત્યારે ખબર પડે કે આ બહાદુર પક્ષી પાંચસાત હજાર માઈલની મુસાફરી કરી પાછું એના એ જ ઘરે આવી પહોંચ્યું છે. યુરોપ–અમેરિકામાં આવાં નિરીક્ષણ અને અભ્યાસ માટે સંસ્થાઓ છે અને તેઓ પોતાને મળેલ માહિતીની આપ–લે કરે છે. આપણે ત્યાં પણ એવી સંસ્થાઓ છે. તેમને અભ્યાસીઓનો સહકાર જોઈએ છે.

બધાં પક્ષી સરખી ઝડપે નથી ઊડતાં. મોર, કૂકડા, તેતર, બટેર વગેરે પક્ષી નહ્યટકે જ અને થોડું ઊડે છે. કબૂતરની ઝડપ કલાકના ૬૦–૭૦ માઈલની હોય છે અને એક જાતનાં કબૂતર તો સંદેશવાહકનું કામ પણ કરે છે. અબાબીલ તો આખો દિવસ ઊડ્યા કરે, તોપણ થાકતાં જ નથી. વાબગલી રોજ શિકાર કરતાંકરતાં સેંકડો માઈલ કાપી નાખે છે.

પણ આ તો એમના રોજિંદા ઉડ્ડયનની વાત થઈ. તમને તો પક્ષીઓના પ્રવાસમાં હવે વધારે રસ પડતો હશે, ખરું ને? તેઓ આ હજારો માઈલની મજલ કેમ કાપે છે તે તમારે જાણવું છે ને?

તમે એ જાણીને તાજુબ થશો કે ઘણી જાતનાં પ્રવાસી પક્ષીઓ રાત્રે મુસાફરી કરે છે. પાણીકાંઠાનાં પક્ષીઓ તો ખાસ રાત્રે જ પ્રવાસ ખેડે છે. અંધારી રાત, ઊંચા ડુંગર કે વિશાળ સમુદ્ર પણ તેમને ભૂલા પાડી શકતા નથી. તમે જો ઉત્તર ગુજરાત કે કચ્છ–કાઠિયાવાડમાં રહેતા હો, તો આ વખતે તમે નિરીક્ષણ કરજો. કચ્છ તો આવા અવલોકન માટે ખૂબ જ મહત્ત્વનું છે. જેઓ એમ માનતા હોય કે પંખીઓ રસ્તો ધ્યાનમાં રાખતાં હશે, તેઓ ભૂલ કરે છે. અંધારી રાતે રસ્તો ક્યાંથી દેખાય? અને જે બચ્ચાં પહેલી જ વાર આ પ્રવાસ ખેડતાં હોય, એમને રસ્તો કોણ બતાવે છે?

બધાં પક્ષી કંઈ સમૂહમાં પ્રવાસ નથી કરતાં. તમે કુંજ અને કુલંગ તો જોયાં છે ને? કચ્છ–કાઠિયાવાડમાં તો તેઓ બહુ જ જાણીતાં છે. તેઓ હમેશાં ટોળામાં ઊડે છે. એમની સમાજરચના હોય છે. ટોળાના મુખી હોય છે. મુખીના આદેશને તેઓ ચુસ્તપણે અનુસરે છે. મુખી પણ વારા પ્રમાણે બદલાતા જતા હોય છે. શિસ્તબદ્ધ, તાલબદ્ધ, રોનકથી અને રુઆબથી, સુરેખ હરોળોમાં ઊડી જતાં કુંજનાં ટોળાં જોવાં એ જિંદગીમાં એક આનંદ છે. દિવસે તેઓ ખેતરમાં દાણા ખાવા અને વિશ્રાંતિ લેવા ઊતરે છે. ત્યાં પણ તેઓનું ચુસ્ત નિયમન છે. જ્યારે બીજાં બધાં ચરતાં હોય કે વિશ્રાંતિ લેતાં હોય ત્યારે થોડાંક ચોકિયાતો બનીને જાગૃત અને સાવચેત રહે છે અને જરા પણ ક્યાંયથી ભય જેવું લાગે, તો બધાંને સચેત બનાવી દે છે. આવી સમાજરચના બીજા પક્ષીઓમાં પણ છે.

પણ આમ ટોળામાં ઊડનારાં પંખીની જાતો તો થોડી છે. ઘણીખરી જાતનાં પંખી તો એકલાં ઊડે છે. હજારો માઈલનો પ્રવાસ તેઓ એકલવાયાં ખેડે છે.

બધી જાતનાં પક્ષીઓ કંઈ ઊડવામાં બળવાન નથી હોતાં. બટેર જેવાં નબળી પાંખનાં પંખી જ્યારે ભૂમધ્ય સાગર ઓળંગે છે, ત્યારે એવાં થાકી જાય છે કે જ્યારે કિનારે ઊતરે ત્યારે તમે તેમને હાથમાં પકડી લો. ઘણાં પંખી તો દરિયામાં પડીને ડૂબી જાય છે.

પક્ષીઓને ભૂગોળ કોણે શીખવી? તેમને કેમ ખબર પડી કે જિબ્રાલ્ટર પાસે દરિયો સાવ સાંકડો છે? તેમને કોણે કહ્યું કે

ઈટાલીથી સીસીલી દ્વારા ઉત્તર આફ્રિકા જવામાં દરિયાનો પહોળો પટ નથી આવતો ? ખરેખર, જમીનનાં પંખી જેઓ પાણીમાં ઊતરી કે તરી શકતાં નથી, તેઓ આમ દરિયાનો આ સાંકડો પટ ક્યાં છે તે જાણે છે !

પક્ષીઓ કેટલી ઊંચાઈએ ઊડે છે ? તમે શો ખ્યાલ કરો છો ? જ્યાં માણસ શ્વાસ ન લઈ શકે એવી હવા ઠંડી અને પાતળી હોય છે, ત્યાં હિમાલયમાં ૨૭,૦૦૦ ફૂટની ઊંચાઈએ પંખીઓ પ્રવાસ કરતાં દેખાય છે ! ચંદ્રને દૂરબીનમાંથી જોતાં ખૂબખૂબ ઊંચે ઊડી જતી આડ્યોની હરોળો ચંદ્ર આડે જોવામાં આવી છે !

મેં તમને કહ્યું છે, કે પક્ષીઓનું દાંપત્ય-જીવન ખૂબ સુખી અને પ્રેમાળ છે. તેઓ ખૂબ સંયમી છે. ખરું કહું તો તેમના ઋતુ-કાળમાં જ તેમની જનનેંદ્રિયોનો વિકાસ થાય છે અને શિયાળુ પક્ષીઓને ઘર ભણી જવાની પ્રેરણા પણ તેથી જ મળે છે ઋતુકાળમાં પક્ષીનું જીવન એ આનંદનો ઝરો છે. તેઓ મસ્ત બને છે, ઉલ્લાસ, ઉમંગ, આનંદ, નૃત્ય, સંગીતમાં તેઓ મશગૂલ બની જાય છે. તે વખતે તમે તેનો તરવરાટ જુઓ, થનથનાટ જુઓ, ઘેલછા જુઓ, તમે તેના સંગીત અને નૃત્ય પર મુગ્ધ બની જશો. ગાનારાં પંખી બસ વહેલી સવારથી રાત સુધી ગાયાં જ કરશે. જાણે જીવનમાં એમને બીજું કશું કરવાનું જ નથી. તમે બાગમાં બેસો અને દેપડને અને શોબીંગને ગાતાં અને નાચતાં જુઓ, તમે મેદાનમાં પડી રહો અને ઉપર આકાશમાં ચંડૂલ અને તેનાં આપ્તજનોને ગાતાં અને નાચતાં જુઓ. વનવગડાને પોતાનાં મધુરાં સુરીલાં—કેફી આમનોની ઝડીથી ભરી દેતા એ સંગીતને મેં હરિયાળાં મેદાનોમાં પડઘેપડઘે ખૂબખૂબ સાંભળ્યાં છે. એ સાંભળીને વિચાર થાય છે, વાહ રે ભગવાન, તેં પણ જાણે દુનિયામાંથી બધો આનંદ આ નાનકડા સૂખરા પંખીના નાનકડા ગળામાં ભરી દીધો અને અમો મનુષ્યોના વિષમ, કઠિન જીવન માટે તો વિષાદ, ઈર્ષા, કલહ અને અહંભાવ જ રાખ્યાં ?

પક્ષીપુરાણુની આ કથા તો લાંબી છે. તેની અજાયબીઓનો પાર નથી. તમારા ઘરઆંગણે જ જુઓને ! લુચ્ચા કાગડાને છેતરી તેની પાસેથી પોતાના ઈંડા સેવાવી બચ્ચાંને ઉછેરાવતી કોયલ અને પારકાં બચ્ચાંને પોતાનાં ગણીને તેમને ઉછેરવા માટે સવારથી રાત સુધી તનતોડ મહેનત કરતા કાગડા તો તમે જોયા છે ને ? અજબ વાત છે ને કે દરજીડો, સક્કરખોરો અને સુગરી જેવા નાનકડા પંખી માત્ર ચાંચ વડે અદ્ભુત કારીગરીવાળા માળા બાંધે છે, ત્યારે કોયલને તો માળો બાંધતાં જ ન આવડે, એકલી કોયલ જ નહિ, તેનાં બીજાં સંબંધી બપૈયો, મોતીડો વગેરે પણ કુલ્કી કે લેખાના માળામાં ઈંડા મૂકી આવીને તેમની પાસેથી પોતાના ઈંડાં સેવાવી બચ્ચાં ઉછેરાવે છે ! આ કંઈ જેવુંતેવું કાવતરું કહેવાય ? પણ આજ ને આજ હું તમને કેટલીક અજાયબીની વાતો કરું ! એક દિવસ તમે ઘરની અને ધંધાના ઉપાધિઓ છોડીને ગામને પાદર અને ખેતરના સીમ-શેઢે ચાલી નીકળો. તમે પોતે ચંડૂલને ગાતા સાંભળો, બગલાને માછલી પકડતાં જુઓ, સક્કરખોરાને ફૂલનો રસ પીતાં જુઓ. કાબર અને તેની બહેનોના લટુડા-પટુડા સાંભળો, સુગરીને અદ્ભુત કારીગરી-વાળો માળો ગૂંથતા જુઓ. શિકારી પક્ષીઓને આકાશમાં વિમાનની જેમ વિહાર કરતાં જુઓ.

પ્રકૃતિ તો જીવતી કિતાબ છે. તમે તેમાં રસ લેશો એટલે તે તમારી સામે પોતાનાં પાનાં ઉઘાડાં કરવા લાગશે. જીવનનો નિર્દોષ આનંદ પ્રકૃતિમાંથી જ મળે છે.

પરંતુ આ કંઈ નવરા માણસ માટે વખત કાઢવાની વાત નથી. પક્ષીની સૃષ્ટિ માનવી માટે પણ અનિવાર્ય રીતે જરૂરી છે. આપણું જીવન સાથે પક્ષીઓ ગુંથાયેલ છે. એમના વિના આપણને કે વનસ્પતિસૃષ્ટિને ચાલે તેમ નથી, તમે કદાચ પૂછશો: 'એમ કેમ ? પંખીને એટલું બધું મહત્ત્વ કેમ આપો છો ?'

પણ એનો જવાબ બીજીવાર આપશું.

★

# વંદેકુ

મૂળ લેખક :–શ્રી. શંભુદયાલ સક્સેના
અનુવાદક: શ્રી. રમણીક કિશનલાલ મહેતા

રામાયણના એક કરુણ ને મંગલ પ્રસંગ ઉપર આ નાટકની રચના થઈ છે. ધાર્મિક ઉત્સવોમાં આવાં નાટકો ભજવાય તો કેવું સારું? શ્રી. રમણીક મહેતાએ હિંદી ભાષામાંથી આ નાટક ગુજરાતીમાં ઉતાર્યું છે. એમણે ઘણાં સ્વતંત્ર અને અનુવાદિત પુસ્તકો ગુજરાતને આપ્યાં છે. પરભાષાનાં અને આપણાં લોકસાહિત્યનો પણ એમને સારો અભ્યાસ છે.

પાત્રો :

**દશરથ :** અયોધ્યાના રાજા.
**કૈકેયી :** દશરથની સ્ત્રી, રામની વિમાતા.
**રામ :** અયોધ્યાનો યુવરાજ.
**લક્ષ્મણ :** રામનો નાનો ભાઈ.
**સીતા :** રામની પત્ની.
**વસિષ્ઠ :** રઘુવંશના કુલગુરુ.
**સુમંત :** દશરથનો મંત્રી.
**મંથરા :** કૈકેયીની દાસી.

**સ્થળ :** અયોધ્યાનું રાજભવન : સમય રાત્રિ:

(દશરથ ધીમે પગલે મહેલમાં પ્રવેશ કરે છે.)

**દશરથ :** આકાશ આજે દિવાળી મનાવી રહ્યું છે. ધરતી પર પણ દિવાળી છે. રામના રાજતિલકમાં સૌ કોઈનો સહયોગ છે, પરંતુ રાજપ્રાસાદનો આ ભાગ અંધકારમાં કેમ ડૂબેલો છે? (આગળ વધીને) અરે! કોઈ છે કે?

(દાસી પ્રવેશ કરે છે.)

**દાસી :** આ તરફ, મહારાજ! આ તરફ.

**દશરથ :** આખી દુનિયાનો અંધકાર એકત્ર થઈને અહીં જમા થયો હોય એમ લાગે છે.

**દાસી :** આ તરફ મહારાજ!

**દશરથ :** આ કેવી અવળી વ્યવસ્થા છે?

(દાસી મૌનભાવે હાથ જોડી ઊભી રહે છે.)

**દશરથ :** નજર કરીને બહાર જો. તારા-ભરેલું આકાશ પૃથ્વી પર ઊતરી આવ્યું છે.

(દાસી મૌનભાવે એ જ સ્થિતિમાં ઊભી રહે છે.)

**દશરથ :** કાલે રામનો અભિષેક છે એની ખબર નથી?

(દાસી સંમતિસૂચક માથું હલાવે છે.)

**દશરથ :** કહી આવ, હમણાં જ કહી આવ–મહેલને ઝળહળાવી મૂકે. ઓહ! આ તે કેવી અવળી વ્યવસ્થા છે!

(દાસી મૌનભાવે ઊભી રહે છે.)

રાજાની આજ્ઞાની આવી અવગણના? વ્યવસ્થામાં આટલી બધી ખામી? વારુ, જા, સુમંતને બોલાવી લાવ. હું જ પૂછીશ.

(રાણી કૈકેયી પ્રવેશ કરે છે. વેશભૂષા અસ્તવ્યસ્ત છે. આંખોમાં લાલી છે. મુખ પર આવેગ છે. દાસી પાછળ હઠી જાય છે.)

**કૈકેયી :** મહારાજ ભૂલે છે.

**દશરથ :** મારી ભૂલ છે? કેવી રીતે? મેં તો આખા નગર, આખા રાજ્યમાં અભિષેકનો ઉત્સવ ઊજવવા માટે કહ્યું હતું.

**કૈકેયી :** આખા રાજ્ય માટે કહ્યું હશે!

**દશરથ :** પરંતુ જોઉં છું કે–

**કૈકેયી :** અંતઃપુરમાં પણ રાજાની આજ્ઞાનો અમલ કેમ નથી થતો એ જ જોવા માગો છો ને?

(હસતાંહસતાં દશરથ રાણી કૈકેયીના મુખ તરફ જુએ છે.)

**કૈકેયી :** એ રાજાની આજ્ઞાની અવગણના નથી મહારાજ!

**દશરથ :** (હસતાંહસતાં) રાજાની આજ્ઞા નહિ. અંતઃપુરની અધીશ્વરીની આજ્ઞા! પણ એ આજ્ઞા કોને માટે?

**કૈકેયી :** એ કહેવા માટે કૈકેયી બંધાયેલી નથી, એ કાંઈ બાંદી–દાસી નથી. એ કાંઈ ગર્વિતા અપહૃતા નથી, રાજનંદિની છે, રાજરાણી છે–અને છે અને છે રાજ–

**દશરથ :** અરે, પ્રિયે! તું ગુસ્સે થઈ રહી છે?

**કૈકેયી:** મહારાજને યોગ્ય લાગે તેમ કહી શકે છે.

**દશરથ:** કદાચ તને ખબર નહિ હોય કે આવતી કાલે તારા રામનો અભિષેક છે. અને એ ઉત્સવને નિમિત્તે આ દીપાવલી થઈ રહી છે.

**કૈકેયી:** મારા રામનો અભિષેક, કાલે સવારે–અને મહારાજને એની સૂચના સરખી યે આપવાની જરૂર ન લાગી?

**દશરથ:** (કૈકેયીનું મુખ ઊંચું કરીને) તો સાચે જ તું ગુસ્સે થઈ છે, પ્રિયે! તને ખોટું લાગશે, એવું હું નહોતો જાણતો. તું જ મને વારંવાર પૂછતી હતી કે રામને યુવરાજ ક્યારે બનાવશો? તારી ઈચ્છાની વિરુદ્ધની કોઈ વાત હોત તો પૂછવાની જરૂર પડત. માટે–માટે–

**કૈકેયી:** તે યોગ્ય જ થયું છે.

**દશરથ:** તો તારી આજ્ઞા પાછી ખેંચી લે. મહેલોમાં દીપમાળા ઝળહળવા દે. આખી દુનિયા જે પ્રકાશમાં નાહી રહી છે, તે પ્રકાશથી રાજમાંગણને ભિખારી ન બનાવો.

**કૈકેયી:** રાજાની આજ્ઞા કરતાં રાજરાણીની આજ્ઞા કાંઈ ઊતરતી નથી હોતી મહારાજ.

**દશરથ:** રાજરાણીની આગળ રાજાની આજ્ઞાની કાંઈ કિંમત નથી એમ કહો, પ્રિયે'

**કૈકેયી:** એ પુરુષોનો શિષ્ટાચાર માત્ર છે. એમાં કાંઈ સાર હોત તો મહારાજ તરફથી 'વિના કારણે' આજ્ઞા પાછી ખેંચી લેવાનો આદેશ ન મળ્યો હોત. કહો, કે રાજરાણી કાંઈ જ નથી, એનો આદેશ કાંઈ નથી રાજાની આજ્ઞા જ સર્વોપરી છે. અંતઃપુરમાં પણ આજથી રાજાની આજ્ઞાનો અમલ થશે. કહો, કહો, બોલતા કેમ નથી મહારાજ?

**દશરથ:** બહુ થયું પ્રિયે! સદા યે જે તારી ઇચ્છાનો દાસ છે એને એવો દોષ ન દે. તું અંતઃપુરની વાત કરે છે. લે, હું તને લખીને આપું છું. આજથી રાજ્યભરમાં રાજરાણી કૈકેયીની આજ્ઞાને જ રાજાની આજ્ઞા માનવામાં આવશે. લે, આના પર તારે હાથે જ રાજમુદ્રા લગાડ–પરંતુ એ આજ્ઞા પાછી ખેંચી લેવાના અનુરોધને 'વિના કારણે' ના કહે. (હાથ લંબાવે છે.)

**કૈકેયી:** મહારાજની વાત પર મને વિશ્વાસ નથી.

**દશરથ:** શું કહ્યું? વિશ્વાસ નથી? સૂર્યવંશી રાજા દશરથના વચન પર વિશ્વાસ નથી? રાજરાણી કૈકેયીને એના સ્વામી પર વિશ્વાસ નથી? આ હું શું સાંભળી રહ્યો છું, રાણી?

**કૈકેયી:** હું સાચું કહું છું.

**દશરથ:** (આકાશ તરફ જોઈને) સાંભળો ઓ આકાશધારી નક્ષત્રો! સાંભળો! રાણી કૈકેયી શું કહે છે? સાંભળો, નિશાનાથ! તમે પણ સાંભળો! રઘુવંશની આ રાજવધૂ શું કહી રહી છે!

**કૈકેયી:** કૈકેયી કદી યે પ્રલાપ નથી કરતી, મહારાજ! આપ નાહકના ઉત્તેજિત થાવ છો.

**દશરથ:** અને રાણી! દશરથ પણ કોઈના તરફ અવિશ્વાસુ નથી.

**કૈકેયી:** એ હું કેમ કહી શકું?

**દશરથ:** દેવતાઓને પૂછ, માનવીઓને પૂછ, પેલા અનાર્ય રાક્ષસોને પૂછી જો! એ સિવાય તને ફાવે તેને પૂછી જો!'

**કૈકેયી:** મારી જાતને મૂકીને મારે બીજા કોઈને પૂછવાની જરૂર નથી.

**દશરથ:** શાંત પાપ, શાંત પાપ! શું કહે છે તું? રઘુવંશી દશરથ પોતાની સ્ત્રી પ્રત્યે અવિશ્વાસુ? (કાને હાથ મૂકે છે)

**કૈકેયી:** વિચારી જુઓ રાજન્!

(દશરથ વિચારમગ્ન બને છે)

**કૈકેયી:** કાંઈ પણ યાદ આવે છે?

**દશરથ:** નહિ, કાંઈ પણ નહિ.

**કૈકેયી:** મોટા માણસો મોટીમોટી વાતો કરીને મરજાતાથી ભૂલી શકે છે. એમાં તો એમની વડાઈ છે.

**દશરથ:** આજે હું આનંદથી પાગલ બની ગયો છું. મને કાંઈ ભાન નથી. તું જ એકવાર એ યાદ કરાવ, પ્રિયે!

**કૈકેયી:** એમજ થશે. એમજ થશે. મહારાજ! હું જ તમને યાદ કરાવીશ.

**દશરથ:** હાં, હાં. ત્યારે હું યે એ કહીશ. તારો અવિશ્વાસ નકામો છે.

**કૈકેયી:** એમ થશે તો મને ખૂબ આનંદ થશે, નાથ!

**દશરથ:** તો કહી દે.

**કૈકેયી:** એક નહિ પણ બબ્બે જુદાંજુદાં વચન આપીને તમે આવી રીતે ઈન્કાર કરો એ આપને શોભે છે?

**દશરથ:** ઓહો! યાદ આવ્યું, યાદ આવ્યું પ્રિયે! હું તારો ઉપકાર માનું છું. આજે કઈ શુભ ઘડીએ તેં મને એ ઘટનાનું સ્મરણ કરાવ્યું?

**કૈકેયી:** તો શું પુરસ્કારમાં કેવળ ધન્યવાદ મેળવીને જ રહેવાનું ને?

**દશરથ:** આ પુણ્યમુહૂર્તે હું સ્વેચ્છાએ ઋણમુક્ત થવા માગું છું. તારી દુરંદેશી માટે હું તારી કયા મુખે પ્રશંસા કરું? પ્રિયે! તેં કેવો મંગળમય સમય પસંદ કર્યો છે! આજે તું બેને બદલે ચાર વરદાન માગી લે.

(કૈકેયી હસે છે.)

**દશરથ:** હસો નહિ પ્રિયે! આજે સાચે જ મનગમતાં ચાર વરદાન માગી લે. રામના અભિષેકના ઉત્સવના પ્રસંગે હું સૌને મોં-માગ્યું આપવા ઇચ્છું છું—અને તું તો—

**કૈકેયી:** રહેવા દો! તમને દુઃખ લાગશે.

**દશરથ:** જરા યે નહિ. તું માગી લે. મનવાંચ્છચું માગી લે.

**કૈકેયી:** હું જે કહું તે.

**દશરથ:** અને હું યે એજ કહું છું. તું માગી લે પ્રિયે! મારી યે એ ઇચ્છા છે. આટલા હર્ષનો સમય પછી બીજો કયો આવશે? માગતી કેમ નથી? તને રામના સોગન છે, માગી લે.

**કૈકેયી:** મહારાજની એવી જ ઇચ્છા છે તો—તો હું માગું છું કે મારા ભરતને અભિષેક થાય!—અને, અને રામ ચૌદ વર્ષ માટે વલ્કલ ધારણ કરી વનવાસ કરે.

**દશરથ:** હેં! હેં! શું કહ્યું? શું કહ્યું? રાણી! કૈકેયી! પ્રિયે!

(જીભ થોથવાય છે.)

**કૈકેયી:** બસ.

**દશરથ:** ભરતની મા, આટલો કટુકઠોર પરિહાસ હું તારે મુખે સાંભળી રહ્યો છું?

(ગળું સુકાય છે.)

**કૈકેયી:** આ પરિહાસ-ઉપહાસ નથી, રાજન્! સત્ય છે.

**દશરથ:** સત્ય છે, કોણ કહે છે?

**કૈકેયી:** અભાગી રાજકુમારની દુઃખી માતા કહે છે.

**દશરથ:** ભરતની માતા, જરા મારા મુખ તરફ જોઈને ફરીથી એકવાર કહે તો માનું—નહિ, તું કદી યે એવું નહિ બોલી શકે.

**કૈકેયી:** હું તો કહી ચૂકી છું, વારેવારે શા માટે કહું?

**દશરથ:** તો હું એમ જ માની લઉં કે એ ઉપહાસ નથી?

**કૈકેયી:** મહારાજ એને ઉપહાસ કહીને ઉડાવી શકે છે, પરંતુ કૈકેયીને આવી વેળાએ મજાક કરતાં નથી આવડતું.

**દશરથ:** ઉપહાસ કહીને ઉડાવી દઉં અને નહિ તો શું કરીશ? આ શું વરદાન છે? નારી! ઓહ, મમતાહીન નારી!

**કૈકેયી:** હું પણ ઇચ્છું છું કે મહારાજ મારી માગણીને ઉપહાસ કહી ઉડાવી દે. પછી આપ આપના ધવલ યશનો ઝંડો આટલો ઊંચે નહિ ઉડાવી શકો. હવાની સાથે હું દિગંતમાં આપની એ દાન-વીરતાનાં ગીતો ગુંજાવી દઈશ. હું વનની ડાળીએ ડાળીએ આપની પ્રશસ્તિઓ લખીને મૂકતી જઈશ. પશુપંખીઓ પર્યંત હું આપની આ યશગાથા પહોંચાડી દઈશ. વિદ્યુતની પીંછીએ હું વાદળો પર આપની સત્યવાદિતાનું આ ચિત્ર આલેખી આવીશ.

**દશરથ:** કૈકેયી, તું પિશાચિની છે!

**કૈકેયી:** રાજકુમાર હોવા છતાં યે મારો

ભરત રસ્તે ભટકતો ભિખારી છે, ત્યારે રાજરાણી થઈને મારા પિશાચિની થવામાં બાકી શું રહ્યું? પરંતુ મહારાજ, આપ પણ આ જૂઠો આડંબર નહિ રાખી શકો આપના કપટ-પ્રેમની આજે પરીક્ષા થશે

**દશરથ :** ભરતની મા! આજે તને શું થઈ ગયું છે?

**કૈકેયી :** મહારાજ નિશ્ચિંત રહો! હું પૂર્ણ રીતે સ્વસ્થ અને શાંત છું, હું તો આપની પાસે એક જ અક્ષરમાં જવાબ માગું છું 'હા કે ના'—કેવળ હા કે ના!

**દશરથ :** હા કે ના?

**કૈકેયી :** 'હા'નો અર્થ એ થશે કે આપની સઘળી વ્યવસ્થા ધૂળમાં મળી જશે, રાણી કૌશલ્યાની આશાઓનો મિનારો તૂટી પડશે અને પ્રાણાધિક રામનો વિયોગ આવી પડશે 'ના' થી સૌ ઝંઝટ દૂર થશે ફક્ત આપના યશમાં એક કાળો ડાઘ લાગી જશે ચંદ્રમા યે ક્યાં કલંક નથી?

**દશરથ** કૈકેયી!

**કૈકેયી :** આપના 'ના' કહેવાથી હું અબળા શું કરી શકવાની હતી? મારો ભરત પણ શું કરવાનો છે?

**દશરથ :** ભરતની મા, તું ફાવે તેમ બોલ, પણ વચમાં મારા ભરતને ન નાખ એ ભોળો, રામનો ભક્ત—

**કૈકેયી :** બસ, બસ, મહારાજ! રહેવા દો! આપ ભરતને કેવો ગણો છો એ હું જાણું છું માટે જ તમે એને એના મોસાળમાં મોકલી દીધો છે રામના રાજ્યાભિષેકના સમયે પણ આપ જેને ઘેર બોલાવવાની આવશ્યકતા નથી માનતા, તે ભરતને તમે કેટલો ચાહો છો એ કોઈથી છાનું નથી

**દશરથ :** ભગવાન જાણે છે!

(દીર્ઘ નિશ્વાસ નાખે છે)

**કૈકેયી :** ભગવાન તો જાણે જ છે, હું પણ આજે એ જ જાણવા માગું છું

**દશરથ :** (આહ ભરીને) મને ખાતરી થઈ રહી છે, કે તું એ જરૂર જાણી શકીશ

**કૈકેયી :** આ અવસર હું જવા દઈ શકું તેમ નથી, મહારાજ!

**દશરથ :** એમ જ લાગે છે રઘુવંશનું વિશાળ વૃક્ષ તારી આંધીમાં કોણ જાણે ક્યાંયે જઈને પડશે!

**કૈકેયી :** એની મને ચિંતા નથી, મારે તો ફક્ત જવાબ જોઈએ છે આ ઘડીએ મને બીજું કાંઈ જ સૂઝતું નથી

**દશરથ :** હા! રામ!

(ધીમેથી બેસી જાય છે)

**કૈકેયી :** એમાં આટલા બધા વ્યાકુળ થવા જેવું શું છે? તમે ઈન્કાર કરો બસ પણ એમ નહિ બની શકે મહારાજ! કે તમે તમારા વચનથી ફરી જાઓ અને સાથેસાથે સત્યવાદી પણ કહેવડાવો!

**દશરથ :** રાણી! તું એમ સમજે છે કે રામને રાજ્યનો મોહ છે? તો તું એને નથી જાણતી રામને તેં હજુ નથી ઓળખ્યો જો એને ખબર પડે તો તે આવા હજારો રાજ્યોને છોડીને ચાલ્યો જાય તે પ્રથમથી જ જો આ વાત કરી હોત, તો આટલું બધું કરત શા માટે? છતાં યે તારી એ જ ઈચ્છા હોય તો હું ભરતનો અભિષેક કરીશ; પરંતુ—પરંતુ બીજી વાત, ઓહ! આજે વાત કેટલી કઠોર છે! મારા પ્રિય રામ માટે વનવાસનું વચન તું પાછું નહિ ખેંચી લે?

**કૈકેયી :** હું બીજું કાંઈ જ જાણતી નથી

**દશરથ :** પણ એટલું તો જાણી લે કે રામનો વનવાસ અને મારો પરલોકવાસ સાથેસાથે થશે

(કૈકેયી નિરુત્તર રહે છે)

**દશરથ** મારા મૃત્યુનું તું આવાહન કરતી હોય તો ભલે તેમ કર હું તૈયાર છું!

(કૈકેયી મૌન જ રહે છે)

**દશરથ :** (ઊંડો નિશ્વાસ નાખીને) રામ, પ્રિય રામ! હાય! સવારે ઊઠીને તું શું-શું જોઈશ? રાજ્ય આપતાંઆપતાં હું તને શું આપી રહ્યો છું? તારા પિતાનો કેવો અદ્ભુત પ્રેમ છે! પ્રજા કાલે રામનો કેવો

અદ્‌ભુત અભિષેક નિહાળશે ?–ઓ નીલ આકાશનાં ઉજ્જ્વળ નક્ષત્રો ! તમે અસ્ત ન પામજો ! સૂર્યવંશના પિતામહ આદિત્ય ! તમે કદી યે ઉદય ન પામશો. પ્રભુ કરે ને દુનિયા આ સમાચાર સાંભળવા જ ન પામે !

**કૈકેયી :** આ વિલાપ કરવા કરતાં તો તમે મને ના પાડી દો એ સારું છે. હું આવો ઢોંગ જોવા નથી ઇચ્છતી.

**દશરથ :** રાણી ! બાવળ વાવીને આંબાની આશા રાખવી એ મારે માટે વ્યર્થ છે. આજે મને એ સમજાય છે !

**કૈકેયી :** સમજી રહ્યા છો, પણ મોહ નથી છોડી શકતા.

**દશરથ :** રાણી ! તું મારો જીવ ચાહે છે તે તને મળશે, પરંતુ મારી આગળથી દૂર થા ! હું તારું મુખ જોવા નથી માગતો. હા, રામ !

(પડી જાય છે અને આંખો મિંચાઈ જાય છે.)

**દૃશ્ય બીજું**

સ્થળ: અયોધ્યાનો રાજમહેલ, સમય: પ્રાતઃકાળ,

(દશરથ મૂર્છિતાવસ્થામાં પડ્યા છે. એક તરફ કૈકેયી બેઠી છે. રામ, સુમંત અને વસિષ્ઠ એક પછી એક આવે છે.)

**રામ :** પિતાજી ! પિતાજી !

(દશરથ આંખો ઉઘાડી રામ તરફ જુએ છે: અને ફરીથી આંખો મીંચી લે છે,)

**રામ :** બહુ જ દુઃખ થતું લાગે છે.

**સુમંત :** બહુ જ કષ્ટ છે.

**વસિષ્ઠ :** બહુ કષ્ટ લાગે છે.

**રામ :** એનું કારણ શું છે ? એક રાતમાં દુઃખ આટલું બધું ક્યાંથી વધી ગયું ? મને કોઈએ ખબર જ ન પહોંચાડી.

**સુમંત :** કોને ખબર ?

**વસિષ્ઠ :** જરા યે ખબર નથી.

**રામ :** આશ્ચર્યની વાત છે. (કૈકેયીને) માતા ! કાંઈક કહો તો ખરાં ! આમ દુઃખી થઈ કેમ બેઠાં છો ?

(કૈકેયી એમ ને એમ બેસી રહે છે.)

**રામ :** આ તે શું કહેવાય માતા ! અનિષ્ટની આશંકાથી આમ ભયભીત બની તમે મૌન બેસી રહ્યાં છો ! રાજવૈદ્યે આવીને હજુ સુધી મહારાજને જોયા નથી ?

(કૈકેયી મસ્તક હલાવી ઇન્કાર કરે છે.)

**રામ :** એકવાર પણ નહિ ? હું હમણાં જ બોલાવી લાવું છું.

(કૈકેયી માથું હલાવી મના કરે છે.)

**રામ :** ન બોલાવું વૈદ્યને ?

**કૈકેયી :** (ધીમેથી) ના.

**રામ :** કેમ ? મા ! હું જોઈ રહ્યો છું કે પિતાને ખૂબ દર્દ થાય છે. વૈદ્ય વિના–

(કૈકેયી રામને હાથથી રોકે છે; અને બેસી જવાનો સંકેત કરે છે. રામ બેસી જાય છે અને કૈકેયીને સાંભળવા તૈયાર રહે છે.)

**કૈકેયી :** ભાઈ રામ ! મહારાજને કોઈ રોગ નથી.

**રામ :** તો શું છે મા ? મારાથી શું કોઈ અપરાધ થયો છે ?

**કૈકેયી :** ના.

**રામ :** તો પછી ? જલદી કરો, મા ! પિતાની સ્થિતિ મારાથી નથી જોઈ શકાતી.

**કૈકેયી :** રામ ! વાત એમ છે કે મહારાજને તારો બહુ મોહ છે.

**રામ :** એ તો એમનો સ્નેહ અને આશીર્વાદ છે, માતા ! મહારાજનું કષ્ટ કઈ રીતે દૂર થાય એ જ વાત અત્યારે તો કરો.

**કૈકેયી :** રામ ! તું જ એનું નિવારણ કરી શકીશ.

**રામ :** કહો, મા ! કહો. મારા સર્વસ્વના ત્યાગથી પણ જો પિતાજીનું કષ્ટ દૂર થાય તો હું તૈયાર છું.

**કૈકેયી :** તું બહુ લાયક છે, બેટા ! મહારાજ તારી પાસેથી એવી જ આશા રાખી રહ્યા છે.

(દશરથ ઊંડા નિશ્વાસ સાથે આહ ભરે છે.)

**રામ :** પિતાજી ! પિતાજી !–હું તમારો રામ તમારી પાસે જ ઊભો છું.

**કૈકેયી :** જો રામ !

**રામ :** આજ્ઞા આપો, માતા !

કૈકેયી: હું આજ્ઞા નથી કરતી. હું તો તને એટલું જ બતાવવા માગું છું, કે મહારાજ એમના મુખે તને કાંઈ જ કહેવા નથી માગતા. એમનો તારા પર અગાધ સ્નેહ છે, પરંતુ–

રામ: કહો મા! કહો.

કૈકેયી: મહારાજે મને બે વરદાન આપવાનાં કહ્યાં હતાં. મેં આજે મને જે યોગ્ય લાગ્યું તે માગી લીધું. એથી મહારાજ દુ:ખી છે. તારે બદલે ભરતને ગાદી મળે એવી એમની ઇચ્છા નથી. તેમ તેઓ તારે માટે વનવાસ–ચૌદ વર્ષના વનવાસની આજ્ઞા પણ નથી આપી શકતા.

રામ: બસ, આટલી જ વાત છે! નહિ. એને માટે પિતાજી આમ કદીયે દુઃખી ન થાય. કોઈ બીજું મોટું કારણ હશે મા! જરૂર મારાથી કોઈ અનુચિત કાર્ય થઈ ગયું હશે.

કૈકેયી: નહિ રામ! બીજું કાંઈ તો હું નથી જાણતી.

રામ: અને જો એમ જ હોય તો મા! હું તૈયાર છું. ભાઈ ભરતને ભલે રાજ મળે. એથી મારો રોમેરોમ સુખી થશે.

કૈકેયી: પરંતુ મહારાજને એ મંજૂર નથી એક ઘડી માટે પણ તેઓ તારો વિયોગ નથી સહી શકતા.

રામ: શું કહો છો, મા? તમે પિતાજીને કહો કે મારે માટે બધી રીતે વનવાસ જ હિતકારી છે. જ્યાં ઋષિઓના આશ્રમોમાં યજ્ઞોની પવિત્ર ધૂમ છવાઈ રહે છે; જ્યાં વેદની ઋચાઓ સાંભળીને કાન ધન્ય બને છે, જ્યાંની જ્ઞાનચર્ચાઓ સાંભળી હૃદયનાં દ્વાર ખૂલી જાય છે; જ્યાંના પૃથ્વી અને આકાશમાં સ્વચ્છંદતા વિરાજે છે; જ્યાંનાં જલ અને વાયુમાં સ્વાસ્થ્ય અને જીવન ભર્યું છે એવા વનવાસનો સુયોગ તો કોઈક ભાગ્યવાનને જ સાંપડે છે, મા!

કૈકેયી: પરંતુ પિતાનો સ્નેહ છે, ભાઈ!

રામ: સ્નેહ નહિ, મોહ છે, મા! મારું હિતાહિત સમજીને તમે પિતાજીને સમજાવી દો!

કૈકેયી: મારી વાત અત્યારે મહારાજને ઝેર જેવી લાગે છે, માટે તું જ સમજાવ. જે વંશ નિજ સત્યવાદિતા માટે વિખ્યાત છે, એના યશમાં આ ડાઘ શું સારો લાગશે? સૌ કોઈ કહેશે, કે રઘુવંશના મહારાજ દશરથ બે વરદાન ખાતર વચનથી ફરી ગયા. રઘુવંશ માટે એ કેટલી અપયશની ઘટના કહેવાય!

રામ: નહિ, એમ તે કેમ બની શકે, મા?

કૈકેયી: તું લાયક પુત્ર છે બેટા! તું સમજાવ! મહારાજ તારું કહ્યું માનશે.

રામ: (સુમંત અને વસિષ્ઠ તરફ જુએ છે. તેઓ બન્ને મસ્તક નીચું ઢાળીને બેઠા છે)

ગુરુદેવ! પિતાજીને સચેત કરો!

વસિષ્ઠ: (ઊંચા સ્વરે) મહારાજ!

દશરથ: (આંખો ખોલે છે. ઇશારાથી રામને નજીકમાં બોલાવી લે છે. રામ ઘૂંટણીએ પડી બેસે છે. રાજા એક હાથે તેના માથાને પોતાની છાતી પર ઢાળે છે, આંખમાંથી આંસુ પડે છે) રામ! બેટા!

રામ: પિતાજી! તમે દુ:ખી ન થાઓ! આટલી નજીવી બાબત માટે તમે કષ્ટ પામી રહ્યા છો! માતાજીએ મને બધી વાત કહી છે, એ તો મારે મનગમતી વાત થઈ.

દશરથ: (ઊઠવા જાય છે, સુમંત ટેકો આપી બેસાડે છે.) નહિ રામ, વત્સ! એવું ન બોલ!

રામ: પિતાજી! તમે મનમાં દુ:ખ ન લાવશો. હું સાચું કહું છું કે આજે જ મારો ભાગ્યોદય થયો છે. આજે મારું જીવન ધન્ય બન્યું. માતા અને પિતા બન્નેની આજ્ઞાનું પાલન એકસાથે કરવાનું સૌભાગ્ય દુનિયામાં કોને સાંપડે છે!

દશરથ: બેટા! આહ! ભગવાને તને કેટલો સરલ સરજ્યો છે!

રામ: પિતાજી! મને આજ્ઞા આપો હું માતા કૌશલ્યા પાસેથી વિદાય લઈ આવું.

દશરથ: રામ, બેટા! તું એ શું કહે છે? હું કદાપિ તને મારી નજર આગળથી

દૂર નહિ થવા દઉં. હું વચનભંગનો અપયશ વહોરી લઈશ. સત્યવાદીપણાની પ્રતિષ્ઠા મૂકી દઈશ; પરંતુ તારાથી વિખૂટો નહિ થઈ શકું. આ દુષ્ટા પાપિણીના કુચક્રને કદી યે સફળ નહિ થવા દઉં.

**રામ:** પિતાજી! તમે તો પુણ્યાત્મા છો. હું તમને શું સમજાવું? પણ એટલું તો જરૂર કહીશ કે મને પુત્રના ધર્મનું પાલન કરતાં તમે ના અટકાવો. બાળપણથી તમે મને જે શિક્ષણ આપ્યું છે એને આજે અમલમાં મૂકવા દો. સમય બહુ ઓછો છે. અને મારે આજે જ પ્રયાણ કરવાનું છે.

(નીચો નમી રાજાના ચરણ સ્પર્શી ચાલ્યો જાય છે.)

**દશરથ:** રામ! રામ! ચાલ્યો ગયો! બોલાવ સુમંત! જરા મારા રામને બોલાવી લાવ. (વસિષ્ઠ તરફ ફરીને) ગુરુદેવ! તમે રામને થોડા સમજાવો. હા! રામ!

(પલંગ પર પડી જાય છે; સુમંત હાથનો ટેકો આપે છે.)

**વસિષ્ઠ:** (દુઃખી થઈને) ઓહ! કેટલું દારુણ દૃશ્ય છે આ! (રાણી કૈકેયીને) રાણી! તું શું કરી રહી છે આ એનો તને ખ્યાલ છે?

(કૈકેયી નિરુત્તર રહે છે.)

**વસિષ્ઠ:** સાચે જ તારો આ વિચાર યોગ્ય નથી. રાણી! તારા પુત્ર ખાતર રામ પ્રત્યેનો તારો આ વ્યવહાર બરાબર નથી. જો, વિચારી જો! સમજી લે! પાછળથી તું પસ્તાઈશ.

(રાણી કાંઈ બોલતી નથી.)

**વસિષ્ઠ:** ભરત સમજુ છે, તે પણ તારી હઠનું કંઈ જ માન નહિ રાખે. તું નથી જાણતી કે આવી રીતે તું રામનું અહિત કરીને ભરતને યશના શિખર પર ચઢાવી રહી છે; એથી તારો મનોરથ પૂરો નહિ થાય.

**કૈકેયી:** ઋષિરાજ! યશના શિખર પર ચઢાવવાનું પણ આપ જ કહેતા હતા અને હવે એ અનુચિત છે એ પણ આપ જ કહો છો! અભાગી રાજકુમાર ભરતની માતાનું હૃદય વાંચી શકતા હોત તો!

**વસિષ્ઠ:** રાણી! તેં હજુ રામને નથી ઓળખ્યો. તું તારા ભરતને પણ નથી ઓળખતી. વસિષ્ઠનું વચન કદાપિ મિથ્યા નથી જતું!

**કૈકેયી:** ગુરુદેવ! ક્ષમા માગું છું!

**વસિષ્ઠ:** મારા તરફથી તને કોઈ પણ પ્રકારનો અટકાવ નથી. રઘુવંશના ઉજ્જવળ ઇતિહાસમાં આ કાળું પાનું પણ જોડાયા વિના નહિ રહે એ વાતનું મને દુઃખ છે.

(જાય છે.)

**દશરથ:** (આંખો ખોલીને સુમંતને) સુમંત! ગુરુદેવ રામને સમજાવવા ગયા હોય એમ લાગે છે. જો, તું હમણાં જ ભરતને તેડી લાવવા માટે શીઘ્રગામી રથમાં દૂતને મોકલી આપ. અભિષેકની સઘળી સામગ્રી તૈયાર રાખ. એને આવતાં જ તિલક કરવું પડશે.

**સુમંત:** જેવી આજ્ઞા મહારાજ!

**દશરથ:** પરંતુ સુમંત, જોજે! ક્યાંક રામ વનમાં જવાની હઠ ન કરે. તું એને રોકી રાખજે. કહેજે કે મહારાજની આજ્ઞા નથી! એમણે તને મના કરી છે.

**કૈકેયી:** મારા ભરતને આ અયોધ્યામાં બોલાવવાની કાંઈ જ જરુર નથી. સુમંત! રામને વનમાં જતો રોકતી વખતે સાથેસાથે એમ પણ કહી દેજે કે રાજા દશરથે આજે રઘુવંશની પ્રતિષ્ઠાને દુનિયાની દૃષ્ટિમાં હલકી પાડી છે. આજથી રઘુવંશનો કોઈ રાજા સત્યવાદી નહિ કહી શકાય.

**દશરથ:** સુમંત! તું જાય છે?

**સુમંત:** હા, હું જાઉં છું રાજન્!

(જવાને તત્પર બને છે.)

**કૈકેયી:** રામને એ પણ કહેજે સુમંત! કે રાણી કૈકેયી આજે અયોધ્યા છોડીને ચાલી જાય છે. તે ઘરઘર ભટકી ભીખ માગી ખાઈ લેશે; પરંતુ તારી આગળ હાથ નહિ લંબાવે. કહેજે કે હવે તું નિષ્કંટક રાજ્ય ભોગવજે. ભરત તારા માર્ગમાં કદી યે આડો નહિ આવે.

(સુમંત રાણીના મુખ તરફ જોઈ રહે છે.)

**કૈકેયી:** પરંતુ મને એટલો સંતોષ છે, કે

જતાજતા યે હુ સત્યવાદીપણાનો ઝડો નીચો પાડીને જાઉ છુ'

સુમંત: રાણી! એવુ' ન બોલો!

દશરથ: સુમત! જલદી જા. જોજે વિલબ ન થાય!

સુમંત: જેવી આજ્ઞા, રાજન્'

(સુમત જાય છે)

દશ્ય ત્રીજુ'

સ્થળ અયોધ્યાનો રાજમહેલ

(રાજા દશરથ પૂર્વવત્ સ્થિતિમા પડયા છે કૈકેયી એક તરફ બેઠી છે કોઈની પ્રતીક્ષા કરી રહી હોય તેમ તેની દૃષ્ટિ દ્વાર તરફ છે અદરથી દાસી મથરા ધીમેધીમે આવે છે કૈકેયી મો ફેરવીને એને લેવા જ આગળના ઓરડે પાસે બોલાવે છે)

મથરા: (પાસે આવીને) આજ્ઞા મહારાણી'

કૈકેયી: (ધીમેથી) કૌશલ્યાને ત્યાં શુ ચાલી રહ્યુ છે?

મથરા સુકેશીને મોકલી છે હમણાં જ આવતી હશે'

કૈકેયી: ઠીક, જા!

(મથરા જાય છે, અને પાછી આવે છે)

મંથરા: (કૈકેયીની વધુ નજીક આવીને ધીમેથી) બધુ બરાબર થઈ રહ્યુ છે

કૈકેયી: બરાબર થઈ રહ્યુ છે?

મથરા હા, મહારાણી!

કૈકેયી: રામની સાથે સીતા પણ?

મથરા: અને લક્ષ્મણ પણ'

કૈકેયી: લક્ષ્મણ પણ?

મથરા હા

કૈકેયી સાચુ કહે છે?

મંથરા: હા, મહારાણી'

કૈકેયી: પરતુ સીતા અને લક્ષ્મણ માટે વસ્ત્રો ક્યાં છે? જા, હમણા જઈને તૈયાર કરાવ'

મથરા. સર્વ કોઈ તૈયાર છે, મહારાણી'

કૈકેયી તૈયાર છે? શાબાશ, મથરા દેખાવમા તુ જેવી જડ છે, તેવી જ કામકાજમા નિપુણ છે

મથરા: તમે એકવાર જોઈ તો લો'

કૈકેયી: એમા શું જોવુ તુ! તારી વ્યવસ્થા પર મને સતોષ છે

(રાજા દશરથ પાસુ બદલે છે અને નિશ્વાસ નાખે છે 'રામ, રામ'નો પુકાર કરે છે)

મથરા: સ્વામિની! એકવાર આવીને જોઈ લો

કૈકેયી: ચાલ

(એક બાજુથી બને જાય છે બીજી તરફથી રામ, લક્ષ્મણ અને સીતા પ્રવેશ કરે છે)

રામ: (દશરથની પાસે જઈને) પિતાજી'

દશરથ: (પાસુ બદલીને આખો ઉઘાડતા) આવો વત્સ! (સીતા અને લક્ષ્મણને રામની પાછળ જોઈને કાઈ વિચલિત થતા) વધૂ જાનકી અને લક્ષ્મણ! તમે બધા એકસાથે ક્યાથી?

રામ: પિતાજી' મે ખૂબખૂબ સમજાવ્યા છતા યે બને જણ હઠ પકડી બેઠાં છે તેઓ પણ મારી સાથે આવે છે

દશરથ શુ કહે છે રામ? સાથે આવે છે? ક્યા સાથે આવે છે? અને તુ ક્યા જાય છે? રામ! ગુરુ વસિષ્ઠે તને કાઈ નથી કહ્યુ'? શુ સુમત હજુ તારી પાસે નથી આવી પહોચ્યો?

રામ: પિતાજી! તમને આવી રીતે દીન થતા જોઈને મને દુખ થાય છે

દશરથ: રામ! બેટા! તારાથી મારુ' દુખ જોયુ જતુ નથી, માટે જ તું ક્યા યે ના જઈશ વૃદ્ધાવસ્થામા મને સુખી કર!

રામ: હુ એમ જ કરીશ, પિતાજી! કે જેથી તમને સાચુ સુખ મળે અને ધર્મની રક્ષા પણ થાય

દશરથ: રામ! બેટા! તારા વિના જો મળતુ હોય, તો મારે સુખ નથી જોઈતુ, ધર્મ પણ નથી જોઈતો

રામ: પિતાજી' આજે તમે મારા મોહમા ફસીને કર્તવ્યને ભૂલી રહ્યા છો એમ મને લાગે છે ધર્મ જ જેના જીવનનો આધાર રહ્યો છે, તે કદી યે એકવાર મુખમાંથી નીકળેલા વચનો માટે સ્વપ્નમાં યે કદાપિ એવો વિચાર કરે ખરો? તમે જરા વિચાર કરો તમારા

એવા વિચારથી મહાન રઘુકુલની પ્રતિષ્ઠાને ડાઘ લાગ્યા વિના રહેશે ખરો ?

**દશરથ :** કોનું વચન ? કેવું વચન ? ભોળા રામ ! મેં એવું કોઈ વચન નથી આપ્યું. શું કોઈ પોતાનો પ્રાણ કાઢીને ફેંકી દઈ શકે છે ? આ બધું તારી વિમાતાનું ષડ્યંત્ર છે, એની રાક્ષસી ચાલ છે.

**રામ :** એમ નહિ પિતાજી ! તમારા મુખમાંથી એકવાર જે વચન નીકળી ચૂક્યું તે બસ નીકળી ચૂક્યું, મારે માટે એ પાલનની વસ્તુ છે. તમારો આજ્ઞાકારી રામ તમારા આદેશને આકાશવાણીના જેટલો જ પવિત્ર ગણે છે.

**દશરથ :** બેટા ! રામ ! શું કહ્યું તેં ? હું સમજી શકતો નથી. આજે મારા કાન બહેરા બની ગયા છે. મારી આંખો આંધળી બની ગઈ છે. મારાથી નથી કાંઈ દેખાતું કે નથી કાંઈ સંભળાતું.

**રામ :** પિતાજી ! માતા કૌશલ્યાને જુઓ ! એમણે હસતાંહસતાં અમને સૌને વિદાય આપી છે.

**દશરથ :** બેટા ! કૌશલ્યા તો દેવી છે.

**રામ :** માતા સુમિત્રાએ તો આગ્રહપૂર્વક લક્ષ્મણને મારી સાથે મોકલ્યો છે.

**દશરથ :** ધન્ય છે એને, રામ ! પાપી અને અન્યાયી તો હું છું કે આટલો મહાન અનર્થ કરી બેઠો છું. બેટા લક્ષ્મણ ! તું પાછળ કેમ ઊભો છે ? આજે તારો એ કોપ અને અભિમાન ક્યાં ગયાં ? શા માટે તારું ધનુષ્ય નથી ઉઠાવતો ? અને મારીને આ સમસ્ત કાંડનો અંત શા માટે નથી લાવતો ? ગંભીર અને સંકોચ પામનાર રામ અન્યાય અને અત્યાચારની ઉપેક્ષા કરી શકે છે, પણ તું ચૂપચાપ કેમ ઊભો રહ્યો છે ? લે, બેટા ! આ છાતીને તારા અણિયાળા બાણથી વીંધી નાખ.

(કૈકેયી પ્રવેશ કરે છે.)

**કૈકેયી :** એની શી જરૂર છે ? મહારાજ ! તમારા મુખનો એક નકાર જ પૂરતો છે. તમે ઇન્કાર કરી દો. શા માટે ઇન્કાર નથી કરતા ?

**રામ :** મા, પિતાજીએ તો કહી દીધું. હવે મારું કર્તવ્ય બાકી રહે છે; અને એને માટે હું તૈયાર છું. તમે મને આશીર્વાદ આપો. તમારો સ્નેહ વનવાસના સમય દરમ્યાન મારો સહાયક બનો !

**કૈકેયી :** (મુખ નીચું ઢળી જાય છે. ચહેરો મલિન થાય છે: એ ભાવને છુપાવવાનો પ્રયત્ન કરતાં)

બેટા ! જુગ જુગ જીવજે તું ! તું રઘુવંશનું મુખ ઉજાળીશ.

**રામ :** તો મા ! આજ્ઞા આપો. મારી પાછળ આ મૈથિલી ઊભી છે. એને પણ તમારા આશીર્વાદ જોઈએ છે.

**કૈકેયી :** વધૂ ! જાનકી ! તારે તો જવાની કોઈ જરૂર નથી.

(સીતા નમીને પ્રણામ કરે છે.)

**રામ :** મા, અને લક્ષ્મણના પ્રણામનો પણ સ્વીકાર કરો.

**કૈકેયી :** અરે, આ શું ? તમે બધાંએ અયોધ્યાને સૂની કરવાનું ધાર્યું છે કે શું ? હું તો કર્તવ્યને વશ બનીને એમ કરી રહી છું. મારો આશય તો એવો નહોતો.

(લક્ષ્મણ આગળ આવીને મસ્તક નમાવે છે.)

**દશરથ :** રાણી ! હવે તો કાળજું ઠંડું થયું ને ?

**રામ :** પિતાજી ! શાંત થાઓ અને મને આજ્ઞા આપો !

(મંથરા વલ્કલ લઈ પ્રવેશ કરે છે.)

**કૈકેયી :** લે બેટા, રામ ! રાજકીય વસ્ત્રોનો ત્યાગ કરીને વનવાસને યોગ્ય વસ્ત્ર પહેરી લે.

**રામ :** જરૂર, જરૂર, મા ! લાવો.

(વસ્ત્ર લઈ પહેરવા માંડે છે. સીતા મુખ છુપાવી રડવા લાગે છે.)

**દશરથ :** ધન્ય હોજો, માનો આ ઉપહાર !

**રામ :** (સીતાને) આ વલ્કલ લઈ લે અને તું પણ અંદર જઈને બદલી આવ.

# આયુર્વેદની સૂંઠ

લેખક
વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ

આયુર્વેદમા સૂઠનુ જે મહત્ત્વ છે, તે મહત્ત્વ આધુનિક પ્રયોગો પછી પણ ઘટયુ નથી આ લેખના લેખકે સૂઠના સફળ પ્રયોગો કરીને એનુ જ્ઞાન 'અખંડ આનંદ'ના વાચકો સમક્ષ રજૂ કર્યું છે બીજી દિશામા દોડયો જતો સમાજ પોતાના આગણાની અને ઘરની સાદી વસ્તુઓનો યોગ્ય ઉપયોગ શીખી જાય, તો કેટલો લાભ થાય ? કેટલુ ખર્ચ બચે ?

સૂંઠ એક એવી વનસ્પતિ છે કે એનાથી આગે જ કોઈ અજાણ્યુ હશે આદુ પાકીને રસભરપૂર થાય છે, ત્યારે જમીનમાથી ખોદી એને સૂકવી તૈયાર કરવામા આવે અને એ રીતે સુકાઈને તૈયાર થાય ત્યારે તે સૂઠનુ નામ ધારણ કરે છે

આવી આ સૂઠની ત્રણ જાતો આજે પ્રચારમાં છે સામાન્ય રીતે ગુજરાત કાઠિયાવાડમા ધોળકાની સૂઠ વિશેષ સારી ગણાય છે, અને એનો વપરાશ વિશેષ કરવામાં આવે છે બીજી જાતોમાં કલકત્તા તરફની એક જાત છે અને બીજી મલબાર–કોચીન તરફની પણ આવે છે, પરંતુ સામાન્ય રીતે રેષાવિનાની સફેદ સૂઠને ઉત્તમ ગણવામાં આવે છે

આવી આ સૂઠમાં જુદાંજુદા અનેક તત્ત્વો ઓછાવત્તા પ્રમાણમાં જણાયા છે ગૂમડા અને ઘારાંને જે તત્ત્વ રૂઝવવામાં ઉપયોગી છે તે રાળ, શરીરને ગરમી અને પોષણ આપનાર સ્ટાર્ચ, ઓકઝેલિક એસિડ જેવા ક્ષારો, ચરબી અને ઘીના જેવો સ્નિગ્ધ પોષણ આપનાર પદાર્થ અને ઔષધ તરીકે ઘણા મોટા વિશાળ રોગ સમુદાયને આવરી લે તેવા ગુણધર્મોવાળાં તત્ત્વો એમાંથી મળી રહે છે

ઘણા મોટા વિશાળ સમુદાયમા એવી એક માન્યતા રૂઢ થઈ ગઈ છે, કે સૂઠ એ ગરમ વસ્તુ છે અને એ દૃષ્ટિએ જ જ્યાં એની અતિશય જરૂરિયાત હોય; તોપણ એને તરછોડવામા આવે છે દાખલા તરીકે આંતરડામાં લાબા વખતનુ અજીર્ણ થઈ મળ સડે છે, ત્યારે કૃત્રિમ ગરમી પેદા થઈ મોઢામા અને જીભ ઉપર ચાંદા પડે છે આનું ખરુ કારણ તો પેટમા કાચો આમ પડ્યો છે એ છે આવાં દરદોમા રોગના કારણને દૂર કરવા માટે સૂઠ લેવાનુ કહીએ છીએ, ત્યારે સૂઠની

---

વિલબ શા માટે કરે છે ?

(કૈકેયી વલ્કલ સીતાની આગળ ધરે છે અને સીતા તે લેવા જાય છે )

**દશરથ :** (ગર્જીને) અરે પાપિણી ! ઊભી રહે ! આ તુ શુ કરી રહી છે ? વનવાસ રામને દીધો છે કે સીતાને પણ ? તારે શુ બધાયને વલ્કલ પહેરાવવા છે કે ?

(કૈકેયી આઘી જાય છે અને ગભરાના મુખ તરફ જુએ છે )

**સીતા :** પિતાજી ! સ્વામીના કરતા યે મૂલ્યવાન વસ્ત્રો પહેરવાની તમે મને આજ્ઞા આપો છો

(દશરથ શાતુ થઈને માથુ નીચુ ઢાળી દે છે સીતા કૈકેયીના હાથમાથી વલ્કલ લઈને અદર ચાલી જાય છે
લક્ષ્મણ આગળ આવી વલ્કલ લઈને પહેરે છે )

**દશરથ :** ઓહ !

(તકિયા પર સરી પડે છે આસુઓની ધારાથી તકિયો ભિંજાય છે )

(પડદો પડે છે )

તીખાશથી આ ગરમીનો વધારો થશે તો-એવો ભય સેવવામાં આવે છે. ચિત્રવિચિત્ર કલ્પના અને શંકા ઉઠાવવામાં આવે છે, અને આ શંકાને પરિણામે લાંબા વખત સુધી એ દરદ પોષાયા કરે છે.

સૂંઠ એ પ્રથમ તબક્કે તીખી લાગે છે એ વાત સાચી છે, પણ આયુર્વેદની રીતે એનું પૃથક્કરણ કરતાં એ જ્યારે પેટમાં ગયા પછી પચવા માંડે છે, ત્યારે મીઠી (મધુર) બને છે અને એનો ગુણ શીતોષ્ણ, સ્નિગ્ધ અને હલકો છે. **विपाके शीतलं लघु।**

સૂંઠનો શીતોષ્ણ ગુણ સ્વાભાવિક ગરમી વધારી યકૃત અને આંતરડાંને શક્તિ આપે છે અને કાચા અપકવ આમનું પાચન કરે છે. આયુર્વેદે સાચું જ કહ્યું છે, કે **आमेषु सगुणम् सूंठी।**

આ આમના સંગ્રહથી અનેક જાતના નાનામોટા રોગો થાય છે. અજીર્ણ, ઝાડા, મરડો, સંગ્રહણી અને જુદાજુદા પ્રકારના નામધારી તાવો એ બધાં જ આ આમદોષની પેદાશ છે.

ચોમાસાના દિવસોમાં જ્યારે હવા ભેજવાળી અને સ્થિર હોય છે, ત્યારે ખોરાકને પચાવવામાં મદદ કરવાવાળો હવામાં રહેલો ઓક્સીજન વાયુ સહેલાઈથી પૂરતા પ્રમાણમાં મળી શકતો નથી; આથી ખોરાકનું પાચન ઓછું થાય છે અને આ આમરસનો સંગ્રહ વિશેષ રહે છે. એટલા જ માટે આ ઋતુમાં ઝાડા, મરડો અને અજીર્ણના ઘણા વધારે પ્રમાણમાં દરદીઓ નજરે પડે છે. નાના બાળકથી માંડીને છેક મોટી ઉંમર સુધીના તમામ સેંકડો આ જ રોગના ભોગ બનેલા હોય છે.

આવા ઋતુજન્ય સાર્વત્રિક રોગવાળી પરિસ્થિતિમાં સૂંઠ એક અજબ કામ કરનારી ઔષધિ માલૂમ પડી છે.

થોડા વખત પહેલાં ઔષધાલયમાં બે માસના બચ્ચાને લઈને એક માતા બતાવવા આવેલી. તે આવીને કહે: 'જુઓને વૈદરાજ, છોકરાને ઝાડા મટતા જ નથી. લોહીપરુ જેવું વધુ જ જાય છે અને નબળો પડતો જાય છે, આવા બે માસના ફૂલ જેવા બાળકને માટે દવા પણ શી આપવી?'

માતાના સાંત્વનની ખાતર અતિવિષના ચૂર્ણની એકએક રતીની ત્રણ પડીકીઓ આપી અને આદાના રસ અને મધ સાથે ચટાડવાનું કહ્યું. આ ઔષધની સાથે જ અરધા તોલા સૂંઠનું એક બીજું પડીકું આપ્યું અને માતાને કહ્યું: 'બહેન! દશ તોલા પાણીમાં આ દવા ઉકાળીને બે તોલા બાકી રહે ત્યારે ગાળી, થોડો ગોળ નાખીને તમે પી જજો અને હમણાં ઘી, ઘઉં જેવો ચીકણો ખોરાક ન લેશો.' બાઈએ એ પ્રમાણે કર્યું અને બીજે દિવસે જ બાળકને ઝાડા તદ્દન ઓછા થઈ ગયાના સમાચાર આવ્યા.

થોડા વખત પહેલાં લાંબા વખતથી મરડાનો ભોગ બનેલો એક દરદી પુષ્કળ પ્રમાણમાં અનેક ઔષધો ખાઈખાઈને છેવટે મારી પાસે આવેલો. જુદીજુદી જાતનાં ઈંજક્ષનો પણ એમણે લીધેલાં, એમની મુખ્ય ફરિયાદમાં જીભ, હોઠની અંદરનો ભાગ અને પેઢાં સદાય લાલ અને બાળાં જ રહેતાં હતાં. પાંચસાત દિવસ કબજિયાત રહે અને એ કબજિયાત જ્યારે અતિશય વધી જાય, ત્યારે ઝાડા થઈ જતા હતા. આ ઝાડા વખતે અતિશય ચીકાશ પડતી અને દરદીને નબળાઈ લાગતી. આ દરદીને સૂંઠના પ્રયોગે રામબાણ અસર કરી. એમને હું આ પ્રમાણે ઔષધ આપતો. સૂંઠ તોલો ૦I, ઇંદ્રજવ વાલ બે, રાળ વાલ ૧ અને જેઠીમધનું ચૂર્ણ વાલ ૧. આનાં દરરોજ ત્રણ પડીકાં પાણી સાથે આપવામાં આવતાં. ખોરાકમાં શરૂઆતમાં પંદર દિવસ કેવળ છાશભાત રાખેલ, એક શેર દૂધથી શરૂઆત કરીને ધીમેધીમે સાડાચાર શેર દૂધની છાશ પંદર દિવસને અંતે લેવામાં આવતી. પંદર દિવસ પછી ૧૦ ભાગ ચોખા, ૨ ભાગ અડદ, ૨ ભાગ ચણાની દાળ અને બે

ભાગ જાર ઉમેરી ઢોકળા જેવુ આજુબાજુ ભરડી છાશમા આપી બરાબર બોળી આંતે ત્યારે વરાળમા બાફેલા ઢોકળા તૈયાર કરીને લેવાનુ શરૂ કરાવ્યુ પદર દિવસમા આ ઢોકળા અને છાશના પ્રયોગ પછી ધીમેધીમે ખોરાક પણ આપવા માંડ્યો પૂરા દોઢ માસને અંતે અઢીત્રણ વર્ષનું આ અસહાય લાગતુ દરદ આમ જ મટી ગયુ અને દરદી પૂરી પાચનશક્તિ પ્રમાણે બધો જ ખોરાક લેવા માંડ્યો

આમના સંગ્રહથી થયેલા આ દરદમાં સૂઠના સેવનથી આમનું પાચન થયું. રાળથી મોઢાના અને આંતરડાના ચાઠાં રૂઝાયાં જેઠી મધથી–મોઢાથી માંડીને આતરડા સુધીનાં આળા થઈ ગયેલા ભાગને ઠંડક મળી અને ઇંદ્રજવે આમના પાચન સાથે આતરડામાં અનાજ સડીને પેદા થનારા વિચિત્ર જાતનાં જંતુઓને મારવાનુ કાર્ય કર્યું વનસ્પતિ–ઔષધ યોજનાથી દરદીને આરામ થયો આ પ્રસગમાં રોગના કારણને અનુલક્ષીને પ્રધાન ઔષધમાં સૂઠ જ હતી

સૂઠ એ પ્રસૂતાનુ પ્રધાન ઔષધ કહો તો ઔષધ અને ખોરાક કહો તો ખોરાક–એવુ બમણુ કાર્ય કરે છે એના સેવનથી સુવાવડ દરમિયાન સહજ એવો વાયુ દૂર થાય છે અને ખોરાકને પૂરતા પ્રમાણમા પચાવી ગયેલી તાકાત અને સ્ફૂર્તિ પાછી લાવે છે મંદાગ્નિ ઓછી કરે છે અને લોહીને વધારે છે અને એટલા જ માટે સ્ત્રીઓમા સવાશેર સૂઠ ખાવાનો શાબ્દિક પ્રયોગ શરુ થયો હશે

પરંતુ આજની શહેરી અને જૂની રૂઢિ પ્રત્યે સૂગ બતાવનારી સ્ત્રીઓ આ સૂઠના ખોરાકથી દૂર ભાગે છે અને સ્ત્રીઓના જુદાજુદા અનેક રોગના ભોગ બને છે, મરણને શરણ થાય છે છેલ્લા સરકારી આરોગ્યખાતાના અહેવાલ મુજબ તો આજે સ્ત્રીઓનુ મરણપ્રમાણ પણ વધવા માંડ્યુ છે.

પ્રથમ પ્રસૂતિ વખતે જ ચોક્કસ પ્રકારની માવજત અને આવશ્યક સૂઠ–ઘીના ખોરાક વિના સ્ત્રીનું દેહબધારણ ભાંગી જાય છે, ગરમી અને પોષણ ન મળે તેવા અનાવશ્યક ખોરાકથી આમનો સંગ્રહ થાય છે અજીર્ણ થાય છે અને સુવારોગ, સંગ્રહણી જેવા દરદો પેદા થાય છે

મારા એક મિત્રના પત્નીને પ્રથમ સુવાવડ–માથી જ ઝાડાનુ દરદ લાગુ પડ્યુ છે અને આજ સાતસાત વર્ષ થયાં તો ય એમાથી છૂટકારો નથી થયો વાતો કરતાંકરતા સહજ ભાવે 'સૂઠ ખાધેલી કે નહિ!' એમ પૂછ્યુ ત્યારે નકારમાં જ જવાબ મળ્યો અને મને રોગનું કારણ મળી ગયુ મે પૂછ્યું 'સૂઠ કેમ ન ખાધી?' તો કહે 'એ તે કોણ ખાય? મોઢું બાળી નાખે એટલી તીખી હોય એ તે કોને ભાવે?' 'તમને થોડીવાર પૂરતી તીખાશ ન ગમી, પણ એના પાપે આ સાત વર્ષથી આતરડા સડી ગયા છે એ કેમ ગમે છે?' એમને છેલ્લા એક માસથી સૂઠના પ્રયોગ ઉપર ચડાવ્યાં છે દેવદ્રવ્યાદિ ક્વાથ તોલા ૨ અને સૂઠ તોલા ૧નો ઉકાળો નિયમિત સવાર–સાંજ લે છે અને તબિયત ઉત્તરોત્તર સુધરતી જાય છે. સુવાવડમાથી લાગુ પડેલાં સુવારોગ, સંગ્રહણી, જેવા દરદોમાં આ સૂઠનો પ્રયોગ રામબાણ ઔષધ તરીકે સાબિત થયો છે અને અવશ્ય લાભ આપે છે

રોગને અનુલક્ષીને આયુર્વેદ શાસ્ત્રે સૂઠના તો બીજા અનેક પ્રયોગોની રચના કરી છે

સૂઠ તીખી છે એમ માનનારાઓ માટે મહર્ષિ ચરકનો નીચેનો પ્રયોગ સૂઠ ભલે તીખી છે પણ ગરમ નથી એ બતાવવા માટે પૂરતો થશે

વેદના સાથે પેશાબમા લોહી પડતુ હોય તો પોણોશેર દૂધમાં પા તોલો સૂઠ અને થોડી સાકર નાખી ગરમ કરીને પિવડાવવાનો નિર્દેશ છે લોહી પડતુ હોય એવા વ્યાધિમા એ સૂઠ ગરમ હોય તો આપી શકાય ખરી? ખરી રીતે એનો મધુર અને શીતલ વિપાક શરીરને ઠંડક

આપે છે, શક્તિ આપે છે.

એવી જ રીતે હરસના દરદમાં પણ લોહી પડતું હોય છતાંય બે તોલા સૂંઠને અરધો શેર પાણીમાં ઉકાળી બે તોલા પાણી બાકી રહે ત્યારે ગાળી, થોડું મધ કે ગોળ નાખી પીવા આપવાનો નિર્દેશ મળે છે.

વધારેપડતો ભારે ચીકણો ખોરાક ખવાયો હોય, ત્યારે હોજરીમાં ભાર લાગી દુખાવો ઉત્પન્ન થાય છે અને કેમ જાણે ડચૂરો ચડતો હોય એવો ભાર લાગે છે. કોઈ પણ જાતનો પદાર્થ લેતાં એ જાણે અધવચ્ચે જ અટકીને ખૂંચતું હોય એવું લાગે છે. આવું થાય ત્યારે અડધા તોલા સૂંઠની એકલી કે ગોળ સાથે ફાકી લઈ લેવાથી ચીકાશ છૂટી પડી જાય છે અને દુખાવો ઓછો થઈ જાય છે. એ સ્વાનુભવની હકીકત છે.

ઝાડા, મરડો અને આમના પાચન માટે તો એ રામબાણ ઔષધ છે. ઉંમર અને દરદના જોર મુજબ ઇંદ્રજવના ચૂર્ણ સાથે દિવસમાં ત્રણ વખત સેવામાં આવશે, તો દરદની ફરિયાદ ઓછી થઈ જશે.

આમવાત નામનું એક ભારે ચીકાશું અને અતિશય ચીકણું દુઃખ આપનારું દરદ અવારનવાર નજરે પડે છે. આ દરદમાં કાચો આમ અને એમાં વાયુનો સંયોગ થઈ આખા શરીરમાં ફર્યા કરે છે અને જ્યાં એ સ્થિર થાય છે ત્યાં સોજો ઉત્પન્ન થઈ એ અંગને જકડી લે છે. લોહીના હલનચલનને પણ થંભાવી દે છે અને હૃદય ઉપર એની અતિશય ખરાબ અસર થઈ નબળું બનાવી દે છે. આવા આ દરદમાં ગોખરું અને સૂંઠનો ઉકાળો પિવડાવવામાં આવે છે. અંગ્રેજીમાં જેને (સાયાટિકા) કહે છે તેવા ગ્રધ્રસી નામના વાત-વ્યાધિમાં પણ એ જ સૂંઠની સાથે એરંડીના બીંજની ખીર સેવાથી દરદીને આરામ થયાના દાખલાઓ શાસ્ત્રોમાંથી મળે છે.

દેશદેશાંતરમાં ફરવાવાળા લોકોને જુદાજુદા પ્રદેશોનું પાણી અને આબોહવા સેવાથી ઘણી વખત પાણી લાગવાથી–મંદાગ્નિ અને અજીર્ણવાળો વિચિત્ર પ્રકારનો રોગ લાગુ પડે છે. એમાં અવારનવાર ઝાડા થાય છે, નબળાઈ વધે છે અને શરીર લોહીવિનાનું ફિક્કું પાંડુ રોગ જેવું બની જાય છે. આવો આ રોગ એ પાચનક્રિયાની ખામીમાંથી ઊભા થયેલા મંદાગ્નિના પ્રકારનો જ એક વ્યાધિ છે. આવા દરદમાં સૂંઠ એક અજબ ઔષધ છે. એના સેવનથી અજીર્ણ દૂર થઈ ખોરાક પચે છે, સ્વાભાવિક ભૂખ લાગે છે, ખોરાકનું પાચન થઈ નવું લોહી આવે છે અને દરદી તાકાત અને સ્ફૂર્તિ અનુભવે છે.

ઉદરરોગો અને પેશાબના કેટલાક વ્યાધિઓમાં જ્યારે દરદીને હાથે, પગે અને મોઢા ઉપર સોજા આવે છે, ત્યારે આવા સોજા ઉપર સૂંઠ ઘણી જ અસરકારક માલૂમ પડી છે. સૂંઠ તોલો, અડધો અને એટલો જ ગોળ લઈ એની ગોળી સેવામાં આવે અને તેના ઉપર સાટોડી નામની વનસ્પતિનો રસ કે ઉકાળો પીવામાં આવે, તો પેશાબ વાટે તમામ પ્રકારનાં ઝેરો નીકળી જાય છે. સૂંઠ એ દોષને પકવવાનું અને પચાવવાનું કાર્ય કરે છે. જ્યારે સાટોડીમાં રહેલાં પોટેશ્યમ ક્ષારો પેશાબને વધારી ઝેરને બહાર કાઢે છે. સાટોડી સોથઘ્ની હોવાથી સોજાને આ રીતે દૂર કરે છે.

આચાર્ય શારંગધરે વૃષણમાં પવન ભરાઇને થતા દુખાવા માટે સૂંઠનો ઉકાળો કરી એમાં મધ નાંખીને સેવાનો નિર્દેશ કર્યો છે.

આ રીતે જુદાજુદા વ્યાધિ પરત્વેનાં અનુપાનો યોજી સૂંઠ ઘણા મોટા રોગસમુદાય ઉપર વાપરી શકાય છે. ઝાડા, મરડો, સંગ્રહણી, પાણી લાગવું, મંદાગ્નિ, અરુચિ, અજીર્ણ, કમળો, પાંડુ, ઉદરરોગો, સોજાવાળાં દરદો, આમવાત, ગ્રધ્રસી–ઉરુસ્તંભ અને પેશાબ ભરાઈ રહેતો હોય તેવા મૂત્રાઘાત મૂત્રકૃચ્છનાં દરદો ઉપર એ ઉપયોગી છે.

ભૂખ લગાડવા માટે એનો ઉપયોગ તો

# માતુશ્રી કસ્તૂરબા.

લેખક:
શ્રી. લાભુબેન મહેતા

કસ્તૂરબાની જીવનસુવાસ કાયમ રાખવા માટે આપણા દેશે સવાકરોડ રૂપિયાનું ફંડ કર્યું છે અને એમાથી ગામડાનાં સ્ત્રી–બાળકોની ઉન્નતિની અનેક પ્રવૃત્તિઓ ચાલે છે એ કસ્તુરબાના જીવનનો પરિચય સરલ રીતે શ્રી લાભુબેન મહેતાએ અહીં આપ્યો છે લેખિકાના નામે મૌલિક અને અનુવાદિત દસેક પુસ્તકો જમા થયાં છે, તેમા 'પ્રેમમૂર્તિ કસ્તૂરબા' નામનું વિસ્તૃત જીવનચરિત્ર પણ છે

કસ્તુરબા ગાંધીનું નામ તો કોનાથી અજાણ્યું છે? હિંદુસ્તાનમા લખીવાચી જાણનારામાં તો કોઈક જ એવા હશે કે જેમણે કસ્તુરબાનું નામ ન સાંભળ્યું હોય

કરોડો કંગાળ માણસોને ગુલામીની નિદ્રામાથી જાગ્રત કરનાર મહાત્મા ગાંધીનાં તેઓ પત્ની થાય. આદર્શ પત્ની, આદર્શ માતા અને આદર્શ ગૃહિણી હોવા છતાં લોકોપયોગી જાહેર કાર્યો કરીને દેશને કેવી રીતે ઉપયોગી થવું એનો દાખલો એમની જિંદગી પરથી સુંદરમાં સુંદર રીતે મળી રહે છે.

તેઓ જન્મેલા કાઠિયાવાડના એક ખૂણે આવેલા પોરબંદર ગામમાં. તેમના પિતાશ્રીનુ નામ હતુ ગોકુલદાસ મકનજી. જૂના જમાનાના માણસ એટલે કસ્તુરબાને ભણાવ્યા કર્યાં નહિ ને તેર વર્ષની નાની ઉમરમાં પરણાવી દીધાં.

અભણ હોવા છતાં બામાં ધાર્મિક સંસ્કાર ભારે બળવાન હતા. અને ખાનદાન કુટુંબનું બાળક હોવાને કારણે સ્વાભિમાની અને અડગ નિશ્ચયી પણ એટલાં. સામી બાજુ ગાંધીજી પણ એટલા જ અડગ અને આગ્રહી તેમનું કુટુંબ બહુ જ લાજમર્યાદાવાળું હતું, એટલે બાના ઉપર કડપ બહુ રહેતો. ગાંધીજી દિવસે બા સાથે વાતચીત પણ કરી શકતા નહિ, એટલે બાને ભણાવવાની ગાંધીજીની ઇચ્છા ફળી નહિ; પરંતુ બા ઉપર પોતાનો પતિ તરીકેનો દાબ રાખવાનું તેઓ ચૂકતા નહિ. બા પણ એમના માથાનાં હતાં, ગાંધીજી ગમે તેટલો દાબ રાખે છતાં પોતાને કરવું હોય તેમ જ કરે–આ રીતની બન્નેની વલણ હોવાને કારણે બન્ને વચ્ચે વિખવાદ બહુ થતો, છતાં બામાં આર્યસ્ત્રીની ભાવના બળવાન હતી અને ગાંધીજીમાં પત્ની પ્રત્યેના પ્રેમની ભાવના બળવાન હતી; તેથી બન્ને વચ્ચેનો ઝઘડો લાંબો ટકતો નહિ અને પ્રેમથી દિવસો પસાર થતા.

---

આજે ઠીક જાણીતો છે. પ્રસુતાનાં દરદો ઉપર પણ એ ચોક્કસ પ્રકારની અસર કરી પ્રસૂતાને શક્તિ અને આરામ આપે છે.

જુદાંજુદાં કફજ દરદો ઉપર સૂંઠમા ઉષ્ણ ગુણ હોવાને લીધે તે વાપરી શકાય છે અને એ જ રીતે એમાં રહેલી સ્નિગ્ધતા ચીકાશના કારણે એ વાયુનાં દરદો ઉપર પણ ઉપયોગી થઈ શકે છે. એનો વિપાક મધુર હોવાના કારણે પિત્તજ વ્યાધિઓમાં પણ અનુપાનભેદથી આપવામાં આવે છે અને સુંદર કાર્ય કરે છે. આમ સૂંઠ એ ત્રિદોષનું સર્વસામાન્ય ઔષધ છે.

વૃદ્ધાવસ્થામાં નિયમિત રીતે સૂંઠનું સેવન શરીરની તાકાતને ટકાવી શક્તિ આપે છે અને તમામ ઇંદ્રિયોને સતેજ રાખી પૂરતું આરોગ્ય જાળવે છે

બધી જ રીતે સૂંઠ એ રોગનું અને આરોગ્યનું મહૌષધ છે.

*

બાનું જીવન એક રીતે જોઈએ તો ઘણું દુઃખમય પસાર થયું ગણાય અને બીજી રીતે જોઈએ તો એમના જેવાં ધન્ય સ્ત્રી આ જગતમાં કોઈક જ હશે એમ કહી શકાય. મહાન પુરુષનાં પત્ની બનવું એ એક મહાન જવાબદારીવાળું અને માનસિક ક્લેશ ઉપજાવનારું કાર્ય છે. મહાન પુરુષોને પોતાના વિચારો, પોતાની રીતભાત સામાન્ય માણસથી જુદા પ્રકારની જ હોય, એનો મિજાજ પણ જાળવવો મુશ્કેલ પડે તેવો હોય, એવા પુરુષની સાથે જિંદગી જીવવા માટે સ્ત્રીને પોતાના મનને ખૂબખૂબ દબાવવું પડે, ક્યારેક ક્રૂર થઈને કચડી નાખવું પડે, તેમાંય બા જેવાં સ્વાભિમાની સ્ત્રીને માટે મન મારવું એ અઘરું કાર્ય ગણાય; છતાં બાએ એ કાર્ય કર્યું છે ને તે માત્ર આર્યસ્ત્રીની ભાવનાથી પ્રેરાઈને જ કર્યું છે. બા જો ધારત તો ગાંધીજીને હેરાનહેરાન કરી શકત–ગાંધીજીનાં દેશ માટેનાં અવનવા અને મહાન કાર્યોની આડે પથ્થર થઈને ઊભાં રહેત અને પોતે ક્ષણભંગુર સુખની ગુલાબી શૈય્યામાં સૂઈ શકત; પરંતુ બાએ પોતાનું સુખ ન જોયું અને જૈનશાસ્ત્રમાં આવતી ચેલૈયાની માતાની વાર્તા પ્રમાણે હસતે મોંએ પોતાનાં દુઃખને દબાવીને બાપુનો માર્ગ ફૂલોથી બિછાવી દીધો.

બાપુને પોતાની જવાબદારીમાંથી મુક્ત કરી એમનો માર્ગ સરળ કર્યો એટલું જ નહિ પણ પોતે ય સતી સીતા જેમ રામ જેવા બાપુની પાછળ વનવાસ ભોગવવા ચાલી નીકળ્યાં. કુટુંબ, ધન અને આરામનો મોહ છોડી બાપુ જેવી જ ફકીરી ધારણ કરી પોતાનાં કુમળાં બાળકોને પણ અંતરનો મોહ–ફૂલની જેમ પંપાળીને ઉછેરવાનો–કચડી દેશ માટે ભેખ લેવરાવ્યો.

પત્ની તરીકે બા એક આદર્શ પત્ની હતાં. પતિની ઇચ્છાને માન આપવું, પતિનું દિલ રાજી થાય તેમ વર્તવું અને પતિને પ્રભુ માની તેને અનુસરવું એ સિદ્ધાંતો બાએ પોતાના જીવનમાં ઉતાર્યા છે. લગ્નજીવનની શરૂઆતમાં કાંઈક અભિમાન અને કાંઈક નાદાનિયતને કારણે બા બાપુના વિચારોથી વિરુદ્ધ પડતાં; પરંતુ છેવટે તો બાપુનું ધાર્યું જ કરતાં. આવી અથડામણના બેચાર પ્રસંગો બાપુએ એમની આત્મકથામાં આપ્યા છે: તે જોતાં આપણને બાની બાપુને અનુકૂળ બનવાની તત્પરતા માટે માન થયા વિના નહિ રહે.

બાએ બાપુને અનુકૂળ બનવા માટે દિવસ આખો ઘરકામમાં વિતાવીને રાત્રે થાક્યાંપાક્યાં પણ લખવા–વાંચવાની ટેવ પાડી હતી અને એ રીતે બાપુના વિચારો સમજવા લાગ્યાં હતાં. પોતે વાંચતાં શીખે તો બાપુનાં લખાણો અને બાપુ વિશે લખાયલાં લખાણો પોતે જાતે વાંચી શકે તો સારું એવી એમની ખાસ ઇચ્છા હતી અને તે ઇચ્છા એમણે જિંદગી પર્યંત સેવી હતી. ઘરડાં થયાં, આંખે ચશ્માં આવ્યાં, માથે પળિયાં આવ્યાં, છતાં વાંચતાં શીખવાનું એમણે છોડ્યું નહોતું. બહાર હોય ત્યારે તો બાપુની સેવા અને દેશની સેવા આડે તેઓ એ કામ કરી શકતાં નહિ; પરંતુ જ્યારે જ્યારે જેલમાં જતાં, ત્યારે ત્યારે ભણવા–શીખવાનું છોડતાં નહિ. બાપુને પૂરેપૂરી રીતે સમજી શકાય અને સંપૂર્ણ રીતે અનુસરી શકાય તે માટેનો તેમનો પ્રયત્ન જિંદગીની છેલ્લી ઘડી સુધીનો રહ્યો હતો.

શરૂઆતમાં લગ્ન પછી થોડાં વરસો બાદ બાપુને વકીલાત અર્થે આફ્રિકા જવાનું થયું. બા તો ચુસ્ત વૈષ્ણવ, દરિયો પાર કરવામાં પણ નિષેધ માનનાર અને જૂના જમાનાનાં ત્યાં પહેરવેશનો બદલો અને રહેણીકરણીનો ફેરફાર એમને કેમ પાલવે ? પરંતુ બાપુએ બૂટમોજાં અને પારસીશાહી સાડી પહેરવા ફરમાવ્યું અને છરીકાંટા વાપરવા આગ્રહ રાખ્યો, ત્યારે બા જરી પણ હઠાગ્રહ રાખ્યા વિના કબૂલ થયાં. એમનાં દિલને એ વાત રૂચી નહિ; પરંતુ બાપુના દિલને દુભાવવું એમને બિલકુલ પસંદ ન પડ્યું.

• બા જ્યારે ડરબનમા વકીલાત કરતા, ત્યારે એમને ત્યા મહેમાનોનો મારો ઠીકઠીક પ્રમાણમા રહેતો એ મહેમાનોમા ય મોટે ભાગે• ખ્રિસ્તી લોકો હોય, જે લોકોની સામે જેવામા પણ બા પાપ સમજતા હોય,છતા બાએ લોકો-ની આગતાસ્વાગત કરતાં ને તેમને સારી રીતે સાચવતા, પરતુ બાપુ એટલેથી ન અટકયા જાણે કે તેઓ બાની પતિભક્તિની પરીક્ષા કરવા માગતા હોય, તેમ એમને મનમાં એક નવો વિચાર આવ્યો એમના ઘેર મહેમાનોના• ઓરડામા ખાળચોકડી નહોતી એટલે તેમણે કૂડાં મૂકવાનો રિવાજ દાખલ કર્યો. બાને એ પસદ ન પડ્યુ પણ ચલાવી લીધુ; કારણ કે સૌ મહેમાનો પોતાના કૂડા સવારમા બહાર મૂકી દેતા, પરતુ એક વખત એવુ બન્યુ કે એક ખ્રિસ્તી મહેમાને એમનુ કૂડુ એમ જ રહેવા દીધુ બાપુએ એ જોયુ એટલે એમણે પેલા મહેમાનને કાઈ ન કહેતાં પોતાના મહેમાનની પોતે જ સારવાર કરવી જોઈએ એવા વિચારથી બાને એ કૂડુ ઊચકી જવા કહ્યુ અને બાનો મિજાજ ગયો; આજ દિવસ સુધી રુધાયેલો ગુસ્સો ઊછળી આવ્યો ' આવુ તે થતું હશે ? હુ તો આ ચાલી, તમે તમારુ ઘર સાચવો ' કહીને બા અડીને ઊભા રહ્યા બાપુ પણ એટલા જ મક્કમ હતા એમણે બાને બાવડુ ઝાલીને ઘર બહાર કાઢ્યા બા રોષમા ને રોષમાં બહાર નીકળ્યા ખરાં, પરતુ બહાર પગ મૂકતાની સાથે એમની આખમાથી આસુ સરી પડ્યાં રડતાંરડતાં ગુસ્સામા તેઓ બાપુને કહેવા લાગ્યાં 'તમને લાજ નથી, મને તો,છે, જરા શરમાઓ ' પછી પણ બાએ બાપુને ઘણુઘણુ સભળાવ્યુ બાપુ શરમાયા છતા મોં લાલ રાખ્યુ અને બાને ઘરમા લઈ લીધાં બા મૂગામૂગા કૂડુ લઈને નીચે ઊતરી ગયા બાપુને એ કૂડુ ઊચકવા ન દીધુ

દાગીના માટે પણ બા-બાપુ વચ્ચે એક વાર ઝગડો થયેલો આફ્રિકાની સેવા બદલ બાપુને આફ્રિકાવાસીઓએ પુષ્કળ દરદાગીનો આપેલો સ્ત્રીસહજ સ્વભાવે બાનો વિચાર એ દાગીનાનો અગત ઉપયોગ કરવાનો હતો, જ્યારે બાપુ તેનુ ટ્રસ્ટ બનાવી સારા કામમા આપી દેવા માગતા હતા એ મિલકત પર જેટલો બાનો હક હતો, એટલો જ બાપુનો હતો એમ બાપુ માનતા એટલે બળજબરીથી પોતાનુ ધાર્યુ બા પાસે કરાવવાને બદલે એમણે ધીરેધીરે બાને સમજાવી દીધા અને બાને સ્વમુખે દાગીનાનુ દાન કરાવડાવ્યુ ત્યારથી બા ત્યાગી બન્યા પગા ટમ અને દૈહિક સુખનો મોહ એમણે છોડ્યો બાપુના પત્ની તરીકે, બાપુના સિદ્ધાતને વર્યા બાપુના દિલને સતોષવા પોતે ચુસ્ત વૈષ્ણવ હોવા છતા હરિજનોને અપનાવ્યા એક હરિજન બાળાને દત્તક લીધી અને જિદગી પયત પુત્રી તરીકે પાળી હરિજનને અપનાવવા માટે શરૂઆતમા તો બાપુ સાથે ઝગડો થયો છેવટ બાપુ ઉપવાસ પર ઊતર્યા જ્યારે બાપુની જિદગીનો સવાલ આવ્યો, ત્યારે બાએ વિચાર્યુ કે સ્ત્રીનો સૌથી પ્રથમ ધર્મ પતિસેવા, પતિ આગળ ધર્મ પણ વિસાતમા ન હોવો જોઈએ, અને એમણે કહેવાનો વૈષ્ણવ ધર્મ ઉવેખી હરિજનોને અપનાવ્યા એ માટેના સમાજના સખત વિરોધ સામે બાપુની પડખોપડખ બા ઊભા રહ્યા

બાને બાપુ માટે એટલી ભક્તિ હતી, કે બાપુ જે વસ્તુનો ખ્યાલ માત્ર કરે તે કરવા બા તૈયાર રહેતાં બાપુના સૌથી મોટા પુત્ર હરિલાલ સાથે બાપુને બહુ અણબનાવ રહેતો છેવટ બાપુએ એ પુત્રનો ત્યાગ કર્યો, ત્યારે બાએ પણ હૃદયને કઠણ કરી એ પુત્રને મનમાથી કાઢી નાખ્યો બાની જગ્યાએ જો બીજી કોઈ સ્ત્રી હોત તો એણે પતિ આગળ પુત્રનુ ઉપરાણુ લીધું હોત, પરતુ બા તો બાપુની ઈચ્છાને જ સર્વશ્રેષ્ઠ ગણતા બાપુનુ મન જરા પણ ચિતામા હોય તો બાનો જીવનરસ ઊડી જતો અને સર્વ કાઈ કરવા તેઓ તત્પર બની જતા ભોજન વિશેના બાપુના નિયમોની નામ વલી તેઓ ટોક પર જ રાખતાં, તેમા

એક તલ માત્રનો પણ વિલંબ કે ફેરફાર થાય તે બાપુને પસંદ ન પડે ને જો એવું કાંઈ બને તો બાનું શેર લોહી બળી જાય.

પતિ એ જ પત્નીનું સર્વસ્વ છે એ રીતે બા બાપુના જીવનનું રક્ષણ પણ પોતાના જાનના જોખમે કરતાં. એક વખત બાપુ હિમાલયના એક હવાખાવાના સ્થળે ગયેલા. બાપુને તો બહાર સૂવાનો નિયમ, પછી ભલે ગમે તેવી ઠંડી પડતી હોય કે ગમે તેવો જંગલી પ્રાણીઓનો ડર હોય. કોઈ માણસે તો વાઘના બચ્ચાને બાપુની પથારી પાસેથી પસાર થતાં પણ જોયું; છતાં બાપુ એમના નિયમમાંથી ન ડગ્યા, ને બાએ એમની પાસે જ પોતાની પથારી કરાવી બાપુની જિંદગીનું રક્ષણ કર્યું.

૧૯૩૩ની સાલમાં બાપુએ યરવડા જેલમાં હરિજનો માટે ઉપવાસ આદર્યા. બા પણ એ વખતે સાબરમતી જેલમાં હતાં. બાપુને તો જેલ કે ઘર બધું જ પોતાના કાર્ય માટે સરખું હતું; પણ બાનો જીવ કેમ શાંત રહે? રાતદિવસ તેઓ ચિંતામાં પસાર કરે, પ્રાર્થના કરે પણ એમને ચેન ન પડે, કોઈ એમને કહે: 'બા, શા માટે ચિંતા કરો છો? એમની પાસે ક્યાં સેવકોની કમી છે?' કહેનારને બાનો એક જ જવાબ હતો: 'આપણે હોઈએ તો ફેર પડે.' આમ બાની જિંદગી, બાનો શ્વાસેશ્વાસ બાપુ માટે જ હતો, એમ કહીએ તો ચાલે. એમના જતાં બાપુ પાંગળા બની ગયા.

બાના અગ્નિદાહ પછી રાખ ઠંડી થતાં એમાંથી બાની પાંચ કાચની બંગડીઓ અખંડ મળી આવી—એ, જાણે બાની પતિભક્તિનો પુરાવો બતાવવા ન હોય એમ લાગે છે.

ગૃહિણી તરીકે પણ બા સૌ ઉપર સારી છાપ પાડતાં. દેશપરદેશના મહેમાનો, મોટામોટા નેતાઓ અને નાના માણસો સૌ બાનો સ્નેહ અને બાની આગતાસ્વાગતા પામતા. બાનું શરીર ઘણું નાજુક હતું; છતાં સાબરમતી આશ્રમના રસોડાની જવાબદારી બાએ જ લીધેલી. નાનુંમોટું સૌ કોઈ જમ્યું છે કે નહિ, કોઈ માંદું હોય તો એની શી વ્યવસ્થા થઈ છે વગેરે ધ્યાન રાખતાં અને ટાણેકટાણે આવેલ દરેક વ્યક્તિને સુજ્ઞ ગૃહિણીની જેમ મીઠો આવકાર આપી અપનાવી લેતા.

એમનું વાત્સલ્ય પણ અદ્ભુત હતું. ચંપારણ્યમાં બાપુ સાથે તેઓ ગયેલાં, ત્યારે દિલ દ્રવી જાય એવી ગરીબી એમણે જોઈ, છતાં ઉત્સાહથી તેઓ ઝૂંપડેઝૂંપડે ફરતાં ને માતાના પ્રેમથી સૌ કંગાળોનાં દિલને ઠારતાં.

બારડોલીની હિજરત વખતે પણ એમણે એક ખેડુના નમાયા બાળકને માતાની મમતાથી જાળવેલું—જેલની તો દરેકેદરેક બહેન એમનો પ્રેમ મેળવી ચૂકેલી, જે જિંદગીભર યાદ કરશે. લડતમાં પણ ઘણા સૈનકો બાનો પ્રેમ મેળવવા ભાગ્યશાળી બન્યા હતા.

બહારના માણસો પ્રત્યે બા લાગણી ધરાવતાં એટલું જ નહિ પણ એમના કુટુંબની પણ તેઓ પોતે જ સંભાળ રાખતાં; અવારનવાર પત્ર લખી સમાચાર મેળવી લેતાં.

છેલ્લે આગાખાન મહેલમાં જ્યારે બા હતાં, ત્યારે પણ એમનું દિલ બહુ દુભાતું. એમને થતું કે પોતે અને બાપુ ભલે જિંદગીભર જેલમાં રહે પણ અસંખ્ય માતાઓના પુત્રો જો જેલમાંથી છૂટે, તો સારું એમ તેઓ વારંવાર બોલી ઊઠતાં.

સૈનિક તરીકેના ગુણો પણ એમણે દાખલો બેસાડી શકાય તેટલા કેળવ્યા હતા. સૌથી પ્રથમ જેલમાં જવાનો વખત એમને આફ્રિકામાં આવેલો. એ વખતે તો તેઓ લુંવાણી જિંદગી પસાર કરતાં હતાં. બાપુ ઘણીવાર સત્યાગ્રહની, જેલ જવાની વગેરે વાતો કરે, એ પરથી બાને પણ એવા વિચારો આવી જતા, પરંતુ ખરેખર જેલ જવાની તેમણે કલ્પના સરખી નહિ કરેલી. એક દિવસ બાપુએ આવીને વાત કરી કે હિંદુ લગ્નને આફ્રિકાની સરકાર ગેરકાયદે ઠરાવે છે, ત્યારે બા એટલાં

બધાં ઉકળી ઊઠ્યા કે જેલ જવા તત્પર બની ગયા એમની નાજુક તબિયતને જેલનું ભોજન અનુકૂળ ન આવે તો ઉપવાસ પર જઈને ફળો મેળવવા બાપુએ સૂચવેલું એ પ્રમાણે બાએ ફળો મેળવ્યા પણ ખરા, પરંતુ ત્રણ માસની જેલને અંતે ભાંગેલે શરીરે બહાર આવ્યાં, જોનારની આંખમાં આંસુ આવી જાય છતાં બા એમની ફરજ પરથી ન ડગ્યા ચાલુ લડતમાં જોડાયા ને છ વરસ સુધી એટલે કે સત્યાગ્રહનો વિજય થયો, ત્યાં સુધી શરીરની દરકાર રાખ્યા વિના લડ્યાં

એવી જ રીતે એક વખત બા ખેડા જિલ્લાના બોરસદ ગામમાં તબિયત અર્થે રહેલાં ત્યાં બોરસદથી સત્યાગ્રહી બહેનોનો બાને તેડાવવાનો તાર આવ્યો બા ખરાબ તબિયતે, ભૂખ્યા પેટે અને એ વખતે એક થેલી હાથમાં લઈને લશ્કરી સિપાઈની માફક ચાલી નીકળ્યા ન એ વખતે એમણે માંદગી સામે જોયું કે ન ખાવાપીવા કે તૈયાર થવાનો વખત માગ્યો

રાજકોટમાં સત્યાગ્રહ થયો, ત્યારે તો બાને તાવ આવતો હતો ઉંમર પણ એ વખતે સિત્તેર સુધી થઈ ગઈ હતી, છતાં લડાઈનો સાદ એ લડાઈનો એ વખતે ઉંમર કે માંદગીપણું જોવાનું શાનું હોય? સરદારશ્રીની આજીજીભરી ના હોવા છતાં બા ત્યાં ગયે જ રહ્યા

જેમ એ સૈનિક હતાં તેમ જ એ એક મહાન પ્રેરક શક્તિ હતા સ્ત્રીશક્તિ મહાન છે, તે ઘણુંઘણું ઊભું કરી શકે છે, તે તો બાટલી એમની વાતો વાચતા જણાઈ આવે છે ૧૯૨૨ની સાલમાં બાપુને જ્યારે છ વરસની જેલ મળી, ત્યારે આખો દેશ હેબતાઈ ગયો હતો, ત્યારે બા હિંમત નહોતા હાર્યાં એમની સ્ત્રીશક્તિ ત્યારે ઊછળીઊછળીને બહાર આવવા લાગી. એમણે એ વખતે રસોડું ને ઘર બન્ને છોડી દીધા—બારડોલી આવ્યા, ગાડામાં બેસીને ગામડેગામડે ફર્યાં, રેંટિયા ચાલુ કર્યાં, રાનીપરજ લોકોની પરિષદ ભરી, લોકોને પરમાવી અને દારૂ પીતા બંધ કર્યાં કાંતતા શીખવ્યું અને ખાદીનો પ્રચાર જોરશોરથી કરવા લાગ્યા

૧૯૩૦ની લડત વખતે બાએ અજબગજબનું કામ કર્યું સુરતમાં સ્ત્રીઓની છાવણી ખોલી બાપુએ જેલ જવાની ના પાડેલી તેથી દારૂ ને પરદેશી કાપડ પર પીકેટિંગનું કામ શરૂ કર્યું સેંકડો અભણ સ્ત્રીઓને આ કાર્ય માટે ઊભી કરી સૌને ઘરબાર છોડાવી ઝૂંપડામાં રહેતાં, સાદડી પર સૂતાં ને હાંલ્લામાં રાંધતાં શીખવી દીધું

આમ એમની આખી જિંદગી એક મહાન શક્તિની પૂજામાં અને દેશની સેવામાં ખર્ચાઈ ગઈ કેટલાક લોકો એમની જિંદગીને દુન્યવી રીતે મૂલવી દુઃખી ગણાવવા લાગ્યા બાને નિરાંતે રહેવાનું નહિ, નહિ ઘર, નહિ બાળકોની સાથેની આરામમય જિંદગી, નહિ પતિ તરફનું દુન્યવી સુખ—પરંતુ બાએ એ સુખને કદી સુખ માન્યું જ નહોતું એમનું સુખ ઊંચી કક્ષાનું હતું તેઓ બીજાને સુખે સુખી ને બીજાને દુઃખે દુઃખી હતા મહાત્મા ગાંધી જેવાના સાથીદાર બનવા માટે તેઓ પોતાને ધન્ય સમજતા ગાંધીજી હંમેશ બાને પોતાનું એક અંગ જ ગણતા ને બા પ્રથાથી પોતે પાંગળા બન્યા છે એમ માને છે, એ જ બાના જીવનની ધન્યતાનો પુરાવો છે

એમનું મૃત્યુ સન ૧૯૪૨ની સાલમાં પૂના પાસે આવેલ આગાખાનના મહેલમાં થયું તેઓ શિવભક્ત હતાં શિવનો સોમવાર તેઓ અચૂક કરતા અને તેમનું મૃત્યુ પણ મહાશિવરાત્રિ અને સોમવારને દિવસે જ થયું શંકર પ્રભુએ પણ જાણે કે પોતાના ભક્તની ભક્તિને પિછાની લીધી અને મૃત્યુ વખતે એમને અજબ શાંતિ આપી શાંતિથી સહજ વાત કરતાં હોય તે રીતે જ એમણે એમના પુત્ર દેવદાસ ગાંધીને કહ્યું 'હું જાણું છું, એક દિવસ જવાનું તો હતું જ, તો આજ શા

# ભગવાનનું મંદિર

લેખક:
શ્રી 'પ્રશાંત'

હરિનાં દ્વાર હરિજનો માટે ઊઘડવા લાગ્યાં છે ત્યારે આપણાં હૃદયનાં દ્વાર પણ ઊઘડે એવી આશાએ આ વાર્તાની રચના થઈ છે. શ્રી. 'પ્રશાંત' 'બળતાં પાણી' નામના વાર્તાસંગ્રહ તથા સામયિકોથી વાર્તાલેખક તરીકે ગુજરાતમાં જાણીતા છે.

જોયું આ મંદિર? જુદેજુદે સમયે, જુદીજુદી ઋતુમાં અહીં અઢળક દ્રવ્ય ખર્ચાય છે. પૂજારીઓનું કાર્ય—ખાવા કરવું, જમવું, પ્રભુને નિયમસર વાઘા પહેરાવવા, આરતી ઉતારવી અને સ્નાનાદિમાં મસ્ત રહેવામાં જ ખતમ થાય છે.

મૂર્તિખંડનું બારણું બંધ છે; છતાં એમાંથી ઝીણી વાતોનો અવાજ સંભળાય છે. ભગવાન વિષ્ણુ અને લક્ષ્મીજી વાતો કરી રહ્યાં છે.

**લક્ષ્મીજી:** હે દેવ, પહેલાં જેટલા લોકો આજે કેમ ધર્મમાં નહિ માનતા હોય?

**વિષ્ણુ:** (કટાક્ષયુક્ત સ્મિત કરી) આપણામાંથી એમની શ્રદ્ધા ઓછી થઈ હશે, બીજું શું?

**લક્ષ્મીજી:** પણ તેનું કંઈ કારણ?

**વિષ્ણુ:** દુનિયા પર હજી કોક માનવીઓનાં આક્રંદ અને નિશ્વાસ ચાલુ હશે. નહિ તો ધર્મની આજે આ દશા ન થાય. તમને ખબર હશે, કે ધર્મરાજાએ કરેલા રાજસૂય યજ્ઞમાં બધાએ ધરાઈને જમી લીધું હતું, છતાં રખડતા એક બ્રાહ્મણને ભોજન નહિ મળવાથી પેલો નોળિયો એઠી બાજેમાં આળોટવાથી જે સોનાનો થવો જોઈએ, તે નહોતો થઈ શકયો; તેના જેવું જ કંઈક ગર્ભિત કારણ હશે.

**લક્ષ્મીજી:** પરંતુ હે દેવાધિદેવ, આપ તો વિશ્વના જાણકાર છો. કોણ એવાં દુખિયાં હશે તે તમે જ શું નહિ જાણતા હો?

**વિષ્ણુ:** પણ દેવી, મારા તો હાથપગ જાણે બાંધેલા છે. આપણને આ મંદિરમાં જ જકડી રાખવામાં આવ્યા છે. આ પૂજારીએ...

પરંતુ બન્નેનો સંવાદ ત્યાં જ અટકી પડ્યો. દર્શનનો સમય થવાથી પૂજારીએ કમાડ ઉઘાડયાં. 'જય જય' કરતાં લોકોનાં ટોળાંનો ધસારો શરૂ થયો. શાથી આમ હશે? દર્શન તો રોજનાં જ થાય છે, તથાપિ આટલી બધી તાલાવેલી શાને? એ જ રીતે ભોજન પણ રોજનું થઈ ગયું છે; છતાં આપણે એવી ઉતાવળ કેમ નથી કરતાં? શું દર્શન જલદી બંધ થઈ જાય એટલે? ના ના, પણ આજે તો આ ધસારાનું કારણ જુદું જ છે. અહીં અન્નકૂટ ભરાયો છે. છપ્પન જાતનાં શાક ને બાવન જાતની વાનગીઓ પ્રભુને ચરણે ધરાઈ છે. પણ એ બધી વસ્તુઓ ગણાય નહિ, એનાં નામ દેવાય નહિ, પાપ લાગે; પણ એની સુવાસથી

---

માટે નહિ?' મરતી વખતે પણ તેઓ પ્રભુનું નામ જીભ પર રાખીને પોતાના પ્રભુ જેવા પતિને ખોળે જ મર્યાં છે.

એમના જેવું પવિત્ર અને ધન્ય જીવન કોઈક ભાગ્યશાળીને જ મળે. એમની જિંદગી બે જણ માટે હતી. એક ગાંધીજી ને બીજો ભારતદેશ. ગાંધીજીની બાજુમાં રહીને દેશને માટે એમણે પોતાનો પ્રાણ આપ્યો—પોતાની જિંદગી સાર્થક કરી—એ સાર્થકતાની શાંતિ સાથે તેઓ ગયાં. પ્રભુએ એમને સહર્ષ સ્વીકારી લીધાં.

*

વાતાવરણ મઘમઘી રહ્યુ છે. ધૂપ, અગરબત્તી, અત્તર, પુષ્પોની મીઠી મહેકથી માદકતા પ્રસરી રહી છે આરતીનો આહ્‌લાદક સૂર એમા પુરાય છે ને હવા ઓર દીપી ઊઠે છે

ભેગા થયેલા આ ભક્તજનોમા વૃદ્ધો, સ્ત્રીપુરુષો, ને બાળકો યે છે દર્શન કાજે અહીં હાજર રહેલ કેટલીયે સ્ત્રીઓએ, પોતાના ઘરના કામકાજ નેવે મૂકી, પોતાના સ તાનોને ભૂખ્યા રાખી, અરે, કોઈ કોઈએ તો પતિની આજ્ઞાની અવજ્ઞા કરીને પણ, આ અન્નકૂટ તૈયાર કરવામા મદદ કરી છે કેટલાં યે સ્ત્રીપુરુષોને મુખિયાજીનો પડનો બોલ ઝીલવાનો મહાવરો પડી ગયો છે ભગવાન માટે ચોટીલાનું ચોખ્ખુ ઘી મેળવી આપવામાં મદદ કરનાર પણ આ ભક્તોમાથી કોઈક નીકળશે અત્યારે પ્રભુએ સજ્જેલ વાઘાઓ, ચાદીસોનાના દાગીનાઓ અને બીજો ઠાઠમાઠ પૂરો પાડવામા અગત્યનો ભાગ ભજવનારી વ્યક્તિઓ પણ આ ભાવિકોમાંથી નીકળી આવે ખરી આ હારમોનિયમ વગાડનાર, ઝાલર રણઝણાવનાર, ગીતો લલકારનાર, ભજન ગાનારાઓનો પણ આજના ઉત્સવમાં ઓછો હિસ્સો નથી દરેકે ઘરકામ ને રોજગાર છોડી પોતાનું બનતું કર્યું છે અને પ્રત્યક્ષ રીતે મ દિરની સેવામાં ઉપયોગી ન થનાર ભક્તો અનાજ અને પૈસાના ઢગ વાળે છે

. દર્શન થયેથી કોઈ સ્તુતિ ગાય છે, કેટલાક પ્રદક્ષિણા કરે છે, ટોપી ઉતારે છે, નાકનીસરણી કાઢે છે, અને મનમા લલલલી આશાઓ સેવે છે કોઈ વાઝિયણ પુત્રપ્રાપ્તિ વાછે છે, કોઈ વેપારી ધ ધામા બરકત માગે છે, કોઈ વૃદ્ધ ઘરના કજિયાથી કંટાળી હરિશરણમા મૃત્યુ માગી રહ્યો છે, કોઈ પોતાના કુટુબનુ ક્ષેમકુશળ ઇચ્છે છે, આજે તો ન આ યો પણ કાલે જરૂર અમેરિકન આંક આવે એવુ યે કોઈ ઇચ્છી રહ્યુ હશે—અરે, એ તો માનવીનું મન ! આટલા બધા માનવીઓ ભેગા મળ્યા છે, એમાથી એમનાં મન કોણ પારખી શકે એમ છે ? કોને ખબર કોણ મનમા શું શું વાળી રહ્યું હશે ? એવા યે નહિ હોય જેની નજર બીજા કોઈ પણ કરતા નજર સમક્ષ પથરાયેલા ઉઘાડા અન્નકૂટ તરફ જ ચોટી રહી હોય ?

પૂજારીએ આરતી પૂરી કરી.

લોકો વિખરાવા લાગ્યા મ દિરની બહાર આ જ ફળિયુ વાળનારો ઢેઢ કાશીરામ અને એની વહુ કાશીએમના એકનાએક તાવવાળા ને રડતા આઠેક વર્ષના છોકરા સાથે ઊભા છે આ ગામમા પહેલા કૂવો, તળાવ અને સાર્વજનિક લોકમાતા સમી નદીયે એમને માટે નહોતી, પર તુ આ કોંગ્રેસ સરકાર આવ્યા પછી એની ધીમેધીમે છૂટ થવા માડી છે અને એટલે જ એ છોકરો ઝીણિયો નિશાળે પણ જતો થયો છે, પણ આજ વાત બીજી બની છે ઝીણિયો નિશાળે ગયો હતો, ત્યાં મહેતાજીએ કહ્યું હતુ, કે 'ઈશ્વર બધાનો છે અને કોઈ પણ જાતના નાતજાતના ભેદ વગર એ દર્શન દે છે' ઝીણિયાએ કોણ જાણે કેમ પણ આજે એ દર્શન માટે હઠ પકડી હતી એને દેવ લેવા હતા અને હાલનાં પગારવધારા માટે મ્યુનિસિપાલિટીમા હરિજનોએ હડતાળ પાડી હોવાથી, તેમ જ ફળિયાના લોકોનો પણ હમણાં હમણાં આ જાતિ ઉપર અણગમો અને તિરસ્કાર વરસતો હતો, એટલે એમની પાસેથી કશુ મળવાની આશા ન હોવાથી છેલ્લા થોડા દિવસથી આ દંપતી અર્ધભૂખ્યુ રહેતુ હતુ આવી અર્ધભૂખી સ્થિતિમા યે ઝીણિયો આ બંનેને આ મ દિર આગળ ઘસડી લાવ્યો એકના એક પુત્રની આવી સર્વસામાન્ય ખ્વાયેશ પૂરી કરવા બ ને જણ અહીં આ યા, ત્યારે લોકો દર્શન કરી વિખરાતા હતા છોકરાની હઠ ચાલુ જ હતી

બહાર લૂલા–લ ગડા ને આંધળાંઓની બ ને તરફ પ ગતો બેઠી હતી તેમા પાઈ–પૈસાનુ યથાશક્તિ વિતરણ કરતા ભક્તો ચાલ્યા જતા હતા કોઈ પગથિયા ઊતરીને, સીધુ ચાલ્યું જતુ પણ કોઈને અટકાવી ઊભો રાખી

પૂછવાની કાશીરામની હિંમત નહોતી.

અંતે એક વૃદ્ધને 'ભાઈશાબ બાપા' કહી ઊભો રાખી પૂછ્યું: "હેં માબાપ, તમે હમણાં જ દેવનાં દર્શન કરીને આવ્યા છો. કહોને એ દેવ કેવા હોય? મારા છોકરા ઝીણિયાએ..."

"હટ્ હટ્ સાલા, ગામનાં નિશાળ, તળાવ ને કૂવા તો અભડાવી માર્યાં, હવે મોટો દર્શન કરનારો થઈ ગયો? સાલી જાત, જાતે દર્શન કરવાં છે એટલે મશ્કરીમાં મને આવો સવાલ પૂછતાંયે શરમાતો નથી, ચાલ જા આવો..."

'પણ માબાપ!...'

"અરે માબાપ ને ફાબાપ. જાને જતો હોય તો, મને પૂછ્યું તો પૂછ્યું પણ આવો સવાલ બીજા કોઈને પૂછ્યો છે ને તો ઈ...ઈ..."

દાંતિયાં કરતો, લાકડી ઠબકારતો તે વૃદ્ધ કોઈ યુવાનની ગતિથી પસાર થઈ ગયો અને લફડફફડ કરતો બાજુએ ગયો.

ટીલાંટપકાંવાળાં એક વૃદ્ધ ડોશીમાને ઊતરતાં કાશીરામે જોયાં. ડોશી દર્શન કરી આવી રીતરસમ પ્રમાણે મંદિરને ઓટલે બેઠાં, શ્વાસ ખાધો, બે મિનિટ રાધેશ્યામ રાધેશ્યામનું ભજન ગાયું ને ફરી પાછાં ઊતરવા લાગ્યાં.

બારણાં ખુલ્લાં હતાં. મંદિરમાંથી બહાર નીકળતો પવન, દેવને ચરણે ધરેલ ભોજનની સુવાસ બહાર બધે પ્રસરાવતો હતો. કાશીરામે છોકરાના નસીબ પર રડતાં ઊંડો નિશ્વાસ ખેંચ્યો, ત્યારે ઓચિંતાની જ એને એ વાસ આવી. વહુને પૂછ્યું:

'અલી કઈ તિથિ થઈ આજે?'

'કોણ જાણે પણ આજે અહીં અનકોટ છે એમ કોઈ કે'તું'તું!'

રડતા છોકરાનું તરત જ ધ્યાન ગયું. એણે પૂછ્યું:

'હેં બાપા! અનકોટ એટલે શું?'

કાશીરામને જ્ઞાન હતું તેટલું એણે કહ્યું. છોકરાએ તો એવી વાનગીઓનાં નામે જ્યાં સાંભળ્યાં નહોતાં, પછી એ એવાનો વારો તે ક્યાંથી આવ્યો હોય જાણે સ્વપ્નમાં હોય તેમ એણે એ બધાં નામો સાંભળ્યાં; પરંતુ તેથી તો દેવદર્શનની એની ઉત્કંઠા વધતી હતી! પરંતુ એના મૂગા હૈયાની અરજ ને પ્રાર્થના આટલી બધી ભીડમાં તે કોણ સાંભળે?

અને એટલામાં પેલાં ડોશીમા ધીમેધીમે કરતાં લગભગ પાસે આવી પહોંચ્યાં હતાં. આ વખતે કાશીએ ધીમે રહી પૂછ્યું:

'હેં બા, અનકોટમાં શું શું હોય?'

ભૂખ્યા પેટનો આ કેવો અર્થસૂચક સવાલ હતો! કેમ જાણે પૂરાં નામ જાણવાથી યે જાણે તૃપ્તિ થવાની હોય! અરે, કાશી તને યે શું, પુત્ર દેવનાં દર્શન કરે તેને બદલે 'અન્નકોટ'ની અગત્ય વધારે લાગી હતી?

ડોશીએ તો એ અન્નકૂટ તૈયાર કરવામાં અગત્યનો ભાગ ભજવ્યો હતો. એ જેમજેમ નામ દેતાં ગયાં તેમતેમ તેમની નજર સમક્ષ આખો યે રસથાળ ખડો થઈ ગયો હતો. કાશીરામ, કાશી અને ઝીણિયો એ રસથાળની વાનગીઓમાં રાચવા મંડી પડ્યાં હતાં, ત્યાં પાછળથી ધસારામાં ધપ્યે જતો કોઈ વૈષ્ણવ ભક્ત કાશીરામને અડકતો–અડકતો બચી ગયો; એટલે એ છંછેડાયો અને આ ત્રણેની મઝા લુટાઈ ગઈ. જાણે આકાશમાંથી પાછાં એ પૃથ્વી ઉપર પછડાયાં!

એ દિવસ પસાર થઈ ગયો. દર્શન વિના રડતાકકળતા અને રસ્તે 'અનકોટ' 'દરસન'ની બૂમો પાડતા છૈયાને બંને જણાં ઘેર લઈ ગયાં. અન્નકૂટની વાનગીઓ સાંભળી એટલો બધો રસ જાગ્યો હતો, કે એ વિશે એને ઘણાઘણા સવાલો માતપિતાને પૂછી એમને મૂંઝવી માર્યાં. મંદિરનાં કમાડ બંધ થયાં. વિષ્ણુ અને લક્ષ્મીજીએ શી શી વાતો કરી તે કોઈના જાણવામાં ન આવી.

નિતની માફક જ વળતો દિન ઊગ્યો. આ બાજુ તે દરમિયાન ભગવાને પેટ ભરીને જમી લીધું હતું. પૂજારીઓ, અને એમના દૂરદૂરનાં

સગાંસબંધીઓ પણ સંતોષાઈ ગયાં હતાં અને છતાં જે કંઈ વધ્યું હતું, તેમાંથી સેવકોના પૈસા લઈ, હતા તેટલા વૈષ્ણવોને ઘેર મોકલાવી દેવામાં આવ્યું હતું, છતાં હજી અન્નકૂટમાંથી શેષ વધે એમ હતો. એમાંની ઘણી ચીજો એવી હતી, કે જે આવા દિવસોમાં વધારે સમય રહી શકે એમ નહોતી એટલે રેશનિંગના જમાનામાં યે ઓછામાં ઓછાં ત્રીસેક માણસો જમી શકે એટલી રસોઈ હવે બગડી ગઈ હતી. એનો કોઈએ જવાબ ન માગ્યો. શા માટે રેશનિંગ ઇન્સ્પેક્ટરે ત્યાં ધાડ ન પાડી? નહિ મળતી ખાંડ અહીં કેમ ત્યાં એકઠી થઈ ગઈ હતી? આટલા બધા અનાજનો બગાડ શા માટે થવા દેવામાં આવ્યો? એક બાજુએ અન્નકૂટો અને બીજી તરફ કાશીરામ જેવી સદાભૂખી જનતા ભૂખે ટળવળતી હતી રે! જે ભારતવર્ષ માટે એમ કહેવાતું કે એક વખત સોનારૂપાની નદીઓ વહેતી, ધનધાન્યના પહાડો ખડકાતા એની આજે આ સ્થિતિ! કોણ હતું એ માટે જવાબદાર? કોઈ તો બોલો? કાશીરામ જો વધુ શિક્ષિત હોત, તો એણે આવા કૈંક કૈંક સવાલો પૂછ્યા હોત! પરંતુ એણે તો એમાંનું કશું જ ન કર્યું. એનાથી કશું જ ન થઈ શક્યું. એ બધા ઘેર ગયા. મા ને બાપ બંને ભૂખ્યાં હતાં, બીજે દિવસે એમાં વધારો થયો હતો. ઝીણિયો 'અનકોટ, અનકોટ' ને 'દરસન, દરસન'નો લવારો કરતો હતો. એને સનેપાત થઈ ગયો હતો. એ સનેપાતમાં એણે જોયું

કે એણે જે જે વાનગીઓનાં નામ સાંભળ્યાં હતાં, તે બધી જાણે એની નજર સમક્ષ ખડી થઈ ગઈ છે, એમાંથી ઉપાડીઉપાડીને એ પોતાનાં ભૂખ્યાં માબાપ ને સગાંવહાલાંને પણ લુટાવી રહ્યો છે. મંદિરના જે ભગવાનના દર્શનની એને તીવ્ર ઉત્કંઠા હતી તે પણ જાણે એને આ વાનગીઓ ખાતો જોઈ એની સમક્ષ મલકમલક હસી રહ્યા છે. પણ એને તો જાણે કશાની યે ન પડી હોય તેમ એ તો ખાતો જ ગયો, લુટાવતો જ ગયો. છેલ્લે થોડું બાકી રહ્યું. પ્રભુએ એ લેવા માટે હાથ લાંબો કર્યો. એ છેલ્લો અવશેષ પ્રભુને આપવો કે પોતાના જેવા જ કોઈ ભૂખ્યા સગાને, તેનું એ નક્કી કરી શકતો નથી અને ભગવાન હાથમાંથી જેવા લેવા જાય છે, તેવું એને લાગ્યું કે મહામહેનતે મળેલી આ ચીજ લુંટાઈ જાય છે, એટલે ભયના માર્યા એણે એક મોટી ચીસ પાડી ને તરત જ એ ટાઢોટબ થઈ ઢળી પડ્યો.

જ્યારે બગડી ગયેલ અન્ન ઉકરડે નંખાતું હતું ત્યારે કાશીરામને ત્યાં રોકકળ થઈ રહી હતી.

વિષ્ણુ ભગવાન ત્યારે લક્ષ્મીજી સામે જોઈ મરક્યા. લક્ષ્મીજીએ પૂછ્યું 'કેમ દેવ હસો છો?'

વિષ્ણુ: 'આજે હું સાચેસાચ ભગવાન બન્યો છું. પેલા ઝીણિયાને મારા દર્શનનો અને અન્નકૂટ આરોગવાનો એમ બંને લાભ મેં આપ્યા! માનવીએ કૃત્રિમ રીતે રચેલી અસમાનતાની દીવાલો મેં તોડી નાખી છે!'

વિષ્ણુની આંખમાંથી વહી રહેલાં હર્ષનાં અશ્રુ પૂજારી પણ જોઈ શક્યો હોત તો!

*

'અરે, તમે તો ઘણા સુધારક વિચારના અને તમારે ત્યાં આ શું? જૂના વહેમ અને જૂની રૂઢિ આપણા સમાજને કોરી ખાય છે એવું તો તમે જ સૌને શીખવો છો અને તમારા કુટુંબમાં જ આવા પ્રકારે જૂની રૂઢિનાં પાલન?'

'ઘણુંય બળીએ છીએ પણ શું થાય? મારા કુટુંબના સભ્યો જ એવા છે!' નિર્બળ સુધારકે જવાબ આપ્યો.

×

# મહાત્મા ઇબ્રાહીમ

લેખકઃ
શ્રી. રામનારાયણ ના. પાઠક

શ્રી. રામનારાયણ નાગરદાસ પાઠક એમની નવલકથાઓ, વાર્તાઓ, જીવનચરિત્રો, પ્રવાસવર્ણનો વગેરે વિષયનાં પુસ્તકોથી ગુજરાતને સારી રીતે પરિચિત છે. છેલ્લાં વીસેક વર્ષથી તેઓ હરિજનો, આદિવાસીઓ વગેરે તરછોડાયેલાંઓનાં બાળકોમાં શિક્ષણકાર્ય કરે છે. બાળકો એમને 'રામભાઈ'ના વહાલસોયા નામથી ઓળખે છે. તેઓ કુશળ વાર્તા કહેનાર પણ છે. મહાત્મા ઇબ્રાહીમ આદમના જીવનપ્રસંગો આપણી અંદર પડેલી માનવતાને જગાડનારા ને પ્રભુદર્શનની ભૂખને તીવ્ર કરનારા છે. આનું વાચન અમૃતપાન જેવું આરોગ્યપ્રદ થશે.

પાછલી રાતનો પહોર હતો. ઠંડી રાત સમસમી રહી હતી. પશુપંખી હજી જાગ્યાં ન હતાં. માણસો ગાઢ નિદ્રામાં સૂતાં હતાં. આખા શહેરમાં સંપૂર્ણ શાંતિ પથરાયેલી હતી. એ વખતે બલ્ખનો સુલતાન ઇબ્રાહીમ પોતાના રાજમહેલમાં પલંગ પર અર્ધમીંચેલી આંખે બેઠો હતો. એના ખુદાપરસ્ત દિલમાં અનેક વિચારો આવીને એના મનને મુંઝવી રહ્યા હતા. એમણે આખી રાત ઊંઘ વિના પસાર કરી હતી. આલેશાન મહેલ, રત્નજડિત છત્રપલંગ, રેશમી તળાઈઓ, સુંવાળાં ગાલમશરિયાં, પ્રેમળ બેગમ, પ્રાણથી અધિક પ્રિય એવો સુકુમાર શાહજાદો, એમાંનું કશું બાદશાહ ઇબ્રાહીમને સુખ આપતું ન હતું. એ પોતાના મનમાં વિચારતો હતો: "આ મહેલ, આ સંપત્તિ, આ વૈભવ, સ્ત્રીપુત્ર, પરિવાર એ સઘળું છોડીને એક દિવસ મારે જવાનું છે. ખુદાનો પેગામ આવશે, એટલે પહેર્યે લૂગડે કફનમાં પોઢવાનું છે. મેં દુનિયાનું શું ભલું કર્યું છે? બાપદાદાની આવડી મોટી જાગીર મને વારસામાં મળી, પણ એ ધનદોલતનો ઉપયોગ મેં મારા અમનચમનમાં કર્યો. કુરાનેશરીફમાં લખ્યું છે, કે 'તું હકની રોટી ખાજે!' મોટામોટા પીર અને ઓલિયાઓ એવું સાદું, સેવાપરાયણ જીવન ગાળીને સંતોષપૂર્વક રહેતા. મારે પણ એમને રસ્તે ચાલવું જોઈએ."

મહાલયના ત્રીજા મજલા ઉપર આલેશાન રંગમહેલમાં સુશોભિત પલંગ પર બેઠોબેઠો બાદશાહ આવા વિચારો કરી રહ્યો હતો. એ વખતે એકાએક આખા ઓરડામાં અજવાળું થયું. ઝળહળતા પ્રકાશમાં એક તેજસ્વી પુરુષ એની સામે આવી ન ઊભો રહ્યો. બાદશાહે ચકિત બની પૂછ્યું: 'આપ કોણ છો? અહીં અત્યારે શા માટે આવ્યા છો?' આવનારે શાંતિથી સુલતાનને જવાબ આપ્યો: 'હું કોઈ ચોર, લૂંટારો કે તારો દુશ્મન નથી. મારું ઊંટ ખોવાયું છે તે શોધવા અહીં આવ્યો છું.'

બાદશાહે નવાઈ પામતાં પણ સહેજ ચિડાભર્યા અવાજે કહ્યું: 'અહીં મહેલને ત્રીજે માળે વળી ઊંટ કેવું?'

પેલા આવનારે ઠંડે કલેજે, એવા જ શાંત અવાજે કહ્યું: 'દીન દુઃખી અસહાય ગરીબોની વચ્ચે રહેનારા ખુદાને તું અહીં રાજમહેલમાં શોધે છે એમાં નવાઈ નથી, તો પછી મારું ઊંટ અહીં શોધવામાં શાની નવાઈ લાગે છે?' આટલું કહેતાંની સાથે જ એ પુરુષ અદૃશ્ય થયો.

ઘણી તપાસ કર્યા છતાં એનો પત્તો લાગ્યો નહિ. એ વાતને કેટલાક દિવસ વીતી ગયા. એકવાર સુલતાન ઇબ્રાહીમ કચેરી ભરીને બેઠો હતો. દરબારીઓ સાથે વાર્તાલાપ ચાલી રહ્યો હતો, એ વખતે એક માણસ

કચેરીના અમીર, ઉમરાવોને આંજી નાખનો દરબારમા દાખલ થયો કોઈ અટકાવે તે પહેલા એ છેક બાદશાહ પાસે જઈ પહોચ્યો

બાદશાહે એને પૂછયુ 'આપનું પધારવુ શા કામે થયુ છે?'

આવનારે જવાબ આપ્યો 'અહીં આ મુસાફરખાનામાં રાતવાસો રહેવા વિચાર છે'

બાદશાહે સહેજ હસીને કહ્યુ 'આ મુસાફરખાનું નથી આ તો રાજકચેરી છે'

'તમારા પહેલા અહીં કોણ રહેતુ હતુ?'

'મારા પિતા!'

'તેમની પહેલા?'

'મારા પિતાના પિતા'

'તમારા પછી કોણ રહેશે?'

'મારો દીકરો!'

'તો પછી આ મુસાફરખાનુ જ થયુ ને? એક જાય ને બીજો આવે, એનું નામ ધર્મશાળા'

આટલુ કહીને એ પુરુષ આવ્યો હતો એટલી જ ઝડપથી પાછો ચાલ્યો ગયો કચરી આખી ખબાકાર થઈ જોઈ રહી એકલા ઇબ્રાહીમ સુલતાન એની પાછળ ચાલ્યા એમના દિલમા ઊંડી વેદના થતી હતી એ વેદનાનુ મૂળ શોધવા તેઓ તત્પર બન્યા

એક ઘોડા ઉપર સવાર થઈ, તેઓ જગલને રસ્તે ચાલી નીકળ્યા ચાલતાંચાલતા ઘણે દૂર ગયા, એટલામા તેમની નજર એક ભરવાડ ઉપર પડી એક પથ્થર પર હાથમા લાકડી રાખી એ બેઠો હતો ઘેટાં છૂટાછૂટા ચરતા હતા ભરવાડના શરીર ઉપર મેલાઘેલા, ફાટલાતૂટલા લૂગડા હતાં માથા ઉપર એવી જ ઊની ટોપી હતી સુલતાન ઇબ્રાહીમ એને જોતા જ એની પાસે ગયા એક પણ શબ્દ બોલ્યા વિના તેમણે માથા ઉપરનો કિમતી મુગટ ઉતાર્યો ગોવાળની ટોપી એક હાથે ઉપાડી લીધી અને પોતાનો મુગટ એના માથા ઉપર મૂકો પોતાનો જરિયાની ઝભ્ભો ઉતાર્યો, ભરવાડની ગંધાતી બંડી ઉતારી પોતે પહેરી લીધી અને એને ઝભ્ભો પહેરાવ્યો એજ પ્રમાણે રેશમી પાયજામો બદલીને ફાટલી ઇજાર પોતે પહેરી કિનખાબની મોજડી કાઢીને ગોવાળિયાના પગરખા પોતે પહેર્યાં અને ઘોડો એ ભરવાડને સ્વાધીન કરી પોતે પગપાળા ચાલી નીકળ્યા પહાડની ખીણોમાં અને ગાઢા જગલમા તેઓ એકલા ખુદાના નામની બાગ પોકારતા ફરવા લાગ્યા

ઇબ્રાહીમ આદમે નેશાપુર શહેરથી થોડે દૂર જગલની અદર આવેલી એક પહાડી ગુફામા નિવાસ કર્યો વહેલી સવારે નિયમ મુજબ તેઓ ઊઠ્યા નિમાજ પઢીને અજવાળુ થતાં હાથમા કુહાડો લઈ જગલમા લાકડા કાપવા ચાલ્યા જિદગીમા કોઈ દિવસ હાથે કામ કરેલ ન હતુ, એટલે કુહાડો ચલાવતા બરાબર ફાવતુ ન હતુ વળી ચારછ ઘા કર્યાં તેટલામા તો તેઓને થાક લાગ્યો, પરતુ ઈશ્વર ઉપરની અખૂટ શ્રદ્ધાને લીધે તેમના થાકેલા હાથમા જાણે નવુ બળ આવ્યુ દૃઢ સકલ્પબળથી તેમણે ઊપડી શકે તેવડો ભારો કાપીને તૈયાર કર્યો લાકડાની ભારી બાંધી માથે ઉપાડીને શહેર તરફ તે ચાલી નીકળ્યા

રાજમહેલમાં પણ મોજડીઓ વિના જેઓ ચાલતા ન હતા, એવા સુલતાન ઇબ્રાહીમ ઉઘાડે પગે કાંટા–કાંકરાવાળા પહાડી રસ્તા ઉપર, માથે ભારો લઈને સ્થિર પગલે ચાલવા લાગ્યા મજબૂત ઇચ્છાશક્તિવાળાને શરીર કેવો સાથ આપે છે, એનો એ નમૂનો હતો

નેશાપુરની બજારમા તેઓ ભારો વેચવા ઊભા રહ્યા એક ગૃહસ્થે છ પૈસામા ભારાની માગણી કરી, ઓલિયા ઇબ્રાહીમ તરત કબૂલ થયા અને ભારો ઉપાડી, ખરીદનારની પાછળ ચાલ્યા છ પૈસાનો લોટ લઈને તેમણે રોટલા બનાવ્યા એક રોટલો પોતે જમ્યા પાણી પીને તૃપ્ત બન્યા બાકીના બે રોટલા મસ્જિદની અદર રહેતા બીજા ફકીરદોસ્તોને વહેંચી આપ્યા

આમ હમેશા મહાત્મા ઇબ્રાહીમ વહેલી સવારે ઊઠતા [illegible] કામે લા

અને ભારો લઈ શહેરમાં વેચી આવતા. જે કંઈ પૈસા ઊપજે, તેમાંથી ખાવાનું લઈ પેટપૂરતું જમતા અને વધે તે જેમને જરૂર હોય તેમને વહેંચી આપતા. એ રીતે ખુદાની બંદગી કરતાં મહાત્મા ઇબ્રાહીમે એ ગુફાની અંદર કેટલાંય વરસો પસાર કર્યાં. એ ગુફામાં એમની ઉપર કુદરતી અને બીજી અનેક આફતો આવી, તે સઘળી એ મહાન ફકીરે હસતે મોંએ સહન કરી લીધી અને એવી કસોટીઓમાંથી પસાર થવા બદલ ખુદાનો અહેસાન માન્યો.

એકવાર બરફનું ભયંકર તોફાન થયું. આખો દિવસ બરફ વરસ્યા કર્યો. એ વખતે ઇબ્રાહીમ આદમ બરફ નીચે ઢંકાઈ ગયા. એમાંથી પોતે ઊગરશે કે મૃત્યુ પામશે, એની એમને કશી ખબર ન હતી. એમને એ વસ્તુની કશી ફિકર પણ ન હતી. તેઓ તો ખુદાના ખોળામાં માથું મૂકીને નિશ્ચિંતપણે જીવતા હતા. સવાર થયું ત્યાં સુધી બરફ વરસ્યા કર્યો. માત્ર ગળા સુધીનો ભાગ બહાર દેખાતો હતો. બરફ વરસતો બંધ થયો, એટલે જોર કરીને ઇબ્રાહીમ આદમ ઊભા થયા અને બરફ ખંખેરી નાંખ્યો. તરત ગુફામાં બેસીને પોતાને બચાવવા માટે ખુદાની બંદગી કરી.

એકવાર તેઓ લાકડાં કાપવા જંગલમાં ચાલ્યા જતા હતા, એવામાં રસ્તામાં એક જબરદસ્ત, બિહામણો અજગર મોઢું ફાડીને પડ્યો હતો. ફકીર ઇબ્રાહીમ તો શાંતિથી ચાલ્યા જતા હતા. એમની આંખો પ્રભુધ્યાનમાં મસ્ત હતી. એકાએક તેમનો પગ અજગરના મોંમાં પડ્યો. પગને સુંવાળી જીભનો સ્પર્શ થતાંજ મહાત્મા સમાધિમાંથી જાગ્યા. જુએ તો અજગરના મોંમાં તેમનો પગ હતો. ચોમેર નજર કરી, તો પોતે ગુફાથી બહુ દૂર નીકળી ગયા હતા. કોઈ માનવી આસપાસ જણાતું ન હતું; એટલે બૂમ પણ કોને પાડવી? આખરે તેમણે ખુદાને નામે જોર કરીને પગ ખેંચ્યો એટલે વિંટળાઈને આળસુ થઈને પડેલો વૃદ્ધ અજગર મોં ફાડીને પડ્યો રહ્યો.

આવાં અનેક સંકટોમાંથી મહાત્મા ઇબ્રાહીમ પસાર થતા હતા. એમાં એમને એક પ્રકારનો અપૂર્વ આનંદ આવતો હતો. તેમને માટે પેલા પ્રાચીન મંત્રની પેઠે—

વિપદો નૈવ વિપદઃ સંપદો નૈવ સંપદઃ।
વિપદ્ઃ સ્મરણં વિષ્ણોઃ સંપન્નારાયણસ્મૃતિઃ॥

વિપત્તિ એ વિપત્તિ ન હતી, તેમ સંપત્તિ એ સંપત્તિ ન હતી. ખુદાને ભૂલવા એ જ મોટું દુઃખ હતું અને ખુદાની નિરંતર ભક્તિ કરવી એ જ એમની ખરી સંપત્તિ હતી. આવી અદ્ભુત નિષ્ઠાને લીધે તેઓ ભારે વિપત્તિઓને પણ ગણકારતા નહીં અને તેમાંથી આનંદભેર પસાર થઈ જતા.

આ રીતે નેશાપુરના જંગલની ગુફામાં ઇબ્રાહીમ આદમ નવ વરસ રહ્યા. બીજા પાંચ વરસ તેઓ જુદેજુદે સ્થળે ફર્યા. અને ત્યારબાદ મક્કા તરફ જવા ઊપડ્યા.

જેમ કસ્તૂરીની સુગંધ આપમેળે વાતાવરણમાં પસરી જાય, તેમ આ ખુદાપરસ્ત ઓલિયાની સુવાસ ચોમેર પસરી ગઈ હતી.

મક્કા શહેરમાં સમાચાર મળ્યા, કે ફકીર ઇબ્રાહીમ મક્કાશરીફની યાત્રાએ આવે છે; એટલે સેંકડો સ્ત્રીપુરુષો એમનાં દર્શન માટે અને એ સાધુ પુરુષનું સ્વાગત કરવા તત્પર બન્યાં. કેટલાક તો નેશાપુરને માર્ગે સામા ચાલ્યા.

આ બાજુ મહાત્મા ઇબ્રાહીમને ખબર પડી કે મક્કાવાસીઓ તેમનું સ્વાગત કરવા શહેર બહાર એકઠા થયા છે અને સ્વાગતની તૈયારીઓ ચાલે છે. એટલે તેઓ વેપારીઓનો સંઘ મક્કા તરફ જતો હતો, તેમાં વેપારીનો વેશ લઈ ભળી ગયા. વેપારીનો કાફલો મક્કા નજીક પહોંચ્યો. એ વખતે મક્કાવાસી બે જુવાનો સામે આવ્યા અને તેઓ સુલતાન ઇબ્રાહીમના સમાચાર પૂછવા લાગ્યા. દૈવયોગે તેમણે ઇબ્રાહીમને પોતાને જ પૂછ્યું: 'શેઠ, તમે નેશાપુરથી આવો છો? પહેલેથી આ સંઘની

સાથે છો ?'

'હા, કેમ હતું ?'

'તો તમે મહાત્મા ઇબ્રાહીમને જોયા ?'

પ્રશ્ન સાંભળીને તેઓ ખડખડાટ હસી પડ્યા. પછી મોં ઉપર સહેજ રોષ લાવી બોલ્યા. 'કયો પેલો પાખંડી ઇબ્રાહીમ? એનું તમારે શું કામ છે?'

'અમે એના સ્વાગત માટે આવ્યા છીએ'

'એ ભાઈ, તમે મક્કાવાસીઓ બહુ ભોળા છો. ઇબ્રાહીમ તો ઢગી ને પાખંડી છે ભલા થઈને એને ગામમાં પેસવા ન દેતા'

આટલું કહેતામાં તો એ બંને જુવાનોનો પિત્તો ઊછળ્યો. ને એમણે ઇબ્રાહીમને પકડ્યા 'હરામખોર, તું જ પાખંડી ને ઢગી છે. એ મહાપુરુષને તું ઓળખતો નથી' એમ કહી મારવા લાગ્યા. ગાલ ઉપર તમાચા પડતા હતા, ત્યારે ઇબ્રાહીમ પોતાના મનને કહેતા હતા: 'અભિમાનીને સજા મળવી જ જોઈએ ખુદાની મહેરબાની છે, કે આ જુવાનોને મોકલી આપ્યા'

એટલામાં કોઈએ ઇબ્રાહીમને ઓળખ્યા અને પેલા જુવાનોના હાથ પકડી અટકાવ્યા તરત જ ખસિયાણા પડી એ જુવાનોએ તેમની ક્ષમા માગી. હસીને ઇબ્રાહીમ આગળ ચાલ્યા.

મક્કામાં ઇબ્રાહીમ આદમને અનેક સાધુ પુરુષોનો સમાગમ થયો. ધર્મવાર્તા અને ધર્મકથાઓના શ્રવણમનનમાં તેમનો ઘણો કાળ વ્યતીત થતો હતો. મક્કામાં પણ તેમણે પોતાનો લાકડાં કાપવાનો ધંધો તો ચાલુ જ રાખ્યો. આજીવિકા માટે જાતમહેનત કરવાની ધર્મઆજ્ઞા તેઓ અક્ષરશઃ પાળતા હતા તેઓ લાકડાં કાપવા માટે વહેલી સવારે નમાજ પછી તરત જ ખભે કુહાડો મૂકી ચાલ્યા જતા અને ભારો માથે લઈ શહેરમાં વેચતા. તેમાંથી જે કંઈ મજૂરી મળે તેમાંથી પોતા પૂરતી રોટી બનાવી લેતા બાકીનામાંથી અન્ય ફકીરોને તથા ગરીબોને ખાવાનું લઈ આપતા અને પોતે તો સાંજની નમાજ પછી મોડેથી જમતા. ઘણીવાર તો તેઓ બજારમાંથી લોટ જ વેચાતો લાવતા અને તેમાંથી રોટલા બનાવી સૌને ખવરાવ્યા પછી પોતે ખાતા.

*

ઇબ્રાહીમ આદમે કેટલાક વર્ષો મક્કામાં ગાળ્યા. તેમની એક સાચા ફકીર તરીકેની ખ્યાતિ દિનપ્રતિદિન વધતી જતી હતી. તેમના સહવાસ માટે ફકીરો, મક્કાવાસીઓ તથા અન્ય યાત્રાળુઓ હમેશા તલસતા અને તેમના સદાચરણ તથા સદુપદેશથી પોતાના જીવન સાદા અને ઇશ્વરપરાયણ બનાવતા

બલ્ખનું રાજ્ય છોડીને ફકીરી લીધાને લગભગ ચૌદ વર્ષ વીતી ગયાં હતા નાનો ધાવણો મૂકેલો બાળક પંદર વર્ષનો જુવાન થયો હતો. બેગમ તેના નામે રાજ્ય ચલાવતી હતી શાહજાદાને ખબર મળી, કે બાદશાહ ઇબ્રાહીમ મક્કામાં આવ્યા છે, એટલે એ પોતાની માતા સાથે મક્કા આવ્યા પોતાના સાધુ પિતાને મળવાની શાહજાદાને ઘણી ઇચ્છા હતી રાજપાટ છોડીને ચાલ્યા ગયેલા એ ફકીર કેવી રીતે રહેતા હશે? શું ખાતા હશે? શું પહેરતા હશે? ક્યાં સૂતા હશે? એવા અનેક પ્રશ્નો શાહજાદાના મનમાં ઊઠતા હતા. વહાલસોઈ માતા એનો જવાબ આપવાને બદલે આંખમાં આંસુ લાવીને નીચા નેણ ઢાળી દેતી

બેગમ અને શાહજાદો એક ઓળખીતા તવંગર વેપારીને ઘેર ઊતર્યાં. એ સોદાગરને શાહજાદે પૂછ્યું 'મારા પિતા ક્યાં મળશે?'

વેપારીએ જવાબ આપ્યો 'તેઓ અત્યારે નહિ મળે અત્યારે તો જંગલમાં લાકડાં કાપવા ગયા હશે છેક સાંજે આવશે'

એ દિવસ બેગમ અને શાહજાદાને વરસ જેટલો લાંબો લાગ્યો સાંજ પડવે બેગમ, શાહજાદો અને પેલા ધનવાન વેપારીનું કુટુંબ મસ્જિદ તરફ ચાલ્યું. ત્યાં સૌ બહારના ઓટલા પર બેસી મહાત્મા ઇબ્રાહીમની રાહ જોવા લાગ્યાં.

એણે એમના પગમાં પડી માફી માગતાં કહ્યું: 'આપના જવાબો વિચિત્ર હતા અને તેનો મર્મ મને સમજાયો નહિ.'

ઇબ્રાહીમે તેનો અર્થ સમજાવતાં કહ્યું: "આપણે સૌ ખુદાના ખિદમતગાર એટલે ગુલામ છીએ. અને આપણું સૌનું આખરી સ્થાન કબ્રસ્તાન છે.'

*

એકવાર મહાત્મા ઇબ્રાહીમને કોઈએ પૂછ્યું: 'અમે ખુદાને વારંવાર પોકાર કરીને બોલાવીએ છીએ; પરંતુ તેઓ અમારી રાડ સાંભળતા નથી.'

ઇબ્રાહીમે જવાબ આપ્યો: "તમે ખુદાને જાણો છો, પણ તેની સાધના કરતા નથી. તમે પયગંબરને ઓળખો છો, પણ તેના વચનને અનુસરતા નથી. તમે ખુદાનું આપેલું ખાઓ છો, પણ તે હક કરતા નથી. રાગદ્વેષાદિ તમારા શત્રુઓને તમે ઓળખો છો; છતાં તમે તેની મૈત્રી કરો છો. તમે તમારાં માતપિતા, સ્વજન અને સંતાનો સુદ્ધાંને કબરમાં દફનાવો છો; છતાં તમારે પોતાને એક દિવસ ત્યાં સૂવાનું છે એમ માની તમારું જીવન વિતાવતા નથી. તમે હરહંમેશ બીજાના દોષ જોવા તત્પર રહો છો, પણ તમારી ખામીઓ તરફ બિલકુલ ધ્યાન આપતા નથી."

આમ પાછળના દિવસોમાં તપસ્વી ઇબ્રાહીમ ખુદાની બંદગીમાં મગ્ન રહેતા અને જે કોઈ સવાલ પૂછે તેના ટૂંકા જવાબ આપતા. તેમને એકવાર કોઈએ પૂછ્યું: 'તમે તો મોટા બાદશાહ હતા. તમે રાજપાટ શા માટે છોડ્યું?' પોતાના ત્યાગનું રહસ્ય સમજાવતા હોય તેમ તેઓ બોલ્યા: 'એક દહાડો હું રાજ્યાસન ઉપર બેઠો હતો. મારી સામે એક અરીસો હતો. તેમાં મેં જોયું તો મારો આખો મહેલ મને સ્મશાન જેવો લાગ્યો. એક પણ સ્વજન નહિ, એક પણ મિત્ર નહિ. મારી સામે લાંબીલાંબી વાટ દૂરદૂર સુધી ચાલી જતી હતી, પણ રસ્તામાં ખાવા સારુ મારી પાસે કશું ભાતું હતું નહિ. મારી સામે ન્યાયાસન પર ન્યાયાધીશને બેઠેલા મેં જોયા, પણ તેમની પાસે આ દુનિયામાં કરેલાં કામનો હિસાબ આપવા જેવું કશું મારી પાસે હતું નહિ. આવું બધું જોઈને મારા મનમાં રાજ્ય કરવા તરફ ઉદાસીનતા આવી ગઈ અને હું બાદશાહ છું એવો ભાવ ઓગળી ગયો. રાજપાટ છોડીને નીકળ્યો, ત્યારે મારો ભાર હળવો થઈ ગયો. અને પછી જાણે ખુદાની ગોદમાં આનંદથી ખેલતો હોઉં એવું મને લાગ્યું.'

ખુદા ઉપરનો અતૂટ વિશ્વાસ ધરાવનાર આ સાધુ પુરુષનું નામ મુસ્લિમ સંતોમાં મોખરે બિરાજે છે.

*

ન જાણે, ન સમજે ત્યાં સુધી તો ઠીક, પણ જાણવા છતાંય અસત્ય આચરણને તાબે થાય એમને શું કહેવું? જ્યાં હોય ત્યાં સંજોગોને જ આડા ધરવાના. જેને બુદ્ધિ ન હોય, પુરુષાર્થ–શક્તિ ન હોય એવાં પ્રાણીઓ સંજોગોને આધીન થાય એ સમજાય; પણ વિવેકબુદ્ધિ અને પુરુષાર્થ–શક્તિ ધરાવનાર મનુષ્ય સંજોગોને આધીન કેમ થાય?

સંજોગોને તાબે પોતે નહિ પણ સંજોગોને પોતે તાબે કરે, ત્યારે જ માણસ સાચો માણસ બને છે.

સંજોગોનો ગુલામ મટી સંજોગોનો સ્વામી બને ત્યારે જ મનુષ્ય વિજયને વરે છે.

×

# મૌન અને વિવેક

લેખક
શ્રી. સત્યકામ

મૌનના અર્થ વિશે આજે ગેરસમજ વર્તે છે કેટલાક માને છે કે જાણે કે હોઠ શીવી લેવાથી મૌન પળાય છે, ત્યારે કેટલાક એવા જડતા જુએ છે કોઈ તો એમ પણ કહે છે, કે જીવનવિકાસમા મૌનને કશુ સ્થાન જ નથી આ લેખમા મૌનનો મહિમા અને તેનો સાચો અર્થ સમજાવવાનો પ્રયાસ છે પ્રત્યેક શ્રાવકે આ અથમહિમા જાણવો જોઈએ

જગતભરના વિચારકોએ મૌનનો મહિમા ગાવામા કમીના નથી રાખી સાધુઓએ એમ કહ્યુ છે, કે જયારે માનવી મૌન ધારણ કરે છે, ત્યારે વિશ્વની અનત શક્તિ—એને ઇશ્વરનુ નામ આપો કે ન આપો—સાથે એકતા સધાય છે આત્મા અને પરમાત્માની વચ્ચે વ્યક્તિ અને સમષ્ટિની વચ્ચે ત્યારે એકતાર રચાય છે; અને એ દ્વારા અનત શક્તિનો પ્રવાહ માનવચિત્ત તરફ ખેચાય છે

વ્યવહારે માણસો આવી ગભીર વાણી નથી બોલતા અને લોકોમા પ્રચલિત થયેલી કહેવતો પણ 'ન બોલ્યામા નવ ગુણ' અને 'બોલે તેના બોર વેચાય' એવી પરસ્પર વિરોધી છે; છતા ડાહ્યા લોકોનો મત તો હમેશા મૂગા રહેવા તરફ જ હોય છે તેઓ કહે છે, કે ઈશ્વરે આખ અને કાન બબ્બે આપ્યા છે અને જીભ એક જ આપી છે, તેનો અર્થ એ છે, કે જોવુ અને સાભળવુ વિશેષ, પણ બોલવ બહુ ઓછુ

મૌનની તરફેણમા એમ પણ કહી શકાય કે સામાન્ય રીતે માનવ માત્ર વાણી ઉપરનો સયમ રાખવામા લાચાર સાબિત થયો છે એમ તો પ્રત્યેક ઇદ્રિયનો અસયમ દેખાય છે; પરતુ જીભની નિરકુશતા કદાચ સૌથી ચડી જાય એવી હશે જીભનુ કામ સ્વાદ પારખવાનુ અને બોલવાનુ એમ બે જાતનુ છે; પરતુ તેમાયે કઠિન કામ વિવેકબુદ્ધિને અનુસરનારી વાણી ઉચ્ચારવાનુ છે

આ રીતે મૌનનો મહિમા જયા અને ત્યા સાભળવા મળે છે, છતા સૌથી ઓછુ આચરણ કોઈ ઉપદેશનુ થતુ હોય, તો આ ઉપદેશનુ જ થાય છે જે ઉપદેશ કરે છે, તે તો મૌનનો ભગ જ કરે છે, લખનાર પણ મૌન તોડે છે એમ જ કહી શકાય જીભ સિવાય પણ જે બોલાય કે દર્શાવાય તે ખરા અર્થમા તો મૌનનો ભગ જ છે આમ છતા એનો મહિમા ગાવામા તો કદી ઓટ આવતી જ નથી

આ મૌન છે શુ? મૌન એટલે વાણીનુ રુધન? કોઈ પણ પ્રકારની અભિવ્યક્તિ ઉપરનો પ્રતિબધ?

ગાધીજી દર સોમવારે મૌન પાળે છે આ મૌનના સમયમા તેઓ બીજુ બધુ કાર્ય કરે છે ટપાલ અને લેખો ત્યારે લખે છે ખાસ ચર્ચાઓનો લખીને જવાબો આપે છે અને હાથ તથા આખના સકેતથી પોતાનો ભાવ બતાવે છે, એટલે કે તેઓ વાણીનુ જ મૌન પાળે છે

આ સ્થિતિમા મૌનનો અર્થ અને ભાવ સમજવા માટે આપણે મૌનના ઉપદેશ પાછળ રહેલી વિચારધારાને સમજવી જોઈએ જો મૌન એના શબ્દાર્થમા જ ઉત્તમ વસ્તુ હોય, તો વાણીનો ઉપયોગ શો છે? એક દિવસનુ મૌન જો સારી વસ્તુ છે, તો દશ દિવસનુ મૌન વધુ સારુ ગણાય ખરુ? એ જ ગણતરીએ જીવનભરનુ મૌન શ્રેષ્ઠ ગણાય?

બીજી રીતે વિચારીએ જો મૌનનો અર્થ વાણીનુ જ બધન એમ સ્વીકારીએ તો મૌનના જે ગુણો બતાવ્યા તે શી રીતે એમા

આવી શકે? લખવા બેઠેલો માણસ અનંત શક્તિ સાથે શી રીતે સંબંધ બાંધી શકે? ચર્ચામાં ભાગ લેવો અને છતાં બોલવું નહિ તેનો ખાસ અર્થ છે ખરો?

આ ઉપરથી એમ લાગે છે, કે મૌનના સ્થૂલ અર્થને જો મહત્ત્વ અપાય, તો ભૂલ થયા વિના રહે જ નહિ. કોઈ પણ ઉપાય લેવો પણ બોલવું નહિ એનો તો કંઈ અર્થ જ નથી. એ જ રીતે ઈશ્વરે આપેલી વાણીની શક્તિનો ઉપયોગ જ ન કરવો એ તો એક પ્રકારની જડતા જ ગણાય. મનુષ્યને કુદરતે આપેલી આ વિશિષ્ટ શક્તિ છે. એ શક્તિનો જે ઉપયોગ ન કરે. તે કુદરતના નિયમનો ભંગ જ કરે છે એમ ગણાય.

ત્યારે મૌનનો મહિમા સાવ ખોટો જ ગવાયો છે? મૌનની કશી જ જરૂર નથી? અથવા તો મૌન અમુક હદ સુધી જ ઉપયોગી છે? આ પ્રશ્નોનો જવાબ વિચારીએ.

મૌનનો ખરો ભાવાર્થ – શબ્દાર્થ નહિ– વાણીનો સંયમ છે. વાણી ઉપરનો પ્રતિબંધ એ મૌન નથી. આવો સંયમ જેને સહજ હોય એટલે કે આવશ્યકતા અનુસાર જ જે બોલતો હોય તે ચોવીસે કલાક મૌન પાળે છે એમ કહી શકાય; પરંતુ આવી વિવેકજાગૃતિ આ જગતમાં સહજ નથી. એટલે જેમ બીજા કોઈ પણ પ્રકારના સંયમ માટે સ્થૂલ નિયમોનું પાલન કરતાંકરતાં સ્વાભાવિક સ્થિતિ તરફ પ્રયાણ કરવાનું હોય છે તેવું જ આ મૌન વિષે છે.

આ સ્થૂલ નિયમો અને સહજ સ્થિતિ વિષે વધુ વિચારણા જરૂરી છે.

ગમે તેવો વાણીશૂર માનવી પણ પોતાના અંતરની સ્થિતિને વાણી દ્વારા સંપૂર્ણ રીતે વ્યક્ત કરી શકે જ નહિ. સૂક્ષ્મ અને સ્થૂલની શક્તિ અને ગતિ વચ્ચે જે અંતર રહે છે, તે અંતર હૃદય અને તેને વ્યક્ત કરનારી વાણી વચ્ચે રહેવાનું જ.

આમ છતાં માનવીના અંતરને વ્યક્ત કરવા માટે વાણી જેટલું ઉપયોગી એક પણ સાધન નથી. સંકેત અને ભાવદર્શન અમુક વસ્તુ જ સમજાવી શકે અને તે પણ એ સંકેતને સમજી શકતા હોય તેમને જ. જ્યારે વાણી તો જે ભાષામાં વ્યક્ત થાય તે ભાષા જાણનાર સૌ કોઈને સમજ આપી શકે અને એ સમજ સંકેતના પ્રમાણમાં વધુ વ્યાપક અને વધુ ઊંડી હોઈ શકે.

એવા દાખલાઓ જોવા મળે છે, કે જેમાં માણસ બોલવા કરતાં લખવાથી પોતાના વિચારો વધુ સારી રીતે વ્યક્ત કરી શકતો હોય; પરંતુ સમ જનસમાજને લક્ષમાં લઈએ, તો આ પ્રકારના માણસોની સંખ્યા બહુ ઓછી જ મળવાની. લેખન અને વાણી અમુક હદ સુધી એકસરખું જ કામ કરે છે. બહુ ઝીણવટથી જોઈએ તો જે વિચાર લેખન દ્વારા વ્યક્ત થતો હોય, તે જ વાણી દ્વારા વ્યક્ત થતો હોય છે, ત્યારે વધુ બળવાન પણ લાગે છે; કારણ કે એમાં વિચાર ઉપરાંત અવાજ અને ભાવદર્શનનું સામર્થ્ય પણ ઉમેરાય છે. આમ છતાં જ્યાં સુધી વિચારોના પ્રગટીકરણને સંબંધ છે, ત્યાં સુધી લેખન અને વાણી બન્નેનું સ્થાન લગભગ સમાન છે.

હૃદયને વ્યક્ત કરનારાં આવાં ઉત્તમ સાધનોનો વિરોધ કેમ કરી શકાય? એ સાધન દ્વારા તો કેવળ અંગત જ નહિ, જગતભરનાં મહાન કાર્યો પાર પાડી શકાય છે. આ સાધનોનો ઉપયોગ કરીને જ દુનિયાભરનાં સંતો, મહંતો, પયગંબરો અને અવતારોએ પોતાના વિચારો ફેલાવ્યા છે. જગતે જે જ્ઞાન–વિજ્ઞાનની સહાયથી આટલી પ્રગતિ કરી છે, તેનો પ્રચાર પણ આ સાધનો દ્વારા જ થયો છે.

પણ સાથેસાથે એ પણ જાણવું જોઈએ, કે દુનિયામાં દ્વેષ અને ઈર્ષાનું ઝેર ફેલાવવામાં પણ આ સાધનોનો ઓછો ઉપયોગ નથી થયો. ગીતા, ઉપનિષદ, બાઈબલ કે કુરાનનાં

વચનો જે આ સાધનો દ્વારા જનહૃદય સુધી પહોંચ્યાં છે, તો જગતના તમામ ધર્મો અને માનવીની માનવતાને ભસ્મ કરનારા, ઝેરી આગથી ભરેલા સરમુખત્યારો, શહેનશાહો, સેનાપતિઓ અને સેતાનોનાં વચનો પણ એ દ્વારાજ પ્રચાર પામ્યાં છે.

- આનો અર્થ એ થયો, કે વાણી અને લેખન, માનવીના હાથમાં આવેલું એક અદ્ભુત શસ્ત્ર છે. એ દ્વારા અનિષ્ટનો નાશ અને ઇષ્ટનું સર્જન થઈ શકે એમ છે અને એ દ્વારાજ એથી ઊલટું કરવાનું પણ શક્ય બને છે.

આ ઉપરથી એમ લાગે છે, કે આ સ્થિતિનું પ્રથમ પહેલું જ્ઞાન જેને લાધ્યું હશે, તેણે મૌનનો મહિમા ગાયો હશે. તેણે કહ્યું હશે કે મનમાં વિચાર આવે કે તરત જ વ્યક્ત ન કરો; કારણ કે મન તો અનેક રાગદ્વેષોના પિંડ જેવું છે. જે વિચાર એને સ્પર્શે છે, તે રાગદ્વેષના રંગથી રંગાય છે. માનવીમા કુદરતી રીતે જ આ રંગને ધોઈ નાખનારી વિવેકબુદ્ધિ છે. આ વિવેકબુદ્ધિની ભઠ્ઠી ઉપર એ વિચારને ચડાવો અને શુદ્ધ કર્યા પછી જ વાણી કે લેખન દ્વારા એને વ્યક્ત કરો. મૌન એટલે સંપૂર્ણ ચૂપ બની જવું એમ નહિ, પરંતુ આ વિવેકબુદ્ધિની ભઠ્ઠી ઉપરથી વિચારનું સોનું પસાર ન થઈ જાય ત્યાં સુધી મૂગા રહેવું એટલું જ.

આનો અર્થ વાણીનો સંયમ, વાણી ઉપરનો પ્રતિબંધ નહિ. આવો સંયમ કેળવવા માટે કેટલીક વાર ચૂપ રહેવાની, સ્થૂલ મૌન પાળવાની જરૂર પડે છે; કારણ કે એ રીતે વાણીનો વ્યાપાર ઓછો થતા અંતરમા મન પરોવાય છે મન ઉપરના રાગદ્વેષના રંગો ઘેરા બન્યા હોય, તો આવી અંતરમુખતાથી એ આછા બને છે અને અંતરની સૃષ્ટિનું અવલોકન થતાં વિવેકબુદ્ધિની ભઠ્ઠી વધુ ને વધુ સતેજ બને છે આવા મૌનથી વિચાર-સુવર્ણને શુદ્ધ કરવાની ક્રિયા ઝડપી અને સહેલી બને છે.

એટલે કે મૌન એ સાધ્ય નથી પણ સાધન છે. સાધ્ય તો છે વિવેકજાગૃતિ અને એ દ્વારા સધાતો વાણીનો સંયમ

આ વિચારો લક્ષમાં રાખીને મૌનની પરીક્ષા કરવી જોઈએ જે મૌન વિવેકશક્તિને સતેજ કરવાને બદલે જડ બનાવે છે, તે મૌન સંયમ નથી પણ શક્તિઓનું રુંધન છે. મૌનથી એકાગ્રતા પેદા થવી જોઈએ જે મૌન એકાગ્રતા સાધવાને બદલે મનમાં તરંગોના હજારો ગબારાઓ ચડાવે તે મૌન લાભ કરવાને બદલે કદાચ હાનિ જ કરે. મૌનની જરૂર છે પરીક્ષા માટે, કોઈ પણ વસ્તુ ઉપર સમગ્ર ધ્યાન કેંદ્રિત કરી તેનું અંતરગત રહસ્ય પારખવા માટે. આ કાર્ય જો પાર ન પડે, તો મૌન એ બોજારૂપ જ સાબિત થાય.

ગાંધીજી જેવા સદાયે જાગૃત પુરુષને પણ મૌનની જરૂર પડે છે, એકાગ્રતા કેળવવા કે શક્તિ-સંચય કરવા વાણીનો વ્યાપાર ઓછો કરવો પડે છે, તો આપણા જેવાને એની કેટલી મોટી જરૂર હશે ?

*

'સાચી કલાની પ્રેરણા અંતરમાથી જન્મવી જોઈએ, કોઈ દુન્યવી લાભમાંથી નહિ.' એવું કોઈ કલાકાર બોલે તો તેના મોમા એ શોભે, પરતુ કલાના નાણા ચૂકવનાર બોલે અથવા અન્ય કોઈ ધંધાદારી આવી ઉપદેશવાણી ઉચ્ચારે, ત્યારે એ શોભતુ નથી. પ્રેરણાનું ઉદ્ભવસ્થાન કલાકારને જ પસંદ કરવા દો

કલાનો હેતુ અર્થપ્રાપ્તિમા મર્યાદિત રહે, તો તેનુ નુકસાન સૌ કરતા વધુ કલાકારને જ થાય; કારણ કે સર્જનના પરમ આનંદ જેવા સુવર્ણને એ થોડાક પૈસામા, કથીરના ભાવે વેચી નાખે છે, પણ શું કથીર અને શું સુવર્ણ, એ તો કલાકારને જ નક્કી કરવા દો.

x

સવારે સબરસની લહાણી થાય, એકબીજાને મળે, ગળ્યું મોં કરાવે–આ બધી પ્રેમની ખાસ નિશાનીઓ છે; જે અંતરમાં છે તેનો પડઘો છે. તે દિવસે બધા દેવદર્શને જાય. સાંજના આખું ગામ ભેગું થાય, ત્યાં બ્રાહ્મણ સારપત્રિકા વાંચે; તેમાં પાછળના વર્ષનો અનુભવ અને આવતા વર્ષની આગાહી હોય.

તે દિવસે કોઈ પણ તકરાર કે બોલાબોલી ન થાય. જૂનું વેર પણ ભુલાઈ જવાય. આમ આખો દિવસ નવી આશાથી ભરપૂર આનંદમાં વીતે. તે દિવસે નાનાં હોય તે મોટાંની સેવા કરે; એની પાછળ એવી ભાવના હતી, કે આજે કરશે તે આખું વર્ષ થશે. જે નિત્ય મોટાંની સેવા કરે છે, તેને આયુ, વિદ્યા, બળ, યશ વગેરે મળે છે. આમ નીતિ અને ધર્મ રોજના જીવન સાથે વણાયેલાં હતાં.

**ભાઈબીજ** (કારતક સુદ ૨)—આ તહેવારની ઉત્પત્તિ નીચે મુજબ થઈ કહેવાય છે. જગતમાં મનુષ્ય તરીકે જે પ્રથમ મરી ગયો, તેનું નામ (યમ) પડ્યું. તે મૃત્યુનો ભોમિયો બન્યો. એ યમ યમીને (બહેનને) ત્યાં ગયો. તે ઉપરથી આ દિવસે ભાઈ બહેનને ત્યાં જાય, એવો રિવાજ શરૂ થયો. ભાઈ બહેનને ત્યાં જાય, એટલે બહેન ભાઈને કંસાર જમાડે અને કંઈક આપે. એવી જ રીતે ભાઈ મોટો હોય, તો બહેનને કંઈક આપે.

પણ ભાઈ–બહેનનો સ્નેહ એટલો અપૂર્વ હતો, કે આપણા સમાજ–જીવનમાં ઉત્સવરૂપે પણ તેણે સ્થાન મેળવ્યું છે.

**દેવદિવાળી** (કારતક સુદ ૧૫)—આજે આ તહેવારનું કંઈજ મહત્ત્વ નથી રહ્યું. કારતક માસની પૂર્ણિમાથી જ્યારે વર્ષ શરૂ થતું હશે, ત્યારે આ તહેવારની ઉત્પત્તિ થઈ હશે.

**ઉત્તરાયણ**—આ તહેવાર મકરસંક્રાંતિને નામે ઓળખાય છે; અને તે પરથી તે દિવસે પુણ્યદાન લેવા માટે બ્રાહ્મણ ઘેરઘેર જાય છે અને કહે છે, કે 'મકરસંક્રાંતિ પુણ્યપર્વણી.'

દક્ષિણમાં સૂર્ય દૂરદૂર જતો જાય છે; એટલે લોકોને શંકા પડે છે, કે સૂર્ય પાછો આવશે કે નહિ? પણ તે પાછો આવતો દેખાયો, એટલે લોકોએ તે નિમિત્તે આ પર્વની યોજના કરી હશે. દક્ષિણમાંથી સૂર્યનું ઉત્તર તરફ અયન–પ્રયાણ થાય, તે ઉપરથી તેને ઉત્તરાયણ પર્વ કહેવામાં આવે છે. સૂર્ય મકરરાશિમાં પ્રવેશ કરે, તેથી તેને મકરસંક્રાંતિ પણ કહેવામાં આવે છે.

શિયાળામાં કઠોળ પાકયું હોય, એટલે ચોળાના પૂડા કરવાનો રિવાજ ચાલ્યો. વળી શેરડીનો ગોળ નવોજ આવ્યો હોય અને તલ પાકયા હોય, એટલે લોકો તલગોળ ખાય અને બીજાને પ્રસાદીરૂપે વહેંચે. શિયાળામાં આરોગ્યની દૃષ્ટિએ કઠોળ અને તલ બહુ પોષક થઈ પડે, એ દૃષ્ટિ પણ આની પાછળ રહેલી જ હશે.

મહારાષ્ટ્રમાં તલ–ગોળની અનેક જુદીજુદી વાનગીઓ બનાવી સ્નેહીઓ તથા સગાંઓને વહેંચવાનો અને બ્રાહ્મણોને દાન આપવાનો રિવાજ આજે પણ ચાલુ છે.

તે દિવસે ગાયોનું પૂજન થાય; કેમ કે તે દેશનું અણમોલું ધન ગણાતું હતું; અને દરેક ઘેરથી બાજરી, જુવાર કે ઘઉંની ઘૂઘરી (બાફેલું અનાજ વગેરે) અને ગોળ ગાયને ચાંલ્લો કરી ખવડાવે. આજે પણ તેના લિસોટા રહ્યા છે.

પતંગો ઉડાડવાનો રિવાજ તો પછીથી દાખલ થયો હોય એમ જણાય છે. વાયુ બદલાયો, એટલે તે જોવા માટે એ રિવાજ શરૂ થયો હશે. ઈશાન તરફનો વાયુ સૂકો હોય, એટલે તે 'કવા' એટલે નુકસાનકારક ગણાય. પશ્ચિમનો વધુ અને પૂર્વનો થોડો વાયુ આવે તો દાણા ખૂબ પાકે; તેને 'સવા' કહે છે. દક્ષિણ–પશ્ચિમનો વાયુ ભેજવાળો હોય છે.

**મહીબીજ** (મહા સુદ ૨)–**રબારીઓનો તહેવાર**—તે દિવસે કોઈ રબારી દૂધ મેળવે નહિ. દૂધ ખાઈ જાય અને વધે તો વહેંચી દે.

આખો દિવસ ભજન કરે. અહીં અને ઉત્તર ગુજરાતમાં મહીબીજનો પાઠ પૂરે છે, એટલે ઘીનો અખંડ દીવો કરે છે અને ભજન કરે છે.

**વસંતપંચમી** (મહા સુદ ૫)—આ કુદરતનો ઉત્સવ ગણાય, એટલે તો એને 'ઋતુરાજ' કહેવામાં આવે છે. એ વખતે ફળઝાડને મોર આવે છે, કૂંપળો ફૂટે છે ને લોકો વસંત રમે છે, કેસૂડાંના રંગ અરસપરસ છાંટે છે, અને ભજન કરે છે. આપણે ત્યાં વૈષ્ણવ મંદિરોમાં આ ઉત્સવ વિશેષ રૂપે ઉજવાય છે.

મહાશિવરાત્રિ (મહા વદ ૧૪)—આ સમયમાં શકરિયાં, બટાટા વગેરે કંદમૂળ તૈયાર થયાં હોય છે, એટલે તે ખાવાનો રિવાજ છે. આ મહાદેવનો દિવસ છે. મહાદેવ તપસ્વી હતા, તે દિવસે બધા ઉપવાસ કરે અને કંદ ખાઈ રહે. શિયાળામાં ખૂબ ખાધું હોય, એટલે ઉપવાસ ઉપયોગી પણ ખરો.

વળી આ વખતે ઋતુ બદલાતી હોય છે. ઠંડી 'શિવશિવ' કરતી ચાલી જાય છે અને ગરમીની શરૂઆત થાય છે.

તે રાત્રે મહાદેવની પૂજા થાય. આખી રાત્રિ જાગે. મહાદેવ ભભૂતિવાળા ગણાય, એટલે બધા રાખનું નિશાન કરે. આખી રાત્રિ બ્રાહ્મણને મહાદેવમાં બોલાવી રુદ્રી કરાવે.

*હોળી* (ફાગણ સુદ ૧૫)—આ તહેવારની ઉત્પત્તિ એમ થઈ છે, કે હિરણ્યકશિપુની બહેન હોલિકા પ્રહ્લાદને લઈ આગમાં બેઠી હતી, તે વખતે તે સળગી અને પ્રહ્લાદ બચી ગયો.

આ તહેવાર મુખ્યત્વે શૂદ્રનો છે, પણ આખી પ્રજા આ તહેવારમાં ભાગ લે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, નાનાં-મોટાં, સ્ત્રીઓ-પુરુષો અને બાળકો-બધાં આ તહેવાર ઊજવે છે.

આ તહેવાર ત્રણ દિવસનો હતો. આ ત્રણ દિવસ બધા મોટાનાનાનો ભેદ અને સ્ત્રીપુરુષની મર્યાદા છોડી દે છે, અને પોતાના બધા ભાવોને ખીલવી દે છે. ખરાબ બાબા પણ બોલે, છતાં તે બે દિવસ નભાવી લે. આ રિવાજ સારો નથી અને તે કેમ થયો હશે, તે ખબર નથી, પણ એની મર્યાદા કોઈ ઓળંગતું ન હતું; અને એ જ સ્ત્રીપુરુષ અને બાળક વચ્ચેની માનમર્યાદા જળવાતી. જેમ નાટકમાં વેશ સજવ્યા પછી જાણે હતા તેવા ને તેવા, એવી રીતે આ રચના પણ હતી

એ વખતે કહેવાતું, કે 'હોળી અને ધરોઆઠમના દિવસોના ઉપવાસો તો ભારે કઠણ ભાઈ!' કેમ કે હોળીને દિવસે ધાણી, ચણા, ખજૂર, ખાંડના હારડા અને ધરોઆઠમના દિવસે ફણગા ફૂટાડેલા મગ અને મઠ તથા તે ઉપરાંત હોળીને દિવસે શેકેલા ચણા અને સાથવો ખાવાનો રિવાજ છે. પણ સાંજ સુધીમાં એ સિવાય બીજું કંઈ ખવાય નહિ. હોળીનું પૂજન પૂરું થયા પછી ઘઉંની સેવ ખાવાનો રિવાજ છે.

હોળી માટે થોડા દિવસ અગાઉથી તૈયારીઓ ચાલે. બનતા સુધી ગામની પૂર્વ દિશાએ હોળી કરે. ત્યાં લાકડાં, છેડાં વગેરેનો ઢગલો કરે તે લાકડાં ગમે ત્યાંથી, ઉપયોગી હોય તો ય ઉપાડી લાવે અને તેમાં નાખે. મોટો ઢગલો કેમ થાય અને હોળી લાંબા વખત સુધી કેમ ચાલુ રહે, એની કાળજી ઘેરૈયા જુવાનિયા રાખે તે દિવસોમાં જુવાનિયાઓ મોડી રાત સુધી ગેડીદડાની રમત રમે.

હોળી પ્રગટાવવાનો સમય સાંજનો હોય. તેનો સમય થવા આવે ત્યારે લોકો છાણાંના હાર, ખીલીનાં ફળ, મહુડાં, કેરી, લીમડાનો માર વગેરે હોળીમાં નાખે. ભૂંગી રણશિંગું વગાડે, એટલે લોકો હોળી પૂજવા ભેગા થાય.

દરેક જણ બાજરી કે જુવારનો પૂળો લઈ પૂજવા જાય. આમ બધા ભેગા થાય. હોળીના ઢગલા વચ્ચે ધજા રોપે બ્રાહ્મણ પૂજન કરાવે. પ્રથમ પૂજા મુખી કરે. પૂજા પૂરી થયા પછી ઢોલી ઢોલ વગાડે અને ઢોલી સળગાવે. તે વખતે લોકો લીમડાનાં પાન ખોસેલા પૂળા સળગાવતા ગોળ ફરે અને ચક્ર પૂરું કરી,

બહાર નીકળી, પૂળો હોલવી નાખે, જેથી હોળી માતાના વરદાનથી કંઈ રોગ ન થાય, એવી માન્યતા હતી. આજે હવે એ વહેમ ઓછો થતો જાય છે.

હિરણ્યકશિપુ વગેરે રાક્ષસો તો હમેશ ભગવાનના દુશ્મન અને તેઓએ એ દિવસે વેર વાળવાનો પ્રયત્ન કરેલો; એ પરથી વેર વાળવાનો દિવસ પણ હોળીનો ગણાય છે; એટલે કેટલાક તો વેર વાળવા ઘેરથી સેવ ખાઈ નીકળે; કેમ કે તેમાં વાગેય ખરું અને મૃત્યુ પણ થાય; ત્યારે હોળી માતાનો પ્રસાદ લેવાનો રહી જાય, એ યોગ્ય નહિ એમ માનતા.

હોળી સળગે અને તેના ઉપરની ધજા કઈ બાજુ-કઈ દિશાએ પડે છે, તેના પરથી ઈશ્વરની કૃપા કે કોપની કલ્પના કરતા હતા.

પુરુષો જાય એટલે સ્ત્રીઓ પાણીના લોટા લઈ આવે. તે પણ અંદર ધાણીચણા નાખતાં જાય અને હોળી ફરતું પાણી રેડતાં જાય; એને હોળી ટાઢી પાડવાનું કહેતા.

કેટલેક ઠેકાણે એવો રિવાજ હતો, કે હોળીમાં પાણી ગરમ કરી તે પાણીથી સ્નાન કરવું. વળી તેનો દેવતા એ જગ્યાથી લઈ જવાય નહિ. હુક્કા માટે જોઈતો હોય, તો ત્યાં જ બેસી પીવો જોઈએ; અને જો એ દેવતા લઈ જવામાં આવે તો એ બીજી હોળી સુધી હોલવાવો ન જોઈએ અને તે બીજી હોળીમાં પહોંચાડવો જોઈએ.

કેટલેક ઠેકાણે આ તહેવાર ૫ દિવસ અને ૭ દિવસ સુધી પણ ઉજવાય છે.

**ધૂળેટી** (ફાગણ વદ ૧.)—પ્રહ્લાદ બચી ગયા, એટલે અસુરો રોષે ભરાયા અને માથે ધૂળ નાખી. વૈષ્ણવોએ આ દિવસ ઉત્સવ તરીકે ઊજવ્યો. એકબીજા પર સ્ત્રી-પુરુષના ભેદભાવ રાખ્યા વગર આનંદમાં આવી, રંગ છાંટ્યા. ગુલાલ અને કેસરિયો રંગ ઉડાડ્યો અને ઓચ્છવ, ભજન વગેરે કર્યાં. આમ એ તહેવાર અને રિવાજ ચાલ્યો આવે છે. તે દિવસે શૂદ્ર અને બીજા બધા પણ આવી જ રીતે આનંદ કરે.

છોકરાઓ ગામમાં ગોઠ ઉઘરાવે. દુકાનેદુકાનેથી ખજૂર અને નાળિયેર ઉઘરાવે. પછી ઉઘરાવનાર બધા વહેંચી લે, છૂટા પડે અને નાહીધોઈ શાંત થઈ જાય.

ગોઠ ઉઘરાવવાનો હક મનાતો. એ સંબંધી દાહોદની કોર્ટમાં ઇલાજી સામે કેસ ચાલેલો અને તેનો હક સાબિત થયેલો.

મારવાડમાં આ તહેવારનું મહત્ત્વ વધારે છે.

**ચૈત્ર માસ**—આ આખો માસ અલૂણો ખોરાક ખાવાનો રિવાજ હતો. જે બધા દિવસ અલૂણો ખોરાક ન લઈ શકે, તે પંદર, સાત, ત્રણ અથવા એક દિવસ પણ અલૂણો ખોરાક ખાય.

શાલિવાહન શક પ્રમાણે નવું વર્ષ ચૈત્રમાં શરૂ થાય, એટલે નવા વર્ષના દિવસો ગણાય. નવરાત્રિમાં જવારા વાવે, તરપંડી-ત્રિપંડી-ત્રણ પિંડ-બ્રાહ્મણને જમાડવાનો રિવાજ હતો. વળી કોઈ ઠેકાણે સૌભાગ્યવતીઓને, તો કોઈ ઠેકાણે કુમારિકાઓને જમાડવાનો રિવાજ હતો. રામનવમીને દિવસે લોકો રામજીમંદિરમાં જાય. આમ આખો માસ ચાલતું.

**અખાત્રીજ—અક્ષયતૃતીયા** (વૈશાખ સુદ ૩)—આ ખેડૂતોનો તહેવાર છે. તે દિવસે જમીનનાં પાણી વળતાં થાય છે, એટલે પાણી નીચેથી ઉપર આવે છે, વાડના થોર જે પહેલાં નહોતા ફૂટતા, તે હવે ફૂટવા લાગે છે. ખેડૂત ખેતીની શરૂઆત તે દિવસથી કરે છે. પહેલાં સમૂહનું કંઈ પણ કાર્ય કરતાં પહેલાં વિધિ કરાતી. તે દિવસે ખેડૂત ખાતરનું ગાડું ખેતરમાં નાખી આવી શુકન કરે. વળી કોઈ ખેડૂત ખેતરની વાડે સૂડ કરવાની શરૂઆત પણ કરી આવે. આમ તે દિવસે મુહૂર્ત કરી આવે. ખેતરો સાંથે-ભાગે રાખવાનો સમય પણ અખાત્રીજથી શરૂ થાય. આ તિથિનો કદી ક્ષય હોતો નથી; તેથી તેને અક્ષયતૃતીયા પણ કહે છે.

**વરસાદનો પ્રથમ દિવસ**—જ્યારે વરસાદ

પડે અને હળોતરો કરવાનો દિવસ હોય, તે દિવસ સાર્વજનિક આનંદનો ગણાય હળોતરો કરવાનો દિવસ હોય, ત્યારે આખું ગામ વહેલું જાગે પુરુષવર્ગ હળ, બળદ અને સાધનોની તૈયારી કરે સ્ત્રી પણ વહેલી ઊઠે અને તેમને નવડાવવા, પિવડાવવાની ને વિદાય કરવાની તૈયારી કરે પછી હળ વગેરે સાધનોને અને બળદોને નાડાછડી બાંધે અને કંકુથી ચાંલ્લા કરે ઘેરઘેર આ પ્રમાણે થાય પછી શુકન જોઈ બળદ ચલાવે જે રસ્તામાં મળે તેને સાથે લીધેલો ગોળ આપે આમ ગામના બધા હળ ભાગોળે ભેગા થાય શુકન જુએ ચાસ પક્ષી સામુ મળે, તો જયજયકાર કરે, તે ન આવે તો બ્રાહ્મણ કે કુમારિકા સામે મળે, એટલે શુકન થાય, ત્યારે નીકળે એ શુકન વિષે એક દોહરો છે

આટો, ફૂટો કે ઘી ઘડો, છૂટા કેશે નાર,
વણ ટીલે એ વિપ્ર મળે, તો નિશ્ચે ખૂટ્યો કાળ

અર્થ –લોટ લઈ જનાર, લાકડાં લઈ જનાર, ઘી લઈ જનાર, છૂટા કેશની સ્ત્રી અથવા ટીલાવગરનો બ્રાહ્મણ મળે, તો અપશુકન થાય

આમ શુકન જોઈ ખેતરમા જાય ત્યાં કોદાળીથી પાંચ ટચકા મારે, હળથી પાંચ ચાસ કાઢે અને ઘેર આવી કંસાર જમે આમ ખેડૂતનો તહેવાર બહુ આનંદથી ઉજવાતો

**રથયાત્રા** (અષાડ સુદ ૨)—આ તહેવાર આખા હિંદમા વૈષ્ણવો ઊજવે છે જગન્નાથપુરીમાં ભગવાનની મૂર્તિને રથમાં બેસાડી સવારી કાઢવામાં આવે છે આ રીતે બીજા સંપ્રદાયો પણ ભગવાનની મૂર્તિની સવારી કાઢે છે આ દિવસે જાણુ ખાવાનુ માહાત્મ્ય છે અને ઉગાડેલા મગનો પ્રસાદ વહેંચાય છે

**દિવાસો** (અષાડ વદ અમાસ)–' આવ્યો દિવાસો પર્વોનો માસો ' ચોમાસાના તહેવારોની શરૂઆત દિવાસાથી થાય છે આખા વર્ષમાં ચોમાસામા ઘણા તહેવારો છે તેનુ કારણ એ લાગે છે કે ચોમાસામાં કામ ખૂબ રહે; એટલે વચ્ચેવચ્ચે આનંદ અને આરામની જરૂર રહે વળી કેટલાક દિવસ વરસાદની હેલીઓ હોય, એટલે કામ ન થાય વળી રોગ ન થાય એ માટે એક ટાણાની જરૂર વગેરે કારણોને લીધે ચોમાસામા કામ વધુ, વરસાદ વધુ અને તહેવારો પણ વધુ છે

આ તહેવાર પર્વોનો માસો છે એટલે પર્વોના મોખરાનો છે આ દિવસે ખીર ખાવાનો રિવાજ છે અને તે વિષે કહેવત છે, કે ખીર ખાઈને જ માસો જશે એટલે તે પહેલા ખૂબ માખીઓ હોય છે, ને અદશ્ય થશે વરસાદના સપાટામાં માખીઓ મરી જાય છે

**નાગપચમી** (શ્રાવણ સુદ ૫)—હિંદુ ધર્મની માન્યતા છે, કે ક્રૂરમાં ક્રૂર પ્રાણી પણ ભગવાનનુ સ્વરૂપ છે મહાદેવજી તો ડોકમા નાગ રાખતા હતા આમ એની પૂજાનો દિવસ પણ આપણા વાર્ષિક જીવનમાં રાખ્યો છે તે દિવસે સાચો નાગ મળે, તો કેટલાક પોતાને ભાગ્યશાળી ગણે અને તેને દૂધ પાય તે માટે તેને શોધવા પણ જાય, પણ એવી રીતે બધા શોધી ન શકે, એટલે માટીના નાગ બનાવી બ્રાહ્મણો મદિરમા, નદીએ કે તળાવે બેસે લોકો તેમને દાનદક્ષિણા આપે બધા ઠંડા પાણીએ નાહાય કાચું અને ટાઢું ખાય, કેમ કે ગરમ હોય, તો નાગની મૂછ દાઝે, એવી માન્યતા છે

આ પર્વ મોટે ભાગે સ્ત્રીઓ કરે છે તેમા બ્રાહ્મણો સાથે હોય છે વર્ષના ઘણા પર્વો સ્ત્રીઓ જ કરે છે તપશ્ચર્યાનાં પર્વો તો ખાસ તે જ કરે છે; તેથી નાના બાળકોમા તેના સસ્કાર દઢ પડે છે

**બળેવ**—શ્રાવણ માસની પૂર્ણિમાએ આવે છે પણ આ તહેવાર તિથિ કરતા નક્ષત્ર પર વધારે આધાર રાખે છે જો શ્રવણ નક્ષત્રમાં ચદ્ર ચૌદશે આવે, તો ચૌદશે બળેવ થાય

બ્રાહ્મણોનો આ મોટામા મોટો તહેવાર

બ્રાહ્મણને તપ એ જ ધન હોય છે; એટલે એ દિવસ તપશ્ચર્યાનો છે. આખા વર્ષમાં જે કંઈ પાપ થયાં હોય, તેના પ્રાયશ્ચિત્તનો આ દિવસ છે.

એ દિવસે તે અંઘેડીનું દાતણ કરે છે, ગાયનાં છાણમૂત્રથી શરીર ચોળે છે, ગોમૂત્ર પીએ છે અને પછી નદી કે તળાવના પાણીમાં વહેલા જઈ બેસે છે અને પોતાનાં પાપોનું સ્મરણ કરે છે; પછી નવો સંકલ્પ કરે છે અને ફરીથી એવાં પાપો કે દોષો ન થાય, એ માટે નિશ્ચય કરે છે; અને એનાં પ્રતીકરૂપે જનોઈ હૃદય સાથે રાખે છે. પછી બપોરે જમે છે.

**યજ્ઞોપવીત યા જનોઈ**—આ જનોઈની રચના પાછળ પણ વિચાર અને ભાવના છે.

જનોઈના ત્રણ તાર હોય છે. એ ત્રણ તાર ત્રણ જાતના ઋણની યાદ આપે છે. ૧. પિતૃઋણ, ૨. ઋષિઋણ, ૩. દેવઋણ.

પિતૃઋણ: પિતાએ મને જન્મ આપ્યો; વળી પિતાના પિતા, વળી તેમના પિતા, એમ અનેકના સંસ્કારોનો વારસો મળ્યો. તે ઋણ કેવી રીતે ફેડવું? તેમણે કીર્તિ, ધન વગેરે આપ્યું, તે કેમ પાછું વાળું? તેમની સેવા કરું. તેમણે જીવનમાં જે સારું આપ્યું છે, અથવા સારું ઇચ્છ્યું છે, તેનો નાશ નહિ થવા દઉં. તેમણે અપકીર્તિ આપી હોય તો તે ટાળવાનો, કીર્તિ આપી હોય તો તે વધારવાનો, દેવું આપ્યું હોય તો તે ફેડવાનો, સંપત્તિ આપી હોય તો તે સન્માર્ગે ખર્ચવાનો સંકલ્પ કરું; અને તેમણે આપેલા સદાચારનો વંશ રાખવા માટે જ લગ્ન કરીશ, એમ નિશ્ચય કરું.

ઋષિઋણ: ઋષિ એટલે સમાજનાં શ્રેષ્ઠ માણસો અને એ સમાજ કે જેણે જીવન સરળ બનાવવામાં મને અને મનુષ્યજાતિને મદદ કરી છે, તે બધાનું ઋણ કેવી રીતે ફેડું? એ માટે મારું જીવન સમાજને ઉપયોગી બનાવીશ.

દેવઋણ: સૂર્ય, ચંદ્ર, તારા વગેરે દેવોનાં પ્રતીક છે. તે ન હોય તો જીવન ન નભે. સૂર્ય ગંદકી દૂર કરે છે અને પ્રકાશ આપે છે. ચંદ્ર શીતળતા આપે છે; હું પણ તેમ કરીશ.

આ ત્રણ ઋણના ત્રણ તાર થયા. એ ત્રણ તાર એવી રીતે ભેગા કરવા, કે જેથી તેમની એક ગાંઠ પડે તે બ્રહ્મગાંઠ કહેવાય એટલે બ્રહ્મ સાથે ગાંઠ બંધાઈ એમ તે સૂચવે છે.

શિખાસૂત્ર: જ્યાં સુધી આ ત્રણે ઋણ છે, ત્યાં સુધી શિખા અને સૂત્ર (ચોટલી અને જનોઈ) રહે છે. એમાંથી મુક્તિ થાય, એટલે બંને—શિખા અને સૂત્ર—ને તે છોડી દે છે, ત્યારે તેણે સંન્યાસ કર્યો એમ કહેવાય. એ મુક્તિ ક્યારે મળે? જ્યારે લોકૈષણા, વિત્તૈષણા અને પુત્રૈષણા જાય ત્યારે; એટલે કુટુંબની, ધનની કે કીર્તિની વાંછના ન રહે, ત્યારે—સંન્યાસ આવે ત્યાં સુધી શિખાસૂત્ર રહે છે. દર વર્ષે સંકલ્પ ફરીફરી તાજો કરવામાં આવે છે અને જનોઈ બદલાય છે.

જનોઈમાં છ તાર: પરિણીત પુરુષો છ તારની જનોઈ ધારણ કરે છે. સ્ત્રીઓ જનોઈ નથી પહેરતી; કેમ કે સ્ત્રી પુરુષમાં સમાઈ જાય છે, એવી કલ્પના છે; તેથી તેનાં ઋણ પણ પુરુષ સાથે ભળી જાય છે. સામાન્ય રીતે પહેલાં એવી માન્યતા હતી, કે (અને તે સાચી લાગે છે) સ્ત્રીના કાર્યમાં પુરુષ નહિ, પણ પુરુષના કાર્યમાં સ્ત્રી ભળી જાય. સ્ત્રી પુરુષમાં સમાઈ જાય, એટલે સ્ત્રીની મહત્તા ઘટતી નથી. પુરુષ એની સલાહ વગર આગળ વધી શકતો નથી અને તે પ્રસંગ આવ્યે પુરુષને રોકી પણ શકે છે; છતાં છેલ્લો નિર્ણય કરવાનું કામ પુરુષનું હોય છે. આ હિંદમાં જ નથી, બધે જ છે. આ બન્નેનાં ઋણ ફેડવાનો દિવસ તે આ બળેવ.

પ્રશ્ન—આ કંઠી શાથી બાંધતા હશે?

ઉત્તર—કંઠી બાંધવાની નથી હોતી, કંઠીનો અર્થ કંઠે કરવું તે. ગુરુ જે મંત્ર આપે, તે કંઠે રાખવો, જેથી ભુલાય નહિ. આ મંત્ર કંઠે રાખતાં, તેની બાહ્ય નિશાની કંઠી બનાવી.

**રક્ષાબંધન** (શ્રાવણ સુદ ૧૫)—આ બળેવને દિવસે બ્રાહ્મણો લોકોને ચોમાસાના

દિવસોમા કેમ વર્તવુ, જેથી નીરોગી રહી શકાય, એ સમજાવતા અને એ સમજાવીને શરીરરક્ષણની આવશ્યકતા યાદ રહે, એ માટે રક્ષા બાધવાનો રિવાજ હતો

**નાળિયેરી પૂનમ** (શ્રાવણ સુદ ૧૫)— આ જ દિવસે દરિયો ખેડનારા દરિયો શાત થયો હોય, એટલે સમુદ્રયાના શરૂ થરે દરિયાકાંઠે નાળિયેર થાય, એટલે તે ફળ દરિયાદેવને અર્પણ કરી ખારવા લોકો દરિયાદેવની પૂજા કરતા, કેમ કે તેમાથી તે સુખી થયા હતા—નવુ નવુ શીખ્યા હતા

**ગૌરીપૂજા**—છોકરીઓનો આ તહેવાર છે, અથવા વ્રતદિવસો છે આ તહેવારની ઉત્પત્તિની કથા અર્થપૂર્ણ છે ગૌરીપૂજા એટલે ગૌરીની—પાર્વતીની પૂજા આ પાર્વતીએ શુ કરેલુ ?

તે જ્યારે નાના હતાં, ત્યારે તેમના માતાપિતાનુ તેમના પર બહુ હેત હતુ અને તેમને કેવો વર મળશે, એની ચિતા તેઓ કરતા હતા વળી પાર્વતી ખૂબ શક્તિશાળી હતાં, એટલે એમને લાયક વર કેવો મળશે, તેની પણ ચિતા હતી

એક વખત નારદજી તેમને ત્યાં ગયા ત્યારે પાર્વતીના પિતાએ તેમને (પાર્વતીને) કેવો વર મળશે એમ પૂછ્યુ નારદજીએ વિચાર કરી જવાબ આપ્યો "છોકરી બહુ ભાગ્યશાળી છે એને બહુ પવિત્ર અને શક્તિશાળી વર મળશે તેણે ભસ્મૂતિ લગાવી હશે, કોટે સાપની માળા ધારણ કરી હશે, પોઠિયા પર સવારી કરી હશે, સ્મશાનમાં પથારી રાખી હશે, હાથમા ખોપરી મૂકી હશે અને માથે જટા ધારણ કરી હશે છોકરી બહુ ભાગ્યશાળી છે"

આ હકીકત જાણી માબાપ બહુ દુખી થયા તેમને થયુ, કે અહીં ઘેર આટલુ બધુ સુખ છે અને તેમાં અમારી છોકરી રહે છે, તેને માથે ભારે દુખ આવશે આ ચિતા તેમને થઈ, પણ પાર્વતી દુખી ન થયાં તેમણે તો નિર્ણય કરી લીધો, કે હવે મારે તેવા વરને લાયક થવુ એટલે તેમણે તપશ્ચર્યા શરૂ કરી તેમણે વૈભવ છોડ્યો, ઈશ્વરસ્તવન શરૂ કર્યુ આવા પાર્વતીને છોકરીઓ યાદ રાખે, એ માટે આ તહેવારની યોજના છે

સાસરે જતા પહેલા છોકરીને લાયક બનાવવાનુ કામ માતાનુ છે માને માથે છોકરીનો બોજો હતો અને આજેય છે એટલે નવે ઘેર સારી રીતે નવા કુટુબમા એકરૂપ થઈ, છોકરી કેમ સારી રીતે જીવે, એની ચિતા મા કરતી અને એવી તાલીમ આપતી એ છોકરી સારી કે નરસી હોય, તો તેની મા વખણાય કે વગોવાય પોતાનુ કુટુબ છોડી તદ્દન નવા જ માણસોને પોતાના બનાવી દેવા એ સહેલુ નથી ભારે સહનશક્તિ હોય તો જ એમાં સફળતા મળવા સભવ છે

વળી દક્ષિણમાં અને રજપૂતોમા તો લગ્ન પછી કન્યાને પિતાને ઘેર જવાનુ હોતુ જ નથી આવા સજોગોમાં ગોયરો એ લગ્ન પહેલાંની પૂર્વ તૈયારી છે લગ્નની પૂર્વ તૈયારીમા છોકરીઓના દાત રગવાનો રિવાજ હતો તેમાં ખૂબ કષ્ટ ભોગવવાનુ રહેતું પણ તે આનદથી ઉઠાવતી

તે દિવસોમા છોકરીઓમાં ઉપવાસાદિ કરવાનો રિવાજ હોય છે. માટીના વાસણમા ગોરો (પચધાન) વાવે છે તેમાં વચ્ચે એક વાસનો દાણો નાખે છે તે દિવસ લીલુ કઈ ન વપરાય, એટલે દાતણ પણ સાડાનુ કરે છે પછી બધી છોકરીઓ ગીત ગાતીગાતી નદી કે તળાવે નાહવા જાય છોકરીઓ નાની હોય તો સાથે કેટલીક માતાઓ પણ જાય અને કેવી રીતે નાહવુ, કેમ કરવુ વગેરે બતાવે નાહીને પાછા ફરતાં નાનુ બેડુ (કુલડીઓનુ) પાણીથી ભરી લઈ ગીત ગાતી પાછી આવે તે દિવસે ફળફળાદિ ખાય ફળમા રાયણની ડોકડીઓ મુખ્યત્વે હોય. એક વખત અલૂણુ ખાવાની છૂટ હોય છે (તે દિવસે ઊભાં થવાય નહિ, ઊભાં થાય

એટલે ખાવાનું બંધ.) એક વખત ખાવા બેઠાં ત્યારે ખાઈ લે. ઊભાં થયા પછી ન ખવાય; એટલા માટે કેટલીક છોકરીઓ બિલકુલ ઊભી જ ન થાય અને ઓરડામાં કે બહાર ખસતીખસતી જાય. વળી તે દિવસે અસભ્ય અને જંગલી વર્તન પણ કરે. જેમ કે એકબીજાને અસભ્ય ગાળો દે, કૂટે, મારામારી કરે વગેરે. પંચધાન વાવ્યું હોય તે છેલ્લે દહાડે નદી કે તળાવમાં વિધિસર નાખી આવે.

જાગરણદિન: વળી એક દિવસ જાગરણ દિન આવે છે, ત્યારે આખી રાત જાગવામાં આવે છે.

આવી ગોયરો નાનીમોટી બધી છોકરીઓ પરણીને સાસરે જાય ત્યાં સુધી કરે. કેટલીક નાની હોય તે સાસરેથી આવીને પણ કરે.

વ્રત: તે દિવસોમાં છોકરીઓ કંઈ ને કંઈ વ્રત લે. કોઈ ગાયને ચાંલ્લો કરવાનું, કોઈ પાંચ સધવા કે કુમારિકાઓને ચાંલ્લો કરવાનું, કોઈ પીપળા કે તુલસીને પાણી પાવાનું, કોઈ 'રામ' કે એવું કોઈ ભગવાનનું નામ લઈને ખાવાપીવાનું–એમ એક યા બીજા પ્રકારે વ્રત લે.

દર વર્ષે તેઓ વ્રત બદલતી રહે. કોઈ બધાં વ્રત પૂરાં કરે.

**ભાથાનો તહેવાર** (તળાવડી ભરાઈ હોય ત્યારે)–ખેતીનું કામ શરૂ થયું હોય તોપણ જ્યાં સુધી સીમની તળાવડીઓ ભરાઈ ન હોય ત્યાં સુધી ખેડૂતને રોજ બપોરે ઘેર આવવું પડે; કારણ કે બળદને પાણી પાવા માટે ગામના તળાવે આવવું પડે; પણ જ્યારે વરસાદ ધોધમાર પડી જાય અને સીમની તળાવડીઓ ભરાઈ જાય, ત્યારે ખેડૂતને બપોરે ઘેર આવવાનું ન રહે, ઘેર આવે તો કામ ઓછું થાય, એટલે તળાવડીઓ ભરાય એટલે બધા નક્કી કરે તે દિવસથી ભાત ખેતરમાં જાય. એનો પણ આનંદોત્સવ થતો. હજુ પણ ઉત્તર ગુજરાતમાં આ તહેવાર ચાલુ છે.

સ્ત્રીઓ તે દિવસે કંસાર કરે. નાહીધોઈ સારાં કપડાં પહેરી સાથે પૂળા અને કંસારનું ભાથું લઈ ગાતાંગાતાં એકસાથે નીકળે. એ બેની ભેડ રહે ત્યાં સુધી ગાય. ભાત આપી પાછા ફરતાં પણ એજ રીતે ગાતાંગાતાં ઘેર જાય.

આ અપૂર્વ આનંદ અને દૃશ્ય આજે ઓછાં થયાં છે.

**રાંધણછઠ** (શ્રાવણ વદ ૬)–કેટલાક આ તહેવાર સુદ છઠનો કરે છે. તે દિવસે બેવડું રાંધવાનું હોય છે; કેમ કે બીજે દિવસે શીતળાસાતમ હોય છે. વળી બે દિવસ ખાવાનું હોવાથી પાણી ન હોય એવા ખોરાક બનાવે; એટલે તળેલી અનેક વાનીઓ બનાવે.

**શીતળાસાતમ** (શ્રાવણ સુદ–વદ ૭)–આ તહેવાર મુખ્યત્વે સ્ત્રીઓનો ગણી શકાય. તે દિવસે ક્યાંય કોઈ ચૂલો સળગાવાય જ નહિ. તેમાં સ્ત્રીઓને આરામ મળે એવી કલ્પના હશે અથવા વિવિધતાના કારણે હશે.

તે દિવસે સ્ત્રીઓ વહેલી ઊઠે. તે દિવસે તળાવ કે નદી પર જઈ ઠંડા પાણીએ નાહાય. ત્યાં બ્રાહ્મણ માટીની શીતળાદેવીની મૂર્તિ બનાવે, તેની બધા પૂજા કરે. માતાને પાણીથી નવરાવે, પણ એ રીતે બધા નવરાવવા જાય તો માતા ઓગળી જાય; એટલે માતાને ફરતું પાણીનું કૂંડાળું કરે અને એ પાણી તળાવ કે નદીમાં ચાલ્યું જાય, એવો રસ્તો બનાવે.

આમ શીતળા માતાની પૂજા કરે, ગરબા ગાય અને આનંદ કરે.

**જન્માષ્ટમી** (શ્રાવણ વદ ૮)–આ તહેવાર બધે મોટા પાયા પર ઉજવાય છે. તે દિવસે ગામેગામ ખૂબ ધામધૂમ થાય છે. આગળના બે દિવસ તળેલું અને ટાઢું ખાધું હોય, એટલે આ દિવસે ઉપવાસ આવે છે. ઉપવાસનું બીજું કારણ એ પણ હોય, કે દેવકી માતા કષ્ટમાં હોય, તો ખવાય શી રીતે?

વળી ભગવાનના જન્મ પછી, જ્યારથી ઉત્સવની શરૂઆત થઈ હશે, ત્યારથી આ દિવસ અતિ આનંદનો હોવાથી, અનાજ ખાવાનું યાદ નહિ આવેલું; આ ઉપરથી ઉપવાસ થયો હશે. આપણા ઉપવાસોની ખૂબી જ એ છે, કે તેમાં અન્ન છોડવાનું નથી હોતું, પણ તે દિવસના પર્વના મહત્ત્વના આનંદમાં અન્ન સ્વાભાવિક રીતે ભુલાઈ જવાય છે અને તેને જ ઉપવાસ કહેવાય છે, નહિં કે અન્ન છોડ્યું એટલે ઉપવાસ થયો કહેવાય. ઉપવાસનો શબ્દાર્થ જોઈએ, તોપણ ઉપ-વાસ=આનંદની પાસે વાસ કર્યો કહેવાય.

અને ભગવાનનો જન્મ થવાનો હોઈ બધા ભજનકીર્તન કરે જ; એટલે આખો દિવસ રાસ-ભજન ચાલે જ. સવારે બધા મંદિરમાં જાય, ત્યારે પંચાજીરી મળે, તે ઉપવાસમાં ખાઈ શકાય છે. આ દિવસે વૈષ્ણવમંદિરો હોય, ત્યાં ઘણે ઠેકાણે મોટા મેળાઓ પણ ભરાય છે. ત્યાં બાર વાગે (રાત્રે) ભગવાનનો જન્મ થાય છે, ત્યાં સુધી ધામધૂમ થાય છે અને પછી શાંતિ થાય છે આ દિવસે કેટલાક વૈષ્ણવો ભગવાનને નામે જુગાર વગેરે અયોગ્ય વર્તન પણ ચલાવે છે.

ભગવાનના જન્મસમયે, રાત્રે બાર વાગે જો વરસાદ વરસે, તો ભગવાન પાણીએ નાહ્યા એમ કહેવાય અને એ વર્ષનું સારું લક્ષણ ગણાય, જો વરસાદ ન વરસે તો ભગવાન દૂધે નાહ્યા એમ કહેવાય અને તે વર્ષ કઠણ આવશે એવી માન્યતા તે વખતે હતી.

**પારણાં** (શ્રાવણ વદ ૯)-જન્માષ્ટમીનો ઉપવાસ હોય અને ભગવાનના જન્મનો આનંદ હોય, એટલે આ વહેલી સવારે ઘેરઘેર મિષ્ટાન્ન થાય અને મંદિરમાં ભગવાનનાં દર્શન કરી આવી તે જમે.

**શ્રાવણ માસ**-આમ આ આખો માસ પર્વોનો ગણી શકાય. કેટલાક શ્રાવણ માસ કરે છે, એટલે આ આખો માસ એકટાણું કરે છે. આખો માસ ન કરે, તે દરેક સોમવાર કરે. વળી કેટલાક તો ચાતુર્માસ-ચોમાસાના ચારે માસ એકટાણું કરે છે અને એકટાણું કરનારાઓમાં મોટે ભાગે સ્ત્રીઓ જ હોય છે. એ રીતે પુરુષો કરતાં સ્ત્રીઓ તપશ્ચર્યામાં ચઢી જાય છે.

આ માસમાં કામ ઓછું હોય, મહેમાન-પરોણા, લગ્નગાળો, યાત્રાઓ વગેરે બધુ આ માસમા બંધ હોય. વરસાદ ધોધમાર ન પડે, પણ ઝરમર-ઝરમર આવતો હોય-ભોય ભીની રાખતો હોય

આથી આખો માસ કામ ઓછું હોય, એટલે ધાર્મિક વૃત્તિ કેળવવાનો અવકાશ સારો રહે; તેથી સ્ત્રીઓ કથાવાર્તા સાંભળવા મંદિરોમાં જાય અને સાધુસંતોનો સમાગમ મેળવે

**ધરોઆઠમ-દુર્વાષ્ટમી** (ભાદરવા સુદ ૮)-આ દિવસે ઘરાને આરામ મળે; કારણ કે *આરવા કરવાનું ન હોય. બાજરીની કુલેર અને* ચોખાના લાડુ કરે, રાંધેલુ અનાજ કે શાક નહિ. તે દિવસે ધરોનું પૂજન કરે. ઢોર માટે ચાર લાવે, તેમાં ધરો ન લાવે. એ દિવસે કયાકકયાક મેળા પણ થતા. આમ આ પણ સ્ત્રીઓનો તહેવાર છે.

**અખોનોમ** (ભાદરવા સુદ ૯)-આ દિવસે સ્ત્રીનું વ્રત હોય છે, કે તેનાથી દળાય નહિ, ભગાય નહિ, ખંડાય નહિ, કપાય નહિ. એટલે દળવા, ખાંડવા કે ઘાસ કાપવા તો જાય નહિ, પણ ખાવા બેસે ત્યારે રોટલો ભાગીને ખવાય નહિ, એટલે તે દિવસે પુરુષ *રોટલો ભાગી આપે*

આ બધાની પાછળ સૌને આરામ આપવાની કલ્પના હશે. તે દિવસે ગરબા પણ ગવાય છે.

**શ્રાદ્ધ** (ભાદરવા સુદ ૧૫ થી વદ અમાસ સુધી)-આ દિવસોમાં પિતૃઓને યાદ કરવામા આવે છે. તે વખતે અનાજ વગેરે પાકયું હોય અને નવી સંપત્તિ ઘરમાં આવી હોય, એટલે બાપદાદાઓ યાદ આવે. તેમની મહેનતનો

પણ તેમાં હિસ્સો દેખાય; તેથી તેમનું શ્રાદ્ધ કરે. પહેલાં શ્રાદ્ધ સરાવવાનો રિવાજ હતો.

ડાંગર નવી થઈ હોય, એટલે તેના ચોખાની ખીર રાંધી ખાવાનો રિવાજ હતો. તેમાં પિતૃઓને અમૃત આપવાની ભાવના હતી.

વળી તે દિવસે પતિત, વાયસ, (કાગડો યા પક્ષીગણ), પાપી, રોગી અને શ્વાન–કૂતરાં એ બધાંને જમાડી જમવાનો સંકલ્પ, એ પિતૃઓનું તર્પણ છે.

યજ્ઞ, દાન અને તપ એ હિંદુ ધર્મના ત્રણ સ્તંભો છે. યજ્ઞ એટલે બીજા માટે ઘસાઈ છૂટવું, દાન એટલે બીજા માટે ખરચી નાખવું અને તપ એટલે તપશ્ચર્યા કરવી. (વૃત્તિઓ રોકવી.)

આપણા બધા તહેવારોમાં આ ત્રણે ગુંથાયેલાં, શ્રાદ્ધપક્ષમાં બ્રાહ્મણો યજમાનને ત્યાં શ્રાદ્ધક્રિયા પૂરી થતાં સુધી ખાતા નહિ. શ્રાદ્ધને દિવસે સંન્યાસીને કંઈ પણ ન આપવાનો રિવાજ હતો. તે જમાનામાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા ઓછી હશે, એટલે પિતૃઓના શ્રાદ્ધના દિવસો ઘણા રાખ્યા અને માતૃઓના શ્રાદ્ધ માટે ફક્ત એક દિવસ નોમનો રાખ્યો. એવી જ રીતે બાળકો (બાળાભોળાં) માટે તેરશ, ઘવાયેલાંઓની ચૌદશ અને ભૂલ્યાં–ચૂક્યાંની અમાસ રાખી; આમ સમાજમાં બધાનું શ્રાદ્ધ કરવામાં આવતું.

**નવરાત્રિ** (આસો સુદ ૧ થી ૯)—શ્રાદ્ધ પૂરાં થાય એટલે નવરાત્રિ શરૂ થાય. નવરાત્રિ એટલે નવા દિવસો: નવા દિવસોમાં થનગનાટ હોય જ. તેમાં શક્તિનો સંચાર થાય. આ દિવસો શક્તિવર્ધક છે.

આર્યો શક્તિના પૂજક હતા. શિવ અને શક્તિમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે, એમ આર્યો માનતા હતા. આ વખતે જવારા વવાય છે અને તે જેમ જલદી વધે છે, તેમ માણસમાં શક્તિ ખીલવી જોઈએ, એવી પ્રેરણા જવારામાંથી મેળવાતી.

આ બધા દિવસોમાં સ્ત્રીઓ રાત્રે ગરબે રમે અને આનંદ કરે. ગરબાવખતે પ્રકાશ જોઈએ. તે વખતે વીજળીની બત્તીઓ ન હતી; એટલે વરસાદ કે પવન નુકસાન ન કરે અને પ્રકાશ મળે, એ માટે કાણાંવાળી માટલીઓમાં દીવો મૂકતા અને તેની ચોફેર સ્ત્રીઓ ગરબા લેતી.

**દશેરા** (આસો સુદ ૧૦)—નવરાત્રિ પૂરી થાય, એટલે દશેરા આવે. તેને નવરાત્રિનો છેલ્લો દિવસ ગણી શકાય. દશ–હરા–દશ માથાં રાવણનાં હરાયાં.

તે દિવસે રક્ષા કાઢી નાખવામાં આવે છે; કેમ કે રોગનો ભય ગયો હોય છે.

મહાભારતમાં, અર્જુને શમીવૃક્ષ પર હથિયાર બાંધેલાં તે, તે દિવસે ઉતાર્યાં, એવી વાત આવે છે; એટલે તે દિવસે સાંજના લોકો શમીવૃક્ષની પૂજા કરવા જાય છે.

રાજાઓ લડાઈની તૈયારીઓ કરે છે, તે માટે તે દિવસે ઘોડા, હાથી વગેરે દોડાવે છે. અને તેમની શક્તિ માપે છે. લશ્કરને પણ એ જ રીતે જુએ છે અને એ માટે સવારી કાઢે છે.

જ્યાં રાજાઓ છે, ત્યાં આજે પણ સવારી કાઢવામાં આવે છે; પણ હવે તો તે લડાઈની તૈયારી કરવા નહિ, પણ આડંબર માટે કઢાય છે.

જ્યાં સુધી રાજા છે ત્યાં સુધી પ્રજા છે. રૈયત એટલે અધીન પ્રજા. એક રાજા હાર્યો, એટલે આખી રૈયત હારી ગઈ; કેમ કે રૈયત રાજાને અધીન હતી; એટલે આજે ગાંધીજી રાજાને કાઢવા માગે છે. દરેક માણસ સ્વતંત્ર છે. કોઈ કોઈને અધીન નથી. બાળક અને સ્ત્રી પણ સ્વતંત્ર છે. કોઈને અધીન રહેવું એ ગુલામી છે. એ ગુલામી આખા સમાજમાંથી –બધાં અંગોમાંથી તે કાઢવા માગે છે.

**શરદપૂનમ** (આસો સુદ ૧૫)—ચોમાસાનો છેલ્લો અને દિવાળી પહેલાંનો આ તહેવાર છે. કુદરતી રીતે વરસાદ ગયો અને ધૂળ બેસી ગઈ, એટલે આકાશ સ્વચ્છ બન્યું; ઉત્તમમાં

# આપણું અર્થકારણ

લેખક
શ્રી. જયંતીલાલ હ. મહેતા
બી કૉમ

હિંદ સ્વતંત્ર થયું છે, છતાં તેના સમગ્ર જીવન ઉપરથી પશ્ચિમની અસર ગઈ નથી. આજના યુગમાં અર્થકારણ એ જીવન ઉપર મોટામાં મોટી અસર કરનારૂં તત્વ છે શ્રી જયંતીલાલ હ. મહેતા આ લેખમાં પૂર્વ ને પશ્ચિમના દૃષ્ટિબિંદુની ભિન્નતા સમજાવે છે અને આપણી સંસ્કૃતિને ગાંધીજીનું અર્થકારણ જ વિશેષ ઉપયોગી થશે એવું મંતવ્ય રજૂ કરે છે તેઓ અર્થકારણના અભ્યાસી છે અને 'સંદેશ આર્થિક ગ્રંથમાળા'ના સંપાદક છે

ગાંધીજીની અર્થકારણ અંગેની વિચારસરણી સમજવા માટે શરૂઆતમાં એ જાણી લેવું જરૂરી છે, કે તે કયા પાયા ઉપર રચાયેલી છે ગાંધીજીને પૂર્વની સંસ્કૃતિમાં અચળ શ્રદ્ધા છે અને પશ્ચિમની જડવાદી—ભૌતિકવાદી સંસ્કૃતિના આંધળા અનુકરણના તેઓ પ્રખર વિરોધી છે. તેઓ હિંદીઓને આતર્મુખ થઈ ભૂતકાળમાં ડોકિયું કરવા એટલા માટે કહે છે, કે હજારો વર્ષ પહેલાં આપણા પૂર્વજોએ જે પ્રકારનું સામાજિક બંધારણ પુખ્ત વિચારણા અને અનુભવને પરિણામે અમલમાં મૂક્યું હતું તે એટલું આદર્શ હતું કે આપણે પારકાની ચાલ ચાલવા ગયા ન હોત, તો આજે હિંદ જે આર્થિક અને ઇતર ખરાબીમાં સપડાયું છે તે પરિસ્થિતિ ઊભી થઈ ન હોત વર્ણાશ્રમ એ આર્યસંસ્કૃતિના પાયા સમાન હતો ને હિંદના પ્રાચીન અર્થતંત્રના પ્રાણ સમાન હતો, કારણ તેની નીચે સમાજના વર્ગો વચ્ચે કાર્યની વહેંચણી એવી રીતે કરવામાં આવી હતી, કે કોઈ કોઈનાથી ઊંચો કે નીચો એ ભાવના વિના સામાજિક શ્રેયને જ ધ્યેય તરીકે નજર સમક્ષ રાખી સૌ સૌનું કાર્ય કરે અને પોતાને ફાળે આવતા કામના બદલામાં ઇતર જરૂરિયાતો અંગેની તેની ચિંતા તેને સેવવી રહે નહિ આમ વર્ણાશ્રમ એ આર્યસંસ્કૃતિની એક મહાન શોધ હતી

પશ્ચિમની સંસ્કૃતિનો આપણે ત્યાં ફેલાવો થતાં અને ત્યાંની સંસ્કૃતિ જડવાદ અને ધનસંચય ઉપર રચાયેલી હોવાથી, આપણી મૂળ સંસ્કૃતિ ઉપર કારી ઘા પડવા લાગ્યા. આ બે સંસ્કૃતિઓ વચ્ચેના મૂળભૂત ભેદો આપણે સમજી લઈએ, જેથી ગાંધીજી આપણી

---

ઉત્તમ ચંદ્ર અને તારા આ દિવસોમાં દેખાય વળી શરદઋતુનો આ છેલ્લો દિવસ હોય છે, એટલે સૌંદર્યપાનનો આ છેલ્લો દિવસ ગણીએ તો ચાલે.

આ રાત્રે દૂધ અને પૌંઆ ખાવાનો રિવાજ છે નવી ડાંગરના પૌંઆ ખૂબ મીઠા હોય છે તેમાં દૂધ, સાકર અને લીલું કોપરું આવે, એટલે તેમાં અમૃતની મીઠાશ આવે શાંત, સુંદર અને અજવાળી રાત્રિમાં અમૃત જેવાં દૂધ-પૌંઆ ખાવાનો પણ લહાવો હતો ચોમાસામાં રાસ-ગરબાનો કાર્યક્રમ ઘણીવાર રહેતો આ બધા તહેવારો ભક્તિભાવપૂર્વક ઉજવાતા એ તહેવારોની રચના કરનારા જ્ઞાની હતા, પણ ઊજવનારા જ્ઞાની ન હતા, પણ ભક્ત તો હતા જ આ તહેવારો અને તેમાં ચાલ્યા આવતાં ગરબા મારફત લોકકેળવણી થતી +

*

+ આ સંસ્થાની "સર્વોપયોગી સાહિત્યશ્રેણી નં ૨"માં તુરતમાં પ્રગટ થતા 'ગ્રામરચના' નામના પુસ્તકમાંથી

પ્રાચીન અર્થવ્યવસ્થાને શા માટે પસંદ કરે છે તે સ્પષ્ટ થશે.

પ્રથમ તો, હિંદ પહેલેથી જ ખેતીપ્રધાન દેશ હતો અને આજે પણ છે. આજે પણ આપણી કુલ વસ્તીનો ૭૨ ટકા વર્ગ ખેતી ઉપર જ અવલંબન રાખનારો છે. ખરું હિંદ આજે મુંબઈ કે કલકત્તા જેવાં મોટાંમોટાં શહેરોમાં વસતું નથી; પણ સાત લાખ ગામડાંઓ જ હિંદનું સાચું ચિત્ર પૂરું પાડે છે. જ્યારે પશ્ચિમના દેશો તો ઔદ્યોગિક ક્રાંતિ આવી અને યંત્રવાદના સકંજામાં સપડાયા, ત્યાં સુધી ખૂબ જ પ્રાથમિક અવસ્થામાં સબડતા હતા અને નૈતિક કે માનસિક પ્રગતિને પંથે વળવાનો તેમને ખ્યાલ પણ આવ્યો ન હતો. તેમના હાથમાં વરાળનું હથિયાર આવ્યું અને પછી તો વિદ્યુતની મદદથી વિદ્યુતવેગે નવીનવી વૈજ્ઞાનિક શોધો પાછળ ગાંડાતૂર થઈને પડ્યા અને કોલસો અને લોઢું એ બેની મદદ વડે માલનું ઉત્પાદન વધારે ઝડપથી અને વધારે પ્રમાણમાં કેમ થાય, તૈયાર થયેલો માલ વાપરનાર સુધી ખૂબ ઝડપથી કેમ પહોંચે, ઉત્પાદનના વધતા જતા જથ્થા માટે નવાંનવાં બજારો કેવી રીતે હાથ કરવાં અને એ રીતે પુષ્કળ નાણું હાથ કેવી રીતે કરવું, એ સંસ્કૃતિના સિંચનથી જ પશ્ચિમના દેશોએ શરૂઆત કરી. એટલે હિંદે સૈકાંઓ સુધી આત્મમંથન કરી અનેક અખતરા અને ચિંતન કર્યાં બાદ સંસ્કૃતિની ખીલવણી કરી, ત્યારે પશ્ચિમે તો આંખ ઊઘડતાં જ એક વસ્તુ મળી આવે તેને જ સાચી માની આગળ ધપ્યે જવાનું પસંદ કર્યું. પશ્ચિમની આવા પ્રકારની પ્રગતિ આજ સુધી ચાલુ રહી છે. આમ હિંદની સંસ્કૃતિ ખૂબ પ્રાચીન અને મૂળભૂત ઊંડા પાયાવાળી છે, જ્યારે પશ્ચિમની સંસ્કૃતિ આધુનિક અને તકવાદી છે. આ ફેરફાર તરત જ નજરે પડે તેવો છે.

હિંદી સંસ્કૃતિમાં સામાજિક રચના એ પ્રકારની હતી કે હરેક વ્યક્તિ એ સમાજનું અંગ છે. અને સમાજના હિત આગળ વ્યક્તિએ લાભાલાભનો ખ્યાલ કરવાનો હોય નહિ, એટલે વ્યક્તિનું વ્યક્તિત્વ જળવાઈ રહે અને છતાં ય સમાજના શ્રેયની આડે તે ન આવે. આ બન્નેનો સમન્વય બહુ સુંદર રીતે આપણે ત્યાં સાધવામાં આવ્યો હતો. જ્યારે પશ્ચિમની સંસ્કૃતિની જડવાદથી જ શરૂઆત થઈ હોવાથી અને માણસે યંત્રવાદને જ પોતાનો સાથી માની લીધેલો હોવાથી તેનું માનસ પણ જડ બનતું ગયું, સ્વહિતના ખ્યાલથી આગળ વિચાર કરવાનું તેને માટે અશક્ય જ બની ગયું. આથી કોઈ પણ પ્રશ્ન તરફ તે એવા જ દૃષ્ટિકોણથી જોવા ટેવાયો કે તેનાથી પોતાનું હિત કેટલું જળવાય છે અને કેટલું જોખમાય છે: વિશાળ દૃષ્ટિબિંદુ કેળવવાની તેને તક જ મળી નહિ. સમાજને ખાતર પોતાને આત્મભોગ આપવો પડે એવી સ્થિતિ તેની આગળ ખડી થઈ જ નહિ. પરિણામે પશ્ચિમની પ્રજા ધનલોલુપ, દેહવાદી અને જીવનને ટૂંકી દૃષ્ટિથી નિહાળતી બની ગઈ. આમ વ્યક્તિ અને સમાજ વચ્ચેનું જે ઘર્ષણ હિંદી સંસ્કૃતિએ મૂળથી જ ટાળ્યું હતું, તે ઘર્ષણ પશ્ચિમની સંસ્કૃતિનાં મૂળમાં સમાયેલું રહ્યું.

પશ્ચિમના દેશોમાં ઔદ્યોગિક ક્રાંતિના વખતથી જ માલનું ઉત્પાદન યંત્રો દ્વારા ગંજાવર પ્રમાણમાં થવું શરૂ થયું. માલની પડતર કિંમત ઘટાડવા તથા યંત્રો વધારે અદ્યતન ઢાળનાં બનાવવા માટે અને દેખાવમાં વધારે સુડોળ અને ભભકાદાર કરવા માટે અનેકવિધ નુસખાઓની શોધો થવા લાગી, મોટાંમોટાં કારખાનાંઓની સ્થાપના થઈ. હજારો માણસો એક જ સ્થળે ભેગા થઈ ઉત્પાદન કરે અને તે રીતે ખૂબ મોટા પ્રમાણમાં ઉત્પન્ન થયેલો માલ પછી દૂરદૂર સુધી વેચાય તે જાતની રચના ત્યાં થવા લાગી. હવે આ પ્રમાણનું ગંજાવર ઉત્પન્ન દેખીતી રીતે જ મોટી મૂડી ધરાવનાર

વ્યક્તિઓ જ કરી શકે. જ્યારે એમ જણાયું કે એક કે થોડી વ્યક્તિઓનું જૂથ પણ આવડી મોટી મૂડી ભેગી કરી શકે એમ છે, ત્યારે લિમિટેડ કંપનીઓની રચના કરવામાં આવી કે જેથી અનેક મૂડીવાદીઓ પોતાથી અને તેટલી મૂડી અમુક સાહસમાં રોકે અને મોટા પાયા ઉપર ઉત્પન્ન થતા માલના નફામાંથી પોતાની મૂડીપૂરતો લાભ ઉઠાવે. આમ પશ્ચિમના અર્થકારણનો પાયો ઉત્પાદનના કેંદ્રીકરણ–મૂડીવાદ ઉપર રચાયેલો છે.

જ્યાં સુધી આપણે ત્યાં પશ્ચિમના યંત્રવાદની અસર નહોતી થઈ, ત્યાં સુધી માલનું ઉત્પાદન એટલી સુંદર રીતે થતું હતું, દેશભરમાં એકે એક વિસ્તારમાં, ગામડેગામડે અને ઘેરેઘેર એવી રીતે વહેંચાયેલું હતું, કે અનેક માણસો એક જગ્યાએ ભેગા થવાને બદલે દરેક વ્યક્તિ પોતાની જાતે માલનું ઉત્પાદન પોતાને ઘેર જ, પોતાના નાનકડા પ્રમાણમાં કરી લેતી. બને ત્યાં સુધી દરેક ગામડું એ પ્રકારનું સ્વયંપોષક હતું. આવા ગામના રહીશોને ખોરાક માટે, કપડાં માટે કે જીવનની પ્રાથમિક જરૂરિયાતો માટે ભાગ્યે જ પારકા પ્રદેશ કે દૂરના વિસ્તાર ઉપર આધાર રાખવો પડતો. આમ હિંદમાં માલનું ઉત્પાદન એટલું બધું વિકેંદ્રિત હતું કે તેની વહેંચણી એક સ્થળેથી અનેક સ્થળે કરવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નહિ આમ ઉત્પાદન લગભગ દરેક વ્યક્તિના હાથમાં વહેંચાયેલું રહેતું. આથી ધનસંચય અમુક જ ગણીગાંઠી વ્યક્તિઓના હાથમાં થઈ જવાનો સંભવ બહુ ઓછો રહેતો અને ધનની વહેંચણી ઓછેવત્તે અંશે સમાન રહેતી. આપણે ત્યાં મૂડીવાદને આ રીતે દૂર ને દૂર જ રખાયો.

બે સંસ્કૃતિ વચ્ચેનો બીજો પણ એક ભેદ જણાઈ આવે છે. મોટાં શહેરોમાં મોટાં કારખાનાંઓ રચી, ગંજાવર પ્રમાણમાં ઓછામાં ઓછી ઢબે યંત્રવાદની મદદથી માલનું ઉત્પાદન કરવાના પાયા ઉપર પશ્ચિમનું અર્થકારણ રચાયેલું છે. ત્યાંના અર્થતંત્રમાં શહેર એ એક મુખ્ય અંગ બની જાય છે; કારણ વીજળી અને વાહનવહેવારનાં અદ્યતન ઝડપી સાધનો, બેંકો, વીમા કંપનીઓ, દલાલો, લાખો મજૂરોને રહેવા માટેની જોગવાઈઓ વગેરે મોટા શહેરો સિવાય મળવી અશક્ય જ હોય.

ત્યારે હિંદી અર્થતંત્રનો પાયો તો ગામડેગામડે અને ઘેરેઘેર માલનું ઉત્પાદન કરવાના પાયા ઉપર રચાયેલો હતો, હિંદી અર્થકારણનો પ્રાણ ગામડાંમાં વસેલો હતો. માટે જ આપણે ત્યાં લાખો ગામડાં પ્રાણવંત ચેતનવંત, સુખી અને નૈતિક આબાદી ભોગવતા હતાં. જ્યારથી પશ્ચિમની સંસ્કૃતિની ચુંગાલમાં આપણે ફસાયા અને પોતાની ચાલ ભૂલી જઈ પારકાની ચાલનું આંધળિયું અનુકરણ ચાલુ કર્યું, ત્યારથી આપણા સઘન ગામડાં ઝડપભેર ભાંગવા લાગ્યાં; કારણ કે યંત્રોની મદદથી ચાલતાં કારખાનાંઓ જેમજેમ અમુક જગ્યાએ સ્થપાતા ગયા, તેમતેમ તેવાં કારખાનાંઓમાં બનેલો માલ પ્રમાણમાં સસ્તો પડવા લાગ્યો. હાથે બનાવેલ માલની સરખામણીમાં તેનાં માગ અને ઉપાડ વધવા લાગ્યાં. પરિણામે ગામડાંમાં બનતા માલ ઉપર તરાપ પડતી ગઈ, ગામડાંમાં રહેતા લોકોની રોજી ખેંચાતી ગઈ. બીજી બાજુ શહેરોમાં મોટા પ્રમાણમાં કારીગરોની માગ વધતી ગઈ, તેમ તેમ ગામડાંના બેકાર લોકો પોતપોતાનાં વતન છોડી શહેરો તરફ વળવા લાગ્યા. પોતે નાનકડા પાયા ઉપર પણ જે સ્વતંત્ર ઉત્પાદક હતા તે મટી જઈ એક વિશાળ કારખાનાંમાં એક જડવાદી હથિયારનું કામ કરતા થયા. અંધારી નાનકડી કોટડીમાં પોતાના પેટ ખાતર જીવન વ્યતીત કરતા થયા. હિંદનાં લાખો ગામડાંઓનું જવાહિર કેમ હણાયું તે આ ઉપરથી સ્પષ્ટ જણાશે.

બીજો ભેદ પણ તરી આવે છે. તે હિંદી સંસ્કૃતિમાં પહેલેથી જ કોઈ વર્ગભેદ જેવી

વસ્તુ નહિ. આર્ય સંસ્કૃતિ ગર્વ લઈ શકે તેવી ઘણી ચીજોમાં વર્ણાશ્રમ પણ બહુ ઉચ્ચ સ્થાન ભોગવે છે. આપણે ત્યાં સમાજના ચાર વર્ણ પાડી દરેકને પોતપોતાની ફરજો સોંપી દેવામાં આવી હતી. અર્થતંત્ર એ રીતે–એવી સરળ રીતે–ગોઠવી દેવામાં આવ્યું હતું કે ઉચ્ચનીચના ભેદ સિવાય બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શૂદ્ર પોતપોતાને ફાળે આવતું કામ કરે અને ચારે વર્ણની જીવનની જરૂરિયાત એને આપોઆપ મળી જ રહે. આમ થવાથી કોઈ વર્ણને અન્યાય થવાનો સંભવ ન હતો; કારણ બ્રાહ્મણ પોતાના આત્મકલ્યાણ ઉપરાંત બીજી ત્રણે વર્ણોની આત્મોન્નતિની પ્રવૃત્તિમાં વળગી રહેતો હોઈ તેના તરફ બાકીની ત્રણ વર્ણો માનદૃષ્ટિથી જોતી અને બ્રાહ્મણના જીવનની જરૂરિયાતો બ્રાહ્મણને મળી રહેતી. ક્ષત્રિય પોતે સમાજના રક્ષણનું કાર્ય પોતાના હાથમાં રાખતો અને તે દિશાની જ પ્રવૃત્તિમાં ઝઝૂમતો. બદલામાં વિદ્યાભ્યાસ અને આત્મજ્ઞાન બ્રાહ્મણ પાસેથી મેળવતો, વૈશ્ય તેને જીવનની ભૌતિક વસ્તુઓ પૂરી પાડતો, અને ઇતર સેવાઓ શૂદ્ર તરફથી તેને મળતી રહેતી તથા તે જ રીતે વૈશ્ય તથા શૂદ્ર પોતાનાં ક્ષેત્રો સંભાળી બદલામાં બ્રાહ્મણ અને ક્ષત્રિયની સેવાઓના ભોક્તા બનતા. આમ વર્ણ ભલે ચાર હોવા છતાં ચારે વર્ણ એક જ એકમના અંશ તરીકે વર્તતી. એક બીજા વચ્ચે કોઈ ભેદ, ઈર્ષ્યા કે વિખવાદ જન્મતો નહિ. આને પરિણામે આખો સમાજ બહુ સરળતાથી ચાલતો. સમાજની દરેક વ્યક્તિ આત્મસંતુષ્ટ રહેતી. આથી દુન્યવી પ્રવૃત્તિમાંથી જે વખત મળે તેમાં પોતાના આત્માના કલ્યાણ ઉપરાંત બીજાનું જે રીતે ભલું થઈ શકે તે પ્રકારની પ્રવૃત્તિઓનું માનવી આચરણ કરતો અને ઈશ્વરપરાયણ જીવન ગાળતો.

પશ્ચિમની સંસ્કૃતિ વર્ગવિગ્રહના જ પાયા ઉપર રચાયેલી જણાય છે. ત્યાં દરેક વ્યક્તિ પોતાની ફરજ કરતાં પોતાના હક્કને વધારે મહત્ત્વ આપે છે; અને આ રીતે બે વ્યક્તિ કે વર્ગના સામસામા હક્કો અથડાતાં ઘર્ષણ નીપજે જ એ સ્પષ્ટ છે. બીજું ત્યાં અમુક વ્યક્તિઓના હાથમાં માલનું ઉત્પાદન કેન્દ્રિત હોવાને કારણે ધનનો સંચય તેમની પાસે વધતો ગયો, પણ રાતદિવસ મજૂરીમાં વળગી રહેતા બહોળા વર્ગને તો રોજના આઠ આના કે રૂપિયા જેટલી જૂજ મજૂરી જ મળતી. આમ યંત્રવાદ–મૂડીવાદની ઓથેઓથે શ્રીમંત વધારે શ્રીમંત બનતો ગયો અને ગરીબ શોષાઈ–શોષાઈ વધારે ગરીબ બનતો ગયો. એટલે મૂડીવાદ અને શ્રમજીવી એ પ્રકારના સમાજના બે ભાગલા સ્પષ્ટ રીતે ખુલ્લા થવા લાગ્યા. અસંતુષ્ટ રહેતો શ્રમજીવી વર્ગ મૂડીવાદી વર્ગ તરફ ઘૃણાની દૃષ્ટિએ જોવા લાગ્યો; કારણ કે તે વર્ગ સમજતો હતો કે, માલના ઉત્પાદનમાં મુખ્યત્વે તો બે જ વસ્તુની જરૂર પડે છે: મજૂરી અને મૂડી. આમ હોવા છતાં મૂડી પૂરી પાડનાર વર્ગ તો બધી વસ્તુનો માલિક થઈ ફરે છે અને રૂપિયામાંથી ચૌદ આના નફો પોતાની પાસે રાખી બે આના જેવી રકમ મજૂરી પૂરી પાડનાર વર્ગને આપે છે. તેમના તરફથી બલવત્તર સ્વરૂપમાં પ્રશ્ન ખડો થવા લાગ્યો કે આમ શા માટે? શ્રમજીવી વર્ગને મૂડીદાર વર્ગ કરતાં સહેજ પણ ઓછું વળતર શા માટે મળે? શું મૂડીદાર પોતાની મૂડીની મદદથી માલનું ઉત્પાદન કરી શકે એમ છે? આવા સંજોગોમાં મૂડી અને મજૂરીના વિગ્રહો પશ્ચિમના દેશોમાં સામાન્ય થઈ પડ્યા. શ્રમજીવીઓ સંગઠિત સ્વરૂપમાં પોતાના મોરચા જમાવી, મોટાંમોટાં મંડળો સ્થાપી હડતાળ, ધમકી, હિંસા અને ઇતર સાધનો દ્વારા પોતા માટે વધારે ને વધારે હક મેળવતા ગયા અને તે મેળવ્યા બાદ વધારેની માગણી કરવા લાગ્યા. અને તે ન મળતાં,

મેળવવા માટે નવાનવા વિગ્રહોની તરકીબો રચવા લાગ્યા.

આપણે ત્યાં પણ જેમજેમ ઔદ્યોગિક પ્રગતિ ઝડપ પકડતી ગઈ તેમતેમ, પશ્ચિમમાં બન્યું તેમ, મૂડીદાર અને શ્રમજીવી વચ્ચેનું અંતર વધતું ગયું. વર્ગવિગ્રહના બી વવાયાં. એનાં પરિણામો આજે આપણે સૌ જોઈએ છીએ. આમ આપણે ત્યાં વર્ગવિગ્રહનું જ્યાં નામનિશાન નહોતું, તેની જગ્યાએ પશ્ચિમના અર્થકારણની બહોળી અસર નીચે હિંદમાં બધા વર્ગવર્ગ વચ્ચેના કલહો આજે સાર્વત્રિક બની ગયા છે.

વર્ગવિગ્રહ ઉપરાંત પશ્ચિમની અસર નીચે આપણી કૌટુંબિક એકતા ઉપર પણ એક કારી ઘા પડ્યો છે. આની અસર આપણા અર્થતંત્ર ઉપર જબ્બર થઈ છે, કારણ કે આપણે ત્યાં પહેલાં આખું કુટુંબ ભેગું રહેતું હોવાને કારણે કમાનાર એક હોય કે બેચાર પણ તેનો સરખો લાભ કુટુંબની દરેક વ્યક્તિને મળી રહેતો–પછી તેમાં થોડી વ્યક્તિઓ અંગત હોય કે કમાવાની ઓછી શક્તિ ધરાવતી હોય. આમ હોવાથી એક તો ઓછી શક્તિવાળા પણ કુટુંબની છત્રછાયા નીચે પોતાનું ગુજરાન ચલાવતા અને વધારે કમાણી કરનાર ઉપર પણ કુટુંબનો આ જાતનો બોજો રહેવાથી તેની પાસે યે વધારે ધનસંચય થઈ શકતો જ નહિ. આમ આપોઆપ ધનની વહેંચણી થઈ રહેતી. હાલના કૃત્રિમ સમાજવાદનો વિચાર કરતી વખતે આપણી જૂની સંસ્કૃતિની આ વિશિષ્ટતાનો ખાસ ખ્યાલ કરવો જરૂરી છે.

પશ્ચિમમાં કૌટુંબિક એકતા જેવું કશું છે જ નહિ. ત્યાં તો દરેક વ્યક્તિ પોતાની જાતને સ્વતંત્ર જ સમજે છે. પોતાના ભાઈ, બાપ કે પોતાનાં નજદીકનાં કુટુંબીઓ પ્રત્યે પણ તે વ્યક્તિ પોતાની નૈતિક કે આર્થિક કશી ફરજને સ્વીકારતી જ નથી. આમ હોવાથી ત્યાં સ્વાર્થલોલુપતા, એકબીજા વચ્ચેની સતત હરીફાઈ, ઈર્ષ્યા, સંકુચિત દૃષ્ટિ અને માનવીમાનવી વચ્ચેના કુદરતી સંબંધને બદલે ફક્ત નાણાકીય કૃત્રિમ સંબંધો જ જોવામાં આવે છે.

આમ હોવાનું મુખ્ય કારણ જીવન પ્રત્યેના આપણા મૂળભૂત દૃષ્ટિબિંદુના ફરકનું જ છે. પશ્ચિમની પ્રજા જીવન તરફ ખૂબ જ હલકી દૃષ્ટિથી જુએ છે અને દૈહિક સુખને જ મહત્ત્વ આપી જીવનના સુખસગવડ વધારવા તરફ તથા તેમ કરવા માટે કોઈ પણ જાતની આર્થિક પ્રવૃત્તિનો આશરો લઈ શકાય તેમ તેઓ માને છે, જ્યારે આપણી મૂળ સંસ્કૃતિ તો ભૌતિક સાધન સગવડોને ગૌણ માની આધ્યાત્મિક સુખને પ્રધાન ગણે છે. એટલે દેહને એશઆરામી બનાવતી ચીજોનાં ઉત્પાદન અને તેના ઉપભોગને આપણા પ્રાચીન અર્થકારણમાં સ્થાન નહોતું. જીવનની અનિવાર્ય જરૂરિયાતોનું ઉત્પાદન કરવું અને સમાજનો બહોળામાં બહોળો વર્ગ તેનો ઉપભોગ કરી શકે તે પ્રકારે તેમની વહેંચણી થાય તેવી વ્યવસ્થા હતી. આમ પશ્ચિમના અર્થકારણનો પાયો દૈહિક સુખનો વધારો કરવા ઉપર રચાયો, જ્યારે આપણી સંસ્કૃતિ આધ્યાત્મિક સુખને જ મૂળભૂત અને અગત્યનું માની આગળ ચાલી.

જીવન પ્રત્યેની આ દૃષ્ટિમાંથી માનવીમાનવી વચ્ચે સહકાર અને સદ્‌ભાવની જ શુભ ભાવના જાગી શકે એ સ્પષ્ટ છે. બીજાનું શોષણ કરી પોતે તેનો લાભ લેવો એ તો લુંટારુ વૃત્તિનું એક અંગ જ કહી શકાય. પશ્ચિમની સંસ્કૃતિ સ્થિરસ્થાયી થાય તે પહેલાં જ યંત્રવાદ અને મૂડીવાદે સ્થાન જમાવ્યું અને એને પરિણામે સમાજના અલગઅલગ વર્ગો પડી ગયા. એકના શોષણમાંથી જ બીજો વર્ગ ધનપતિ થઈ શકે તેવું ત્યાં હોવાથી આખો સમાજ સહકારથી એક સહપ્રગતિ કરી શકે તેવું તો અસંભવત જ હતું. આ દૃષ્ટિએ જોતાં પશ્ચિમની સંસ્કૃતિ લુંટારુ સંસ્કૃતિ જ છે, તેમ કહેવામાં અતિશયોક્તિ નથી. આપણી

મૂળ સંસ્કૃતિની જગ્યાએ જેમજેમ પશ્ચિમની સંસ્કૃતિ પગપેસારો કરવા લાગી, તેમતેમ આપણે ત્યાં પણ કેટલીક સ્વાર્થપરાયણતા તથા બીજાના ભોગે પોતે આર્થિક લાભ મેળવી લેવાની ટૂંકી દૃષ્ટિ વધવા લાગી, તે આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ.

ટૂંકમાં આપણી પૂર્વની સંસ્કૃતિ પ્રભુમય–કુદરતમય જીવન ઉપર રચાયેલી હતી. જેમાં ચોવીસે કલાક ધન કમાવવા પાછળ જ શક્તિનો વ્યય કરવાને બદલે વધારેમાં વધારે વખત સામાજિક હિતનાં કૃત્યો કરવામાં ગાળી તેમાંથી માનસિક આનંદ મેળવવામાં જ સુખ માનવામાં આવતું, જ્યારે પશ્ચિમની સંસ્કૃતિ આપણને કુદરતથી વિમુખ કરી નાંખે છે. પોતાની પાસે બેંકમાં કેટલી રકમ પડી છે, કેટલાં મકાનો, મોટરો અને ભૌતિક સુખનાં સાધનો છે, એ જ ભ્રમરના ચક્રમાં વ્યક્તિને એ જકડી રાખે છે. દેહની ઉપરવટ થઈ પોતાના આત્મકલ્યાણ તરફ તેને જવા જ દેતી નથી.

બંને સંસ્કૃતિઓ વચ્ચેના તફાવતો તપાસવાથી આમ બન્નેના અર્થકારણ ઉપર તેની શી શી અસર હોઈ શકે અને બન્નેની પ્રજાનાં માનસ કયા પ્રકારનાં હોઈ શકે; તે ઝટ સમજી શકાશે. આપણી મૂળ સંસ્કૃતિના ચોકઠા ઉપર અને આપણા મૂળ માનસની પ્રશ્ચાદ્ ભૂમિકા ઉપર પશ્ચિમનું અર્થકારણ જો ગોઠવવામાં આવે, તો કેટલું વિપરીત પરિણામ આવે તે હવે પણ નહિ સમજી શકાય શું ?



માબાપની ધનદોલત સાથે એમના સંસ્કારો પણ સંતાનોને વારસામાં મળે છે. પાણીમાં નાખો છો તો એક નાની અમસ્તી કાંકરી જ અને તે યે એક જ સ્થળે; છતાં એના તરંગો જેમ દૂરદૂર સુધી ફેલાય છે, તેમ ઘરના વડીલોનું નાનું કે મોટું ગમે તેવું કાર્ય હોય; છતાં તેની અસર, તેના પ્રત્યાઘાતો છેક નાના બાળકથી માંડી ઘરના ઉપવડીલ સુધી પડે છે. એટલે કોઈ પણ કાર્ય કરતાં પહેલાં તેના ભવિષ્યનો હમેશ ખ્યાલ રાખો.

પણ કામ કરતી વખતે આપણામાંથી કેટલા એને માટે સભાન હોય છે? કેટલા એનો વિચાર કરે છે?

આજનાં આપણાં કાર્યો યંત્રવત્ બની ગયાં છે. નથી એમાં ઉત્સાહ ને નથી ચેતના. એના કારણરૂપે અત્યારની જીવનભીંસ હશે એ સાચું; પરંતુ આ તો જગતનું એક દૂષણ આપણા સમાજના મધ્યમવર્ગમાં પેસી ગયું છે. 'योगः कर्मेषु कौशलम्–કાર્યની કુશળતા એનું નામ જ યોગ' એ ગીતાવાક્યને આપણે ક્યારનું યે વિસારે મૂક્યું છે. એ કુશળતા ક્યારે પ્રાપ્ત થાય? તમે ગમે તેવા નજીવા કાર્યમાં યે પૂરો રસ લો, ઉત્સાહ દાખવો, એ કાર્ય કરી રહ્યા પછી તમે આત્મવંચના નથી કરી એવો તમારા આત્માને સંતોષ થાય; એ કાર્યથી અત્યારે કે ભવિષ્યમાં તમારા કુટુંબના કે તમારા પડોશીના હિતને તલભાર પણ નુકસાન ન પહોંચે; એકાગ્ર ચિત્તથી, શરીરમનની તમામ શક્તિઓ વાપરવામાં આવી હોય, તો જ એ કાર્ય ઊગી નીકળે, સફળ થાય. પડોશી તરફથી જેવા વર્તણુની તમે આશા રાખતા હો, તેવો જ વર્તાવ તમારા પડોશી સાથે કરો. તમારા કાર્યથી તમારા ઉપર નહિ, પરંતુ બીજા ઉપર શી અસર થાય છે, તેની હમેશ ચીવટ રાખો. તમારું કાર્ય મનુષ્યને હિતકર છે કે અહિતકર તેનું ધ્યાન રાખો.

બીજાની દૃષ્ટિથી આપણે વર્તીએ તો જગતમાંથી કેટલી બધી ગેરસમજ દૂર થઈ જાય ? ધ્યાન રાખો, જગતનો નિયમ છે, કે દીવો હંમેશાં દીવાથી જ પેટાવાય.

આપણો દીવો આપણે પેટાવીએ.

×

ઉપર રચાયેલી જણાય છે. ત્યાં દરેક [illegible]

# માનવીનું મન

લેખક
શ્રી. ગણેશ બળવંત થિટે

માનવીનુ મન શું છે? મન અને હૃદય, મન અને બુદ્ધિ મન અને આત્મા વગેરેમા શો ભેદ છે અને શા કારણે મનજ બંધન અને મોક્ષનુ કારણ છે, તે આ લેખમા દર્શાવવામા આવ્યુ છે

જગદાત્મા (ઈશ્વર) જાગતિક કાર્યોના કારણરૂપ છે, એ સિદ્ધાત સનાતન આર્ય વૈદિક ધર્મના તત્ત્વજ્ઞાનરૂપી ઇમારતનો પાયો છે. એ મજબૂત પાયાને આધારે તત્ત્વજ્ઞાનરૂપી ઇમારત અબાધિત ટકી રહેલી છે ઈશ્વર અથવા મહાન ચૈતન્યશક્તિ સર્વવ્યાપી હોવાને લીધે આ સૃષ્ટિમાં દૃશ્ય-અદૃશ્ય જે કંઈ છે, અથવા આભાસમાન થાય છે, તેથી ઈશ્વર અદ્વૈત છતા જગતનો ફેલાવો એ તેનું પૃથક્કરણ છે ચૈતન્યને જ પૃથક્કરણનું નામરૂપ પ્રાપ્ત થયુ, તેનુ પરિવર્તન લૌકિક અને અલૌકિક કાર્યકારણભાવ સાથે સબધ ધરાવે છે મુખ્ય તત્ત્વ ચૈતન્યશક્તિ અને એના પૃથક્કરણરૂપી જે અનેક તત્ત્વો કહેવામા આવે છે, તે બધાનો ફેલાવો પુરુષ અને પ્રકૃતિને જ આભારી છે, ત્યારે મન, સ્થૂલ અને સૂક્ષ્મ ઇંદ્રિયોના સસ્કાર, વાસના, અહકાર, બુદ્ધિ એ બધા તત્ત્વોમાંથી 'મન'નો અહી વિચાર કરીએ

મન એ તત્ત્વ જગદાત્મા સાથે વધારે સબધ ધરાવનારું છે તેની ગ્રહણશક્તિ બહુ જ વિશાળ છે બાહ્ય અને અતસૃષ્ટિના સર્વ પ્રકારના જ્ઞાનનુ તે ભાણ્ડાર છે જ્ઞાતાઓ કહે છે, કે ખાધેલા અન્નના સૂક્ષ્મ ભાગ જે સસ્કારરૂપે હોય છે, તેને લીધે બનેલુ આ મનસ્તત્ત્વ છે આત્મતત્ત્વ પ્રકાશક અને મનસ્તત્ત્વ પ્રકાશ્ય છે તે પોતાનુ અને બાહ્ય પદાર્થોનુ સર્વ પ્રકારનુ જ્ઞાન જીવાત્મા આગળ રજૂ કરવાવાળુ છે મન એકી વખતે અનેક વિષયો ગ્રહણ કરી શકતુ નથી તેને આત્માનુ સાન્નિધ્ય નજીકમા જ હોય છે આત્મપ્રકાશથી તે શુદ્ધ હોઈ શકે છે જેટલા વખત સુધી આત્મસાન્નિધ્યમા એ હોય છે, તેટલા વખત સુધી આત્મતત્ત્વ સાથે તદાકાર થઈ ગયેલુ હોય એમ લાગે છે

માનવીના ચૈતન્યયુક્ત દેહની સ્થૂલ ઇંદ્રિયે – આંખ, નાક, કાન, મો, હાથ વગેરે મનની પ્રેરણાથી પ્રેરિત થઈ કાર્યો કરે છે દાખલા તરીકે, એક સ્થળેથી બીજે સ્થળે જવા માટે મન તરફથી પ્રેરણા થઈ તે પ્રમાણે એક માણસ જઈ આવ્યો આ દેહનુ કાર્ય થયુ આમા માણસ નિર્દિષ્ટ સ્થળે કેમ ગયો અને કોને મળીને શી વાતચીત કરી આવ્યો, બોલવાનુ, નજરે જોવાનુ, સાભળવાનુ વગેરે જે તે ઇંદ્રિયે બરાબર કર્યું કે નહિ એ બધુ મનને સમજાવવાનુ કામ બુદ્ધિએ કર્યું

ઉપરનો દાખલો સ્થૂલ દેહની જડ ઇંદ્રિયોના કાર્યનો છે હવે સૂક્ષ્મ ઇંદ્રિયોનો મન સાથે કેવી રીતનો સબધ છે તે જોઈએ મન જરા પણ જંપીને બેસી રહે તેવુ નથી તેનો કાર્યક્રમ ચાલુ જ હોય છે ઉપર જણાવેલી સ્થૂલ ઇંદ્રિયો અને વાસના, વિચાર, તર્કવિતર્ક વગેરે સૂક્ષ્મ ઇંદ્રિયોની ઉપાધિને લીધે મનનુ ચિંતનકાર્ય ચાલુ જ હોય છે સારાનરસાનો વિવેક કરનારી બુદ્ધિ પણ વિચારવિનિમય કરે છે કેટલીક વખતે મન સ્વયસ્ફૂર્તિથી કાર્ય કરતુ હશે એવો આભાસ થાય છે, પરતુ એવો આભાસ થવાના કારણને 'મનોવિકાર' નામે આપણે

ઓળખીએ છીએ. સ્થૂલ અને સૂક્ષ્મ તત્ત્વોના તેજ સંસ્કારો મનને જરા પણ જંપીને બેસવા દેતા નથી. જેવી રીતે દરિયા ઉપર પાણીનાં મોજાં એક પછી એક ઉછાળો માર્યા કરે છે, તેવી રીતે મન ઉપર એક પછી એક પરિણામકારક કાર્યક્રમ ચાલુજ હોય છે. જેને આપણે મનોવિકાર કહીએ છીએ, તે મનોવિકારો સારા અને માઠા કાર્ય કરનારા હોઈ શકે છે. અહંકાર, સદ્દગુણ, દુર્ગુણ, કામક્રોધાદિક વિકારો અને તે ઉપરાંત જેમને મનોવિકારની એવી સંજ્ઞા અપાય છે, તે બધા મનના સાંનિધ્યમાં હોઈ શકે છે. અને તેઓ મનને જરા જેટલી પણ નવરાશ ન આપવાનો ઉપક્રમ ચલાવ્યા કરે છે. મનને વિશ્રાંતિ નથી.

આપણે જોયું કે સ્થૂલ અને સૂક્ષ્મ તત્ત્વો ન તરફ આકર્ષાય છે. અને સંસ્કારરૂપે ન પાસે વાસ કરે છે. એની અંદર જે તત્ત્વો પ્રબળ થાય છે, તેઓ મનને જંપવા દેતાં નથી. આ તત્ત્વો કંઈક સ્થિર થાય, તો જ મનને આત્મતત્ત્વના સાંનિધ્યનો લાભ મળી શકે છે. તે વખતપૂરતું જ મન આત્મતત્ત્વના જ્ઞાનનો લાભ લઈ શકે છે; પણ આ અવસ્થા ક્ષણિક છે. ઉપાધિકારક તત્ત્વો, મન આત્મસાંનિધ્યમાં હોય ત્યારે, કંઈ પણ કરી શકતાં નથી. એટલે કે મન પરાવલંબી છે. મનવિષયક સત્યનો કે અસત્યનો જે અનુભવ મળે છે, તે અનુભવ વાસનાને આભારી છે. મન અને અન્ય તત્ત્વો સમ સ્થિતિનાં અને સરખાં કાર્ય કરનારાં અને એકમેક ઉપર અવલંબીને રહેવાવાળાં છે. એક પણ તત્ત્વ એવું નથી કે પોતે એકલુંજ કર્તા બની શકે. સ્થૂલ અને સૂક્ષ્મ તત્ત્વો બધાં સ્વતંત્ર કાર્ય કરનારાં નથી. મનસ્તત્ત્વ જાતે કલ્પક નહિ છતાં કોઈ પણ અન્ય તત્ત્વની સહાયતાથી કલ્પના કરી શકે છે. મનની આજુબાજુમાં સારા અને માઠા સંસ્કારો વાસ કરતા હોવાથી મનના કાર્યથી ચમત્કારિક પરિસ્થિતિનું નિર્માણ થયા કરે છે; તેથી માણસ આશ્ચર્ય પામે છે. જેવી રીતે એકાદ માણસ અસહ્ય રોગથી પીડાતો હોય અને તેનું જીવન દવા ઉપર હોય છે, અગર માણસને સદાચારી થવા માટે સત્સંગ કરવાની જરૂર પડે છે, તેવી જ રીતે મનની આજુબાજુમાં અશુદ્ધ સંસ્કારોનું વાતાવરણ નિર્માણ થયેલું હોય, તે દૂર કરવા માટે શુદ્ધ બુદ્ધિને કાર્ય કરવું પડે છે. બુદ્ધિના પ્રયાસોથી અન્ય તત્ત્વો પણ શુદ્ધ થઈને મનની આજુબાજુનું અશુદ્ધ વાતાવરણ શુદ્ધ કરીને બધાં તત્ત્વોની એકતાથી મનની મારફત જે કંઈ કાર્ય થશે તે આત્મપ્રકાશથી મનને બાધક થવાનું નથી. એ ઉપરથી મન સ્વયંસિદ્ધ નથી એવું સ્પષ્ટ થાય છે; તેમજ અન્ય તત્ત્વો પણ (દશ્ય, અદશ્ય, સ્થૂલ અને સૂક્ષ્મ) અન્યોન્ય અવલંબીને રહેલાં છે.

દરેક માણસને કુદરતી રીતે એવું લાગે છે, કે મન હમેશ માટે શુદ્ધ સ્થિતિમાં હોવું જોઈએ; પણ મનની સ્થિરતા જાળવવા માટે માણસો કમર કસીને પ્રયત્ન કરતા નથી. મનનાં કાર્યોમાં હમેશાં ગોટાળો થયા કરે છે અને માણસો અન્ય તત્ત્વો ઉપર દોષારોપણ કરે છે: દાખલા તરીકે, મનનું ચિંતન અને દૈવનું કાર્ય જુદું કેમ પડે? મનના મનન મુજબ માણસોનાં બધાં કાર્યો ધાર્યા પ્રમાણે કેમ પાર ન પડે? તેનાં કારણો ઉપર જણાવવામાં આવ્યાં છેજ. ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગ પ્રતિપાદન કરનારા વિદ્વાનોએ એકલા મનનેજ વધારે ઉપદેશ કર્યાનું જણાઈ આવે છે. એ ઉપરથી એમ લાગે છે, કે મન એ બધાં તત્ત્વોનું આગેવાન છે. જનતાના સામુદાયિક કાર્યમાં આગળ વધીને આગેવાન થવું ઘણું કઠણ છે, કારણ આગેવાન થયા પછી જવાબદારી જાણીને વર્તવું પડે છે અને કાર્યદક્ષતા રાખવી પડે છે. એથી જ વિદ્વાનોએ એકલા મનનેજ ઉપદેશ કર્યાનું લાગે છે. બધાં તત્ત્વોએ મનનું પ્રધાનપં

સ્વીકાર્યું છે, તેથી ચાલુ વ્યવહારમાં માણસને સ્વાભાવિક ભાષામાં 'તમારા મનને ગમે તેવું કરો' એવું બોલવાની ટેવ પડેલી છે.

સંસારનું કારણભૂત મન જ છે, તેમજ સુખદુઃખનું કારણરૂપ પણ મન જ છે. મનના અનુયાયીઓ મનના સાત્ત્વિક કાર્યોને મદદરૂપ થયા પછી અડચણો અને ઉપાધિઓ દૂર થઈ આસ્તેઆસ્તે મનની નિષ્ક્રિયતા પચવા લાગશે પછી ભૌતિક વાસનાઓ અભૌતિક કાર્યોમાં ગતિમાન થવા પામશે. પરિણામે ભૌતિક કાર્યોનું ભારણ ઓછું થઈ મનને અભૌતિક કાર્યો કરવાનો અવસર મળી શકશે ત્યારપછી મનને આત્મસાન્નિધ્યનો લાભ મળશે પછી મન જે કંઈ કરશે તે માણસના ખરા કલ્યાણનું જ થશે, એમાં બિલકુલ શક નથી ધર્માધર્મ, પાપપુણ્ય, ઐશ્વર્ય, વૈરાગ્ય, સુખદુઃખ જન્મમૃત્યુ, સ્વર્ગનર્ક અને જગત એ બધું મન કલ્પિત છે, એવું જ્યારે મન પોતે જાણી લેશે, ત્યારે જ મન આત્મસાન્નિધ્યનો લાભ લઈ શકશે અને માની લેશે કે હું આત્મસાન્નિધ્યમાં છું અને આત્મપ્રકાશમાં રહેવાવાળું છું મિથ્યા આભાસ દૂર થઈ મન મન મટીને આત્મતત્ત્વ બનશે સારાંશ, આત્મતત્ત્વ સાથે તદાત્મ્ય થઈ જશે એવી રીતે વ્યક્તિ મનને વશ કરે, તો જ ભૌતિક સુખદુઃખનો નાશ થઈ માનવી આત્મોન્નતિના કાર્યોમાં પ્રગતિ કરી પોતપોતાનું કલ્યાણ કરી શકશે

*

આજે યે હિંદુસ્તાનના ભવ્ય ભૂતકાળને સંભારવાનું પાપ કરીએ છીએ ચોક્કસ નહિ, પાપ હું લાગણીવૃત્તિને જ વાપરું છું એને પાપ લેખવાનું કારણ એ કે કોઈ ખખડી ગયેલો અમીરનો નબીરો એનો ભૂતકાળ યાદ કરે, ત્યારે અત્યારની એની હીનદશા સાથે ભૂતકાળની સરખામણી કરતાં એની આંતરડી કકળી ઊઠે અરેરે, હું આવો હતો, તેવો હતો તે આખર આ દશામાં આવી પડ્યો? કેમ એમ થયું? મારી કંઈ ભૂલને લીધે વિધિએ મને દગો દીધો અને એમ ફરીફરીને એ ભૂતકાળને વાગોળે, ઝૂરો યાદ કરે ને પશ્ચાત્તાપ કરે

આજે ભવ્ય ભૂતકાળને યાદ કરતી વખતે આપણી આવી દશા શાથી થઈ, એનો ખ્યાલ કરીએ છીએ ખરી? કોઈ વીરે કોઈ ચીજ મેળવવા માટે ટેક લીધો હોય, પ્રતિજ્ઞા કરી હોય, તો તે યાદ આવતાં તે જાતે જ સળગી ઊઠે એ વસ્તુ મળે નહિ ત્યાં સુધી તે જંપીને બેસે નહિ ભવ્ય પૂર્વજોનું સ્મરણ કરતી વખતે આજે છે આપણા દિલમાં એ સાચા વીર જેટલો ચચરાટ? ગયેલું ફરી મેળવવાની એટલી તાલાવેલી? એટલો અજંપો?

નથી ને? તો પછી એ કાર્યને પાપ નહિ, મહાપાપ ગણવું જોઈએ, આજે ય આપણે કહીએ છીએ, કે પૂર્વજોનો વારસો ગુમાવવામાં આપણા કરતાં બીજાઓનો હાથ વધારે છે, પણ આપણામાં જો આપખુાપણું રહ્યું હોત, આપણે નિઃસત્વ ને નિર્વીર્ય ન બની ગયા હોત, આપણી સંસ્કૃતિ તે સમયે એટલી દૃઢ રહી શકવા જેટલી શક્તિવાળી હોત, તો બીજાઓના કાર્યથી આપણી અધોગતિ કેમ થાત?

હજી આજેયે સમય છે, ચેતી જઈએ જાગ્યા ત્યાંથી સવાર ગણીએ એટલે આપણો પોતાનો જ વિચાર અત્યાર સુધી કરતા આવ્યા છીએ સ્વ-અર્થે જ જીવ્યા છીએ તેવી સંકુચિત મનોદશા હવે છોડીએ પરના સ્વાર્થનો વિચાર પહેલો કરીશું, તો સૌનો સ્વાર્થ જળવાઈ જશે હવે આપણે સ્વતંત્ર થયા છીએ હજી યે સમૂહનો વિચાર કરવા નહિ શીખીએ?

×

લેખક :
શ્રી. ચંદુલાલ પટેલ

# પૂર્ણવિરામ

નવીન વાર્તાકારોમાં વિશિષ્ટ સ્થાન ધરાવતા આ લેખક 'હીરાની ખાણ' નામના વાર્તાસંગ્રહના સર્જક છે. પ્રતિષ્ઠિત માસિકોમાં એ અવારનવાર લખતા રહે છે. સારાથ, તારાથ, નિલ ને તિલ–જાણે કોઈ પરદુનિયાનાં નામો હોય એવાં લાગે છે નહીં? પરંતુ એ પાત્રો દ્વારા લેખકને જે કહેવાનું છે, તે તો સમાજમાં સર્વત્ર જોવા મળે છે. શોષણ કરનાર વર્ગ ને શોષિતવર્ગ–બંને જાણે સાવ અલિપ્ત દુનિયામાં વહે છે; પણ ઊંચનીચના ભેદ તે ક્યાં સુધી? જીવનનો અંત–પૂર્ણવિરામ–આવ્યો નથી ત્યાં સુધી. લેખક આ વાર્તાના રૂપક દ્વારા જીવનનાં એ પાસાંઓનું દર્શન કરાવે છે.

વાળનાં જુલફાં વચ્ચે જેમ સેંથો પડ્યો રહે તેમ યોમા અને ગોમા નગરીની વચ્ચે તરસી નદી પડી રહેતી. ચોમાસાના ત્રણેક મહિના જ એમાં પાણી રહેતું ને પછી કોઈ ઈર્ષાળુ માનવીની માફક સુકાઈને એ શુષ્ક બની જતી. એના બે પડખામાં બેઠેલી નગરીઓ એકબીજા સામે ઘૂરકીઘૂરકીને જોતી અને અન્યોઅન્યનો ઉપહાસ કરતી. યોમા નગરી સમજતી કે ગોમા તો સાવ ભિખારણ છે; એના દેહ પર કંગાળોના, મલિનતાના અને અરસિક માનવીઓના જ પથારા છેઃ ન રંગ છે, ન શોખ છે, ન સમૃદ્ધિ. અને ગોમા નગરીને એમ 'હતું' કે યોમા જેટલી શ્રીમંત છે એટલી જ પાપી અને સંગદિલ છે. જેટલી રસિક છે એટલી જ અનાચારથી ભરેલી છે. ભૂતકાળમાં ગોમા નગરીની કેટલીય બહેન-દીકરીઓનું હરણ કરી ગયેલા શ્રીમંતો યોમા નગરીમાં પૂરા ઠાઠથી રહેતા હતા. અને યોમા નગરીમાં ધાડ પાડી ત્યાંની સંપત્તિની લૂંટ ચલાવનાર સુફલિસો ગોમા નગરીને શોભાવતા. એક ધનની ચોર હતી, બીજી સ્ત્રીની ચોર; તેથી બંને વચ્ચે વૈમનસ્ય જામી ગયું હતું ને ગોમા નગરીના ભિખારીઓ પોતાના ગામમાં જ જે ભીખ મળે એ વડે સંતોષ માણતા અને યોમા નગરીનું કોઈ જણ કોઈ સ્ત્રીને ભગાડી લાવવા માટે હવે ગોમા નગરી તરફ ન જતું. જો કોઈ એવું સાહસ કરતું, તો તે સુખરૂપ પાછું ન ફરતું. અને બંને નગરીઓ વચ્ચેની આ કાતિલ દુશ્મનીને જોતી તરસી નદી, હાડકાનાં માળખાં જેવા પોતાના કલેવરને લઈ શાંત પડી હતી.

પણ એક દિવસે, વરસોની આ એકધારી પ્રણાલિકામાં ભંગ પડ્યો. રાત જ્યારે પૂરી જામી ગઈ હતી, ત્યારે ગોમા નગરીના ધૂળિયા ને કઢંગા રસ્તા વીંધતો એક માનવી તરસી નદીનો સુક્કો પટ ઓળંગી, યોમા નગરીનો ટેકરો ચડી ગયો.

દુકાળ પડ્યો હતો. એ દુકાળમાં ગોમા નગરીમાં જે થોડીઘણી દયાની વૃત્તિ હતી એ પેલી તરસી નદીની જેમ જ સુકાઈ ગઈ હતી. આજુબાજુના ત્રણત્રણ ગાઉ સુધી ભમવા છતાં પણ જ્યારે આઠેક દિવસના કડાકા થયા, ત્યારે સુદામાના અવતાર જેવા તારાથથી ના રહેવાયું. પોતાના, વર્ષોના મિત્ર અને ભીખના સાથી સારાથને કંઈ પણ કહ્યા વગર યોમા તરફ જવાની એણે હામ ભીડી. એમ કર્યા સિવાય છૂટકો જ નહોતો. એણે ધાર્યું હોત તો બીજા ભિખારીઓની સાથે એ પણ ગોમામાંથી હિજરત કરી શકત; પણ જે ગામમાં એ જન્મ્યો હતો, જેના પાણીથી એનો કંઠ પલળ્યો હતો ને જેના ધાનથી એનું શરીર પોષાયું હતું, એ ગામને છેલ્લી સલામ ભરતાં એનો જીવ ના ચાલ્યો; એથી જ છેલ્લો દાવ અજમાવવો યોગ્ય માની એણે દુશ્મન નગરી

તરફ પગલાં ભર્યાં. રોટલાના બટકા મળે કે લાકડીના ફટકા મળે. જે મળે તે. ખાલી પેટનો ભાર ક્યાં સુધી ઉચકાત?

ગામનો દરવાજો આવ્યો અને ભયની ધ્રુજારી એના સમસ્ત શરીરને કંપાવી ગઈ. ઘડીપળ તો એ થંભી ગયો. એને સારાથ યાદ આવ્યો, ગોમા નગરીના ગરીબ પણ ઉદાર માણસો યાદ આવ્યા અને પછી યાદ આવી પોતાની દીકરી. દસેક વર્ષ પહેલાં, ગોમા નગરીનું કોઈ વિલાસી પૂતળું એને ઉઠાવી ગયું હતું. અત્યારે તો એ ચોવીસ વર્ષની થઈ હોત! ક્યાં હશે? શું કરતી હશે? ગોમા નગરીમાં જ હશે કે જગતના પટ પર ક્યાંક દૂર ચાલી ગઈ હશે?

પેટમાં પાછું ડમરુ ગાજ્યું. ગામના દરવાજા તરફ એણે થોડાક કદમ ભર્યાં પણ પછી થયું કે 'ના, ના.' અને નગરીમાં જવાને બદલે એણે ટેકરાની જમણી તરફ ચાલવા માંડ્યું.

થોડેક દૂર, સંગેમરમરનું એક મકાન અંધારામાં ચમકી રહ્યું હતું. અંદર બળતાં ઝુંમરોના તેજમાં જરૂખાની નકશી પણ સાંગોપાંગ દેખાતી હતી. આસ્તે કદમે, અસ્થિર પગે અને આશંકાથી ફફડતા હૈયે એ પેલી અટાલિકા પાસે પહોંચ્યો. બાગના દરવાજા આગળ એ પાછો થોભ્યો, હાથમાંનું ભિક્ષાપાત્ર એક ક્ષણ એની દૃષ્ટિનું મધ્યબિંદુ બની ગયું અને પછી એણે નજર ઊંચકી પાંચમાંના એક જરૂખા પર બેઠીબેઠી એક સ્ત્રી સિતારના તાર મેળવી રહી હતી.

તારાથે ભિક્ષાપાત્ર ઊંચક્યું. 'ભિક્ષાન્નદેહિ.'

સિતારના તારમાં ને સૂરમાં પોતાનું ચિત્ત પરોવી બેઠેલી નિલ ચમકી. એણે જોયું કે બાગના દરવાજા પાસે, અંધારામાં ઊભું ઊભું કોઈ ભિક્ષા માગી રહ્યું હતું. ફક્ત એનું ભિક્ષાપાત્ર, અજવાળામાં ખાલી ખોબાનું પ્રદર્શન કરતું, કોઈ ધ્રૂજતા હાથમાં કંપી રહ્યું હતું.

વારાંગનાઓ કરે એવું જ એક હાસ્ય નિલના ચહેરા પર રમી ગયું. 'ગોમાનો છે?' એણે પૂછ્યું.

'ગોમાનો છું, માઈ!... દુકાળ પડ્યો છે. ચામડાની ઝૂંપડીમાં આગ લાગી છે. ભિક્ષાન્નદેહિ.'

'જા, જા, ભાગ અહીંથી.' નિલ બોલી ઊઠી 'કોઈ જોઈ જશે તો હાડકાં ખોખરાં કરી નાંખશે.'

'ક્યાં જાઉં, માઈ? અઠવાડિયાથી ખાધું નથી' તારાથનો કરુણ સ્વર, બગીચાનાં ઝાડવાને ચૂમતોચૂમતો નિલના કાન સુધી પહોંચ્યો.

'ગોમામાં અન્ન તો ના મળ્યું, પણ મૃત્યુ પે ના મળ્યું કે અહીં મરવા આવ્યો?'

તારાથ સડક થઈ ગયો. તલવારની ધાર જેવું જ નિલનું વાક્ય એના અંતર પર છરકો કરી ગયું. આંખમાંથી ફૂટી નીકળેલા પાણીના પરદા આડે ગોમા નગરી અદૃશ્ય થઈ ગઈ, વારાંગના નિલ અદૃશ્ય થઈ ગઈ અને બદલામાં જીવન જેના હૈયા પર ખીલ્યું હતું, એ ગોમા નગરીના અનેક મીઠાં સ્મરણો એના મનમાં જાગી ગયાં.

'જાય છે કે નહિ?' પાછો નિલનો ફૂંફાડો થયો. 'કે પછી બોલાવું દરવાનને?'

વધારે વાર ઊભા રહેવું તારાથને ઠીક ન લાગ્યું. ભૂખે મરતા જીવનનો પણ જ્યાં ઉપહાસ થાય એવી ધરતી પર ઊભવામાં પણ શી મઝા?

એણે હાથ સંકોરી લીધો. આંસુનું એક ટીપું, બગીચાના એક ક્યારામાં પછાડી એ પાછો ફરી ગયો. બીજે ક્યાંય જવા કરતાં એને ભૂખે મરવામાં જ આનંદ દેખાયો. ટેકરા પરથી નીચે ઊતરી એણે પાછાં તરસી નદી પર પગલાં માંડ્યાં.

પણ નદી ઓળંગી જાય તે પહેલાં, સૂકી નદીના અર્ધા પટ પર એણે સારાથને આવતો જોયો.

'ક્યાં ગયો હતો?' કંઈક ક્રોધથી, કંઈક જિજ્ઞાસાથી સારાથે પૂછ્યું.

'ગોમામાં ભૂખનું દુ:ખ ના સહેવાયું.'

'મળ્યું કંઈ?'

જવાબમાં તારાથે ખાલી પાત્રને ઊંધું વાળ્યું. 'એક જ ઠેકાણે જઈને પાછો ફરી ગયો.'

'ક્યાં?'

'પેલા જરૂખા દેખાય ત્યાં.' તારાથે આંગળી ચીંધી. 'ગામમાં જવાની હિંમત ના ચાલી.'

'ક્યાં?' સારાથ બૂમ પાડી ઊઠ્યો. 'ક્યાં કહ્યું તેં?'

'પેલો જરૂખો દેખાય ત્યાં.'

'ને ખાલી હાથે પાછો ફર્યો?'

તારાથ મૂંગો રહ્યો. એને ત્યાં, કિનારે બેસવાનું કહી સારાથ આગળ વધ્યો. 'હું ય જરા એ જરૂખો બરાબર જોઈ આવું' કહેતાં એણે ઝડપથી ચાલવા માંડ્યું.

એ જ્યારે બગીચાના દરવાજા પાસે પહોંચ્યો, ત્યારે પણ નિલ સિતાર છેડી રહી હતી. જ્યાં તારાથ ઊભો રહ્યો હતો, ત્યાં જ ઊભા રહીને સારાથે ભિક્ષાપાત્ર લંબાવ્યું: 'ભિક્ષાન્નદેહિ.'

'કોણ? પાછું કોણ આવ્યું?' નિલની ફરતી નજર સારાથ પર જઈ પડી, 'ગોમાનો છે ને?' એના સ્વરમાં તીખાશ હતી.

'હા, ગોમાનો છું, તું ય ક્યાં ગોમાની નથી?'

'જૂઠ્ઠં, સદંતર જૂઠ્ઠં,' થોડીવાર રહી: 'કોણ છે તું?'

'ગોમાનો ભિક્ષુક છું. ભિક્ષા મળશે નરબદા?'

નિલ ચમકી: 'નરબદા'નું નામ સાંભળી એની આંખોએ મટકાં મારવાનું મૂકી દીધું.

'ગોમાની હું વારાંગના છું, મારું નામ નિલ.'

'ગામ બદલ્યું, ઘર બદલ્યું, વેશ બદલ્યો, નામ બદલ્યું તેં, એ સામે મારે ફરિયાદ નથી; પણ આજ તેં તારે બારણેથી તારા બાપને જ ખાલી હાથે કાઢ્યો?'

'કોણ બેટી ને કોણ બાપ?' નિલ હસી. પછી ગુસ્સાથી 'જાય છે કે નહીં?'

ત્યાં તો 'શું છે?' કહેતી તિલ અંદરથી જરૂખામાં આવી. 'કોણ ઊભું છે ત્યાં?'

'કોણ જાણે, એકને કાઢ્યો, ત્યાં બીજો હાજર થયો, ભૂત ગયું ને પલિત આવ્યું... તું કાઢને એને!'

નિલનો મિજાજ જો ભડકા જેવો હોય, તો તિલનો મિજાજ જ્વાળામુખી જેવો હતો. સિતારના તાર પર ઘસવાના રાજનનો ગઠ્ઠો ઉઠાવી એણે સીધો સારાથના લમણામાં માર્યો. રાજનના ટુકડાની એકાદ ધારે સારાથની ચામડીમાં નાનો સરખો છરકો કર્યો.

સારાથે બન્ને વારાંગનાઓ તરફ કરુણ નજરે જોયા કર્યું. એના લમણામાં થયેલા છરકામાંથી લોહીની ટશર ફૂટી ને ગાલ પર વહેવા લાગી.

'ભિક્ષા મળશે માઈ?' એ બોલ્યો.

'જા, જા, ભિખારા!' નિલ છંછેડાઈ. 'મગરનાં આંસુ તો બહુ જોયાં.'

'પરબ્રહ્મ તમારું કલ્યાણ કરો.' સારાથ બબડ્યો. લોહીની પેલી ટશર છેક એની દાઢી સુધી પહોંચી ને પછી બિંદુ બનીને ધરતી પર દડી પડી.

જ્યાં તારાથનું અશ્રુબિંદુ પડ્યું હતું, બરાબર ત્યાં જ સારાથનું રક્તબિંદુ પડ્યું. વારાંગનાના બગીચાની માટી તારાથના આંસુની માફક સારાથના રક્તને પણ ચૂસી ગઈ.

નિલનો મિજાજ, એનો ઘમંડ, એની સમૃદ્ધિ અને એનું રૂપ જોઈ સારાથને થયું કે આ બધું શરીરમાં 'ફૂંક' છે, ત્યાં સુધી જ ને? યંત્રો બંધ પડ્યાં પછી તો એ પણ...

'કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ.' કહેતો એ પણ ચાલ્યો ગયો.

(૨)

જગત જગતનું કામ કર્યે જતું હતું. ઋતુ ઋતુનું કામ કર્યે જતી હતી.

તરસી નદીમાં એકવાર ફક્ત થોડુંક પાણી આવ્યું અને પાછું સુકાઈ ગયું. દુકાળનો ઓળો ભયંકર બન્યો

પણ યોમા તો એ જ પુરાણા ઠાઠથી રહેતી હતી એને ત્યાં તો અન્નના કોઠારો સરેઆજ હતા. મોંમાગ્યા દામે ત્યાંના શ્રીમંતો, આસપાસનાં અનેક ગામોમાંથી અનાજ ખરીદી લાવતા ને એનો સંગ્રહ કરતા. ત્યાં મૃદંગ પર એવી જ થાપીઓ પડી રહી હતી, ઝુમ્મરો એવાં જ તેજોમય હતા, રંગ પણ એવો જ હતો, રૂપ પણ કરમાયું નહોતુ ને શૃંગાર પણ એવા જ રાસડા લઈ રહ્યો હતો.

સારાથના ગયા બાદ, એકાદ અઠવાડિયાના ગાળામાં, જ્યાં એનું રક્તબિંદુ પડ્યું હતુ, ત્યાં એક કૂંપળ ફૂટી બગીચાના માળીએ, બીજા છોડની ભેગું એને પણ પાણી પાયું. ધીમેધીમે એક નવો છોડ અસ્તિત્વમાં આવ્યો. ત્રણેક મહિનામાં તો એ આસ્સો બેએક હાથ ઊંચો થઈ ગયો. એની ડાળીઓ પર ગુલાબના છોડ કરતાં મોટા ને બાવળના કરતાં નાના એવા કાંટા હતા.

અને એક દિવસ એના પર થોડીક કળીઓ ફૂટી; ગુલાબનાં ફૂલ જેવી જ! એ કળીઓ મોટી થતી ગઈ, એનું મોં સહેજ ખૂલ્યું, રક્તવર્ણી પાંખડીઓએ પોતાના હૈયાની લાલીનું પ્રદર્શન ભરવા માંડ્યું ને એક દિવસ......

આજ નિલ-તિલની અટાલિકાએ શણગાર સજ્યો છે. એની ફરતાં પુષ્પો ને આસોપાલવના હાર ગૂંથી રહ્યા છે અનેક ઝુમ્મરો ત્યાં લટકાવવામાં આવ્યાં છે. હા, આજ નિલનો જન્મદિવસ છે ને એથી આખી યોમા નગરીના મોટામોટા માણસોને આમંત્રણ પાઠવવામાં આવ્યાં છે રાજકુમાર આવશે, નગરશેઠ આવશે, સંગીતના ઉસ્તાદો અને શિલ્પીઓ આવશે. આજ નિલ પોતાની નૃત્યકલાનો એક મહાપ્રેક્ષણીય જલસો કરશે ને ભેટ-સોગાનો મેળવશે, તારીફના તોરા સ્વીકારશે.

કટારી પણ જાણે કે ધાર થતી હોય એમ નિલે, રૂપ પર સજાવટ કરવા માંડી. અધર-બિંબની પ્રવાલિ લાલમાં મળી, દંત પંક્તિયુક્ત દાડમ જેવી કળી; હાવભાવ શુ કટાક્ષ નેણુ સેનનું, ચિબુકચારુ વચ્ચે બિંદુ પડ્યુ મેનનું. કાને હીરાજડિત કુંડલના ઝક્કારડા, ગ્રીવામાં મંદાર કેરા હારડા. હા, આજ નિલ યોમા નગરીના રસિક સજ્જનોનાં હૈયાં પર પોતાનો વિજયવાવટો લહેરાવી દેશે. આજ એ પોતાની નૃત્યકલાની સર્વોપરીતાની સાબિતી પણ આપી દેશે. કથ્થક ને મણીપુરી નૃત્યનું એક એવું રૂપ એ ખીલવશે, કે જે જોઈને ઉસ્તાદો પણ બોલી ઊઠશેઃ 'વાહ રાણી!'

શણગાર સજી નિલ ઝરૂખામાં આવી. એની દૃષ્ટિ દૂરના ખૂણામાં ઊગેલા એક છોડ પર પડી બે રાતાં ફૂલ એના પર નાજુકતાથી ડોલી રહ્યા હતાં

ફૂલની શોખીન નિલ એને જોઈને ખુશ થઈ. દાદર ઊતરી, દોડતી એ પેલા છોડ પાસે પહોંચી. એક કસર હતી એ પૂરી થશે. ગૂંચળું વાળીને બેઠી હોય એવા નાગણ જેવા ચોટલામાં એ પેલા ફૂલને ખોસી દેશે નાગણના માથા પર પેલાં ફૂલ માણિકની માફક ઝગારા મારશે, કેવાં રંગીન છે! કેવાં તાજગીભર્યાં છે!

છોડની એકદમ પાસે જઈ એણે હાથ લંબાવ્યો. સારાથના રક્ત જેવું જ લાલ અને તારાથના આંસુ જેવા જ ઝાકળથી મઢેલાં એ ફૂલને એણે તોડયાં, તોડયાં એવાં જ નિલના શરીર પર બે ઠેકાણે ડંખ પડયા. એક ડંખ હતો છોડના કાટાનો ને બીજો ડંખ હતો છોડની નજીકના ભોણમાં બેઠેલા સાપનો. એક હાથ પર પડ્યો, બીજો પગની પાનીમાં.

નિલના અંગમાં આગ ઊઠી એની આંખે તમ્મર આવ્યાં, મગજમાં ઝમમ...કરતો ચસકો પડ્યો બીજા ઝરૂખામાં ઊભેલી તિલ હજી તો શું થયું એ જાણી શકે તે પહેલાં જ

નિલ જમીન પર ઢળી પડી. એના શરીરનો રંગ બદલાઈ ગયો.

એજ વખતે દૂરથી સારાથ, તારાથને લઈ આવતો હતો. તારાથનાં હાડકેહાડકાં દેખાતાં હતાં, અસ્થિકંકાલ પર જાણે કે પાતળું, નરમ ચામડું મઢ્યું હોય, એવું એનું શરીર હતું. ભૂખથી અને દુઃખથી એ જીવનની સીમા સુધી પહોંચી ગયો હતો.

મરતાં પહેલાં એને પોતાની અલોપ થયેલી પુત્રીની યાદ સતાવતી હતી. ક્ષીણ અવાજે એણે સારાથને કહ્યું હતું: 'મારી નરબદા મળે તો એને કહેજે કે તારો બાપ તને યાદ કરતોકરતો મરી ગયો.'

અને તારાથનું એ વાક્ય સાંભળી સારાથે ક્રૂર હાસ્ય કર્યું હતું. 'નરબદાને હજી ભૂલ્યો નથી અભાગિયા? તારે નરબદા જોવી છે? આવ, ચાલ મારી સાથે!'

'ક્યાં? ક્યાં?' તારાથે ઊભા થવાની કોશિશ કરી પણ પાછો તે ગડથોલિયું ખાઈ નીચે પડી ગયો.

'ક્યાં? અરે, વર્ષોથી તો એ તારી સામેજ છે, તારી સામે જ.'

'ક્યાં? ક્યાં?'

'પેલો જરૂખો દેખાય ત્યાં.'

'પેલી વારાંગનાને ત્યાં?'

'હા, પણ વારાંગનાને ત્યાં નહીં, વારાંગનાના વેશમાં?'

અને સારાથે તારાથને ઊચકી તરસી નદી ઓળંગી, યોમા નગરીનો ટેકરો પણ એ ચડી ગયો. એ પણ ભૂખ્યો હતો, એના દેહમાં પણ શક્તિ નહોતી; છતાં મહાપરાણે એ આગળ વધ્યો.

બગીચાના દરવાજા પાસે જઈ એણે તારાથને નીચે ઉતાર્યો. 'લે, જોઈ લે તારી નરબદાને, કેવો શણગાર સજ્યો છે? એણે પણ પિતાને મળવા માટે કેવો વેશ સજ્યો છે?'

'નરબદા...નરબદા, બેટી?' કહેતો તારાથ નિલના શબ પર મડદું બનીને ઢળી પડ્યો.

એ સાંજે, તરસી નદીને કાંઠે બે ચિતાઓ સળગી. ગોમા નગરીના કંગાળ લોકોએ જાણ્યું, કે પેલો ભિક્ષુક તારાથ બિચારો મરી ગયો. યોમા નગરીએ જાણ્યું, કે પેલી વારાંગના નિલ બિચારી મરી ગઈ.

ફક્ત એકલા સારાથે જાણ્યું કે બાપ બેટીને મળવા ચાલ્યો ગયો હતો.

થોડીવારમાં તો ચિતાની લબકારા લેતી જીભો બંનેનાં શરીરને ભસ્મ કરી ગઈ. સળગી ગયેલા એમના શરીરની રાખને તરસી નદીએ પવનની મદદથી શરીરે ચોળી દીધી.

દૂર બેઠેલો સારાથ ગાંડાની માફક એકલો-એકલો બબડતો હતો: 'જીવનમાં જ્યાં સુધી અલ્પવિરામો હોય છે, ત્યાં સુધીનો જ બધો તમાશો છે. એક વખત પૂર્ણવિરામ મુકાઈ ગયું કે બધું ખતમ થઈ જાય છે.' પછી હસ્યો, બબડ્યો: 'બેટી કોણ ને બાપ કોણ?'

એનું ખડખડાટ હાસ્ય તરસી નદીના ભસ્મચોળેલા શરીર પર ફરી વળ્યું: 'હું કોણ ને તું કોણ?...બધાં જ માટીનાં ઢેફાં, અલ્પવિરામ વખતના ઇન્સાન ને પૂર્ણવિરામ વખતની રાખ!'

# આનંદ પ્રશ્નાવલિ

લેખક
શ્રી. સોપાન

'અખંડ આનંદ'ના વાચકો એમના મનમાં ઊઠતા પ્રશ્નો પૂછીને યોગ્ય સમાધાન મેળવી શકે, તે માટે આ વિભાગ શરૂ કર્યો છે. આ અંકના પ્રશ્નો કાર્યાલયના એક કાર્યકર પાસેથી પ્રાપ્ત થયા છે. હવે પછી વાચકો પ્રશ્નો પૂછી શકશે ને 'આનંદ પ્રશ્નાવલિ' દ્વારા ઉત્તર મેળવી શકશે. પ્રશ્ન પૂછનારે તંત્રીને સરનામે લખાતા પોતાના કવર ઉપર 'આનંદ પ્રશ્નાવલિ' લખવું જરૂરી છે

**પ્રશ્ન**: ૧—અત્યારે ચારે બાજુ ભેંકારા કરતી કારમી મોંઘવારીમાં પણ લોકોએ ૧૫મી ઑગસ્ટ ઊજવી. એ પગલાને સામાન્ય માણસની દૃષ્ટિએ કેટલું ન્યાય્ય ગણી શકાય? જે ખર્ચ રોશની પાછળ, આતશબાજી પાછળ ને બીજાં કેટલાંયે એવાં ક્ષણિક સુખો પાછળ થયો, એ ખર્ચનો દુર્વ્યય નહોતો? એટલું જ ઉઘરાણું કરી, જેને ખૂબ જ જરૂર છે એવા ગરીબોની ગરીબાઈ ટાળવામાં એ ફંડનો ઉપયોગ થયો હોત, તો એ સમાજને સ્થાયી લાભકારક કે ઉપકારક ન ગણાત?

ઉત્તર: ૧—પહેલી નજરે એમ લાગે જ છે, કે જે ખર્ચ થયું તે લોકોની ગરીબાઈ કે અજ્ઞાન દૂર કરવામાં થયું હોત, તો દેશને વધુ લાભ થાત; પરંતુ વ્યાપક દૃષ્ટિએ વિચાર કરતાં એવું નથી લાગતું. લોકોએ જે કંઈ ખર્ચ કર્યું છે, તે પોતાની સ્વયંભૂ વૃત્તિથી કર્યું છે એમાં તો મુદ્દલ શંકા નથી. આનો અર્થ એ થયો કે લોકો સ્વાધીનતા વધાવવા માટે તૈયાર થયા હતા અને તેમનો આનંદ અને તેમનો ઉત્સાહ ખર્ચ કર્યા વિના પ્રગટ થઈ શકે એમ નહોતું.

એટલું આપણે યાદ રાખવું જોઈએ કે તા. ૧૫મી ઑગસ્ટે હિંદ બ્રિટિશ ગુલામીમાંથી મુક્ત થયું છે એટલું જ નહિ, પરંતુ હિંદે એની તવારીખમાં પ્રથમ પહેલીવાર લોકતંત્રની પણ સ્થાપના કરી છે. હિંદનો પ્રાચીન ઇતિહાસ અને રાજાઓના યુગોનો ઇતિહાસ: રાજાઓમાં કેટલાક પ્રજાવત્સલ હતા ને કેટલાક પ્રજાના દુશ્મન પણ હતા. સમગ્ર દૃષ્ટિએ જોતા એમ લાગે છે, કે હિંદમાં પ્રજાની સંપૂર્ણ અવગણના કરે અને પ્રજાને કચડી-છૂંદી નાખે, એવા રાજાઓ બહુ ઓછા થયા છે, પણ એક જ વ્યક્તિના હાથમાં અનિયંત્રિત સત્તા હોય અને પ્રજા પોતે જ પોતાના મુખી તરીકે કોઈને પસંદ કરે એ બે સ્થિતિમાં બહુ મોટો ફેર ગણાય. રાજાને ઉઠાડી મૂકવા માટે પ્રજાએ લડવું પડે અને તેના જુલમના ભોગ બનવું પડે, જ્યારે મુખીને કે પ્રમુખને તો માત્ર પોતાના જાહેર મતથી એ બદલાવી શકે. પ્રજાતંત્રનો આ જ અર્થ છે. આ રીતે પ્રજા પોતે જ પોતાનું રાજ ચલાવે છે. એથી જવાબદારી વધે છે ને અધિકાર પણ વધે છે. ૧૫મી ઑગસ્ટે એવો દિવસ હિંદમાં ઊગ્યો હતો.

આવો દિવસ આવે ત્યારે જે પ્રજા આનંદ અને ઉત્સાહમાં નાચે નહિ, તે મરી ગયેલી પ્રજા ગણાય. ઉત્સવો જો સાચા હોય, તો તેમની ઊજવણીમાંથી માણસને બળ અને નવું જીવન મળે છે. તા. ૧૫મીનો દિવસ એવા ઉત્સવનો દિવસ હતો. સ્વાધીનતા કરતાં મોટું બીજું કયું પર્વ હોઈ શકે! કેટલાક તદ્દન નકામા ને કેટલાક નુકસાનકારક ખર્ચ પણ થયા હશે; પરંતુ સાચા આનંદના મહાસાગર પાસે, તે તો ટીપાં જેવાં ગણાય. તા. ૧૫મીથી આપણે એક મોટી સલ્તનતની લૂંટમાંથી છૂટ્યા. એ

દિવસથી આપણે આપણી તમામ સમૃદ્ધિના માલિક બન્યા. આ નફાની પાસે ઉત્સવનું અર્થ શી વિસાતમાં? હિંદે ઉત્સવ ઊજવ્યો, ખરા દિલથી ઊજવ્યો એ સારું જ થયું. જો તો, ૧૫મી ઑગસ્ટનો દિવસ સામાન્ય દિવસરૂપે જ પસાર થયો હોત, તો દુનિયા વિસ્મય પામીને કહેત કે હિંદી મુડદાંઓમાં પ્રાણનો સંચાર સ્વાધીનતા આવ્યા પછી પણ થયો નથી!

**પ્રશ્ન:** ૨—પરિસ્થિતિ જોતાં સમાજ-સુધારણાની ધગશવાળાં યુવકયુવતીઓની હાલને તબક્કે શી શી ફરજ છે?

**ઉત્તર:** ૨—પહેલી ફરજ, જે સુધારાઓ એમની બુદ્ધિ સ્વીકારતી હોય, તે જીવનમાં ઉતારવાની છે. એટલું થયા પછી પોતાની આસપાસમાં અને છેવટે આખા સમાજમાં તેમનો પ્રચાર કરવાની છે. સ્વતંત્ર હિંદમાં સમાજસુધારાને કાયદાની મદદ વધુ સહેલાઈથી મળી શકે, એટલે સુધારકો જો સાચા હોય તો ઓછા પ્રયત્ને તેમાં સફળ થઈ શકે એવો સંભવ છે.

રાજકીય કે સાહિત્યના ક્ષેત્રમાં પ્રવૃત્તિ કરવાથી જે કીર્તિ પ્રાપ્ત થાય છે, તે સમાજ-સુધારાની પ્રવૃત્તિમાં પડવાથી મળતી નથી; કારણ કે આસપાસનું રૂઢિપ્રિય માનસ નિંદા કરવા પ્રેરાય છે. ઘરમાં પણ ઝઘડા થવાનો ભય ઊભો થાય છે. સુધારા અંગે જે સહન કરવું પડે છે, તેની લોકો પૂરી કદર પણ કરતા નથી; એટલે સમાજસુધારાનું કામ રાજકીય કામ કરતાં ઓછું જોખમી હોવા છતાં આજના જુવાનો એ તરફ ખેંચાતા નથી. કીર્તિનો મોહ છોડે તે જ સમાજસુધારાની પ્રવૃત્તિ કરી શકે. આજને તબક્કે સમજદાર માણસોએ આ પ્રવૃત્તિમાં પડવું જોઈએ અને આપણો સમાજ સ્વાધીનતાને લાયક બને, એ માટે એને જૂની જડતામાંથી છોડાવવો જોઈએ.

**પ્રશ્ન:** ૩—જીવનમાં ધર્મનું સ્થાન શું? શા માટે માણસ એ તરફ ઘસડાય છે? વિજ્ઞાનના જમાનામાં ધર્મનું મહત્ત્વ વધે કે ઘટે?

**ઉત્તર:** ૩—'ધર્મ' શબ્દની એટલી બધી વ્યાખ્યાઓ થઈ છે, કે તમે કયા અર્થમાં પૂછો છો, તે સ્પષ્ટ થતું નથી. માણસને અપાર્થિવ ને અલૌકિક વસ્તુનું ખેંચાણ રહ્યા કરે છે, એ અર્થમાં જો પૂછતા હો, તો કહું કે વિજ્ઞાનનો વિકાસ ગમે તેટલો થાય; છતાં એ ખેંચાણનો અંત આવશે નહિ. જે ઉપલક નજરે વિજ્ઞાનને જુએ છે તે એમ માને છે, કે અગમ્ય ને અશક્ય જેવું કંઈ છે જ નહિ; પરંતુ વિજ્ઞાનીઓ પોતે એમ નથી માનતા. તેઓ તો કુદરતના ભંડારનાં દ્વાર ઉઘાડે છે-ઉઘાડવા પ્રયત્ન કરે છે, ત્યારે તેમને ખાતરી થાય છે કે અનંત ભંડારોમાંથી એક જ ભંડારનાં દ્વારની ચાવી એમને પ્રાપ્ત થઈ છે. વિજ્ઞાની ત્યારે નમ્ર બને છે અને અગમ્યની શોધમાં આગળ વધે છે.

દરેક માણસને જીવનમાં કોઈ ને કોઈ પળ તો એવી આવી જ જાય છે, કે જ્યારે એને લાગે કે મારાથી અને સૌથી પર એવી કોઈ પરમશક્તિ બિરાજે છે અને તે જ આ જગતનું સંચાલન કરે છે. એ જરા ઊંડો ઊતરે છે, તો તેને એમ લાગે છે કે એ સંચાલક શક્તિ પર નથી પણ સૌમાં વ્યાપેલી છે. આમાંથી જ માણસનું હૃદય પ્રાર્થના કરવા લાગે છે. દુન્યવી સુખના નશામાં માણસ ગમે તે ભૂલી જાય, પરંતુ એને છેવટની શાંતિ તો આ ધર્મને શરણે જવાથી જ મળે છે. આ દૃષ્ટિએ જોઈએ તો વિજ્ઞાનયુગમાં ધર્મનું મહત્ત્વ વધે જ; અર્ધદગ્ધોમાં ભલે ઘટે.

**પ્રશ્ન:** ૪—માણસે લગ્ન કરવું જ જોઈએ કે ન જ કરવું જોઈએ એવો કોઈ ગૂઢ કે અગૂઢ નિયમ સમાજ માટે બાંધી શકાય ખરો? એમ થાય તો સમાજને લાભ કે હાનિ?

**ઉત્તર:** ૪—સમાજનાં લાભહાનિનો સવાલ આમાંથી ઊઠતો જ નથી. જે વસ્તુ વિવેક વિના, સારાસારને વિચાર્યા વિના થાય તે

સમાજને હાનિ કરે અને જે વિવેકપુરસર થાય તે લાભ આપે, એમ સાદો નિયમ સૌ સમજી શકે એમ છે

લગ્ન માટે એક અથવા બીજા છેડાનો કોઈ નિયમ બાંધી શકાય નહિ જો કોઈ એવો પ્રયત્ન કરે તો તે સફળ પણ ન થાય. મનુષ્યજાતિએ કુટુંબો રચી દીધાં, ઘરો બાંધ્યાં ને સમાજની રચના પણ કરી નાખી. હવે એ પાછાં પગલાં કરી શકે નહિ કરે એમાં લાભ પણ નથી.

મનુષ્ય માત્રમાં રહેલી દુર્દમ વૃત્તિને યોગ્ય માર્ગ આપી સંયમમાં રાખવા લગ્નની રચના થઈ અને એના નિયમો ઘડાય આ દુર્દમ વૃત્તિને જે સંયમમાં રાખી શકે તેને લગ્ન કરવાની જરૂર નથી અને જે ન રાખી શકે તેને લગ્ન વિના રહેવામાં જોખમ છે; એટલું જો સમજાય તો સમાજની વ્યવસ્થામાં કોઈ જાતની તકલીફ ઊભી ન થાય.

પ્રશ્ન: ૫—પુનર્જન્મ જેવી કોઈ ચીજ છે ખરી? એની સાદી સમજણ શી રીતે આપી શકાય?

ઉત્તર: ૫—આ વિષે જગતના વિચારકો એકમત નથી; પરંતુ આ લખનારને તો પાકી શ્રદ્ધા છે કે પુનર્જન્મ છે જ. દુનિયામાં જે ભેદાભેદ છે, એક જ માતપિતાના એક-સાથે જ જન્મેલા જોડકામાં પણ જે તફાવત નજરે પડે છે, એક જ સંયોગોમાં ઊછરતા સો બાળકોમાં સો જાતના ભેદ દેખાય છે, ત્યારે એમ લાગે છે કે આ બધું ક્યાંક દૂરથી આપણી સાથે ચાલ્યું આવે છે.

સાથે એમ પણ લાગે છે કે આપણું જીવન આટલું ટૂંકું પચાસ-સો વર્ષનું જ હોઈ શકે નહિ હોય તો એમાં પુરુષાર્થ કરવાનો અર્થ શો? અંતે તો મરીને ખલાસ થઈ જવાનું હોય, તો પછી પ્રેરણા જેવું ક્યાં રહ્યું? જીવનનું સાતત્ય ન હોય, તો આપણને કંઈ કરવાની કે કંઈ શીખવાની પાછલી અવસ્થામાં વૃત્તિ જ ન થાય. માણસ છેલ્લા શ્વાસ સુધી પ્રવૃત્તિશીલ હોય છે અને જન્મની પહેલી ક્ષણથી પણ બાળક ક્રિયાશીલ છે, તે બતાવે છે કે જન્મ એ શરૂઆત નથી અને મૃત્યુ એ અંત નથી આપણે ન દેખી શકીએ તેમ જીવનના તાર બન્ને બાજુ જોડાયેલા જ છે

પ્રશ્ન: ૬—શા માટે માણસે જીવવું જોઈએ? જીવનનું ધ્યેય શું?

ઉત્તર: ૬—જીવવા ન જીવવાની સત્તા માણસના હાથમાં નથી હા, જે ઇચ્છે તે આપઘાત કરી શકે છે; પરંતુ આપણે જાણીએ છીએ કે દયા અથવા ત્રાસ છૂટે એવા ઘોર દુઃખમાં ડૂબેલા લોકો પણ આપઘાત કરતા નથી અને જીવવા માટે વલખાં મારે છે જીવ માત્રની જીવવાની વૃત્તિ બહુ બળવાન હોય છે; એટલે શા માટે જીવવું, શું કરવા માટે જીવવું એ અર્થ નજર સામે રાખીને જ વિચારીએ

બીજો સવાલ છે કે જીવનનું ધ્યેય શું? આ સવાલ અને પહેલો સવાલ પરસ્પર સંબંધ ધરાવે છે, બન્નેનો જવાબ એકસાથે આપી શકાય એમ છે.

માણસ પોતાના જીવનનાં ધ્યેયરૂપે કે કારણરૂપે ગમે તે રજૂ કરે, પણ એમ જોઈ શકાય છે કે સૌ કોઈ સુખ માટે અને આનંદ માટે જ જીવે છે 'મારું જીવનધ્યેય બીજાની સેવા કરવાનું છે, હું પરાર્થે જીવવા માગું છું' એમ કહેનારથી માંડીને 'હું રાજા થવા-ધનવાન થવા ઇચ્છું છું, માત્ર મારો જ સ્વાર્થ સાધવા માગું છું,' એમ કહેનાર સુધી સૌ કોઈ ખરેખર તો અંતરના આનંદ માટે જ મમતા હોય છે તેઓ જેને ધ્યેય તરીકે જાહેર કરે છે, તે ધ્યેય દ્વારા છેવટે તો અંતરનું સુખ જ મેળવવાનું હોય છે આ દૃષ્ટિએ મનુષ્ય માત્રનું અંતિમ ધ્યેય અખંડ આનંદ સિવાય બીજું હોઈ શકે નહિ

આ ધ્યેયની પ્રાપ્તિ અર્થે માણસ માત્ર

નજીકનું કોઈ નિશાન નક્કી કરી રાખે છે. ઊંચો પહાડ ચડવા ઇચ્છનાર એક છલંગે તો ત્યાં પહોંચી શકતો નથી. એ ધીમેધીમે શિખરો વટાવે છે, તેમ જીવનધ્યેય પણ પગલેપગલે માણસ નક્કી કરે છે. છેલ્લું શિખર અખંડ આનંદનું છે એમાં શંકા નથી.

આ શિખર શી રીતે સર થાય એ તમારો પ્રશ્ન નથી એટલે અહીં જ અટકી જવું વ્યાજબી છે; છતાં જણાવું કે અખંડ આનંદની કસોટીએ દરેક સુખાનુભવને તપાસવામાં આવે ને પ્રવૃત્તિ કરવામાં આવે તો કોઈ ને કોઈ દિવસ તેની પ્રાપ્તિ થઈ જ જાય. ક્ષણિક આનંદમાં જે લોભાઈ જાય તે અખંડ આનંદ મેળવી શકે નહિ. અખંડ આનંદનો માર્ગ મહાપુરુષો ખેડી ગયા છે. દુનિયાની દૃષ્ટિએ જ્યાં દુઃખ દેખાયું છે, ત્યાં એમણે સુખ જોયું છે એ આપણે ન ભૂલીએ.

**પ્રશ્ન:** ૭—હિંદી પ્રજા મુખ્યત્વે અહિંસક છે? ખુદ ગાંધીજીના પોતાના જ વતન–હિંદમાં અત્યારે ચાલતા આવા ઘોર કોમી હત્યાકાંડો થાય એમાં અહિંસાની સફળતા કેટલે દરજ્જે ગણાય? આ માટે અત્યારે ગાંધીજીને ઉપવાસ ઉપર પણ ઊતરવું પડે એ હિંદને કલંક સમાન નથી?

**ઉત્તર:** ૭—માણસના દિલમાંથી શ્રદ્ધા વિદાય લે એવી પરિસ્થિતિ આજે આ દેશમાં નિર્માણ થઈ છે; છતાં હિંદ સ્વભાવે અહિંસક જ છે એવો મારો દાવો છે. આ દાવાના સમર્થનમાં હું એક જ દાખલો આપીશ. બ્રિટિશ સરકારે આ દેશ ઉપર જે સૂક્ષ્મ અને સ્થૂળ અત્યાચારો ગુજાર્યા છે તેનો જગતના ઇતિહાસમાં જોટો નથી; છતાં જ્યારે એ વિદાય લે છે, ત્યારે હિંદના હૈયામાંથી વેરની ભાવના નાશ પામે છે. લોર્ડ માઉન્ટબેટન અંગ્રેજ છે અને તે પરદેશી સરકારનું એક ચિહ્ન છે; છતાં એ રાષ્ટ્રીય ઝંડાને સલામી આપે છે અને 'જય હિંદ' બોલે છે, ત્યારે લોકો એના ઉપર ખુશ થઈ જઈ એનીયે જય બોલાવે છે. એ બતાવે છે કે હિંદના દિલમાં વેર ટકી શકતું નથી. બીજી પ્રજાઓમાં વેર અને યુદ્ધ પેઢી દર પેઢી ઊતરે છે એવું અહીં નથી એ જ અહિંસાની સાબિતી છે.

ગાંધીજીને ઉપવાસ કરવા પડે એ આપણું કલંક ખરું, પરંતુ એ સાચું નથી કે આ પ્રજાના દિલને એમના ઉપવાસથી ઉગ્ર આઘાત પહોંચે છે અને તેમાંથી ગાંધીજીને મુક્ત કરવા, આકાશ–પાતાળ એક કરવા એ તૈયાર થાય છે? આ છે અહિંસાની નિશાની.

કોમી હુતાશન આજે નહિ તો કાલે અટકી જશે અને આ દેશ વહેલો–મોડો અહિંસા દ્વારા જ શાંતિ ને પ્રગતિ સાધશે; કારણ કે એના સ્વભાવમાં અવેરની ભાવના છે.

**પ્રશ્ન:** ૮—આટઆટલાં વર્ષો નહિ ને અંગ્રેજો શા માટે અત્યારે સ્વેચ્છાએ હિંદ છોડી જવાના નિર્ણય પર આવ્યા?

**ઉત્તર:** ૮—હિંદ ઉપર શાસન ચલાવવાની અને હિંદને લૂંટવાની જે અનુકૂળતાઓ હતી તે દૂર થવા લાગી એટલે શાણા અંગ્રેજોએ તૂટી પડવાને બદલે ખસી જવાનું પસંદ કર્યું; આમ છતાં અંગ્રેજોની વિદાય માટેનાં કારણો જાણવાં જ હોય તો તે આ રહ્યાં:

(૧) વિશ્વયુદ્ધને અંતે બ્રિટન નબળું પડી ગયું. સામ્રાજ્ય સાચવવા માટે જે શક્તિ જોઈએ તે શક્તિ તેનામાં ન રહી. બીજી બાજુ હિંદનો અસંતોષ ઉગ્ર બન્યો અને સામનો કરવાની શક્તિ પણ વૃદ્ધિ પામી. બીજી બાજુ રશિયા અને અમેરિકાનું રાજકારણ એવી રીતે વિકસતું ગયું કે બ્રિટિશ સત્તાનું વર્ચસ્વ હિંદ ઉપર રહી શકે નહિ. રશિયાએ મધ્યપૂર્વ તરફ પોતાનો પંજો લંબાવ્યો, ત્યારે બ્રિટિશ સરકારને એવી ભીતિ ઉત્પન્ન થઈ કે રશિયા સાથે અથડામણ જાગે તો હિંદ મદદગાર તો ન જ થાય; પરંતુ તટસ્થ યે ન રહે. જો હિંદને સંતોષી લેવામાં આવે તો

રશિયા હિંદનો લાભ ઉઠાવી શકે નહિ. હિંદ બ્રિટનની સાથે ભલે ન આવે પણ સામા પક્ષમાં તો ભળે જ નહિ. હિંદ સ્વતંત્ર થતાં મધ્યપૂર્વનાં રાજ્યો ઉપર પણ સારી અસર થાય અને રશિયાની લાગવગ ઓછી થાય. હિંદ અને ચીન મિત્રો બને તો આખા એશિયા ઉપર તેની અસર પડે અને પરિણામે એક એવું જૂથ રચાય કે જે રશિયાનો દેહવિકાસ અટકાવે.

બીજી બાજુ અમેરિકા બ્રિટનનું મિત્ર અને મદદગાર હોવા છતાં તે પણ પોતાના લાભ માટે હિંદની મુક્તિ ઇચ્છવા લાગ્યું. બ્રિટનને અબજો રૂપિયા આપ્યા પછી પણ તેના લાગવગના પ્રદેશમાં અમેરિકા ન પ્રવેશી શકે એ અમેરિકાને મંજૂર નહોતું. હિંદુસ્તાન ઉપરનું બ્રિટિશ શાસન હોય ત્યાં સુધી અમેરિકાને વેપારનું મોકળું ક્ષેત્ર મળે નહિ. બ્રિટનના સત્તાત્યાગની પાછળ અમેરિકાની પણ અસર હોવાનો સંભવ છે.

(૨) ગાંધીજીના પ્રસારે અને પ્રયત્ને આ દેશમાં એક મોટું સંગઠન ઊભું થયું અને તેણે બ્રિટિશ સત્તા સામે પડકાર ફેંક્યો. ૧૫૦ વર્ષથી ગુલામીમાં ઘેરાતી પ્રજા જાગી ઊઠી અને તેને ભાન થયું કે આપણી પાસે હથિયાર નથી; છતાં જગતની મોટામાં મોટી સલ્તનતનો સામનો આપણે કરી શકીએ એમ છીએ. પ્રજાની શક્તિના વિકાસની સાથોસાથ જ ગાંધીજી ચાલતા હતા. ૧૯૨૦–૨૧માં અસહકાર અને ૧૯૩૦–૩૨માં સવિનયભંગ આવ્યા. ૧૯૪૨માં તો 'હિંદ છોડો'નો પ્રચંડ નાદ ગાંધીજીએ પેદા કર્યો: તેને પરિણામે—

હિંદના એકથી બીજા છેડા સુધી દાવાનળ ફાટી નીકળ્યો. પૂર્વના મોરચે આઝાદ હિંદ ફોજે પરાક્રમો કર્યાં. આ સઘળું બ્રિટિશ સત્તાના અંત માટે એ જ ક્ષણે તો સફળ ન થયું; પરંતુ તેના ઉપરથી હિંદના એ પછી લશ્કરમાં વ્યાપેલો અસંતોષ, નાવિકોનો બળવો, પ્રચંડ હડતાળો વગેરેએ એટલું બતાવી આપ્યું કે હવે બ્રિટિશ સરકાર અહીં સુખપૂર્વક રાજ્ય કરી શકે એમ નથી. અનાજની કટોકટી અને દેશની અશાન્તિએ પણ શાસન ચલાવવાનું મુશ્કેલ બનાવ્યું.

(૩) બ્રિટનની મજૂર સરકારની શુભનિષ્ઠાનો પણ હિસ્સો ગણવો જોઈએ. હિંદ ઉપર સત્તા ટકાવી રાખવાની પરિસ્થિતિ નહોતી; છતાં સત્તા ઉપર હિટલર, મુસોલિની કે ચર્ચિલ હોત તો ભાંગીને ભૂકો થવા સુધી તેઓ હિંદની સ્વાધીનતા સ્વીકારત નહિ. આ માટે બ્રિટનની મજૂર સરકારને અભિનંદન આપવાં જ જોઈએ.

દુનિયાનું કોઈ પણ કાર્ય કેવળ એક જ કારણે થતું નથી. અનેક કારણોના સમન્વયથી જ પરિણામ નીપજે છે. એટલું જો આપણે સ્વીકારીએ તો બ્રિટિશ સરકારે આજે જ સત્તા શા માટે છોડી તે સમજવાનું સહેલું બની જાય.

પ્રશ્ન : ૯—ફિલ્મો જોવી કે નહિ ? નાટક અને ફિલ્મ એમાં કયું સારું ?

ઉત્તર : ૯—ફિલ્મ અને નાટક એ માણસના હૃદય ઉપર અસર કરનારી મોટી શક્તિઓ છે, તેની અવગણના થઈ શકે એવું હવે રહ્યું નથી. એટલું ખરું છે કે આ શક્તિઓએ લોકોનું કલ્યાણ જેટલા પ્રમાણમાં કર્યું, તે કરતાં ઘણા વધારે પ્રમાણમાં અકલ્યાણ કર્યું છે, પરંતુ એમાં લોકકલ્યાણ કરવાની તાકાત તો છે જ. એ તાકાતનો જ પ્રજાને વિશેષ લાભ મળે એવો પ્રબંધ થાય એ જરૂરી છે.

ફિલ્મ, નાટક અને પુસ્તક વિષે લગભગ સરખો જ અભિપ્રાય આપવો પડે એવું છે. જેના વાચનથી માણસને હાનિ પહોંચે, એવા

માત્રનો સમૂળગો બહિષ્કાર આપણે પોકારતા નથી, તેમ ફિલ્મ વિષે બનવું જોઈએ. ફિલ્મ-નાટકનું સારાનરસાપણું લોકો સમજે એવાં વિવેચનો બહુ ઓછાં આવે છે; પરંતુ સમય જતાં એ આવશે જ. લોકોની માગણી અનુસાર વર્તમાનપત્રો આપે છે. એ માગણી વિવેચન માગશે, ત્યારે તે આપ્યા વિના છૂટકો નહિ થાય.

સરકાર અને જાહેર સંસ્થાઓ સંસ્કારી અને પ્રેરણાદાયી ફિલ્મો ને નાટકોને પ્રોત્સાહન આપશે, ત્યારે સહેજ સાવધ રહીને ફિલ્મ-નાટક જોવા જવામાં વાંધો નહિ રહે. આજે વધુ સાવધાની રાખવાની જરુર છે.

**પ્રશ્ન : ૧૦**—સ્વરાજ્ય મળી ગયું છે; છતાં સંરક્ષણ માટે આપણે જોઈએ તેટલા તૈયાર નથી. એટલે એક રીતે જોતાં દરેકે સૈનિક બનવું રહ્યું. ત્યારે બીજી તરફ હિંદનું નવેસરથી પુનર્વિધાન થવાનું હોવાને કારણે સંસ્કૃતિ-સંરક્ષણને કારણે શિક્ષકો, બોધકો કે સુધારકોની પણ એટલી જ જરૂર છે. આ બેમાં વિશેષ મહત્ત્વ કોના ઉપર આપવું જોઈએ ?

**ઉત્તર : ૧૦**—બંનેને સરખું જ મહત્ત્વ આપવું જોઈએ. એક પણ બાજુની અવગણના આજે થાય, તો આપણે નબળા પડીએ. જો આપણું લક્ષ્ય લશ્કર વધારવા તરફ જ રોકાય, તો આપણી પ્રજા જંગલી બની જાય અને આપણે સંસ્કાર ને શિક્ષણ પાછળ પડી જઈ સંરક્ષણનો વિચાર છોડી દઈએ, તો આપણો દેશ ખરે પ્રસંગે એવા જોખમમાં મુકાય કે સંસ્કારક્ષેત્રે મેળવેલી સિદ્ધિઓ પણ લુટાઈ જાય. બંનેનું મહત્ત્વ સમજી બંને બાજુ પ્રયાસો થવા જોઈએ. આપણો દેશ એટલો વિશાળ છે અને આપણી પ્રજાને એવા સંસ્કારો મળ્યા છે, કે એ બંને દિશાની પ્રગતિ સાધી જ શકશે. જરૂર છે મારે ને તમારે તરત કામે લાગી જવાની.

**પ્રશ્ન : ૧૧**—ઈશ્વર છે ?

**ઉત્તર : ૧૧**—શી જરૂર પડી છે તમારે ઈશ્વરની ? જો તમે છો, હું છું, જગત છે, તો ઈશ્વર છે જ. આપણાથી એ જુદો નથી. આપણામાં ને સૌમાં એકસાથે જ એ છે. જીવનમાં દરરોજ એવો અનુભવ નથી થતો કે માણસની ઉપર બીજું કોઈ સત્તા ચલાવી રહ્યું છે ? આ બીજું કોઈ તે ઈશ્વર છે, કુદરત છે, વિશ્વનો નિયમ છે, જગતનું સંચાલક બળ છે. આપણાથી પર એવું કશું નથી અને છતાં જે છે તે માત્ર આપણામાં જ મર્યાદિત નથી. એ સર્વવ્યાપક છે; તેથી જ એના ઉપર કોઈની હકૂમત ચાલતી નથી અને એની હકૂમત સૌના ઉપર ચાલે છે. એ હકૂમત પણ કાયદાને આધારે ચાલે છે. આ કાયદાઓ સમજીએ તો સુખી થઈએ અને એની કૃપા હોય તો એને ઓળખી પણ શકીએ.

**પ્રશ્ન : ૧૨**—કાળાં બજાર નિવારવાનો શો ઉપાય ? સામાન્ય માણસ એમાં શી રીતે ફાળો આપી શકે ?

**ઉત્તર : ૧૨**—જાતે કાળાં બજાર ન કરીએ, શક્ય તેટલા પ્રયત્ને એને ઉત્તેજન મળે એવાં પગલાંથી દૂર રહીએ. જ્યાં કાળાં બજાર જોઈએ ત્યાં સમસ્ત પ્રજા સામેનો એ દ્રોહ છે એમ સમજીને તેને છતું કરીએ. આટલું થાય તો કાળાં બજાર અટકે. સામાન્ય માણસ આટલું કરે, તો બાકીનું કરવાની સરકારને ફરજ પડે જ.

*

# સંસ્થા-સમાચાર

'અખંડ આનંદ'ના વાચકોને 'સસ્તું સાહિત્ય'ની અનેકવિધ પ્રવૃત્તિઓનો નિયમિત પરિચય મળી શકે એ હેતુથી દર અંકમાં આ પ્રમાણે 'સંસ્થા-સમાચાર' આપવાનું નક્કી કર્યું છે. આ પહેલા અંકમાં સામાન્ય પરિચય છે. હવે પછી પ્રગટ થતાં પુસ્તકો વિશે માહિતી પણ આપવામાં આવશે.

'સસ્તું સાહિત્ય'નું સને ૧૯૪૧માં ટ્રસ્ટ થયા પછી તે એક જાહેર સંસ્થા બની હોવાથી મહાગુજરાતની પ્રજાનું સીધું હિત તેમાં સંકળાયેલું છે.

સને ૧૯૪૭ના જાન્યુઆરીમાં સ્વામીજીના અવસાનથી સંસ્થાને ભારે ખોટ પડી ત્યારપછી સરકારની મુશ્કેલીઓને લીધે ઘણી મુસીબતો વચ્ચે પણ ટ્રસ્ટીઓએ તેમનું કાર્ય ચાલુ રાખ્યું છે તથા વિવિધ દિશાઓમાં પ્રવૃત્તિઓનો બહોળો પ્રચાર કરવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યો છે.

## સર્વોપયોગી સાહિત્યશ્રેણી

પ્રવૃત્તિઓના વિસ્તારનું જાણવાજોગ અંગ 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'ની શરૂઆત તથા પ્રકાશન છે. ઓછું ભણેલા અને તાજું જ વાંચતાંલખતાં શીખેલા પુખ્ત વયના જનસમુદાયને સહાયરૂપ થવાના મુખ્ય દૃષ્ટિબિંદુથી જ આ 'શ્રેણી' શરૂ કરવામાં આવી છે. આ શ્રેણીનાં પુસ્તકો સ્ત્રીઓ તથા બાળકોને પણ ઉપયોગી નીવડશે; કારણ કે આ પુસ્તકો મોટા અક્ષરમાં છાપવામાં આવે છે. વળી આપણી સંસ્કૃતિના વિશિષ્ટ જ્ઞાનથી વાચકો માહિતગાર થાય તે લક્ષમાં રાખીને જ આ પુસ્તકોના વિષયો પસંદ કરવામાં આવે છે. લગભગ દરેક પ્રકાશન ખાસ ચિત્રોથી સુશોભિત કરવામાં આવે છે.

આ શ્રેણીના સંપાદક શ્રી મોહનલાલ સોપાનને જાણીતા પ્રતિષ્ઠિત લેખકોનો સારો સહકાર મળ્યો છે. આ કાર્યને અંગે શ્રી. સોપાનને પણ ઘણા નામાંકિત લેખકોના સમાગમમાં આવવાનો સુયોગ પ્રાપ્ત થયો છે. આ સુયોગ ભવિષ્યમાં સંસ્થા માટે વધુ ઉપયોગી નીવડવાની આશા છે. અત્યાર સુધીમાં આ શ્રેણીની પહેલી યોજના દ્વારા નીચેનાં અઢાર પુસ્તકો જાહેર પ્રજાને મળી ચૂક્યાં છે.

### ૧૮ પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | પ્રકાશનાં પગલાં | ૦-૧૦ |
| ૨ | ગામની ડગલી | ૦-૧૦ |
| ૩ | હાસ્યતરંગ | ૦-૧૦ |
| ૪ | જીવનની કલા | ૦-૧૦ |
| ૫ | જગતમાં જાણવા જેવું | ૦-૧૦ |
| ૬ | જીવનપરિવર્તન | ૦-૧૦ |
| ૭ | ઇતિહાસને અજવાળે | ૦-૧૦ |
| ૮ | ગામડું બોલે છે | ૦-૧૦ |
| ૯ | ગૃહજીવનની કથા | ૦-૧૦ |
| ૧૦ | ગૃહજીવનના દરવો | ૦-૧૦ |
| ૧૧ | મારો ભારતદેશ | ૦-૧૦ |
| ૧૨ | આરોગ્યસાધના | ૦-૧૦ |
| ૧૩ | ભગવાનનાં છોરુ | ૦-૧૦ |
| ૧૪ | સાહસકથાઓ | ૦-૧૦ |
| ૧૫ | ગુજરાતના સેવકો | ૦-૧૦ |
| ૧૬ | પટેલાઈના પેચ ભા. ૧લો | ૦-૧૦ |
| ૧૭ | ,, ,, ભા. ૨જો | ૦-૧૦ |
| ૧૮ | ગીતહોરી ને બીજાં નાટકો | ૦-૧૦ |

આ શ્રેણીની બીજી યોજના માટે પ્રયત્નો શરૂ થઈ ગયા છે અને તેના પ્રથમનાં બે પ્રકાશનો ૧-૨ 'ગ્રામરચના' નામે પ્રકટ થઈ ગયાં છે. આ બીજી યોજનાનાં પ્રકાશનોમાં ઘણા નવા વિષયો તથા બીજા જાણીતા લેખકોનો સમાવેશ કરવાની અમારી અભિલાષા છે. એ પુસ્તકો તથા લેખકોની હકીકત નક્કી થશે તેમતેમ તેની જાણ

વખતોવખત ગ્રાહકોને કરવામાં આવશે. હવે પછીના બાર મહિનામાં આ બીજી શ્રેણીનાં બાકીનાં સોળ પુસ્તકો પ્રસિદ્ધ કરવાની અમારી ધારણા છે.

### આમ સાહિત્યશ્રેણી

આ શ્રેણી સંસ્થાનું મોટું સાહસ હોઈ ગુજરાતમાં ખીનહરિફ છે. પ્રમાણભૂત ગ્રંથો તથા લળવા સાહિત્યની ખિસ્સામાં રહી શકે એવા નાના કદની આવૃત્તિઓ આ શ્રેણી દ્વારા આપવાનો અમારો આ પ્રયાસ છે. નીચલા થરના તથા મધ્યમ વર્ગના માટે એ એક આશીર્વાદરૂપ થઈ પડશે એમ અમે માનીએ છીએ; કેમ કે ખિસ્સા-આવૃત્તિઓથી પોતાનું નાનું પુસ્તકાલય પણ ઓછા સાધનવાળાઓ પણ ઊભું કરી શકશે. આ શ્રેણીમાં અત્યાર સુધીમાં ૫૬ પુસ્તકો તો બહાર પડી ચૂકયાં છે. નીચે આપેલી યાદી ઉપરથી આ પુસ્તકોની વિવિધતા તથા તેમના અહોળા વિષયોની માહિતીની વાચક બંધુઓને જાણ થશે:

### પ્રગટ થયેલાં પુસ્તકો

| ક્રમ | પુસ્તક | કિંમત |
|---|---|---|
| ૧ | ધીરા ભગતનાં પદો | ૦–૪ |
| ૨ | ભોજા ભગતના ચાબખા | ૦–૬ |
| ૩ | શિવમહિમ્નઃસ્તોત્રમ્ | ૦–૩ |
| ૪ | શ્રમણ નારદ ને પાંચ ઝવેરી | ૦–૩ |
| ૫ | તંત્રની સાધના | ૦–૪ |
| ૬ | ગીતાસાર | ૦–૪ |
| ૭ | ગીતાપોથી | ૦–૬ |
| ૮ | ગીતાસંકલન | ૦–૩ |
| ૯ | પ્રેમપન્થ-૧ | ૦–૩ |
| ૧૦ | મણિરત્નમાળા | ૦–૧ |
| ૧૧ | જ્ઞાન અને કર્મ | ૦–૩ |
| ૧૨ | પરમ પુરુષાર્થ | ૦–૬ |
| ૧૩ | આર્ય, બૌદ્ધ ને જૈન ધર્મના મૂળ સિદ્ધાંતોનો સમન્વય | ૦–૩ |
| ૧૪ | નારદનાં ભક્તિસૂત્રો | ૦–૩ |
| ૧૫ | જ્ઞાનનાં ઝરણાં | ૦–૩ |
| ૧૬ | બેઅધ્યાયી ગીતા | ૦–૩ |
| ૧૭ | શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ | ૦–૬ |
| ૧૮ | શ્રીરામકૃષ્ણ ઉપદેશ | ૦–૫ |
| ૧૯ | વિચારસૂર્યોદય | ૦–૩ |
| ૨૦ | કણ્ઠાભરણમ્ | ૦–૩ |
| ૨૧ | ઉચ્ચ જીવન | ૦–૩ |
| ૨૨ | ધ્યાન અને જ્ઞાન | ૦–૩ |
| ૨૩ | ઉત્તરગીતા | ૦–૬ |
| ૨૪ | મદાલસા અને અલર્ક | ૦–૫ |
| ૨૫ | મનને | (ખલાસ છે.) |
| ૨૬ | સુદામાચરિત્ર | ૦–૩ |
| ૨૭ | ભક્ત રોહિદાસ | ૦–૩ |
| ૨૮ | સ્વામી રામતીર્થ (કિશોરો માટે) | ૦–૪ |
| ૨૯ | સતી સાવિત્રી | ૦–૩ |
| ૩૦ | જેસલ ને તોરલ તથા જાલંધર ને ગોપીચંદ | ૦–૩ |
| ૩૧ | મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ | ૦–૩ |
| ૩૨ | ભક્તરાજ હનુમાન | ૦–૬ |
| ૩૩ | શ્રીમત્ શંકરાચાર્ય (ચરિત્ર) | ૦–૩ |
| ૩૪ | શ્રી તૈલંગસ્વામી | ૦–૩ |
| ૩૫ | બાળકોના વિવેકાનંદ | ૦–૪ |
| ૩૬ | ભગવાન બુદ્ધ | ૦–૪ |
| ૩૭ | અખજી બાપા | ૦–૪ |
| ૩૮ | સંત કબીર | ૦–૩ |
| ૩૯ | નાનભટ બાપા | ૦–૩ |
| ૪૦ | દુષ્યંત ને શકુંતલા ને બીજી વાતો | ૦–૬ |
| ૪૧ | ધાવણની ધાર ને બીજી વાતો | ૦–૩ |
| ૪૨ | કાળમુખી ને બીજી વાતો | ૦–૩ |
| ૪૩ | સમ્રાટ શ્રેણીક ને દેવી નંદા | ૦–૩ |
| ૪૪ | કેરીની મોસમ ને બીજી વાતો | ૦–૫ |
| ૪૫ | અણોજો ને નવું રેલવે સ્ટેશન | ૦–૪ |
| ૪૬ | જીવનનો મર્મ | ૦–૬ |
| ૪૭ | નવજવાન | ૦–૪ |
| ૪૮ | અહિંસાનું રહસ્ય | ૦–૪ |
| ૪૯ | એ વૃદ્ધ પુરુષ | ૦–૪ |
| ૫૦ | આશાને અજવાળે | ૦–૪ |
| ૫૧ | શ્રીમંતોનો સડો | ૦–૪ |
| ૫૨ | જયભારતી | ૦–૬ |
| ૫૩ | સોનેરી સૂચનો | ૦–૬ |

| | | |
|---|---|---|
| ૫૪ | કવાથ ઔષધી | ૦-૬ |
| ૫૫ | હરડે | ૦-૬ |
| ૫૬ | ચૂર્ણ ઔષધી | ૦-૩ |

આ શ્રેણીમા એકદર ૧૫૦ જેટલા પુસ્તકો પ્રસિદ્ધ કરવાનો અમારો પ્રયત્ન છે દર મહિને આ શ્રેણીમા બેત્રણ પુસ્તકો બહાર પડે છે એટલે હવે પછી પ્રકટ થનારા પ્રકાશનોની જાણ સૌ કોઈને આ માસિક દ્વારા કરવામા આવશે

## અન્ય નવા પ્રકાશનો

સંસ્થાએ અગાઉ પ્રસિદ્ધ કરેલા પુસ્તકો પૈકી ખલાસ થઈ જવાથી, પ્રમાણભૂત ગ્રંથોના પુનર્મુદ્રણ પ્રસિદ્ધ કરવા ઉપરાંત, સામાન્યતયા નવા અને ઉપયોગી પ્રકાશનો ઉમેરવા તરફ પણ બનતું ધ્યાન અપાયુ છે

ખાસ કરીને અગત્યનુ અને પ્રમાણભૂત ધાર્મિક પુસ્તક સૌ કોઈને સહેલાઈથી મળે એવો પ્રબંધ કરવાનો સંસ્થાના ટ્રસ્ટીઓનો ઇરાદો છે આ ઇરાદા મુજબ તાજેતરમા નીચેના પ્રકાશનો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે

## અન્ય પ્રકાશનો

૧-૪ શ્રીમત્ શંકરાચાર્યના પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | શતશ્લોકી ને બીજા ચાર રત્નો | ૦-૧૨ |
| ૨ | સ્તોત્રસંગ્રહ | ૦-૧૦ |
| ૩ | સર્વ વેદાંત સિદ્ધાંતસાર સંગ્રહ | ૧-૪ |
| ૪ | વિવેકચૂડામણિ | ૦-૧૨ |
| ૫ | અવધૂત ગીતા | ૧-૦ |
| ૬ | અષ્ટાવક્ર ગીતા | ૦-૮ |
| ૭ | વિદુરનીતિ | ૦-૧૨ |
| ૮ | જીવનમુક્તિવિવેક | ૧-૪ |

### ઉપનિષદો

| | | |
|---|---|---|
| ૯ | એકાદશ ઉપનિષદ | ૨-૮ |
| ૧૦ | બૃહદારણ્યક ઉપનિષદ | ૧-૮ |
| ૧૧ | સો ઉપનિષદો | ૪-૦ |

ગુજરાતના જાણીતા પ્રાચીન કવિઓ તથા લેખકોના પ્રકાશનો સબધમા પણ યોગ્ય પ્રયત્ન કરીને નીચેના પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે —

| | | |
|---|---|---|
| ૧ | અખાની વાણી | ૩-૦ |
| ૨ | મીરાં ને નરસિંહ | ૦-૧૨ |
| ૩ | ગુજરાતની ગઝલો | ૧-૦ |
| ૪ | દીવાને સાગર | ૪-૮ |
| ૫ | પરિચિત પદસંગ્રહ | ૧-૧૨ |
| ૬ | ઓખાહરણ | ૦-૮ |

લેખક :
મોહનદાસ કરમચંદ ગાંધી
યોજક:
શ્રી. વાલજી ગોવિંદજી દેસાઈ

યોજન ૨

આ સંસ્થા તરફથી ગાંધીજીની સંમતિ સાથે શ્રી. વાલજીભાઈએ યોજેલું 'પ્રેમપંથ [૧]' અગાઉ પ્રસિદ્ધ થઈ ગયું છે. એમાં ગાંધીજી લખે છે: 'આ સાર હું વાંચી ગયો છું. સાર છતાં ખૂબી એ છે કે તેમાં મને કંઈ અધૂરાપણું લાગતું નથી.' ગાંધીજીનું આવું પ્રમાણપત્ર મેળવનાર શ્રી. વાલજીભાઈ તરફથી સંસ્થાને અને 'અખંડ આનંદ'ના વાચકોને આ બીજી પ્રસાદી મળે છે તે ખરેખર સદ્‌ભાગ્યની નિશાની છે.

શ્રી. વાલજીભાઈ વર્ષો સુધી ગાંધીજીના અંતેવાસી રહ્યા છે. ગાંધીજીના જીવનને અને વિચારને જાણનાર તથા આપનાર જે થોડાક વિદ્વાનો છે, તેમાં શ્રી. વાલજીભાઈનું માનભર્યું સ્થાન છે. તેઓ પ્રખર પંડિત છતાં શાસ્ત્રોના સાગરમાંથી સામાન્ય જનસમૂહ માટે ગાગર ભરી લાવે છે. એમણે જ લખ્યું છે: 'ગાંધીજીનું લખાણ સાગર છે. એ સાગરમાંથી આ મારી ગાગર મેં ભરી છે. એનું જીવનજળ કોઈ પાઠકને ભાવશે તો બીજી ગાગર પણ ભરાશે.'

અમને તો પૂરી શ્રદ્ધા છે કે આ જીવનજળ સમગ્ર માનવજાતને આરોગ્યનું દાન કરનારું ને વિવિધ તાપને હરનારું છે. શ્રી. વાલજીભાઈએ ગુજરાતના આમસમુદાય ઉપર ખરેખર ઉપકાર કર્યો છે.

'અખંડ આનંદ'નો પ્રથમ અંક ગાંધીજીની જીવનકથાનાં પાનાંથી શરૂ થાય છે એ શુભ ચિહ્ન છે. આજના ત્રસ્ત જગતને શાંતિનો સંદેશ આપનાર અને પ્રેમનો પંથ બતાવનાર ગાંધીજીની જીવનકથાનાં આ પાનાં એમની સંમતિથી જ લખાયેલાં છે. 'નવજીવન ટ્રસ્ટ'ના સંચાલકોએ સંસ્થાને આ પ્રસિદ્ધ કરવાની રજા આપીને ઉપકાર કર્યો છે. 'અખંડ આનંદ'ના વાંચકો એમાંથી પ્રકાશ અને પ્રેરણા મેળવે એમ ઇચ્છીએ છીએ.

## ગાંધીજીની આત્મકથા

### ૧
### માતપિતા

....મારા દાદા....ઉત્તમચંદ અથવા ઓતા ગાંધી ટેકીલા હશે એમ લાગે છે. તેમને રાજખટપટને લીધે પોરબંદર છોડવું પડેલું ને જૂનાગઢ રાજ્યમાં આશ્રય લીધેલો. તેમણે નવાબસાહેબને સલામ ડાબે હાથે કરી. કોઈએ આ દેખાતા અવિનયનું કારણ પૂછ્યું તો જવાબ મળ્યો: 'જમણો હાથ તો પોરબંદરને દેવાઈ ચૂક્યો છે.'

ઓતા ગાંધીના પાંચમા દીકરા કરમચંદ અથવા કબા ગાંધી....તે મારા પિતાથી. પોરબંદરનું કારભારું છોડ્યા પછી પોતે રાજસ્થાનિક કોર્ટમાં સભાસદ હતા. પછી રાજકોટમાં અને થોડો સમય વાંકાનેરમાં દીવાન હતા.

કબા ગાંધીને....છેલ્લાં પત્ની પૂતળીબાઈથી એક દીકરી ને ત્રણ દીકરા થયા. તેમાંનો છેલ્લો હું. પિતા કુટુંબપ્રેમી, સત્યપ્રિય, શૂરા, ઉદાર પણ ક્રોધી હતા. કંઈક વિષયને વિષે આસક્ત પણ હશે..... તે લાંચથી દૂર ભાગતા, તેથી શુદ્ધ ન્યાય આપતા એવી.....વાયકા હતી.....એક વેળા કોઈ પ્રાંતના સાહેબે રાજકોટના ઠાકોરસાહેબનું અપમાન કરેલું તેની સામે તે થયેલા. સાહેબ ગુસ્સે થયા, કબા

ગાંધીને માફી માગવા ફરમાવ્યું. તેમણે માફી માગવાની,ના પાડી તેથી થોડા કલાક હાજતમાં પણ રહેલા છતાં તે ન ડગ્યા, તેથી અને સાહેબે તેમને છોડી દેવાનો હુકમ કર્યો.

પિતાશ્રીએ દ્રવ્ય એકઠું કરવાનો લોભ કદી નહોતો રાખ્યો

પિતાની કેળવણી કેવળ અનુભવની હતી .. છતાં વ્યવહારજ્ઞાન એવા ઊંચા પ્રકારનું હતું કે ઝીણામાં ઝીણા પ્રશ્નોના ઉકેલ કરવામાં કે હજાર માણસોની પાસે કામ લેવામાં તેમને મુશ્કેલી ન આવતી. ધાર્મિક કેળવણી નહિ જેવી હતી, પણ કથા વગેરે સાંભળીને જે ધર્મજ્ઞાન અસંખ્ય હિંદુઓને સહેજે મળી રહે છે તે તેમને હતું છેવટના વર્ષમાં તેમણે ગીતાપાઠ શરૂ કર્યો હતો અને રોજ થોડા શ્લોકો પૂજાને સમયે ઊંચે સ્વરે પાઠ કરી જતા

માતા સાધ્વી સ્ત્રી હતી એવી મારા ઉપર છાપ રહેલી છે તે બહુ ભાવિક હતી પૂજાપાઠ વિના કદી ન જમે હવેલીએ હમેશાં જાય હું સમજણો થયો ત્યારથી તેણે કદી ચાતુર્માસ છોડ્યા હોય એવુ મને સ્મરણ નથી કઠણમા કઠણ વ્રતો તે આદરતી અને નિર્વિઘ્ને પૂરાં કરતી લીધેલાં વ્રત માંદી પડે તો પણ ન જ છોડે ચાતુર્માસમાં એકટાણા કરવા એ તો તેને સામાન્ય વાત હતી એક ચાતુર્માસમાં તેણે ધાગ્ણાં પારણા કરેલા બેત્રણ સામટા ઉપવાસ એ એને મન નજીવી વાત હતી એક ચાતુર્માસમાં તેનુ એવુ વ્રત હતુ કે સૂર્યનારાયણનાં દર્શન કર્યા પછી જ જમાય. [એટલે] અમે સામુ જોઈ રહીએ કે ક્યારે સૂર્ય દેખાય ને ક્યારે મા જમે. એવા દિવસો યાદ છે કે જ્યારે સૂર્યને અમે જોઈએ, ને 'બા, બા, સૂરજ દેખાયો,' કહીએ, પણ બા ઉતાવળી ઉતાવળી આવે ત્યાં તો સૂરજ ભાગી જાય 'કઈ નહિ, આજે નસીબમાં ખાવાનુ નહિ હોય,' કહી પાછી જાય, ને કામમા ગૂંથાઈ જાય

માતા વ્યવહારકુશળ હતી દરબારી બધી વાતો જાણે રણવાસમા તેની બુદ્ધિનો આંક ઠીક મુકાતો. હુ બાળક હોઈ કોઈ કોઈ વેળા મને મા દરબારગઢમાં સાથે લઈ જતી. બામાસાહેબની સાથે થતા સંવાદો મને કેટલાક હજી યાદ છે.

આ માતાપિતાને ત્યાં હુ સંવત ૧૯૨૫ના ભાદરવા વદ ૧૨ને દિવસે. એટલે સને ૧૮૬૯ના ઑક્ટોબરની ૨જી તારીખે, પોરબંદર અથવા સુદામાપુરીમાં જન્મ પામ્યો.

બચપણ પોરબંદરમાં જ ગયુ કોઈ નિશાળમાં મને મૂકવામાં આવેલો, [ ત્યાં ] મુશ્કેલીથી થોડા પાડા શીખેલો.

## ૨

## બચપણ

પોરબંદરથી પિતાશ્રી રાજકોટ ગયા ત્યારે મારી ઉમ્મર સાતેક વર્ષની હશે. રાજકોટની ગામઠી શાળામા મને મૂકવામાં આવ્યો [ત્યાથી] પરાની નિશાળમા ને ત્યાથી હાઈસ્કૂલમા. ત્યા લગી મેં કોઈ પણ વેળા, શિક્ષકોને છેતર્યાનુ મને સ્મરણ નથી, નથી કોઈ મિત્રો કર્યાનુ સ્મરણ. હુ અતિશય શરમાળ છોકરો હતો

હાઈસ્કૂલના પહેલા જ વર્ષનો એક

બનાવ નોંધવા યોગ્ય છે.....ઇન્સ્પેક્ટર જાઇલ્સ નિશાળ તપાસવા આવ્યા હતા. તેમણે....છોકરાઓને પાંચ શબ્દ લખાવ્યા, તેમાં એક શબ્દ 'કેટલ' હતો. તેની જોડણી મેં ખોટી લખી. માસ્તરે મને પોતાના બૂટની અણી મારી ચેતવ્યો, પણ હું શાનો ચેતું? મને એમ ભાસી ન શક્યું કે માસ્તર મને સામેના છોકરાની પાટીમાં જોઈ લઈ જોડણી સુધારવાનું કહે. માસ્તર તો અમે એકબીજામાંથી ચોરી ન કરીએ એ જોતા હતા એવું મેં માનેલું. બધાના પાંચે શબ્દ ખરા પડ્યા ને એકલો હું ઠોઠ ઠર્યો. મારી 'મૂર્ખાઈ' મને માસ્તરે પાછળથી સમજાવી, પણ મારા મન ઉપર તે સમજૂતીની કંઈ અસર ન થઈ. મને બીજા છોકરાઓમાંથી ચોરી કરતાં કદી ન આવડ્યું........

બીજા બે બનાવ મને યાદ રહ્યા છે. ..પિતાશ્રીએ ખરીદેલું એક પુસ્તક મારી નજરે ચડ્યું. એ 'શ્રવણપિતૃભક્તિ નાટક.' ...તે હું અતિશય રસપૂર્વક વાંચી ગયો. એ જ દિવસોમાં કાચમાં ચિત્ર દેખાડનારા.... પાસેથી શ્રવણ માતપિતાને કાવડમાં બેસાડી યાત્રા કરવા લઈ જાય છે એ દૃશ્ય પણ મેં જોયું. બન્ને વસ્તુની મારા ઉપર ઊંડી છાપ પડી. મારે પણ શ્રવણ જેવા થવું એમ મનમાં થાય. શ્રવણના મૃત્યુસમયનો તેનાં માતપિતાનો વિલાપ હજુ યાદ છે. એ લલિત છંદ મેં તો વાજામાંયે ઉતાર્યો.

બીજું મેં હરિશ્ચંદ્રનું નાટક જોયું. એ ફરી ફરી જોવાનું મન થાય. એમ વારંવાર જવા તો કોણ દે? પણ મારા મનમાં એ નાટક સેંકડો વખત ભજવ્યું હશે. હરિશ્ચંદ્રનાં સ્વપ્નાં આવે. એના જેવા સત્યવાદી બધાં કાં ન થાય?–એ ધૂન ચાલી. હરિશ્ચંદ્રના ઉપર પડેલી તેવી વિપત્તિઓ ભોગવવી ને સત્યનું પાલન કરવું એ જ ખરું સત્ય.

૩

## બાળવિવાહ

....૧૩ વર્ષની ઉમ્મરે મારા વિવાહ થયા એની નોંધ લેતાં અકળામણ થાય છે. આજે મારી નજર આગળ બાર તેર વર્ષનાં બાળકો પડ્યાં છે તેમને જોઉં છું ને મારા વિવાહનું સ્મરણ કરું છું ત્યારે મને મારા ઉપર દયા છૂટે છે, અને બાળકોને મારા જેવી દુર્દશામાંથી બચ્યાને સારુ મુબારકબાદી આપવાની ઇચ્છા થાય છે. બાળવિવાહના સમર્થનમાં એક પણ નૈતિક દલીલ મને નથી સૂઝી શકતી......

મારા ભેળા જ જેના વિવાહ ઉકેલવાના હતા તે મારા મોટા ભાઇને તથા મને રાજકોટથી પોરબંદર લઈ જવામાં આવ્યા.

પિતાશ્રી દીવાન છતાં નોકર. વળી રાજપ્રિય, એટલે વધારે પરાધીન. ઠાકોરસાહેબ છેલ્લી ઘડી સુધી જવા ન દે. છેવટે....જવા દીધા ત્યારે ખાસ ટપ્પા ગોઠવ્યા અને બે જ દિવસ અગાઉ મોકલ્યા. પણ—પણ દૈવે બીજું જ ધારેલું. રાજકોટથી પોરબંદર ૬૦ ગાઉ છે. ગાડાવાટે પાંચ દિવસનો રસ્તો હતો. પિતાજી ત્રણ દિવસમાં આવ્યા. છેલ્લી મજલમાં ટાંગો ઊંધો વળ્યો. પિતાજીને સખ્ત વાગ્યું. વિવાહમાંથી તેમનો અને અમારો અર્ધો રસ ગયો. પણ વિવાહ તો થયા જ. ........

વરવહુ ત્યારથીજ સાથે રહેતાં થયાં . ધીમે ધીમે, એકબીજાને ઓળખતાં થયાં, બોલતાં થયાં અમે બને સરખી ઉમ્મરનાં છીએ મેં તો ધણીપણુ આદર્યુ.

## ૪

## ધણીપણું

જો મારે એકપત્નીવ્રત પાળવુ જોઈએ તો પત્નીએ એકપતિવ્રત પાળવુ જોઈએ, આ વિચારથી હુ અદેખો ધણી બન્યો. 'પાળવુ જોઈએ'માંથી 'પળાવવુ જોઈએ' એ વિચાર ઉપર આવ્યો, અને પળાવવુ જોઈએ તો મારે ચોકી રાખવી જોઈએ મારી સ્ત્રી હમેશાં ક્યાં જાય છે એ મારે જાણવુ જ જોઈએ, તેથી મારી રજા વિના ક્યાંયે જવાય જ નહિ આ વસ્તુ અમારી વચ્ચે દુ ખદ ઝઘડાનુ મૂળ થઈ પડી. રજા વિના ક્યાયે ન જવાય એ તો કેદ જ થઈ. પણ કસ્તુરબાઈ એવી કેદ સહન કરે એમ હતી જ નહિ ઇચ્છા થાય ત્યાં જરૂર મને પૂછ્યા વિના જાય. બાએ જે છૂટ લીધી તેને હુ નિર્દોષ માનુ છુ. એક બાળા જેના મનમાં પાપ નથી એ દેવદર્શને જવા ઉપર કે કોઈને મળવા જવા ઉપર દાબ કેમ સહન કરે? જો હુ તેના ઉપર દાબ મૂકુ તો તે મારા ઉપર કાં ન મૂકે? આ તો હવે સમજાય છે.

પણ વાંચનાર એમ ન માને કે અમારા ઘર સસારમાં ક્યાંયે મીઠાશ નહોતી મારી વક્રતાનુ મૂળ પ્રેમમાં હતુ હુ ભણુ, તે ભણે અને અમે બન્ને એક બીજામાં ઓતપ્રોત રહીએ એ ભાવના હતી. બાને એ ભાવના હતી એવુ મને ભાન નથી. તે નિરક્ષર હતી.. તેને પોતાના અજ્ઞાનનો અસતોષ નહોતો. તેને ભણાવવાની મને ઘણી હોંશ હતી પણ મારી વિષયવાસના મને ભણાવવા ક્યાથી દે? એક તો મારે પરાણે ભણાવવુ રહ્યું, તે પણ રાત્રે એકાતેજ થઈ શકે વડીલોના દેખતા તો સ્ત્રીના ભણી જોવાયજ નહિ, વાત તો થાય જ શાની? કાઠિયાવાડમાં લાજ કાઢવાનો નકામો અને જગલી રિવાજ સારે હતો, આજે પણ છે. તેથી જુવાનીમાં મેં ભણાવવાના પ્રયત્નો કર્યા તે બધા લગભગ નિષ્ફળ ગયા જ્યારે હુ વિષયની ઊંઘમાંથી જાગ્યો ત્યારે તો હુ જાહેર જીવનમાં ઝપલાવી ચૂક્યો હતો, એટલે બહુ વખત આપી શકુ એવી મારી સ્થિતિ નહોતી રહી પણ જો મારો પ્રેમ વિષયવાસનાથી દૂષિત ન હોત તો આજે બા વિદુષી સ્ત્રી હોત શુદ્ધ પ્રેમને કઈજ અશક્ય નથી...

હુ મારી સ્ત્રી પરત્વે વિષયાસક્ત હતો. આ આસક્તિની જ. સાથે જો મારામાં કર્તવ્યપરાયણતા ન હોત તો રોગથી પીડાઈ મૃત્યુને વશ થયો હોત, અથવા જગતમાં વૃથા જીવતો હોત. [આ કર્તવ્યપરાયણતાથી હુ પ્રમાણમાં બચી ગયો. આમ બચવાનુ] બીજુ પણ એક [કારણ] નોધવા જેવુ છે જેની નિષ્ઠા સાચી હોય તેને પ્રભુ જ ઉગારી લે છે હિંદુ સસારમાં બાળક વરવધૂને માબાપ લાંબો વખત સાથે રહેવા દેતાં નથી' એટલે ૧૩ થી ૧૯ વર્ષની ઉમ્મર દરમ્યાન અમે છૂટક છૂટક મળી ત્રણ વર્ષથી વધારે કાળ સાથે નહિ રહ્યા

હોઈએ. પછી ૧૮ વર્ષની ઉમ્મરે તો હું વિલાયત ગયો, એટલે એ સુંદર ને લાંબો વિયોગ આવ્યો. વિલાયતથી આવીને પણ સાથે તો છએક માસજ રહ્યાં હોઈશું, તેટલામાં વળી દક્ષિણ આફ્રિકાનું તેડું આવ્યું. દરમ્યાન હું સારી પેઠે જાગૃત થયો હતો.

## ૫
## હાઈસ્કૂલમાં

....વિવાહનું પરિણામ એ આવ્યું કે મારું એક વર્ષ નકામું ગયું.....પણ મારો અભ્યાસ ચાલુ રહ્યો.....પાંચમા તથા છઠ્ઠા ધોરણમાં અનુક્રમે ચાર રૂપિયા ને દશ રૂપિયાની શિષ્યવૃત્તિ પણ મળી. એ વૃત્તિઓ જે સોરઠ પ્રાંતના હોય તેમાં પહેલું પદ ભોગવે તેને સારુ હતી... પચાસેક....ના વર્ગમાં તે કાળે સોરઠના વિદ્યાર્થી કેટલા હોય?

....મારા વર્તન વિષે મને બહુ ચીવટ હતી. વર્તનમાં ખોડ આવે તો મને રડવું જ આવે. શિક્ષકને ઠપકો આપવો પડે એવું મારે હાથે કંઈ પણ થાય અથવા શિક્ષકને તેવું ભાસે એ મને અસહ્ય થઈ પડે.

હું સાતમા ધોરણમાં હતો ત્યારે દોરાબજી એદલજી ગીમી હેડમાસ્તર હતા. ....તેમણે ઉપલા ધોરણના વિદ્યાર્થીઓને સારુ કસરત-ક્રિકેટ ફરજિયાત કર્યાં હતાં. મને તેનો અણગમો હતો. ....ફરજ પડે તે પહેલાં હું કસરતમાં ગયો જ નહોતો.....

છતાં કસરતમાં ન જવાથી મને નુકસાન ન થયું.....તેનું કારણ એ, કે પુસ્તકમાં ખુલ્લી હવા ખાવા ફરવા જવાની ભલામણ વાંચેલી તે મને ગમેલી, ને તેથી ફરવા જવાની ટેવ મને પડી હતી.....ફરવું એ પણ વ્યાયામ તો છે જ, તેથી મારું શરીર કસાયેલું બન્યું.

કસરતના અણગમામાંનું એક કારણ પિતાજીની સેવા કરવાની તીવ્ર ઇચ્છા હતું. નિશાળ બંધ થાય કે તરત ઘેર પહોંચી સેવામાં પડી જતો. કસરત ફરજિયાત થઈ ત્યારે આ સેવામાં વિઘ્ન પડ્યું. પિતાજીની સેવા કરવાને ખાતર કસરતની માફી મળવી જોઈએ એવી વિનંતિ કરી.. પણ ગીમીસાહેબ શાના માફી આપે?

એક શનિવારે નિશાળ સવારની હતી. સાંજે ૪ વાગ્યે કસરતમાં જવાનું હતું. મારી પાસે ઘડિયાળ નહોતી... આકાશમાં વાદળાં હતાં, તેથી ....હું છેતરાયો. કસરતમાં પહોંચ્યું ત્યાં તો બધા જતા રહ્યા હતા. બીજે દિવસે ગીમીસાહેબે ગેરહાજરીનું કારણ પૂછ્યું. મેં તો જે હતું તે કારણ બતાવ્યું. તેમણે તે સાચું ન માન્યું ને મારો એક આનો....દંડ થયો. હું ખોટો ઠર્યો! મને અતિશય દુઃખ થયું. 'હું ખોટો નથી.' એ કેમ સિદ્ધ કરું? કશો ઉપાય ન રહ્યો. મનમાં ને મનમાં સમસમી રહ્યો. રોયો. સમજ્યો કે સાચું બોલનારે કે સાચું કરનારે ગાફેલપણ ન રહેવું જોઈએ. આવી ગફલત મારા ભણતરના સમયમાં આ પહેલી અને છેલ્લી હતી.. મને ઝાંખું સ્મરણ છે કે છેવટે હું એ દંડ માફ કરાવી શક્યો હતો.

કસરતમાંથી તો મુક્તિ મેળવી જ, ... પિતાશ્રીનો * કાગળ હેડમાસ્તરને મળવાથી મુક્તિ મળી.

....એક ભૂલની સજા* હું આજ લગી ભોગવી રહ્યો છું ભણતરમાં અક્ષર સારા લખવાની જરૂર નથી એવો ખોટો ખ્યાલ મારામાં છેક વિલાયત ગયો ત્યાં સુધી રહ્યો. પછી [બીજાના] મોતીના દાણા જેવા અક્ષર જોયા ત્યારે હું...પસ્તાયો. મેં જોયું કે નઠારા અક્ષર એ અધૂરી કેળવણીની નિશાની ગણાવી જોઈએ. પાછળથી અક્ષર સુધારવા પ્રયત્ન કર્યો, પણ પાકે ઘડે કંઈ કાંઠા ચડે!

....સારા અક્ષર એ વિદ્યાનું આવશ્યક અંગ છે. તેને સારુ ચિત્રકળા શીખવી જોઈએ... બાળકોને ચિત્રકળા પ્રથમ શીખવવી જોઈએ. જેમ પક્ષીઓ, વસ્તુઓ વગેરેને જોઈ બાળક તેને યાદ રાખી સહેજે ઓળખે છે તેમ જ અક્ષર ઓળખતાં શીખે, ને જ્યારે ચિત્રકળા શીખી ચિત્રો કાઢતાં શીખે ત્યારે અક્ષર કાઢતાં શીખે તો તેના અક્ષર છાપેલ જેવા થાય.

આ કાળનું વિદ્યાભ્યાસનું [એક] સ્મરણ નોંધવા લાયક છે. ... સંસ્કૃતશિક્ષક સખ્ત હતા. ફારસી શીખવનાર મોલવી નરમ હતા. વિદ્યાર્થીઓ વાત કરે કે ફારસી તો બહુ સહેલું છે. ...તે સાંભળી હું લોભાયો ને એક દિવસ ફારસીના વર્ગમાં જઈ બેઠો. સંસ્કૃતશિક્ષકે મને બોલાવ્યો, ને કહ્યું: 'તું કોનો દીકરો છે એ તો સમજ. તારા ધર્મની ભાષા તું નહિ શીખે? તને મુશ્કેલી હોય તે મને બતાવ. હું તો બધા વિદ્યાર્થીઓને સરસ સંસ્કૃત શીખવવા ઇચ્છું છું આગળ જતાં તો તેમાં રસના ઘૂંટડા પીવાના છે. તારે એમ હારવું ન જોઈએ. તું ફરી મારા વર્ગમાં બેસ.' હું શિક્ષકના પ્રેમની અવગણના ન કરી શક્યો. આજે મારો આત્મા કૃષ્ણાશંકર માસ્તરનો ઉપકાર માને છે, કેમ કે પાછળથી હું સમજ્યો કે કોઈ પણ હિન્દુ બાળકે સંસ્કૃતનો સરસ અભ્યાસ વિના ન જ રહેવું જોઈએ.

... ઉચ્ચ શિક્ષણક્રમમાં સ્વભાષા ઉપરાંત.. હિન્દી, સંસ્કૃત, ફારસી, અરબી અને અંગ્રેજીને સ્થાન હોવું જોઈએ. ભાષાની સંખ્યાથી કોઈ ન ડરે. ... હિન્દી, ગુજરાતી, સંસ્કૃત એક ભાષામાં ગણી શકાય. તેમ જ ફારસી ને અરબી એક ગણાય.

૬

## દુઃખદ પ્રસંગ–૧

[મારા વચેટ ભાઈના એક મિત્રનો સંગ મેં કર્યો હતો] મારાં માતુશ્રી, મોટા ભાઈ ને પત્ની ત્રણેને એ સંગ કડવો લાગતો હતો. પણ મેં કહ્યું: 'મારો તેની સાથેનો સબંધ કેવળ તેને સુધારવા ખાતર છે. .. તમે મારે વિષે નિર્ભય રહો . ..'

મારી ગણતરી બરાબર નહોતી એમ હું પાછળથી જોઈ શક્યો. સુધારો કરવા સારુ પણ માણસે ઊંડા પાણીમાં ઊતરવું નહિ જોઈએ. જેને સુધારવા છે તેની સાથે મિત્રતા હોય નહિ. મિત્રતામાં અદ્વૈતભાવના હોય, એવી મિત્રતા જગતમાં ક્વચિત જ જોવામાં આવે છે. મિત્રતા સરખા ગુણવાળા વચ્ચે શોભે ને નભે. મિત્રો એકબીજાની ઉપર અસર પાડ્યા વિના ન જ રહે. એટલે

મિત્રતામાં સુધારાને અવકાશ બહુ ઓછો હોય છે. ....અંગત મિત્રતા અનિષ્ટ છે, કેમ કે મનુષ્ય દોષને ઝટ ગ્રહણ કરે છે. ગુણ ગ્રહણ કરવાને સારુ પ્રયાસ કરવો પડે છે. જેને ઈશ્વરની મિત્રતા જોઈએ તેણે એકાકી રહેવું, અથવા આખા જગતની સાથે મૈત્રી કરવી ઘટે છે.

આ મિત્રે મને કહ્યું: 'આપણે માંસાહાર નથી કરતા તેથી આપણે નમાલી પ્રજા છીએ. અંગ્રેજ આપણા ઉપર રાજ્ય ચલાવે છે તેનું કારણ તેમનો માંસાહાર છે.... આપણા શિક્ષકો તે ખાય છે, આટલા નામાંકિત માણસો ખાય છે,....તમારે પણ ખાવું જ જોઈએ.'

....હું પીગળ્યો. માંસાહાર સારી વસ્તુ છે, તેથી હું બળવાન ને હિમ્મતવાન થઈશ, દેશ આખો માંસાહાર કરે તો અંગ્રેજોને હરાવી શકાય એમ હું માનતો થયો. ..

માંસાહારનો આરંભ કરવાનો દિવસ મુકરર થયો.

માતપિતાનો હું પરમભક્ત. તેઓ મારા માંસાહારની વાત જાણે તો તેમનું તો વણ મોતે તત્કાળ મૃત્યુ જ નીપજે એમ હું માનનારો. સત્યનો જાણ્યે અજાણ્યે સેવક તો હું હતો જ. માંસાહાર કરતાં માતપિતાને છેતરવાનું રહેશે એ જ્ઞાન મને તે વેળા નહોતું એમ હું ન કહી શકું.

પણ મારે તો બળવાન થવું હતું, ને જાતને તેવા થવા નોતરવા હતા, ને પછી અંગ્રેજોને હરાવી હિન્દુસ્તાનને સ્વતંત્ર કરવું હતું....આ સુધારાની ધગશમાં હું ભાન ભૂલ્યો.

આમ એક વર્ષ ચાલ્યું હશે અને....પાંચ છ વાર માંસ ખાવા મળ્યું હશે. ....આવું ખાણું ખાવામાં આવે ત્યારે ત્યારે ઘેર જમવાનું તો ન જ બને. માતા જમવા બોલાવે ત્યારે, 'આજ ભૂખ નથી, પચ્યું નથી,' એવાં બહાનાં કાઢવાં પડે. આમ કહેતાં દરેક વેળા મને ભારે આઘાત પહોંચતો. આ જૂઠું, તેય માની સામે! વળી જો માતપિતા જાણે....તો તો તેમના પર વીજળી જ પડે. આ ખ્યાલો મારું હૃદય કોરી ખાતા હતા. તેથી મેં નિશ્ચય કર્યો: 'માંસ ખાવું આવશ્યક છે,....પણ માતપિતાને છેતરવાં એ માંસ ન ખાવા કરતાંયે ખરાબ છે. તેથી માતપિતાના જીવતાં માંસ ન ખવાય.' આ નિશ્ચય મેં મિત્રને જણાવી દીધો ને ત્યારથી માંસાહાર છૂટ્યો તે છૂટ્યો જ.....

## ૭

## દુઃખદ પ્રસંગ–૨

તે જ સંગને લઈને હું વ્યભિચારમાં પણ પડત. એક વેળા મને આ ભાઈ વેશ્યાવાડે લઈ ગયા. ત્યાં એક બાઈના મકાનમાં મને યોગ્ય સૂચના આપીને મોકલ્યો. ....

હું મકાનમાં પુરાયો તો ખરો, પણ જેને ઈશ્વર ઉગારવા ઇચ્છે તે પડવા ઇચ્છતો છતો પવિત્ર રહી શકે છે. આ કોટડીમાં હું તો આંધળો જ થઈ ગયો. મને બોલવાનું ભાન ન રહ્યું. શરમનો માર્યો સ્તબ્ધ થઈ એ બાઈની પાસે ખાટલા ઉપર બેઠો, પણ બોલી જ ન શક્યો. બાઈ ગુસ્સે થઈ ને મને બેચાર 'ચોપડી'ને દરવાજો જ બતાવ્યો.

તે વેળા તો મારી મરદાનગીને લાછન લાગ્યુ એમ મને થયું, ને ધરતી મારગ• દે તો તેમાં પેસી જવા ઇચ્છ્યુ પણ આમ ઊગર્યાને સારુ મેં ઈશ્વરનો સદાય પાડ માન્યો છે.

આ જ મિત્રની વાતો માનીને મેં મારી પત્નીને કેટલુક દુ ખ દીધુ છે. તે હિંસાને સારુ મેં મને કદી માફી નથી• આપી. એવાં દુ ખો હિંદુ સ્ત્રી જ સાંખતી હશે. અને તેથી મેં હમેશાં સ્ત્રીને સહન-શીલતાની મૂર્તિરૂપે કલ્પી છે [ પત્ની ઉપરના ] વહેમનો સર્વથા નાશ તો જ્યારે મને અહિંસાનુ સૂક્ષ્મ જ્ઞાન થયુ ત્યારે જ થયો. એટલે કે જ્યારે હુ બ્રહ્મચર્યનો મહિમા સમજ્યો, ને સમજ્યો કે પત્ની પતિની દાસી નથી પણ સહધર્મચારિણી છે, બન્ને એકબીજાનાં સુખદુ ખનાં સરખા ભાગીદાર છે, ને જેટલી સ્વતન્ત્રતા સારુ નઠારુ કરવાની પતિને છે તેટલી જ સ્ત્રીને છે.

૮

## ચોરી અને પ્રાયશ્ચિત્ત

મારા એક સગાની સાથે મને બીડી પીવાનો શોખ થયો. મારા કાકાને બીડી પીવાની ટેવ હતી, ને તેમને ધુમાડા કાઢતા જોઈ અમને પણ ફૂકવાની ઇચ્છા થઈ. પૈસા તો ગાંઠે ન મળે, એટલે કાકા બીડીનાં ઠૂઠાં ફેંકી દે તે ચોરવાનુ શરૂ કર્યું. પણ ઠૂઠાં હર વખતે ન મળે એટલે ચાકરની ગાંઠે બેચાર દોકડા હોય તેમાંથી એકાદ ચોરવાની ટેવ પાડી ને અમે બીડી ખરીદતા થયા પણ અમને સતોષ ન થયો વડીલોની આજ્ઞા વિના કંઈ જ ન થાય એ દુ ખ થઈ પડ્યુ. અમે તો આપઘાત કરવાનો નિશ્ચય કર્યો.

અમે સાભળ્યુ કે ધતૂરાના ડોડવાનાં બી ખાઈએ તો મૃત્યુ નીપજે. અમે વગડામાં જઈ તે મેળવી આવ્યા. સધ્યાનો સમય શોધ્યો. કેદારજીને મદિરે દીપમાળમાં ઘી ચડાવ્યુ, દર્શન કર્યાં, ને એકાંત શોધી. પણ ઝેર ખાવાની હિમ્મત ન ચાલે મોતથી ડર્યા અને રામજીને મદિરે જઈ દર્શન કરી શાંત થઈ જવુ એવો ઠરાવ કર્યો.

આપઘાતનો વિચાર કરવો સહેલો છે, આપઘાત કરવો સહેલો નથી. આથી જ્યારે કોઈ આપઘાત કરવાની ધમકી આપે છે ત્યારે તેની મારા ઉપર બહુ ઓછી અસર થાય છે, અથવા મુદ્દલ થતી જ નથી એમ કહુ• તો ચાલે

[ આ પછી અમે ] બીડી ફૂંકવાની ટેવ ભૂલી જ ગયા એ ટેવ જગલી, ગદી ને હાનિકારક છે એમ મેં સદાય માન્યુ છે. જે આગગાડીના ડબામાં બીડી ફૂકાતી હોય ત્યાં બેસવુ મને ભારે થઈ પડે છે, ને તેના ધુમાડાથી હુ ગૂગળાઈ જાઉં છુ ;

[ બીજી ] એક ચોરી મારાથી [ થઈ ] તેને હુ વધારે ગભીર ગણુ છુ. આ ચોરી મારા ભાઈના સોનાના કડાના કકડાની હતી. તેમણે પચીસેક રૂપિયાનુ કરજ કર્યું હતું, [ તે કડુ કાપીને ફેડ્યું ]. પણ મારે સારુ આ વાત અસહ્ય થઈ પડી પિતાજી પાસે કબૂલ પણ કરી

દેવું જોઈએ એમ લાગ્યું. ....

છેવટે ચિઠ્ઠી લખીને દોષ કબૂલ કરવો ને માફી માગવી એવો મેં ઠરાવ કર્યો. મેં ચિઠ્ઠી લખીને....ધ્રૂજતે હાથે.... પિતાજીના હાથમાં મૂકી. હું તેમની પાટની સામે બેઠો.....તેમણે ચિઠ્ઠી વાંચી. આંખમાંથી મોતીનાં બિંદુ ટપક્યાં, ચિઠ્ઠી ભીંજાઈ. તેમણે ક્ષણવાર આંખ મીંચી. ચિઠ્ઠી ફાડી નાંખી, ને પોતે વાંચવા સારુ બેઠા થયા હતા તે પાછા સૂતા.

હું પણ રડ્યો. પિતાજીનું દુઃખ સમજી શક્યો.....એ મોતીબિંદુના પ્રેમબાણે મને વીંધ્યો. હું શુદ્ધ થયો.....

'રામબાણ વાગ્યાં રે હોય તે જાણે.'

મારે સારુ આ અહિંસાનો પદાર્થપાઠ હતો. ....આવી અહિંસા જ્યારે વ્યાપક સ્વરૂપ પકડે ત્યારે તે પોતાના સ્પર્શથી કોને અલિપ્ત રાખે ! એવી વ્યાપક અહિંસાની શક્તિનું માપ કાઢવું અશક્ય છે.

....જે માણસ અધિકારી આગળ સ્વેચ્છાએ પોતાના દોષનો નિખાલસપણે ને ફરી કદી તે ન કરવાની પ્રતિજ્ઞાપૂર્વક સ્વીકાર કરી લે છે તે શુદ્ધ પ્રાયશ્ચિત્ત કરે છે.

## ૯

## પિતાજીનું મૃત્યુ ને મારી નામોશી

....પિતાજી તદ્દન ખાટલાવશ હતા. ....મારું કામ 'નર્સ'નું હતું; એમનો ઘા ધોવો, તેમાં દવા નાખવી, મલમ....લગાડવો, તેમને દવા આપવી અને ઘેર દવા તૈયાર કરવાની હોય ત્યારે તે તૈયાર કરવી એ મારું ખાસ કામ હતું. રાત્રિએ હમેશાં તેમના પગ ચાંપવા અને રજા આપે ત્યારે અથવા તો એ ઊંઘી ગયા હોય ત્યારે મારે સૂઈ જવું એવો નિયમ હતો. મને આ સેવા અતિશય પ્રિય હતી.

દરેક રાત્રિએ જો કે હું પિતાજીની પગચંપી તો કરતો, છતાં સાથે સાથે મન શયનગૃહ તરફ દોડ્યા કરતું.....જ્યારે સેવામાંથી છૂટી મળતી ત્યારે હું રાજી થતો અને પિતાજીને પગે લાગીને સીધો શયનગૃહમાં ચાલ્યો જતો.....

અવસાનની ઘોર રાત્રિ નજીક આવી. ....કોઈને એવું તો હતું જ નહિ કે આ રાત્રિ આખરની નીવડશે.....રાતના ૧૧ થયા હશે. હું પગચંપી કરી રહ્યો હતો. કાકાશ્રીએ કહ્યું, 'તું જા, હવે હું બેસીશ.' હું રાજી થયો ને સીધો શયનગૃહમાં ગયો. ત્યાં પાંચ....મિનિટ થઈ હશે તેટલામાં નોકરે કમાડ ઠોક્યું. મને ફાળ પડી. 'ઊઠ, બાપુ બહુ બીમાર છે,' નોકર કહે. ....

'શું છે કહે તો ખરો ?'

'બાપુ ગુજરી ગયા.'

પિતાશ્રીએ સાન કરીને લખવાની સામગ્રી માગી, ને લખ્યું, 'તૈયારી કરો.' પછી હાથે બાંધેલું માદળિયું તોડીને ફેંક્યું, સોનાની કંઠી હતી તે પણ તોડીને ફેંકી. એક ક્ષણમાં આત્મા ઊડી ગયો.

હું બહુ શરમાયો, દુઃખી થયો. હું સમજ્યો કે જો હું વિષયાન્ધ ન હોત તો આ છેવટની ઘડીએ મારે નસીબે વિયોગ ન હોત અને હું પિતાજીના અંતની ઘડીએ પગચંપી કરતો હોત.

૧૦

## ધર્મની ઝાંખી

મારો જન્મ વૈષ્ણવ સંપ્રદાયમાં, એટલે હવેલીએ જવાનું...બને. પણ તેને વિષે શ્રદ્ધા ઉત્પન્ન ન થઈ. હવેલીનો વૈભવ મને ન ગમ્યો, હવેલીમાં ચાલતી અનીતિની વાતો સાંભળતો તેથી તેને વિષે મન ઉદાસ થઈ ગયું. ત્યાંથી મને કંઈ જ ન મળ્યું.

પણ હવેલીમાંથી ન મળ્યું તે મારી દાઈ પાસેથી મળ્યુ ...તેનો પ્રેમ મને આજે પણ યાદ છે. હું ભૂતપ્રેત આદિથી ડરતો તેનું ઔષધ રામનામ છે એમ રંભાએ સમજાવ્યુ ....રામનામ આજે મારે સારુ અમોઘ શક્તિ છે તેનું કારણ હું રંભાબાઈએ રોપેલું બીજ ગણું છું.

મારા એક કાકાના દીકરા[એ] અમ બે ભાઈઓને સારુ રામરક્ષા. શીખવવા[ની ગોઠવણ કરી] અમે તે ....પ્રાત કાળમાં સ્નાન પછી હમેશાં પઢી જવાનો નિયમ કર્યો. ..

પણ જે વસ્તુએ મારા મન ઉપર ઊંડી છાપ પાડી તે તો રામાયણનું પારાયણ હતી..... પોરબંદરમાં. . [પિતાશ્રી] રામજીના મંદિરમાં રોજ રાતે રામાયણ સાંભળતા. સંભળાવનાર લીલેશ્વરના લાધા મહારાજ કરીને હતા. તેમને વિષે એમ કહેવાતું કે તેમને કોઢ નીકળ્યો હતો તેની દવા કરવાને બદલે તેમણે મહાદેવ ઉપરથી ઊતરતાં બીલીપત્ર કોઢિયેલ ભાગ ઉપર બાંધ્યાં ને...રામનામનો જપ આદર્યો. અંતે તેમનો કોઢ જડમૂળથી નાશ પામ્યો. ... લાધા મહારાજનો કંઠ મીઠો હતો. .. પોતે .. રસમાં લીન થઈ જતા ને શ્રોતાજનને લીન કરી મૂકતા.. .આ..શ્રવણ મારા રામાયણ પરના અત્યન્ત પ્રેમનો પાયો છે. આજે હું તુલસીરામાયણને ભક્તિમાર્ગનો સર્વોત્તમ ગ્રંથ ગણું છું.

રાજકોટમાં એકાદશીને દિવસે ભાગવત વંચાય,....પણ ભટજી રસ ઉત્પન્ન નહોતા કરી શકયા. આજે હું જોઈ શકું છું કે ભાગવત ....વાચીને ધર્મરસ ઉત્પન્ન કરી શકાય.

રાજકોટમાં. . પ્રત્યેક સંપ્રદાય પ્રત્યે આદરભાવ શીખ્યો, કેમ કે માતપિતા હવેલીએ જાય, શિવાલયમાં જાય અને રામમંદિર પણ જાય અને અમને..લઈ જાય. ..

વળી પિતાજી પાસે જૈન [સાધુ] કોઈ હમેશાં આવે [પોતે] તેમને વહોરાવે પણ ખરા. . ઉપરાંત પિતાજીને મુસલમાન અને પારસી મિત્રો હતા તે પોતપોતાના ધર્મની વાતો કરે અને પિતાજી... સાંભળે. [આમ] સર્વ ધર્મો પ્રત્યે મારામાં સમાનભાવ પેદા થયો.

ખ્રિસ્તીધર્મ માત્ર અપવાદમાં હતો.. .. હાઈસ્કૂલને ખૂણે વ્યાખ્યાન આપતા ખ્રિસ્તી હિન્દુ દેવતાઓની [નિન્દા] કરતા. આ મને અસહ્ય લાગ્યુ. ...એ જ સમયે એક ..હિન્દુ ખ્રિસ્તી થયાનુ સાંભળ્યૂ. ગામ-ચર્ચા એ હતી કે [ત્યારે] તેને ગોમાંસ ખવરાવ્યુ ને દારૂ પાયો, અને તે.. કોટપાટલૂન ને અંગ્રેજી ટોપી પહેરતા થયા. આ વાતોથી મને ત્રાસ પેદા થયો. ....

એક વસ્તુએ મનમાં જડ ઘાલી આ જગત નીતિ ઉપર નભેલુ છે. નીતિમાત્રનો સમાવેશ સત્યમાં છે. સત્ય તો શોધવું જ

રહ્યું. દિવસે દિવસે સત્યનો મહિમા મારી નજર આગળ વધતો ગયો. સત્યની વ્યાખ્યા વિસ્તાર પામતી ગઈ ને હજુ પામતી રહી છે.

વળી એક છપ્પો પણ હૃદયમાં ચોંટ્યો. અપકારનો બદલો અપકાર નહિ પણ ઉપકાર જ હોઈ શકે એ વસ્તુ જિંદગીનું સૂત્ર બની ગઈ. .... અપકારીનું ભલું ઇચ્છવું ને કરવું એ મારો અનુરાગ થઈ પડ્યો; તેના અગણિત અખતરાઓ આદર્યા. આ રહ્યો એ ચમત્કારી છપ્પોઃ

પાણી આપે ને પાય, ભલું ભોજન તો દીજે;
આવી નમાવે શીષ, દંડવત્ કોડે કીજે.
આપણ ઘાસે દામ, કામ મહોરોનું કરીએ;
આપ ઉગારે પ્રાણ તે તણા દુઃખમાં મરીએ.
ગુણકેડે તો ગુણ દશગણો મન વાચા કર્મે કરી;
અવગુણ કેડે જે ગુણ કરે તે જગમાં જીત્યો સહી.

## ૧૧

## વિલાયતની તૈયારી

સને ૧૮૮૭માં મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી. [પરીક્ષા અમદાવાદ આપી હતી.] રાજકોટથી અમદાવાદ એ મારી પહેલવહેલી એકલા કરેલી મુસાફરી.

ભાવનગર શામળદાસ કૉલેજમાં પહેલી ટર્મ (સત્ર) પૂરી કરી ઘેર આવ્યો.

માવજી દવે આ રજાના દિવસોમાં ઘેર આવ્યા....હું શામળદાસ કૉલેજમાં છું એમ સાંભળી કહ્યુંઃ 'જમાનો બદલાયો છે, તમે કોઈ કબા ગાંધીની ગાદી સાચવવા માગો તો તે ભણતર વિના નહિ મળે..... તમારે [આ છોકરાને] વિલાયત મોકલવો જોઈએ. કેવળરામ [માવજી દવેના દીકરા] કહે છે કે ત્યાં ભણતર સહેલું છે.' ....[પછી મારી તરફ જોઈ] મને પૂછ્યુંઃ 'કેમ, તને વિલાયત જવું ગમે કે અહીં જ ભણ્યા કરવું?'

મને તો ભાવતું હતું ને વૈદે બતાવ્યું. મેં કહ્યું, 'મને વિલાયત મોકલો તો તો બહુ જ સારું.....ત્યાં હું દાક્તરી ધંધો શીખું આવું તો?'

'દાક્તર થઈને તું દીવાન નથી થવાનો....એટલે બેરિસ્ટર થવું એ જ ડહાપણ છે.'

હું તો હવાઈ કિલ્લા બાંધવા મંડી ગયો. પણ પૈસાનું શું કરવું?....વડીલ ભાઈને વિચાર સૂઝ્યો; 'પોરબંદર રાજ્ય ઉપર આપણો હક છે. લેલીસાહેબ ઍડમિનિસ્ટ્રેટર કદાચ રાજ્ય તરફથી તને થોડીઘણી મદદ કરે.'

હું પોરબંદર જવા તૈયાર થયો. તે કાળે રેલ નહોતી, ગાડામાર્ગ હતો. પાંચ દિવસનો રસ્તો હતો.....મેં ધોરાજી સુધી તું ગાડું કર્યું; ત્યાંથી એક દિવસ વહેલા પહોંચવાના ઇરાદાથી ઊંટ કર્યો.

પોરબંદર પહોંચ્યો.....લેલીસાહેબને મળ્યો; એ કહેઃ 'બી. એ. થા પછી મને મળજે; હમણાં કંઈ મદદ ન અપાય.'

પોરબંદરથી.....રાજકોટ આવી બધી વાત સંભળાવી.....મેં મારી સ્ત્રીના ભાગનાં ઘરેણાં કાઢી નાખવાની સૂચના કરી. ....ભાઈએ ગમે તેમ કરી રૂપિયા પૂરા પાડવાનું બીડું ઝડપ્યું.

માતા કેમ સમજે?....કોઈ કહે, જુવાનિયા વિલાયત જઈ વંઠી જાય છે;

કોઈ કહે, તે માંસાહાર કરે છે, કોઈ કહે, દારૂ વિના ન જ ચાલે. મેં કહ્યું, 'એ ત્રણે વસ્તુથી હુ બચીશ '

માતા બોલી, 'મને તારો વિશ્વાસ છે. પણ મારી તો અક્કલ નથી ચાલતી. હું બેચરજી સ્વામીને પૂછીશ.'

બેચરજી સ્વામી મોઢ વાણિયામાંથી જૈન સાધુ થયા હતા. તે કહે 'હું એ છોકરા પાસે એ ત્રણે બાબતની બાધા લેવરાવીશ પછી તેને જવા દેવામાં હરકત નહિ.' તેમણે પ્રતિજ્ઞા લેવરાવી, અને મેં માંસ, મદિરા અને સ્રીસંગથી દૂર રહેવાની પ્રતિજ્ઞા લીધી. માતાએ આજ્ઞા આપી.

વડીલોના આશીર્વાદ લઈ મુબઈ જવા નીકળ્યો. મુંબઈની આ પહેલવહેલી મુસાફરી હતી. વડીલ ભાઈ સાથે આવ્યા.

## ૧૨

## નાત બહાર

દરમ્યાન [મુંબઈની મોઢ વાણિયાની] નાતમાં ખળભળાટ ઊઠ્યો નાત બોલાવવામાં આવી. [ત્યાં શેઠ મને કહે ] 'નાત ધારે છે કે તેં વિલાયત જવાનો વિચાર કર્યો છે તે બરાબર નથી. આપણા ધર્મમાં દરિયો ઓળગવાની મનાઈ છે, વળી વિલાયતમાં ધર્મ ન સચવાય એવુ સાંભળીએ છીએ.'

મેં જવાબ આપ્યો 'વિલાયત જવામાં મુદ્દલ અધર્મ નથી. મારે તો ત્યાં વિદ્યાભ્યાસ જ કરવો છે. વળી જે વસ્તુઓનો આપને ભય છે તેનાથી દૂર રહેવાની મે મારી માતુશ્રી પાસે પ્રતિજ્ઞા કરી છે.'

અંતે શેઠ કહે, 'આ છોકરાને આજથી નાત બહાર ગણવો. જે તેને મદદ કરે કે વળાવવા જાય તેને નાત પૂછશે, ને તેનો ૧। રૂા. દંડ થશે.'

મારા ઉપર આ ઠરાવની કઈ અસર ન થઈ, [અને] ૧૮૮૮ના સપ્ટેમ્બરની ૪થી તારીખે મેં મુબઈનુ બન્દર છોડ્યુ.

## ૧૩

## આખરે વિલાયતમાં

સુખદુ ખે મુસાફરી પૂરી કરી. સાઉથેમ્પ્ટન બંદર ઉપર [જુનાગઢવાળા ત્ર્યમકરાય મજમુદાર અને હુ] આવી પહોંચ્યા

મે [ડા. પ્રાણજીવન] મહેતાની ઉપર સાઉથેમ્પ્ટનથી તાર કરેલો, [એટલે એ] આવ્યા. તેમણે પ્રેમમય વિનોદ કર્યો.

ડા મહેતા હસતા જાય અને ઘણી વાતો સમજાવતા જાય કોઈની વસ્તુને ન અડકાય, જે પ્રશ્નો કોઈ જોડે ઓળખાણ થતાં હિંદુસ્તાનમાં સહેજે પૂછી શકાય છે એવા પ્રશ્નો અહીં ન પુછાય; વાતો કરતાં ઊંચો સાદ ન કઢાય, હિન્દુસ્તાનમાં [અંગ્રેજોની] સાથે વાત કરતાં 'સર' કહેવાનો રિવાજ છે એ અનાવશ્યક છે, 'સર' તો નોકર .. શેઠને અથવા ઉપરી અમલદારને કહે..

## ૧૪

## મારી પસંદગી

મારા ખોરાકનો પ્રશ્ન બહુ મોટો થઈ પડ્યો. મીઠુમસાલા વિનાનાં [શાક] ભાવે નહિ, ઘરધણી બાઈ મારે સારુ શુ રાંધે? સવારે તો ઓટમીલની ઘેંસ થાય

એટલે કંઈક પેટ ભરાય, પણ બપોરે અને સાંજે હમેશાં ભૂખ્યો રહું. મિત્ર માંસાહાર કરવાનું રોજ સમજાવે....[પણ] હું એક ટળી એ ન થયો. છત્રીસ રોગનો હરનાર એક નન્નો જ મારી પાસે હતો. મિત્ર જેમ મને સમજાવે તેમ મારી દઢતા વધે. રોજ ઈશ્વરની રક્ષા યાચું ને મને મળે. ઈશ્વર કોણ તે હું ન જાણું. પણ પેલી રંભાએ આપેલી શ્રદ્ધા પોતાનું કામ કરી રહી હતી.....

હવે મને કોઈ કુટુંબમાં મૂકવો જોઈએ એવો વિચાર ડા. મહેતા તથા ભાઈ દલપતરામ શુક્લે કર્યો. ભાઈ શુક્લે વેસ્ટ કેન્સિંગ્ટનમાં એક ઍંગ્લોઇંડિયનનું ઘર શોધ્યું ને ત્યાં મને મૂક્યો........

હજી અભ્યાસ તો શરૂ નહોતો થયો, માંડ વર્તમાનપત્ર વાંચતો થયો હતો, એ પ્રતાપ ભાઈ શુક્લના હતા....

મેં તો ભ્રમણ શરૂ કર્યું.....મારે નિરામિષ એટલે કે અન્નાહાર આપનારું ભોજનગૃહ શોધવું હતું.....હું રોજ ૧૦-૧૨ માઈલ ચાલું.....આમ ભટકતાં એક દિવસ હું ફેરિંગ્ડન સ્ટ્રીટ પહોંચ્યો ને 'વેજિટેરિયન રેસ્ટરાં' (અન્નાહારી વીશી) એવું નામ વાંચ્યું....હર્ષઘેલો હું અંદર [જાઉં] તેના પહેલાં તો મેં દરવાજા પાસેની કાચની બારીમાં વેચવાનાં પુસ્તકો જોયાં; તેમાં મેં હેન્રી સૉલ્ટનું 'અન્નાહારની હિમાયત [પ્લી...]' નામનું પુસ્તક જોયું, તે એક શિલિંગ આપી ખરીદ્યું ને પછી જમવા બેઠો. વિલાયતમાં આવ્યા પછી પેટ ભરીને ખાવાનું પ્રથમ અહીં મળ્યું; ઈશ્વરે મારી ભૂખ ભાંગી.

સૉલ્ટનું પુસ્તક વાંચ્યું. મારા ઉપર તેની છાપ સરસ પડી. [હવે] હું મરજિયાત એટલે વિચારથી અન્નાહારમાં માનતો થયો, [અને] જાતે અન્નાહારી રહી બીજાને તેવા બનાવવાનો લોભ લાગ્યો.

## ૧૫

## 'સભ્ય' વેશે

સૉલ્ટના પુસ્તકે આહારના વિષય ઉપર વધારે વાંચવાની મારી [ઇચ્છા] તીવ્ર કરી. મેં તો જેટલાં પુસ્તકો મળ્યાં તે ખરીદ્યાં ને વાંચ્યાં. તેમાં હાવર્ડ વિલ્યમ્સનું 'આહારનીતિ' [ધિ એથિક્સ ઑફ ડાયેટ] અને ડા. ઍના કિંગ્ઝફર્ડનું 'આહારની ઉત્તમ રીત' [ધિ પર્ફેક્ટ વે ઇન ડાયેટ] પણ હતાં. વળી આરોગ્ય ઉપરના ડા. ઍલિન્સનના લેખો ઠીક મદદગાર નીવડ્યા. દવાને બદલે કેવળ ખોરાકના ફેરફારોથી જ દરદીને સારા કરવાની પદ્ધતિનું તે સમર્થન કરે છે.....આ....વાચનનું પરિણામ એ આવ્યું કે મારી જિંદગીમાં ખોરાકના અખતરાઓએ મહત્ત્વનું સ્થાન લીધું, તેમાં પ્રથમ આરોગ્યની દૃષ્ટિને પ્રધાન સ્થાન હતું. પાછળથી ધાર્મિક દૃષ્ટિ સર્વોપરી બની.....

....મેં નિશ્ચય કર્યો કે જંગલી નહિ રહું, સભ્યનાં લક્ષણ કેળવીશ ને બીજી રીતે સમાજમાં ભળવાને લાયક બની મારી અન્નાહારની વિચિત્રતા ઢાંકીશ.

મેં 'સભ્યતા' કેળવવાનો ગજા ઉપરવટનો ને છીછરો માર્ગ લીધો.....'આર્મી ને નેવી' સ્ટોરમાં કપડાં કરાવ્યાં.....બૉંડ સ્ટ્રીટમાં જ્યાં શોખીન માણસોનાં કપડાં સિવાતાં ત્યાં સાંજનો પોશાક દસ પાઉંડમાં

દીવાસળી મૂકી કરાવ્યો. ભોળા દિલના વડીલ ભાઈની'માર્ફતે સોનાનો અછોડો. એ ખીસામાં લટકાવાય તેવો મગાવ્યો. . ટાઈ બાધવાની કળા હાથ કરી દેશમાં તો અરીસો હજામતને દહાડે [ જોવા મળે ]. પણ અહીં તો મોટા અરીસાની સામે ઊભા રહી ટાઈ બાધવામાં અને વાળને પટિયાં પાડી સેંથો પાડવામાં દસેક મિનિટ [ જાય ] જ.

પણ આટલી ટાપટીપજ બસ નહોતી. . સભ્ય પુરુષે નાચી જાણવું જોઈએ, તેણે ફ્રેંચ ઠીકઠીક જાણવુ જોઈએ, વળી છટાદાર ભાષણ કરતાં આવડવુ જોઈએ. [ હું નાચના વર્ગમાં જોડાયો, તેના ] ત્રણેક પાઉંડ ભર્યા. વાયોલિન વગાડતાં શીખુ એટલે સૂર ને તાલની ગમ પડશે [ એમ જાણી ૩ પાઉંડનુ વાયોલિન લીધું ] ને તેના શિક્ષણ સારુ કંઈક આપ્યા. ભાષણ શીખવા ત્રીજા શિક્ષકનું ઘર શોધ્યું. બેલનું 'સ્ટૅંડર્ડ એલોક્યુશનિસ્ટ' લીધું . .

આ બેલસાહેબે મારા કાનમાં ઘટ વગાડ્યો. હું જાગ્યો. મારે ક્યાં ઇંગ્લંડમાં જન્મારો કાઢવો છે? [ભાષણ કરતાં શીખીને હું શુ કરીશ? નાચીને સભ્ય કેમ બનીશ? વાયોલિન તો દેશમાંય શીખાય. ] હું તો વિદ્યાર્થી છુ, મારે વિદ્યાધન વધારવુ જોઈએ. મારા સદ્વર્તનથી હું સભ્ય ગણાઉં તો ઠીક ,નહિ તો મારે એ લોભ છોડવો જોઈએ.

[ભાષણ, નાચ, વાયોલિન શીખવાનું બધ કર્યું, વાયોલિન વેચી નાખ્યુ ] સભ્ય બનવાની મારી ઘેલછા ત્રણેક માસ ચાલી, પોશાકની ટાપટીપ વર્ષો સુધી નભી. પણ હું વિદ્યાર્થી બન્યો

૧૬

## ફેરફારો

આ મૂર્છાના કાળમાયે હું [ થોડોક ] સાવધાન હતો. પાઈએ પાઈનો હિસાબ રાખતો, ખર્ચની ગણતરી હતી. દર માસે પદર પાઉંડથી વધારે ન ખરચવા [ એવો ] નિશ્ચય [ હતો ] બસમાં જવાનું કે ટપાલનું ખર્ચ પણ [ રોજ ] માંડતો ને સૂતા પહેલાં [ રોજ ]મેળ મેળવી જતો. આ ટેવ છેવટ સુધી કાયમ રહી અને હુ જાણુ છુ કે તેથી જાહેર જીવનમાં મારે હસ્તક લાખો રૂપિયાનો ઉપાડ થયો છે તેમાં હું યોગ્ય કરકસર વાપરી શક્યો છુ, ને જેટલી હીલચાલો મારા હાથ તળે ચાલી છે તેમાં કોઈ દિવસ કરજ નથી કર્યું.

હવે મેં ખર્ચ અરધું કરી નાખવાનો વિચાર કર્યો. હિસાબ તપાસતાં જોયું કે મને ગાડીભાડાનો ખર્ચ સારી પેઠે થતો હતો. વળી કુટુંબમાં રહેવાથી અમુક રકમ તો અઠવાડિયે જાય જ. .

[ કુટુંબમાં રહેવાને ] બદલે પોતાની જ કોટડી લઈને રહેવુ એમ ઠરાવ કર્યો, અને ઘર એવે ઠેકાણુ પસદ કર્યાં કે જ્યાંથી કામની જગ્યાએ અરધા કલાકમાં ચાલીને જઈ શકાય ને ગાડીભાડુ બચે આ પહેલાં હમેશાં જવાનું હોય ત્યાં ગાડીભાડુ ખરચવું પડતું અને ફરવા જવાનો વખત નોખો કાઢવો પડતો. હવે કામે જતાં જ ફરાઈ જાય એવી ગોઠવણ થઈ, અને [ આમ રોજ ] ૮–૧૦ માઈલ તો હું સહેજે ફરી નાંખતો મુખ્યત્વે આ એક ટેવને લીધે હું [ વિલાયતમાં ભાગ્યે જ ] માંદો પડ્યો હઈશ શરીર ઠીક કસાયુ

હું જાણતો હતો કે બારિસ્ટરની પરીક્ષાને સારુ બહુ વાંચવાની જરૂર નહોતી; તેથી મને ફુરજ હતી. મારું કાચું અંગ્રેજી મને દુઃખ દેતું હતું.... કોઈ મિત્રે કહ્યું, 'લંડનની મૅટ્રિક્યુલેશનમાં પાસ થા; તેમાં મહેનત ઠીક કરવી પડશે ને સામાન્ય જ્ઞાન વધશે.'....આ સૂચના મને ગમી. પરીક્ષાના વિષયો જોઉં તો ભડક્યો. લૅટિન અને બીજી ભાષા ફરજિયાત!.... લૅટિન તો શીખવું જ; ફ્રેંચ લીધેલું પૂરું કરવું: એટલે બીજી ભાષા ફ્રેંચ એમ નિશ્ચય કર્યો....

મને લાગ્યું કે હજી મારા કુટુંબની ગરીબાઈને છાજે તેવું મારું સાદું જીવન નથી....મારા કરતાં વધારે સાદાઈથી રહેનારને પણ હું જોતો. એક વિદ્યાર્થી લંડનના કંગાલ ભાગમાં અઠવાડિયાના બે શિલિંગ ભરી એક કોટડીમાં રહેતો, અને બે પેનીનાં કોકો અને રોટી ખાઈને ગુજારો કરતો. એમ તો મારાથી ન બને પણ હું અવશ્ય બેને બદલે એક કોટડીમાં રહી શકું અને અરધી રસોઈ હાથે પણ પકાવી શકું એમ લાગ્યું. આમ કરીને હું દર માસે ૪–૫ પાઉંડમાં રહી શકું. ....અઠવાડિયાના ૮ શિલિંગની કોટડી.... લીધી; સગડી ખરીદી ને સવારનું હાથે પકાવવાનું શરૂ કર્યું, તેમાં ભાગ્યે વીસ મિનિટ જાય. ઘેંસ રાંધતાં ને કોકોનું પાણી ઉકાળતાં શો વખત જાય? બપોરે બહાર જમી લેવું અને સાંજે પાછો કોકો બનાવી રોટીની સાથે લેવો આમ હું ૧–૧ા શિલિંગમાં રોજ ખાવાનું મેળવી લેતાં શીખ્યો.

વાંચનાર....એમ ન માને કે સાદાઈથી જીવન રસહીન થયું. ઊલટું જીવન વધારે સારમય બન્યું; મારા આત્માનંદનો પાર ન રહ્યો.

## ૧૭
## ખોરાકના પ્રયોગો

અન્નાહાર વિષેનાં....પુસ્તકોમાં મેં જોયું કે લેખકોએ બહુ સૂક્ષ્મ વિચાર કરેલા. ....નૈતિક દૃષ્ટિએ તેઓએ વિચાર્યું કે મનુષ્યને પશુપંખીના ઉપર સામ્રાજ્ય મળ્યું છે તે તેને મારી ખાવા....નહિ પણ તેની રક્ષા કરવા....વળી ખાવું તે ભોગને અર્થે નહિ પણ જીવવાને અર્થે જ છે, એટલે કેટલાકે....માંસનો જ નહિ પણ ઈંડાંનો અને દૂધનો પણ ત્યાગ સૂચવ્યો ને કર્યો. વિજ્ઞાનની દૃષ્ટિએ અને મનુષ્યશરીરની રચના જોઈને કેટલાકે એવું અનુમાન કાઢ્યું કે મનુષ્યને રાંધવાની આવશ્યકતા જ નથી; તે વનપક્વ ફળો ખાવા સરજાયેલ છે. દૂધ પણ તે કેવળ માતાનું જ; દાંત આવ્યા પછી તેણે ચાવી શકાય એવો જ ખોરાક લેવો જોઈએ. વૈદકદૃષ્ટિએ તેઓએ મરીમસાલાનો ત્યાગ સૂચવ્યો અને....આર્થિક દૃષ્ટિએ તેઓએ બતાવ્યું કે ઓછામાં ઓછા ખર્ચવાળો ખોરાક અન્નાહાર જ હોઈ શકે. આ ચારે દૃષ્ટિઓની અસર મારા ઉપર પડી અને અન્નાહાર આપનાર વીશીઓમાં ચારે દૃષ્ટિવાળા માણસોને હું મળતો થયો. વિલાયતમાં તેને લગતું મંડળ હતું અને સાપ્તાહિક પણ હતું. સાપ્તાહિકનો હું ઘરાક બન્યો અને મંડળમાં સભ્ય થયો.... હું અખતરામાં ગૂંથાયો.

ઘેરથી [મીઠાઈમસાલા મગાવવાનું બંધ કર્યું]. અને મને બીજું વલણ લીધું, તેથી મસાલાનો શોખ મોળો પડી ગયો અને જે ભાજી... મસાલા વિના ફીકી લાગતી હતી તે કેવળ બાફેલી સ્વાદિષ્ટ લાગી.... હું શીખ્યો કે સ્વાદનું ખરું સ્થાન જીભ નથી પણ મન છે ....

તે વખતે એક પંથ એવો પણ હતો, કેજે ચા-કૉફીને નુકસાનકારક ગણતો અને કોકોનું સમર્થન કરતો. કેવળ [શરીરયાત્રા]ને અર્થે જોઈએ તે જ વસ્તુ લેવી યોગ્ય છે એમ સમજ્યો હતો, તેથી ચાકૉફીનો મુખ્યત્વે ત્યાગ કર્યો, કોકોને* સ્થાન આપ્યુ.

વીશીમાં બે વિભાગ હતા. એકમાં જેટલી વાનીઓ ખાઓ તેના પૈસા આપવાના. આમાં ટંકે ૧ ૨ શિલિંગનું ખર્ચ થાય. ....બીજા વિભાગમાં છ પેનીમાં ત્રણ વાની અને રોટીનો એક ટુકડો મળે..... ખૂબ કરકસર આદરી ત્યારે ઘણે ભાગે હું છ પેનીના વિભાગમાં જ જતો....

પનીર, દૂધ અને ઈંડાં જ લેવાનો.... અખતરો નોંધવા જેવો છે. .. સ્ટાર્ચ વિનાના ખોરાકનું સમર્થન કરનારે ઈંડાંની ખૂબ સ્તુતિ કરી હતી, અને ઈંડાં માંસ નથી એમ પુરવાર કર્યું હતું. તે લેવામાં જીવતા જીવને દુઃખ નથી એ તો હતું જ. આ દલીલથી ભોળવાઈ મેં માને આપેલી [પ્રતિજ્ઞા] છતાં ઈંડાં લીધાં. પણ મારી મૂર્છા ક્ષણિક હતી. પ્રતિજ્ઞાનો નવો અર્થ કરવાનો મને અધિકાર નહોતો. અર્થ તો પ્રતિજ્ઞા દેનારનો જ લેવાય... તેથી મને પ્રતિજ્ઞાના રહસ્યનું ભાન આવતાં જ ઈંડાં છોડ્યાં.....

આ મને વસમુ થઈ પડ્યું, કારણ કે . અન્નાહારની વીશીઓમાં પણ ઈંડાંવાળી ઘણી વસ્તુઓ [પુડિંગ, કેક] બનતી હતી. આથી હું એક રીતે જંજાળમાંથી છૂટ્યો, કેમ કે થોડી ને તદ્દન સાદી જ વસ્તુ લઈ શકતો. બીજી તરફથી જરા આઘાત પહોંચ્યો, કેમ કે જીભે વળગેલી અનેક વસ્તુ [છોડવી પડી]. પણ એ આઘાત ક્ષણિક હતો. પ્રતિજ્ઞાપાલનનો સ્વચ્છ, સૂક્ષ્મ ને સ્થાયી સ્વાદ મને પેલા ક્ષણિક સ્વાદ કરતાં વધારે પ્રિય લાગ્યો ...

પ્રકરણ પૂરું કરતા પહેલાં પ્રતિજ્ઞાના અર્થ વિષે કંટલુક કહેવુ જરૂરનું છે. મારી પ્રતિજ્ઞા માતા સમક્ષ કરેલો એક કરાર હતો. દુનિયામાં ઘણા ઝઘડા કેવળ કરારનો અર્થ કરતાં ઉત્પન્ન થાય છે.... સ્વાર્થ સહુને આંધળાભીંત કરી મૂકે છે. રાજાથી માંડીને રંક કરારોના પોતાને ઠીક લાગે તેવા અર્થ કરીને દુનિયાને, પોતાને અને પ્રભુને છેતરે છે.... સુવર્ણન્યાય તો એ છે કે સામા પક્ષે આપણા બોલનો જે અર્થ માન્યો એ જ ખરો ગણાય; આપણા મનમાં હોય તે ખોટા અથવા અધૂરો. અને એવો જ બીજો સુવર્ણન્યાય એ છે, કે જ્યાં બે અર્થ સંભવિત હોય ત્યાં નબળો

---

* ડૉનલ્ડ લેર્ડકૃત 'ઇન્ક્રીઝિંગ પર્સનલ એફિશ્યસી' (તારાપોરવાળા)માં લખે છે, કે ડા. પી. બી. હૉક અને એના સાથીઓએ શોધ કરી છે કે ચાકૅફી પાચનક્રિયાને મદદ કરે છે, અને કોકો તો ચાકૉફી કરતા પણ વધારે મદદ ઉત્પન્ન કરે છે. ગાંધીજી 'આરોગ્ય વિષે સામાન્યજ્ઞાન' (૧-૫)માં લખે છે, 'ચાકૉફી, અને કોકો...દૂષિત છે એમ કહ્યા વિના છૂટકો નથી.' ૨. વા.

પક્ષ જે અર્થ કરે તે ખરો મનાય. આ બે સુવર્ણમાર્ગના ત્યાગથી જ....અધર્મ ચાલે છે. અને એ અન્યાયની જડ અસત્ય છે. જેને સત્યને જ માર્ગે જવું છે તેને સુવર્ણમાર્ગ સહેજે જડી રહે છે; તેને શાસ્ત્રો શોધવાં નથી પડતાં.

વિલાયતમાં મારા અખતરા આર્થિક અને આરોગ્યની દૃષ્ટિએ થતા હતા; ધાર્મિક દૃષ્ટિએ સખત અખતરા આફ્રિકામાં થયા, પણ તેનુ બીજ વિલાયતમાં રોપાયું.....

જે નવો ધર્મ સ્વીકારે છે તેના તે ધર્મના પ્રચારને લગતી ધગશ તે ધર્મમાં જન્મેલાના કરતાં વધારે જોવામાં આવે છે, તેથી જે લત્તામાં તે વેળા હું રહેતો હતો તે લત્તામાં અન્નાહારી મંડળની સ્થાપના કરવાનો ઠરાવ કર્યો.....તે લત્તામાં સર એડવિન આર્નલ્ડ રહેતા હતા, તે ઉપપ્રમુખ થયા. ડા. ઓલ્ડફીલ્ડ પ્રમુખ થયા. હું મન્ત્રી બન્યો.... આથી મને સંસ્થાઓ રચવાનો ને ચલાવવાનો કંઈક અનુભવ મળ્યો.

## ૧૮

## શરમાળપણું—મારી ઢાલ

અન્નાહારી મંડળની.....સમિતિમાં હું ચૂંટાયો તો ખરો, અને તેમાં દરેક વખતે હાજરી પણ ભરતો, પણ બોલતાં જીભ જ ન ઊપડે.....આમ બહુ વખત ચાલ્યું. તેવામાં સમિતિમાં એક ગંભીર વિષય નીકળ્યો, તેમાં ભાગ ન લેવો એ મને અન્યાય થવા દીધા બરોબર લાગ્યું.

મંડળના પ્રમુખ.....મિ. હિલ્સ હતા. .... એની સમિતિમાં ડા. એલિન્સન પણ હતા. આ વખતે પ્રજોત્પત્તિ ઉપર કૃત્રિમ ઉપાયોથી અંકુશ મૂકવાની હિલચાલ ચાલતી હતી. ડા. એલિન્સન તે ઉપાયોના હિમાયતી હતા.... તેથી એમના જેવા સમાજઘાતક વિચારો ધરાવનારા તે મંડળમાં ન હોવા જોઈએ એવો મિ. હિલ્સનો અભિપ્રાય હતો. .... ડા. એલિન્સનના કૃત્રિમ ઉપાયોવાળા વિચારો મને ભયંકર લાગેલા. તે સામે મિ. હિલ્સના વિરોધને હું શુદ્ધ નીતિ માનતો હતો.....પણ એક અન્નાહારસંવર્ધક મંડળમાંથી શુદ્ધ નીતિના નિયમોને ન માનનારાનો, તેની અશ્રદ્ધાને કારણે, બહિષ્કાર થાય એમાં મને ચોખ્ખો અન્યાય જણાયો. ....

મારું શરમાળપણું વિલાયતમાં છેવટ સુધી રહ્યું. ....

વિલાયતમાં જાહેરમાં બોલવાનો છેલ્લો પ્રયત્ન મારે વિલાયત છોડતાં કરવો પડ્યો હતો..... અન્નાહારી મિત્રોને ભોજનગૃહમાં ખાણા સારુ નોતર્યા હતા.... ત્યાં મારો ભાષણ કરવાનો સમય આવ્યો. હું ઊભો થયો. ખૂબ વિચારીને બોલવાનું તૈયાર કરી ગયો હતો ...પણ પહેલા વાક્યથી આગળ ચાલી જ ન શક્યો..... વિચારેલું બધું વિસરાઈ ગયું ને વિનોદયુક્ત ભાષણ કરવા જતાં હું પોતે વિનોદનું પાત્ર બન્યો. 'ગૃહસ્થો તમે મારું આમંત્રણ સ્વીકાર્યું તેને સારુ આભાર માનું છું,' એમ કહીને મારે બેસી જવું પડ્યું.

આ શરમ છેક દક્ષિણ આફ્રિકામાં છૂટી એમ કહેવાય; તદ્દન છૂટી છે એમ તો હજુયે ન કહેવાય. ....

પણ આવી શરમાળ પ્રકૃતિથી મારી ફજેતી થવા ઉપરાંત મને નુકસાન થયું નથી, ફાયદો થયો છે એમ હવે જોઈ શકું છું બોલવાનો સંકોચ મને પ્રથમ દુ:ખકર હતો તે હવે સુખકર છે. મોટો ફાયદો તો એ થયો કે હું શબ્દોની કરકસર શીખ્યો, મારા વિચારો ઉપર કાબૂ મેળવવાની ટેવ સહેજે પડી.. .મારી જીભ કે કલમમાંથી વિચાર્યા વિના કે માપ્યા વિના ભાગ્યે જ કોઈ શબ્દ નીકળે છે મારાં ભાષણ કે લખાણમાંના કોઈ ભાગને સારુ મને [ શરમાવા ] કે પશ્ચાત્તાપ કરવાપણું છે એવું મને સ્મરણ નથી, અનેક [ભયોથી] હું બચી ગયો છું. ને મારો ઘણો વખત બચી ગયો છે એ વળી અદકો લાભ.

અનુભવે મને એ પણ બતાવ્યું છે કે સત્યના પૂજારીએ મૌનનું સેવન કરવું ઘટે છે. જાણેઅજાણે પણ મનુષ્ય ઘણી [ વાર ] અતિશયોક્તિ કરે છે, અથવા જે કહેવા યોગ્ય હોય તે છુપાવે છે કે જુદી રીતે કહે છે. આવાં સંકટોમાંથી બચવાને ખાતર પણ અલ્પભાષી થવું આવશ્યક છે. થોડું બોલનાર વગર વિચારે નહિ બોલે; પોતાના દરેક શબ્દને તોળશે ઘણી વેળા માણસ બોલવાને અધીરો બને છે. 'મારે પણ બોલવું છે,' એવી ચિઠ્ઠી કયા પ્રમુખને નહિ મળી હોય! પછી તેને [ આપેલો ] વખત પૂરતો નથી થતો, તે વધારે બોલવા દેવા માગણી કરે છે ને છેવટ રજા વિના પણ બોલ્યા કરે છે. આ....થી જગતને લાભ થયેલો ભાગ્યે જ જોવામાં આવે છે. તેટલા વખતનો [ બગાડ ] થયેલો તો સ્પષ્ટ જોઈ ·· છે. એટલે જો કે આરંભમાં મારું શરમાળપણું મને ડંખતું, છતાં આજે તેનું સ્મરણ મને આનંદ આપે છે. એ શરમાળપણું મારી ઢાલ હતી. તેનાથી પરિપક્વ થવાનો મને લાભ મળ્યો. મારી સત્યની પૂજામાં મને તેથી સહાય મળી.

## ૧૯
## અસત્યરૂપી ઝેર

ચાલીસ વર્ષ પૂર્વે વિલાયત જનારા પ્રમાણમાં થોડા હતા. તેમનામાં એવો રિવાજ પડી ગયો હતો કે પોતે પરણેલા હોય તો પણ કુંવારા ગણાવું.....વિવાહ છુપાવવાનું એક કારણ એ કે જો વિવાહ જાહેર થાય તો જે કુટુંબમાં રહેવા મળે તે કુટુંબની જુવાન છોકરીઓ સાથે હરવા-ફરવા અને ગેલ કરવા ન મળે આ ગેલ ઘણે ભાગે નિર્દોષ હોય છે .. અંગ્રેજોને સારુ ગમે તેવી નિર્દોષ છતાં આપણે સારુ ત્યાજ્ય સોબતને ખાતર તેઓએ અસત્યાચરણ પસંદ કર્યું આ જાળમાં હું પણ સપડાયો.. મને [ કુંવારો ] ગણાવ્યાનો સ્વાદ તો મેં થોડો જ ચાખ્યો. મારા શરમાળ સ્વભાવે, મારા મૌને મને ખૂબ બચાવ્યો. હું વાત ન કરી શકું છતાં મારી સાથે વાત કરવાને કઈ છોકરી નવરી હોય! મારી સાથે ફરવા પણ કોઈ છોકરી ભાગ્યે નીકળે.....

જેવો શરમાળ તેવો જ ભીરુ હતો. વેંટનરમાં.. ઘરધણી બાઈની દીકરી મને ..આસપાસની સુંદર ટેકરીઓ ઉપર લઈ ગઈ. મારી ચાલ કંઈ ધીમી નહોતી, પણ તેની ચાલ મારા કરતાં પણ

તેજ.....તે તો પવનમાં ઊડતી જાય, અને હું ધર ભેળા ક્યારે થવાય એ વિચાર કરું. ....એવામાં એક ટેકરીની ટોચે અમે આવી ઊભાં. પણ ઊતરવું કેમ? પોતાના ઊંચી એડીના બૂટ છતાં આ ૨૦–૨૫ વર્ષની તરુણી વીજળીની જેમ ઉપરથી ઊતરી ગઈ. હું તો હજી....ઢોળાવ કેમ ઊતરાય એ વિચારી રહ્યો છું. પેલી નીચે ઊભી હસે છે; મને હિંમત આપે છે; ઉપર આવી હાથ ઝાલી ઘસડી જવાનું કહે છે! હું એવો નમાલો કેમ બનું? માંડ માંડ પગ ઘસડતો, કંઈક બેસતો ઊતર્યો, અને પેલીએ મશ્કરીમાં 'શા....બ્બા....શ' કહી મને શરમાયેલાને વધુ શરમાવ્યો.

પણ દરેક જગ્યાએ હું આમ ક્યાંથી બચી શકું? અસત્યનું ઝેર ઈશ્વર મારામાંથી કાઢવાનો હતો.....બ્રાઈટનની હોટલમાં એક ડોશીનો મને પરિચય થયો તે લંડનમાં....પોતાને ત્યાં દર રવિવારે જમવા નોતરે, મારી શરમ મુકાવે, જુવાન સ્ત્રીઓની ઓળખાણ કરાવે ને તેમની સાથે વાતો કરવા લલચાવે. એક બાઈ તેને ત્યાં જ રહેતી, તેની સાથે બહુ વાતો કરાવે; કોઈ વાર અમને એકલાં પણ છોડે.....

હવે હું શું કરું? મેં વિચાર્યું: 'જો મેં આ ભલી બાઈને મારા વિવાહની વાત કરી દીધી હોત તો કેવું સારું? તો તે મારા કોઈની સાથે પરણવાની વાત ઇચ્છત? હજી પણ મોડું નથી. હું સત્ય કહી દઉં તો વધારે સંકટમાંથી ઊગરી જઈશ.' આમ ધારી મેં તેને કાગળ લખ્યો:

....'મારા વિવાહની વાત તમારી પાસે ઢાંક્યાને સારુ મને હવે બહુ દુઃખ થાય છે. પણ સત્ય કહી દેવાની હવે મને ઈશ્વરે હિંમત આપી તેથી મને આનન્દ થાય છે. મને માફ કરશો? જે બહેનની સાથે તમે મારો પરિચય કરાવ્યો છે તેની સાથે મેં કશી અયોગ્ય છૂટ લીધી નથી તેની ખાતરી આપું છું. મારાથી છૂટ ન જ લેવાય એનું મને સંપૂર્ણ ભાન છે.

....'તમારી મમતાને સારુ હું તમારો સદાયનો ઋણી થઈ ચૂક્યો છું.....તમારે ત્યાં આવવાને હજુ મને લાયક ગણશો તો તેને તમારા પ્રેમની એક નવી નિશાની ગણીશ, અને તે પ્રેમને લાયક થવા મારો પ્રયત્ન જારી રહેશે.'

આ કાગળ મોકલીને મેં મારા ઉપરથી મહાન બોજો ઉતાર્યો. તેનો આમ જવાબ આવ્યો:

'તમારો ખુલ્લા દિલનો કાગળ મળ્યો. અમે બન્ને રાજી થયાં ને ખૂબ હસ્યાં. તમારા જેવું અસત્ય તો ક્ષંતવ્ય જ હોય, પણ તમે તમારી હકીકત જણાવી એ ઠીક જ થયું. મારું નોતરું કાયમ છે.....આપણી મિત્રતા તો હતી તેવી જ રહેશે એ ખાતરી રાખજો.'

## ૨૦

## ધાર્મિક પરિચયો

....બે થિયોસોફિસ્ટ ભાઈઓની સાથે મેં ગીતા વાંચવાનો આરંભ કર્યો. બીજા અધ્યાયના

ધ્યાયતો *વિષયાન્ પુંસઃ સંગસ્તેષૂપજાયતે।
સંગાત્ સંજાયતે કામઃ કામાત્ ક્રોધોઽભિજાયતે॥
ક્રોધાદ્ ભવતિ સંમોહઃ સંમોહાત્ સ્મૃતિવિભ્રમઃ।
સ્મૃતિભ્રંશાદ્ બુદ્ધિનાશો બુદ્ધિનાશાત્ પ્રણશ્યતિ

એ શ્લોકની મારા મન ઉપર ઊંડી અસર પડી. તેના ભણકારા મારા કાનમાં વાગ્યા જ કરે. ગીતા અમૂલ્ય ગ્રંથ છે એમ મને તે વેળા ભાસ્યું. તે માન્યતા ધીમે ધીમે વધતી ગઈ અને આજે તત્ત્વજ્ઞાનને સારુ તેને હું સર્વોત્તમ ગ્રંથ ગણું છું મારા નિરાશાના સમયે તે ગ્રંથે મને અમૂલ્ય સહાય કરી છે. તેના અંગ્રેજી તરજુમા લગભગ બધા વાંચી ગયો છું પણ એડવિન આર્નલ્ડનો અનુવાદ મને શ્રેષ્ઠ લાગે છે. ....મેં ગીતાનો આ વેળા અભ્યાસ કર્યો તો ન જ કહેવાય. તે મારા હમેશના વાંચનનો ગ્રંથ તો કેટલાંક વર્ષો પછી થયો.

આ જ ભાઈઓએ મને આર્નલ્ડનું બુદ્ધચરિત્ર વાંચવા ભલામણ કરી... બુદ્ધચરિત્ર મેં ગીતા કરતાં પણ વધારે રસથી વાંચ્યું.

આ ભાઈઓએ મને મૅડમ બ્લૅવૅટ્સ્કીનાં દર્શન કરાવ્યાં ને મિસિસ બેસંટનાં. [ તેમણે ] મને સોસાયટીમાં દાખલ થવા પણ સૂચવ્યું. મેં ..કહ્યું, 'મારું ધર્મજ્ઞાન કંઈ જ નથી તેથી હું કોઈ પણ પંથમાં ભળવા નથી ઇચ્છતો.'. .મેં મૅડમ બ્લૅવૅટ્સ્કીનું પુસ્તક 'કી ટુ થિયોસૉફી' વાંચ્યું. તે ઉપરથી હિંદુધર્મનાં પુસ્તકો વાંચવાની ઇચ્છા થઈ અને હિંદુધર્મ વહેમોથી જ ભર્યો છે એવો અભિપ્રાય પાદરીઓને મુખેથી સાંભળતો તે મનમાંથી ગયો.

એક ભલા [ખ્રિસ્તી] એ બાઇબલ વાંચવાની મને ભલામણ કરી.. મેં તે શરૂ કર્યું. પણ હું 'જૂનો કરાર' વાંચી ન જ શક્યો. 'જેનેસિસ' (સૃષ્ટિમંડાણ) ના પ્રકરણ પછી તો વાચું એટલે. ..ઊંઘજ આવે. ..'નંબર્સ' નામનું પ્રકરણ વાંચતાં.. અણગમો થયો.

જ્યારે 'નવા કરાર' ઉપર આવ્યો ત્યારે જુદી જ અસર થઈ. ઈશુના ગિરિપ્રવચનની અસર બહુ સારી પડી. તે હૃદયમાં ઊતર્યું. 'તારુ પહેરણ માગે તેને અંગરખું આપજે,' 'તને જમણે ગાલે તમાચો મારે તેની આગળ ડાબો ધરજે,' એ વાંચીને મને અપાર આનંદ થયો. શામળભટ્ટનો છપ્પો યાદ આવ્યો. મારા બાળક મને ગીતા, આર્નલ્ડકૃત બુદ્ધચરિત્ર, અને ઈશુનાં વચનોનું એકીકરણ કર્યું; ત્યાગમાં ધર્મ છે એ વાત મને ગમી.

..કાર્લાઈલનું 'વિભૂતિઓ અને વિભૂતિપૂજા' વાંચવાની [કોઈએ] ભલામણ કરી. તેમાંથી પેગંબર વિષે વાંચી ગયો ને તેમની મહત્તા, વીરતા અને તપશ્ચર્યાનો ખ્યાલ આવ્યો.....

નાસ્તિકતા વિષે પણ કંઈક જાણ્યા વિના કેમ ચાલે? બ્રેડલો નાસ્તિક ગણાય, તેથી તેમને વિષેનું કંઈક પુસ્તક વાંચ્યું. [પણ] તેની મારા ઉપર કંઈ જ છાપ ન પડી. નાસ્તિકતારૂપી....રણ હું ઓળંગી ગયો હતો.....

* વિષયોનું ચિંતવન કરનારનો પ્રથમ તેને વિષે સંગ ઊપજે છે, સંગથી કામના જન્મે છે, કામનાની પાછળ ક્રોધ આવે છે, ક્રોધમાંથી સંમોહ, સંમોહમાંથી સ્મૃતિભ્રમ અને સ્મૃતિભ્રમથી બુદ્ધિનાશ થાય છે, ને અને તે પુરુષનો પોતાનો નાશ થઈ જાય છે.

## ૨૧
## નિર્બલકે બલ રામ

પણ બૌદ્ધિક ધર્મજ્ઞાન મનુષ્યને બચાવવા સારુ પૂરતું નથી. નડતું .... નાસ્તિક....બચે છે ત્યારે કહે છે પોતે અકસ્માતથી બચી ગયો. આસ્તિક એવે પ્રસંગે કહેશે કે મને ઈશ્વરે બચાવ્યો..... સંયમથી ઈશ્વર તેના હૃદયમાં પ્રગટ થાય છે એવું અનુમાન પરિણામ પછી તે કરી લે છે....પણ બચતી વેળા તે જાણતો નથી કે તેને તેનો સંયમ બચાવે છે કે કોણ બચાવે છે. જે પોતાના સંયમબળનું અભિમાન રાખે છે તેનો સંયમ રોળાઈ ગયેલો કોણે નથી અનુભવ્યો? શાસ્ત્રજ્ઞાન તો એવે સમયે થોથા સમાન લાગે છે.

બૌદ્ધિક ધર્મજ્ઞાનના મિથ્યાત્વનો અનુભવ મને વિલાયતમાં મળ્યો.....

ઘણું કરીને ૧૮૯૦માં, પોર્ટસ્મથમાં અન્નાહારીઓનું સંમેલન હતું. તેમાં મને અને એક હિંદી મિત્રને આમંત્રણ હતું. અમે ત્યાં ગયાં. અમને....એક બાઈને ત્યાં ઉતારો આપવામાં આવ્યો.

ત્યાં રાતે જમીને પાનાં રમવા બેઠા. વિલાયતમાં સારાં ઘરોમાં પણ આમ મહેમાનોની સાથે ગૃહિણી પાનાં રમવા બેસે. પાનાં રમતાં નિર્દોષ વિનોદ સહુ કરે. અહીં બીભત્સ વિનોદ શરુ થયો.....મને આ વિનોદમાં રસ પડ્યો. હું પણ ભળ્યો. વાણીમાંથી ચેષ્ટામાં ઊતરી પડવાની તૈયારી હતી. પણ મારા ભલા સાથીના મનમાં રામ વસ્યા. તે બોલ્યા, 'તારામાં આ કળજુગ કેવો? તારું એ કામ નહિ. તું ભાગ અહીંથી.'

હું શરમાયો, ચેત્યો. આ મિત્રનો ઉપકાર માન્યો. માતા પાસે લીધેલી પ્રતિજ્ઞા યાદ આવી. હું ભાગ્યો. કોટડીએ ધ્રૂજતો ધ્રૂજતો પહોંચ્યો. છાતી થડકતી હતી. મારી સ્થિતિ કાતિલના હાથમાંથી બચીને કોઈ શિકાર છૂટે તેના જેવી હતી. પરસ્ત્રીને જોઈને વિકારવશ થયાનો....આ પહેલો પ્રસંગ હતો. મારી રાત્રિ ઊંઘ વિનાની ગઈ. અનેક.....વિચાર આવ્યા. ઘર છોડું? ભાગું? હુંક્યાં છું? સાવધાન ન રહું તો મારા શા હાલ થાય? મેં ખૂબ ચેતીને ચાલવાનો નિશ્ચય કર્યો. ઘર ન છોડવું, પણ.... પોર્ટસ્મથ ઝટ છોડી દેવું એટલું ધાર્યું ....મેં બીજે જ દિવસે પોર્ટસ્મથ છોડ્યું.....

ઈશ્વરે મને બચાવ્યો એમ લૌકિક રીતે હું તે વખતે સમજ્યો. પણ મને વિવિધ ક્ષેત્રોના એવા અનુભવો થયા છે.....ઘણા આધ્યાત્મિક પ્રસંગોમાં, વકીલાતમાં, સંસ્થાઓ ચલાવવામાં, રાજ્યપ્રકરણમાં હું કહી શકું છું કે મને ઈશ્વરે બચાવ્યો છે. જ્યારે બધી આશા છોડીને બેસીએ, બન્ને હાથ હેઠા પડે ત્યારે ક્યાંકથી ને ક્યાંકથી મદદ આવીને પડે છે એમ મેં અનુભવ્યું છે. સ્તુતિ, ઉપાસના, પ્રાર્થના વહેમ નથી, પણ આપણે ખાઈએ છીએ, પીએ છીએ, ચાલીએ બેસીએ છીએ, એ બધું જેટલું સાચું છે તેના કરતાંયે વધારે સાચી વસ્તુ છે. એ જ સાચું છે, બીજું બધું ખોટું છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

આવી પ્રાર્થના કંઈ વાણીના વૈભવ નથી; તેનું મૂળ કંઠ નથી, પણ હૃદય છે.

તેથી જો આપણે હૃદયની નિર્મળતાને પહોંચીએ, ત્યાં રહેલા તારોને [ મેળમાં ] રાખીએ, તો તેમાંથી સૂર નીકળે છે તે ગગનગામી બને છે. તેને સારુ જીભની આવશ્યકતા નથી. એ સ્વભાવે જ અદ્ભુત વસ્તુ છે. વિકારોરૂપ મળ [ ધોવા ] સારુ હાર્દિક ઉપાસના જડીબુટ્ટી છે એ વિષે મને શંકા જ નથી. પણ તે પ્રસાદીને સારુ આપણામાં સંપૂર્ણ નમ્રતા જોઈએ.

## ૨૨

## નારાયણ હેમચંદ્ર

આ જ અરસામાં નારાયણ હેમચંદ્ર વિલાયત આવ્યા હતા. [ તેમની સાથે ] મિસ મેનિંગે મારી ઓળખાણ કરાવી. [ તે કહે, ] 'મારે અંગ્રેજી શીખવુ છે, તમે મને શીખવશો?'

મેં જવાબ આપ્યો, 'આપને કંઈ મદદ દઈ શકું તો હું રાજી થાઉં.'

અમે વખત મુકરર કર્યો. અમારી વચ્ચે ભારે સ્નેહગાંઠ બંધાઈ.....

અમે રોજ મળતા. અમારી વચ્ચે વિચાર તેમ જ આચારનુ સામ્ય ઠીક હતું. બન્ને અન્નાહાર કરનારા હતા. બપોરના ઘણી વાર સાથે જમીએ આ મારો અઠવાડિયાના ૧૭ શિલિંગમાં રહેવાનો ..કાળ હતો. હું તેમની કોટડીએ જાઉં, તે મારી કોટડીએ આવે.....

આ સમયે કાર્ડિનલ મેનિંગનું નામ સહુને મુખે હતું. ગોદીના મજૂરોની હડતાળ હતી તે [ એમના ] પ્રયત્નથી વહેલી બંધ થઈ.

'ત્યારે તો મારે એ સાધુપુરુષને મળવું જોઈએ,' નારાયણ કહે.

'એ તો બહુ મોટા માણસ રહ્યા. તમને કેમ મળશે?'

'હું બતાવું તેમ. તમે મારે નામે કાગળ લખો. હું લેખક છું એવી ઓળખાણ આપજો. તેમના પરોપકારનો ધન્યવાદ જાતે આપવા મળવુ છે એમ લખો, ને એમ પણ લખો કે મને અંગ્રેજી ન આવડે, તેથી મારે તમને દુભાષિયા તરીકે લઈ જવા પડશે.'

મેં કાગળ લખ્યો. તેના જવાબમાં કાર્ડિનલે મળવાનો સમય આપ્યો.

[અને અમે કાર્ડિનલને મળી આવ્યા ]

નારાયણ વિલાયતથી પારિસ ગયા, ત્યાં ફ્રેંચ પુસ્તકના તરજુમા શરૂ કર્યા.....

છેવટે તેમણે અમેરિકા જવાનો પોતાનો નિશ્ચય પાર પાડ્યો.... અમેરિકામાં તેમને ધોતિયુંપહેરણ પહેરીને નીકળ્યાને સારુ 'અસભ્ય પોષાક પહેર્યા'ના તહોમત ઉપર પકડવામાં આવ્યા હતા, [ પણ ] પાછળથી છૂટી ગયા હતા.

## ૨૩

## મહાપ્રદર્શન

૧૮૯૦માં પારિસમાં મહાપ્રદર્શન ભરાયું હતું તેની તૈયારીઓ વિષે હું વાંચતો. પારિસ જોવાની તો તીવ્ર ઇચ્છા હતી જ. પ્રદર્શન જોવા જાઉં તો બેવડો લાભ થાય એમ વિચાર્યું.

પ્રદર્શનમાં કેવળ લોખંડનો ૧,૦૦૦ ફૂટ ઊંચો [ એફિલ ટાવર ] જોવાનું ખેંચાણ

બહુ હતું.....બીજું તો પ્રદર્શનમાં ઘણુંયે હતું.

ગરીબાઈથી મુસાફરી કરી પારિસ ગયો. ત્યાં સાત દિવસ રહ્યો. ઘણુંખરું જોવાનું પગપાળા જ કર્યું. નકશાને આધારે રસ્તાઓ શોધીને મુખ્ય વસ્તુઓ જોઈ. એફિલ ટાવર ઉપર....પહેલે મજલે ખાવાની સગવડ પણ હતી. એટલે ઊંચે ભોજન કર્યાનું કહી શકવા ખાતર ત્યાં ખાણું ખાધું ને ૭॥ શિલિંગમાં દીવાસળી મેલી.

પારિસનાં સ્વર્ગીય પ્રાચીન દેવળો યાદ રહી ગયાં છે. તેમની ભવ્યતા, તેમની અંદર મળતી શાંતિ ન ભુલાય તેવાં છે. નોત્ર દામની કારીગરી ને અંદરનું ચિત્રકામ યાદ રહી ગયાં છે.

....પારિસના સ્વેચ્છાચારનું ઠીક વાંચ્યું હતું. તે તો શેરીએ શેરીએ જોવામાં આવતો જ હતો. પણ આ દેવળો તેથી નોખાં તરી આવતાં હતાં. દેવળમાં પેસતાં જ બહારની અશાંતિ ભુલાઈ જાય. લોકોની વર્તણુક બદલાઈ જાય. લોકો અદબથી વર્તે. ત્યાં ઘોંઘાટ હોય નહિ. કુમારિકા....ની મૂર્તિ આગળ કોઈ ને કોઈ પ્રાર્થના તો કરતું જ હોય. આ બધો વહેમ નથી પણ હૃદયની ભાવના છે એ અસર ત્યારે થઈ ને તે વૃદ્ધિ પામતી ગઈ છે.....મૂર્તિની સમક્ષ ઘૂંટણે પડીને પ્રાર્થના કરનારા પથ્થરને નહોતા પૂજતા, પણ તેમાં રહેલી તેમની કલ્પનાની શક્તિને પૂજતા હતા. તેથી તેઓ ઈશ્વરનો મહિમા ઓછો નહોતો કરતા પણ વધારતા હતા. ....

પ્રદર્શનનાં વર્ણનોમાં....સ્તુતિ પણ સાંભળી ને નિન્દા પણ સાંભળી. નિંદા કરનારામાં અગ્રેસર ટૉલ્સ્ટૉય હતા....તેમણે લખેલું કે એફિલ ટાવર મનુષ્યની મૂર્ખાઈનું ચિહ્ન છે. તેમના લેખમાં તેમણે જણાવ્યું હતું, કે દુનિયાના ચાલતા ઘણા નશાઓમાં તમાકુનું વ્યસન એક રીતે સહુથી વધારે ખરાબ છે. જે કુકર્મ કરવાની હિંમત દારૂ પીવાથી ન આવે તે બીડી પીવાથી આવે છે. દારૂ પીનાર ગાંડો બને છે, જ્યારે બીડી પીનારની અક્કલને ધુમ્મસ ચડે છે ને તેથી તે હવાઈ કિલ્લા બાંધવા મંડે છે. એફિલ ટાવર આવા વ્યસનનું પરિણામ છે એવો ટૉલ્સ્ટૉયનો અભિપ્રાય હતો. ....

## ૨૪

## બારિસ્ટર તો થયા—પણ પછી?

બારિસ્ટર થવા સારુ....એક તો 'ટર્મ' ભરવી, અને બીજું....પરીક્ષા આપવી. 'ટર્મ' ભરવી, એનો અર્થ 'ખાણાં ખાવાં.' ....ખાણામાં સારી સારી વાનીઓ હોય ને પીવામાં સારો ગણાતો દારૂ હોય..... ખાવાના ખર્ચ કરતાં દારૂ પીનારને પીવાનું ખર્ચ વધારે હોય છે એ વાત આપણને હિંદુસ્તાનમાં....આશ્ચર્યજનક લાગે. મને તો વિલાયત જતાં આ જ્ઞાનથી પુષ્કળ આઘાત પહોંચેલો; ને દારૂ પીવાની પાછળ એટલા પૈસા બરબાદ કરતાં લોકોનો જીવ કેમ ચાલતો હશે એ ન સમજાતું.....

વિદ્યાર્થીઓને સારુ એક જાતનું ખાણું ને બેંચરો (વિદ્યામંદિરના વડાઓ)ને સારુ બીજું ને ભારે ખાણું હોય. મારી સાથે એક પારસી વિદ્યાર્થી હતા તે પણ

અન્નાહારી બન્યા હતા. અમે બન્નેએ અન્નાહારના પ્રચારાર્થે બેંચરના ખાણામાંથી અન્નાહારીને ખપતા પદાર્થોની [ માગણી ] કરી, તે મજૂર થઈ, એટલે અમને બેંચરના ટેબલ ઉપરથી ફળાદિ ને શાક મળવા લાગ્યાં.

દારૂ તો મને ન ખપે. ચાર જણ વચ્ચે દારૂની બે બાટલીઓ મળે. એટલે મારી માગણી ઘણી ચોકડીઓમાં થાય હું ન પીઉં એટલે બાકીના ત્રણ વચ્ચે બે બોટલ ઊડે ના!

આ ખાણાંપીણાંથી બારિસ્ટરીમાં શો વધારો થઈ શકે એ હુ ન ત્યારે જોઈ શક્યો, ન પાછળથી ....

કાયદાનો અભ્યાસ સહેલો હતો. બારિસ્ટરો વિનોદમાં 'ડિનર ( ખાણાના ) બારિસ્ટર' તરીકે જ ગણાતા. સહુ જાણતા કે પરીક્ષાની કિંમત નહિ જેવી હતી પુસ્તકો તો ભાગ્યે જ કોઈ વાંચે. રોમન લૉને સારુ નાની નોંધો લખાયેલી તે ૧૫ દિવસમાં વાંચીને પાસ થનારને મેં જોયેલા... પરીક્ષકો [ પણ ] ઉદાર રોમન લૉમાં પાસના ૯૫ થી ૯૯ ટકા ને છેલ્લી પરીક્ષામાં ૭૫ [ કે ] તેથી [ વધારે ]. વળી પરીક્ષા વર્ષમાં ૧ નહિ પણ ૪..

પરીક્ષાઓ પસાર કરી. ૧૮૯૧ની ૧૦મી જૂને હુ બારિસ્ટર કહેવાયો, ૧૧મીએ ઇંગ્લંડની હાઇકોર્ટમાં રા શિલિંગ આપી નામ નોંધાવ્યું, ૧૨મી જૂને હિંદુસ્તાન તરફ પાછો વળ્યો.

## ૨૫

## મારી મૂંઝવણ

કાયદાઓ વાંચ્યા પણ વકીલાત કરવાનું ન શીખ્યો. વળી હિંદુસ્તાનના કાયદાનું તો વાંચેલા કાયદામાં નામ સરખુયે નહોતું. હુ તો ખૂબ મૂઝાયો .

મારી મુશ્કેલીઓ મિત્રોને જણાવી. તેમણે દાદાભાઈની સલાહ લેવા સૂચવ્યુ એવા મહાન પુરુષને મળવા જવાનો મને શો અધિકાર ' તેમનું ભાષણ હોય તો સાંભળવા જાઉં ને એક ખૂણે બેસી આંખ ને કાનને તૃપ્ત કરી ચાલ્યો આવું. તેમણે વિદ્યાર્થીઓના સમાગમમાં આવવા સારુ મંડળ પણ સ્થાપ્યૂ હતું, તેમાં હું હાજરી ભરતો દાદાભાઈની વિદ્યાર્થીઓ પ્રત્યેની કાળજી તેમ જ વિદ્યાર્થીઓનો તેમના પ્રત્યેનો આદર જોઈ હુ આનંદ પામતો.

[ વળી કોઈએ ] મિ. પિકટને મળવાની મને સૂચના કરી... તેથી તેમને ચિઠ્ઠી લખી મેં મળવાનો વખત માગ્યો, તે તેમણે આપ્યો. તેમને મળ્યો. મિત્રની જેમ તેઓ મને મળ્યા, મારી નિરાશાને હસી કાઢી ને કહ્યુ: 'ફિરોઝશાહ એકએ જ હોય. તુ ખચીત માનજે કે સામાન્ય વકીલ થવામાં ભારે હોશિયારીની જરૂર નથી હોતી. સામાન્ય પ્રમાણિકતાથી ને ખતથી મનુષ્ય વકીલાતનો ધંધો સુખેથી ચલાવી શકે બધા કેસોમાં આંટીઘૂંટી ન હોય. વારુ, તારુ સામાન્ય વાચન શુ છે?'

મેં વાત કરી એટલે તેઓ બોલ્યા:

'તારુ સામાન્ય વાચન [ઓછુ] છે. તને દુનિયાનું જ્ઞાન નથી. વકીલને તે વિના ન ચાલે. વકીલને મનુષ્યસ્વભાવની ખબર હોવી જોઈએ. તેને ચહેરા ઉપરથી

માણસને ઓળખતાં આવડવું જોઈએ. વળી દરેક હિન્દીને હિંદના ઇતિહાસનું પણ ભાન હોવું જોઈએ....કે અને મૅલેસનનું ૧૮૫૭ના બળવાનું પુસ્તક તો તુરત જ વાંચી જજે.'

મેં આ બુજરગ મિત્રનો ખૂબ આભાર માન્યો.....તેમના હસમુખો ઉદાર ચહેરો યાદ રહી ગયો.

## ૨૬

## રાયચંદભાઈ

હું મુંબઈને બંદરે 'આસામ' સ્ટીમરમાંથી ઊતર્યો.....

માનાં દર્શન કરવા હું અધીરો થઈ રહ્યો હતો. અમે ગોદીમાં પહોંચ્યા ત્યારે મારા મોટા ભાઈ હાજર જ હતા..... ડા.મહેતાનો આગ્રહ મને પોતાને ત્યાં જ ઉતારવાનો હતો, એટલે મને ત્યાં જ લઈ ગયા....

માતાના સ્વર્ગવાસ વિષે હું કંઈ નહોતો જાણતો. ઘેર પહોંચ્યા પછી તે ખબર મને આપ્યા ને સ્નાન કરાવ્યું. મને આ ખબર વિલાયતમાં જ મળી શકત; પણ આઘાત ઓછો કરવાને ખાતર મુંબઈ પહોંચું ત્યાં લગી ખબર ન જ આપવા એવો નિશ્ચય મોટા ભાઈએ કરી લીધો હતો..... પિતાના મૃત્યુથી ....પહોંચ્યો હતો તેના કરતાં આ મૃત્યુના ખબરથી મને બહુ વધારે આઘાત પહોંચ્યો. મારી ઘણી ધારેલી મુરાદો બરબાદ ગઈ. પણ....આ સમાચાર સાંભળી હું પોકે પોકે નહોતો રોયો, આંસુને લગભગ ખાળી શક્યો હતો; ને જાણે માતાનું મૃત્યુ થયું જ નથી એમ વ્યવહાર શરૂ કર્યો.

ડા.મહેતાએ તેમને ઘેર ઓળખાણો કરાવી. તેમાંની એક નોંધ્યા વિના ન જ ચાલે. તેમના ભાઈ રેવાશંકર જગજીવનની સાથે તો જન્મની ગાંઠ બંધાઈ. પણ હું જેમની વાત કરવા ઇચ્છું છું તે તો રાયચંદભાઈ. એ ડાક્ટરના મોટા ભાઈના જમાઈ હતા ને રેવાશંકર જગજીવનની પેઢીના ભાગીદાર ને કર્તા હર્તા હતા.....તે ચારિત્રવાન અને જ્ઞાની હતા એ તો હું પહેલી જ મુલાકાતે જોઈ શક્યો. તે શતાવધાની ગણાતા, પણ આ શક્તિ ઉપર હું મુગ્ધ ન થયો. જેના ઉપર હું મુગ્ધ થયો તે વસ્તુનો પરિચય મને પાછળથી થયો. એ હતું તેમનું બહોળું શાસ્ત્રજ્ઞાન, શુદ્ધ ચારિત્ર અને આત્મદર્શન કરવાની ભારે ધગશ.

'હસતાં રમતાં પ્રગટ હરિ દેખું રે,
મારું જીવ્યું સફળ તવ લેખું રે,'

એ મુક્તાનંદનું વચન તેમને મોઢે તો હતું જ, પણ તે તેમના હૃદયમાંયે અંકિત હતું.

પોતે હજારોના વેપાર ખેડતા, હીરામોતીની પારખ કરતા....પણ એ વસ્તુ તેમનો વિષય નહોતો; તેમનો વિષય, તેમનો પુરુષાર્થ તો હરિદર્શન હતો.....પેઢી ઉપર બીજું હોય યા ન હોય, પણ કોઈ ને કોઈ ધર્મપુસ્તક અને નોંધપોથી હોય જ. વેપારની વાત પૂરી થઈ કે પુસ્તક ઊઘડે અથવા પેલી નોંધપોથી ઊઘડે. લાખોના સોદાની વાત કરી લઈને તરત જ મનુષ્ય આત્મજ્ઞાનની ગૂઢ વાતો લખવા બેસી જાય તેની જાત

વેપારીની નહિ પણ શુદ્ધ જ્ઞાનીની છે..... મેં તેમને કદી મૂર્છિત સ્થિતિમાં નથી જોયા.....જ્યારે હું તેમની દુકાને પહોંચું ત્યારે મારી સાથે ધર્મવાર્તા સિવાય બીજી વાતો ન જ કરે....ઘણા ધર્માચાર્યોના પ્રસંગમાં હું ત્યાર પછી આવ્યો છું....પણ જે છાપ મારા ઉપર રાયચંદભાઈએ પાડી તે બીજા કોઈ નથી પાડી શક્યા..... આથી મારી આધ્યાત્મિક ભીડમાં હું તેમનો [આશરો] લેતો.

છતાં તેમને હું મારા ધર્મગુરુ તરીકે હૃદયમાં સ્થાન ન આપી શક્યો. મારી એ શોધ આજ પણ ચાલુ છે.

....ગુરુ વિના જ્ઞાન ન હોય એ વાક્ય ઘણે અંશે સાચું છે, પણ ગુરુપદ તો સંપૂર્ણ જ્ઞાનીને જ અપાય. ગુરુની શોધમાં જ સફળતા રહેલી છે, કેમ કે શિષ્યની યોગ્યતા પ્રમાણે જ ગુરુ મળે છે. યોગ્યતાપ્રાપ્તિને સારુ સંપૂર્ણ પ્રયત્નનો સાધકને અધિકાર છે; પ્રયત્નનું ફળ ઈશ્વરાધીન છે.

....મારા જીવન ઉપર ઊંડી છાપ પાડનાર આધુનિક મનુષ્યો ત્રણ છે; રાયચંદભાઈએ તેમના જીવંત સંસર્ગથી, ટોલ્સ્ટોયે તેમના '[સ્વર્ગ] તારા હૃદયમાં છે' નામના પુસ્તકથી ને રસ્કિને 'અંટુ ધિસ લાસ્ટ' [સર્વોદય] નામના પુસ્તકથી મને ચકિત કર્યો. પણ આ પ્રસંગો તે તે સ્થાને ચર્ચાશે.

૨૭

## સંસારપ્રવેશ

....જ્ઞાતિનો ઝઘડો ઊભો જ હતો. બે ત[illegible] ગયા હતા. એક પક્ષે મને તુરત નાતમાં લઈ લીધો. [અને] સંતોષના ખાતર રાજકોટ લઈ જતા પહેલાં મોટાભાઈ મને નાસિક લઈ ગયા, ત્યાં ગંગાસ્નાન કરાવ્યું; ને રાજકોટમાં પહોંચતાં નાત જમાડી. પણ આમાં મને રસ ન પડ્યો.

જે તડથી હું બહાર રહ્યો તેના નિર્ણયને હું સંપૂર્ણ માન આપતો. સાસરે કે બહેનને ત્યાં પાણી યે ન પીતો. તેઓ છૂપી રીતે પાવા તૈયાર થાય, પણ જે વસ્તુ જાહેરમાં ન કરાય તે છૂપી રીતે [કરતાં] મારું મન જ [ન વધે].

પરિણામ એ આવ્યું કે નાત તરફથી મને કશો ઉપદ્રવ ન થયો; એટલું જ નહિ પણ [બહિષ્કારીઓએ] મને મારા કાર્યમાં મદદ પણ કરી છે. આ [સારા પ્રતાપ] કેવળ અપ્રતિકારના છે.....

સ્ત્રી સાથેનો સંબંધ હજુ હું ઇચ્છું તેવો ન થયો.....દરેક વાતમાં મારો વહેમ જારી રહ્યો.. . એક સમય તો એવો આવ્યો કે મેં તેને પિયર જ મોકલી દીધી, અને અત્યંત કષ્ટ આપ્યા પછી ફરી સાથે રહેવા દેવાનું કબૂલ કર્યું. આમાં કેવળ મારી નાદાની જ હતી.

[ઘરનાં છોકરાંને] કસરત કરાવવી, તેમને મજબૂત કરવાં ને મારો સહવાસ આપવો એમ ધારણા હતી; તેમાં હું થોડે ઘણે અંશે સફળતા મેળવી શક્યો. છોકરાંનો સમાગમ મને બહુ પ્રિય લાગ્યો ને તેમની સાથે વિનોદ કરવાની ટેવ આજ લગી રહી ગયેલી છે. છોકરાંના શિક્ષક તરીકે હું શોભી શકું એવું કામ કરું એમ મને ત્યારથી જ લાગેલું.....

મિત્રવર્ગની સલાહ એમ પડી કે મારે થોડો વખત મુંબઈ જઈ હાઈકોર્ટનો અનુભવ લેવો તથા હિંદુસ્તાનના કાયદાનો અભ્યાસ કરવો, ને કંઈ વકીલાત મળે તો મેળવવા કોશિશ કરવી. હું મુંબઈ જવા ઊપડ્યો.

ત્યાં ઘર માંડ્યું. જેનું 'સંધ્યાતર્પણ સાંકડું, ને કોઠાણ 'ખટકર્મ' હતાં, એટલું જ નહિ, પણ જેને રાંધતાં યે ન આવડે એવો રવિશંકર નામે રસોઈઓ રાખ્યો. અરધું રવિશંકર રાંધે ને અરધું હું. વિલાયતના અન્નાહારી ખોરાકના અખતરા અહીં ચલાવ્યા. ....

પણ મારાથી ચારપાંચ માસથી વધારે મુંબઈમાં રહેવાય તેમ હતું જ નહિ, કેમ કે ખર્ચ વધતું જાય, ને આવક કંઈ જ ન મળે.

૨૮

## પહેલો કેસ

મુંબઈમાં એક તરફથી કાયદાનો અભ્યાસ શરૂ થયો. બીજી તરફથી ખોરાકના અખતરા, અને તેમાં મારી સાથે વીરચંદ ગાંધી જોડાયા. ત્રીજી તરફથી ભાઈનો પ્રયાસ મારે સારુ કેસ શોધવાનો શરૂ થયો.

કાયદાની ચોપડીઓ વાંચી. પણ કેસ ચલાવવાની હિમ્મત ન આવી.

એટલામાં મમીબાઈનો કેસ મારે નસીબે આવ્યો, પણ દલાલને કમિશન ન જ આપ્યું. કેસ સહેલો હતો ને એક દિવસથી વધારે ચાલે તેમ નહોતું.

....હું પ્રતિવાદી તરફથી હતો, એટલે મારે ઊલટતપાસ કરવાની હતી. હું ઊભો તો થયો, પણ પગ ધ્રૂજે, માથું ફરે.... સવાલ પૂછવાનું સૂઝે જ નહિ.....

હું બેઠો, દલાલને કહ્યું, 'મારાથી આ કેસ નહિ ચલાવાય, પટેલને રોકો. મને આપેલી ફી પાછી લો.'

હું નાઠો, શરમાયો. પૂરી હિમ્મત ન આવે ત્યાં લગી કેસ ન લેવાનો નિશ્ચય કર્યો, ને દક્ષિણ આફ્રિકા ગયો ત્યાં લગી કોર્ટમાં ન જ ગયો. નહિ તો પણ હારવાને સારુ પોતાનો કેસ મને આપવા કોણ નવરું હોય?

પણ હજી એક બીજો કેસ મુંબઈમાં મળવાનો હતો ખરો.....એક ગરીબ મુસલમાનની જમીન પોરબંદરમાં જપ્ત થઈ હતી. તેની અરજી મેં ઘડી. મિત્રવર્ગને વંચાવી. તે અરજી પાસ થઈ ને મને કંઈક વિશ્વાસ બેઠો કે હું અરજી ઘડવા જેટલો લાયક હોઈશ,–હતો પણ ખરો. ....

મેં ધાર્યું કે હું શિક્ષકનું કામ કરી શકું ખરો. એટલે એક હાઈસ્કૂલમાં મેં અરજી કરી. પણ જ્યારે આચાર્યે જાણ્યું કે હું બી. એ. નથી ત્યારે દિલગીરીની સાથે અરજી નામંજૂર કરી.....

મારા હાથ હેઠા પડ્યા. મોટા ભાઈ પણ ચિંતામાં પડ્યા. અમે વિચાર્યું કે મુંબઈમાં વધારે કાળ ગાળવો નિરર્થક છે, ને મારે રાજકોટમાં જ સ્થિર થવું. એટલે મુંબઈનું ઘર....છએક માસના વસવાટ પછી ઉઠાવ્યું.

મુંબઈમાં રહ્યો તે દરમ્યાન હાઈકોર્ટમાં હું રોજ જતો, પણ ત્યાં કંઈ ન શીખ્યો.

....કેટલીક વેળા તો કેસમાં સમજ ન પડે ને રસ ન પડે ત્યાં ઝોલાં પણ ખાતો....

[આ સમયનો] એક નાનો સરખો અનુભવ અહીં ટાંકુ છું:

ગિરગામમાં મકાન હતું, છતાં હું જવલ્લે જ ગાડીભાડું ખરચતો; ટ્રામમાં પણ ભાગ્યે જ બેસતો. ગિરગામથી ઘણે ભાગે નિયમસર ચાલીને જ જતો, તેમાં ખાસી ૪૫ મિનિટ લાગતી; ને ઘેર પાછો તો અચૂક ચાલીને જ આવતો. દિવસના તડકો લાગે તે સહન કરવાની શક્તિ કેળવી લીધી હતી. આથી મેં ઠીક પૈસા બચાવ્યા, ને મુંબઈમાં મારા સાથીઓ માંદા પડતા ત્યારે હું એક પણ દહાડો માંદો પડ્યો હોઉં એમ મને સ્મરણ નથી. જ્યારે હું કમાતો થયો ત્યારે પણ આમ ઑફિસે ચાલીને જવાની ટેવ મેં છેવટ લગી કાયમ રાખી. આનો લાભ હું આજ લગી ઉઠાવી રહ્યો છુ.

૨૯

## પહેલો આઘાત

મુંબઈથી નિરાશ થઈ રાજકોટ ગયો. નોખી ઑફીસ ખોલી. કંઈક ગાડુ ચાલ્યું.....

મુંબઈમાં કમિશન નહિ આપવાની મારી ટેક હતી તે અહીં તૂટી ગણાય.... મુંબઈમાં મારે કેવળ દલાલને પૈસા આપવાની વાત હતી; અહીં વકીલને. મારા ભાઈની [નિરુત્તર દલીલ આમ હતી] 'હું બીજા વકીલનો ભાગીદાર " [અમારા કેસ　　આપવાની] વૃત્તિ તો રહે જ. પણ જો તું તારી ફીનો ભાગ મારા ભાગીદારને ન આપે તો મારી સ્થિતિ કેવી કફોડી થાય! આપણે સાથે રહીએ, એટલે તારી ફીનો લાભ મને તો મળે જ, પણ મારા ભાગીદારને! અને જો તેજ કેસ તે બીજી જગ્યાએ આપે તો તેને ભાગ મળે જ.' આ દલીલથી હું ભોળવાયો.. .મારા મનને છેતર્યું પણ આ સિવાય બીજા કોઈ પણ કેસમાં મેં કમિશન આપ્યાનું મને સ્મરણ નથી.

પણ જિંદગીનો પહેલો આઘાત આ અરસામાં મળ્યો.

પોરબંદરના માજી રાણાસાહેબને ગાદી મળી તે પૂર્વે મારા ભાઈ તેમના મંત્રી.... હતા. ત્યારે તેમણે રાણાસાહેબને ખોટી સલાહ આપ્યાનું તહોમત તેમના ઉપર હતું. આ ફરિયાદ પોલિટિકલ એજન્ટને મળેલી. એજન્ટને હુ વિલાયત મળેલો. ત્યાં તેમણે મારી મૈત્રી ઠીક કરી કહેવાય. ભાઈએ વિચાર્યું કે મારે એજંટને બે શબ્દો કહેવા ને તેમની ઉપર જે ખરાબ અસર પડી હોય તે ભૂંસવા પ્રયત્ન કરવો. મને આ વાત જરાયે પસંદ ન પડી, પણ ભાઈનું મોં ન મૂકી શક્યો, ને મારી મરજી વિરુદ્ધ હું ગયો. જૂની ઓળખાણ કાઢી ને મારું પ્રકરણ ઉખેળ્યું.

'તારા ભાઈ ખટપટી છે, તારું વધારે મારે નથી સાંભળવું,' આમ અમલદારે કહ્યું, તો ય હુ તો મારું પ્રકરણ ચલાવી રહ્યો હતો. સાહેબ ઊઠ્યા. 'હવે તમારે જવું જોઈએ.'

'પણ મારું　ન તો પૂરી સાંભળો.'

'પટાવાળા, ઇસકો દરવાજા બતાઓ.'

પટાવાળાએ મને હાથ લગાડ્યો ને મને દરવાજાની બહાર કાઢ્યો.

હું અકળાયો, મેં તો ચિઠ્ઠી ઘસડી: 'તમે મારું અપમાન કર્યું છે, પટાવાળાની મારફતે મારી ઉપર હુમલો કર્યો છે. તમે માફી નહિ માગો તો રીતસર ફરિયાદ કરીશ.' ચિઠ્ઠીનો જવાબ આમ આવ્યો:

'તમે મારા તરફ અસભ્યપણે વર્ત્યા, ને જવાનું કહ્યા છતાં ન ગયા, તેથી મેં જરૂર પટાવાળાને તમને દરવાજો બતાવવા કહ્યું. અને એના કહેવા છતાં તમે કચેરી ન છોડી, એટલે એણે તમને કચેરી બહાર કાઢવા પૂરતું બળ વાપર્યું. જે પગલાં લેવાં હોય તે લેવા તમે છૂટા છો.'

જવાબ ખિસ્સામાં મેલી ભોંઠો પડી હું ઘેર આવ્યો.....આ સમયે સર ફિરોઝશાહ મહેતા પોતાના કોઈક કેસ અંગે રાજકોટમાં હતા; તેમની સલાહ પુછાવી. 'આવા કિસ્સા તો બધા વકીલબારિસ્ટરના અનુભવમાં આવ્યા હશે. તું નવોસવો છે. તને હજુ વિલાયતની ખુમારી છે.....જો તારે સુખેથી બેસવું હોય ને બે પૈસા કમાવા હોય તો તને મળેલી ચિઠ્ઠી ફાડી નાખ ને અપમાન ગળી જા. કેસ કરવામાં તને દોકડો નહિ મળે ને તું ખુવાર થશે.'

આ શિખામણ કડવી ઝેર જેવી લાગી... પણ તે કડવો ઘૂંટડો ગળ્યે ઉતાર્યે છૂટકો હતો. અપમાન ભૂલ્યો નહિ પણ તેનો સદુપયોગ કર્યો. 'આવી સ્થિતિમાં ફરી ન મુકાઉં, કોઈની સિફારસ આમ નહિ કરું,' આ નિયમનો કદી ભંગ નથી કર્યો. આ આઘાતે મારી જિંદગીનું સુકાન બદલ્યું.

## ૩૦

## દક્ષિણ આફ્રિકાની તૈયારી

આ અમલદારની કોર્ટમાં મારું ઘણું કામ તો હોય. ખુશામત કરવાનું મારાથી બને તેમ નહોતું.....ફરિયાદની ધમકી મોકલીને ફરિયાદ ન કરું...એ પણ મને ન ગમ્યું.

દરમ્યાન કાઠિયાવાડની ખટપટનો પણ મને અનુભવ મળ્યો.....રાજ્યો વચ્ચે ઝીણી ખટપટ, હોદ્દા જમાવવા સારુ ખટપટ, રાજાના કાચા કાન, રાજા પરવશ, સાહેબોના પટાવાળાની ખુશામત; શિરસ્તેદાર એટલે દોઢ સાહેબ, કેમ કે સાહેબ એની આંખે જ જુએ.....

આ વાતાવરણ મને ઝેર સમાન લાગ્યું.

હું ઉદાસીન બન્યો.....ક્યાંક નોકરી લઈને બેસું તો ખટપટથી મુક્ત રહી શકું. પણ ખટપટ વિના નોકરી ક્યાંથી મળે?

વકીલાત કરતાં સાહેબની સાથેનો ઝઘડો વચ્ચે આવતો હતો.'

હું અકળાયો. દરમ્યાન ભાઈની પાસે પોરબંદરની એક મેમણ પેઢીનું કહેણ આવ્યું: 'અમારો વેપાર દક્ષિણ આફ્રિકામાં છે. અમારો એક મોટો કેસ ચાલે છે. અમારી પાસે સારા વકીલબારિસ્ટરો છે. તમારા ભાઈને મોકલો તો તે અમને મદદ કરે ને તેને પણ કંઈક મદદ મળે. તે અમારો કેસ

અમારા વકીલને સારી રીતે સમજાવી શકશે. વળી તે નવો મુલક જોશે ને નવા માણસોની ઓળખાણ કરશે'

ભાઈએ મને વાત કરી. હું લલચાયો દાદા અબ્દુલ્લાના ભાગીદાર મારફત શેઠ અબ્દુલ કરીમ ઝવેરીની ભેટ મારા ભાઈએ કરાવી.

મેં પૂછ્યુ 'મારી નોકરી તમે કેટલી મુદત સુધી માગો છો? અને પગાર શુ આપશો?'

'તમારુ કામ એક વર્ષથી વધારે નહિ પડે. તમને આવવા જવાનુ ભાડુ ને રહેવા [જમવાના] ખર્ચ ઉપરાત ૧૦૫ પાઉંડ આપશુ'

આ નોકરી હતી, પણ મારે તો જ્યાં ત્યાંથી હિંદુસ્તાન છોડવુ હતું. 'નવો મુલક જોઉં, નવો અનુભવ મેળવુ, ને ૧૦૫ પાઉંડ ભાઈને મોકલુ,' એમ વિચાર કરી મેં શેઠ અબ્દુલ કરીમની દરખાસ્ત કબૂલ રાખી ને દક્ષિણ આફ્રિકા જવા તૈયાર થયો.

૩૧

## [ પ્રયાણ ]

રાજકોટથી મુબઈ આવ્યો પણ સ્ટીમરમા કૅબિન ખાલી ન મળે અને એ દિવસો મારા પહેલા વર્ગના મુસાફરીના હતા, એટલે મેં ડેકમા જવાની ના પાડી.

હુ સ્ટીમર પર પહોંચ્યો, ને વડા માલમને મળ્યો, ને કહ્યું, 'ત્યારે શુ તમે કોઈ રીતે મારે સારુ જગ્યા ન જ કાઢી શકો?'

માલમ હસ્યો ને બોલ્યો, 'એક ઉપાય છે. મારી કૅબિનમા એક કોચડો ખાલી હોય છે તેમાં અમે ઉતારુને લેતા નથી, પણ તમને હુ જગ્યા આપવા તૈયાર છુ'

હું રાજી થયો માલમનો આભાર માન્યો. ૧૮૯૩ના એપ્રિલ માસમાં હુ દોશભર્યો દક્ષિણ આફ્રિકામાં મારુ નસીબ અજમાવવા ઊપડ્યો •

ઇતિ બાલકાંડ •

★

બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા રહેતા હતા ત્યારે એક વાર અનાથ પિંડિકને તેમણે કહ્યુ 'હે ગૃહપતિ, જો મનુષ્ય ચિત્તનુ રક્ષણ કરે નહિ તો તેનાં કાયકર્મ, વાક્કર્મ માનસિક કર્મ અરક્ષિત રહે છે, અને તેથી તેના આ ત્રણે કર્મો વિકારવશ થાય છે, એટલુ જ નહિ પણ ધીરેધીરે તેના કાયા, વાચા અને મન એ ત્રણે બગડતા જાય છે, અને તેને મરણ પણ સુખે આવતુ નથી એકાદ ઘરનુ છાપરું જો ખરાબ હોય તો તે ઘરની ભીંત વગેરે સર્વ કંઈ અરક્ષિત રહે છે અને ધીમેધીમે આખુ ઘર કોહણુ થઈ જમીનદોસ્ત થઈ જાય છે, તે પ્રમાણે હે ગૃહપતિ! જો એક ચિત્તને સભાળીએ નહિ તો મનુષ્યનાં કર્મો વિકૃત બની જઈ તેનુ અન્તત અનિષ્ઠ પરિણામ આવે છે. તે જ ચિત્તને જો સંભાળવામા આવે તો સર્વ કર્મ સુરક્ષિત થાય છે, અને તેને લીધે મનુષ્ય સુખેથી મરી શકે છે ઘરનુ છાપરું જો સુરક્ષિત હોય તો ભીંત વગેરે સર્વ કંઈ સુરક્ષિત રહે, તેમ મનુષ્યનુ ચિત્ત સુરક્ષિત હોય તો તેના સર્વ કાર્યો સુરક્ષિત રહે છે

યથાગાર દુચ્છન્ન વુટ્ઠિ સમતિ વિજ્ઝતિ, એવં અભાવિત ચિત્તં રાગો સમતિ વિજ્ઝતિ ।
યથાગાર સુચ્છન્ન વુટ્ઠિ ન સમતિ વિજ્ઝતિ, એવં સુભાવિત ચિત્ત રાગો ન સમતિ વિજ્ઝતિ ॥

ધમ્મપદ

# ધી એપોલો મિલ્સ, લિ૦

તેના

## અપૂર્વ, મજબૂત અને ટકાઉ હેવાઈ

## ક્લોથ, ચાદરો અને ડ્રીલ

## માટે પ્રખ્યાત છે.

**એજન્ટો:**

ધી રાજપુતાના ટેક્સ્ટાઇલ્સ (એજન્સી) લિ૦

સ્ટેંડર્ડ બીલ્ડિંગ, ૩૪૯ હોર્નબી રોડ, કોટ–મુંબઈ

**મેનેજિંગ ડાયરેક્ટર:**

ગોકલચંદ દ્વારકાદાસ મોરારકા

# ભારતના રાષ્ટ્રીય વહાણવટાનું

## યશસ્વી પ્રતીક

માલ અને ઉતારૂઓના બૂકિંગ માટે તેમજ સ્ટીમરો ઊપડવાની તારીખો વગેરે માટે સિંધિયા હાઉસ, ડગલ રોડ, બેલાર્ડ એસ્ટેટ, ફોર્ટ, મુંબઈ ખાતે પૂછપરછ કરો અથવા ફોન કરોઃ—



બી. એસ. એન., આઈ. સી. એન., આર. એસ. એન., ઈ. એસ. એન., — કોકણ, કરાંચી અને કિનારાની સર્વિસ — ટે. નં. ૨૫૦૬૧-૪ લાઈન



સિંધિયાઃ ટે. નં. ૩૦૦૭૫-૬ લાઈન



ફ્રેઈટ બ્રોકર્સઃ—



પીતાંબર એન્ડ કંપની. ટે. નં. ૨૪૦૬૬
કાનજી જાદવજી એન્ડ કું. ટે. નં. ૨૫૭૪૪



એસોસીએટેડ કુંપનીઓ



બંગાલ બર્મા સ્ટીમ નેવી. કું. લિ૦
ઇન્ડિયન કોઓપરેટિવ નેવી. એન્ડ ટ્રે. કું. લિ૦
રત્નાકર સ્ટીમ નેવિગેશન કું. લિ૦
ધી હજ લાઈન લિ૦
ધી બોમ્બે સ્ટીમ નેવિગેશન કું. લિ૦
ધી ઇસ્ટર્ન સ્ટીમ નેવિગેશન કું. લિ૦
ધી એર સર્વિસ ઓફ ઇન્ડિયા લિ૦



સુંદર કાપડની અનેક જાતો
જેવી
શર્ટીંગ, પોપલીન, સાડી, ધોતી, મલમલ, વોયલ, દોરિયા
સુંદર, આકર્ષક, ટકાઉ અને છેલ્લી ઢબનું,
સમાજના સઘળા વર્ગને પોસાય તેવું,
કાપડ
શ્રી વિવેકાનંદ મિલ્સ લિ૦
ગોમતીપુર. અમદાવાદ

## યુક્તિબાજ શેઠ

એક શેઠ ભારે શ્રીમાન હતા, પરંતુ બહુ લોભી યે એટલા હતા. તેનું કોઈ સગું-વહાલું ન હતું. ઘરમાં આવતા ગોર મહારાજ પર, એક વિશ્વાસુ નોકર પર અને એક હજામ પર—એ ત્રણ ઉપર જ તેમને ભરોસો હોવાથી શેઠને ત્યાં માત્ર આ ત્રણ જ આવતા જતા હતા. ગોરે વિચાર્યું કે 'શેઠ દાનધર્મ કાંઈ કરતો નથી; તેથી મરશે ત્યારે તેનું બધું સરકાર ખાઈ જશે; આપણને કોઈ કંઈ આપવાનું નથી.' એથી તેણે શેઠનો ઘાટ ઘડવાનો વિચાર કર્યો. નોકરને સમજાવ્યો, કે 'આમ છે, માટે શેઠને ઠેકાણે કરી માલ-મલકત વહેંચી લઈએ.' નોકર બોલ્યો: 'મેં એનું અન્ન ખાધું છે, તેથી હું જાતે એને મારીશ નહિ, તમારે ફાવે તેમ કરો, હું અનુકૂળ છું.' ત્યારે ગોર મહારાજે હજામને સમજાવી પક્ષમાં લીધો. અંતે દિવસ નક્કી કર્યો. તે રાત્રે હજામ અને ગોર બંને આવ્યા. નોકરે બારણાં ઉઘાડ્યાં; બંને અંદર ગયા. ત્રણે જણા ધીમેધીમે વાત કરવા લાગ્યા. ઉપલે માળે શેઠ સૂતા હતા. શેઠ વૃદ્ધ હોવાથી નિદ્રા તો થોડી જ હોય. તેથી તેણે ગડબડ સાંભળી, પણ તે મુખ પર ધોતિયું ઓઢી સૂઈ રહ્યા. તેમાંથી જોયું તો પેલા ત્રણે જણ માળ પર આવ્યા. શેઠ તરત ચેતી ગયા, અને તરત ઊઠી બેઠા થયા અને બોલ્યા: "બહુ સારું થયું કે તમે આવ્યા. ચાર દિવસથી મને વિચાર થાય છે, કે 'લોકો ખાઈ જશે' એટલે સવારમાં તમને જ બધું ધન સોંપી દેવાનું મેં નક્કી કર્યું હતું પણ એટલામાં તો તમે આવ્યા." પછી ગોરને કહ્યું, કે "તમે તો પુરોહિત જ

છો, દાન લેવાને લાયક છો. આ મારો નોકર ખાસ છે અને આ તો અસલ દાદાના વખતથી ઘરનો જ હજામ છે; માટે હવે હું આ ઘર ઉપર તુલસીપત્ર મૂકી જાઉં છું; તમે ત્રણે વહેંચી લેજો. જાવ, તુલસી લાવો." પેલો નોકર વાડીમાં તુલસી લેવા ગયો; ત્યા બે રહ્યા; તેમને શેઠે સમજાવ્યા કે "નોકર લુચ્ચો છે; એવા એ ઠગ ચાકરડાને સાથે સેળવી મોટી રકમ તમે શા માટે ગુમાવો છો? તમે બે વહેંચી લો." લોભને વશ બની તે બંને સમજ્યા કે 'ઠીક છે,' તેથી શેઠના કહેવાથી હજામ પાછલું બારણું બંધ કરી આવ્યો. પછી શેઠ બોલ્યાઃ 'તુલસીનું શું કામ છે? ઠાકોરજીના મંદિરમાં કલશ છે તે લાવો. પાણી મૂકું તે યે બસ છે.' તે સાંભળી ગોર પાણી લેવા ગયા, એટલે હજામને કહ્યું, કે 'મારે તો બધું તને જ આપવું છે; બ્રાહ્મણ ઠગ છે, માટે જા, દેવમંદિરનું દ્વાર બંધ કરી આવ.' હજામે તેમ કર્યું, એટલે તરત શેઠે કૂંચી હજામને સોંપી દીધી, દ્રવ્ય બતાવ્યું અને છેવટે તેને તિજોરીની ઓરડીમાં લઈ જઈ તેની પાસે પટારામાંથી થેલીઓ કઢાવવા તેને પટારામાં ઉતાર્યો. તે હજામ નીચો વળી થેલીઓ કાઢવા લાગ્યો, ત્યારે તક જોઈ શેઠે તરત પટારો બંધ કરી તાળું મારી ઓરડી પણ બંધ કરી દીધી. એક બારણેથી પેલો મહારાજ અને બીજી ઓરડીમાંથી નોકર તથા પટારામાંથી હજામ બૂમ પાડતા રહ્યા પણ શેઠ તો નિરાંતે સૂઈ જ રહ્યા!

★


## સમાજના સર્વ વર્ગો માટે

❁ સુંદર સાડી　　❁ મુલાયમ મલમલ
❁ ટકાઉ ધોતી　　❁ તરેહવાર દોરિયા

સુંદર વણાટ, વિધવિધ કિનારો, આકર્ષક ડીઝાઈનો
અનેકવિધ રંગો વગેરે

સુંદર કાપડ

## શ્રી રામકૃષ્ણ મિલ્સ લિ.

ગોમતીપુર, અમદાવાદ

ધી જયભારત ઇન્શ્યુરન્સ કં. ની. લિ.

૨૨, એપોલો સ્ટ્રીટ, મુંબઈ–૧.

જિંદગી, આગ, દરિયાઈ, મોટર, ઇત્યાદિ

| | |
|---|---|
| સત્તાવાર થાપણ ... ... ... | રૂા. ૧,૦૦,૦૦,૦૦૦ |
| ઉઘરાવેલી અને ભરાયેલી થાપણ ... | રૂા. ૫૦,૦૦,૦૦૦ |
| ભરપાઈ થયેલી થાપણ ... ... | રૂા. ૨૫,૦૦,૦૦૦ |
| ૩૦–૧૨–'૪૬ના રોજ અસ્કયામત થાપણ | રૂા. ૪૯,૪૧,૦૦૦ |

ચેરમેન:—

**શ્રી. નરોત્તમચંદ્ર મફતલાલ**

મેનેજિંગ ડાયરેક્ટર:—**શ્રી. લક્ષ્મીદાસ પી. ગોકળદાસ**

જનરલ મેનેજર:—**શ્રી. જે. પી. લાલવાણી**

જિંદગી અને બીજાં ખાતાંઓમાં ચમત્કારિક પ્રગતિ

જિંદગીના વીમાનું કામ સને ૧૯૪૬માં રૂા. ૫૦,૦૦,૦૦૦ ઉપરાંતનું થયું છે. જે ૧૯૪૫ કરતાં ૭૨ ટકા જેટલો વધારો બતાવે છે.

શાખાઓ: મદ્રાસ, કરાંચી, કલકત્તા, અમદાવાદ, દિલ્હી, લાહોર અને લખનૌ.

## સાચી પરીક્ષા

રાજા ભોજ પણ મહાબુદ્ધિશાળી હતો. વખતોવખત પોતાના પંડિતોની એ પરીક્ષા કર્યા કરતો. એમાં દરેકે દરેક પંડિતને પોતાની બુદ્ધિ લડાવવી પડતી. રાજા કોયડા તો એવા રજૂ કરતો કે ભલભલાને વિચાર કરતા કરી દે.

પહેલેથી કરી રાખેલ યોજના પ્રમાણે, એક વેળા એક માળી જેવો માણસ દરબારમાં દાખલ થયો. સભામાં પૂરેપૂરો રંગ જામ્યો હતો. એટલામાં તે આવ્યો ને એક બાજુ ઊભો રહ્યો. એના હાથમાં ફૂલની બે કલગી હતી, એક સાચી ને એક બનાવટી. પાસે જઈ જોયા વિના, સૂંઘ્યા વિના કે હાથમાં તપાસ્યા વિના સાચાખોટાની પરીક્ષા કરવાનું રાજાએ સઘળા પંડિતો ને દરબારીઓને જણાવ્યું.

બધા વિચારમાં પડી ગયા. સ્થાન પરથી ઊઠવાનું નહોતું ને કોયડો ઉકેલવાનો હતો. અંતે બધાની નજર કાલિદાસ તરફ વળી. એના વિના બધા લાચાર બની ગયા હતા. કાલિદાસે સહજ ભાવે જ કહ્યું:

'ભાઈ, જરા બરાબર દેખાય માટે આસપાસની આ બારી ખોલી નાખો તો જવાબ આપી શકાય.'

બારી ખોલવામાં આવી એટલે બહારથી ઊડતી માખીઓ દરબારમાં દાખલ થઈ. અને સાચી કલગી ઉપર બેઠી.

કાલિદાસે કહ્યું:

'મહારાજ! આ માખી બેઠી એ કલગી સાચાં ને કુદરતી પુષ્પોની ને બીજી છે તે બનાવટી.'

રાજા તો કવિ પર મુગ્ધ થઈ ગયો. દરબારીઓએ કવિનાં ગુણગાન ગાયાં.

*

'જન્મભૂમિ'

[સાંજનું દૈનિક] તંત્રી : અમૃતલાલ શેઠ

'નૂતન ગુજરાત'

[સવારનું દૈનિક] તંત્રી : મોહનલાલ–સોપાન

મહાગુજરાતની જનતાનો અવાજ બધે પહોંચાડતાં
અને સર્વ સમાચારો પૂરાં પાડતાં વર્તમાનપત્રો.

કાર્યાલય : ૧૩૮ મેડોઝ સ્ટ્રીટ : પો. બો. નં. ૬૨

મુંબઈ

## અક્કલની કિંમત

એક રાજાને ત્યાં કોઈ એક માણસે જાતે નિમકહલાલ હોઈ ધણી પાસેથી કાંઈ પણ પગારની આશા રાખ્યા સિવાય ઘણી જ વફાદારીથી રાજ્યવહીવટનું કામ કરવા માંડ્યું. આમ કરતાં ઘણો જ વખત વહી જતાં તેની હોશિયારી ભરેલી નોકરીથી રાજાના મનમાં એવું આવ્યું, કે આ નોકરીની કદર મારે પિછાનવી જોઈએ. એવો દૃઢ નિશ્ચય કરી રાણીને ખાનગીમાં બોલાવી નિશ્ચય જણાવ્યો કે આપણે ત્યાં આ નોકર ઘણા વખતથી તન, મન, ધનથી ને વફાદારીથી બીનપગારે નોકરી કરે છે, તેવા નોકરની કદર કરવાનું કામ આપણું છે. તેની લાયકાત જોઈ હું એવા નિશ્ચય ઉપર આવ્યો છું કેઃ—

'આપણે ત્યાં એક કન્યા સિવાય બીજી સંતતિ નથી. આ વહાલી કન્યા તેને આપવી તથા તમામ રાજ્ય તેને [illegible]સ કરી તેને રાજા કરવો. આ સંબંધમાં આપનો શો વિચાર છે?' રાણ[illegible] [illegible]ન દેવામાં આપનો સ્વતંત્ર હક્ક છે, માટે આપની ઇચ્[illegible] પ્રમાણે વ[illegible] [illegible]ર્મ છે. મારું કહેવું એટલું જ છે કે

કોઈ પણ વાતે દુઃખી ન થાય એવા સ્થાનમાં દીકરીને આપજો.' કન્યા તથા રાજ્ય આપવાના નિશ્ચય ઉપર રાજા આવ્યો હતો. તેટલામાં પેલા નોકરને વિચાર આવ્યો કે આ રાજાની નોકરી ઘણાં વર્ષ કરી, પણ રાજાને કદર કરવાની બુદ્ધિ નથી, માટે મારે જ કંઈ તેને મોઢે ચઢી માગ્યા સિવાય છૂટકો નથી. આમ વિચારી રાજા પાસે આવીને હાથ જોડી તે વિનતિ કરવા લાગ્યો: "રાજાધિરાજ! આપની નોકરી મેં ઘણા વખતથી કરી, હવે મારે એક ઇચ્છા છે તે આપ પૂર્ણ કરો તો સારું." રાજાએ ઇચ્છા દર્શાવવા કહ્યું, ત્યારે તેણે કહ્યું: "આપ મને એક દાસી પરણાવો." આ સાંભળી રાજાએ તેની ક્ષુલ્લક બુદ્ધિની કિંમત કરી તેની બુદ્ધિ પ્રમાણે તે દાસીને જ લાયક છે એમ માની રાજકન્યા વગેરેનો વિચાર બંધ રાખી તેને દાસી જ પરણાવી.

ભાવસારનો
રજીસ્ટર્ડ
બાળકોના ... રત્વાના ચાંદા ... તળા રૂઝવવા તથા દાઝેલાપર

મુંબઇના એજન્ટો:
૧. હરિભાઈ જીભાઈની કું૦
૨. અમૃતલાલ ભુરાભાઈ એન્ડ કું૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨

બાળકોનાં તમામ દર્દોની જગમશહૂર દવા

# બાલસાથી

(નડિઆદના વૈદ્ય જગન્નાથજીની બનાવેલી)

બાળકોને વરાધ, રતવા, તાવ, ઉધરસ, ઉંટાટિયુ, લીલા ઝાડા, પેટ ચઢવુ, આફરો, આંચકી, તાણ, દાંત આવતી વખતની પીડા વ. ખાતરીબંધ મટાડી તંદુરસ્ત-આનંદી રાખે છે. હજારો બાળકો આજ છેલ્લાં બત્રીસ વર્ષથી ઘેરઘેર બાલસાથી જ વપરાય છે.

**નકલી માલથી ચેતજો, બધા દવાવાળા વેચે છે.**

લખોઃ—વૈદ્ય જગન્નાથજી, વરાધ ઑફિસ, નડિયાદ.

## ધર્મશાળા

એક બાદશાહ ભવ્ય મકાનમાં દરબાર ભરી બેઠો હતો. ત્યાં એક અવધૂત મહાત્મા નીડરપણે ચાલ્યા આવ્યા. તેમને પહેરેગીરે પૂછ્યું, ત્યારે તે બોલ્યાઃ 'એ ધર્મશાળા હે, તો મૈં ભી થોડી દેર ઇધર ઠેરનેકું આયા હું.' સિપાઈ બોલ્યોઃ 'કૈસી ધર્મશાળા? એ તો દરબાર ભરા હે, દેખો; ચલે જાવ.' બીજા સિપાઈએ કહ્યું: 'ધક્કા મારકે નિકાલ દો.' તે સાંભળી સંત ખૂબ હસ્યા અને બોલ્યાઃ 'એ ધર્મશાળા હી હે, જાવ પૂછો તુમેરા રાજાજીકું.' તે સાંભળી સિંહાસને બેઠેલા રાજા બોલ્યાઃ 'એ ધર્મશાળા નહિ હે, પણ દરબાર હે' મહાત્માએ પૂછ્યું: 'આપ ગાદી પર આયે ઉસકે પૂર્વ કૌન રહતા થા?' રાજા બોલ્યોઃ 'હમેરા બાવા.' મહાત્મા બોલ્યાઃ અચ્છા, ઉસકી પહેલાં કૌન?' રાજા બોલ્યોઃ 'ઉસકા બાવા.' સંતે કહ્યુંઃ 'ઔર ઉસકી પહેલાકૌન થા?' રાજાએ કહ્યું: 'ઉસકા બાવા વગેરે.' સંતે કહ્યું: 'એ સબ બાવા કહાં હેં?' રાજા બોલ્યોઃ 'ચલે ગયે.' સંત બોલ્યાઃ 'એ સબ થોડા-બોત રહકે ચલે ગયે, ઐસા તુમ ભી થોડા-બોત રહકે ચલે જાવોગે; પીછે તુમેરા લડકા આયગા. જબ ધર્મશાળા નહિ તો ક્યા હેં? મૈં ભી ઐસા થોડી દેર ઠેરકે જાનેવાલા હી હું.'

રાજા બુદ્ધિમાન હતો, તે પગે પડ્યો.

[આ સંસ્થા તરફથી તુરતમાં બહાર પડેલા ગ્રંથ 'સૂર્યકાંત'માંથી]

## કમળા નહેરૂ છાપ અગરબત્તી.




આ ફેકટરીની મહાત્મા છાપ, કમળા નહેરૂ છાપ, તિલક છાપ, સાથિયા છાપ વગેરે અગરબત્તીઓ બહોળા પ્રમાણમાં વપરાય છે. એટલું જ નહિ પરંતુ બર્મા, આફ્રિકા, અમેરીકા અને ઈંગ્લેંડ સુધી મોટા પ્રમાણમાં જાય છે એ જ તેની ઉત્તમતાનો પુરાવો છે.

**એક વખત વાપરી ખાતરી કરો.**

હીંગ—પાવડર તથા ખડાની, હિંદ દેવી છાપ.

કપૂર—કપૂર કમળ છાપ, કાંટા છાપ, ચાવી છાપ વગેરે ટેબલેટ તથા સ્લેબ નાની તથા મોટી પેકીંગમાં હમેશાં તૈયાર રહે છે. તથા **પીપરમેન્ટનાં ફૂલ તથા અજમાનાં ફૂલ** જથાબંધ તથા છૂટક મળશે.

**ઉપરાંત કંકુ, ગુલાલ, ગુલકંદ, અબીલ, ઊંચુ ભીમસેની બરાસ કપૂર, સેન્ટની બાટલીઓ, ગંધના રવા, સિંદૂર, રદ્દી કાગળની ગાંસડી તથા કોલતાર, ડામર, રાળ, ખડિયા-ખાર, હીરાકસી, ફટકડી, ગોરથુથુ, ગેરૂ, પીળી માટી, સુરમો તથા સર્વે જાતની અગરબત્તી જથ્થાબંધ તથા છૂટક કીફાયત ભાવે મળશે.**

બહાર ગામના ઓર્ડરો પર પૂરતું ધ્યાન આપી માલ વી. પી. થી મોકલવામાં આવે છે. વધુ માટે પ્રાઇસલીસ્ટ મંગાવો.

લખો. ઠા. રતિલાલ ગોવિંદજી
૨૩૦, વડગાદી, મુંબઈ—નં. ૩

આપને આમંત્રે છે—
સેન્ટ્રલ હિંદુ હોટેલ
સ્ટેશન સામે બરોડા
આધુનિક સગવડતાઓ સામવતું સુંદર નિવાસસ્થાન







# એલ્યુમિનિયમ
અને
# પિત્તળનાં વાસણો

વાસણોનો વિચાર આવતાંજ ક્રાઉન માર્કાની યાદ તાજી થાય છે. બનાવટની ઉત્તમતા, ઉપયોગિતા માટેનું સંશોધન, ભાવોનું વ્યાજબીપણું અને વ્યવહારની નિયમિતતાનું એ સાચું પરિણામ છે.

એલ્યુમિનિયમના વાસણો વજનમાં હલકા, જલ્દી ગરમ થાય તેવા અને કિંમતમાં કીફાયત હોય છે કલાઈ કરવાની જરૂરજ નથી પડતી.

દુધના હાન્ડા, ટીફીન કેરીયર, કીટલી, થાળી ગ્લાસ, પ્લેટો, બદના, લોટા, ટોપ, હાન્ડી, વિગેરે કરોડો માણસો સંતોષથી વાપરે છે.

## તમારી જરૂરિયાતો
માટે
## લખો અગર મળો :

# જીવનલાલ (૧૯૨૯) લિમિટેડ

## ગ્રાહક બંધુઓને

- આ માસિક દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.
- એક અઠવાડિયામાં અંક ન મળે, તો ગ્રાહક નંબર લખી ખબર આપવી.
- સરનામાનો ફેરફાર તરત જણાવવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.
- પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.
- આ માસિકનું લવાજમ (૧) સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ અથવા. (૨) કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨ એ ઠેકાણે ભરી શકાશે.
- લવાજમ તથા વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર અમદાવાદના સરનામે જ કરવો.
- વાર્ષિક લવાજમ રૂા. ૬–૪–૦ : પરદેશ માટે રૂા ૯) અથવા શિલિંગ ૧૪)
- આ માસિક દ્વારા કદ ૬॥"×૧૦"નાં સુમારે ૧૬૦૦ પાનાંનું વાર્ષિક વાંચન અપાશે.
- વર્ષની અધવચે ગ્રાહક થનારને વર્ષની શરૂથી ગ્રાહક ગણી પાછલા અંકો મોકલી અપાશે.

---

- માસિકના લેખો વગેરે સંબંધીનો પત્રવ્યવહાર સંપાદકઃ 'અખંડ આનંદ', ગુલમહાર, મેટ્રો સીનેમા પાછળ, બેરેકરોડ, મુંબઈ–૨ એ ઠેકાણે કરવો.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** ભદ્ર પાસે, પોસ્ટ બૉક્સ નં. ૫૦, અમદાવાદ અને કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે મુંબઈ–૨


**અખંડ આનંદ**

મારફત જાહેરાત
આપી
આપનો ધંધાદારી
સંદેશ
દુનિયાભરના ગુજરાતીને
પહોંચાડો.



*

સોલ એજન્ટઃ–

**રસિક પબ્લીસીટી કું૦**

૫૮, કૃષ્ણ બાગ, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ–૪
ગ્રામ EASYSALE  ફોન નં. ૨૨૨૦૯

# અનુક્રમ.



***


સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી તંત્રી: 'સોપાન'
મુદ્રક ને પ્રકાશક: ત્રિભુવનદાસ હ૦ ઠક્કર
મુદ્રણ અને પ્રકાશન સ્થાન: સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ



વર્ષ ૧૯મું—અંક ૨જો ] તંત્રીઃ 'સોપાન' [ ડિસેમ્બર ૧૯૪૭

# પ્રેમની પરીક્ષા

પ્રેમ શબ્દ ચિત્તને બહુ મીઠો લાગે છે. અહિંસા અને પ્રેમનો અર્થ એક જ થતો હોય, તોયે પ્રેમ મનને વધુ ગમી જાય છે અહિંસા ભારે લાગે છે, પ્રેમ હળવા ફૂલ જેવો લાગે છે .. પણ એ સુંદર શબ્દના અર્થને આપણે કેવો વિકૃત કરી નાખ્યો છે! મમતા બંધાય કે આકર્ષણ અનુભવાય એટલે આપણે માની લઈએ કે આપણા અંતરમાં પ્રેમભાવના પેદા થઈ છે. રાગ, મોહ, મમતા એ બધું પ્રેમ જેવું લાગે છે પણ એ પ્રેમ નથી. માતાપિતા બાળકો પ્રત્યે જે વહાલ કરે છે તેને પ્રેમ સમજે છે, સર્વ યુગનાં યુવક–યુવતીઓએ તો દરેક પ્રકારની ઘેલછાને પ્રેમનું જ નામ આપી દીધું છે. કવિઓએ પણ 'પ્રેમ' શબ્દનું પતન કરાવવામાં ઓછો હિસ્સો નથી આપ્યો.

અને છતાં જગતના તમામ ધર્મોમાં પ્રેમનું માહાત્મ્ય ગવાયું છે. આ પ્રેમને પારખવાની કોઈ કસોટી ખરી? આ પ્રેમ છે અને રાગ નથી, મોહ નથી, કે મમતા નથી એવું શી રીતે સમજી શકાય? પ્રેમ અને મોહ વચ્ચેની ભેદરેખા કઈ?

બીજો પણ એક પ્રશ્ન મનમાં ઊઠે છે ઘણા માણસો વાતવાતમાં કહે છે કે મને મારાં બાળકો પ્રત્યે, સ્ત્રી પ્રત્યે, માતાપિતા પ્રત્યે પ્રેમ છે, મારા દેશ અને સમાજ પ્રત્યે પણ પ્રેમ છે. આ કથન સાચું છે કે ખોટું તેની પરીક્ષા શી રીતે થઈ શકે? પ્રેમ અંતરનો છે કે માત્ર શબ્દોમાં જ શોભે છે એ શી રીતે જાણી શકાય?

પ્રેમને પારખવાની કસોટી જો હાથ આવી જાય, તો આ બન્ને સવાલોનો જવાબ મળી જાય. આ કસોટી શી? પ્રેમનું પ્રધાન લક્ષણ કયું? રહીરહીને કોઈનું સ્મરણ થયા જ કરે, તો એ પ્રેમ ગણાય? કોઈને માટે કંઈક કરી નાખવાની ઇચ્છા રહ્યા જ કરતી હોય, તો એ પ્રેમનું લક્ષણ ખરું? કોઈને કારણે અંતરમાં અસ્વસ્થતા રહ્યા કરતી હોય, તો એ પ્રેમ જ છે એમ માની શકાય?

જવાબ વિચારીએ: પ્રેમ હોય તો આવું બધું થાય અને થવું જ જોઈએ; પરંતુ પ્રેમ નહિ, પણ રાગ અને મોહ હોય તોયે આવું બધું થાય. પ્રભુભક્તો ને દેશભક્તોનાં દિલ સદાયે બેચેન રહે છે. કંઈક કરી નાખવાની વૃત્તિયે હમેશાં જોર કર્યા કરે છે. સ્મરણનું તો પૂછો જ નહિ. ભક્તો ને પ્રેમીઓ સ્મરણમાં જ જીવે છે એમ કહી શકાય; છતાં એ લક્ષણો ઉપરથી જ પ્રેમની આખરી પરીક્ષા થઈ શકે નહિ.

પ્રેમની ખરી કસોટી સમજપૂર્વકના સ્વાર્પણમાં રહેલી છે. કેટલાક માને છે કે પ્રેમને અને સમજને, પ્રેમને અને જાગૃતિને, પ્રેમને અને વિવેકબુદ્ધિને કંઈજ સંબંધ નથી. પ્રેમ તો મસ્ત હોય, ભાન હોય ત્યાં પ્રેમ કેવો? પણ આ સાચું નથી. જાગૃતિ, સમજ અને વિવેકબુદ્ધિ વિનાનો પ્રેમ સાચો જ હોય એવી ખાતરી નથી. ભગવાનની પાછળ ગાંડા બનેલા દેખાતા ભક્તો તો દુનિયાની દૃષ્ટિએ ગાંડા હોય છે, કારણ કે દુનિયા જેને સુખ માને છે તેને ઠોકરે મારીને તેઓ જીવે છે અને દુનિયા જેને દુઃખ માને છે તેમાં તેઓ આનંદ લૂંટે છે. એમના અંતરમાં અભાનનો કે અજ્ઞાનનો અંધકાર નથી હોતો, ત્યાં તો જ્ઞાન–વિવેકનો પ્રકાશ પથરાયેલો હોય છે. જેના દિલમાં એવી ભક્તિ અને એવો પ્રેમ જાગે છે, તેની આંખોમાંથી જગત પ્રત્યે સદા યે કરુણા વરસતી હોય છે. આવા પ્રેમીઓ સર્વ જગતને પ્રેમ કરે છે. જ્યાં જુએ છે ત્યાં તેમને પોતાના અંતરનું પ્રતિબિંબ જ દેખાય છે.

પ્રેમની આવી પરાકાષ્ઠાએ જે ન પહોંચ્યા હોય, તેઓ પણ પોતાના નિત્ય જીવનમાં પ્રેમની પરીક્ષા કરી શકે છે. બાળક પ્રત્યે વહાલ ઉપજતું હોય, તો અંતરને પૂછીને ખાતરી કરી શકાય કે આ વહાલની પાછળ મારાપણું કે માલિકીની ભાવના તો નથી ને? આવાં જ બીજાં બાળકોને જોઈ ચિત્ત પ્રસન્ન થાય છે? એમ પણ વિચારીએ કે દૂરદૂરનો સ્વાર્થભાવ તો આ પ્રેમનું કારણ નથી? કોઈ સત્ય સિદ્ધાંત ખાતર બાળક છોડવું પડે અથવા જે બાળક આપનાર છે તે પરમપિતા બાળકને બોલાવી લે, ત્યારે હૃદય ભાંગી તો નહિ જાય ને?

આમ છતાં એટલું તો સમજી જ લેવું કે પ્રેમ નિષ્ક્રિય રહી શકે નહિ. દીવો છે કે નહિ તેની પરીક્ષા જેમ પ્રકાશમાં છે, તેમ પ્રેમ છે કે નહિ તેની પરીક્ષા સ્વાર્પણમાં છે. દેશ અને સમાજ પ્રત્યે પ્રેમની વાત કરીએ પણ એ માટે સ્વાર્થત્યાગ કરવાની ઇચ્છા જ ન જાગે તો એ પ્રેમ નથી, પ્રેમનો દેખાવ માત્ર છે. બાળક પ્રત્યે જેને પ્રેમ છે, તે માતા નિષ્ક્રિય રહી શકે છે ખરી? કોઈ પણ પ્રવૃત્તિમાં એ બાળકને ભૂલી જઈ શકે છે? દેશ અને સમાજ પ્રત્યે કે કોઇ વ્યક્તિ પ્રત્યે પ્રેમ છે કે નહિ તે સ્વાર્પણ ઉપરથી જાણી શકાય. જ્યાં લેવાની જ વૃત્તિ હોય ત્યાં તો પ્રેમ નથી જ, પરંતુ જ્યાં આપવા–લેવાની વૃત્તિ હોય ત્યાં પણ પ્રેમનો અભાવ છે. પ્રેમ તો કશા યે બદલાની અપેક્ષા વિના આપવા જ ઇચ્છે છે. સૌ કોઈ પોતાના પ્રેમની આ રીતે પરીક્ષા કરી શકે.

પ્રેમ શું કે કોઈ બીજો ગુણ શું, એ આપણામાં હોય અથવા ન જ હોય એમ માનવાની ભૂલ કોઇએ ન કરવી. દરેક ગુણ ઓછાવત્તા પ્રમાણમાં મનુષ્ય માત્રમાં હોય છે અને તેની પરાકાષ્ઠા તો કોઈ વિરલ વ્યક્તિના ભાગ્યમાં જ થાય છે. આપણાં મોહ–મમતામાં પણ પ્રેમનો અંશ તો છે જ. જ્ઞાન અને વિવેકથી મોહ ઓછો કરતા જઇએ ને પ્રેમની વૃદ્ધિ કરીએ. પ્રેમનો અંશ વિકસાવવાનો માર્ગ સ્વાર્થત્યાગ અને સ્વાર્પણ સિવાય બીજો છે જ નહિ. એ માર્ગે જવા માટે જે જ્ઞાનની અને મનોબળની આવશ્યકતા છે, તે મેળવવાનો પુરુષાર્થ કરીએ. જીવનનો પરમઆનંદ આવા પુરુષાર્થમાં અને તેમાંથી નીપજતા પ્રેમમાં છે. એ આનંદની તોલે જગતનું કોઈ સુખ આવી શકે નહિ.

શ્રી.

માનવધર્મ (૨)

# હિંદુધર્મની ખાસિયત

લેખક
કાકાસાહેબ કાલેલકર

પ્રશ્નઃ હિંદુધર્મની ખાસિયત શી ગણાય?

ઉત્તરઃ દરેક ધર્મને ખાસિયત હોવી જ જોઈએ એવો આગ્રહ શા માટે? જે સારી સારી વસ્તુઓ હિંદુધર્મમાં છે તે બીજા લોકો પોતાના ધર્મમાં દાખલ કરે તો શું હિંદુ ધર્મને માઠું લાગવાનું હતું? ગમે ત્યાંની દરેક સારી વસ્તુ પોતાના સારાપણાને લીધે આજે ના કાલે બધે આકર્ષક થવાની જ છે એટલે દુનિયાના ધર્મો જેમ જેમ એકબીજાના પ્રસંગમાં આવે તેમ તેમ બધા ધર્મોમાં સંસ્કારોની લેવડદેવડ થવાની જ. આવી લેવડદેવડ થયા છતાં પરિસ્થિતિ પરત્વે, સ્વભાવ પરત્વે અને અભિરુચિ પરત્વે ધર્મ ધર્મ વચ્ચે ભેદ રહેવાનો છે, એ ભેદો મહત્ત્વના તો હોય જ છે છતાં એ ભેદો ઉપર ખાસ ભાર દેવાની કશી જરૂર નથી.

સંસ્કારી માણસ તે જ કહેવાય કે જે બીજાનું દૃષ્ટિબિંદુ પણ સમજી શકે, અને એ પૂર્ણપણે સ્વીકારે નહિ તો યે એની કદર કરી શકે. બીજા ધર્મોમાં કોઈ બીજું દૃષ્ટિબિંદુ કેળવાયું હોય તો એની પાછળ રહેલી જીવનદૃષ્ટિની ઉપયોગિતા અને સુંદરતા સમજના એટલી સંસ્કારિતા હિંદુધર્મમાં છે અને તેથી જ હિંદુધર્મે બીજા ધર્મો સાથે કોઈ કાળે વેર બાંધ્યું નથી હિંદુધર્મ એટલે સુધી કહે છે કે રુચિના વૈચિત્ર્યને કારણે કોઈ સીધો રસ્તો લે છે, કોઈ વાંકોચૂકો રસ્તો લે છે, અને કોઈને વળાંક પસંદ હોય છે પણ એ બધા રસ્તા અંતે એક જ મુકામ તરફ જાય છે. બધા ધર્મો એક જ ભગવાનને શોધે છે. પાણીના તમામ પ્રવાહો જેમ અને છલકાતા સમુદ્રમાં જઈને મળે છે તેમ જ બધા ધર્મો પોતપોતાના ઉપાસકોને માનવતા શીખવી અને પરમ તત્ત્વ તરફ જવાનો રસ્તો બતાવે છે

હિંદુધર્મની ખાસિયત શી છે એમ પૂછો છો એનો એક જવાબ આમ અનાયાસે મળી ગયો. ઇસ્લામ કે વિશ્વાસી (ખ્રિસ્તી) ધર્મ વિશે કહેવાય છે કે એ ધર્મોમાં પોતાનો જ ધર્મ સાચો અને બીજા બધા ધર્મો ખોટે રસ્તે જનારા છે એવી માન્યતા છે એ ગમે તે હો, હિંદુધર્મની એવી માન્યતા નથી હિંદુધર્મ માને છે કે તે તે ધર્મના અનુયાયીઓએ પોતાની સંકુચિતતાને લીધે દરેક ધર્મમાં ભલે બગાડ દાખલ કર્યો હોય પણ મૂળે બધા ધર્મો સાચા જ છે અને સારા જ છે

હું ભૂલતો ન હોઉં તો ઇસ્લામમાં પણ આ જાતની એક માન્યતા રહેલી છે, કે બધા પયગંબરો એક જ ધર્મ એટલે કે સાચો ધર્મ શીખવે છે. કાળે કરીને જ્યારે એ ધર્મ લોકોની આડાઈને કારણે વિકૃત થાય છે ત્યારે નવા પયગંબરોને આવીને ફરીવાર એ ધર્મનું શુદ્ધિકરણ કરવું પડે છે. મહંમદ પયગંબરે એમ પણ કહ્યું છે કે પોતાના અનુયાયીના દોષને લીધે ઇસ્લામમાં પણ બગાડ થવાનો છે અને એ ધર્મમાં પણ ક્ષીણતા આવવાની છે. આ વાત 'હાદીસ'માં જ નોંધાયેલી છે. (મહંમદ પયગંબર સાથે એમના શિષ્યોનો જે વાર્તાલાપ થયો તે એ શિષ્યોએ નોંધી રાખ્યો છે. નબી સાહેબનાં એ ધર્મવચનોને 'હાદીસ' કહે છે)

એટલી વાત સાચી કે હિંદુધર્મે અત્યાર સુધી કોઈ પણ ધર્મને વખોડ્યો નથી. બધા જ ધર્મો સાચા છે એમ માનીને જ આપણે ચાલ્યા છીએ. દરેક બાળકને જેમ પોતાની માતા પૂજ્ય હોય છે અને એનું જ દૂધ એના ખાસ કામનું હોય છે, તેમ દરેક ધર્મ એ પાળનારને માટે સારો છે. એમ માનીને આપણે બધા સાથે સમભાવ એટલે કે સદ્ભાવ કેળવીએ છીએ. સર્વધર્મસદ્ભાવ એ હિંદુધર્મની એક ખાસિયત ગણાય. આ વૃત્તિ હિંદુસ્તાનમાં આવી વસેલા બીજા ધર્મોએ પણ–એટલે કે એ ધર્મ પાળનારા સાત્ત્વિક લોકોએ પણ–ઓછીવત્તી કેળવીજ છે.

હિંદુધર્મની બીજી ખાસિયત છે એની જીવ માત્ર પ્રત્યેની સહાનુભૂતિ. અથવા સહાનુભૂતિ એ શબ્દ બરાબર ન કહેવાય. જીવમાત્ર પ્રત્યેની પવિત્રતા એમ જ કહેવું જોઈએ. જેમ આપણે કહીએ છીએ કે ગાય એ પવિત્ર જાનવર છે તેમ જ આપણા ધર્મની દૃષ્ટિમાં પ્રાણી માત્ર પવિત્ર છે. આને જ અંગ્રેજીમાં ‹ Reverence For Life કહે છે.

જેમ મને જીવવું ગમે છે, મરણ ટાળવાને હું જેમ મથું છું તેમ જ બીજા પ્રાણીઓ પણ જીવવા ઇંતેજાર હોય છે અને મરણ ટાળવા મથે છે; માટે સમભાવપૂર્વક બધા જ પ્રાણીઓના જીવતર વિશે આપણા મનમાં આદરભાવ હોવો જોઈએ. આ એક દૃષ્ટિ થઈ. આને **आत्मौपम्य** કહે છે.

બીજી દૃષ્ટિએ જોતાં બધા પ્રાણીઓમાં એક જ ચૈતન્ય વસેલું છે, એટલા માટે પ્રાણીઓની હત્યા કરવી એ ખરું જોતાં આત્મહત્યા કરવા સમાન જ છે, એમ ઓળખીને તમામ પ્રાણીઓને ભયમુક્ત કરવા જોઈએ. આ વૃત્તિને કહે છે **विश्वात्मैक्य** ભાવ. આત્મૌપમ્ય અને વિશ્વાત્મૈક્ય બંનેને લીધે આપણે તમામ જીવો પ્રત્યે પવિત્ર ભાવ કેળવી શક્યા છીએ. આ પણ હિંદુધર્મની ખાસિયત કહી શકાય. આને હું જીવદયા ન કહું. દયામાં એક જાતનો સૂક્ષ્મ તિરસ્કાર હોય છે. પોતાનાં માબાપ, ગુરુજન કે મુરબ્બીઓ પ્રત્યે જે સ્નેહની લાગણી હોય છે તેને કોઈ દયાભાવ કહેતા નથી. જીવો પ્રત્યે સ્નેહભાવ એમ કહેવાને વાંધો નથી. પણ 'જીવમાત્રની પવિત્રતા' એ શબ્દો જ હિંદુદૃષ્ટિની ખાસિયત બરાબર વ્યક્ત કરે છે. આમ આપણે (૧) સર્વધર્મસદ્ભાવ અને (૨) જીવમાત્રની પવિત્રતા એ હિંદુધર્મની ખાસિયત ગણી શકીએ છીએ.

**પ્રશ્ન**: જીવમાત્રની પવિત્રતા જે લોકો સ્વીકારે છે તે માંસાહાર કરી શકે ખરા ?

**ઉત્તર**: ના અને હા. જીવમાત્રની પવિત્રતા સ્વીકાર્યા પછી શાક, ફળ, અનાજ કે કંદ પણ ન ખાઈ શકાય એમ સ્વીકારવું પડશે. પણ માણસ અનેક રીતે લાચાર પ્રાણી છે. જીવવું હોય તો જીવને ખાઈને જીવાય છે. એ વસ્તુસ્થિતિ છે. **जीवो जीवस्य जीवनम्** એ ધર્મવચન નથી પણ વસ્તુસ્થિતિનું બયાન છે. એ વસ્તુસ્થિતિમાંથી ધર્મનિષ્ઠ માણસ ક્રમેક્રમે જ ઊગરી શકે છે. જીવમાત્રની પવિત્રતા સ્વીકાર્યા છતાં આપણે અનાજ, ફળ અને શાક ખાઈએ છીએ અને પોતાને પાપી ગણતા નથી. વાછરડાના હકનું દૂધ લઈએ છીએ તેમ જ મધમાખીના હકનું મધ લૂંટીએ છીએ અને છતાં આપણે પોતાને સહેલાઈથી ક્ષમા કરીએ છીએ. એ જ વૃત્તિથી મત્સાહારી અને માંસાહારી લોકો પ્રત્યે પણ આપણે ક્ષમાવૃત્તિ ધારણ કરવી જોઈએ.

એ વસ્તુ નિર્વિવાદ છે કે માંસાહાર કરતાં શાકાહાર શ્રેષ્ઠ છે, પણ એ ઉપરથી એમ નથી સિદ્ધ થતું કે માંસાહારી કરતાં

શાકાહારી માણસ થઈ છે. રામાયણમાં લખેલું છે તે વાત જો સાચી હોય તો રામ અને સીતા કેવળ શાકાહારી ન હતા; રામ મૃગયા કરીને જે જાનવરોને સીતામાતાને સોંપી દેતા તેમનું ઉત્તમ ભોજન તૈયાર કરતાં સીતામાતાને આવડતું હતું. મહાભારતમાં પણ લખ્યું છે કે જૂના ઋષિમુનિઓ શાકાહારી જ હતા એમ નથી. મધુપર્કવિધિ તો માંસવગર થઈ શકતો ન હતો. न अमांसः मधुपर्को भवति । ઘરમાં મહેમાન આવે —ખાસ કરીને કોઈ જમાઈ અથવા ઋષિમુનિ આવે—ત્યારે તો એને મધુપર્કમાં ઉત્તમ માંસ આપવું જ પડતું. ઉપનિષદોમાં પણ માંસાહારનું વિધાન કરેલું મળે છે. આ ઉપરથી આપણે એવો બોધ લેવાનો નથી કે આપણે પણ જરૂર માંસાહાર કરીએ. જેમણે માંસ છોડ્યું છે તેમણે ઉત્તમ કર્યું છે. તેઓ હવે ફરી માંસ તરફ જાય નહિ. પણ માંસાહારી લોકો હયાથન્ય હોય છે, ક્રૂર અને કઠોર હોય છે કે ધર્મભ્રષ્ટ હોય છે એવું અનુમાન આપણે નહિ કાઢીએ.

દુનિયામાં એટલા બધા લોકો મત્સ્યાહાર કરે છે કે એ બધાને મત્સ્યમાંસ છોડી દેવાનું કહી દઈએ તો માણસે માણસને જ ખાવાનો વારો આવશે. નિરામિષ આહારના પ્રશ્નનો ઉકેલ ખાદીના પ્રશ્નની પેઠે જ રચનાત્મક પ્રવૃત્તિ દ્વારા આણી શકાય.

પણ મુખ્ય વસ્તુ એ છે કે માંસાહારનો વિરોધ કરવાના આપણા ઉપાયો ખોટા નીવડ્યા. માંસાહારી લોકોનો બહિષ્કાર કરી આપણે માંસાહારનો વિરોધ કરી શકવાના નથી જેમણે માંસ છોડ્યુ તેમણે પોતે શ્રેષ્ઠ છે એવા ઘમંડમાં આવી માંસાહારી લોકોનો બહિષ્કાર કર્યો. પરિણામે પોતે જ બહિષ્કૃત થયા. જો તેઓ માંસાહારી લોકો વચ્ચે હળીમળીને રહેત, એમના ઘરમાં એમની પંક્તિમાં બેસીને પોતાને ખપે તેટલું જ તેમના હાથનું ખાઈ લેત, તો અન્નાહારનો પ્રચાર ઝપાટાભેર થયો હોત. અને કોમકોમ વચ્ચે આજે છે તેવી અતડાપણાની વૃત્તિ ન રહેત.

અહીં એક દાખલો ધ્યાનમાં લેવા લાયક છે.

મહાત્મા ગાંધી જ્યારે દક્ષિણ આફ્રિકામાં હતા, ત્યારે અનેક ખ્રિસ્તીઓ એમને પોતાના ધર્મમાં ખેંચવાનો પ્રયત્ન કરતા. એક પાદરીએ ગાંધીજીને દર રવિવારે પોતાને ત્યાં જમવાનું કાયમી આમંત્રણ આપી રાખ્યું હતું. ગાંધીજીએ એ સ્વીકાર્યું અને એ મીશનરીને ત્યાં દર રવિવારે જમવા જઈ પોતાને ખપે એવી વસ્તુઓ જ વીણે ખાતા.

એ પાદરીના બાળકો, માંસ ન ખાવાનો ગાંધીજીનો આગ્રહ જોઈ, માબાપને પૂછવા લાગ્યા કે 'મી. ગાંધી માંસ કેમ નથી ખાતા ?' માબાપોને સમજાવવું પડ્યું કે 'તેઓ પ્રાણીહત્યાને પાપ માને છે માટે માંસ ખાતા નથી.' નિખાલસ વૃત્તિના બાળકોએ પૂછ્યું કે 'ત્યારે આપણે કેમ ખાઈએ છીએ ? પ્રાણીઓને દુઃખ થાય છે એ તો દેખીતી વાત છે, તેથી આપણે પણ એ પાપમાંથી બચી જવું જોઈએ.' માબાપ સમજી ગયાં કે ગાંધીજીનો અન્નાહારનો પ્રચાર વગર બોલે અસર કરવા લાગ્યો છે. બાળકો આગળ પોતાનો બચાવ ન કરી શકવાથી એ પાદરી માબાપોને ગાંધીજીને જમવા બોલાવવાનું આમંત્રણ રદ કરવું પડ્યું !

આ એક જબરદસ્ત દાખલા પરથી આપણે એટલું તો વિચારવું જ જોઈએ કે માંસાહારી લોકો પ્રત્યે આપણે તુચ્છભાવ, તિરસ્કાર કે અતડાપણું કેળવીને અધર્મ જ

# વ્યવહારમાં અહિંસા

લેખક: શ્રી. કિશોરલાલ ધ. મશરૂવાળા

આપણા દેશના મહાન ચિંતકોમાં પૂ. કિશોરલાલભાઈનું સ્થાન બહુ ઊંચું છે. એમનાં ચિંતનના ફળરૂપ 'કેળવણીના પાયા' 'જીવનશોધન' 'ગીતામંથન' ઇત્યાદિ ગ્રંથો ગુજરાતને પ્રાપ્ત થયા છે અને હજારોની સંખ્યામાં ગુજરાતનાં ઘરોમાં એ વસી ગયા છે. એમની તબિયત સારી રહેતી નથી પણ 'અખંડ આનંદ' માટે તેઓ અવારનવાર કંઈક લખશે એવી આશા એમના તરફથી મળી છે. નિત્યજીવનના વ્યવહારમાં અહિંસાનું પાલન કરતાંકરતાં વ્યક્તિ અને સમાજ અહિંસક શી રીતે બની શકે, તે અંગેનું તર્કશુદ્ધ ને હૃદયને પણ સ્પર્શી જાય એવું માર્ગદર્શન આ લેખમાંથી મળે છે.

અહિંસા પરત્વે ક્યારેક ક્યારે ગૂંચવણભર્યા ને ગૂઢ પ્રશ્નો પુછાય છે. એમાંના કેટલાકનો અહીં હું થોડો વિચાર કરવા માગું છું.

**પ્રશ્ન:** પૂર્ણતા પ્રાપ્ત કર્યા વિના સંપૂર્ણ અહિંસા શક્ય નથી. ખુદ ગાંધીજી પણ પોતાની અહિંસાને અધૂરી માને છે. વાત આમ છે તો સમસ્ત સમાજને અથવા તો અમારા જેવી અપૂર્ણ વ્યક્તિઓને અહિંસાની સિદ્ધિ કેવી રીતે મળી શકે?

**ઉત્તર:** કોઈ કોઈ વખત બહુ ઊંડા વિચારોમાં ઊતરી જવાથી આપણે ગગન-વિહારી બની જઈએ છીએ. કસરત કરનાર પ્રત્યેક વ્યક્તિ દોડતી મોટર રોકવાની, કે ચારપાંચ મણનો પથ્થર છાતી પર રાખવાની કે ગામાની બરોબરી કરી શકે એવી શક્તિ પ્રાપ્ત કરી શકતી નથી; તોપણ સંભવ છે કે એમના કરતાં યે વધારે શક્તિવાળો કોઈ પહેલવાન દુનિયામાં પેદા થયો હોય. જો આમને જ શારીરિક શક્તિનો આદર્શ માનવામાં આવે, તો સામાન્ય જન-ભલેને એ ગમે તેટલી મહેનતથી શરીર મજબૂત કરવાની કોશિશ કરે તોપણ-અપૂર્ણ જ રહેવાનો. તો શું આમજનતા માટે અસ્તિત્વ ધરાવતી આપણી વ્યાયામ શાળાઓ બંધ કરવી જોઈએ? એનો જવાબ રોકડો જ છે 'નહિ;' કારણ કે વ્યાયામ શાળાઓનો મુખ્ય ઉદ્દેશ ગામા

---

કેળવ્યો. જીવ પ્રત્યેનો પવિત્ર ભાવ ધીમેધીમે વધે છે. જ્યાં આપણે છીએ તે જ યોગ્ય ભૂમિકા છે અને બાકીના બધા પતિત છે એમ માનવામાં ભારે ભૂલ થાય છે. મારી ઉંમરના લોકો જ ડાહ્યા, મારા કરતાં ઊતરતી ઉંમરના લોકો બધા છોકરવાદ છે, કાચા છે, અણઅનુભવી છે, એમ જો કોઈ કહે તો જેમ તે હાસ્યાસ્પદ થાય તેમ જ મારો રિવાજ એ જ સદાચારનો ઉત્તમ નમુનો છે એમ માનનાર માણસ હાસ્યાસ્પદ બને છે. એને ધર્મજ્ઞ તો ન જ કહેવાય. જે ધર્મનો જાણકાર છે, તેનામાં અમર્યાદ, ધીરજ ને ઉદારતા હોવી જ જોઈએ. ધીરજ, ક્ષમાભાવ અને ઉદારતા એ તો ધર્મનાં સૌથી ઉત્તમ લક્ષણો છે.

૨૩-૧૦-'૪૭

★

જેવા પહેલવાનો જ ઉત્પન્ન કરવાના નથી, પરંતુ સામાન્ય દુનિયાદારીમાં સેંકડો આદમીઓને જેટલો અને જે પ્રકારનો શારીરિક વિકાસ જરૂરી હોય એટલો અને એ પ્રકારનો વિકાસ કરવાનો છે. જે વ્યાયામ શાળા આ પ્રમાણે કરાવી શકે તેને આપણે સફળ સંસ્થા ગણીશું. પછી ભલે ને એનો પાછલો સો વર્ષના ઇતિહાસમાં એ વ્યાયામશાળાએ એક પણ ગામા કે રામમૂર્તિ ન જન્માવ્યો હોય. આ વ્યાયામશાળાઓમાં ગામા અને રામમૂર્તિઓનું સન્માન થઈ શકે. આ વ્યાયામ શાળાઓમાં માર્ગદર્શન દ્વારા એમનો ઉપયોગ કરી શકાય; પરંતુ એમના જેવા બનવાની સર્વ કોઈની મહત્વાકાંક્ષા નથી હોઈ શકતી. એમના શિક્ષકને માટે પણ એ કસોટીરૂપ નથી બની શકતી.

એક બીજો દાખલો લઈએ: સેનાપતિમાં યુદ્ધશાસ્ત્રની જેટલી નિપુણતા જોઈએ તેટલી એક નાના અમલદારમાં અને નાના અમલદારમાં જોઈએ તેટલી નિપુણતા એક સામાન્ય સિપાહીમાં પણ હોવી જોઈએ, એવી અપેક્ષા તો કોઈ ન જ રાખે એ પ્રમાણે સમજે કે ગાંધીજીની અહિંસાવૃત્તિ કદાચ પ્રત્યેક કાર્યકર્તા પોતાનામાં પ્રાપ્ત ન કરી શકે અથવા કાર્યકર્તાની લાયકાત સાધારણ જનતામાં આવવી સંભવિત ન હોય, તો એમાં ગભરાવાની કોઈ જરૂર નથી. એનાથી ઊલટી સ્થિતિની અપેક્ષા કરવી ભૂલભરેલું છે. ખરી રીતે શોધવું જરૂરી તો એ છે, કે અહિંસાની ઓછામાં ઓછી કેટલી તાલીમ લેવી જોઈએ અને એ તાલીમ કયા પ્રકારની હોવી જોઈએ આનાથી વધુ લાયકાત ધરાવનાર માનવી એક નાનો નેતા કે ગાંધી કે સવાઈ ગાંધી પણ બની શકે છે. હા, આવી ઉત્તમ અભિલાષા વ્યક્તિઓ ભલે સેવે, પરંતુ એ ધ્યેય સુધી જે પહોંચી શકતા નથી એમને નિરાશ થવાની જરૂર નથી એમને તો પરીક્ષા માટેની ઓછામાં ઓછી લાયકાત મેળવવાનું જ ધ્યેય રાખવું પૂરતું છે.

પ્રશ્ન: જે ક્રોધ કર્યા કરે, કદી કદી પોતાનાં બાલબચ્ચાંને ગુસ્સામાં જે મારી પણ બેસે, કોઈને કોઈ સાથે જેનાથી બોલાચાલી પણ થઈ જતી હોય, એવી વ્યક્તિ એમ કહી શકે ખરી કે પોતાને અહિંસા ધર્મમાં શ્રદ્ધા છે ?

ઉત્તર: આપણે અત્યારે જે પ્રકારની તથા જે ક્ષેત્રની અહિંસાનો વિચાર કરી રહ્યા છીએ એમાં 'ગુસ્સાના અર્થમાં ક્રોધ' અને 'દ્વેષ, વેર કે ઝેરના અર્થમાં ક્રોધ' એ બંને વચ્ચેનો તફાવત સમજવો જરૂરી છે. માતા, પિતા કે શિક્ષક વગેરે કદી કદી બાળકો પર ગુસ્સો કરે છે અને બાળકોને શિક્ષા પણ કરે છે. રસ્તા પર આવેલા પાણીના નળ ઉપર કે કૂવા ઉપર કદી કદી સ્ત્રીઓમાં બોલાચાલી થઈ પણ જાય છે. પડોશીઓમાં એક ઘરનો કચરો બીજા ઘરમાં ઊડવા જેવી સાવ નજીવી વાત ઉપર પણ ઝઘડો થઈ જાય છે. વૃદ્ધાવસ્થામાં કે બીમારી વખતે અનેક લોકો પોતાનો સ્વભાવ ગુમાવી બેસે છે અને નાનીનાની બાબતોમાં ચિડાયા કરે છે. આ બધાયે પ્રસંગો ક્રોધના છે, આ એક દુર્ગુણ પણ છે; છતાં પણ આટલાથી જ આપણે એ લોકોને દ્વેષી, ઝેરીલા કે વેરવૃત્તિવાળા નહિ કહી શકીએ. ઊલટું ઘણીવાર તો એવું મે જોવા મળે છે કે ગુસ્સા દિલના અને સરળ સ્વભાવના લોકોમાં આ જાતનો ક્રોધ વધારે પ્રમાણમાં દેખા દે છે અને છલકપટવાળી વ્યક્તિ વધુ સંયમ બતાવે છે. આ પ્રકારનો ગુસ્સો તો જેમના પ્રત્યે પ્રેમ

અને મિત્રભાવ હોય એમના ઉપર પણ થઈ આવે છે. બલકે, એમના ઉપર વધારે જલદીથી ને વધારે પ્રમાણમાં આપણાથી ગુસ્સે થઈ જવાય છે અને પારકા માણસો ઉપર ઓછો થાય છે. આ જાતનો સ્વભાવ એ તો શિક્ષણ અને સંસ્કાર વગેરેની ઓછપનું પરિણામ છે, નહિ કે ગુસ્સો દ્વેષવૃત્તિનું. અહિંસા ધર્મમાં પ્રગતિ કરવા માટે તથા એના એક આદરણીય સેવક કે નેતા બનવા માટે આ ત્રુટિ અચૂક દૂર થવી જ જોઈએ; પરંતુ આવી ત્રુટિ હોવાને કારણે કોઈ માણસ અહિંસાધર્મનો સિપાહી પણ ન બની શકે એવું કંઈ નથી. અહિંસાને માટે જે વસ્તુ મહત્ત્વની છે તે છે અ-દ્વેષ, અગર તો અ-વૈરવૃત્તિ. કોઈ એ કંઈ નુકસાન કર્યું હોય કે અપમાન કર્યું હોય, તો એનો બદલો કેવી રીતે લેવો, એને નુકસાન કેવી રીતે પહોંચાડવું વગેરે વિચારો જેના મનમાં આવ્યા કરે છે અને આ વાતને જે સહેજ પણ ભૂલી શકતો નથી, અરે, બદલો લેવાના સંજોગો જ જે ખોળતો રહે છે અને સામી વ્યક્તિનું કંઈક પણ અનિષ્ટ થાય તો પોતે ખુશ થાય એવી વૃત્તિ જેનામાં છે તેના દિલની આ વૃત્તિ તે હિંસા, દ્વેષ કે વૈરની જ વૃત્તિ છે. ક્રોધ આવે, શોક પણ થાય છતાં યે મનમાં જો આવો ભાવ ન ઊઠે તો એ અહિંસા છે. નુકસાન કરનારનું બૂરું નહિ ચાહવાની જેના દિલમાં શુભવૃત્તિ છે, એ માણસ પ્રસંગવશાત્ ક્રોધને વશ બની જાય, તોપણ એ અહિંસાધર્મનો ઉમેદવાર બની શકે છે. એ જુદી વાત છે કે જેટલી હદ સુધી એ પોતાનો ગુસ્સો રોકવાનું શીખે, તેટલી જ વધુ શક્તિ એ અહિંસામાં પ્રાપ્ત કરી શકે.

તાત્ત્વિક દૃષ્ટિથી એમ કહી શકાય કે આ 'ચીઢ દ્વારા ઉત્પન્ન થયેલો ક્રોધ' અને 'વૈરવૃત્તિ દ્વારા ઉત્પન્ન થયેલો ક્રોધ' એ બેમાં માત્રાનો જ કેવળ ફરક છે. અને તેમ છતાં જેટલો ફરક નાહવા લાયક ગરમ પાણી અને ઊકળતા પાણી વચ્ચેનો છે, તેટલો જ મોટો અને મહત્ત્વનો આ બે વચ્ચેનો ફરક છે.

**પ્રશ્ન:** ચર્ચામાં કે ભાષણોમાં પ્રતિપક્ષીની મજાક ઉડાવવામાં, વાગ્બાણ ફેંકવામાં કે તિરસ્કારની ભાષા વાપરવામાં થતો અહિંસાભંગ કેટલી હદ સુધી નિર્દોષ ગણી શકાય?

**ઉત્તર:** માની લઈએ કે અહિંસાનો સીધોસાદો અર્થ 'સામા પર ઘા કરવો' એવો થાય છે. તો, જે પ્રહાર બીજાને ઘા જેવો માલૂમ પડે એ હિંસા છે, પછી ભલેને એ હાથ, પગ કે હથિયાર વડે કર્યો હોય કે પછી દિલમાં છુપાયેલી કોઈ બદદુવાથી કર્યો હોય. સ્થૂલ ઘા જ્યારે સીધી છરીથી થતો હોય છે, ત્યારે ઓછો કાતિલ હોય છે. એ ઘા જો વાંકી બરછીનો હોય તો શરીરનો વધારે ભાગ ચીરી નાખે છે. તકલીની માફક અણીદાર શસ્ત્ર હોય તો વળી એનો ઘા એથીયે વધુ ખતરનાક નીવડે છે. એવી જ રીતે શબ્દનો સીધો ઘા જેટલી ઈજા પહોંચાડે છે, તે કરતાં બાહ્ય દૃષ્ટિથી વિનોદપ્રધાન પરંતુ તિરસ્કાર અને વક્રોક્તિથી ઉચ્ચારાયેલા શબ્દો વધુ કાતિલ હોય છે. વિરોધપક્ષના મર્મભાગને જે કંઈ જખમ પહોંચાડે એ ઘા જ છે. અને કોઈ આદમીને આપણા શબ્દો શુદ્ધ વિનોદરૂપ નીવડશે કે પ્રહારરૂપ એટલું તો આપણે જાણી શકીએ છીએ. એટલા માટે અહિંસામાં આવા પ્રહારો કરવા ઉચિત નથી.

**પ્રશ્ન:** અહિંસામાં વ્યક્તિની કે સંસ્થાની રક્ષા કે ન્યાય માટે, પોલિસ કે કચેરીની મદદ લઈ શકાય કે નહિ? ચોરડાકુ કે ગુંડાના હુમલાઓનો સામનો

આપણા બળથી કરી શકાય કે નહિ? અહિંસાવાદી સ્ત્રી પોતાની ઈજ્જત પર આક્રમણ કરનાર પર પ્રહાર કરી શકે કે નહિ?

ઉત્તર: અહીં સામાન્ય જનતા અને પ્રયત્નપૂર્વક અહિંસાની ઉપાસના કરનાર વ્યક્તિ વચ્ચે મોટો ભેદ ગણવો જોઈએ એક વિચારશીલ અહિંસક કાર્યકર્તા પાસેથી જેટલી અપેક્ષા રાખી શકાય તેટલી સામાન્ય જનતા પાસેથી રાખી શકાય નહિ. મતલબ કે સામાન્ય જનતા માટેની અહિંસાની મર્યાદા કંઈક મોકળી રાખવી અનિવાર્ય છે. એટલે સામાન્ય જનતા માટે અહિંસાનું ક્યારે અને કેટલું પાલન જરૂરી છે એટલો જ આપણે વિચાર કરી લઈએ તો એ પૂરતો છે. સમજદાર વ્યક્તિ પોતપોતાની શક્તિ અનુસાર એનાથી આગળ વધી શકે છે.

આ દૃષ્ટિએ જોતાં અહિંસાના વિકાસનો અર્થ 'જંગલના કાયદાઓમાંથી સંસ્કારિતા અથવા તો કાનૂની વ્યવસ્થા તરફનું પ્રયાણ' થાય. સ્વયંપ્રેરક વ્યક્તિ કે અન્યાયકર્તાની સામે પ્રત્યેક વ્યક્તિ હરહંમેશ બંદૂક ઉઠાવીને અગર તો લોકોને એકઠા કરીને જ જો પ્રતિકાર કરે તો એને જંગલનો કાયદો કહેવાય. એટલા માટે જ્યાં પોલિસ કે કચેરીનો આશ્રય લેવા માટે પુષ્કળ સમય હોય કે અનુકૂળતા હોય, એવે વખતે જો માણસ અહિંસાની ઉચ્ચ મર્યાદાનું પાલન ન કરી શકે અને એ પોલિસ કે કચેરીનો આશ્રય લે, તો સમાજ માટે આવશ્યક અહિંસાની મર્યાદાનું એણે પાલન કર્યું છે એમ માની શકાય. જ્યાં એવો આશ્રય લેવાનો અવકાશ ન હોય (દા. ત. ચોર યા તો હુમલાખોર પ્રત્યક્ષ સામે આવી જાય ત્યારે) ત્યાં પોતાની આત્મરક્ષા માટે તથા પોલિસને હવાલે કરવાની વૃત્તિથી, ગુનેગારને વશ કરવા માટે આવશ્યક હોય એટલા જ બળનો જો ઉપયોગ કરવામાં આવે તો, તેવે વખતે થતી હિંસા ક્ષમ્ય મનાય. પરંતુ વાત એ છે કે સાધારણ રીતે લોકો એટલા જ બળનો ઉપયોગ કરતા નથી. કબજામાં આવેલા ગુનેગારને ખરાબખરાબ ગાળો દેવાય છે અને એટલી ખરાબ રીતે એને લોકો મારપીટ છે કે ઘણી વખત એ અધમૂવો થઈ જાય છે. આ જાતની હિંસા અક્ષમ્ય છે આ હેવાનિયત છે. આવા વર્તાવથી મુક્ત રહેવાની સમાજને તાલીમ આપવી જરૂરી છે અહિંસા સ્વીકારેલા સમાજે જાણી લેવું જરૂરી છે કે દરેક ગુનેગારને એક પ્રકારનો રોગી જ ગણવો જોઈએ. જેવી રીતે તલવાર લઈ દોડતા કોઈ પાગલને કે સનેપાતમાં હાથ પછાડતા કોઈ રોગીને જબરદસ્તી કરીને પણ વશ કરવો પડે છે, તેવી જ રીતે, ચોર, લુટારુ કે અત્યાચારીને પકડી તો લેવો જોઈએ; પરંતુ પાગલ કે સનેપાતવાળા બીમારને વશ કર્યા બાદ આપણે એમને મારઝૂડ કરતા નથી. ઊલટું એમના તરફ રહેમદૃષ્ટિથી જોઈએ છીએ બીજા ગુનેગારો પ્રત્યે પણ આ જ દૃષ્ટિ રાખી લઈએ ગુનેગારને આપણે પોલિસને હવાલે કરીએ છીએ એનો અર્થ તો એટલો જ કે એવા રોગીઓના ઇલાજ કરનારી સંસ્થાના હાથમાં આપણે એને સુપરત કરીએ છીએ. પુરાણા જમાનાના શિક્ષકોની માફક 'સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે રમઝમ' એવું માનનારા અજ્ઞાની અધિકારીઓની આજે તો આ સંસ્થાઓ બનેલી છે એ વાત સાચી છે, પરંતુ સમાજશાસ્ત્ર અને અહિંસાના વિકાસની સાથેસાથે આ દોષને પણ સુધારવાની જરૂર છે. આ સંસ્થા સુધારીને

એક પ્રકારની ઇસ્પિતાલ, પાઠશાળા અથવા તો ખાસ વસાહત ભલે બની જાય, એનું નામ ભલે બદલાવી નાખવામાં આવે, પરંતુ ગુનેગારનો કબજો લેનારી સંસ્થા તો એ જ રહેવાની.

સામાજિક દૃષ્ટિથી હિંસા-અહિંસાનો જે વાદ છે, તેને આવી રીતે અનિવાર્ય આત્મરક્ષાના વિષયમાં ચર્ચવાની જરૂર નથી; પરંતુ સાચા અથવા માની લીધેલા હકોની પ્રાપ્તિ ને કર્તવ્યોને અદા કરવાની વાતમાં જ એનો વિચાર કરવો યોગ્ય છે.

આપણે હિંદી લોકો કહીએ છીએ: 'સ્વરાજ્ય અમારો જન્મસિદ્ધ હક છે.' મુસલમાનો કહે છે' 'ગોવધ કરવાનો અમારો હક છે' કે 'મસ્જિદની આસપાસ શાંતિ રાખવી એ અમારું કર્તવ્ય છે.' હિંદુઓ કહે છે: 'વાજાં વગડાવવાં એ અમારો હક છે' કે 'ગોવધ અટકાવવો એ અમારું કર્તવ્ય છે.' સવર્ણ હિંદુઓ કહે છે: 'હરિજનોને દૂર રાખવા એ અમારો ધર્મ છે.' હરિજન પક્ષપાતીઓ કહે છે 'સમાનતા મેળવવી એ હરિજનોનો હક છે.'—આવી રીતે મજૂર, કિસાન, માલિક, જમીનદાર, રાજા, પ્રજા અને ભિન્નભિન્ન રાષ્ટ્રો પોતપોતાના હક કે કર્તવ્યનો દાવો એકમેકની સામે ધરે છે.

હક કે કર્તવ્યની આ વૃત્તિ કોઈ એકાદ વ્યક્તિની હો, નાની કે મોટી કોમની હો, કે સારાયે રાષ્ટ્રની હો—પણ એનો નિકાલ કરનારું અંતિમ સાધન કયું? જબરદસ્તીથી મારઝૂડ? યુદ્ધ? અગર જો આપણે એમ કહીએ કે અહિંસામાં જ અમારો વિશ્વાસ છે, તો એનો અર્થ એ જ થાય કે આવા સાધનોનો ત્યાગ કરવો જોઈએ. કોઈ પ્રકારનો હક પ્રાપ્ત કરવા માટે યા તો કર્તવ્ય-પાલન વખતે, ગાળાગાળી, જબરદસ્તી, મારઝૂડ, યુદ્ધ, તોડફોડ! આગઅંગાર વગેરેનો આશ્રય લઈ શકાય નહિ. પ્રતિપક્ષી પ્રત્યે ન તો તિરસ્કાર બતાવી શકાય કે ન તો એના દિલમાં દહેશત પણ પેદા કરી શકાય. આટલી વાતોને ઉત્તમ પ્રકારે સમજીને તે પ્રમાણે વર્તન કરવાનું નામ 'અહિંસાની તાલીમ' છે. આ તાલીમ કાર્યકર્તાઓ અને આમ જનતાને જો મળી જાય, તો આપણે કહી શકીએ કે અહિંસાત્મક આંદોલન માટે લોકો તૈયાર છે. ૧૯૩૦નો સત્યાગ્રહ અને ચંપારણ, બારડોલી, બોરસદ વગેરે સ્થળોના સત્યાગ્રહોમાં સામાન્ય જનતા આ વાતને ઇશારામાં જ સમજી ગઈ હતી. જનતાએ ત્યારે અમુક હદ સુધી એવી રીતનો વર્તાવ રાખ્યો પણ હતો. એ વખતે આ શરતની હાંસી કરવાવાળો, એની આવશ્યકતા પર શંકા લાવનારો કે એનાથી અસંગત એવું આંદોલન જગાવવાવાળો કોઈ નેતા નહોતો. આજે એ વાતાવરણ નથી. એ વાતાવરણને પુનઃ સ્થાપિત કરવાનું અને લોકોને ગમે તેવી વિપરીત વાતો કહેવામાં આવે, તોપણ હક કે ધર્મ માટે તેઓ અહિંસાની મર્યાદા ન તોડે એવી એમનામાં બળવાન નિષ્ઠા કાયમ કરવાનું અહિંસાવાદી સેવકનું ધ્યેય છે. સામાન્ય લોકો માટે અહિંસાધર્મની આથી વધુ ઊંડી વ્યાખ્યામાં ઊતરવું જરૂરી નથી.

અલબત્ત, અહિંસાશક્તિના પ્રયોગની શોધ કરનાર સેવકોને તો અહિંસાના વધુ ઊંડા અર્થમાં ઊતરવું જ પડશે. એટલા માટે જે જે પ્રસંગોમાં આમજનતાને પોલિસ, કચેરી કે બળનો આશ્રય લેવાની છૂટ હોઈ શકે છે, ત્યાં પણ એ અહિંસક સેવક તો અહિંસક ઇલાજને જ અજમાવવાનો કે નુકસાન સહન કરી લેવાનો સંકલ્પ કરી

શકે છે, અને પોતાના વ્યક્તિગત સંજોગોમાં આ સંકલ્પ જ્યારે એ પોતાને માટે કરશે, ત્યારે તો પોતાની સંસ્થા માટે પણ એમ કરવાનો એને અધિકાર પ્રાપ્ત થઈ શકે છે. બલ્કે એમ પણ બની શકે કે વ્યક્તિગત સવાલમાં, એ આવા સંકલ્પ પ્રમાણે ચાલે છતા પોતાને આધીન એવી સાર્વજનિક સંસ્થાના સંબંધમાં સેવક એ માર્ગે ન પણ ચાલે. આ વાત પ્રત્યેક કાર્યકર્તાની નિજની અહિંસાવૃત્તિ પર તથા પ્રયોગ પ્રત્યેની નિષ્ઠાની દૃઢતા પર આધાર રાખે છે.

**પ્રશ્ન:** કોમી ઝઘડાઓ જ્યાં ન હોય ત્યાં અહિંસાને પ્રધાન કાર્ય કેવી રીતે બનાવી શકાય અને અહિંસક ઇલાજની શોધ કેવી રીતે કરી શકાય?

**ઉત્તર:** કોમી ઝઘડાનો અર્થ માત્ર હિંદુ–મુસલમાનોનો જ ઝઘડો એવો ન કરવો જોઈએ. બલ્કે, ઝઘડો ને વિરોધ કરનારા જ્યાં જ્યા બે પક્ષ હોય ત્યાં ત્યાં પણ કોમી ઝઘડાનું જ અસ્તિત્વ માનવુ જોઈએ. આ અર્થમાં આપણા કમનસીબ દેશમાં ભાગ્યે જ એવું કોઈ ક્ષેત્ર જોવા મળશે, જ્યા આ સ્થિતિ ન હોય. જ્યાં કોઈ સબળ નિર્બળને સતાવે છે ત્યાં બે પક્ષ ઊભા ન થયા હોય તોપણ અહિંસક ઇલાજની શોધ કરવાનું ક્ષેત્ર મળી રહે છે ઉદાહરણ લઈએ· કેટલેક સ્થળે પરંપરાગત પ્રાચીન રૂઢિથી કુલીન મનાતી જાતિઓ, હલકી કહેવાતી જાતિઓ ઉપર એવી વ્યવસ્થિત હકૂમત ચલાવે છે ને એવી દહેશતમા એને એ રાખતી આવી છે કે આ દલિત જાતિઓમાં પોતાનો એક પક્ષ નિર્માણ કરવાની પણ હિંમત નથી. બાહ્ય દૃષ્ટિથી આપણે કહી શકીએ કે નથી ત્યાં કોમી ઝઘડો કે નથી પક્ષ; પરંતુ સાચોસાચ આ સ્થિતિ તો કોમી ઝઘડાથી પણ વધુ ભયંકર છે અને ગમે ત્યારે પણ એ તીવ્ર ઝઘડાનુ સ્વરૂપ લઈ લેશે. અહીં દલિત વર્ગમાં અહિંસાપૂર્વ જાગૃતિ લાવવાનું તથા અધિકારભોગી વર્ગમાં કર્તવ્યનું ભાન પેદા કરવાનું કાર્ય અહિંસક સેવકના કર્તવ્ય ક્ષેત્રમાં આવી જાય છે એ માટેનો જે ઇલાજ શોધી શકશે તે હિંદુ–મુસ્લિમોના ઝઘડાઓ મિટાવી દેવાનો ઇલાજ શોધવામાં પણ પોતાનો હિસ્સો નોંધાવી શકશે.

(હિંદી ઉપરથી)

★

જ્ઞાનમાત્રનો સાર તો આ જ છે કે, કોઈ પણ જીવની હિંસા ન કરવી પ્રાણીઓનું સ્થાવર હોવું કે જંગમ એ અમુક ચોક્કસ કારણોને લીધે હોય છે બધા જ જીવભાવે સમાન છે. તેમાં ય જંગમ પ્રાણીઓ વિષે તો આ સ્પષ્ટ સમજાય એવુ છે. પોતાની જેમ કોઈને દુઃખ નથી ગમતુ, એમ જાણી, કોઈની હિંસા ન કરવી. અહિંસાનો સિદ્ધાંત તે આ જ છે માટે મુમુક્ષુએ ચાલવામાં, સૂવા–ઊઠવામા તથા ખાવાપીવામાં સતત જાગૃતિપૂર્વક સંયમી ને નિરાસક્ત રહેવું; તથા માન, ક્રોધ, માયા ને લોભ તજવાં. આ પ્રમાણે સમ્યક આચારવાળા થઈ, તથા કર્મો આત્માને ન લેપે એ સારુ અહિંસા, સત્યાદિ પાંચ મહાવ્રતોરૂપી સંવર (એટલે કે છત્ર) દ્વારા સુરક્ષિત બનવું

—'મહાવીર સ્વામીનો સંયમધર્મ'

*

# સૌ..જને ઉપયોગી.. થશે..!

લેખક:
શ્રી.. રવિશંકર મહારાજ

આપણા દેશની અને ગુજરાતની વર્તમાન સ્થિતિમાં અનેક નવા વ્યવસાયો ઊભા થયા છે. આવા વ્યવસાયમાં પડેલા ડોક્ટરો, વકીલો, લેખકો, કવિઓ, ચિત્રકારો, કલાકારો રાષ્ટ્રને ઉપયોગી શી રીતે થઈ શકે તે અંગેનું માર્ગદર્શન આ લેખમાંથી મળે છે.

પહેલાં જીવનને જે જે વસ્તુઓની જરૂર પડી, તે માટે તેનો ઉત્પન્ન કરનારો પેદા થયો હતો.

લોખંડમાંથી ખેતીનાં હથિયાર બનાવવાની જરૂર પડી, ત્યારે લુહાર ઉત્પન્ન થયો; લાકડાંમાંથી હળ વગેરે બનાવવાની જરૂર ઉત્પન્ન થઈ, ત્યારે સુથાર થયો. એમ કુંભાર, વાળંદ વગેરેના ધંધાની જરૂર પડી, તેમ તેના ઉત્પાદકો થયા અને ગામડાં બંધાયાં.

વકીલ, ડોક્ટર, ગુમાસ્તા કે એવા કોઈ ખાસ ધંધા ત્યારે ન હતા. એ ધંધાવાળાનાં કામ ગામેગામ વહેંચાઈ ગયાં હતાં. તે વખતે ગામેગામ ન્યાય થતો હતો. આજે ન્યાય કરનારા એક ઠેકાણે ભેગા થાય છે. તે વખતે વેપારીઓ ઓછા હતા કેમ કે જીવનની મુખ્ય જરૂરિયાતો તો ગામમાં જ ઉત્પન્ન થતી હતી. એટલે બહારથી લેવડદેવડ કરવાની ઓછી હતી અને ગુમાસ્તાની જરૂર પણ એટલી ઓછી જ રહેતી તે વખતે ડૉક્ટરો, ચિત્રકારો, સંગીતશાસ્ત્રીઓ હતા, પણ તે આજની જેમ ધંધાદારી ન હતા. તે વખતે રેલવે ન હતી, એટલે રેલવેકામદારોનાં મંડળ ન હતાં. મિલો ન હતી, એટલે મજૂરમહાજન ન હતાં. પોસ્ટઑફિસો ન હતી, એટલે પોસ્ટમેનોનાં મંડળો ન હતાં.

આમ તે વખતે રચનાત્મક કાર્ય ટૂંકું હતું. તે વખતે કોઈ ગુજરાતીને કાશી જવું હોય, તો લગભગ છ માસ લાગતા. તે સમયની દુનિયા મોટી હતી. આજે તો આખી દુનિયાની મુસાફરી થોડા દિવસમાં થઈ જાય એવાં વિમાનો થયાં છે એટલે દુનિયા ટૂંકી થઈ ગઈ છે.

પણ આ બધા નવા ધંધાદારીઓ થયા છે, તે હવે મટી જવાના નથી. ત્યારે તે કેવી રીતે સમાજને ઉપયોગી થઈ શકે, તેનો વિચાર કરીએ.

ડૉક્ટર શા માટે થયો? ગામમાંથી રોગ કાઢવા માટે તેની જરૂર છે. જો લોકો તંદુરસ્ત હોય, તો તે સમાજને વધુ ઉપયોગી થઈ શકે; એ માટે તંદુરસ્ત સમાજ રાખવાનું કામ ડૉક્ટરનું છે. ડૉક્ટરના મનમાં એમ થવું જોઈએ, કે હું ડોક્ટર છું અને મારા ગામમાં રોગ આવે, એ કેમ બને? રોગ આવે તો મારી લાજ જાય. ગામ રોગરહિત રહે, એ જોવાનું અને રોગ કદાચ ઘૂસી જાય તો તે કાઢવાનું કામ તેનું છે. એ માટે એ જ્યાં હશે, જ્યાં ફરશે, ત્યાં કોઈ રોગ હોય, તો તે જોશે અને તેનો ઉપાય શોધશે.

કોઈ જગ્યાએ કચરો ભેગો થયો હશે, તો તે ભેગો કેમ થયો, કોણે કર્યો, તેની એ તપાસ કરશે અને કચરો દૂર કરાવશે અને ભેગો કરનારની ભૂલ બતાવશે. એવી રીતે પાણી ઢોળાયું હશે તો ઢોળનારને શોધી

કાઢી, તેને એ સમજાવશે અને ઢોળેલું પાણી નુકસાન કરે છે માટે તેનો નિકાલ કરશે. કોઈ બાઈ રસ્તા પરની માટી લઈ વાસણ માંજતી હશે, કોઈ છોકરું રસ્તા પર પેશાબ કરવા બેસશે, કોઈ જ્યાં ત્યાં નાક સાફ કરતો હશે, કોઈનું છોકરું જાજરૂ જવા માટે રસ્તા પર બેઠું હશે, તો ડૉક્ટર તેને તેમ નહિ કરવા સમજાવશે.

વળી કોઈની આંખો પીયા હશે, કોઈને ગૂમડાં થયાં હશે, કોઈને ખસ થઈ હશે, તો તે કેમ થયાં, તે જોશે અને તે ન વધે તે માટેનો ઉપાય શોધી બતાવશે.

આજે તો સ્ત્રીઓ ગંદી માટીથી વાસણ માંજે છે, ગંદી માટીથી હાથ ધુએ છે, નાકલીંટ કપડે અને થાંભલે ઘસે છે, લોકો જ્યાં ત્યાં પેશાબ કરે છે.

જે તળાવમાં લોકો નાહાય છે, તે જ તળાવની પાળ પર ઘણા માણસો જાજરૂ જાય છે. ચોમાસામાં તે ગંદકી વરસાદથી તળાવમાં જાય છે અને તળાવનો ઉપયોગ કરનાર આખા ગામને એની દુર્ગંધ આવે છે. વળી લોકો જ્યાં જાજરૂ જાય છે, ત્યાં જ ઢોર પાણી પીએ છે, ત્યાં જ વાસણ ઘસાય છે. ટ્રેનમાં માણસ મુસાફરી કરે છે, ત્યારે જ્યાં બેસે છે, ત્યાં જ થૂંકે છે ને નાક સાફ કરે છે; આ બધી ગંદકી અટકાવવાનું કામ પોતાનું છે, એમ ડૉક્ટર માનશે.

આમ રોગ ગામમાં ન આવે, એ માટે તે બધી સાવચેતી રાખતો હશે તેમ છતાં કદાચ રોગ આવી ગયો, તો તેનું નિવારણ તે એવી રીતે કરશે, કે તે જડમૂળથી જાય.

પહેલાં વૈદો હતા. તે રોગોનું મૂળ કાઢવાની દવાઓ કરતા. આજે તો રોગને દાબવાની ચિકિત્સાઓ થાય છે, રોગ તરત દબાય છે, પણ તે ફરી પાછો બમણા જોરથી બહાર નીકળે છે. તેથી કુશળ ડૉક્ટર તો તે ગણાય, જે રોગનું મૂળ કાઢે. કોઈ પ્રશ્ન કરે, કે આવી રીતે ડૉક્ટર કામ કરે, તો ખાય શું?

આ પ્રશ્ન આ જમાનામાં થાય છે. પચાસ વર્ષ પહેલાં શું ખાય, એ પ્રશ્ન જ ન હતો.

શ્રી. નાનાભાઈ ભટ્ટના 'કોડિયાં'માં આવતું 'ઘડતર અને ચણતર' મેં વાંચ્યું: તેમના દાદા સમર્થ વૈદ્ય હતા, પણ તે ભિક્ષા પર નભતા હતા. ગંડુભાઈ વૈદ્ય તો મોટા વૈદ્ય થઈ ગયા. તે પણ તેવી જ રીતે નભતા હતા. બધાનાં જીવન સારી રીતે ગયાં છે. તે દુખી ન હતા. સમાજને ઉપયોગી થનારને સમાજ ભૂખ્યો રહેવા દેતો નથી. હા, એટલું ખરું, કે તેની જરૂરિયાતો મર્યાદિત હોવી જોઈએ. પહેલાં મર્યાદિત જરૂરિયાતો રાખવામાં આનંદ અને ગૌરવ લેવાતો હતો અને લોકો તેમના પ્રત્યે માનની નજરે જોતા હતા. જેની જરૂરિયાત વધશે, તેનું મોં તેને પોષવા તરફ જશે. આજે તો દુકાળ આવે, ત્યારે વાણિયો ખુશ થાય છે અને શરદઋતુ આવે, ત્યારે ડૉક્ટર ખુશ થાય છે. ખરી રીતે તો ડૉક્ટરે શરદઋતુ આવે ત્યારે લોકો મેલેરિયાના ભોગ ન થઈ પડે, એ માટેના ઉપાયો વિચારી રાખવા જોઈએ, જેથી તે ઋતુ આવે તે પહેલાં તે જાગૃત થઈ ગયો હશે અને બધી તૈયારી કરી રોગ સામે લડવા ઊભો હશે.

આવું ક્યારે બની શકે? ડૉક્ટરની જરૂરિયાતો ઓછી હોય તો જ, કારણ કે તે સમાજની સાથે અને સમાજની જેમ જીવવાના વિચારવાળો હશે તો જ સમાજ આપે છે તે ઘણું છે, એમ એને લાગશે, કેમ કરીને ઓછું લઉં, એવો

ભાવ તેના દિલમાંથી નીકળશે. આપનારને એમ થાય, કે આ ડોક્ટરને અમે કંઈ આપતા નથી; એને આપણે વધુ આપવું જોઈએ. જ્યારે પેલો ડૉક્ટર ઓછું લેવાનો પ્રયત્ન કરતો હોય અને લોકો વધુ આપવાનો પ્રયત્ન કરતા હોય. આમ થાય, તો જ પ્રેમ ઉદ્ભવે. એ પ્રેમ જ ઘણું કામ કરી આપશે. સમાજ સાથેનો એ સંબંધ ધાર્મિક સંબંધ થયો અને તેથી તે ઈશ્વરી સંબંધ થયો ગણાય. આમ જે ઓછી જરૂરિયાત રાખે, તે ડૉક્ટર રોગ ન થવા દે, થયો હોય તો કુશળતાપૂર્વક કાઢે અને કાઢતી વખતે દર્દીને લગારેય નુકસાન ન થવા દે; તે ડૉક્ટર ગાંધીજીએ બતાવેલા રચનાત્મક કાર્યમાં મદદ કરે છે.

વકીલનો વિચાર કરતાં, તે વર્ગની ઉત્પત્તિ પ્રથમ ઇટલિમાં–રોમમાં થઈ હતી, યાદ આવે છે.

એક વખત ઇટલિના લોકો વૈભવી હતા. તેઓ રોજ મોજશોખમાં પડેલા રહેતા. ખૂબ વિલાસી થઈ ગયા હતા. તેમના બાપદાદાઓએ તપશ્ચર્યા કરી હશે તેથી તે વૈભવી થયા હશે અને તેથી તેઓ બધા અમીર હતા. તેમના રાજ્યમાં આવક બધી બહારની હતી. કોઈ પેદા કરતું ન હતું; એટલે બધું બહારથી લાવતા હતા અને નિકાસમાં ફક્ત બાજરાનો મળ હતો, એમ શ્રી. નરહરિભાઈ પાસેથી સાંભળ્યું છે.

તેમના સમયમાં પ્રજા માટે રોમન કાયદા થયેલા. એ કાયદા મુજબ તંત્ર ચાલે છે કે નહિ તે જોવા, જો ખામી જણાય તો સુધારવા અને એ કાયદાનો લાભ પ્રજાને આપવા અમીરોના પુત્રો કચેરીમાં જતા. તે બધા બૅરિસ્ટરો કહેવાતા. આ કામ તેઓ સ્વેચ્છાએ અને આનંદથી કરતા. લોકોને તે માટે કંઈ ખર્ચ કરવાનો ન હતો એટલે ફી હતી નહિ; તેથી આજેય બૅરિસ્ટરો ફી ન લે, પણ કોર્ટમાં ભાષણ કરે. ફી લેવાનું કામ સૉલિસિટર કરે. બૅરિસ્ટર સીધો કેસ નહિ લે. સૉલિસિટર કેસ લે અને ખર્ચની વ્યવસ્થા કરે. બૅરિસ્ટર તો સૉલિસિટરે તૈયાર કરી આપેલા કેસની દલીલો જ કોર્ટમાં કરે.

આમાંથી વકીલોની ઉત્પત્તિ થઈ છે.

આપણા દેશમાં વકીલનો ધંધો હતો જ નહિ. ગામેગામ ન્યાયનું કામ આગેવાનો વિના ફીએ કરતા. પણ અંગ્રેજી રાજ્ય આવ્યું, એટલે જુદી જુદી કોર્ટો આવી. વિકેન્દ્રિયકરણનું કેન્દ્રિયકરણ થયું. કોર્ટ સાથે અજાણ્યા અને ભાષા નહિ સમજનારા મૅજિસ્ટ્રેટો ઊભા થયા અને વકીલ પણ થયા અને તે બધા એકસાથે વસ્યા. પહેલાં એ ધંધાનું કામ ગામે ગામ વહેંચાયેલું હતું. હવે તેનું કેન્દ્રિયકરણ થયું. પહેલાં ન્યાય કરનાર, કરાવનાર, એક-બીજાને ઓળખતા હતા. આજે એકબીજાને સંબંધ જ નથી હોતો; એટલે આજે વકીલોની બુદ્ધિનો ન્યાય થાય છે, પણ લોકોના કજિયાનો ન્યાય થતો નથી.

એટલે આજે તો મને વ્યવસ્થિત ગોઠવીને બોલતાં ન આવડે, તો હું સાચો હોઉં તોય ખોટો ઠરું અને બરાબર બોલતાં આવડે તો ખોટો હોવા છતાં સાચો ઠરું એવી દશા થઈ ગઈ છે.

આજે વકીલોનું કર્તવ્ય એ છે, કે ગામમાં કંકાસ ઊભો જ ન થાય એ જોવું જોઈએ. કંકાસ કે કજિયો થાય, તો તેનો ઉકેલ લાવવાનું કામ તેમણે પોતાનું માનવું જોઈએ અને એવો ઉકેલ શોધવો જોઈએ, કે જેથી બન્ને પક્ષોનું કલ્યાણ થાય અને પોતાનું તો થાય જ.

આ રીતે વિચારતાં આજના વકીલો

કજિયા-દલાલો; એટલે કજિયા વધારવાનું કામ કરનાર બની ગયા છે તેમાંથી પોતાની જાતને ઉગારી લેવી જોઈએ અને સમાજને ઉગારવો જોઈએ. ગાંધીજીનું દૃષ્ટાંત આપણી સામે મોજૂદ છે. તેમણે આફ્રિકામાં વકીલાત કરી. એ વકીલાતથી તેમણે ભાઈ-ભાઈ વચ્ચે પડેલો ભેદ તોડી સંપ સ્થાપ્યો. વાદી-પ્રતિવાદીઓને મિત્ર બનાવ્યા અને વકીલાતની આવડતનો ઉપયોગ પ્રજાના કલ્યાણમાં કર્યો. તેમણે તેમનું કામ દેશને ચરણે ધર્યું.

પણ આવું ક્યારે થઈ શકે? જો વકીલો શોખ માટે ન જીવે, પણ સાચું જીવન જીવવા ઇચ્છે તો જ થઈ શકે. એવા વકીલોની જરૂરિયાતો ઓછી હોય જ. વળી ગાંધીજીએ પોતાનું જ્ઞાન દેશને અર્પણ કર્યું તેથી શું ખોયું? એમણે શું ઓછું મેળવ્યું છે? એમને શાની તંગી છે? તેમણે જગતને બધી શક્તિ અર્પણ કરી, એટલે જગત તેમને અર્પણ થયું, એટલે આખા દેશે તેમને બધું આપ્યું. સંન્યાસીને સમાજ બધું અર્પણ કરે, તો તેમાં સમાજે શું ગુમાવવાનું હોય?

મને એક દિવસ વકીલ થવાનો વિચાર આવ્યો હતો. હું બારડોલીની લડતવખતે સરભાણ રહેતો હતો. ત્યાં એક રાનીપરજ ભાઈએ મારી પાસે આવીને કહ્યું: 'વાણિયો મારી પાસે કંઈ માગતો નથી અને મારું સર્વસ્વ લઈ લે છે.' મેં વાણિયાને પૂછ્યું. તેણે કહ્યું: 'હિસાબે થાય તે તો લેવું જ જોઈએ ને? હિસાબથી વધુ એક પાઈ પણ મારે ન જોઈએ' તેણે પોતાના ચોપડા મંગાવ્યા, પણ મને એમાં સમજ ન પડી; એટલે ડૉ. ત્રિભુવનદાસને બોલાવ્યા. તેમણે જોયું, કે પેલાએ રૂ. ૧) લીધેલો, તેના વ્યાજનું વ્યાજ ગણીને તેની બધી જમીન વાણિયાએ લઈ લીધી હતી. પછી તેની જમીન તેને વકીલ કરીને પાછી અપાવી; પણ ત્યારે મને થયું, કે સમાજમાં જો સાચા વકીલો હોય, તો અન્યાય ઓછા જ થઈ જાય.

આજે જ્યાં ત્યાં વેરઝેર અને ઝઘડા વધ્યા છે, તે ઘટાડવામાં અને આખરે એને નાબૂદ કરવામાં વકીલો પોતાની શક્તિ ખર્ચશે, તો તે પ્રજાનું કલ્યાણ કરશે અને પોતે પણ સાચું જીવન જીવતા થઈ જશે.

સારા ધંધાની સાથે કેટલાક ભેળ ભળ્યા છે દા. ત. નૃત્યકાર, ચિત્રકાર, સંગીતકાર વગેરે.

સંગીતની સમાજને જરૂર છે જ, પણ સાચું સંગીત તો એ, કે જે હૃદયમાં ઊંચો, કલ્યાણપ્રદ ભાવ જન્માવે. પ્રાસ મેળવીને ગાય તે સંગીત નથી. પ્રાસંગિક વાણીમાં પ્રાસ સમાવેલો હોય છે કોઈ માતા પ્રેમથી પોતાના દીકરાને માથે હાથ ફેરવતી બોલે છે, તે સંગીત નથી શું? દીકરો 'કાલી' ભાષામાં 'બાપા' બોલે છે, તેમાં સંગીત છે; નહિ કે બારીટ સભા વચ્ચે 'બાપો, બાપો' બોલે છે અને ભાટાઈ કરે છે તેમાં.

તમે બધા ટ્રેનમાં મુસાફરી કરતા હશો એમાં ભિખારીઓ બ્રહ્માનંદનાં ગીતો ગાય છે અને પૈસા માગે છે તેમાં સંગીત ખરું કે? કેટલીક વખત તો એમ લાગે છે, કે તે બંધ કરે તો સારું.

આજે આપણે ધંધાદારી સંગીતને સંગીત કહેતા થઈ ગયા છીએ. ધંધાદારી સંગીત આવ્યું, ત્યારથી પ્રમાદ અને વિલાસ વધ્યાં છે. તેની પાછળ કેટલું ય ધન સોડો ખર્ચે છે.

સંગીતમાં શક્તિ છે અને તે માણસને

વશ કરી લે છે; એટલે સારા લોકોએ નાટક, સિનેમા, ભવૈયા, રામલીલાવાળા૦ વગેરેથી ચેતવું પડે છે કેમ કે તેમાં બાળકો –છોકરાં ફસાવાનો ડર રહે છે.

એ સંગીત ધનની ઇચ્છામાંથી ઉત્પન્ન થયું છે; તેથી તે હૃદયના ભાવને જગાડી, ઉન્નત કરી શકતું નથી. ધારો કે આવા બધા સંગીતવાળાઓ દેશમાંથી એકદમ અદૃશ્ય થઈ જાય અને એક પણ ધંધાદારી સંગીતવાળો ન રહે, તો મને લાગે છે, કે સમાજનું રુવાંટું ય ન ફરકે; તેથી તે નકામા જેવા છે. હા, જેમનો અંગત સ્વાર્થ ન સધાય એવા કેટલાકને કદાચ તેની ખોટ લાગે–જેમ દારૂ બંધ કરવાથી કલાલને ખોટ લાગે છે તેમ.

પણ સંગીત જગતનું કલ્યાણ પણ સાધી શકે છે. જો સંગીતશાસ્ત્રીઓ પોતાની શક્તિ દેશના હિતમાં અર્પણ કરે, તો જરૂર તે આનંદ આપે. જેમ કે રવીન્દ્રનાથ ઠાકૂર. તેમણે પોતાનું સંગીત પોતાની આજીવિકા માટે ઉત્પન્ન કર્યું ન હતું; તેથી એ સમાજને પોષક બન્યું. જે ચીજ ઈશ્વરને–સમાજને અર્પણ કરવાની હોય, તે કેટલી પવિત્ર હોવી જોઈએ! તેમાં સ્વાર્થની ગંધ પણ હોય તો તેની પવિત્રતા મારી જાય. તે તદ્દન શુદ્ધ હોવી જોઈએ.

આજે તો સંગીતના જલસાઓ થાય છે, તેની ટિકિટો લેવાય છે અને કેટલી ટિકિટ ખપે છે, તેના પર સંગીતની કિંમત અંકાય છે. એને બીજું જે નામ આપવું હોય તે આપો, પણ એ સંગીત નથી.

જેના દિલમાં શુદ્ધ ભાવ નથી ઊઠતા, તેનો કંઠ ગમે તેટલો મધુર હોય, તોપણ તેનું ભજન હૃદયને સ્પર્શ કરી શકતું નથી. આજે જે હૃદયનાં ઊંડાણમાંથી ગાય છે, ગવાઈ જવાય છે, તેં ગમે તેવા કંઠે ગવાય તોપણ તે હૃદયને અસરકરતા થાય છે.

વળી સંગીત એટલે કાવ્ય જ નહિ; ગદ્ય હોય તોપણ તે સંગીત હોઈ શકે છે.

જ્યારે મા તેના બાળક સાથે વાતો કરે છે, ત્યારે તેમાંથી સંગીત નીકળે છે. આ વાતો નાનું બાળક પણ સમજે છે; કેમ કે આ વાતો હૃદય–હૃદય વચ્ચેની હોય છે.

એમ જેના દિલમાં સ્વાર્થ ન હોય, પવિત્ર અને કલ્યાણપ્રદ ભાવ જેમાં હોય તેમાંથી જ સંગીત નીકળે.

સંગીતની જેમ નૃત્યનું પણ છે. નૃત્ય સુંદર હોય, ગમે તેવું હોય, પણ જો તે સમાજની ઉન્નતિનું પોષક ન હોય, તો તે વિલાસ બની જાય છે.

પણ લોકો આજે શ્રેયસ્ કરતાં પ્રેયસ્‌ને વધુ મહત્ત્વ આપે છે. એટલે તે નૃત્ય જીવનનું કલ્યાણ કરે તેવું છે કે નહિ, તેનો ખ્યાલ જ ભૂલી જવાય છે.

કવિ કોને કહેવો? આકાશના તારા સામે જોઈ, તે પરથી કવિતા લખે તેને? નહિ; કોઇથી એવી રીતે કવિ થવાતું નથી.

દરેકના દિલમાં સારા ઉન્નત ભાવો આવે છે, પણ તે રજૂ કરવાની શક્તિ દરેકમાં હોતી નથી. એ ભાવ જ્યારે બહાર પડેલા સાંભળીએ કે વાંચીએ, ત્યારે આપણા દિલના ભાવનો જાણે પડઘો ન પડતો હોય એવું લાગે છે.

એટલે ઉન્નત ભાવો સામાના હૃદયને સ્પર્શ કરે, એવી રીતે રજૂ કરવાની કળા કવિની હોય અને સાચા કવિને એ ભાવ રજૂ કરતાં આનંદ થાય છે; કેમ કે તેના

દિલમા એમ[ થાય છે, કે જે સાવથી મને આનંદ થયો, તેના ભાગીદાર બીજાને બનાવુ અને એ રીતે તે સમાજને અર્પણ કરે છે એના અર્પણમા સ્વાર્થ હોતો નથી

મને લાગે છે, કે જેમનુ લખાણુ લખનારને પોતાને ઉચે લઈ જાય અને સામાન્ય માણસ સમજે એ રીતે જે રજૂ કરે તે જ કવિ

જેવી રીતે માના પેટમા બાળક હોય, તે ગર્ભમાં રહેલા બાળકને કેવી રીતે પોષે છે? તે પોતે ખોરાક ખાઈ, પચાવી, રસવાળુ અને સત્ત્વવાળુ બનાવી, બાળકની દૂટી મારફત પહોચાડે છે અને તેને તથા બાળકને પોષણ મળે છે એવી જ રીતે સમાજને ઊચા ભાવ પહોચાડે અને તેને ઊચે લઈ જાય અને પોતે પણ એ ભાવથી ઊચો થાય તે કવિ

મીરાબાઈએ હૃદયના ઊડાણમાથી જે ભાવ વ્યક્ત કર્યા તેથી તે તો ભવસાગર તરી ગયાં અને આજે પણ અનેકને ભવસાગર તરવામા તે મદદ કરે છે એવી જ રીતે નરસિંહ મહેતાના ભજનોમાથી વર્ષોથી લોકો પ્રેરણા મેળવે છે અને તે ગાતા ધરાતા નથી અખા જ્ઞાનીએ સમાજને પદો રચીને ચાબખા માર્યા છે એ બધા કવિ હતા કેમ કે તેમના લખાણો ધધા તરીકે ન હતા તે લખાણોમાંથી એમાંના કોઈએ આજીવિકા નથી મેળવી નરસિંહ મહેતા ભિક્ષા માગીને રહેતા કબીર વણકર હતો અખો જ્ઞાની હતો આ રીતે વિચારીએ તો કવિ એટલે ઈશ્વર

આજે તો જે કોઈ પણ વ્યક્તિ મીરાનુ, નરસિંહનુ કે કોઈનુ યે ભજન ગાય, તે ભક્ત કહેવાય છે એવાં ભજન કોઈ ગાતો હોય તો લોકો કહેશે, તે ભગત છે જેમ મદિરમા જાય, તે ભક્ત ગણાય છે તેમ ભજન ગાય કે મદિરમા જાય તે ભક્ત શાનો? ચોર પણ મદિરમા જાય અને ભજનો ગાય, તો તે ભક્ત ગણાય ખરો? તે તે ભજનના ભાવ એના જીવન સાથે મેળવાતા હોય, તો તે ભક્ત ખરો આજે તો તે ધર્મ મટીને ધધો થયો, તેથી તે પડ્યો

કવિ અને ચિતારો એક જ જાતના છે કવિ માણસના હૃદયના ભાવને શબ્દોમા રજૂ કરી, પ્રત્યક્ષ કરે છે અને ચિત્રકાર તે ભાવને ચિત્રમા રજૂ કરી, પ્રત્યક્ષ કરે છે છેવટે અક્ષર પણ ચિત્ર જ છે ને?

હુ શાતિનિકેતન ગયો, ત્યારે નદલાલ બોઝના ચિત્રો જોવા પામ્યો હતો તેમણે એક ચિત્ર મહાભારતના વખતનુ ચીતરેલું હતુ તેમા કુરુક્ષેત્રના યુદ્ધ પછી ધૃતરાષ્ટ્ર યુદ્ધભૂમિ પર જાય છે તેમાં કૌરવોને જોતા તેના દિલમા દુ ખની લાગણી થાય છે અને પાંડવોને જોતા તેના મો ઉપર ક્રોધની લાગણી છવાઈ જાય છે તે ભાવો તેમણે આબેહૂબ ચીતર્યા હતા

કવિની જેમ ચિત્રકારનો ધધો ન હોય, પણ એ લોકો પોતાની શક્તિ સમાજને અર્પણ કરે અને અર્પણ કર્યા પછી જે મળે તે લે, તો તે ઉપકારી થાય પણ ઉપકાર કરવાનુ મન તો ત્યારે જ થાય, કે જ્યારે નિષ્કામ ભાવ આવ્યો હોય

મીરાબાઈએ ગાયુ છે, કે પ્રેમનો પ્યાલો પાઈને પીઉ એનો અર્થ એ, કે પોતાનો પ્રેમ અર્પણ કરીને, પછી જે શેષ પ્રસાદ મળે, તે પ્રેમથી લેવાનો હોય છે

*

# દુઃખનું રહસ્ય

લેખક:
શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે.

દુઃખમાં સાંભરે રામ એટલું જ નહિ, પણ આપણે જીવીએ છીએ તે જિંદગીનું ભાન પણ દુઃખ વખતે જ થાય છે એવું ભાન શ્રી. જ્યોતીન્દ્ર દવે આ લેખ દ્વારા એમની લાક્ષણિક ઢબે આપણને કરાવે છે. હસતાંરમતાં જીવનનાં રહસ્યો કેવી સુંદર રીતે તેઓ સમજાવી શકે છે, તેનો આ લેખ એક નમૂનો છે.

'એવી વસ્તુ કયી છે જેનાથી દરેક માણસ દૂર રહેવા માગે છે, પણ જે દરેક મનુષ્યને મળ્યા વગર રહેતી નથી?' એકવાર ટ્રેનમાં અમે મુસાફરી કરતા હતા, ત્યારે એક ઉખાણાના શોખીન ભાઈએ ઉપર મુજબનો એક પ્રશ્ન અમને પૂછયો. દરેકે જુદા જુદા જવાબ આપ્યા. એક પ્રૌઢ વયના ને ગરીબ સ્વભાવના ગૃહસ્થે કહ્યું: 'વઢકણી બૈરી;' બીજા એક ભાઇએ જવાબ દીધો: 'કંકાસ;' મેં ટ્રેનમાંની ગીરદી તરફ નજર નાખી કહ્યું: 'ભીડ;' એક વિદ્યાર્થીએ કહ્યું: 'મારકણા માસ્તર;' પણ કોઈનો જવાબ બરાબર લાગ્યો નહિ. 'તમે કહો,' મેં પ્રશ્ન પૂછનારને કહ્યું. 'દુઃખ,' એમણે જવાબ દીધો. 'કોઈને દુઃખ જોઈતું નથી, સૌ એનાથી દૂર રહેવા માગે છે; પણ દુઃખ કોઈથી દૂર રહેતું નથી. એ તો દરેકની પાસે જઇને પોતાનો પરચો બતાવે છે.'

અમને બધાને એનું કહેવું સાચું લાગ્યું; પણ કોઈની વાત એકદમ કબૂલ ન કરી લેવી, એની સામે કંઈ ને કંઈ દલીલ શોધી કાઢી એનો વિરોધ કરવો એવો મારો અસલથી જ સ્વભાવ હોવાને લીધે મેં એ વાત કબૂલ કરવાની ના પાડી. 'દરેક માણસ દુઃખથી દૂર રહેવા માગતો નથી. કેટલાક માણસો સામે ચાલીને દુઃખને નોતરી લાવે છે.' મેં કહ્યું.

'ખોટી વાત. દુઃખને સામે ચાલીને કોઈ બોલાવવા જાય એ બિલકુલ અસંભવિત છે,' પ્રશ્નકાર ગૃહસ્થે કહ્યું: 'તમે ભિખારીઓને નહિ જોયા હોય. તમે મૂડાઓને દીઠા છે? પોતાને હાથે લોખંડની સાંકળ પોતાના શરીર પર ફટકારતા માગણો વિષે તમે સાંભળ્યું નહિ હોય. તીણા ખીલાવાળા આસન પર સૂઈ રહેતા બાવાઓ વિષે તમને કોઇએ કહ્યું નથી?' મેં કહ્યું. 'એ તો બધા ઢોંગ છે. એમ કરીને લોકોની દયાવૃત્તિ ઉશ્કેરી કમાઈ ખાવા માટેના એ બધા ધંધા છે' એમણે જવાબ દીધો. 'બરાબર, લોકોની સહાનુભૂતિ મેળવવા કે એમની દયાવૃત્તિને જાગ્રત કરવા ખાતર પણ કેટલાક માણસ હાથે કરી દુઃખી થાય છે એ ખરું કે નહિ?' મેં પૂછયું. 'એ ખરું, પણ એ કંઈ ખરેખર દુઃખ ખમવા માટે એમ કરતા નથી; પણ ગરીબાઈના મોટા દુઃખનું નિવારણ કરવા માટે એમ કરે છે,' એમણે કહ્યું. 'એટલે મોટા દુઃખનું નિવારણ કરવા માટે તેમ જ લોકોની સહાનુભૂતિ જાગ્રત કરવા માટે પણ કેટલાક લોકો હળવાં દુઃખો ખમવાનું પસંદ કરે છે એ તો સારું કે ની?' મેં પૂછ્યું. 'તમને નહિ પહોંચાય, ભાઈસાબ. કોઈ પણ રીતે તમારે તમારો કક્કો ખરો કરવો

છે,' એમણે કહ્યું. એમની બાજુમાં બેઠેલા એક તરુણ ગૃહસ્થ એમની વહારે ધાયા, 'તમે કદાચ નવીન માનસશાસ્ત્ર નહિ વાંચ્યું હોય; પણ તમે જે દાખલા ગણાવ્યા તે માનસવિકૃતિના દાખલા છે. એવી રીતે હાથે કરીને દુઃખ પામનારા ને એમાં આનંદ માણનારાઓનાં મન બગડેલાં હોય છે.' 'એ હું જાણું છું. કેટલાક માણસોને પારકાને દુઃખ દેવામાં મજા આવે છે ને કેટલાક માણસો પોતાને દુઃખ દઈને આનંદ માણે છે; પણ મેં ગણાવ્યા તે કિસ્સા માનસવિકૃતિના–બગડેલા મગજવાળાઓના નથી. એ તો મારા ને તમારા જેવા સારા મગજવાળા માણસો હોય છે,' મેં કહ્યું. 'એ ગમે તે હોય પણ દુઃખ કોઈને ગમતું નથી એ વાત તદ્દન ખરી છે,' મૂળ પ્રશ્નકારે કહ્યું.

મોટા ભાગના માણસોને દુઃખ ગમતું નથી એ વાત, એના વિરોધમાં ગમે તેટલી દલીલો કરીએ, તોપણ સાચી છે. પોતાનું જ નહિ, પણ બીજાનું દુઃખ પણ ઘણા માણસોથી જોઈ શકાતું નથી. સામાન્ય માણસો પોતાને દુઃખ ન પડે તેની કાળજી રાખે છે. બીજાને દુઃખ પડે, ને પોતાને ન પડે તેથી અધમવૃત્તિના મનુષ્યો રાજી થાય છે. બીજાને દુઃખ ન પડે ને પોતાને પણ ન પડે એવી ઇચ્છા સમધારણવૃત્તિના મનુષ્યો રાખે છે. પોતે દુખી થઈને પણ બીજાનાં દુઃખો દૂર કરવા ઉત્તમ પુરુષો મથે છે.

પરંતુ દુઃખ પણ માણસને જરૂરનું છે. નરસિંહરાવે દુઃખને અગ્નિ સાથે સરખાવીને કહ્યું છે કે 'દુઃખ પડવાથી કઠણ હૈયાં કુમળાં અને સંકુચિત હૃદયો વિશાળ બને છે.' જો કે એ દરેક કિસ્સામાં સાચું પડતું નથી. દુઃખને લીધે કેટલા કોમળ હૃદયના પુરુષો કઠોર ને નઠોર બની જાય છે અને વિશાળ હૃદયવાળા પણ સંકોચશીલ સ્વભાવના થઈ જાય છે. છતાં આમ ફાયદો કરવાને બદલે દુઃખ નુકસાન પણ કેટલીક વાર કરે છે, છતાં માણસને દુઃખની જરૂર પડે છે. સુખની શોધમાં ફરતો માણસ સાચી રીતે તો દુઃખને જ શોધતો હોય, તો એ શોધ જ એવી દુઃખરૂપ હોય છે કે સુખને નામે એ અજાણ્યે દુઃખને જ નિમંત્રણ આપી રહ્યો હોય છે અને એ એને ભરપૂર પ્રમાણમાં મળી પણ રહે છે; પણ એ વાત એ જાણતો હોતો નથી. આમ અજાણ્યે દુઃખને સામે ચાલીને મળવા જનારાઓનાં અનેક ઉદાહરણ આપી શકાય. પણ કેટલીક વાર માણસને જાણીજોઈને દુઃખ ઊભું કરવાની જરૂર પડે છે. સુખ કરતાં દુઃખ વધારે કાર્યસાધક છે. સુખ એ માણસનું અંતિમ ધ્યેય છે, એટલે કે દરેક માણસ પોતાને નિર્ભેળ સુખ મળે એમ ઇચ્છે છે. એ કોઈને મળતું નથી; છતાં ધારો કે મળે તો પછી એણે શું કરવું? સુખનો કાંઈ ઉપયોગ નથી. માણસ સંપૂર્ણ રીતે સુખી થઈ જાય, પછી એને કંઈ થવાનું જ બાકી રહેતું નથી એટલે એ તદ્દન નકામો થઈ જાય છે. દુઃખની બાબતમાં તેમ નથી. જેમજેમ માણસ દુખી થાય તેમતેમ એને વધારે ને વધારે કામ કરવું પડે છે.

સુખ એ સાધ્ય છે–મળે નહિ એવી–છતાં મેળવવાની કે મેળવવા લાયક વસ્તુ છે. ઘણીવાર એ માટેનું દુઃખ સિવાય બીજું કોઈ સાધન હોતું નથી. પૈસા, પત્ની, પ્રેમ, કીર્તિ, તંદુરસ્તી અને ઈશ્વર આદિ સર્વ કંઈ મેળવવા માટેનું મોટામાં મોટું સાધન દુઃખ છે, એમ પૈસા, પત્ની, પ્રેમ, ઈશ્વર વગેરે વગેરેને મેળવવા મથનારાઓનાં કાર્યો જોતાં જણાઈ આવે છે.

અહીંની હાઈસ્કૂલમાં ભણતા એક વિદ્યાર્થીએ શાળામાં પરીક્ષા ચાલતી હતી તે દરમ્યાન 'પરીક્ષા આપે એ બીજા–અમે નહિ' એવો મન સાથે નિશ્ચય કરીને ઘેરથી 'નિશાળે જાઉં છું' એમ કહી ચોપાટી, સિનેમા, હોટલ આદિ વિવિધ સ્થળે હાજરી પુરાવી પરીક્ષાનો કાળ પસાર કર્યો. પરિણામ જણાયું ત્યારે માલૂમ પડ્યું કે પરીક્ષાનો કાળ એણે ભલે પસાર કર્યો હોય, પરીક્ષા એ પસાર કરી શક્યો નથી. બધા જ વિષયમાં એ નાપાસ થતો હતો. એટલે એના પિતાએ શાળાના આચાર્ય પાસે જઈ તપાસ કરી તો જણાઈ આવ્યું કે એમના ચિરંજીવી પરીક્ષામાં બેઠા જ નહોતા! પિતાએ ઘેર આવીને પુત્ર પાસે ખુલાસો માગ્યો. પુત્ર પાસે એ સંતોષકારક તો શું પણ અસંતોષકારક પણ ખુલાસો હતો જ નહિ. આથી ચિઢાઈને પિતાએ એને સારી પેઠે મેથીપાક જમાડ્યો. બીજે દિવસે ભગવાન ગૌતમ બુદ્ધનું સ્મરણ કરીને પુત્રે ઘરમાંથી મહાભિનિષ્ક્રમણ કર્યું. કોઈને કહ્યા કારવ્યા વગર એ કોઈક અજાણ્યે સ્થળે નાસી ગયો.

બેએક દિવસ સગાંવહાલાં, મિત્રો આદિમાં તપાસ કરી અને પછી એની તપાસ કરવા માટેનાં બધાં જ 'ચક્રો ગતિમાન થયાં.' માતાએ ઉપવાસ ને પિતાએ પ્રવાસ આદર્યો. મિત્રોએ સલાહસૂચના આપવા માંડી. જુદાજુદા પત્રોમાં, જો એ છોકરો વાંચે તો કરુણ રસની નદીમાં ઘસડાઈને ઘેર પાછો ફરે, એવી કાકલૂદીભરી વિનતિઓ પ્રસિદ્ધ કરવામાં આવી. આ બધાને પરિણામે નહિ, પણ ફક્ત કંટાળીને છોકરો આખરે ઘેર પાછો ફર્યો.

'ના, તું ઘેર આવશે તો તને કોઈ કંઈ નહિ કહે. તારી ઇચ્છા મુજબ બધું થશે' એવું વચન એના પિતા તરફથી જાહેર છાપા મારફત એને અગાઉથી જ મળી ચૂક્યું હતું, એટલે કોઈએ કશું ન પૂછ્યું; પણ માતાએ માત્ર એટલું કહ્યું: 'તને અમારી દયા પણ ન આવી? જો અમારાં શરીર કેવાં થઈ ગયાં છે!'

પુત્રે જવાબ દીધો: 'તો મેં પણ ક્યાં સાહ્યબી ભોગવી છે? ત્રણ દિવસના તો મને નકોરડા ઉપવાસ થયા હતા અને જ્યારે ખાવા મળ્યું ત્યારે પણ એવું ખરાબ કે કૂતરા કે બિલાડાને નાખીએ તો તે યે ન ખાય. અને એટલા ખોરાકના બદલામાં મારી પાસે કામ એટલું લેતા કે ભલભલા મજૂર પણ થાકી જાય!"

'ત્યારે હાથે કરીને દુઃખી શું કામ થયો? તરત ચાલ્યા આવતાં તને થતું'તું શું?' માતાએ પ્રશ્ન કર્યો.

'મારે દુઃખી થવું'તું. 'મને લાગતું'તું કે હું જેમ દુઃખી થઈશ તેમ તમને ગમશે.' પુત્રે કહ્યું.

'તું શું બોલે છે આ?' માતાએ આશ્ચર્ય પામીને કહ્યું. 'તું દુઃખી થાય તે અમને ગમે? તારે ખાતર અમે કેટલું વેઠ્યું તેની ખબર છે?'

'ના, એમ નહિ: પણ હું દુઃખી થાઉં તો તમને–તમને હું બરાબર કહી શકતો નથી પણ મને એમ લાગતું'તું કે હું દુઃખી થઈશ તો તમને–મારી કાળજી વધારે થશે,' પુત્રે ખુલાસો કર્યો.

'તે તારે માટે અમે કાળજી કરી–કરીને દુઃખી થતાં'તાં તેનું કંઈ નહિ?' માતાએ પૂછ્યું.

'કંઈ નહિ કેમ? તમે દુઃખી થતાં હશો એમ ધારીને હું આવ્યો. હું દુઃખી થતો હોઈશ એમ ધારી તમે મને બોલાવ્યો ને

તમે દુખી થાઓ છો એમ જાણીને હુ આવ્યો ' પુત્રે જવાબ દીધો

માતાપુત્રના આ સવાદ પરથી દુખમાં જે ઊડુ રહસ્ય રહેલું છે, તેનુ જ્ઞાન થઈ શકે એમ છે આપણે સાધારણ રીતે એમ માનીએ છીએ કે દુખ કોઈને ગમતુ નથી આખી પૃથ્વીમાં શાન્તિ ને શુભેચ્છા ફેલાઓ (ગુડ વીલ એન્ડ પીસ ઓન અર્થ) કોઈના પર પણ દુખ ન પડો (મા કશ્ચિદ્ દુખમાપ્નુયાત્) આ જાતની પ્રાર્થના જુદાજુદા ધર્મમાં આપવામા આવી છે દરેક જાતના દુખમાંથી છૂટી શી રીતે શકાય, એ જ માણુસ જાત માટે મોટામા મોટો પ્રશ્ન છે અને આ પ્રશ્નનુ નિરાકરણ કરવા એ અનાદિ કાળથી મથતો આ ગો છે

એ બધુ ખરુ', છતા માણુસોને પોતે દુખી થવુ તેમ જ બીજાને દુખી કરવાં એ ગમે છે પણ ખરુ મહાભારતમાં આવે છે કે શ્રીકૃષ્ણે કુંતાને વરદાન માગવાનુ કહ્યું, ત્યારે એણે માગ્યું 'અમારા પર હમેશ દુખ પડો!' આ વિચિત્ર માગણીનુ કારણુ દર્શાવતાં એણે કહ્યુ કે 'દુખને વખતે જ અમે તમને સભારીએ છીએ અને તમે અમને સભારો છો '

ભક્ત ઈશ્વરને હમેશ દિવસમાં ચાર પાંચ વાર સભારે છે ને પોતાને સુખ મળે તે માટે એની પ્રાર્થના કરે છે; પરતુ ભક્તને મોટે ભાગે એના પર દુખ આવી પડે એમ ન હોય તો ઈશ્વર જાતે જઈને એની કસોટી કરીને પણ એને દુખી કરે છે, ત્યારે જ એને ચેન પડે છે

દુખ સહન કર્યાથી જ ભગવાનને મેળવી શકાય એમ માનીને ઘણા મનુષ્યો જાતજાતનાં સકટો નોતરે છે કોઈ ઉપવાસ કરે છે, કેટલાક ભરઉનાળામાં બપોરની વખતે ખુલ્લામાં ચારે બાજુએ અગ્નિ સળગાવી તેની વચ્ચે ઊભા રહીને ખરેખરા અર્થમાં તપશ્ચર્યા કરે છે કોઈક ખીલાની પથારી બનાવી તેના પર સૂએ છે, તો કોઈક એક પગે કે એક હાથ ઊંચો રાખી ઊભા રહેવાના અખતરા કરે છે

દુખ પામનાર મનુષ્ય તરફ ઈશ્વરની સહાનુભૂતિ ખેચાય છે કે નહિ, તે તો કોણુ જાણે પરતુ દુખી મનુષ્ય તરફ બીજા મનુષ્યોની સહાનુભૂતિ ખેચાય છે એ તો ચોક્કસ છે આ કારણે કેટલાકો ગરીબાઈના દુખનો ઢોંગ કરી બીજાઓ પાસેથી પૈસા પડાવે છે, કેટલાકો અન્ય પ્રકારની આર્થિક, સામાજિક કે રાજકીય વિપત્તિઓ પોતાને માથે આવી પડી છે એવો દેખાવ કરી લોકોની સહાનુભૂતિ જાગૃત કરે છે, પરતુ આમ દુખનો દેખાવ કરવામાં પણ ઘણી વાર ઘણા માણુસોને સાચેસાચુ દુખ આવી મળે છે

બીજાને દુખી કરી રાજી થવુ અને પોતાની જાતને હેરાન કરવામાં આનદ માણવો, એવી બે જાતની વિકૃતિ માણસના મનમાં રહેલી છે એમ માનસશાસ્ત્રના જાણકારો કહે છે, પરતુ ખરી રીતે જોતાં એ માત્ર વિકૃતિ છે, એમ ન કહી શકાય માણુસ માત્રની એ પ્રકૃતિ છે—એના સ્વભાવમા જ એ ગુણો રહેલા છે એની અતિશયતા થાય—હદબહારનો એનો વિકાસ થાય—તો એ વિકૃત બને છે અને કોઈ પણ પ્રકારની વિકૃતિ એ કઈ બહારથી આવનારી વસ્તુ નથી મૂળ પ્રકૃતિમાં જ એનાં બીજ રહેલાં હોય છે

બીજાને દુખી કરી માણુસ રાજી ૰ છે; કારણુ કે એથી એના અ૰ મોટો છે એ જાતની ૰

છે. પોતાની જાતને દુ:ખી કરવામાં એને આનંદ આવે છે; કારણ કે એથી આત્મ બલિદાનની–યજ્ઞની એની ભાવના સંતોષાય છે, ને તે ઉપરાંત લોકોની સહાનુભૂતિ જાગ્રત કરી શકાય છે.

પણ આ કરતાંયે દુ:ખની વધારે મોટી સિદ્ધિ બીજી છે.

મારા મોંમાં દાંત છે એનું ભાન હું જ્યારે ખોરાક ચાવું છું ત્યારે જ થાય છે. તે સિવાય દાંતની હયાતીને હું લગભગ ભૂલી જાઉં છું અને ચાવતી વેળા પણ દાંતની હયાતીનો સામાન્ય ભાવે એટલે કે જથાબંધ દાંતની હયાતીનો મને ખ્યાલ રહે છે. વ્યક્તિગત દાંત વિષે મને કશો જ વિચાર આવતો નથી. દાતણ કરતી વેળા દરેક દાંત દાતણના વર્ષણમાં આવે છે, પરંતુ એ જુદા જુદા દાંત વિષે વિચાર રખો કરવાની મને ફુરસદ રહેતી નથી.

પણ એક વેળા એકાદ દાંતના મનમાં થઈ આવ્યું કે 'રોજ આના મોંમાં રહીને હું આટઆટલી સેવા બજાવું છું, પણ આ નગુણા માણસને મારી હયાતીનું ભાન પણ નથી, તો જરા એને ચમત્કાર બતાવવો જોઈએ.' કંઈ પણ કારણ વગર એકાએક અર્ધી રાત્રે એણે તપશ્ચર્યા આદરી. કષ્ટને નોતરું દીધું. 'શું થઈ આવ્યું દાંતમાં?' કહીને હું દાઢ દબાવતો ઊંઘમાંથી ચમકીને બેઠો થઈ ગયો. દાંતનું દુ:ખ દફે કરવા મેં કંઈ કંઈ પ્રયત્ન કર્યા, પણ એણે આખી રાત દુ:ખ ખમવાનું ચાલુ રાખ્યું અને વારે ઘડીએ મારી જીભ અને હાથ એ દાંતને પંપાળી–થાબડીને એને શાંત કરવાનો નિષ્ફળ પ્રયત્ન કરતાં રહ્યાં. એ દાંતમાં કંઈ પણ થાય છે કે તરત જ હું ઉપચાર કરવા મંડી પડું છું. આમ દાંતની હયાતીનું ભાન મને દુ:ખને વખતે થયું, સુખ સમયે નહિ.

આપણી તબિયત સારી હોય છે ત્યારે આપણને એની કંઈ જ લાગણી થતી નથી. આજે હું સારો છું, આજે સળેખમ નથી, માથું દુ:ખતું નથી, હાથપગ કળતા નથી, પેટમાં દુ:ખતું નથી, આંખમાં ખૂળતું નથી, શ્વાસ ભરાઈ આવતો નથી; કોઈ ઠેકાણે ઝાટકા મારતા નથી, તાવ નથી આવ્યો, મોંમાં ચાંદી પડી નથી, દરાજ–ફોલ્લા ખસ–ખરજવું કંઈ થયું નથી, એવો વિચાર તંદુરસ્ત સ્થિતિમાં આપણે કદી પણ કરતા નથી. પરંતુ કંઈ પણ રોગ થાય કે તરત આપણને આપણા શરીરનું અને રોગ-ગ્રસ્ત અવયવનું ભાન થાય છે અને આ ભાન રોગ ચાલુ રહે ત્યાં સુધી રહે છે.

સત, ચિત ને આનંદ એ ત્રણ આત્માના ધર્મ મનાયા છે. સત એટલે હયાતી, ચિત એટલે એનું જ્ઞાન હોવું તે, અને આનંદ એટલે તેને પરિણામે ઉત્પન્ન થતો આનંદ ત્રણે કુદરતી રીતે જ મનુષ્યના આત્મામાં રહેલા ધર્મો છે. એમાં સત એટલે હયાતી તો આપણા બધાની હોય છે, પણ ચિત એટલે હયાતીનું ભાન બધાને બધો વખત રહેતું નથી. ઘણાંખરાં કામો યંત્રની પેઠે કેવળ ટેવથી જ આપણે કર્યાં જઈએ છીએ. આપણે છીએ એ વસ્તુ એટલી કુદરતી બની ગઈ છે કે હું છું એનું સતત ને જાગ્રત ભાન કોઈકને જ રહે છે. દુ:ખ આવીને એ ભાન કરાવે છે. ગૌતમ બુદ્ધને એણે દુ:ખી મનુષ્યો જોયા તે પછી જ જિંદગી એ શું છે એ જાણવા માટે ઉત્કંઠા જાગી. બુદ્ધને તો બીજાનાં દુ:ખો જોઈ જિંદગીનું ભાન થયું, પરંતુ આપણા જેવા સામાન્ય માણસોને તો પોતે દુ:ખી થાય ત્યારે જ જિંદગીની હયાતીનું ભાન થાય છે.

એ હયાતીનું ભાન થયા પછી દુઃખને દૂર કરવા મનુષ્ય પ્રયત્ન કરે છે અને એ જાતના પ્રયત્નથી એને આનંદ પ્રાપ્ત થાય છે. દુઃખ દૂર થાય તો એ દૂર થયાનો આનંદ એને કુદરતી રીતે જ મળે છે અને એ દુઃખ દૂર ન થાય તો એને દૂર કરવાના પ્રયત્નોમાં એથી મોટા દુઃખોને નિમંત્રી એ જ નાના દુઃખને ભૂલી જઈ આનંદ માનતો થાય છે.

અત્યારે જાતજાતની અગવડ, તકલીફ ને પીડા આપણને ભોગવવી પડે છે. મુસાફરી કરનારાઓને પ્રવાસની તકલીફ, ઘરવગરના ઓ માટે નિવાસની તકલીફ અને અત્યંત ભીડને કારણે તેમ જ ઊભી કલહોને કારણે કેટલાકને માટે શ્વાસની તકલીફ, ઉત્પાદન ને વહેંચણીન સુમેળને અભાવે અનાજની અગવડ ને કાપડની પીડા એ સર્વ વેઠવા પડે છે. એટલે ઘણા માણસો કહે છે 'ભાઈ આ તે કંઈ જિંદગી છે?' પરંતુ એમને ખબર નથી કે આ જ જિંદગી છે. જ્યાં સુધી બધી જાતની સગવડ હતી, ખાવાપીવા, ઓઢવા–પાથરવા ને રહેવાફરવાનું જોઈએ તે પ્રમાણે મળી રહેતું, ત્યારે 'વાહ આ કેવી સરસ જિંદગી છે!' એમ કોઈ કહેતું નહિ પરંતુ હવે જ્યારે નવી નવી તકલીફો ઊભી થાય છે, ત્યારે 'આ જિંદગી છે!' એવું ભાન માણસને થવા લાગ્યું છે.

સુખ ને સગવડનાં સાધનો શોધતો-શોધતો માણસ વિજ્ઞાન ને અજ્ઞાનની મદદથી 'માણસની જિંદગી છે' એ વાત જ લગભગ ભૂલી ગયો હતો. હવે દુઃખ અને અગવડે આવી એની સ્મરણશક્તિને સંકોરીને એને ભાન કરાવ્યું છે, કે 'એ, માણસની પાસે જિંદગી જેવી વસ્તુ પણ છે. બીજું બધું ઘણું હશે, પણ એ સૌથી મોટી વસ્તુ છે.'

*

કોઈ પણ શાસ્ત્ર શીખવા પાછળ કેટલું બલિદાન આપવું પડે છે એનો જીવતોજાગતો દાખલો કોઈ હોય, તો તે પ્રખ્યાત ને પ્રવીણ ખગોળવેત્તા દિનકરપ્રસાદનો.

અમાસનું ગ્રહણ આવનારું હતું પણ એ હિંદુસ્તાનમાં દેખાવાનું નહોતું એમ એમણે બરાબર ગણતરી કરી હતી. એમની વિરુદ્ધ બીજા કેટલાયે શાસ્ત્રીઓએ છાપામાં લખ્યું હતું કે તેમ છતાં એ ગ્રહણનો દોષ તો હિંદની પ્રજાને લાગવાનો જ છે. માટે એ પળાવું જોઈએ. દિનકરપ્રસાદે ફરી ગણતરી કરી જોઈ. એ માટે તારામંડળનું ફરીથી નિરીક્ષણ કરવા દુરબીનથી એ તારાઓનું પુનઃ અવલોકન કરતા હતા. બેએક મિત્રો પણ સાથે જ હતા. અવલોકન કરતાંકરતાં એ તો એટલા બધા તલ્લીન બની ગયા કે નીચે ખાડામાં ક્યારે પગ પડ્યો તેની યે એમને કશી ખબર ન રહી. એ ગબડી ગયા. દુરબીન ફૂટયું. એમને ઊંચકતી વખતે બેમાંના એક મિત્રે શિખામણ દીધી:

'ભાઈ દિનકરપ્રસાદ, આકાશના આ તારાઓ તો પોતાને માટે નિર્માણ થયેલ સરળ માર્ગે, ગતિ કરે જ જવાના છે. એમાં ઘડીનો કે તસુનો ફેર નહિ. પરંતુ તમને ખબર છે ને કે આપણી પૃથ્વી-વાસીઓની સ્થિતિ એવી નથી, એથી જુદી છે. આપણા માર્ગમાં તો કેટલા યે ખાડાખાબોચિયા, ટેકરાટેકરા છે, માટે આકાશના પરમ તત્ત્વોના અભ્યાસ, અવલોકન ને નિરીક્ષણ કરવા કરતાં પૃથ્વી પરના આપણા માર્ગનું નિરીક્ષણ કરતા શીખો તો? આમ ન થતાં તમારા જેવા કેટલા યે ભલાભોળા વહિયાઓના જીવન આ પૃથ્વી પર અટવાઈ જતા હશે!"

લેખક :

## શ્રી. સોપાન

પિતા અને પુત્ર વચ્ચેના સંબંધ ઉપર સંયુક્ત કુટુંબનો આધાર રહે છે. સંયુક્ત કુટુંબ એ આપણી સમાજરચનાની મોટામાં મોટી સિદ્ધિ છે. એ સિદ્ધિ જ્યારે આપણે ખોવા બેઠા છીએ, ત્યારે અંતરના લાગણીપ્રવાહો સમજીને પ્રેમમાંથી પેદા થયેલ અને પ્રેમમાં જ પોષાય એવા સંયુક્ત કુટુંબને જીવતું રાખી શકીએ તો કેવું સારું ! આ વાર્તા એવી પ્રેરણા જગાડશે ?

શાંતિલાલના આનંદને તે દિવસે કોઈ સીમા નહોતી. વર્ષોનું નહિ, જનમોજનમનું તપ તે દિવસે ફળતું હોય એવો હર્ષ પ્રભાવતી અને શાંતિલાલ ત્યારે અનુભવતાં હતાં.

વાત સામાન્ય નહોતી. એક બે નહિ, પણ છ પુત્રીઓના પિતા થયા અને ચાળીસ વરસની ઉંમર વટાવી દીધી; છતાં શાંતિલાલના ખોળામાં રમવા માટે ભગવાને પુત્ર આપ્યો નહોતો.

પહેલી દીકરી આવી ત્યારે લક્ષ્મી પધાર્યાં હોય એ રીતે એનો સત્કાર થયો હતો. બીજી દીકરી વખતે મોં સહેજ બગડ્યું હતું. ત્રીજી દીકરીએ દર્શન આપ્યાં ત્યારે તો પ્રભુનો કોપ ઊતર્યો હોય એમ લાગેલું. ચોથી અને પાંચમી દીકરીએ એવી ખાતરી કરાવી દીધી હતી કે પૂર્વજન્મોનાં પાપ એકસામટાં ઊમટી આવ્યાં છે. શાંતિલાલના ઘરમાંથી આનંદ-કલ્લોલ નાશ પામ્યાં હતાં અને સૌ કોઈ એ બંનેની દયા ખાતાં હતાં.

આમાં જ્યારે છઠ્ઠી પુત્રી જન્મી, ત્યારે પ્રભાવતી ચોધાર આંસુએ રડી પડી હતી અને શાંતિલાલ પોતાનું દુઃખ ભૂલવા આબુની યાત્રાએ ચાલ્યો ગયો હતો. સગાંવહાલાંને ભય લાગ્યો હતો કે શાંતિલાલનું મગજ હવે ફરી જશે. એટલાં એમના સદ્‌ભાગ્ય હતાં કે છએ છ પુત્રીઓ ઈશ્વરે એને ત્યાં રહેવા નહોતી દીધી. બેને છેક બાળપણમાં અને એકને ચાર વરસે પોતાને ત્યાં પાછી બોલાવી દીધી હતી !

પણ આ બધાં વર્ષો દરમિયાન તમામ પ્રકારની લાગણીથી નિર્લેપ રહ્યાં હતાં શાંતિલાલનાં બા-બાપુજી. એ રહેતાં હતાં કાઠિયાવાડના ગામડામાં અને શાંતિલાલ વેપાર અર્થે કલકત્તામાં વસ્યો હતો. બેત્રણ વર્ષે એકવાર 'દેશ'માં આવવાનું થતું. આવવાનું થતું ત્યારે સૌ મળતાં, પણ મનનો મેળ તો શાંતિલાલનાં લગ્ન પછી બીજે વર્ષે જ તૂટી ગયો હતો.

શાંતિલાલને ત્યાં છ પુત્રી પછી પુત્રનો જન્મ થયો, ત્યારે એના આનંદને અવધિ નહોતી. એ વખતે જૂનું બધું ભૂલી જઈને એ સૌની પાસે પોતાનો હરખ જાહેર કરતો હતો. આ હરખમાં જ એણે પિતાને પણ તાર કરીને પુત્રજન્મના ખબર આપી દીધા હતા.

શાંતિલાલે તો કલકત્તા જેવા શહેરમાં પણ 'દેશ' જેવો જ વહેવાર કર્યો. પ્રથમ સાકર, પછી પેંડા ને છેવટે ચાંદી જેવા ચમકતા જર્મન સીલ્વરના પ્યાલાઓની સગાંઓમાં લહાણી કરી. સગાંનાં ઘર તો દસ જ હતાં, શાંતિલાલની ઘરની દુનિયા યે કંઈ મોટી નહોતી. પણ એને લાગ્યું કે આજે આખી દુનિયા એના આનંદમાં ભાગીદાર

બની રહી છે. ]

જે સમાજમાં અને જે કુટુંબમાં કન્યાની અવગણના થતી હશે તે બુધે આમ બનતું હોય કે ન બનતું હોય પણ 'ભાઈ' આવ્યો તે દિવસથી બાકી રહેલી ત્રણે ય બહેનોનું વહાલ તો એના ઉપર ઢળવાઈ જવા માટે હરીફાઈ કરતું હતું. જાણે સૌએ સ્વીકારી લીધું હતું કે આજ સુધી તો આગરછીપલા જ કાઢે આવ્યાં હતાં અને હવે તો તળિયાનું અમૂલખ મોતી ધરતી ઉપર આવી ગયું છે ! 'ભાઈ'ની અદ્દભુત સંભાળ લેવાતી હતી. ઘરની સૂરત બદલાઈ ગઈ હતી.

પહેલો મહિનો તો અજબ પ્રકારે વીત્યો હતો. શાંતિલાલને કોઈ સામે મળે એટલે કોઈ ને કોઈ બહાને વાત કાઢીને એ ખબર આપે જ કે એને ત્યાં 'બાબો' આવ્યો છે. બીજું કોઈ બહાનું ન મળે તો છૂટા પડવાની ઉતાવળ કરતાં કહી દે, 'આજ બાબાની તબિયત બરાબર નથી એટલે જરા દવા લેતા જવું છે,' પણ ખબર આપ્યા વિના એને જંપ વળે જ નહિ.

શાંતિલાલના આ હર્ષમાં એક દિવસ' પ્રભાવતીએ ઓટ આણી દીધી. શાંતિલાલ ધંધેથી પાછો ફરી થાક્યોપાક્યો ઘેર આવીને જમવાની રાહ જોતો બેઠો હતો, ત્યાં પ્રભાવતીએ આવીને પૂછ્યું:

'દેશમાંથી કોઈનો કાગળ છે?'

શાંતિલાલને એ વખતે જ સ્મરણ થયું કે પિતા તરફથી એના તારનો જવાબ મળ્યો નથી જવાબ આપવાને બદલે એ સૂનમૂન બેઠો રહ્યો. પ્રભાવતીએ તે જ વખતે એના તરફ બે પત્રો ફેંક્યા. એક હતો પ્રભાવતીના ભાઈનો અને બીજો એની પરણેલી નાની બેનનો. શાંતિલાલ શૂન્યમને પત્રો જોતો હતો ત્યાં પ્રભાવતી બોલી:

'આ ચોથો કાગળ આવ્યો મારા ભાઈનો, તમારા બા-બાપુજીને તો......' બાકીના શબ્દો ગળી જવાયા.

'આવે વખતે તો દુશ્મનને ય હરખ આવે કે 'છે કે મૂડી કરતા વ્યાજ વા'લાં' પણ તમારા બાપુજીને તો મૂડી ને વ્યાજ બેય દવલાં છે' પ્રભાવતી આટલું બોલી રસોડામાં ચાલી ગઈ

શાંતિલાલ વિચારે ચઢ્યો. વર્ષો પહેલાના દશ્યો આંખ આગળ ચલચિત્રની જેમ પસાર થવા લાગ્યાં એનાં લગ્ન થયાં ત્યારે માતાપિતાના હરખનો પાર નહોતો. બહુ પૈસાદાર નહોતા છતાં આખી નાત જમાડી હતી. ઘરેણાંલૂગડાં જોઈને તો સૌ કોઈ નવાઈ પામ્યાં હતાં. આવી 'જાન' કોઈએ કાઢી નહોતી ધામધૂમ તો રજવાડા જેવી કરી હતી

અને પ્રભાવતીનું મોં જોવા બા કેવી ઉત્સુક હતી ! જાણે સાક્ષાત્ સ્વર્ગ એના પગમાં આળોટતું હોય એટલો આનંદ એના મુખ ઉપર ઝળકતો હતો. પ્રભાવતીને જોવા પછી તો પ્રત્યેક ક્ષણે એનું મોં હસુહસુ થતું હતું. ઘેર આવ્યાં ત્યારપછી સૌની પાસે બોલતાં. 'મારે ઘેર દીવો થયો ને લક્ષ્મીજી પધાર્યાં' પ્રભાવતી શુકનવંતી છે અને તેનાં પગલાથી ઘરના રિદ્ધિસિદ્ધિ વધશે એવું યે એ સૌને કહેતાં હતાં

પહેલુ વર્ષ આનંદોલ્લાસમાં પસાર થયું હતું સૌ સગાંનો એવો મત હતો કે ઘરડાનાં પુણ્ય હવે ફળવા લાગ્યાં છે. આ સાસુવહુ વચ્ચેના પ્રેમનાં તો બધે દષ્ટાંતો અપાતાં હતાં.

પણ બીજે વર્ષે નોકરી અર્થે શાંતિલાલને કમાવા જવાનું થયું અને સગાંને ત્યાં લગ્નપ્રસંગ આવતાં પ્રભાવતી અને શાંતિલાલ એક વર્ષ પછી વીરપુર પાછાં આવ્યાં, ત્યારે વાતાવરણ બદલાઈ ગયેલું લાગ્યું.

કલકત્તાની સ્વતંત્ર હવાનો સ્પર્શ કહો કે માતાપિતાના જુનવાણી માનસને દોષ આપો, પણ શાંતિલાલ અને પ્રભાવતી એ વખતે વીરપુર બે મહિના રોકાયાં તેમાં મનનો મેળ તૂટી ગયો.

શાંતિલાલ કલકત્તા ગયો હતો એક સામાન્ય નોકરી માટે અને તે પણ પિતાની લાગવગને પ્રતાપે જ; પણ નસીબ આડેનું પાંદડું ત્યાં ખસી ગયું. જે વેપારી પેઢીમાં એ નોકરી કરતો હતો, તેના મુનીમનું અવસાન થતાં એ જગ્યા શાંતિલાલને મળી અને બીજા છ મહિનામાં તો એને ભાગીદાર બનાવી દેવામાં આવ્યો. પ્રભાવતીએ ગોંડલથી મોટું શહેર જોયું નહોતું, એટલે પ્રથમ તો તે કલકત્તામાં મૂંઝાવા લાગી હતી, પણ બહુ ઝડપે શાંતિલાલની પ્રગતિ થતાં એનામાં પણ ગતિ અને મતિ આવી ગયાં. કલકત્તા એને ગમી ગયું. ઘરમાં કામ કરનાર નોકર હતો અને જેની મર્યાદા રાખવી પડે તેવું ઉપર તો કોઈ વડીલરૂપે હતું જ નહિ. પાડોશમાં એક કાઠિયાવાડી કુટુંબ રહેતું હતું. તે બાઈનો મીઠો ને કંઈક ખુશામતિયો સ્વભાવ પ્રભાવતીને ગમી ગયો હતો. પ્રભાવતીને આ સ્વતંત્રતામાં સુખ લાગવા માંડ્યું હતું.

એક વર્ષ પછી વીરપુર જવાનું થયું, ત્યારે એના મનમાં આનંદ હતો; પણ તે માતાપિતાને કે કુટુંબી સાથે મળવાનો નહિ, પણ પોતાની સમૃદ્ધિ અને હોશિયારી સૌને દેખાડવાનો. જતાં પહેલાં ભપકો કરવા માટે પાંચસોસાતસોનું ખરચ પણ કરી નાંખ્યું હતું. પાડોશી બાઈએ એને પોતાની રીતે ચેતવી તો હતી જ, કે 'આ જોઈને તારાં સગાંવહાલાં બળી જશે' પરંતુ પ્રભાવતીએ તેની ચિંતા કરી નહોતી.

જેમ શાંતિલાલનું ભાગ્ય કલકત્તામાં ઝળક્યું હતું, તેમ એના પિતાનો ભાગ્યસૂર્ય વાદળથી ઢંકાઈ ગયો હતો. એકબે વાર સામાન્ય માંદગી આવી ગઈ હતી. પુત્રને ઉછેરવો ને પરણાવવો એ બે હોંસ પૂરી થઈ જતાં કામ કરવાનું જોશ પણ ઓછું થઈ ગયું હતું. વેપારમાં સાધારણ ખોટ આવતાં ઉત્સાહ પણ ઘટી ગયો હતો. આ બધામાં શાંતિલાલની કમાણી વધવાના સમાચારે શિથિલતા વધારી મૂકી હતી. પ્રભાવતી અને શાંતિલાલ કલકત્તાથી આવવા નીકળ્યાં, ત્યારે બાપુજી તો કાયમી નિવૃત્તિ લેવાની વાત કરી રહ્યા હતા. સૌને હર્ષભેર કહેતા હતા: 'હવે શી ચિંતા છે? શાંતિલાલ સારું કમાય છે, આપણે તો ભગવાનનું ભજન કરીશું.'

પણ શાંતિલાલ અને પ્રભાવતી આવતાં એ સ્વપ્ન તૂટી પડ્યું. પ્રભાવતી સાસુને પગે લાગી ખરી, પરંતુ એમાં શુષ્ક વિધિ સિવાય બીજી કોઈ લાગણી ન હતી. આવતાંની સાથે જ ઘરનો મુખ્ય ઓરડો એણે પોતાનો કરી લીધો ને જે કોઈ આવે તેની પાસે પોતાની સમૃદ્ધિ અને કલકત્તાના જીવનનાં વખાણ કરવા માંડ્યાં, વાત વણસવા માંડી.

સાસુવહુ વચ્ચે અને પછી પિતાપુત્ર વચ્ચે એકબે વાર સહેજ બોલવાનું પણ થઈ ગયું. પિતાએ તો નિવૃત્તિની વાત ઉચ્ચારી નહિ પણ બીજાં સગાંઓએ હરખમાં આવી જઈ એ વાત કરી, ત્યારે શાંતિલાલે જવાબ આપ્યો: 'શહેરની કમાણી ઉપર બહુ ભરોસો ન રાખવો જોઈએ. કાલે શેઠની મહેરબાની ઓછી થઈ જાય તો રખડી પડીએ... અને શરીર ચાલે ત્યાં સુધી કામ તો સૌએ કરવું જ જોઈએ ને!'

આમાં પ્રભાવતીના પિયરનાં સગાં આવ્યાં. એમણે શાંતિલાલ ને પ્રભાવતીના

દબાણથી ગામ ગજાવી દીધું અને છેવટે એવું પણ સાબિત કર્યું, કે શાંતિલાલની મૂળ નોકરી એના પિતાની નહિ, પણ સસરાની લાગવગથી થઈ હતી. શાંતિલાલ આટલો આગળ વધી શક્યો તેની પાછળ સસરાની ઓથ હતી. શાંતિલાલનાં બાબાપુજીને આ ખૂંચ્યું એટલે પ્રભાવતી એના ઉપર ચિડાઈ અને પોતાના પિયરની વિશેષ પ્રશંસા કરવા લાગી.

મનનો મેળ તૂટવા માટે આટલું પૂરતું હતું; છતાં એમાં ઉમેરો થયો પ્રભાવતીના ભાઈનાં આગ્રહથી શાંતિલાલ-પ્રભાવતી એમને ગામ ગયાં. ત્યાં આઠ દિવસ રહીને પાછાં આવ્યાં, ત્યારે કેટલાંક નવા ઘરેણાં-લૂગડાં સાથે લઈ આવ્યાં હતાં. શાંતિલાલનાં બા કહે છે કે એ બધું શાંતિલાલના પૈસાથી જ થયું હતું, પણ પ્રભાવતીનો મત છે કે એનાં માબાપ શાંતિલાલનાં માબાપ કરતાં વધુ ઉદાર, પ્રેમાળ અને વ્યવહાર સાચવનારાં હતાં માટે જ આ બધુ મળ્યું હતું.

ગમે તેમ હોય, પ્રભાવતી અને શાંતિલાલ વીરપુરથી કલકત્તા આવવા નીકળ્યા, ત્યારે માતાપિતાની આંખમાં આંસુ હતાં અને એ બંનેના મુખ ઉપર કંટાળાના ભાવો દેખાઈ આવતા હતા. પહેલા કરતાં બીજી વિદાય સાવ જુદા પ્રકારની હતી.

શાંતિલાલની આંખ આગળ આ બધાં દશ્યો પોતાની કલ્પના અનુસારના રંગો સાથે રજૂ થતાં હતાં, એટલે એને લાગતું હતું કે લગ્ન સુધી જ માતાપિતાનું વહાલ એને મળ્યું હતું. એ પછી તો પોતાનું સારું થતું માતાપિતાથી જોઈ શકાતું પણ નહિ !

પછીનાં વર્ષો યાદ આવ્યાં ખરાં, પરંતુ તેમાં ક્યાં યે માતાપિતાનો ઉલ્લાસ એણે જોયો નહોતો. દીકરી ઉપર દીકરી અવતરતી ત્યારે આશ્વાસનનો એકે શબ્દ પિતા તરફથી આવ્યો નહોતો. પ્રભાવતી સગર્ભા થતી ત્યારે તેને 'દેશમાં' બોલાવવાનો એક શુષ્ક પત્ર આવતો, પણ જવાબમાં ના જતી એટલે પિતા ચૂપ થઈ જતા. પ્રભાવતી એકવાર ગંભીર માંદગીમાં સપડાયેલી ત્યારે બાને બોલાવવાનો પત્ર લખેલો; પણ જવાબમાં તો આવવાને બદલે ભાડાના પૈસા જ મંગાવેલા અને પિતાએ લખેલું: 'ઘરમાં જે હતું તે વેચીને આજ સુધી નિભાવ્યું છે. હવે કરજ થતું જાય છે, મારું શરીર ચાલતું નથી, તારી બા એકલી આવે તો મારું શું થાય... ..'' શાંતિલાલને તે દિવસે માતાપિતા દુશ્મન જેવાં લાગ્યાં હતાં અને એ પ્રકારનો ઉગ્ર પત્ર એણે લખી પણ નાખ્યો હતો.

આ સ્મરણમાળા ચાલતી હતી, ત્યાં બાબાના રડવાનો અવાજ આવ્યો. શાંતિલાલ દોડીને રસોડા તરફ ગયો, ત્યાં એણે પ્રભાવતીને આંસુ સારતી જોઈ. પ્રભાવતીએ આંસુ તો તરત લૂછી નાખ્યાં, પણ શાંતિલાલને એની ચોટ લાગી ગઈ. માતાપિતાની નિષ્ઠુરતા ઉપર એના અંતરમાંથી ધિક્કારની લાગણી છૂટી.

*

બાબાને હવે ત્રીજો મહિનો જતો હતો. બીજો મહિનો બેઠો ત્યારથી જ એની તબિયત બગડવા માંડી હતી. શાંતિલાલે મોટામાં મોટા દાક્તરોથી માંડીને પાડોશણ સુધીના નિષ્ણાતોની સારવાર લીધી હતી, પણ બાબો સારો થતો નહોતો. કોઈ કોઈવાર બાબાના વિચારે એનો જીવ તાળવે ચોંટી જતો હતો. મનુષ્ય ઇચ્છે કે ન ઇચ્છે પણ ભયંકર કલ્પનાઓ એને જેમ આવી જ જાય છે, તેમ 'ભાઈ'ની અશુભ કલ્પના એને જાગી

સઘળાં પ્રાણીઓની સ્વાભાવિક ઇચ્છા સુખ અને આનંદ પ્રાપ્ત કરવાની છે. એથી તેઓ તેના ઉદ્યોગમાં ગુંથાયાં રહે છે; પરંતુ વિવેક-બુદ્ધિના ઉદય વિના તેમાં તેઓ વિભ્રમ પામે છે. તેઓ સંસારમાં નાના પ્રકારનાં સુખનો આરોપ કરે છે; પરંતુ અતિ અવલોકનથી એમ સિદ્ધ થાય છે, કે તે આરોપ વૃથા છે. જે સુખ ભયવાળું છે તે સુખ તે સુખ નથી પણ દુ:ખ છે. જે વસ્તુ પ્રાપ્ત કરવામાં મહાતાપ છે, જે વસ્તુ ભોગવવામાં એથી પણ વિશેષ તાપ રહ્યો છે, તેમ જ પરિણામે મહાતાપ, અનંત શોક અને અનંત ભય છે, તે વસ્તુનું સુખ તે માત્ર નામનું જ સુખ છે; વા નથી જ. આમ હોવાથી તેની અનુરક્તતા વિવેકીઓ કરતા નથી.

*

જે સુખ ભયવાળું અને ક્ષણિક છે તે દુ:ખ જ છે. આમ સંસારમાં અનંત તાપ, અનંત શોક, અનંત દુ:ખ જોઈને જ્ઞાનીઓએ એ સંસારની પૂંઠ લીધી છે તે સત્ય છે. વૈરાગ્ય એ જ અનંત સુખમાં લઈ જનાર ઉત્કૃષ્ટ ભોમિયો છે.

*

આ સંસાર બહુ દુ:ખથી ભરેલો છે. એમાંથી જ્ઞાનીઓ તરીને પાર પામવા પ્રયોજન કરે છે. મોક્ષને સાધી તેઓ અનંત સુખમાં વિરાજમાન થાય છે. એ મોક્ષ બીજા કોઈ દેહથી મળનાર નથી. માત્ર માનવદેહથી મોક્ષ છે.

*

દુ:ખની નિવૃત્તિ સર્વ જીવ ઇચ્છે છે અને દુ:ખની નિવૃત્તિ–દુ:ખ જેનાથી જન્મ પામે છે એવા રાગદ્વેષ અને અજ્ઞાનાદિની નિવૃત્તિ–એક આત્મજ્ઞાન સિવાય બીજા કોઈ પ્રકારે ભૂતકાળમાં થઈ નથી, વર્તમાનકાળમાં થતી નથી, ભવિષ્યકાળમાં થઈ શકે તેમ નથી. તેનો સર્વશ્રેષ્ઠ ઉપાય સદ્‌ગુરુવચનનું શ્રવણ કે સત્શાસ્ત્રનું વિચારવું એ છે. જે કોઈ જીવ સર્વથા દુ:ખની નિવૃત્તિ ઇચ્છતો હોય, તેને એ જ એક માર્ગ આરાધ્યા સિવાય અન્ય બીજો કોઈ ઉપાય નથી. એક મોટી વાર્તા નિશ્ચયથી મુમુક્ષુ જીવે કરવી યોગ્ય છે, કે સત્સંગ જેવું કલ્યાણનું કોઈ બળવાન કારણ નથી.

*

અંધકારના ગમે તેટલા પ્રકાર કરીએ, પણ તેમાં કોઈ એવો પ્રકાર નહિ આવે કે જે અજવાળારૂપ હોય. આવરણ-તિમિર જેને છે, એવાં પ્રાણીની કલ્પનામાંથી કોઈ પણ કલ્પના 'સત્' જણાતી નથી, અને 'સત્'ની નજીક (પણ) સંભવતી નથી. 'સત્' છે તે ભ્રાંતિ નથી; કલ્પનાથી પર છે; માટે જેની ('સત્' પ્રાપ્ત કરવાની દઢ મતિ થઈ છે, તેણે પોતે કાંઈ જાણતો નથી એવો દઢ નિશ્ચયવાળો પ્રથમ વિચાર કરવો અને પછી જ્ઞાનીને શરણે જવું.

*

ધર્મ જ જેનાં અસ્થિમજ્જા છે, ધર્મ જ જેની ઇંદ્રિયો છે, ધર્મ જ જેનું (હલન) ચલન છે, ધર્મ જ જેની શયન તથા જાગૃતિ છે, ધર્મ જ જેનો આહારવિહાર અને નિહાર છે, ધર્મ જ જેનો વિકલ્પ તથા સંકલ્પ છે, ધર્મ જ જેનું સર્વસ્વ છે, એવા પુરુષની પ્રાપ્તિ દુર્લભ છે અને તે મનુષ્યદેહે પરમાત્મા છે. 'શ્રીમદ્ રાજચંદ્ર'

***

# હસંતો સંતકવિ

લેખક :
શ્રી. ઉમાશંકર જોષી

ગુજરાતના સાક્ષરયુગનો વારસો જાળવે અને સાથે સાથ નવીન સાહિત્યકારોમાં અગ્રણી ગણાય એવું કોણ એમ જો કોઈ પૂછે, તો શ્રી. ઉમાશંકર જોષીનું જ નામ આપવું પડે. 'સંસ્કૃતિ' દ્વારા તેઓ આપણી સંસ્કૃતિની સેવા કરી રહ્યા છે. કવિતા, વાર્તા, નાટક, વિવેચન, નવલકથા–સાહિત્યના લગભગ તમામ ક્ષેત્રમાં ઓછાવત્તા પ્રમાણમાં એમની પ્રતિભાનો પ્રકાશ ફેલાયો છે 'અખંડ આનંદ'ના વાચકો માટે તેઓ અવારનવાર આપણા સંતકવિઓનો પરિચય કરાવશે. એવી આશા રહે છે.

આપણા સંતકવિઓનું એક ઊડીને આંખે વળગે એવું લક્ષણ એ છે, કે તેઓ સંસારની વચ્ચે રહી જનસમાજને પ્રત્યક્ષ બોધપાઠ આપતા રહ્યા છે નરસિંહ મહેતાનો દાખલો લો. ગિરનારની તળેટીમાં જ દામોદરહરિની સેવામાં એકાંતજીવન એ ગાળી શકત; પણ તો હરિજનોના વાસનું નિમંત્રણ સ્વીકારી સમાજની આંખો ઉઘાડવાનો પ્રસંગ આવત ખરો ? આ, સંતકવિઓ 'સંસારસુ સરસા' રહ્યા છે, એનો અર્થ એ નથી કે એ સંસારમાં રચ્યાપચ્યા રહ્યા છે, સંસારી જીવ-સંસારના કીડા–બની બેઠા છે. જનસમાજને અણગમતી વસ્તુઓ પણ સત્ય ખાતર આચરતાં એ કદી અચકાયા નથી. જનસમાજના ઉગ્ર વિરોધને પણ પછી એ ગણકારતા નથી. જનસમાજ અજ્ઞાનના મોહને વશ થઈ પોતાને કનડે, તો એની વિષમતાને પણ એ અમૃત ગણી પી જાય છે. પોતાના પ્રભુમાં લેલીન એ તો મસ્તપણે માત્ર ગાઈ રહે છે, કે 'અમે એવા રે અમે એવા, વળી તમે કહો છો તેવા.'

ઘણા સંતકવિઓએ તો ભગવાં પણ ધારણ કર્યાં નથી, ટીલાટપકાં, માળા આદિથી પણ અળગા રહ્યા છે ઘણા તો સાદા અમથા ગૃહસ્થનું જીવન ગુજારતા ગુજારતા પ્રભુપંથની ખાંડાની ધારે મજલ કાપતા નજરે પડે છે.

સંસારની વચ્ચે આ સંતકવિઓ રહેતા હોઈ સંસારિયાંની સાથે એમની સહાનુભૂતિ પારાવાર છે. સંસારની રજેરજ વાત એ જાણે છે. માણસને માથે શી શી વીતે છે, એનો એમને અનુભવ હોય છે એટલે સર્વત્ર સૌની ઉપર એ કરુણા જ વરસી રહે છે, ને કોઈ દોષ જેવું આંખે ચઢી જાય તો તે હસી નાખે છે.

આ હસવાની ટેવ એ એમને સંસારમાં ધારણ જાળવવા માટે એક મોટી મદદ કરનારી વસ્તુ છે જગતની અવળાઈઓ જીરવવામાં એ એમને ખપ લાગે છે. પોતે સુધારક હોઈ જીવનના આરંભકાળમાં એ કટાક્ષ જેવું હાસ્યનું તીખું શસ્ત્ર ક્યારેક વાપરતા દેખાય છે, પણ એકંદરે એમનું હસવું નિર્દોષ અને નિર્દંશ હોય છે. ઘણીવાર તો તે પોતાની સામે જ હસતા હોય છે.

આવા હસનારાઓમાં નરભો કદાચ અજોડ છે. એણે એકવાર પોતે ડાકોર દર્શને જતાં રસ્તે લુંટાયા વિષે જે કવિતા રચી છે, તે જાણે કોઈ દુશ્મન લુંટાયો હોય

ને રચી હોય એમ બધું વર્ણન કર્યું છે. અને આખો પ્રસંગ જાણે વિવાહનો કે કોઈ ઉત્સવનો ન હોય એમ ઉલ્લાસથી ઊછળતી એની વાણી ચાલે છે.

ઈ. સ. ૧૮૫૨માં તો નરભેરામ બેઠા હતા. આપણે અંગ્રેજોના આગમનથી જ સૂરજ ઊગ્યો એમ ગણવા ટેવાયા હોઈ નરભેરામને 'મધ્યકાલીન' કહીએ તો નવાઈ નહિ. પણ હજી પાંચ વરસ રહીને તો એમની શતાબ્દી આવશે. મૂળ વતની પેટલાદ પરગણાના પીજ ગામના; પણ પાછળથી પોતે અમદાવાદ આવી રહેલા, એમ એક પદમાં એમણે 'ગોમતીપુર વડપોળમાં વાસ છે રે, અમદાવાદ શહેરની પાસ' એમ પૂરું સરનામું આપ્યું છે એ ઉપરથી જાણવા મળે છે. પોતે ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ હતા. ૮૮ વરસની પાકી ઉંમર સુધી એ જીવ્યા હતા. એમની રચનાઓમાં *ગજેંદ્રમોક્ષ, કંસવધ, અંબરીષનાં પદો, જયવિજયશાપ અને નિવારણ, જીવને શિખામણ, પહેલી ટેવ વિષે, મનને ઉપદેશ, વામનાખ્યાન, નાગદમન, શણગાર, સતભામાનું રૂસણું, સૂરતીબાઈનો વિવાહ, હરિ ભજવા વિષે, બોડાણાની મૂછનાં પદો* વગેરે છે. ભક્ત બોડાણો દ્વારકાધીશને ડાકોર લઈ આવ્યો એ ઉપરથી એમણે એ પ્રસંગને ગૌરવ અપાવનાર ગણી બોડાણાની 'મૂછ'નાં પદો ગાયાં છે.

નરભાના છૂટક છપ્પા અને પદો ચોટદાર અને લોકપ્રિય છે. છપ્પામાં ક્યાંક ક્યાંક એનું મર્માળું હાસ્ય છાનું રહેતું નથી. 'પ્રેમ' વિષે એ કહે છે:

નથી નિપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં,
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી નિપજતો પ્રેમ, ગાંધીદોશીને હાટે,
નથી મળતો કાંઈ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો પ્રેમ તપાસતાં ગુજરી ગામોગામની;
કહે નરભો પ્રેમ પૂરો મળે કૃપા હોય શ્રીરામની.

અને પ્રેમ શોધવા નીકળેલાઓ અસલને છોડીને નકલમાં કેવા મોહી જાય છે એ વિષે કહે છે:

નથી મૃત્તિકામાં માલ, નથી પીતળમાં પેઠો,
કનકની મૂર્તિ કરે, નથી ઈશ્વર મહીં બેઠો.
નથી ઘોરોમાં પીર, નથી શ્રાવકને દેરે,
અસલ જુએ નહિ કોય, સહુ નકલોને હેરે.
છે રામનામ અક્ષર અસલ, બીજું નકલ કહેવાય છે;
કહે નરભેરામ ગુરુ થકી, પ્રેમે પ્રગટ જ થાય છે.

નરભાને જાચકવૃત્તિનો ભારે અણગમો હતો. જાચકો કેવો અનર્થ ઉપજાવનાર નીવડે છે તેનું એનું વર્ણન રસપ્રદ છે. કહે છે કે ઘરમાં છોકરું જો જરીક ચપટી સાકર માગે, તો માબાપ એને તરત લપડાક લગાવી દે છે અને પછી જાચક આવે એને ઘીની ધારે જમાડે છે.

માગે સાકર ગોળ, તનુજને ટપલી મારે;
જાચકને નોતરી, જમાડે ઘીની ધારે.

પણ ઉપર કહ્યું તેમ એની હાસ્યશક્તિ પૂરેપૂરી તો પોતાને ભોગે એ હસે છે ત્યારે ખીલી ઊઠે છે. ડાકોર જતાં પણસોરા ગામ પાસે કવિને લુટાવાનું થયું.

ઘરમે ઘોળાં નિત્યે ગાઈએ, ડાકોરવાળો ડાહ્યો વાલા;
આંબા તળેથી બે જણ ઊઠ્યા, બ્રાહ્મણ દેખી ધાયો વાલા.

ચોરને દેખીને પોતે નાઠા એ છુપાવવાની (એ પરાક્રમના પોતાની કલમે આપેલા અહેવાલમાં એ વીગત દબાવી દેવાની) કવિને રજમાત્ર ઇચ્છા નથી!

ઊભો રે' અલ્યા બ્રાહ્મણ તું તો, ત્યારે લાગી બીક વાલા;
જુગત કરીને જોડા લીધા, ઠાકોરને છે ઠીક વાલા.

'ઠાકોર' એટલે ચોર. ચોરને 'ચોર' કેમ કહેવાય? મર્મમાં એને ઠાકોર કહે છે. જોડા કઢાવી લીધા તે ઠાકોરને ચપોચપ બેસતા પણ આવી ગયા, કવિને દોડતાં નીકળી ગયા હોય, કે સંભવ છે કે હાથમાં લઈ દોટ મૂકવા ગયા હોય એટલે પહેલા જ ઝૂંટવાયા.

ભાંજ આપ્ય ને, ભાંજ આપ્ય ને, એવું આવી કહે છે વાલા;
અચરજ સરખું સુજને ભાસ્યું, લૂગડાં તો લે છે વાલા.

'તમાકુ આપને' એમ કહી ઠાકોર કવિનાં કપડાં તપાસવા લાગ્યા હશે, અને પછી તો ઉતારી લેવા પણ મંડ્યા. કવિને તો એ 'અચરજ સરખું' લાગ્યું કે આ લોકો આવી તસ્દી શીદને લેતા હશે!

પાઘડીને પ્હેલી લીધી, માથું કરિયું ઓડું વાલા;
હીંડી હાલી ઠાકોર આવ્યા, પાસે નો'તું ઘોડું વાલા.
દોટીમાં શું એવું કહીને પછેડી પણ લીધી વાલા;
જૂનાં લઈને નવાં આપશે, કૃપા હરિએ કીધી વાલા.

ત્યારે, 'અચરજ' તો કવિને એ થતું હતું કે આ ભગવાન પણ ખરા છે આ નરસાનાં જૂનાં કપડાં ઉતરાવી લઇને નવાં આપવાની એને ઇચ્છા થઈ લાગે છે. ચોને લુટાય છે, આ કપડાં કાઢી લેવાય છે એમાં જાણે પોતાને તો કાંઈ જ નથી. માત્ર પોતે હરિની જૂનાં લઈને નવાં આપવાની ઇચ્છા પાર પાડવામાં અનુકૂળ થવું એટલું જ. એટલે પોતે તો હોંસેહોંસે ચોરોને કહેવા લાગ્યા:

જે જોઈએ તે માગી લોને, ના કહ્યાનો નેમ વાલા;
હાથપગ ને દોરીતુંબડી રહી છે કુશળખેમ વાલા.

પછી લંગોટીભેર રામકૃષ્ણ ગોવિંદા કરતા પોતે ગામ પ્રતિ કૂચ આદરી તેનું વર્ણન જુઓ:

ચોખાનીનો કડકો પ્રહેર્યો, સર્વે દાન કરીને વાલા;
ઊમળકો આણીને સોંપ્યું, નરસે તો હરિને વ્હાલા.
જૂનાં પૂનાં વસ્તર મારાં, લાજ રહી તે માટે વાલા;
રામકૃષ્ણ ગોવિંદા કરતા ચાલ્યા ઊભી વાટે વાલા.

જોઈને લોક પૂછવા લાગ્યા. સદ્‌ભાગ્યે મોઢામાં જીભ સાજી હતી એટલે ભગવાનના ભગતને મદદ મળવામાં તો વાંધો જ શો? પણસોરાને ચોરે લોક ભેગું થઈ ગયું.

લોક મળે તે એવું પૂછે: કહે બ્રાહ્મણ ક્યાં લૂંટ્યો વાલા;
જિહ્વા મુખમાં સાજી છે તો છોગાળોજી ત્રૂઠ્યો વાલા.
નાને ભડકે દિવાળી ને મોટે ભડકે હોળી વાલા;
જન નરભાનાં વસ્તર લીધાં, લોક કહે છે કોળી વાલા.
'પણસોરા'ને ચોરે આવ્યા, ખબર કરી છે ખાંતે વાલા;
બ્રાહ્મણ પટેલ દેસાઈ કહે: ભગત રહો નિરાંતે વાલા.

કોળી–ચોરને ઝાલી લાવવા વહાર કરવા તૈયારી થતી જોઈ કવિએ કોઈ ક્ષમાદાન કે એવી આદર્શવાદી વાત કહેવાને બદલે એટલું એક વ્યવહારુ કારણ જ માત્ર આપ્યું કે ભાઈ, મને જીવતો રાખવો હોય તો એમને સજા ન કરશો, મારે તો પાછું દર મહિને આ રસ્તે ડાકોરજી જવાનું છે.

દવારકા દેશાઈને જોરે ભાઈએ કરિયું જોર વાલા;
દો રણશિંગું, વહાર કરોને, ઝાલી લાવો ચોર વાલા.
નરભો કહે એવું નવ કરવું, સમજાવ્યા નિરવાણ વાલા;
નિત્ય પૂનમે મારે જાવું, ખોસ્યો મારા પ્રાણ વાલા.

ગામલોકોએ તરત તાકો મંગાવીને પછેડી ભરી આપી અને નવાં કપડાં આપ્યાં.

પછેડી તો તુર્ત મગાવી, હાથ ભરીને લીધો વાલા;
જૂનાં લેઈને નવાં આપ્યાં, કૃપા હરિએ કીધો વાલા.

પછી તો ગામલોકોએ ભગતને કવિજન જાણી કથા કહેવા બે દિવસ રોકયા. કથામાં બેના પાંચ દિવસ થઈ ગયા. કથાને અંતે બાજરીની ટીપ થઈ તો જોતજોતામાં બાજરો થઈ ગયો 'મણ બાર.'

બે ચાર દિવસ જો રહો તો બાજરો લખાય વાલા;
જન નરભાને હેતે રાખ્યો, ગુણ હરિના ગાય વાલા.
પાંચ દિવસ કિરતન કરિયાં, બાજરી થૈ મણ બાર વાલા;
વેઠિયાનાં મન દુખાયાં, નરભે મૂક્યો પાર વાલા.

વેઠિયાઓ કવિને મુકામ બાજરો પહોંચાડવા ઉપાડીને ચાલતાં રસ્તે બોજાથી દુઃખી

થવા લાગ્યા આટલો ખાજરો આ લોકોને કદી ઉપાડવો પડ્યો નથી, અર્થાત્ કોઈએ કદી આટલો ખાજરો બોલાવ્યો નથી, એમ કવિ ખુશખુશ થઈ ગયા કે શું પણ વેઠિયાઓની પીડા સમજી જઈને ખાજરો એમને વહેંચી આપી ત્યા ને ત્યાં જ એનો પાર મૂક્યો!

આ નરભેરામ એક વાર દ્વારકા જઈ ચઢ્યા ત્યા ગોમતીને તીરે ગોમતીસ્નાનને માટે કર ઉઘરાવનારા ઊભા હતા જેણે ભગવાં પહેર્યાં હોય એને મફત જવા દે, ગૃહસ્થોને નહિ આપણા નરભેરામ તો ગૃહસ્થના સાદા વેશમા હતા; પણ જે સંતો ભગવાંને બદલે સાદા સંસારી માણસનો વેશ ધારણ કરતા તે કાંઈ સહેજમાં હારી ખાય એવા તો ન જ હતા ગોમતીકાઠે ઊભા રહીને નરભેરામે તો દ્વારકાધીશને સંભળાવી દીધું કે અલ્યા, આ વાણિયાઓના મુલકમાં તુ પણ પૈસાનો લોભી થઈ ગયો કે? તો લે, શું તને નાણું આપું છું. ખરેખર ગાંઠ મારીને બાંધી રાખજે અને મોજ પડચે વાપરજે.

નાણું આપે નરભો રે, વાવરજો છોગાળા!
ગાંઠ બાંધજો તાણી રે, ધોળી ધજા વાળા!

અને ભગવાં પહેરેલાને, પેલા ઊભા છે તે, ખુશીથી અંદર જવા દે છે, અને ગૃહસ્થના કપડાં દીઠાં એટલે પૈસા માગે છે! એ તો ન ઓળખે, પણ તેં પણ આટલી જ ઓળખાણ રાખીને? સામેથી પૈસા માગવા લાગ્યો તુ? તો લે, લે, હું નરભો તને નાણું ખપાવું છું. આવો કપટી તને જાણ્યુત તો પચાસ જોજન કાપીને આટલે આવત શા સારુ?

કપટી કેશવ જાણુત તો શાને આવત પચાસ જોજન?
સાંભળ્યું શ્રવણે સાધુને છાપે છે માટે મળવા ધર્યું મન.
દરશન દોને રે, દૂર કરી પાળા.
ભેખ દેખીને નજર નથી કરતા, છાપ આપો છો હરિ,
પાઘડી ભાળી છાપ ખાવી છબિલા, પરીક્ષા તો એવી કરી,
સમસ્યા લેજો સમજી રે, જે કહી કાનડ કાળા
હારો છો જનથી નથી હરવાતા, માટે હરિ! હઠ મેલ,
કહે નરભો છોટાલાલ પ્રતાપે નથી એ તલમા તેલ,
લેવાનું મુજ પાસે રે, હરિ હરિ જપમાળા.

ઉવટે દ્વારકાધીશને ચોખ્ખી પેટછૂટી વાત કહે છે કે હરિ! હઠ પકડી રાખવામાં અહીં સાર નથી; કેમ કે આ તલમાં તેલ નથી આ નરભો ભગવાધારી નથી, ગૃહસ્થવેશે ફરે છે, પણ એની ગૃહસ્થાઈ કેટલી છે એ હજી તારી પણ જાણમાં લાગતુ નથી એની પાસેથી કાંઈ છૂટે એમ નથી. એની પાસેથી મળે એવુ કાંઈ હોય તો તે 'હરિ! હરિ!'-ના જપની પરંપરા.

કહે છે કે ત્યાં જે ગાયકવાડી અધિકારી હતા તે કવિને અનુકૂળ થયા હતા.

આપણા સાહિત્યમાં હસતો સંતકવિ–નરભો એ એક હૃદયંગમ પાત્ર છે.

★

# ઘૂંટડે ઘૂંટડે ...

લેખક:
શ્રી. ચુનીલાલ મડિયા

'ધૂઘવતાં પૂર' 'પાવક જ્વાળા' 'ગામડું બોલે છે' 'વ્યાજનો વારસ' 'પદ્મજા' વગેરે લોકપ્રિય વાર્તા–નવલકથાના લેખક શ્રી. ચુનીલાલ મડિયા આપણાં ગ્રામજીવનની વર્તમાન દશાનો એક પ્રસંગ સુંદર રીતે 'ઘૂંટડે ઘૂંટડે પ્રી સા'માં રજૂ કરે છે. આ નાટિકા માનવસ્વભાવનો ખ્યાલ આપી આપણા ચિત્તમાં કરુણા જગાડે છે.

**સ્થળ:** સોરઠના એક ગામડાનો દરબારી ઉતારો.

**સમય:** દિવસ આથમ્યા પછીનો.

[સમચોરસ વિશાળ ખાલીખમ ઉતારામાં અત્યારે ઓચિંતાં જ એક ખૂંગણ, ચાર ધડકીઓ અને બે મેલાં મખુદાં ગોઠવાઈ ગયાં છે. ઓરડાને ડાબે ખૂણે ધોયા વિનાનું ભૂખરું માટલું, બે ભાંગેલી નાળને ટેકણે ટેકવી રાખ્યું છે. નવા માટલામાંથી સતત જવતા પાણીનો રેલો, ખાળ–પરનાળ જેવી કોઈ સગવડને અભાવે .ડકીઓ તરફના ઢાળમાં વહેવા લાગ્યો છે. આખા ઓરડામાં એક જ હરીકેન ફાનસ છે અને તે અંબારામ પોતાના હાથમાં લઈને આમતેમ ફર્યા કરે છે. પરિણામે, ધડકીઓ ઉપર મખુદાને અઢેલીને બેઠેલા નરેન્દ્રરાય અને તેમના સાથી મંગલપ્રસાદના મોં ઉપર તેજછાયાની હરઘડીએ પલટાતી સંતાકૂકડી જોવા મળે છે.

ઉતારાની સામી અભરાઈ ઉપર જૂનાં-પુરાણાં દફતરોના ગાંસડાઓનો ગંજ ખડકાયો છે. ભીંતો ઉપર તાજો જ ચૂનો છાંટ્યો હોય એમ વરતાઈ આવે છે; કેમ કે દફતરોના બંધનનાં લૂગડાં ઉપર ચૂનાના છંટકારાયેલા છાંટા હજી સુધી ખર્યા નથી.

નરેન્દ્રરાય અત્યારે ઇન્સ્પેક્ટરના ગણવેશમાં સજ્જ છે. તેમના મોં ઉપર અસલ, નમૂનેદાર નાગરી ઠસ્સો દેખાઈ આવે છે. કારકૂન મંગલપ્રસાદના દેખાવ ઉપરથી જ એમની અક્કલનું ઓછાપણું છતું થઈ જાય છે.

પરદો ઊપડતી વેળા નરેન્દ્રરાય છાપું વાંચતા દેખાય છે.]

**નરેન્દ્રરાય:** મંગલપ્રસાદ!

**મંગલપ્રસાદ:** જી સાહેબ!

**નરેન્દ્રરાય:** આ છાપાંવાળાઓ પણ આપણી લેવી–યોજના સામે ભારે દેકારો કરી પડ્યા છે હો!

**મંગલપ્રસાદ:** એં...હેં, એં...હેં, સાહેબ, ઈ તો કૂતરાં ખાખી લૂગડાં ભાળીને ભસ્યા કરે એના જેવું છે. તમે ઠાલા મોફતના આવાં ચીંથરાં વાંચીને જીવ બાળો છો. (મોટેથી) અરે અંબારામ!

**અંબારામ:** (હાથમાં ફાનસ સાથે નજીક આવતાં) જી સાહેબ! બોલો!

**મંગલપ્રસાદ:** (કરડાકીથી) બોલીએ નહિ ત્યાં લગણ કાંઈ ખબર જ નથી પડતી? પોલીસ–પટલાઈનાં આટલાં વરસ પાણીમાં જ નાખ્યાં લાગે છે! સાહેબ આઠ ગાઉનો પંથ ખેડીને આવ્યા છે એને પાણી પાવાનું ય સૂઝે છે? (નરેન્દ્રરાયને) સાહેબ મેલોને ઈ ચોપાનિયું ચૂલામાં!

અંબારામ: મેં મનમાં કીધું કે સાહેબનો સાસ જરાક હેઠો બેસે એટલે કળશો ભરું...

(માટલામાંથી કળશો ભરીને નરેન્દ્રરાયને આપે છે.)

નરેન્દ્રરાય: ઉતારામાં ફાનસ આ એક જ છે કે અંબારામ?

અંબારામ: સાહેબ, હવે મોક્ષની જેમ માગી ચીજ ગામમાંથી કોઈ આપતું નથી. વીશ ઘરના ઉંબરા ટોચી આવ્યો તયે આ એક, મારા જેવું આંધળું હરીકેન જડ્યું. સહુ ખાલી ડોહાં આપે, ને કહેશે કે ઘાસલેટ ઘરમાં નથી; ગામ આખામાં ઘાસલેટની તાણુએ બોકાહું બોલાવી દીધું છે.

મંગલપ્રસાદ: રેશનિંગની કૂપનનું કેરોસીન ક્યાં જાય છે? રોટલી પર ઘીની જગ્યાએ તો કેરોસીન નથી ચોપડતાને?

અંબારામ: સાહેબ, આવી કાળવાણી આવે કટાણે કાઢી શું કામે બોલવી? એવા માઠા દી ભગવાન ન દેખાડે. લડાઈ તો આજે છે ને કાલ નથી; પણ કાળ જાય તોય કેડી રઈ જાય એવા દી આવ્યા છે.

મંગલપ્રસાદ: લોકો જરા કરકસરથી વાપરે તો કૂપનનું કેરોસીન પૂરતું થઈ જ રહે...

અંબારામ: ઈ તો સંધું ય મનમાં સમજવામાં જ માલ છે, મારા સાહેબ, શીશો ભૂલેચૂકે ઉઘાડો રઈ ગ્યો હોય, તો અડધી કલાકમાં જ માથીપાથી ઊડી જાય એટલું પાવણું પાવણું ઘાસલેટ જડે છે; ઇ તો ઠીક વા ધ્યો હોય, તો ઘંહવામાં ખપ લાગે. એના દીવા નો બળાય.

નરેન્દ્રરાય: (વિચાર કરીને) કેરોસીનના થોડા યુનિટ્સ વધારવા પડશે એમ લાગે છે.

મંગલપ્રસાદ: તમે ભૂલો છો, સાહેબ! ગામડાંઓમાં કેરોસીનનો વપરાશ જ નજીવો હોય છે. લોકો આ તેલની વાસ સહન કરી શકતા નથી; તેથી તેઓ મીઠા તેલના કોડિયા બાળવાનું જ પસંદ કરે છે.

નરેન્દ્રરાય: આંખનું તેજ વધારવા માટે એ પ્રયોગ ઉત્તમ છે. ધીમુભાઈને પણ મેં સૂચના આપી છે, કે હૉસ્ટેલમાં રાતે ટેબલ-લૅમ્પને અજવાળે વાંચવાને બદલે મીઠા તેલને અથવા ભીલુબત્તીને અજવાળે વાંચે..

મંગલપ્રસાદ: ધીમુભાઈને એમાં કહેવું ન પડે, સાહેબ! એમ બી. બી. એસ. નું ભણે છે ને આટલું ય ન સમજે?

નરેન્દ્રરાય સમજે જ, અલબત્ત, અને છતાં ટાઈફૉઇડમાં સપડાયા ને!

મંગલપ્રસાદ: હોય એ તો; શરીર છે! સારું થઈ જશે.

નરેન્દ્રરાય: હું પણ માનતો હતો, કે સારું થઈ જશે; પણ આજનો કાગળ વાંચીને હવે મને આશા ઓછી છે

મંગલપ્રસાદ: આમ કાં બોલો સાહેબ?

અંબારામ: રાતની વેળા છે!

નરેન્દ્રરાય: એકલો ટાઈફૉઇડ હોત, તો તો બહુ ફિકર જેવું નહોતું; પણ સાથે ન્યુમોનિક અસર પણ છે.

મંગલપ્રસાદ: છતાં ડૉ. શાર્પના ક્લિનિકમાં છે, એટલે વાંધો નહિ આવે.

નરેન્દ્રરાય: મંગલ, ધીમુભાઈ જ મારા જીવનનું સર્વસ્વ છે. હજારોને ખર્ચે મેં એને એજ્યુકેશન અપાવ્યું છે. એમ. ડી. ની ડીગ્રી માટે ઇંગ્લૅંડ જવા સારુ સ્ટેટની સ્કૉલરશિપ પણ તૈયાર છે.

મંગલપ્રસાદ: જશે જશે, સાહેબ! ઇંગ્લાંડ શું, ઠેઠ અરબસ્તાન સુધી પણ પહોંચશે.

**અંબારામ:** ભગવાન ઉપર ભરૂંસો રાખો મારા સાહેબ!

**નરેન્દ્રરાય:** (જરા વાર મૂગા રહીને) મંગલ, મને થાય છે કે આજે હું ડીસ્ટ્રિકટમાં નીકળ્યો ન હોત તો સારું હતું.

**મંગલપ્રસાદ:** અરે, ઈ તમે શું વાત કરી સાહેબ? ડીસ્ટ્રિકટમાં નીકળ્યા વિના તે ચાલતું હશે? આજે તો ગેરકાયદે પોંક પાડવાનો ગુનો થયો છે; પણ કાલ સવારે તો કણખાં સંધુંય અનાજ ખળાવાડને બદલે સીધું કોઠી ભેગું કરી દિયે. આખી લેવી–યોજના જ ઊંધી વળી જાય ને?

**નરેન્દ્રરાય:** પણ આજે મારે ઘર આગળ રોકાવાની જરૂર હતી. ચીમુભાઈના સમાચાર...

**મંગલપ્રસાદ:** સંધુંય સારું થઈ જાશે સાહેબ!......સાંજની ટપાલ તો કલાબહેન આપણને અહીં પહોંચાડવાનાં છે ને?!

**નરેન્દ્રરાય:** (જરા રહીને) પણ કદાચને કાંઈ તાર આવે...તો...મને બીક લાગે છે.

**અંબારામ:** (ઊંધું સમજતાં) આંય કણે જરાય ભો જેવું નથી હો સાહેબ! અંધારું લાગતું હોય તો હોટરવારાનું લાંપ ફાનસ લઈ આવું. તમારું નામ લઈશ તો ના નંઈ પાડે.

**મંગલપ્રસાદ:** ના ના, અંબારામ, એ બીકની વાત નથી, તમે ઊંધું સમજ્યા છો.

**અંબારામ:** (સંતોષથી) તો ઠીક! બાકી આપણો દાજી જગતલ માણુસ છે હો! તમે પેટમાં જરાય ફડકો રાખજો મા.

**નરેન્દ્રરાય:** એવા જગતલ માણુસ છે, છતાં ખેડૂતો પોંક પાડીને ખાઈ જાય છે ને?

**અંબારામ:** (છોભીલો પડી જઈ) સાહેબ, ઈ તો આ નાગલો-મોણપરિયો જ એક એવો બે–માથાળો નીકળ્યો; એના સિવાય બીજા કોઈ ખેડુએ ડૂંડાંમાંથી દાણોય ખેરવ્યો હોય તો બતાવો મને! મારું માથું, ને તમારું પગરખું...

**મંગલપ્રસાદ:** (અંબારામને) અરે, પોંક પાડીને ખાઈ લીધો ત્યાં સુધી તમે ને તમારો દાજી કયાં ઊંઘતા હતા?

**અંબારામ:** (ફાનસની વાટ ચડાવતાં) આ હરીકેનેય મારા જેવું રતાંધળું જલ્યું છે.

**મંગલપ્રસાદ:** આડી વાત નહિ જોઈએ! હું પૂછું એનો જવાબ આપો.

**અંબારામ:** ભાઈશાબ, અમારે કાંઈ વાંહામાં વધારાની બે આંખ્યું થોડી છે? નાગલાનું ખેતર છે દખણાદા ભાઠામાં; અમે ઊગમણા ભાઠાનો વેમ રાખવા ઉતરાદા રોન મારવા ગ્યા; ને વાંહેથી નાગલે તલહળાંમાં તાપ કરીને ડૂંડાં શેકી કાઢ્યાં...

**નરેન્દ્રરાય:** (હોઠ પર આંગળી ટેકવીને) તમને આ ગુનાની જાણ કયારે થઈ?

**અંબારામ:** અમે નેળ્યમાં પાછા વળતા તા, તંયે બીજડિયાળા ખેતર પાંહે પોંક કૂટવાનો તડતડ અવાજ કાને પડ્યો; ને લીલવણી દાણો શેકાય એની મ્હેક થોડી અછતી રહે?

**નરેન્દ્રરાય:** તો પછી એ જ ઘડીએ તાલુકાની કચેરીએ સમાચાર કેમ ન મોકલ્યા?

**અંબારામ:** (ફાનસની ઝાંખી પડતી જયોતને સતેજ કરવા મથતા) આ ફાનસેય આજ રીંહાણું લાગે છે! (કાન નજીક

લાવીને હલાવી જોતાં ) માણી પા એકલી વાલ્ય ઠણઠણે છે !

મંગલપ્રસાદ: આડી વાત ઉમેરો મા સાહેબ પૂછે એનો સીધો જવાબ આપો. અનાજ–ચોરી થઈ કે તુરત જ અમને ખબર કેમ ન આપ્યા? સ્ટેટ તરફથી અનાજ ખરીદવા માટે સીંડીકેટ શું જખ મારવા ઊભી કરી છે ?

અંબારામ: અમારા મનમાં એમ, કે અચારે બે દૂંડાનો પોક પાડ્યો એમા ઠ લા મોફતનું ચોળીને ચીકણું ક્યાં કરવું ?

નરેન્દ્રરાય: મિસ્ટર મગલ, ધીસ ફેલો હીમસેલ્ફ સીમ્સ ટુ હેવ આ હેન્ડ ઈન ધ મેટર. ( મિસ્ટર મંગલ, આ ચોરીમાં આ માણસનો પોતાનો જ હાથ લાગે છે. )

મંગલપ્રસાદ: અંબારામ, તમે પોતે પોંક ખાધેલો કે નહિ ?

અંબારામ: (જીભને આંગળી અડાડતાં) સાબ, ઈ પોંકનો દાણો ચાખવોય મારે આંગણે બાંધેલ ગાયમાવડીની માટી બરોબર! માથે સત્ય જેવડું ધાબું છે !

મંગલપ્રસાદ: દાજી ક્યાં છે?

અંબારામ: (બૂમ મારીને) એલા દાજી! દાજીડા! ..

[ માથે દોઢ તાકાની પાઘડીનું ફીડલ મૂકેલ દાજી પ્રવેશે છે. મૂછોના કાતરા તેમ જ બે શુક્રવાર સુધીની ચડી ગયેલી દાઢી ધોળાં ફૂલ જેવી ચમકે છે ઊંચે બક્ષીસ આપેલો ફાટેલો ગરમ ઓવર-કોટ થીગડાં લગાવીને પહેર્યો છે. આંખોમાં વધારેપડતી ચમક અને હાથમાં સાણસી છે ]

દાજી: શું કામે બરક્યો ?

અંબ ... ઊકા ... ચો ?

દાજી: ... વાર. ભૂકી નાખી

અંબારામ. કામ ભેગી ગયણી નાખી આવ્યો છો કે ભૂલી ગ્યો છો ?

દાજી: સાંકડા શીહામાં રેડવી છે તી ગયણીનો ખપ પડે ?

અંબારામ: ( શરમાઈને, ગુસ્સાથી ) એલા, તું તો સાઠ વરહનો થયો તોય આવો અડબૂથ જ રિયો ! રગડામાથી ભૂકી ગાળીશ કે એમને એમ જ સાહેબને પાઈ દઈશ ?

દાજી: મારો ફેટો ક્યાં ગામ ગ્યો છે? જગન્નાથીને ઓણે ગયણે ભૂકીની એક કણીય તબકમાં આવે તો કેજે મને !

મંગલપ્રસાદ: સાહેબ, આપણે આવી મંદી ચા પીવી છે ?

નરેન્દ્રરાય: અંબારામ, અમે ચા નહિ લઈએ. નાહક મહેનત રહેવા દો.

દાજી: સાબ, ધૂવાડાની બાસ એમાં નહિ આવે. મારા હાથની ચા તમે હજી–

અંબારામ: હવે તું મૂગો મરીશ ડોહા ? ડોહલો કાંઈ ડાહલો કાંઈ ડાહલો ! ( નરેન્દ્રરાયને ) સાહેબ, ચામાં ખાડિયા ગળને બદલે દાણાદાર મોરસ નખાવી છે હો !

મંગલપ્રસાદ: મૂર્ખાઓ, એમાં તમે નવીન શું કર્યું ? ચામાં મોરસ ન નખાય તો શું મોરથૂથુ નખાતું હશે !

અંબારામ: સાહેબ, આ લડાઈ જાગી તે દીથી મોરસની તો મા મરી ગઈ છે. સહુ ખાડિમા ગળની ચા ઉકાળીને પીએ છે ને ગામ આખું ગૂમડે સડી પડ્યું છે.

મંગલપ્રસાદ: ઈજ લાગના છો, સાલાઓ તમે! રેશનિંગની ખાંડ ક્યાં કાળાં બજારમાં નાખી છો ?

અંબારામ: સાહેબ, ઈ કાંઈ સૂરમા થોડાં ... તો મોરસનું ...

છે ? કુંવરીબાનાં લગન સારુ મોરસનો સંઘોય ઈસ્ટોક તો બાપુએ જ લઈ લીધો –તો. હમણાં એક ભામણના છોકરાને માતા નીકળ્યાંતાં, તયે દૂધ-પેંડાનું વેન લીધું, પણ મોરસ વિના, સમ ખાવાનોય પેંડો વાળવો કેમ કરીને ? બચાડો દૂધમલિયો છોકરો દૂધ-પેંડાના વેન સોતો મરી ગયો...

**નરેંદ્રરાય:** મિસ્ટર મંગલ, આવી લપનછપન મૂકીને પેલા ખેડૂતને બોલાવો અને કાગળિયાં કરી નાખો ઝટ; એટલે આપણે વેળાસર ઘરભેગા થઈએ, ધીમંત ભાઈનો કાગળ....

**મંગલપ્રસાદ:** અંબારામ, દાજીને મોકલીને એ ચોક પાડનારે ખેડૂતને જલદી બોલાવો એટલે એનાં કાગળિયાં થઈ જાય.

**દાજી:** સાબ, નાગલો તો આજે સવારના પોરનો ભાદરેથી વેકૂરના ફેરા કરવા ગ્યો છ.

**મંગલપ્રસાદ:** (નરેંદ્રરાયને) જોયું કે સાહેબ, ભાદરની રેતીમાંથી પણ આ લોકો કમાણી કરી જાય છે ! એક ગાડું ભરીને શહેરમાં વેચી આવે ને રૂપિયો રોકડો પાડે.

**નરેન્દ્રરાય:** ભાદરની રેતીની મોનોપોલી કોઈ સધ્ધર સેંડીકેટને સોંપવાનો સ્ટેટ વિચાર કરી જ રહ્યું છે. નહિતર તો આ ચોરટાઓ આખા સ્ટેટને કોઈ દિવસ વેચીને ખાઈ જશે. એ તો ઠીક; પણ આરોપીના ઘરમાંથી બીજું કોઈ હાજર થશે, તો ય ચાલશે. આપણે તો જુબાની જ જોઈએ ને ?

[દાજી બહાર ચાલ્યો જાય છે.]

**મંગલપ્રસાદ:** અરે અંબારામ, આરોપી તરફથી બીજું કોઈ હાજર રહી શકશે કે...

**અંબારામ:** બીજામાં તો એની બાયડી છે.

**નરેન્દ્રરાય:** ધેટ વીલ ડુ; બોલાવો એને.

**અંબારામ:** (બૂમ પાડીને) એલા દાજીડા, એટલીવારમાં ક્યાં સટકી ગ્યો ? સાળાના પગમાં જ ભમરો છે.

[હાથમાં સળગતું લાકડું લઈને દાજી પ્રવેશે છે.]

**દાજી:** આ આયાં જ મૂઓ છઉં; મેં કીધું કે ચાને ખદખદો ચડે તો ઊભરાઈ જાશે એટલે આ કરગઠિયું ઓરું ખેંચી લીધું. મંગાળામાં તો હોળીમાતા જેવો આકરો તાપ થ્યો છ.

**અંબારામ:** (ગુસ્સાથી) તારા મંગાળાની ટાઢી કર્ય ને જા ઝટ, નાગલાને ઘરે રાજુને કહી આવ્ય કે ઈનીસ્પેકટર સાબને જુબાની આપવા આવે ઝટ.

**દાજી:** (સમજ ન પડતાં) કોને ? મારી રાજુને ?

**અંબારામ:** હા. તારી રાજુને જ. ખોટના ખીમા જેવા પમકાને અડધી રાત્યે ચોક શેકીને ખવરાવ્યોતો ને ? જા, એને સાદ કરી આવ્ય..

**દાજી:** (જવાનું કરતાં) આ અખલડી બરકી આવું.

**અંબારામ:** જરાક પગ ઉપાડજે, સમજ્યો ? ઈનીસ્પેક્ટર સાહેબ ખોટી થાય છે. રૂપિયે ગજને હિસાબે હાલજે મા.

**દાજી:** (જતાંજતાં) અરે, બોદા રૂપિયાની ઘોડચે જ પાછો આવ્યો જાણોની !

[જાય છે.]

**નરેંદ્રરાય:** અંબારામ, આ દાજી અને આરોપીની પત્નીને કશું સગપણ છે કે શું ? દાજી 'મારી રાજુ' એમ બોલ્યો હતો, એ ઉપરથી શું સમજવું ?

અંબારામ: સાહેબ, ડોસો અર્ધો મગજમેટ છે

નરેંદ્રરાય: શરૂથી જ.મને એવી શંકા તો હતી જ

અંબારામ: બચારો દુખિયો માણસ છે માથે વીતક વીતે પછી માણસ વા-ઘેલું થઈ જતા વાર ન લાગે

નરેન્દ્રરાય: એ તો ઠીક, પણ રાજુ અને દાજીને શો સબધ?

અંબારામ: સાહેબ, રાજુને દાજીએ ધરમની માનેલ દીકરી કરી છે

નરેન્દ્રરાય: એમ કે?

અંબારામ: જી હા, સાહેબ દાજી મૂળ તો સુખિયો જીવ હતો, પણ જણ્યાની ખોટ ઉપરાઉપર ત્રણ ઘર કર્યાં તયે એક દીકરો અવતર્યો ઉછેરીને મોટો કર્યો ને સણાવીગણાવીને આફ્રિકે કમાવા મોકલ્યો ત્યા કહે કહે છે કે દરિયામાં ડૂબીને મરી ગ્યો. તે દી'થી દાજીડો મગજમેટ થઈ ગ્યો છ આ રાજુને હવે દાજીડો દીકરી ગણે છે ને વીરપહલીને દિવસે સાડલો પણ કરે છે

મંગલપ્રસાદ: સાહેબ, માણસો પણ માળાવ થાય છે ને વિચિત્ર! બહુરત્ના વસુધરા છે!

નરેંદ્રરાય: (ગુસ્સાથી) મૂગા રહો મગલપ્રસાદ! (અબારામને) અબારામ, મને આ ડોસાના જીવનમા બહુ રસ આવે છ એકનો એક દીકરો મરી જાય તો માણસ ગાંડો થઈ જાય?

અંબારામ: માણસ ગાડ થઈ જાય તો તો સારુ થાય, સાહેબ! ગાંડા થાવામાં ત્રણ ગુણ નહિ વેરો, નહિ વેઠ; ગાંડા ગરિ સહુ કરે ને સખે ભરે પેટ પણ દાજી ગાંડો નથી, વા-ઘેલો છ નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છ ગમાં

મગલપ્રસાદ: રાજુનુ મકાન બહુ દૂર છે, અબારામ?

અંબારામ: આવુ તો કેટલુક હોય આ ખોબા જેવડા ગામમાં? પણ સિંગાપુરવાળા મેમણની મેડીમા ધાબો નખાય છે, એમાં ટીપણી ટીપીને હજી હવે આવતી હશે મૂઈ માણહના કાંઈ નેઠાં થોડા હોય?

મંગલપ્રસાદ: એટલે રાજુ મજૂરી પણ કરવા જાય છે?

અંબારામ: સાહેબ, મૂએ ગયા વિના તો આવી મોંઘારતમા સાજ પડયે પેટનો ખાડો કયાંથી પુરાય? એના પડ્યાના જ ખેતરમા મર માથાપૂર મોલ જામ્યા, પણ એમાથી દાણાની કણીયેય કોઠીમાં થોડી ભરાય છે?

મંગલપ્રસાદ: પણ એ તો સ્ટેટની સાંડીકેટે સુવ્યવસ્થા જાળવવા માટે એ હુકમ કર્યો છે સાંડીકેટ તરફથી એને અનાજ અપાશે જ

અંબારામ: પણ એ અપાય ત્યાં સુધી તો નાગલો વેકૂરના ફેરા કરે ને રાજુડી ધાબાની ટીપણી ટીપે તયે સાંજે માંડ મગનો રોટલો પામે છે

નરેંદ્રરાય: મગમાથી પણ આ લોકો રોટલા ઘડે છે કે?

અંબારામ: બાજરાની ખાઈ બેઠી ગઈ, પછ માણહ બીજું કરે શું? જી તી ઓગેને પેટના ખાડા તો પૂરવા ને?

મગલપ્રસાદ: સાહેબ, આપણે કઠોળને સાંડીકેટની સત્તાની બહાર રાખ્યું, એટલે મગનો આવો દુરુપયોગ થઈ રહ્યો છે આવતા વર્ષની સેવી-યોજનામાં—

નરેંદ્રરાય: ભાઈ અબારામ, થોડી વાર પહેલા દાજી સળગતુ લાકડુ હાથમા લઈને અહીં આવેલો ને, ત્યારે હું બી ગયેલો.

**અંબારામ:** સાહેબ, ઈ ઘનચક્કરને કાંઈ ભાન ખબ્યું હોત તો જોઈએ શું? જુઓ; આ આવ્યો, રાજુને તેડીને! (દરવાજા તરફ નજર કરીને) છે એના હાલવામાં જરાય ઢંગધડો? ધરતીને જાણે કે પગેથી પાટાં મારતો આવે છે!

**નરેંદ્રરાય:** (ભડકીને) એના હાથમાં સળગતું લાકડું તો નથી ને?

**અંબારામ:** નારે સાહેબ, ના! એમ બળતણ ક્યાં સસ્તાં પડયાં છે આ લડાઈમાં?

**નરેંદ્રરાય:** પણ હું તો દાજીની આંખોથી જ બી જઉં છું. ને એમાં વળી હાથમાં સળગતું લાકડું હોય તો...

**અંબારામ:** અરે સાહેબ, ઈ તો વગર લાકડેય કોઈ મોળી છાતીવાળાને ભડકાવી દિયે એવો ખવીહ જેવો છે.

[દાજી અને રાજુ પ્રવેશે છે. રાજુની કાખમાં છોકરો છે. રાજુની ઉમ્મર ત્રીશેકની આસપાસ હોવા છતાં એનો દેખાવ ભાર-રબ્બો છે. નરેંદ્રરાયને જોઈને રાજુ ઘૂમટો કાઢે છે.]

**અંબારામ:** રાજુ, આ ઈનીસ્પેકટર સાહેબ તો આપણા માવતરને ઠેકાણે ગણાય. એની લાજ ન કઢાય.

[રાજુ મોં ખુલ્લું કરે છે.]

**અંબારામ:** નાગ હજી લગણ વાણુ કરવા નથી આવ્યો, ગગી?

**રાજુ:** કંટરાટીની વેકૂર ઠલવવા ગયા છે; અંબાકાકા! કંટરાટીય મૂઓ ઘૂંટડે-ઘૂંટડે પીએ છે.

**અંબારામ:** પણ આ પમકાને આંયા કણે કાંખમાં કાં તેડતી આવી?

**દાજી:** (વચ્ચે આવીને) મેં તો પમકાને કીધું કે મારી કાંખમાં બેહ, પણ માની કાંખનું હેવાયું છોકરું બીજાની પાંહે આવે?

**અંબારામ:** ડોહલા, તારી જીભડી સખણી રાખીશ? (ખિજાઈને) નીકળ આંઇથી; તારે મંગાળે જઈને બેસ!

**દાજી:** આ હાલ્યો બાપલા!

[જાય છે.]

**રાજુ:** આ મારો પમકોય મૂઓ મારા લોહીનો ઘરાગ પાકયો છે. આવડો લડધા જેવડો થયો પણ ઘડીક વારેય કાંખમાંથી હેઠો નથી ઊતરતો, અંબાકાકા!

**અંબારામ:** એલી રાજુ, આ ઈનીસ્પેકટર સાહેબ બેઠા છે, ને તું આમ ઊંચે સાદે ને આડું ને અવળું કાં ભરડયે રાખ્ય? તને આંઈ અટાણે અસૂરી શું કામ તેડાવી છે, ખબર છે?

**રાજુ:** ખબર છે, અંબાકાકા! તે દી રાત્યે પડામાં પોંક પાડ્યો તો, ઈ સાટુ મને તેડાવી છે.

**મંગલપ્રસાદ:** વાહ! સીધી જ કબૂલાત છે ને શું!

**નરેંદ્રરાય:** છતાં આરોપીને કશો ખુલાસો કરવો હોય તો તક આપો.

**અંબારામ:** રાજુ, તારે કાંઈ કેવાનું હોય તો કહેજે હો!

**રાજુ:** કેવામાં તો બીજું શું? (પમકાને ચીંટિયો ભરીને) આ મારા પીટડિયાએ અડધી રાત્યે પોંક ખાવાનું વેન લીધું ને ગામ આખું સાંભળે એવો ભેંકડો બેડયો....

**નરેંદ્રરાય:** મંગલ, બધું નોંધતા જજો હોં કે! (રાજુને) બાઈ, પછી શું થયું એ કહે....

**રાજુ:** પછી શું થાય, પછવાડું? હું તો ઘણીય એવા સાત ભેંકડાને ય ન

ગણુકારું-એમાં ક્યા સોનાનાં આંસુ હાલ્યાં જવાનાં હતાં ? પણુ અમારા ઘરમાંથી પંડચે છે સાવ પોચા. ઊઠીને તલસરામાં કર્યો તાપ, ને ચાર ઠૂંઠાં શેકી નાખ્યાં.

નરેંદ્રરાય: એમને ખબર નહોતી કે બધો જ પાક સીંડીકેટને સોંપ્યા પહેલાં એક ઠૂંઠું પણુ કાપવાની મના છે ?

રાજુ: ખબર તો ઘણી ય હતી. સોમલો ડોસો આવીને તણુવાર દાંડી પીટી ગ્યોતો. .

નરેંદ્રરાય: એ ગુનો છે એમ જાણુતા હોવા છતાં શા માટે ..

રાજુ: મેં કીધુ નહિ, કે અમારે ઘરમાંથી છે સાવ ખાઈ-માથી જેવા. છોકરાને રોતો ભાળીને જીવ હાથ નો રિયો.

મંગલપ્રસાદ: (લખેલું મોટેથી વાંચતા) આરોપીએ ગફલતમાં નહિ પણુ જાણીજોઈને જ કાયદાનો ભંગ કર્યો છે.

નરેંદ્રરાય: (રાજુને) આ ગુનાની શિક્ષા તમે જાણો છો ? આખું ખેતર ખાલસા થશે.

રાજુ: (તીણે અવાજે) અ .ર ..ર . માબાપ ! કીડીને કોસનો ડામ દેવાય ? અમારું ગરીબ માણહનું ગજું શું ? ને આ ગનો ય શું ?

નરેંદ્રરાય: ગુનો તો તમે જ કબૂલ કર્યો છે.

પમકો: (કાખમાં બેઠબેઠે) બા, શેરડી ખાવી છે. .

રાજુ: (ફરી ચાંટિયો ખણુતાં) એ... હવે ઘૂટડે ઘૂટડે પી મા, મારા લોહીના ઘરાગ ! (નરેંદ્રરાયને) સાબ, અમ રાંક માણહ ઉપર મેર કરો; એક ગનો તો મોટા રાજા ય માફ કરે.

મંગલપ્રસાદ: કાયદો એ કાયદો. (હસી પડતાં) સાહેબ, આ કણુબાંઓ સાથે આપણુને ક્યાંથી પનારાં પડ્યાં !

રાજુ: (રડમસ) પણુ સંધોય પાક ઝંટાઈ જાય, ઈ તો કીડીને કોસનો ડામ દીધા જેવું..

મંગલપ્રસાદ: એમ ન કરીએ તો તો તમે ખેડુ લોકો સ્ટેટનાં નાકકાન કાપી જાવ એવા બદમાશ છો.

રાજુ: (નરેંદ્રરાયને) મોટા સાબ, ચાર ઠૂઠાં શેક્યાં એમાં રાજદરબારે કયી ખોટ આવી ગઈ? આ તો ચીભડાના ચોરને ગળાફાંસા જેવું ..

નરેંદ્રરાય: (કંટાળાથી) બાઈ, તમે અભણુ માણુસ કાયદામાં શું સમજો ? તમે આજે ચાર ઠૂઠાં શેક્યાં, કાલે કોક ચોવીશ ઠૂંઠાં શેકે. પછી પરમ દિવસે કોક રાતોરાત હાલરાં ફેરવી કાઢીને સધો ય દાણો કોઠી ભેગો કરી દિયે. આવા ગુનામાથી પણુ શિરસ્તો પડી જાય એ સ્ટેટને ન પોસાય.

મંગલપ્રસાદ: તો તો સીંડીકેટ સાંજ મોર દીવાળું જ કાઢે.

રાજુ: (મોટેથી ઠૂઠવો મૂકતાં) અમ રાંકનાં હાંડલાં રઝળાવ્યાં... . ! . . વોય માડી રે...

[ઠૂઠવો સાભળીને દાજી અંદર દોડ્યો આવે છે]

નરેંદ્રરાય: (અકળાતાં) દાજી, આ બાઈને બહાર લઈ જા !

દાજી: (રાજુને બાવડેથી ઝાલીને) હાલ્ય ઝગી, હાલ્ય ! આમ રોવા બેઠે તારો સકરવાર નઈ વળે.

નરેંદ્રરાય: અને અંબારામ, કોઈ વેપારીને બોલાવો એટલે પંચનામામાં શાખ નાખી જાય.

અંબારામ: દાજી, ખુશાલકાકાને સાદ કરજે જરાક.

દાજી: ભલે

[? [illegible]ને બહાર

**અંબારામ:** સાહેબ, આ એક ગુનો ભીનો સંકેલી લઈએ તો? એક લીંઠકો ખેડુ હમેશનો ભાંગી જાહે.

**નરેંદ્રરાય:** ત્યારે તમે સાચી વસ્તુ સમજતા જ નથી, અંબારામ! આપણે ખેડૂતો ઉપર કડપ બેસાડવાનો છે.

**મંગલપ્રસાદ:** આ એક સીઝનમાં સીંડીકેટ સદ્ધર થઈ જાય તો આવતે વર્ષે ઇન્સ્પેક્ટર સાહેબ સપ્લાય ખાતામાં ફૂડ-કન્ટ્રોલરને હોદ્દે આવશે, એ તમને ખબર છે?

**અંબારામ:** સાહેબની ચડતી જોઈને અમારી આંખ્યું ઠરે; પણ આવા કેસમાં જરાક રહેમનજર રહે તો... જરાક દયાભાવ...

**મંગલપ્રસાદ:** અરે, દયા તો ડાકણને ખાય...

**અંબારામ:** ધણી-ધણીયાણીએ ભર ચોમાસે કાયા તોડીને ઘોડાપૂર મોલ જમાવ્યા છે. ભડ જેવી રાજુડીએ ચાડિયો બાંધ્યા વિના આખી રાત ગોફણ લઈને ટીડડાં ટોયાં છે... ઈ સંધોય પાક ખાલસા થાય તો તો કાળો કકળાટ બોલી જાય.

**નરેંદ્રરાય:** એ જ તો આપણે ઇચ્છીએ છીએ. કકળાટ બોલે તો જ સીંડીકેટનો કડપ બેસે.

[ખુશાલકાકા પ્રવેશ કરે છે. સાવ ઉઘાડે ડીલે; ટૂંકું પંચિયું પહેર્યું છે. પણ માથે આંટીઆળી પાઘડી મૂકી છે.]

**ખુશાલકાકા:** શું છે ઇન્સ્પેટકર સાહેબ! શેનો કડપ બેસાડવો છે? ને કોની, અમારી ઉપર?

**અંબારામ:** આવો ખુશાલકાકા!

**ખુશાલકાકા:** હા પોલીસ પટેલ, આવ્યા વિના છૂટકો છે? હું તો ખાટલો ખંખેરીને સૂવાની તૈયારી કરતોતો, ત્યાં તમારે હાજી ડોસે રાડ્ય પાડી, એટલે મેં માથે પાઘડી મેલી.

**મંગલપ્રસાદ:** (કાગળિયાં ખુશાલકાકાને આપતાં) આ પંચનામામાં તમારી શાખ-સહી નાખવા બોલાવ્યા છે.

**ખુશાલકાકા:** મારે હાળે નાગલે પણ ઇન્સ્પેક્ટર સાહેબને અસૂરો ધક્કો ખવડાવ્યોને! કેમ જાણે ગગો પોંક ખાધા વિના વહૂકી જાતો હોય!

**નરેંદ્રરાય:** લોકો કાયદાનો ભંગ કરતી વખતે એનાં પરિણામોનો પણ ખ્યાલ નથી રાખતા!

**ખુશાલકાકા:** ભૂંડાં ને ભૂખ-લખણા માણસ એનું નામ. (મંગલપ્રસાદને) લાવો તમારી જ ઈંડીપેમ; મેં તો દોત-ખડિયો ઇસ્કોતરમાં મેલી દીધાં છે. મારા હાળા ઊંદરડાંના પેટમાં ય માણહના જેવો ભૂખમરો આવી પડ્યો છે, તી ખડિયો ઉઘાડો રઈ ગ્યો હોય તો સંધી ય શાહી પી જાય છે. એંધાણ તો સાત-દુકાળી આવવાનાં લાગે છે. (સહી કરતાં) નીકર, અડધી રાતે આ નાગલાને પોંકના કાચા દાણા ચાવવાની ભૂખ લાગે?

**અંબારામ:** ઈ તો છોકરા પમકા સારુ ડૂંડાં શેકયાં'તાં, ખુશાલકાકા!

**ખુશાલકાકા:** ઈ તો છોકરાંનું નામ ને મોટાંનું કામ. છાશ ખાય છોકરાં ને દૂધ ખાય ડોસી; છોડિયાં જેવાં છોકરાં ને દડબા જેવી ડોસી. એમ અમથું કેવાતું હશે?

[બહારથી છાતી કૂટવાનો ને મોટેથી રડવાનો અવાજ સંભળાય છે.]

**નરેંદ્રરાય:** આ શું, અંબારામ? કોઈ મરી ગયું?

અંબારામ : ના રે સાહેબ, ના ઈ તો પચનામામાં શાખ-મતુ કયુ એટલે રાજુડીએ પોક મૂકી

ખુશાલકાકા : (હસતા) કોની નાગલાના નામની ? છરે ઘણીએ ?

અબુારામ : ખુશાલકાકા, રાજુ તમારે તો દીકરી સમાણી ગણાય હો !

ખુશાલકાકા : સાચી દીકરી તો હાજીડાની; પહલીનો સાડલો હાજી પહેરાવે છે નહિ નાતનો, નહિ જાતનો, ને ડોહો સગમણુ કાઢીને બેઠા છે ને ! ડોહાની ડાગળી'જ ચહકી ગઈ છે બારણે ઓટાને પગથિયે કાળમીંઢનો ગદેલો મેલ્યો છે, એના ઉપર બેઠાબેઠો ડોહો એની દીકરીને છાની રાખે છે

[દૂરથી મોટરનુ ભૂગળુ સભળાય છે ]

મગલપ્રસાદ : અરે અબારામ, આપણી મોટરમાં કોક છોકરાં ચડીને ભૂગળુ વગાડતા લાગે છે કાંઈક નુકસાન કરી બેસે નહિ !

અબારામ : સાહેબ, આપણી મોટર તો ઢોઢીમા ઊભી છે ને આ ભૂગળુ તો સભળાણુ મશીતાળી સડકેથી

મંગલપ્રસાદ : પણ સાહેબ, આ હોર્ન તો આપણાં કલાબેનની જ ઓસ્ટીનનું લાગે છે સા રી ગ મ કલાબેનનુ તો જીવન જ આખુ સગીતમાં છે ! પણ એકલસૂરુ

નરેન્દ્રરાય : પણ અત્યારે કલા અહીં સુધી, ?

મગલપ્રસાદ : ઈવનિગ વોક કરવા આવ્યાં હશે ને હમણા તો પાછા ગ્રામજીવન અને રચનાત્મક કામ પાછળ ગાંડાં થયા છે ને ! આપણે જ્યાં જઈએ ત્યાં આપણી પાછળ ને પાછળ ! હે. ! હે !

[બહારથી, મોટર ઊભવાનો અને કશીક પૂછપરછનો અવાજ સભળાય છે ]

નરેન્દ્રરાય : અરે, આ તો કલાનો જ અવાજ !

અબારામ (ફાનસની વાટ ચડાવવા મથતા, ફાનસને જ સબોધીને) એલા, હવે ઘડીકવાર સારુ થઈને જ મારી લાજ લૂટીશ ? શેઠે પહોંચીને ચિરામણુ માગીશ ?

નરેન્દ્રરાય : અરે અબારામ, કલાબહેનને જરા ફાનસ તો ધરો

મગલપ્રસાદ : હા ભાઈ, એમને જરાય અધારુ નહિ ચાલે કલાબેન તો પરથમથી જ ગામડામાં વીજળીબત્તીની વાત મૂકે છે

અબારામ : (ફાનસને કાન સાથે ખખડાવીને) આમા તો હવે વાત્ય તળિયુ ચાટે છે (જતાજતાં) લ્યો, મેગામેગુ પાવણુ પુરાવતો જ આવુ ભર્યું હશે તો વળી કોક દી ફરી હાણુ ખપ લાગશે

[બહાર જવાનુ કરે છે થોડા ડગલાં ચાલીને પાછો વળે છે ]

પાચ જ મિલટમાં આવ્યો હો સાહેબ ! ચાદાના અજવાળાં ઝોકાર છે એટલે ઉજાશ તો સારીપટ લાગશે

[જાય છે ખપેડામાથી આવતાં ચાદરડાના ઓળગોળ પ્રકાશવર્તુળો ઓરડામા પથરાઈ રહે છે ડાબી બાજુના અધારામાથી એક વ્યક્તિ આગળ આવે છે ]

નરેન્દ્રરાય : અરે કલા, બેટી અત્યારે ? આટલી મોડી અહીં ? ધીમુભાઈનો કાંઈ કાગળ ?

કલા : હા, ત્રણ દિવસ પહેલાંની તારીખનો ધીમુભાઈનો લખેલો કાગળ સાંજે મળ્યો

**નરેન્દ્રરાય :** શું લખે છે ? તબિયત કેમ ?

**કલા :** ધીમુભાઈ લખતા હતા કે કાગળ વાંચીને તુરત, તાજા જ પાડેલા પોંકનું પારસલ રવાના કરજો.

**નરેન્દ્રરાય :** ધીમુભાઈને નાનપણથી જ પોંક તો બહુ જ વહાલો ! ઘેરે તો ઘી–ખાંડ નાખીને જાદરિયું કરાવીને ખાય !...હા, પણ તબિયતનું...?

**કલા :** કાગળ વાંચતી હતી ત્યાં જ ક્લિનિકમાંથી ડૉ. શાર્પનો તાર આવ્યો. ટાઈફૉઇડમાં જ હાર્ટ–એટેક થતાં હાર્ટ–ફેઈલ !

**નરેન્દ્રરાય :** શિવ શિવ !

[દાજી પ્રવેશે છે. હાથમાં ચાના ભરેલા પ્યાલા છે.]

**દાજી :** સાહેબ, શિવ શિવ કરો મા. હવે તો ચા પીઓ એટલી જ વાર ! તમારે કડક મસાલેદાર...

**નરેન્દ્રરાય :** ચા નથી પીવી ડોસા ! આભાર તમારો ! ચાલો કલાબહેન, ચાલો મંગલ, જલદી ઘરભેગા થઈએ.

[સહુ ઊભા થઈને બારણાં નજીક પહોંચે છે, ત્યાં રાજુ આવીને, કાંખમાં છોકરા સમેત નરેન્દ્રરાયના પગમાં પડે છે.]

**રાજુ :** મોટા સાબ, આ એક ગનો માફ કરતા જાવ ! અમારાં જીવતર ધૂળધાણી થઈ જાહે !

**નરેન્દ્રરાય :** ચલ હટ્ ! અપશુકનિયાળ ! જીવતર તો આજે અમારાં ધૂળધાણી થઈ ગયાં, તમારા નૂગરાઓના પાપમાં...

[એંટ–ભેર નરેન્દ્રરાય બહાર નીકળી જાય છે. મંગલપ્રસાદ અને કલાની પાછળ, રાજુ દંડવત્ સ્થિતિમાં જ પડી રહે છે.]

**ખુશાલકાકા :** દાજીડા, એક કૉપ ચા મને મેલજો જા. ઇન્સ્પેક્ટર સાહેબે આજે મારી ઊંઘ બગાડી છે.

**દાજી :** એકને સાટે બેય કૉપ તમે જ પીઓની બાપલા !

[ઝડપભેર પ્યાલા મૂકી બહાર દોડી જાય છે.]

**ખુશાલકાકા :** ધૂળધાણી ને વા–પાણી. (રાજુને) વવ, હવે એની આશા મેલી દિયો...વેકૂર પીલ્યે તેલ નો નીકળે...

[સડાકા સાથે ચા પીવા માંડે છે.]

**રાજુ :** (પડીપડી) મોટા સાબ !... માવતર !...

**ખુશાલકાકા :** મોટા સાબ તો તારા પુગી ગ્યા મોટરમાં... લે આ કૉપ ચાનો પી લે, ને છોકરાનેય ઘૂંટડો પા ! ખેતર ખાલસા થ્યું તોય આ ચાનો ઘૂંટડો તો મોફતને ભાવે ઘરમાં પડ્યો ગણાય !

[બહાર ભારે જોરદાર ચીસ સંભળાય છે. હાથમાં ફાનસ સાથે હાંફળોફાંફળો આવે છે.]

**અંબારામ :** ખુશાલકાકા, ઝટ બહાર અંબારામ આવો તો !

**ખુશાલકાકા :** શું છે પણ ? આ કૉપ તો પૂરો પીવા દે ! નકરા દૂધની વળી પાછી કોણ જાણે કેદી જડશે !

**અંબારામ :** (કંપતે અવાજે) દાજીડે દાટ વાળ્યો... ઓટાના પગાનો કાળમીંઢ અઢેલો ઉપાડીને ઇન્સ્પેક્ટર સાહેબના માથામાં ઝીંક્યો...માથાના ફોદા વેરી નાખ્યા

[અંબારામ અને ખુશાલકાકા બહાર જાય છે.]

**પમકો :** બાડી..., ચા પીવી છ...

**રાજુ :** (છોકરાને ચીટિયો ભરણનાં અર્ધ–શુદ્ધિમાં જ) ઘૂંટડે ઘૂંટડે મારાં લોય પી મા, મારા રોયા ! લોયના ઘરાગ !

(પરદો)

(ભજવતાં પહેલાં લેખકને પુછાવવું.)

★

# ભગવાન બુદ્ધ

લેખક
શ્રી. ચીમનલાલ ચકુભાઈ શાહ

પેશે સૉલિસિટર, લોકસેવાની સામાજિક તથા રાજકીય અનેક પ્રવૃત્તિમા રસ લેનાર શ્રી ચીમનભાઈ લખે છે ઓછુ, પણ જ્યારે લખે છે ત્યારે એમના અભ્યાસનુ ઊ ડાણ જણવા મળે છે આ વર્ષે 'પર્યુષણ પર્વ' નિમિત્તે એમણે 'ભગવાન બુદ્ધ ઉપર એક પ્રવચન કર્યું હતું, તે લેખરૂપે ફરીને 'અખડ આનદ'ના વાચકો માટે રજૂ કર્યું છે બુદ્ધ ભગવાનનુ જીવનગીત ફરીફરીને સાભળીએ તોયે થાકીએ ખરા ?

આજથી લગભગ ૩૨ વર્ષ પહેલા, ૧૪–૧૫ વર્ષની ઉમરે ભાગવાડીમાં મે બુદ્ધનુ નાટક જોયુ હતુ, પણ એ વખતના સસ્કારો હજીયે એમ ને એમ જ છે હુ જાણતો હતો કે એ નાટક હતુ, છતાં એ મહાભિનિષ્ક્રમણનો પ્રસગ ને અતિમ પરિનિર્વાણનુ એ દૃશ્ય એવાં ને એવાં જ તાદૃશ છે દરેક વર્ષ પર અજટા ને ઇલોરા ગયેલો, ત્યારે એ સસ્કાર વળી પાછા જાગૃત થયા એક માત્ર ચિત્રકારને જ નહિ, એક માત્ર કવિને જ નહિ, પણ શિલ્પીઓને પણ અને તે યે પાચપદર વર્ષ પર્યંત નહિ, પરતુ સાતસાત સૈકા સુધી કલાકારોને ભગવાન બુદ્ધે પ્રેરણા આપી છે

આપણા આઝાદ ઝડા પરનુ ધર્મચક્ર બુદ્ધનુ છે સારનાથમાં તે વખતે પહેલી વાર એમણે ઉપદેશ દીધો અશોકે એ ઉપદેશને કાર્યમાં ઉતાર્યો, આજે હિંદે પોતાના રાષ્ટ્રધ્વજમા એને અપનાવ્યો છે

મહાવીર ને બુદ્ધ એકસાથે જ વિહરતા હતા ગીતામાં 'યદા યદા' વાળો શ્લોક શ્રીકૃષ્ણે ગાયો છે, તે પ્રમાણે એ સમયે ધર્મની કેટલી બધી ગ્લાનિ થઈ હશે ? ઇ સ ૫૦૦ વર્ષ પૂર્વે થઈ ગયેલા રાજા શુદ્ધોદનના એ પુત્ર હિમાલયની તળેટી કપિલવસ્તુમા એમનો જન્મ એ વિષે અનેક કથાઓ પ્રવર્તે છે બોધિસત્વની જાતકકથાઓ રોચક છે ને ઉદ્બોધક છે સિદ્ધાર્થનો જન્મ વનમાં થયો ભગવાન મહાવીરની માફક એ પણ શિક્ષણમાં આરપાર ઊતરી ગયા ને બુદ્ધિમાં પણ એવા જ કુશળ હતા માતાપિતા જીવ્યા ત્યાં સુધી મહાવીરે માતપિતાનો ત્યાગ ન કર્યો ત્યારે બુદ્ધે પોતાની ઓગણત્રીશ વર્ષની ઉમરે પોતાનાં માતા–પિતાનો ત્યાગ કર્યો હતો '

એ સુખસાહેબીમા જ રહે એમની કાળજી માતપિતા લેતાં હતાં રથમાં બેસીને સિદ્ધાર્થ ફરવા ગયા, ત્યારે એક વખત એક વૃદ્ધ ને જર્જરિત આદમીને જોયો સારથિને પૂછ્યુ 'આ શુ ?'

'એને વૃદ્ધાવસ્થા કહે છે દરેક માનવીને કોઈ ને કોઈ વખતે આમ થાય છે જ !'

'હુ પણ એવો થઈશ ?'

'હા'

'વૃદ્ધાવસ્થા શુ ?' એમને પ્રશ્ન થયો

બીજી વખતે સિદ્ધાર્થે એક રોગગ્રસ્તને જોયો સારથિને પૂછ્યુ

'આ આદમી કેમ આવો છે ?'

'એ રોગી છે'

'રોગ એટલે શું ?' એમને પ્રશ્ન થયો

એવી જ રીતે ત્રીજી વખત જતા એમણે મુડદુ જોયુ

'આ શું ?' પ્રશ્ન કર્યો.

'આદમી મરણ પામ્યો છે.'

'મરણ શું ?' એમના અંતરાત્મામાં ફરીને ત્રીજો પ્રશ્ન જાગ્યો.

એ વિશે જિજ્ઞાસા વધી. જરા, વ્યાધિ, મૃત્યુ વિશે સિદ્ધાર્થ વિચારવા લાગ્યા. જન્મથી જ વારાંગનાઓ વચ્ચે એમને રહેવાનું હતું પણ એ વિચારશીલ તો હતા જ.

એમનું લગ્ન થયા પછી એક દિવસ એમને ખબર આપવામાં આવી:

'પુત્રજન્મ થયો.'

'નવો રાહુ જન્મ્યો.' એમનાથી આપોઆપ બોલાઈ ગયું.

પિતાએ કહ્યું: 'સાચી વાત છે, એનાથી એ જીવન નહિ છોડી શકે; માટે એનું નામ રાહુલ રાખો.' અને તે જ રાત્રે એમણે ગૃહત્યાગ કર્યો. અનેક ચિત્રો, ને અસંખ્ય કાવ્યોએ આ પ્રસંગને બિરદાવ્યો છે. જ્યારે જ્યારે મહાન ત્યાગ થાય છે, ત્યારે ત્યારે બુદ્ધ જ યાદ આવે છે. બુદ્ધની માફક જ ટૉલ્સ્ટૉયને પણ સુખસાહેબી વચ્ચે વેદના જાગી; ત્યારે રાત્રે ચાર વાગે એણે પુત્રીને કહ્યું હતું: 'બિસ્તર તૈયાર કર.'

રાહુલના જન્મને લીધે રાજમહેલમાં આખી રાત વારાંગનાઓનાં નાચગાન થયાં. પણ સિદ્ધાર્થ તો તૈયાર થયા જ. યશોધરાને જગાડવા માટે હૃદયમાં હા-નાની ગડમથલ વધી. વળી પાછું વિચાર્યું: 'મારા જવાથી યશોધરાને દુઃખ થશે, પરંતુ જગતનું દુઃખ ઓછું નથી.' આ જ વિચારના પ્રેર્યા એમણે રાજવૈભવ, માતપિતા, પત્ની ને બાળક-સર્વ કંઈનો ત્યાગ કર્યો. નદીકિનારે સાથે આવેલા સારથિને કપડાં વગેરે આપી દીધાં. પોતે ભિક્ષુકનો વેશ ધારણ કર્યો. પહેલે જ દિવસે ભિક્ષા લાવીને એ એક ગુફા આગળ બેઠા ત્યારે વિચાર થયો:

'અરે રે, ચાંડાલથી માંડી વારાંગના સુધીની અઢારે વર્ણની આ પ્રસાદી છે!' ઘૃણા ઊપજી, પણ વળી મન મક્કમ થયું:

'જાતીય મતભેદ તોડવાને તો નીકળ્યો છું. હવે શું ? ભિક્ષુકને એની સૂગ ન હોય !'

સિદ્ધાર્થ ત્યાંથી એક મહાન તપસ્વી પાસે ગયા-જગતનાં દુઃખોનો માર્ગ શોધવા. એક ગુરુ પાસેથી ટૂંક સમયમાં જ સાતે સમાધિની વિદ્યા શીખ્યા. ગુરુને પૂછ્યું:

'હવે શીખવાનું કંઈ બાકી છે ?'

'ના.'

'પણ હજી મને આધ્યાત્મિક શાંતિ ન થઈ.' કહીને સિદ્ધાર્થ આગળ વધ્યા. બીજા એક ગુરુએ કહ્યું: 'મને આઠમી સમાધિ આવડે છે.'

આઠમી સમાધિ શીખી લીધા પછી એમણે પ્રશ્ન કર્યો.

'આથી વિશેષ ?'

'નહિ, આવડત હતી તેટલું મેં તમને શીખવી દીધું છે.'

પરંતુ સિદ્ધાર્થને તો હજી સંતોષ થતો નથી. એ આગળ વધ્યા. તે વખતનો સમય એવો હતો કે દેશમાં બ્રાહ્મણો સંઘોમાં વિચરતા હતા. ત્યારે અત્યંત દેહદમન એ મોક્ષનો માર્ગ ગણાતો હતો. મહાવીરના જીવનમાં જે વર્ણનો વાંચીએ છીએ તે જ તપશ્ચર્યાઓને અંતે તે જ પ્રમાણે બન્યું. સિદ્ધાર્થનું શરીર હાડકાં-ચામડાંના પ્રેત જેવું બની ગયું. આટલી આકરી તપશ્ચર્યા પછી પણ એમને થયું:

'આમ છતાં હજી શાંતિ નથી.'

એક વડ નીચે એ બેઠા. 'જ્યાં સુધી મને શાંતિનો માર્ગ ન મળે ત્યાં સુધી આ સ્થળ છોડવું નથી.' એવો નિશ્ચય કર્યો. પછી શેતાન ગણો તો

શેતાન ને માર કહો તો માર-માણુસની સદ્વૃત્તિને મારનાર વૃત્તિ-એમની સામે આવ્યો. એમને લલચાવવાને વારાંગનાનાં નૃત્યો, ધર્મ, દંડ, લોભ, નૃત્ય-સર્વ આસુરી સંપત્તિઓ એમની પાસે આવી, પરંતુ એ ચલિત ન જ થયા ને વર્ણનો પ્રમાણે, વૈશાખી પૂનમની રાત્રે સિદ્ધાર્થ બુદ્ધ બન્યા. એમને પરમ માર્ગ મળ્યો તે જ વખતે એ આસુરી સંપત્તિઓએ કહ્યું :

'તમે ઇચ્છતા'તા તે માર્ગ તો મળ્યો. હજી શાને તપ કરો છો, સિદ્ધાર્થ ?'

'મારું દુઃખ તો ઓછું થયું, પણ જગતનું દુઃખ કેમ કરીને ઓછું થાય ?'

બુદ્ધની નજર સામે જગત હતું. જ્ઞાનપ્રાપ્તિ પછી આશંકા જન્મી. 'જગતને ઉપદેશ કેમ આપવો ? ઉપદેશ મિથ્યા જશે કે એનું ફળ આવશે ?'

કથા કહે છે, આવી આશંકાઓ જન્મી ત્યારે બ્રહ્મદેવે કહ્યું :

'શંકા ન કરો, બુદ્ધદેવ, અસંખ્ય લોકો હજી એવા છે કે એમના પર તમારું વચન ઉથાપવા જેટલા પાપના થર જામી ગયા નથી. લોકો તમારું વચન જરૂર સાંભળશે. સૌ તમારા ઉપદેશની રાહ જોઈ રહ્યા છે.'

મનના સમાધાનાર્થે એમણે એ પ્રમાણે નિર્ણય કર્યો; પરંતુ પ્રથમ ઉપદેશ કોને આપવો ? જે ઋષિએ એમને સાત સમાધિઓ શીખવી હતી, તેને પ્રથમ ઉપદેશ આપવા માટે એ ત્યાં જૂના સ્થળે ગયા, તો તે મરી ગયા હતા. આઠમી સમાધિ શીખવનાર ગુરુની તપાસ કરી, તો એ પણ મરી ગયો હતો. પછી જે પાંચ બ્રાહ્મણોએ એમની સેવા કરી હતી, તેમને ઉપદેશ આપવા માટેનો નિશ્ચય કરી એ કાશી ગયા, ત્યારે એ બ્રાહ્મણોએ અંદરઅંદર કહ્યું :

'આ પેલા ઢોંગી ગયો'તો તે પાછો આવ્યો લાગે છે.'

પરંતુ જેમજેમ એ પાસે ને પાસે આવતા ગયા તેમતેમ પેલાઓનો ક્રોધ શમતો ગયો. બુધે વિશ્વકલ્યાણનો પ્રથમ ઉપદેશ એમને આપ્યો. ધર્મનું ચક્ર પ્રવર્તાવ્યું. એ ધર્મસામ્રાજ્ય કેટલું થયું ? સમગ્ર એશિયાના સીમાડાઓ સુધીનું. બુદ્ધધર્મ હિંદમાં નહિ હોય, પરંતુ હજારો કરોડો લોકો જાપાન, ચીન, તિબેટ, જાવા વગેરે સ્થળે હજી કહે છે

'બુદ્ધં શરણં ગચ્છામિ.'

આ પાંચ શિષ્યોની શરૂઆત પછી એમણે ધનાઢ્ય માણસોને ઉપદેશ દેવા માંડ્યો લક્ષ્મીનંદનોનો સંસારત્યાગ તે સમયમાં સરળ વસ્તુ હતી, એટલે યશ નામનો એક ધનપતિ એમનો શિષ્ય બન્યો ને બીજા ૫૪ મિત્રો શિષ્યો બન્યા કુલ્લે આમ ૫+૫૫=૬૦ શિષ્યો થયા. બુદ્ધ બળાત્કારે કદીયે શિષ્યો બનાવ્યા નથી. સામી વ્યક્તિ કહે તો જ એ શિષ્ય બનાવતા. ૨૯મે વર્ષે એમણે ગૃહત્યાગ કર્યો હતો. સાત વર્ષ સુધી તપશ્ચર્યાઓ કરી. ૩૬મે વર્ષે બુદ્ધ થયા ને ત્યારથી ૪૪ વર્ષ સુધી વિચર્યા ને ૮૦મે વર્ષે નિર્વાણ પામ્યા. એક જ પ્રકારનો એમણે ઉપદેશ દીધો. એમની અસર હેઠળ ઠેરઠેર સંખ્યાબંધ વિહારો થયા.

બુદ્ધના પરિનિર્વાણનો પ્રસંગ અત્યંત રોમાંચક છે. એ આવ્યું તે અગાઉ છ માસ પહેલા એમને ખબર પડી ગઈ. એમને થયું કે હજારો શિષ્યોને ફરીને મળી લઉં. ભીષ્મની માફક મૃત્યુને પણ જાણે કહ્યું: 'થોભી જજે.'

શિષ્યોને ની મળવા માટે વિચરતા વિચરતા આવ્યા ને આમ્રપ 'લીધું. વૈશાલીના

મહાપુરુષોએ આ વારાંગનાને કહ્યું : 'આવો અણુમોલ લાભ અમને આપ.' પણ પેલીએ ના કહી. તે પછી વિહાર કરતાકરતા બુદ્ધ આગળ ગયા.

પરિનિર્વાણ અગાઉ એમણે જે શિષ્યને ત્યાં ભોજન લીધું, તેને ત્યાં ભોજનમાં પ્રાણુવિરોધી વસ્તુ આવી. શિષ્યને કહ્યું: 'આ વસ્તુ મારા સિવાય બીજો કોઈ પચાવી શકે એમ નથી, દાટી દે.' પરંતુ આ ભોજન પછી એમને વધુ અતિસાર થયો.

ગાંધીજીના જીવનમાં જે સ્થાન મહાદેવભાઈનું હતું, ભગવાન મહાવીરના જીવનમાં જે સ્થાન ગૌતમ સ્વામીનું હતું, તે જ સ્થાન બુદ્ધના જીવનમાં આનંદનું છે.

ઘડીએ ઘડીએ એ કહે છે:

'ચલો આનંદ અબ વિહાર જાયેંગે.'

'આનંદ, તરસ લાગી છે.'

'આનંદ, અહીં બેસ.'

છેલ્લો દિવસ હતો. ઉશીનારામાં, શાળ વૃક્ષ નીચે એમણે શૈયા કરાવી.

આનંદે પ્રશ્ન કર્યો : 'ભગવાન, તમારા જતાં હજારો ભિક્ષુઓને આપના સમાગમનો લાભ કેવી રીતે મળી શકશે?'

'એ લાભ મારાં ચાર સ્થાનોથી મળશે. (૧) જન્મસ્થળ, (૨) કૈવલ્યજ્ઞાનવાળું વૃક્ષ, (૩) પહેલા ધર્મોપદેશનું સ્થળ, (૪) ને પરિનિર્વાણ.'

**આનંદ:** 'તમે જતાં શાસનકર્તા કોણ થશે?'

**બુદ્ધ:** 'ધર્મમાં કોઈ શાસનકર્તા નથી, એક માત્ર વિનય જ શાસનકર્તા ગણવો.'

**આનંદ:** 'ભગવાન, સ્ત્રીઓ સાથે કેમ વર્તવું?'

**બુદ્ધ:** 'બને ત્યાંસુધી એમની સામે ન જોવું.'

**આનંદ:** 'પણ હે ભગવાન! કદાચ જોવાઈ જાય તો?'

**બુદ્ધ:** 'તો સંભાષણ ન કરવું.'

**આનંદ:** 'ને ભગવાન! ભૂલેચૂકે સંભાષણ પણ થઈ જાય તો?'

**બુદ્ધ:** 'તો ચેતતા રહેવું, કે સંભાળતા રહેવું.'

સોક્રેટિસ પણ આ જ પ્રમાણે પ્લેટોને નથી કહેતો?

તે જ વખતે બુદ્ધ ભગવાનનો સારથિ આવ્યો. આનંદ એને આવતો રોકે છે.

**બુદ્ધ:** 'રોક નહિ, ભલે મારી તબિયત ખરાબ હોય; પરંતુ શંકાને માટે ગમે તે વખતે ગમે તેને સ્થાન છે.'

આસપાસ ભિક્ષુ–ભિક્ષુણીઓ ભેગાં મળ્યાં છે ને બુદ્ધ કહે છે: 'જેને જે કંઈ પૂછવું હોય તે પૂછી, શંકાનું સમાધાન કરી લો.'

**આનંદ:** 'ભગવાન! મને એ જ થાય કે રે રે, આપનું મૃત્યુ એક નાનકડા ગામડામાં? એને બદલે ચંપામાં કે રાજધાનીમાં થયું હોત તો?...'

**બુદ્ધ:** 'મૃત્યુવખતે સ્થળ ગમે તે હોય, એનું મહત્ત્વ નથી. ઠીક જા, ઉશીનારાનાં બધાંને કહે કે બુદ્ધનું પરિનિર્વાણ હવે સમીપ આવ્યું છે. અંતિમ દર્શનનો લાભ જેને લેવો હોય તે લઈ જાય.'

સર્વે આવ્યા. એમનાં દર્શન માટે આખાયે ગામના બધાય લોકો વખત બગાડે તો ક્યાં પત્તો લાગે? એટલે દરેક કુટુંબના વડાને આનંદ પાસે લાવે છે, ને એ પોતાના સઘળા યે પરિવારનું ઉચ્ચારણ કરી બુદ્ધને અભિવાદન કરે છે ને ભગવાન સસ્મિત એ સ્વીકારે છે.

કોઈકે પૂછ્યું:

'આપના પરિનિર્વાણ પછી વ્યવસ્થા

શી કરવાની, ભગવાન?'

'બધું યે ખાળી નાખજો. કશું રહેવા દેવાની જરૂર નથી.'

ને પછી ધર્મપ્રવર્તન ઉપર સાત દિવસ સુધી ચર્ચા ચાલી

બુદ્ધ પરિનિર્વાણ પામ્યા પછી એમના અવશેષોના આઠ ભાગ થયા. એ આઠે ય મહાસ્તુપો હિંદમાં આજે વિખ્યાત છે.

બુદ્ધની ઉપદેશશૈલી વિશિષ્ટ પ્રકારની છે. એ કહે છે:

'હું કહું છું કે આમ કરો, તેમ કરો માટે નહિ, મારામાંની શ્રદ્ધા માટે નહિ, શાસ્ત્રોમાં કહ્યું છે માટે નહિ, તમારો કુળ-પરિવાર કહે છે માટે નહિ, પરંતુ તમારા વિવેકમાં આવે તો જ મારું કહ્યું કરજો.' ને આમ કહી પછી એ દલીલો પર દલીલો કરતા.

આશ્રમાપન કરીને એક મોટો બ્રાહ્મણ હતો. બ્રહ્માના મુખમાંથી જ બ્રાહ્મણો પેદા થયા છે એવી એની અચલ માન્યતા હતી. એ કહેતો: 'ચારે વર્ણોમાં એક માત્ર બ્રાહ્મણો જ શ્રેષ્ઠ છે.'

બુદ્ધ: 'હે, આશ્રમાપન! બ્રાહ્મણની સ્ત્રીઓ ઋતુમતી થાય છે ખરી?'

આશ્રમાપન: 'હા ભગવાન.'

બુદ્ધ: 'હે આશ્રમાપન! એ સ્ત્રીઓ બીજી સ્ત્રીઓની માફક ગર્ભવતી થાય છે ખરી?'

આશ્રમાપન: 'હા ભગવાન.'

બુદ્ધ: 'હે આશ્રમાપન! બ્રાહ્મણની સ્ત્રીઓને બીજી બધી સ્ત્રીઓની માફક જ પ્રસૂતિ થાય છે?'

આશ્રમાપન: 'હા ભગવાન.'

બુદ્ધ: 'હે આશ્રમાપન! બીજી બધી સ્ત્રીઓને જન્મે છે એવા જ ખરડેલા બાળકો બ્રાહ્મણ સ્ત્રીઓને પણ અવતરે છે?'

આશ્રમાપન: 'હા ભગવાન.'

બુદ્ધ: 'તો પછી એની ઉત્પત્તિ ભગવાનના મુખમાંથી થઈ કેવી રીતે કહેવાય આશ્રમાપન?'

આશ્રમાપન: 'એ સાચું, પણ ભગવાન! અમે એમ માનીએ છીએ.'

બુદ્ધ: 'ઠીક. પણ હે આશ્રમાપન! કોઈ બ્રાહ્મણ ચોરી કે ખૂન કરે, તો તે સ્વર્ગે જાય કે નરકે?'

આશ્રમાપન: 'નરકે ભગવાન.'

બુદ્ધ: 'હે આશ્રમાપન! કોઈ ચાંડાળ ધર્મકાર્યો કરે, તો સ્વર્ગે જાય કે નરકે?'

આશ્રમાપન: 'સ્વર્ગે ભગવાન.'

બુદ્ધ: 'તો પછી બ્રાહ્મણ અને ચાંડાળમાં ભેદ કયાથી રહ્યો, આશ્રમાપન!'

આશ્રમાપન: 'એ સાચું ભગવાન! પણ અમે એમ માનીએ છીએ કે ચાડાળો કરતાં-બીજી બધી ય વર્ણો કરતાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે.'

બરાબર સોક્રેટિસની જ પદ્ધતિ જાણે જોઈ લો, કેમ જાણે ભૂમિતિના આંક ન મંડાતા હોય!

બુદ્ધદેવના સંવાદોની સરળતા આપણને સ્પર્શે છે. અહીં આપણે યાદ રાખીએ કે જે સામો પૃચ્છક આવે છે, તે વિતંડાવાદ માટે નથી આવતો, જિજ્ઞાસુવૃત્તિથી આવે છે.

તે યુગમાં બ્રાહ્મણો ભારે વિતંડાવાદમાં ઊતરતા હતા. તેઓ કહેતા, 'એક માત્ર બ્રહ્મ દ્વારા જ સ્વર્ગે જવાય.'

ત્યારે બુદ્ધ એવા બ્રાહ્મણને કહેતા: 'બ્રહ્મને જોયું છે?'

બ્રાહ્મણ: 'ના.'

બુદ્ધ: 'તમારા દાદાએ?'

બ્રાહ્મણ: 'ના.'

બુદ્ધ: 'એના બાપે?'

[illegible]: 'ના.'

**બુદ્ધ :** 'અને એના બાપે ?'

**બ્રાહ્મણ :** 'ના ભગવાન.'

**બુદ્ધ :** 'તો હે બ્રાહ્મણ ! શા ઉપરથી કહી શકાય કે સ્વર્ગે જવાનો બ્રહ્મ એક જ માર્ગ છે ને બીજો નથી ? કોઈ એક રાજમાર્ગમાં વચ્ચે નીસરણી મૂકી હોય, પરંતુ કયાં જવાનું તેની ખબર નથી તેનો વિતંડાવાદ થાય એ કેટલું યોગ્ય કહેવાય ?

એક વખત એક શિષ્ય આવ્યો કહ્યું:

'જો તમે મને પુનર્જન્મ, જન્મ ને આત્મા વિષે ન કહેવાના હો, તો હું શિષ્ય મટી જવા માગું છું.'

'વારુ, પણ મારો શિષ્ય થતી વખતે તેં મને કહ્યું હતું કે આમ નહિ કરો, તો શિષ્ય મટી જઈશ ?'

'ના ભગવાન.'

'તો મેં તને કહ્યું'તું કે હું તને આ શીખવીશ જ ?'

'ના ભગવાન.'

'તો પછી શા માટે અત્યારે એ હઠ લઈ બેઠો છે ને એ શરત મૂકે છે ?'

બુદ્ધે જીવનમાં કદીયે ક્રોધ કર્યો નથી. બુદ્ધ ફરતાફરતા એક ગામમાં ગયા. ત્યાં એક કન્યાના પિતાએ કહ્યું: 'આ કન્યા મેં આપને માટે જ રાખી મૂકી છે, એનો સ્વીકાર કરો.'

બુદ્ધે પોતાની પરિસ્થિતિ સમજાવી, નમ્રતાથી ના કહી. છોકરીને આ વાતની ખબર પડી ને અત્યંત ગુસ્સે થઈ ગઈ. પણ અંતે કોસંબીના નીર રાજા સાથે એનું લગ્ન થયું. ફરતાફરતા બુદ્ધ તે ગામમાં આવ્યા. અગાસીમાં ઊભેલી છોકરીએ એ જોયું. તેનો ગુસ્સો ઊછળી આવ્યો. પાકો બંદોબસ્ત કરી, બુદ્ધ પાછળ ગાળો દેવડાવી તથા ફળોનાં છોતરાં વગેરે એણે નખાવડાવ્યું ને રાજમહેલના છજામાં ઊભાઊભા એ જોવા લાગી.

**આનંદ :** 'ભગવાન ! આ, ગાળો ને આ પથરા પડે છે, ચાલો બીજે ગામ જઈશું ?'

**બુદ્ધ :** 'પણ ત્યાં એમ થશે તો ?'

**આનંદ :** 'તો ત્યાંથી બીજે ગામ જઈશું.'

**બુદ્ધ :** 'ને કદાચ ત્યાંયે એમ થાય તો ?'

**આનંદ :** 'બીજે જઈશું.'

**બુદ્ધ :** 'તો એના કરતાં અહીં જ રહી સહન કરી લેવું શું ખોટું ?'

વખત જતાં બીજા સંપ્રદાયોને એમની ઉપર વૈરવૃત્તિ જાગી હતી. એક વેળા એવા ધૂર્તોમાંના થોડાકોએ તૈયાર કરીને એક સ્ત્રીને અંધારી રાતે મોકલી. માણસો તૈયાર કરી રાખેલા તે એ પાછી ફરી ત્યારે પૂછતા :

'કયાં ગઈ'તી ?'

'બુદ્ધની પાસે ?'

અને આમ વાતો શરૂ થઈ કે 'અમુક પરિવ્રાજિકા રોજ બુદ્ધ પાસે જાય છે.' એક વેળા એ જ સ્ત્રીએ એક મુડદું બુદ્ધ પાસે મૂકયું. આનું કારણ પણ એ જ ઈર્ષ્યાનું હતું. એ ખૂન કરનારને ઈનામ આપવાનું રાજ્ય તરફથી નક્કી થયું. જે જે લોકોએ એમાં ભાગ ભજવ્યો હતો, તે સૌ એક પીઠામાં દારૂની વહેંચણીમાં હતા ત્યારે તકરાર જામી. એક કહે: 'પહેલો કુહાડીનો ઘા મેં કરેલો.' બીજો કહે: 'પણ વધુ ઘા તો મેં જ કર્યા છે.' ને ત્રીજાએ વળી કહ્યું કે 'એ તો છેલ્લા મારા જ ઘાથી મરી ગયો.' તકરાર વધી પડી ને વાત ફૂટી ગઈ. બુદ્ધ નિર્દોષ ઠર્યા.

ભગવાને રાહુલને પહેલો ઉપદેશ આપ્યો, તે પણ ક્રોધ નહિ કરવા વિશેનો. એમના ઉપદેશમાં મુખ્યત્વે અનુભવની જ વાણી છે.

તે સમયે અનેક વાદો પ્રચલિત હતા. નાસ્તિકવાદ, ઉચ્છેદવાદ, ક્ષણિકવાદ, દ્વૈતાદ્વૈતવાદ, અજ્ઞેયવાદ, વગેરે વગેરે.

મોટામોટા મંદિરો એમાં રચ્યાપચ્યા રહેતા બુદ્ધિના અખાડા કરવા હોય તો જુદી વાત પણ એથી દુઃખ હળવું થવાનું નથી એમ બુદ્ધ માનતા હતા ચર્ચાથી વર્તન સુધરે નહિ

કોઈને ઝેરનું બાણ મારવામાં આવ્યું હોય, ત્યારે એના ઉપાય સૌએ વૈદ્યને આપણે બોલાવી લાવીએ, ત્યારે વૈદ્ય કહે 'શાંઈ ઊભો રહે, હું દવા તો કરીશ, પણ પહેલાં જણાવ તો ખરો બાણ મારનાર કેટલે અંતરે ઊભો હતો? બાણ કેટલું મોટું છે? એણે શું પહેર્યું હતું? એ કઈ દિશામાં ગયો?'

વૈદ્ય આમ વધુ કરવા જાય તો દર્દી મરી જાય, પણ બાણ તો ન જ નીકળે તેમ જગતની કોણે ઉત્પત્તિ કરી ક્યારે કરી વગેરે બધું જવા દઈ, ભગવાન બુદ્ધ કહેતા કે ઝેરનું બાણ-દુઃખનું બાણ પ્રથમ નિવારો

એમના ઉપદેશનાં મુખ્ય તત્ત્વો નીચે પ્રમાણે હતા

(૧) તાર્કિક ચર્ચા છોડી જરા, મૃત્યુ, વૃદ્ધાવસ્થા કેમ ટળે તેનો ઉપાય કરો

(૨) તે વખતે ક્રિયાકાંડો, યજ્ઞો પુષ્કળ ચાલતા હતા, એટલે યજ્ઞ ને આહુતિ વગેરે છોડો, સાચા ક્રિયાકાંડ તરફ જ મન વાળો

(૩) અત્યંત દેહદમન ઇષ્ટ નથી એ છોડવું જોઈએ

(૪) ચાર્વાકવાદ ત્યારે જોર પર હતો વિષયાસક્તિને કામાસક્તિમાં જ મોહવિહ્વળ એ વાદના અનુયાયીઓ રહેતા 'ઋણમ્ કૃત્વા ઘૃતં પિબેત્'-દેવું કરીને પણ ઘી પીઓ-આવું એ માનનારા પણ એ વૃત્તિ છોડવી જોઈએ

અંતિમ છેડાઓ છોડી બુદ્ધે મધ્યનો માર્ગ સ્વીકાર્યો એટલે એમનો માર્ગ મધ્યમમાર્ગ કહેવાયો એમના ઉપદેશનું ધ્યેય પણ એ જ કે કેમ જીવવું, કેવું વર્તવું કે જેથી બીજાને દુઃખ ન થાય

એમના ઉપદેશના આઠ મુદ્દા નીચે પ્રમાણે છે

સમ્યગ્ દૃષ્ટિ, સમ્યગ્ સંકલ્પ, સમ્યગ્ વાચા, સમ્યગ્ કર્માન્ત, સમ્યગ્ આજીવ, સમ્યગ્ વ્યાયામ (ચિત્તશુદ્ધિ, આંતરશુદ્ધિ માટે), સમ્યગ્ સ્મૃતિ, (જાગ્રત અવસ્થા) ને સમ્યગ્ સમાધિ

ભગવાન બુદ્ધે અંધશ્રદ્ધાના જાળાં દૂર કરી, બુદ્ધિના ચબુતર પર મૂક્યા, જ્ઞાનને એમણે અનુભવની ભૂમિકા પર મૂક્યું

સદાચાર ને નીતિના અર્થમાં જ ધર્મ શબ્દનો ઉપયોગ બૌદ્ધ ગ્રંથોમાં કરવામાં આવ્યો છે એ જ જીવન ટકાવી રાખે છે ઋગ્વેદમાનો ઋત તે પણ એ જ છે અને એ ઋતનો નિયમ, એનું ચક્ર તે તે જ છે

બુદ્ધે ચાંડાળ, બ્રાહ્મણ ગુણિકા (આમ્રપાલી) બધાંયને શિષ્યો બનાવ્યાં છે

એ કહે છે કે પાપ તે રાખથી ઢાંકેલા અગ્નિ જેવું છે, બહારથી સારું લાગે એટલું જ, પણ એ જ દઝાડશે

અહિંસા ઉપર એમણે પુષ્કળ ભાર મૂક્યો છે કોઈએ ગાળ દીધી, માર્યો, હરાવ્યો, જીત્યો-મનમાં એ દુઃખ રાખનાર દુઃખી થાય છે; ને ભૂલી જાય તે સુખી થાય છે

'શમે ના વૈરથી વૈર' એ ધર્મસૂત્ર આપણે બરાબર ધ્યાનમાં રાખીએ જે માનવી આવો ધર્મ જાણતો નથી, એનો સંસાર લાંબો છે અને જે ધર્મ જાણશે એનો ટૂંકો છે એટલું આપણે બુદ્ધ ભગવાનના જીવન ઉપરથી જાણી લઈએ ને એને જીવનમાં ઉતારીએ

★

લેખક :

# શ્રી. પરમાનંદ

નદી આગળ ઊભો રહેલો માણસ 'પાણી' 'પાણી' કર્યા કરે એને તે શું કહેવું ? વિનામૂલ્યે મળી રહેતાં આપણી આસપાસ રહેલાં કુદરતી તત્ત્વો–પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશના મર્મને ન સમજી, માનવી પોતાનું શારીરિક દર્દ દૂર કરવા અકુદરતી ઉપાયો સેવે એને તે શું કહેવું ?

દરેકે દરેક ગરીબને પોષાઈ શકે એવી આ અકસીર દવાનો સદુપયોગ આપણે બધાએ શીખી લઈએ, અને અમલમાં મૂકીએ તો દર વર્ષે વિદેશી દવાને નામે પરદેશ ઉલેચાતું કેટકેટલું આપણું નાણું બચી શકે ? આ દિશામાં જેટલા વહેલા જાગ્રત થઈએ તેટલું સારું. શ્રી. પરમાનંદ કુદરતી ઉપચારનું વિજ્ઞાન જાણે છે ને તેને અમલમાં પણ મૂકે છે.

આરોગ્યની શોધમાં ફરનારા માંદા માણસો હમેશાં નિરાશાથી ઘેરાયેલા માલૂમ પડે છે. તેઓ એક પછી એક દાક્તરોનાં બારણાં ખખડાવે છે, પણ તેમને બધેથી વધારે નિરાશા, વધારે રોગ અને વધારે નિર્બળતાનો જ જવાબ મળે છે.

લોકો એમ માનવા લાગ્યા છે કે દવાઓ ખાધા વિના અને રસીઓ (ઇંજેક્શનો) લીધા વિના રોગ સારો થતો જ નથી; આથી તેઓ આમથી તેમ દોડાદોડ કરે છે, એક પછી એક દાક્તરોને બદલે છે, ઓછી ફીવાળા દાક્તર પાસેથી વધારે ફી લેનારા દાક્તર પાસે જાય છે; પણ જે દાક્તરો પોતે જ કોઈ રોગથી પીડાતા હોય તે કઈ રીતે આરોગ્ય બક્ષી શકે ?

ઘણુંખરું એમ જોવાયું છે કે આવા માંદા માણસો કુદરતના પાંચ મોટા દાક્તરોનો આશરો લેતા નથી. તેઓ આવા કુદરતી દાક્તરોથી આઘાઆઘા નાસે છે. માનવદાક્તરો પણ માંદા માણસોને આવા કુદરતી દાક્તરોથી આઘા રહેવાની જ સલાહ આપતા હોય છે. પરિણામે રોગીનો રોગ સારો થવાને બદલે વધારે બગડતો જાય છે અને રોગીની જિંદગી જોખમાતી જાય છે.

એટલે સાચા ધ્યેય તરફ પહોંચવા માટે સૌથી પ્રથમ ખરો માર્ગ પકડવો જરૂરી છે. જો રસ્તો ખોટો હોય, તો ધ્યેય પર પહોંચવું મુશ્કેલ જ નહિ, અશક્ય પણ છે.

કુદરતના પાંચ મોટા દાક્તરો આપણી છેક નજીકમાં રહે છે. તેમનો ઉપચાર અકસીર હોય છે. આ દાક્તરો બીજા કોઈ નહિ પણ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ જ છે.

પૃથ્વીના પ્રતીકરૂપે ફળ, શાકભાજી, દૂધ, મધ અને લીલા અનાજના કણ વિશુદ્ધ અને કુદરતી ખોરાક છે. ઉપચાર માટે એ પૃથ્વીનો જુદી રીતે ઉપયોગ થાય છે. પૃથ્વીની માટીનો પાટો, એની માટીનો શેક અને માટીદ્વારા અનેક પ્રકારના કુદરતી ઉપચારો થાય છે.

શુદ્ધ જળ પીવું આનંદદાયક છે, સાથોસાથ આરોગ્યપ્રદ પણ છે. કટિસ્નાન, મેહનસ્નાન અને શરીરસ્નાન કરવાથી કુદરતી ઉપચારનો આશ્રય લેવાય છે. સર્વોત્તમ જળ ચોમાસાનું હોય છે. વરસાદના પાણીને મોટા વાસણમાં ભરી મૂકીને પીવાથી શરીર

ઘણુ તદુરસ્ત રહે છે અને પિત્ત ઘણુ પ્રસન્ન રહે છે સામાન્ય રીતે એમ જોવાય છે કે લોકો વરસાદનુ પાણી પીતા ગભરાય છે અને આમ 'અમૃત'થી વચિત રહે છે વરસાદના પાણી પછી અનુક્રમે ઝરણાં, કૂવા, તળાવ અને નળના પાણીનુ મહત્વ છે

આ પછી અગ્નિ ઉપચારનુ કામ કરે છે કુદરતી અગ્નિ કે ગરમી મેળવવાનુ એક માત્ર સાધન સૂરજ દેવતા છે બીજે અગ્નિ કૃત્રિમ અને અનુક્રમે ઓછો ઉપયોગી છે લાકડાં, કોલસા, ગૅસ અને વીજળીની ગરમીની અસર અનુક્રમે ઊતરતી કક્ષાની છે

ભૌતિકવાદના પ્રવાહમાં પડેલા લગભગ બધા કુદરતી ડાક્ટરો પોતાના ઉપચારમાં વીજળીનો ઉપયોગ કરે છે કુદરતી ઉપચારમાં 'ધૂપસ્નાન' અને 'બાષ્પસ્નાન'ના પ્રયોગો અત્યત ઉપયોગી છે અનુભવથીજ એ ઉપચારો ખરેખર ઉપયોગી નીવડી શકે છે

આ પછી હવાનુ સ્થાન છે સ્વચ્છ હવામાં શ્વાસ લેવાથી આપણુ આયુષ્ય વધે છે, પણ વિજ્ઞાનના આ યુગમાં સ્વચ્છ હવા મળવી મુશ્કેલ જ નહિ પણ અશક્ય થઈ પડી છે સ્વચ્છ હવા લેવા માગતા હોય તેમણે ઉઘાડામાં જાગવુ જોઈએ અને ઉઘાડા શરીરે કોઈ ઊચી જગ્યાએ ફરવુ જોઈએ ઠડી હવા કેટલી પ્રાણુવર્ધક હોય છે, એ તો અનુભવીઓ જ જાણતા હોય છે લોકો ઘણુંખરુ ઠડી હવાથી ડરીને રહેતા હોય છે આમાં મોટી ભૂલ થાય છે બીમાર હાલતમાં પણ ચોખ્ખી અને ઠડી હવાનો તરત લાભ થાય છે

એ પછી આકાશનો વારો આવે છે ઉપવાસથી આકાશી તત્વ મળે છે ઉપવાસની આયુર્વેદમાં ઘણી પ્રશસા થયેલી છે ઉપવાસથી બધા રોગ મારા થાય છે

ઉપવાસ કરવાથી જઠરાગ્નિમા પડેલુ બાકીનુ ભોજન પચે છે, ત્યારે જ ત્યાં બીજું અન્ન જવાનુ સ્થાન બને છે અને એમ થવાથી જ ખાવામાં ખરી મઝા પડે છે મન્સ્વાવિનાના ભોજનથી જેમનો જઠરાગ્નિ બરેલો હોય છે, તેઓ રોજિદા કાર્યક્રમ મુજબ ચોક્કસ સમયે ભૂખ હોય કે ન હોય તો યે ખાતા રહે, તો અસખ્ય રોગોને આમત્રણ આપશે, અને દુખો વહોરી લેશે પેટમા જગ્યા હોવી એ મુખ્ય મુદ્દો છે જેના પેટમા જગ્યા જ નથી તે નવા ભોજનને કયા રાખશે? એટલે જ ઘણીવાર એમ જોવામા આવે છે, કે ઠાંસીઠાંસીને ખાનારાઓનુ પેટ ઉપર સુધી ભરાઈ જતા ઊલટી થાય છે

આવા માણસોનાં પેટ ફૂલીને નગારાં જેવા બને છે તેમને રોજના ભોજનમા સ્વાદ નથી લાગતો તેથી જ તેઓ તેલમસાલાવાળા ભોજનની શોધમાં રહે છે પરિણામ ઊધુ આવે છે તેમનો સ્વાદિષ્ટ ભોજન રોજ બેસ્વાદ થતાં જાય છે અને રોજ તેઓ ગૃહિણી કે રસોઇયા સાથે ખાવાનુ સ્વાદિષ્ટ ન હોવાના સબધમા ઝઘડે છે

આથી ઊલટપક્ષે જેઓ કુદરતી જીવન ગિતાવે છે, તેમને કાચુ અનાજ, ફળ અને શાક જેટલાં સ્વાદિષ્ટ લાગે છે તેટલાં તેલ મસાલાવાળા ભોજન સ્વાદિષ્ટ લાગતા નથી બનેની હાલત એકબીજાથી વિરુદ્ધ હોય છે

કુદરતી રીતે નહિ રહેનારા અને ઠાંસીને જમનારા માણસોને ક્યારેક ઉપવાસ કરવો પડે છે, તો તેમની તબિયત બગડી જાય છે ફળ ખાવાથી કાં તો ઝાડા થાય છે,

પેટમાં વાયુ થાય છે, કે કાં તો ઊલટી થાય છે અને પછી તેઓ એમ માનવા લાગે છે, કે 'અમે માંદા પડી ગયા, અમને કુદરતી ઉપચારથી ફાયદો થયો નહિ.'

પણ હકીકત એથી ઊંધી જ છે. આવા માણસો ફળ ખાય છે, ત્યારે તેમના પેટમાં પડેલો મળ બહાર નીકળવા ઊથલપાથલ કરે છે. એ મળ મોજથી પડેલો હતો, પણ કુદરતી ભોજન જ્યારે અંદર જઈને તેની ખબર લઈ નાખે છે, ત્યારે તે મળ બહાર નીકળવા માગે છે. આથી માણસો એમ માનવા લાગે છે, કે અમે માંદા થઈ ગયા, પણ ખરું જોતાં એમ હોતું નથી. આવા સંજોગોમાં ગભરાયા વિના મક્કમ રીતે કુદરતી ઉપચાર ચાલુ રાખવા જોઈએ.

ઉપર જે પાંચ કુદરતી દાક્તરોનાં નામ લેવાયાં, તે દાક્તરો અનુક્રમે મહત્ત્વવાળાં અને અસરકારક તેમ જ ઉપયોગી પણ છે.

કુદરતી ચિકિત્સા શરીરને શુદ્ધ કરે છે. આ શરીરશુદ્ધિ કરવાની હોવાથી કુદરતી ચિકિત્સા કરવામાં વખત લાગે છે; પણ એ ચિકિત્સાથી મળનારા કાયમી લાભ, રોગને થોડા વખત માટે દબાવી દેવાથી મળનારા લાભ કરતાં અનેકઘણા કીમતી છે.

કુદરતી ઉપચાર કરાવનારાઓમાં કંઈક યોગ્યતા હોવી જોઈએ. જે રોગી યોગ્ય નથી હોતા તેમનામાં કુદરતી ઉપચારનો સંપૂર્ણ આશ્રય મેળવવા જેટલી ધીરજ નથી હોતી. પરિણામે તેમને એવા ઉપચારથી કશો જ ફાયદો થતો નથી.



કોઈ પણ મહાપુરુષનું જીવનચરિત્ર તપાસવાથી સમજાશે કે પ્રગતિ વાંછનારે જીવનના દરેક ક્ષેત્રમાં હમેશ વ્યવસ્થિત રહેવું જોઈએ.

આપણું શું વ્યવસ્થિત છે?

રસોડું, ઊઠવાબેસવાનો ખંડ, સ્નાનગૃહ, ચોકડી, કપડાંની પેટી, પોષાક, ઘર, નોકરીએ જતા હો તો ત્યાંનું તમારું ટેબલ ને ત્યાંનું કાર્ય, વેપારધંધો કરતા હો તો તમારી દુકાન, દુકાન પર બેઠા હો ત્યારે ઘરાકો સાથેની વાતચીત, ખેડૂત હો તો ખેતીનાં ઓજારો, ઘરમાં પડેલો માલ ને ઘર; અરે, તમે કંઈ પણ કરતા હો, તો આજીવિકાનું, રોટલા રળવાનું જેને સાધન માનો છો ને ગણો છો તેમાં નિપુણ છો? ને તમે વ્યવસ્થિત છો?

આ સવાલનો જવાબ નકારમાં આપ્યા છતાં તમે સાચું બોલો છો એટલા પૂરતો થોડો સંતોષ છે. પણ આ ઊણપ નાનીસૂની છે? તમે જે કાર્ય કરો છો, તે જો વ્યવસ્થિત રીતે થાય તો અરધા ખર્ચે પોણા સમયનો બચાવ કરી સવાગણું કાર્ય તમે કરી શકો. એક જ કાર્ય વ્યવસ્થિત થાય તો એની પાછળ આવનારા બીજા કેટલાની વ્યવસ્થા તે કરતું જાય?

×

# ભોળું બાળક

લેખક :
શ્રી. રાજાજી

બંગાળના ગવર્નરપદે બિરાજેલા અને હિંદી રાજકારણમાં ઉચ્ચ સ્થાન ભોગવતા રાજાજી તત્વજ્ઞાનના અભ્યાસી તો છે જ, પરંતુ અચ્છા સાહિત્યકાર પણ છે ગુજરાત કરતા યે સ્પૃશ્યાસ્પૃશ્યમાં વિશેષ ડૂબી ગયેલા દક્ષિણ ભારતની આ કથા એમણે તામિલ ભાષામાં લખેલી છે. સાવ ટૂંકી છતા મર્મયુક્ત કથા આપણા હૃદયને એ સ્પર્શી જાએ

'બા, પેલી સફેદ ગાયની પાસે હું જાઉં, તો મને એ મારવા દોડે છે, પણ પેલા કુરપ્પા પાસે તો એ ચૂપચાપ ખડી રહે છે, કેમ એમ હશે બા?'

'ગાય એને ઓળખે છે ને એટલે ચૂપ રહે છે, તારી સાથે હજી હળમળી નથી ને એટલે તને મારવા આવે છે.'

'બા, હું પણ એ ગાયને મારી ન બનાવી શકું?'

'ના ના, પણ તારે શા માટે એમ કરવું જોઈએ? તું શું ઢોર ચારવા જવાનો છે? તું તારી મેળે અહીં રમ, ત્યાં તો પેલો ઢેડ ગોવાળ છે એનું આ જ કામ છે હા, જો ને એટલે તું આ ગળી બાળી ખાઈ લે હું...'

સુબ્બા ચાર વરસનો હતો માતપિતાને અત્યંત લાડકો હતો. ઉંમરના પ્રમાણમા એ મોટીમોટી વાતો કરતો હતો એને બે મોટી બહેનો હતી

'હેં બા, તું આ ગળી બાળી કેવી રીતે બનાવે છે?'

'દાળ, ખાંડ ને લીલા નારિયેલ વડે જો..ખાઈ જો, ને મને કહે જોઈએ કે વેડમી બની તો છે સરસ ને?'

'બા, ગોવાળ કોણ હોય? કુરપ્પા[1] આપણે ઘરમાં નથી આવતા એના વિના બીજા બધા તો આવે છે!'

'કારણ કે એ અછૂત છે'+

'અછૂત કોણ હોય છે?'

'એ તો હું તને બતાવું તો યે તું નહિ સમજી શકે આવા સવાલો પૂછવા બંધ કર ને ગળી બાળી ખાઈ લે ચાલ જોઉં...'

'ના ના, હું નહિ ખાઉં. કુરુપ્પાને ઘરમા કેમ આવવા દેતા નથી?'

'છોડ બધી વાહિયાત વાતો હ . જો એ કેવો ગંદો રહે છે! કદી નાહતો પણ નથી. એ અછૂત છે, ઢેડ છે અને જો એ ઘરની અંદર આવે તો આપણે બધા ભ્રષ્ટ બની જઈએ.'

'ભ્રષ્ટનો અર્થ શો બા? શું એ પણ છાણ જેવો છે?'

'છાણનો અર્થ ભ્રષ્ટ ન થાય, પણ તું જોને, એ કેટલો ગંદો રહે છે! કદી નાહતો પણ નથી એ ઢેડ છે'

'તો શું કુરપ્પાને હું ઘરમા બોલાવી લાવી નવડાવું?'

'શી મૂર્ખાઈ કરે છે! ભાગી જા! ભાગી જા, અને હવે જો એની સાથે રમતો કરતો નહિ'

'હા હા +હું તો એની જ સાથે રમીશ,

---

[1] ...સમા ગાયો ચરાવવાનું કામ, ગોવાળ ...કો કરે છે.

એના વિના બીજા કોઈ સાથે યે નહિ. એને પણ એક ગળી ખાખી આપને બા!'

'નહિ, કદી યે નહિ બને એવું. એ ઢેડ છે અને જો એને હું આપું, તો બધી ખાખી અજૂઠી થઈ જાય. જા જો, બહાર તને તારા કાકા બોલાવે છે. જો તો એ શું કહે છે?'

'મને પહેલાં બીજી ખાખી આપ. હું એને પણ આપીશ. એને પણ ગળી ખાખી ચાખવા દો.'

'ચાલ્યો જા ચાલ્યો... અરે હાં... આ ગળી ખાખી અહીં જ ખાઈ લે પછી જજે. એની પાસે ન જતો, એ ઢેડ છે.'

'તો એવી ખાખી મારે નહિ જોઈએ.' કહીને સુબ્બા ઘરના પાછલા આંગણામાં દોડી ગયો.

'કુરુપ્પા શું તું ઢેડ છે?'

'હા.'

'શું હું ઢેડ છું?'

'વાહ વાહ, તું બ્રાહ્મણ છે, ઢેડ તો હું.'

'શું તારે બા છે?'

'હા છે ને!'

'શું એ મારી બાના જેવી જ છે?'

'હા'

'શું એ તારે માટે ગળી ખાખી અનાવે છે?'

'ગળી ખાખી? નારે ભાઈ, અમારા ઘરમાં ગળી ખાખી ક્યાંથી?'

'આજે દિવાળી છે. અમે બધાએ શરીરે તેલ માલિશ કર્યું અને ગરમ પાણીથી નાના કરી. તેં પણ શું એમ જ કર્યું ને?'

'અમારો કૂવો સુકાઈ ગયો છે, બાપુની પાસે તેલ ખરીદવાના પૈસા ક્યાં છે?'

'આવ, મારે ઘેર નાઈ લે...'

'રામરામ! અરે તારા ઘરમાં મને પેસવા પણ દેશે?'

'મારી સાથે ચાલ. અને જો તું નાહી-ધોઈને સાફ થઈ જાય, તો પછી તને અંદર આવવા દેશે.'

'ના, એ લોકો નહિ આવવા દે. સૌ મને ધક્કા મારીમારીને બહાર ભગાવી દેશે.'

'ના ના, મારી બા તો સારી છે. એ તને કદી યે નહિ મારે.'

બન્ને આ પ્રમાણે વાતો કરી રહ્યા હતા ત્યાં સુબ્બાના પિતા કૃષ્ણાય્યર આવ્યા.

'અહીં આવ સુબ્બા. તારે માટે ફટાકડાની પેટી લાવ્યો છું.'

સુબ્બો કૂદીને બાપુની બાંધ પર ચઢી ગયો.

કૃષ્ણાય્યરે એક ચૂમી ભરીને ફટાકડાની પેટી આપી. 'આ ફટાકડા ફોડતાં તને આવડે છે?'

'હા, હા કેમ નહિ?' બોલીને સુબ્બાએ પેટી લીધી. એ ફટાકડામાંના અડધા અડધા બે ભાગ કરી એ બોલ્યો: 'અડધા કુરુપ્પાને દો.'

'કેમ ઢેડના છોકરાને તે વળી ફટાકડા શાને જોઈએ? એને અડકતો નહિ! ચાલો આપણે ઘરમાં જઈએ.' એમ કહી કૃષ્ણાય્યરે ઢેડની સામે ડારતી કરડી નજર કરી કહ્યું:

'કેમ રે ઢેડ, તારો આ મિજાજ! અમારાં છોકરાં પાસે આવવું નહિ. ભાગી જા અહીંથી...'

કુરુપ્પા દોડી ગયો અને થોડે દૂર જઈ ઊભો. એની આંખો ફટાકડાની પેટી પર ચમકી રહી હતી. સુબ્બાની બા અંદર આવી. કૃષ્ણાય્યરે એને કહ્યું: 'સાવિત્રી, જરા તારા દીકરાને તો જો. કહે છે કે અડધા ફટાકડા પેલા ગોવાળને આપો!' અને આમ કહી એમણે સુબ્બાને ઊંચો કરી ફરીથી ચૂમી ભરી.

'કેમ કેવાં ઉત્તમ લક્ષણ છે! અત્યારથી-જ પરોપકારી બનવાનો.' કહેતાં માની છાતી ગર્વથી ફૂલી રહી. અને માએ બાળકને ગોદમાં લઈ ભીડી દીધો.

સુબ્બાની સમજમાં કંઈ આવ્યું નહિ. કુરુપ્પા એની ગાય લઈને ખેતર તરફ ચાલ્યો ગયો.

ત્યારે સુબ્બાની બહેન પાર્વતી ભારતી કવિનું ગીત ગાતી આવી–

'સ્વતંત્ર બનશે, અછૂત
પરિયા, થિયા, પુલાયા× સર્વે બનશે સ્વતંત્ર.

હા, પુલાયા યે બનશે સ્વતંત્ર.

સ્વતંત્રતા મળો સર્વને–જનજનને મળો.'

'બા જોયું આજનું પેપર? આજે જ ખબર આવ્યા છે કે બધાંય મંદિરો ઢેડ લોકો માટે ખુલ્લાં મૂકવામાં આવનાર છે' પાર્વતીએ કહ્યું.

સાવિત્રી બોલી:

'શી ખબર? આ દુનિયાને તે શું થઈ ગયું છે!'

કૃષ્ણાય્યર બોલ્યા.

'હજી માનતી નથી? ઊલટો જમાનો આવી ગયો છે. આને જ કહે છે દશા વીશી!'

× દક્ષિણ ભારતની દલિત જાતિઓ.

★

જો કુટુંબજીવન સફળતાથી ચલાવવું હોય તો કુટુંબના સંચાલકનો ધર્મ છે, કે એણે કુટુંબના કોઈ સભ્યને અન્યાય તો નથી થતોને, એ રાતદિવસ જોવું અને કયાંયે અન્યાય દેખાય તો તે તત્કાળ દૂર કરવા પ્રયત્નો કરવા.

કુટુંબજીવનના અન્યાયો રાજકીય અન્યાયો જેવા–તુરત જ આંખે દેખાઈ આવે એવા નથી હોતા કૌટુંબિક અન્યાયો તો ઘણીવાર અતિશય સૂક્ષ્મ હોય છે

દા. ત કુટુંબનાં બાળકો ઘણી વખત અન્યાય પામતાં હોય છે, એમને જોઈતી સ્વતંત્રતા નથી મળતી મોજશોખની વસ્તુઓ એમને મળી જાય છે, પરંતુ ઘણીવાર ઉપયોગી ચીજ મળવામાં મુશ્કેલી થાય છે. કુટુંબમાં કોઈ કાકાકાકી, ભાઈભાભી કે બાબાપુમાંથી કોઈ હમેશ એને દબડાવતું હોય છે કે ગજા ઉપરાંત કામ કરાવતું હોય છે. આ બધું દૂર કરવું જોઈએ.

મોટા કુટુંબોમાં નાની વહુઓ ઉપર ઘોર અન્યાય વર્તતો હોય છે અને ભાઈઓની સરખામણીમાં નાની બહેનો હમેશા ઓછું મેળવી શકે છે. આ બધા કૌટુંબિક અન્યાયો ધીમેધીમે સામાજિક અન્યાયો બને છે અને સમાજને સંગઠિત અને બળવાન બનાવવાને બદલે એને કોરી ખાય છે.

સંયુક્ત કુટુંબનો પાયો પ્રેમ, ત્યાગ અને ન્યાય છે. જ્યાં એ જાળવવાનું શક્ય ન હોય, ત્યાં સંયુક્ત કુટુંબ વિખેરી નાખવામાં જ સમાજજીવનની સલામતી છે

×

# આદિવાસી વારલી સમાજ

લેખક :
શ્રી પ્રભુદાસ ગાંધી

દૂબળા, ધારાળા, ચોધરા, પાટણવાડિયા, ભીલ, કોળી ને એવીએવી અત્યાર સુધી ઉપેક્ષિત રહેલી જાતિઓના રીતરિવાજો, એમનાં લગ્ન ને ધાર્મિક પર્વોના ઉત્સવો, એમનાં ગીતો, તથા એમની સંસ્કૃતિ વિશે હમણાંહમણાંનું આપણું ઠીક ધ્યાન ગયું છે. પણ એ તો પાશેરામાં પહેલી પૂણીની માફક હજી શરૂઆત જ ગણાય. આલિશાન મહેલાતોમાં વસનાર લક્ષ્મીનંદનો અને નીચી મૂંડીએ આજીવિકા રળી ખાતો મધ્યમ વર્ગ પછાત ગણાતી આ કોમો પ્રત્યે હવે બેદરકાર રહી શકે એમ નથી. આજ સુધી ઉપેક્ષિત વારલી પ્રજાના સમગ્ર જીવનમાં લેખક આપણને ડોકિયું કરાવે છે. વારલી પ્રજાનો સંસાર, એમનો જીવનવ્યવહાર, આપણી આંતરિક એકતાનો પરિચય આપે છે.

જે મળી રહેતાં મારી જરૂરિયાતનાં સાધનોમાં મારો પોતાનો કેટલો હિસ્સો છે તેનો જ્યારે વિચાર કરું છું, ત્યારે ખરેખર હું કંપી ઊઠું છું. હું જોઉં છું કે મારાં મોજશોખ બીજા પર નિર્ભર છે. હું જોઉં છું કે જે લોકો મને આ વસ્તુઓ આપે છે, તેને એના બદલામાં હું કશું જ આપી શકતો નથી. અરે, અત્યાર સુધી તો મારા સુખવૈભવમાં કોણ કોણ સાથ પુરાવે છે, તે જાણવા સરખીયે મેં દરકાર લીધી નથી. છેક ગઈ કાલ સુધી આપણી સમક્ષ ધનિકો ને રાજાઓ જ તરવર્યા કરતા હતા. આજે આપણી દૃષ્ટિ ખૂલી છે. સમાજમાં માત્ર લક્ષ્મીવંતો ને ઈશ્વરનો પરવાનો લઈ આવેલાં રાજકુમાર-કુમારીઓ જ નથી વસતાં પણ નિર્ધન, ભૂખે મરતા, પૃથ્વીતળની પથારીએ બારે માસ ખુલ્લા આકાશને આશરે સૂઈ રહેતા, સમાજથી દબાયેલાકચડાયેલા ને ભારે અન્યાય પામેલા ગરીબ લોકો પણ વસે છે એનું આપણને ભાન થયું છે; સાચી રીતે આપણે દુનિયાને પિછાનતા થયા છીએ.

આવી જ એક મૂગી, સહિષ્ણુ, ગરીબ, લાચાર, ઉપેક્ષિત ને ભીરુ પણ સહૃદયી, સત્યપ્રેમી, સ્વપ્ને પણ કોઈનું ઉઠાવી જવાની ઇચ્છા નહિ ધરાવતી ને તાડી પર મુસ્તાક રહેતી કોમ તે વારલીની.

ગુજરાતે દૂબળા, ધારાળા, ચોધરા, પાટણવાડિયા, ભીલ ને કોળી જોયા છે; પણ વારલી નામે ઓળખાતી પ્રજાનું નામ તો કદાચ આપણે છાપાંઓ દ્વારા જ સાંભળ્યું હશે!

સામેથી પેલા આવનારને બરાબર ઓળખી લો.

જુઓ, શરીરે સાવ અશક્ત, બહુ જ ઓછાં વસ્ત્રોમાં શરીર ઢાંકતો, દાઢી ને મૂછના વાળ વધાર્યે જતો, માથે ધારી ને ચોટલી રખાવેલ ને આગળથી ચહેરો કઢાવેલો ને તાપ-તડકાને લીધે સાવ કાળો એવો આદમી આવે છે. એ છે વારલીઓનો પ્રતિનિધિ.

એમની વસ્તી મુખ્યત્વે જોહર રાજ્ય, દમણ, ધરમપુર, વાંસદા ને થાણા જિલ્લાના ઈશાન ભાગમાં, નાસિક જિલ્લાના પશ્ચિમ ભાગમાં અને સાતપૂડાની નજીકના ખાનદેશ વિસ્તારમાં જોવામાં આવે છે. ૧૯૩૨ની વસતીગણતરી પ્રમાણે એમની વસ્તી

એ અઢી લાખની ગણવામાં આવી હતી.

આ વારલી સ્ત્રી તો જુઓ! શરીર પણ કેટલાં ઓછાં કપડાં છે! ને કેટકેટલા મહિનાથી એણે માથે તેલ નાંખ્યું નથી? વાળ કેવા ચિવ્વડ ને ભૂખરા લાગે છે! દિવાળી, હોળી કે ઘરમાં લગ્નપ્રસંગ જેવું હોય ત્યારે જ માથામાં તેલ નાખવાની એ દરકાર લે અને ત્યારે જ વાળ સારી રીતે હોળે છે! ઉત્તર વિભાગની આ વારલી સ્ત્રી હોવી જોઈએ, કારણ કે એણે પગે ને હાથે ધાતુની બંગડીઓ પહેરી છે. કાનમાં પેલાં જસતનાં એરિંગો જોયાં? એની સાથે આવનાર પેલી બાઈ બીજા કોઈ વિભાગની હશે. હાથની એની કાચની બંગડીઓ, માથાની સેંથીની અધવચ્ચેની ચાંદીની પેલી સેર ને ડોકનાં કિડિયાં કે ફણ્ણુ યા રૂપિયાનો હાર પહેરનાર એ તો મોટા પૈસાદાર કુટુંબની સ્ત્રી છે!

એમના બાળગોપાળોનું તો પૂછવું જ શું? માબાપ કદીયે દરકાર લેતાં નથી. આપણા ભીલમજૂરનાં છોકરાં કરતાં યે એના બૂરા હાલ હોય છે.

વારલીઓ મુખ્યત્વે ખેતી કરતા હોવાને લીધે, ખેતરમાં ઝૂંપડાં બાંધીને રહેવું એમને પસંદ પડે છે, ને આવાંઆવાં એમનાં ગામડાંમાં યે ૪૦થી વધારે ઝૂંપડીઓ તો જોવા મળે જ નહિ! અને ખબર છે, વારલીની એક ઝૂંપડીની કિંમત કેટલી થાય છે? પંદર રૂપિયા માત્ર! ઝૂંપડી એટલે લાકડાના ટેકા, વાંસની ચીપો, ખડ, ઘાસ ને પાંદડાંનો શંભુમેળો. ઝૂંપડીનો દરવાજો ઘણુંખરું પૂર્વમાં હોય છે. બારીઓ તો હોય જ ક્યાંથી, એટલે હવાઉજાસને નામે રામરામ. એટલું જ નહિ, ઝૂંપડીના આંગણાનો ભાગ પણ હોય છે એટલો જ ગંદો. ને ખાસ કરીને ચોમાસાના દિવસોમાં એ લોકો પોતાનાં ઢોરઢાંકરને તાડછાંથી ઢાંકેલ છાપરાના છત નીચે, ઝૂંપડીના આગળનાં ભાગમાં જ બાંધે છે. ગંદકીને સદેહે નીરખવી હોય તો વારલીવાસમાં જવું.

જે જમીન ઉપર તેઓ રહે છે, જે જમીન તેઓ ખેડે છે, તેની જ જે મુખ્ય પેદાશ હોય તે એમનો ખોરાક છે. હલકી જાતના જાડા ચોખાની મીઠું નાંખેલી રાબ કે એના રોટલા એમના રોજિંદા ભાણાને શોભાવનારી ચીજો છે. ગાય, બળદ ને ભેંસનું માંસ એ સર્વને વર્જ્ય છે, છતાં જંગલમાં રહેતા હોવાને કારણે મરઘાં, ઘેટાં, બકરાં, મૃગ, હરણ, ડુક્કર, કબૂતર અને મોર એમનો ખોરાક બને છે, ચોમાસાના દિવસોમાં મચ્છી પણ એમનું પ્રિય ભોજન બની જાય છે. એમનાં ખેતરોમાં ચોખા ઉપરાંત નાગળી, કોદરા, વરી, અડદ, તુવેરની દાળ વગેરે થાય છે ખરાં, પણ ચોમાસુ આવતાં સુધીમાં તો આગલી સાલના ઉત્પન્નમાંથી કશું યે રહેલું હોતું નથી. પરિણામે વારલીકુટુંબોને જંગલી વૃક્ષોનાં કંદમૂળ ને પાંદડાં તથા વાંસના અંકુરો પર જ જીવવાનો વારો આવી જાય છે. અને તે પણ ન મળતાં સાચેસાચ કેટલા યે દિવસો સુધી હાંતે અરાડવાને કશું યે મળતું નથી અને આમ ને આમ આ પ્રજાને દિવસો વિતાવવા પડે છે!

આપણા હિંદુઓની માફક ચોમાસામાં વારલીઓ પણ ઘણીખરી ચીજો ખાતા નથી. વારલી પ્રજાના ત્રણે વિભાગો અંદરઅંદર લગ્નસંબંધથી જોડાતા નથી. જુદાજુદા પ્રદેશમાં એમની વસતી વહેંચાયેલી હોવાને લીધે, તેઓ દૂરદૂર જવાનું પસંદ કરતા નથી. કેટલાકને વારલી કહેવડાવવું પસંદ ન હોવાથી તેઓ પોતાની જાતને મલ્હાર, કે કણબી તરીકે ઓળખાવે છે. એમને ત્યાં

કુટુંબમાં કે કુળમાં લગ્ન થઈ શકતાં નથી. આજે વારલીઓનાં એવાં કુળ લગભગ બસો જેટલાં થવા જાય છે. એ લોકોની ઘણી અટકોની રચના સમજવી રસિક થઈ પડશે. પ્રાણી, પક્ષી, અધિકાર, ધંધો, રહેઠાણ વગેરે ઉપરથી અટકો રચાય છે. પ્રાણી (દા. ત. કોલ્હે–શિયાળ); વૃક્ષ (દા. ત. આંબટ–આંબો); પક્ષી (દા. ત. મુર્હા–મોર); ફળો (દોડકાં); હોદ્દો (દા. ત. નાયક, પાટીલ વગેરે); ધંધો (સુથાર, ગવલી–ગોવાળ); સ્થળ (પાચળકર, ડોંગરકર) વગેરે અનેક ચીજો પર એમની અટકો રચાઈ હોય છે.

એ ઉપરાંત પણ કેટલાં યે વંશો, જાતો કે ગોત્રોનાં મૂળ છે પણ તે શોધી શકાતાં નથી. વારલી પોતાની મેળે ઓળખાતો નથી તેટલો એના ગોત્ર કે વંશ કે જાતથી ઓળખાય છે. મહારાષ્ટ્રના વંશ કે ગોત્રનાં નામોની એમના ઉપર ઘણી જ અસર છે.

ઉત્તર કોંકણ અને દક્ષિણ ગુજરાતના ડુંગરાળ પ્રદેશોમાં, થાણા જિલ્લાની ઉત્તર દરિયાઈ પટીમાં, તથા અરબી સમુદ્રનો દરિયાકિનારો અને સહ્યાદ્રિ પર્વતની હારમાળા વચ્ચેનાં જંગલો તથા સપાટ જમીનો પર કુલ્લે વારલી પ્રજા પથરાયેલી છે.

સાધારણ રીતે દરેક વારલીકુટુંબ એટલે પિતામાતા ને પુત્રો. વૃદ્ધાવસ્થામાં માતાપિતા પોતાના પુત્રને ત્યાં રહે છે. અને જો છોકરા બેચાર હોય, તો દરેક છોકરો માબાપ પોતાને ત્યાં ન રહે એમ ઇચ્છે છે! છોકરો ન હોય તો બાપ ને મા પોતાની પુત્રીના ઘરનો આશ્રય લે છે. કોક કોક વખત એક જ નાની ઝૂંપડીમાં માતપિતાની સાથોસાથ પોતાના ત્રણચાર છોકરાઓનો પત્નીઓ સાથે, સમાવેશ થતો હોય છે. કુટુંબમાં પુત્રનો દરજ્જો ઊંચો હોય છે. છોકરાંઓ હોય તો કુટુંબની કમાણીમાં આવકનો ધ વધારો થાય ને?

કુટુંબમાં લાજમલાજાનો રિવાજ નથી. યુવાન પતિપત્ની સામસામે એક બીજાને ખુશીથી બોલાવી શકે છે! ઘણુંખરું પુરુષોના જમી લીધા પછી જ સ્ત્રીઓ ભાણે બેસે છે. વારસદાર ન હોય, તો દત્તકપુત્રની પ્રથા છે ખરી. એ વિધિ પછી પુત્ર પોતાના મૂળ બાપને બદલે દત્તક પિતાનું જ નામ પાછળ લગાડી શકે છે. દત્તક લેવાની વિધિ વખતે સારું યે ગામ ઉત્સવ ઊજવવા આવે છે ને તાડીના મિજલસ ઉડાવે છે.

મહારાષ્ટ્રી કે ગુજરાતી સવર્ણ હિંદુઓ જેવા જ સગાંસંબંધીઓને સંબોધવાના એમના શબ્દસંકેતો છે. મામાભાણેજનો સંબંધ સારો હોય છે. મોસાળમાં ભાણેજને ઘણું માન મળે છે.

એક જ ગામડામાં રહેતા જુદાજુદા વંશના વારલીઓ પણ પાડોશીધર્મ સાચવીને રહે છે. ચાર કે પાંચ નાનાં ગામડાંઓના બનેલા એક ગામનું તંત્ર ચાર કે પાંચ મુખ્ય માણસોની બનેલું એક પંચ ચલાવે છે. ગામડામાં બે પક્ષો વચ્ચે થતી તકરારોનો નિકાલ એ લોકો લાવે છે. ઘણુંખરું તો સમાધાન જ કરાવી દેવામાં આવે છે. ખાસ અગત્યનો કિસ્સો હોય, તો ગામના બધા યે લોકોની હાજરીમાં એનો ન્યાય તોળાય છે. દોષિત પક્ષનો દંડ શું થાય છે તે જાણો છો? દંડમાં ઘણી વખતે ભેગા મળેલા બધાને તાડી પિવડાવી દેવાની હોય છે! કાયદો તો છે જ નહિ. મારે તેની તલવાર; પણ પંચનો ચુકાદો જો કોઈ વારલી ન

સ્વીકારે, તો એનો સામાજિક બહિષ્કાર એની મોટામાં મોટી શિક્ષા છે. ન્યાય આપવા માટેની બીજી સંસ્થા તે પટેલ કે જનેલાની આ હોદ્દો વંશપરંપરાગત ચાલ્યો આવે છે. દત્તકપુત્ર પણ દત્તકપિતાનો આ હોદો સંભાળી શકે છે. આ પટેલ ન્યાય આપવા ઉપરાંત ધાર્મિક વિધિ પણ સંભાળે છે.

વારલીઓની માન્યતા પ્રમાણે જો કોઈએ કશુંયે 'પાપ' આચર્યું હોય તો એ 'ભ્રષ્ટ' થઈ ગયેલો ગણાય. એને ન્યાત બહાર પણ મૂકી શકાય. અરે, જેલ જઈ આવેલ ગુનેગારે બીજાના હાથનું ખાધેલું હોવાથી એ પણ 'ભ્રષ્ટ' થયો ઠરેવાય; પણ ધાર્મિક વિધિ બાદ એ પુનઃ પવિત્ર થઈ શકે છે અને ફરીવાર અસલની રીતે હળીમળી શકે છે. ગુનેગારની ઝૂંપડી નજીક ગામના લોકસમૂહની સાક્ષીએ મોટી આસ્થાથી એ વિધિ થાય છે.

આ વારલીઓમાં પંચ અને જનેલા બંનેની અગત્ય હમણાંની ઘટવા માંડી છે. એનું સ્થાન ગામના સરકારી પટેલે જાણે ઝૂંટવી લીધું છે. પટેલની પાછળ સરકારનું પીઠબળ હોવાને કારણે તથા એમની જાણમાં આવી ગયું છે કે બીજા બધા ઊંચવર્ણના હિંદુઓ પણ આ પટેલ ને આ કોર્ટ માન્ય કરે છે એટલે આજકાલ હવે એ લોકો પણ સરકારી પટેલને વધુ માન આપી રહ્યા છે.

કોઈ કુટુંબનો સામાજિક બહિષ્કાર કરવામાં આવ્યો હોય અને કુટુંબને પોતાનું પગલું સાચું લાગે, તો તે ખ્રિસ્તી મિશનરીઓને આશરે જાય છે. થાણા જિલ્લામાં આવી ત્રણ સંસ્થાઓ કાર્ય કરે છે. એમના તરફથી અપાતા માયાળુ વર્તાવથી વારલીઓ આકર્ષાય એ સ્વાભાવિક છે નવાઈની વાત તો એ છે, કે આમ ધર્માંતર કર્યા છતાં યે ઘણાં કુટુંબો મિશનરીઓના હાથનો ખોરાક પણ લેતાં હોતાં નથી!

દ્રાવિડોની માફક વારલીઓ પણ પ્રકૃતિપૂજામાં માને છે. સૂર્ય અને ચંદ્ર એટલે પરમેશ્વરની બે આંખો, અગર રામ ને લક્ષ્મણની જોડ. કેવી સરસ ઉપમા છે! સર્વદાતા પાવસ (વરસાદ) છે. વાદળ, વાયુ, વીજળી, સમુદ્ર, આંધી વગેરે એમને મન જીવંત ને જાગ્રત દેવો છે. ધરિત્રી (પૃથ્વી), ગવિત્રી (ગાય) અને કનસારી (અનાજ) આ છે એમની દેવીઓ. એ લોકો વાઘ્યા, વાઘયા કે વાઘોબા ને નામે વાઘને પણ ઈશ્વર ગણે છે. આ પ્રથા હિંદુઓના તહેવાર 'વાઘબારસ'ની આપણને યાદ આપે છે શું એમના સંસ્કારરૂપે આપણે એ પ્રથા અપનાવી છે? કોણ જાણે! વારલીઓમાં વૃક્ષપૂજા પ્રચલિત છે અને નારણદેવ, હિરવા, અને હિમાઈ છે એમના જાતિદેવો.

વારલીઓ દેવોથી બીએ છે તેમ ભૂતપ્રેત ને પિશાચોથી પણ ડરે છે. પીપળામાં વાસ કરતો બરમ્હા એમની જુવાન આને કનડે છે, તો જંગલના પાષાણમાં રહેતી 'સનવરી' અનાજની ભક્ષક છે. અને એ જુવાન પુરુષને કનડે છે. ગીર્હા, ચંદ્દા, હેડલી, ભૂતાલી વગેરે બીજાં ભૂતડાકણોનો ભય પણ આ પ્રજાને જેવોતેવો નથી.

જાદુમંતર ને ઈલમની દુનિયાનું એમના જીવનમાં વિશિષ્ટ અને અનોખું સ્થાન છે. પણ આ સૌનો કટ્ટો દુશ્મન તે ભગત. બધાં યે ભૂતપ્રેત ને ડાકણોથી એ પરિચિત છે. એમણે ચલાવેલી વિદ્યાનું પાણી ભગત સહેજમાં ઉતારી શકે છે. ભૂતવિદ્યાનો

એ પ્રવીણ, સમાજદૂષણને નિવારી જનતાના આશીર્વાદ મેળવે છે.

તાવના દર્દ વખતે એ દાણા જોઈ આપે છે. ભગત એના હાથ નીચે બીજા ભૂતવિદ્યાના નિશાળિયાઓને થોડા સમયમાં કે લાંબાગાળામાં શિક્ષણની તાલીમ આપે છે. ધર્મની રીતિનીતિ પણ એ નક્કી કરે છે. ચોખાના દાણામાં એ આદમીનો ભૂતકાળ ને ભવિષ્ય વાંચી શકે છે. આમ પ્રજા ઉપર ભગતની ઘણી મોટી લાગવગ છે. લોકો એનાથી બીએ છે.

વારલીઓના પવિત્રમાં પવિત્ર દિવસો જોઈએ તો બે: દિવાળી અને શીમ્ગા (હોળી). બહુ જ આનંદપૂર્ણ વાતાવરણમાં દિવાળીના પર્વની ઊજવણી થાય છે ને નાચગાન તથા પીણાંમાં હોળી ઉજવાય છે. હિંદુઓની માફક હોળી ચેતાવવાનો રિવાજ છે. વાઘબારસ અને ગણેશચતુર્થીને એમના ધર્મમાં શુભ પર્વોનું સ્થાન મળ્યું છે.

વારલીધર્મનું ઘડતર જ થયું છે ભીતિના પાયા પર. એમના ધર્મની બીજી ખાસિયત તે ભૂતડાકણના અસ્તિત્વમાં એમની અવિચળ શ્રદ્ધા.

સમસ્ત વારલી પ્રજાનું જીવન સમજવા માટે એમની લગ્નપ્રથામાં ડોકિયું કરવું જરૂરી છે. તેઓ એક જ ગામમાં કે, સગાંસંબંધીઓ સાથે લગ્નગ્રંથિથી જોડાતા નથી. ઉચ્ચ વર્ણના હિંદુઓ પેઠે એમનામાં યે પ્રથમ થોડાં વર્ષો અગાઉથી જ વેવિશાળ 'બોલ' નક્કી થાય છે. આપણામાં થતા ચાંલ્લાની માફક બીજા 'બોલ'વખતે એ સંબંધ ગાઢો બને છે. અપાયેલું આ વચન અફર હોય છે. લગ્નવખતે ગામડાનાં સર્વે જનને આમંત્રવામાં આવે છે. લગ્નગીતો ગાવાનું તથા લગ્નવિધિને લગતાં ગીતો લલકારવાનું કાર્ય 'ધવલેરી'–એક વિશિષ્ટ સ્ત્રી-ગોરાણી કરે છે. વર તેમ જ કન્યાને ઘેર દેવદેવીઓની યોગ્ય સ્થાપના કરવામાં આવે છે. વરઘોડાની શરૂઆત પહેલાં ભેટસોગાદ તરીકે સગાંસંબંધીઓને વરરાજા તરફથી નવાં કપડાં અપાય છે. વરઘોડાનો સમય સાંજનો પસંદ કરવામાં આવે છે. તે રાતે જો એ ઊંઘે તો કન્યાપક્ષ તરફથી એનો રૂપિયા એકનો દંડ થાય. છેક સૂર્યોદય થાય ત્યારે જ કન્યાના માંડવાની અંદર વરઘોડો દાખલ થઈ શકે છે. રાતભર વરઘોડો કન્યાના ઘરની બહાર થોભ્યો હોય છે. હસ્તમેળાપ સૂર્યોદય પછી જ થાય છે. રાતભર દારૂની મનભર મહેફિલ ઊડી હોય છે. આથી ઝીણીઝીણી બાબતોમાં પણ બન્ને પક્ષો લડ્યાઝગડ્યા હોય છે. લગ્નસમય પળાવો જ જોઈએ એવું કાંઈ નથી. લગ્નમાં નથી આડખીલી જોષીની કે ગોરની. મંગળાષ્ટકની પ્રથા પણ નથી. વારલીઓની ધર્મગુરુ સ્ત્રી-ધવલેરી હોય છે. તે સાંજે બન્ને પક્ષ સાથે બેસીને, ફરજિયાત વરપક્ષ તરફથી જ અપાયેલા 'પીણા'ની મોજ માણી લે છે. સારાયે પ્રસંગમાં માત્ર પોતાનાં સગાંવહાલાંઓને જમાડવા સિવાય કન્યાપક્ષને રાતી પાઈનોયે ખરચો વેઠવો પડતો હોતો નથી. વરસાદની ઋતુ વિના ગમે ત્યારે લગ્ન થઈ શકે છે. લગ્ન દરમિયાન 'તાડી'નું એકચક્રી રાજ્ય પ્રવર્તી રહ્યું હોય છે. લગ્નમાં મિષ્ટાન્ન નહિ, તાડી જોઈએ.

પુરુષ, પૈસાની સવડ હોય તો એકથી વધારે પત્ની કરી શકે છે; પરંતુ બહુપતિત્વની પ્રથા જનતામાં ધિક્કારને પાત્ર ગણાય છે! લગ્ન વિના પણ 'ઘરેર'ની એક પ્રથા છે. આમાં વર વર્ષો સુધી ભાવિ સાસરે રહે છે. અને અમુક વખત રહ્યા પછી, લગ્ન વિના કન્યા મેળવવાને એ

હકદાર બની જાય છે। સસરાને એક જ છોકરી હોય, તો હમેશ માટે એ ઘરજમાઈ તરીકે રહે છે કોઈ પણ પક્ષ છૂટાછેડા આપી શકે છે. ઘણુંખરું બીજા પક્ષની ચાલચલગત પર શંકા આવવાથી આમ બને છે. વારલીઓમા જે થોડાઘણા ગુના થતા હોય, તો તે પત્નીની ખરાબ ચાલની શંકાને લીધે જ ઊભા થયા હોય છે છૂટાછેડા વખતે એક નાની સોટી ભાંગી પતિપત્ની બન્નેને જણાવવામા આવે છે, કે 'આ સોટી જેમ તૂટે છે, તેમ તમારા સંબધો યે તૂટ્યા છે.' પત્નીને પરણનાર બીજા ઇસમ પાસેથી પ્રથમ લગ્નવખતે થયેલો ખર્ચ જૂનો પતિ માગી લે છે, અને આમ બીજી બધી બજારૂ ચીજોની માફક પત્ની પણ એક એવી જ ચીજ માફક વેચાય છે। વિધવાલગ્નમાં આશ્ચર્ય પમાડનારી વાત તો એ છે, કે પતિના મરણ પછી દિયેરને પત્ની હોય, છતાંયે વિધવા નાનાભાઈને જ પરણે છે।

યુવતીના રજસ્વલા બનવાના સમયને એમનામાં 'પદરપેણું' કહેવાય છે ત્યાર પછી છોકરી પોતાની સાડીનો એક છેડો છાતી પર ને ડાબા ખભા પર નાખે છે.

સંતાનજન્મ ઉત્સવ તરીકે મનાય છે. વિધિ પ્રમાણે બધું કાર્ય થાય છે. ભવિષ્યમાં પેટના રોગો ન થાય માટે નાનપણમા જ બાળકને પેટે લાલચોળ સળિયાના ડામ દેવાય છે. પાચમે કે છટ્ઠે દિવસે 'સત' કે 'સતી' નામે ઓળખાતો વિધિ કરવાયાં આવે છે. આ પ્રસગે પુરુષો હાજર રહેતા નથી દાયણ બધું કાર્ય સભાળી લે છે બાળકનું નામ પણ પાછળથી પાડવામાં આવે છે.

આમ તો પોતાના બાળક પર વારલી માતપિતા વહાલ રાખતાં હોય છે, છતાંયે કોક કોક વાર એમના પ્રત્યે તેઓ ક્રૂરતાથી વરતે છે.

પુરુષ કરતાં સ્ત્રીનો દરજ્જો હલકો ગણવામા આવે છે લગ્ન પહેલાં એ 'વસ્તુ' હોય છે પિતાની ને લગ્ન બાદ બને છે પતિની. પતિને ભારરૂપ બન્યા કરતા સ્ત્રી ખેતરમાં કામ કરતી, બાળકોની સભાળ રાખતી, ઘર ચલાવતી અને આર્થિક સહાય આપતી એક ખરેખરી મદદનીશ બની રહે છે જો કે સખત ને અઘરુ કાર્ય પુરુષ કરે છે, પણ પોતાના જોગુ કાર્ય ઉઠાવવા એ સદા તત્પર રહે છે મહાર, ઘોરકોળી, કાતકરી વગેરે હલકી કોમ સાથે સ્ત્રી રોટીવ્યવહાર કરતી જોવામા આવતાં જ એને ન્યાતબહાર મૂકવામા આવે છે

રજસ્વલા સ્ત્રી ડાંગરના પાક પર પડછાયો પણ પાડી શકતી નથી, અનાજના દેવ અભડાય! પત્નીને માર મારનારાઓના દાખલા પણ અગણિત મળી શકે આમ વારલી સ્ત્રીનું ધર્મ ને સમાજમાં પરિમિત સ્થાન છે માલમિલકત એને નામે ચઢી શકે નહિ ને નીતિના નિયમો એના સબધમાં વધુ કડક હોય છે

સાધારણ રીતે તો વારલીઓ મડદાં બાળે છે પણ ચેપી રોગવાળાને, બાળવાથી રોગ ફેલાય એટલા માટે તાત્કાલિક તો દાટવામા આવે છે અને દસપદર દિન પછી કાઢી ગમે તેવી હાલતમા હોય તો યે બાળે છે. આ ન કરે તો બીજે જન્મે એ ખોડખાંપણવાળો જન્મે છે એવી માન્યતા એમનામા પ્રચલિત છે. કોઈ સગર્ભા સ્ત્રીનું મૃત્યુ થતા, પેટ ચીરીને અદરના બાળકને બહાર કાઢી લેવામા આવે છે અને માતા ને બાળક બન્નેને જુદેજુદે સ્થળે દાટવામાં આવે છે.

સૌભાગ્યવતીના મરણવખતે અંતિમ અવસ્થામાં એને સોળે શણગારથી શણગારવામાં આવે છે. સૂર્યની સાક્ષીએ જ દરેકને અગ્નિદાહ દેવામાં આવે છે, એટલે કે તેઓ મડદાને સ્મશાનભૂમિ ઉપર રાત્રે લઈ જતા નથી એમની બીજી એક વિશિષ્ટતા એ છે, કે મરનારની કોઈ પ્રતિજ્ઞાઓ અધૂરી રહી ગઈ હોય, તોએની ચિતા આગળ ગમે તે બે જણ જઈને મોટેથી કહે છે:

'લીધેલી પ્રતિજ્ઞાઓ અપૂર્ણ રહી ગઈ છે, માટે હે ઈશ્વર, એને માફ કરજે.'

વળી ડાઘુઓ ઘેર આવે ત્યારે મરનારના મુખ્ય સંબંધીને ભગત પૂછે છે: 'ચેછા, ભાર હેવલા કાય? (જીવનના બધા ભારમાંથી મરનાર મુક્ત થયો?)' અને આ જ પ્રશ્ન માથાથી પગ સુધીના શરીરના સઘળા અંગોના સંબંધમાં પુછાય છે 'માથ્થા ચા ભાર હેવલા કાય?' 'હાતા ચા ભાર હેવલા કાય?' વગેરે. ત્યારબાદ ભગત્ આગળ પ્રશ્ન કરે છે:

'મૃતાત્મા એના ભૂત સંબંધીઓ સાથે ભળી ગયો?' 'મૃતાત્મા ઈશ્વરને પામ્યો?'

આ સઘળા સવાલોના જવાબ પેલો નજીકનો સંબંધી હકારમાં આપે છે. એ સિવાયની આ પ્રજાની બીજી એક ખાસિયત એ છે, કે મરણ બાદ સવર્ણ હિંદુઓની માફક, દસમું, અગિયારમું કે તેરમું કરવાનો એમને ત્યાં રિવાજ નથી. એની સંવત્સરી પહેલી અને છેલ્લી એક જ વખત માગશર મહિનામાં ઉજવાય છે. આ ધાર્મિક વિધિ આખી યે રાત અને વળતા દિવસ સુધી ચાલે છે. ખોરાક અને પીણાંથી સૌની સરભરા થાય છે.

ગીતાજીમાં શ્રીકૃષ્ણે '**માસાનામ્ માર્ગશીર્ષોऽहम्**' કહ્યું છે, એટલે જ શું વારલીઓ પોતાના ગત સ્વજનોને આ શ્રેષ્ઠતમ માસમાં સંભારતા હશે?

આ મરણવિધિ કરાવનાર ઓળખાય છે 'કામડી' તરીકે. વાજાં સાથે સારી યે રાતભર એ ને એના મદદનીશો મૃત્યુગીતો ગાતા રહે છે. અને પ્રત્યેક 'ગીતને અંતે મોટેથી મૃતાત્માનું નામ પોકારાય છે. આથી ટોળે વળી બેઠેલી સ્ત્રીઓને મોટેથી રડવાની નિશાની મળી જાય છે. ત્રણચાર મિનિટ ચાલતું આ વિરાટ રુદન લગભગ યંત્રવત્ બની જાય છે; વચમાં વચમાં તાડીને પણ ન્યાય અપાતો જતો હોય છે!

આ ગાનારાઓ સામે બેસે છે ભગત. મૃતાત્મા એના દેહમાં પ્રવેશે છે અને મૃતાત્માની પ્રિય જગ્યાએ ભગત જાય છે ને પેલી વ્યક્તિની અમુક ખાનગી વાતો પણ જાહેરમાં પ્રથમવાર ત્યાં ઉચ્ચારાય છે. ને પછી મરનારના કોઈ સગાને ભગત પેલે સ્થાને લઈ જાય છે. બધા સંબંધીઓ એને ત્યાં બાઝી પડી રડી પડે છે. તે વખતે એમની માન્યતા છે કે ભલે બીજે સ્વરૂપે પણ અત્યારે તેઓ મરનારને જ આશ્લેષી રહ્યા છે!

વળી સાધારણ રીતે મરઘાં કે ઘેટાના રુધિરના અર્ઘ્યનો અન્ય સમયે થતો છૂટથી ઉપયોગ આ મૃત્યુ–શ્રાદ્ધ–તિથિએ સદંતર બંધ થાય છે. અને એને બદલે 'ડોકે કાપણે' નામના આ વખતના એમના વિધિમાં, એ કાર્યમાં અત્યંત પ્રવીણ એવા એક આદમીના ગળા ઉપર છરી કે કોઈ અણીદાર હથિયારથી કાપ મૂકી, માનવરુધિરના અર્ઘ્ય અપાય છે; કારણ માનવરુધિરને બીજાં બધાં કરતાં એ લોકોમાં ઘણું વધુ મહત્ત્વ છે.

મરનાર પ્રત્યેનો આદર પણ કેવો!

આ સંવત્સરી ઉજવાઈ ન હોય ત્યાં સુધી ઉજળિયાત કોમની પેઠે, સત્રાસ બધીમાંથી કોઈથી લગ્ન કરી શકાતું નથી ! કોઈવાર મૃત્યુવિષયક એમની ફિલસૂફી ગહન હોય છે અને એ બધી એમનાં ગીતોમાં વાચા પામી હોય છે

ધાર્મિક વિધિપૂર્વક અત્યંત શ્રદ્ધાથી તેઓ આ બધું કાર્ય કરે છે એમની રીતિનીતિ ઉપર આછીપાતળી હિંદુ ધર્મની અસર રહેલી છે

ધર્મના દરેક વિધિ સાથે ગીતો ગવાતાં હોય છે અને આ ગીતોમાં એમની ધાર્મિક માન્યતાઓ, દંતકથાઓ, લાગણીઓ ને શ્રદ્ધા–સર્વ કંઈ અંકિત થયેલું હોય છે એમનાં લગ્નગીતો, વિવાહગીતો, અંબરગીતો (અંબર વૃક્ષની ડાળી કાપતી વખતે ગાવાનું ગીત) અલંકારગીતો, શરીરનાં જુદાંજુદાં વસ્ત્રો ને સ્ત્રીના શણગારનાં ગીતો, સગર્ભાવસ્થાના ને બાળક-જન્મનાં ગીતો, દેવોત્સવનાં ગીતો ને મૃત્યુગીતો, આ બધાંયે ગીતો વારલી સંસ્કૃતિનાં મૂર્તિમંત વારસદારો છે એમાં એમનું પુરાણશાસ્ત્ર ને દંતકથાઓ વણાયાં છે અને એ દ્વારા આખી યે સંસ્કૃતિ સચવાઈ રહી છે વારલી સાહિત્યના જ જાણે આ બધા બોલતાં જીવંત પ્રકરણો ન હોય !

એમણે મુખ્ય રસ કેળવ્યો છે ખેતીમાં અને એટલે જ ખેતર અને અનાજ પ્રત્યે એમને અનહદ આદરમાન છે આશ્ચર્યની વાત તો એ છે, કે પાક સુધારવાના બીજા બધાયે ઉપાયો ફગવી દઈને પ્રતિવર્ષ એ દેવને ભજતો રહ્યો છે–દેવે અત્યારસુધી તો એનું મોં ઊજળું કર્યું નથી તોયે ! વારલી લોકો ખેતી નથી કરતા વેપારધંધાર્થે કે લાભાર્થે, પણ માત્ર આવતા વરસનું ભાથું મળી રહે એટલા જ માટે તેઓ ખેતરના યજ્ઞમાં જાત હોમી નાખે છે !

એમના સમાજમાં પૈસા ઉપરાંત વિનિમયનું બીજું મુખ્ય સાધન છે ધાન્ય પોતાનાં ગાડીબળદ બહુ જ ઓછાને ત્યાં હોય છે અને ચોમાસામાં શાહુકાર બળદો પાસેથી ઓછું કામકાજ લઈ શકતો હોવાને કારણે, તથા તે સમયે નાના મકાનમાં બળદને પણ રાખવાની અગવડતાને કારણે વારલીઓને એ મળી શકે છે

ઊગેલા નવા ધાન્યની પૂજા વગેરે થાય નહિ ત્યાં સુધી એને રાંધવામાં આવતું નથી રેલવે સ્ટેશનોથી સડકમાર્ગે જઈ શકાતું હોય એવાં સ્થળોએ જ ઘાસનો ઉદ્યોગ સારી રીતે ચાલી શકે છે ખેતીથી બીજે નંબરે આવતો ધંધો તે ગાડાં હાંકવાનો એમની જમીન ફળદ્રૂપ હોતી નથી અને સૌ કોઈને આશ્ચર્ય થાય પણ સાવ સાચી બીના છે કે ૮૦ થી ૯૦ ઇંચનું વરસાદનું પ્રમાણ છતાં સૂકા દિવસોમાં લોકોને પાણી પીવાના યે સાંસા પડે છે ! આ તે કેવી દુર્દશા, કેવી અધોગતિ ! જમીન છે પહાડી ને કૂવા ઘણા જ ઊંડા ત્યાં તળાવો કેમ કોઈ નહિ બંધાવતું હોય ?

ખેડૂતને ઢોરઢાંખર એટલે તો મોટી મિલકત–પોતાનાં જ સ્વજનો જાણે પોતાના ધણીની માફક ઢોરો પણ બાપડાં અડધાં ભૂખ્યાં રહે છે લોકો ખેડનારા છતાં બહુ જ ઓછા પાસે પોતાની માલિકીની જમીન હોય છે બાધે લે તેમાં જમીનદાર ચરે છે ઉત્પન્નનો ઘણો જ ઓછો ભાગ 'ખરા માલિક'ને હિસ્સે આવે છે

કુટુંબમાં વડા તરીકે પિતાનું જ ચલણ ચાલતું હોય છે, પણ ખરું જોતાં તો ચલણ ચાલવું-ચલાવવા જેવું હોતું જ નથી; કારણ વારલી જન્મે છે ગરીબીમાં, પોષાય છે ગરીબીમાં ને મરે છે પણ ગરીબીમાં જ.

જીવે છે ત્યાં દુઃખના સાગરને તરાપાથી પાર કરવાની ઇચ્છાથી જાણે વારલી તાડી પીએ જ જાય છે, બસ પીએ જ... જાય છે વરસ દરમિયાન એ કેટલી પીતો હશે, તેનો કોઈ હિસાબ નથી.

શું જન્મટાંકણે કે મૃત્યુને અવસરે, અરે એવો એકે પ્રસંગ, એકે ધર્મવિધિ નહિ હોય, જેમાં તાડીને સ્થાન ન હોય.. અને એ જ તાડીએ એને શક્તિહીન, ચેતનહીન, દ્રવ્યહીન, દેવાદાર ને કંગાલિયતનો સદાયનો વારસદાર બનાવી મૂકયો છે. તાડીએ ભાઈભાઈમાં ઝઘડા ઉત્પન્ન કરાવ્યા છે, પત્નીને સજજડ માર મરાવડાવ્યો છે. એક ગીતમાં તો એ ગાય છે પણ ખરો:

'માર માસલી ના પે દૂર,
પાની આહે ઘના દૂર'

(માછલી માર ને તાડી પી, વરસાદ તો હજી ઘણેઘણે દૂર છે.)

આવી જ એક બીજી બદી તે દેવું. લગ્ન માટે, ઢોરઢાંખર ખરીદવા માટે, ઝૂંપડી બાંધવા માટે, ખેતરના ખેડાણ કાજે, કપડાં કાજે મરણતિથિઓની ઉજવણી માટે એમ વિવિધ પ્રકારે એને દેવું કરવાની જરૂર પડે છે. દારૂ, અજ્ઞાન, એદીપણું, સાહસનો કે લાંબી દૃષ્ટિનો અભાવ આ દેવાની જનેતા સમાન છે. વ્યાજનો દર પઠાણના કરતાંયે વિશેષ ભરવો પડે છે.

ઓચિંતાની આવી પડેલી બીમારી ભૂત, પ્રેત કે ડાકણની કુદૃષ્ટિને આભારી છે એમ આજે યે ત્યાં મનાય છે. દેવદેવીઓની માનતા મનાય છે, એકાદા ભૂળિયાનો ઉપયોગ થાય છે, કે જુદીજુદી રીતે દાણા જોવાય છે. જો કોઈ રોગ વારલીઓનો કટ્ટર દુશ્મન હોય તો તે મેલેરિયા. જંગલમાં જે પરિસ્થિતિની આસપાસ વારલીઓ જીવે છે તેવા વાતાવરણમાં મેલેરિયા થવો સાવ સ્વાભાવિક છે. ખસ, લૂખસ ને દરાજ પણ ગંદાપણાને લીધે, આરોગ્યના જ્ઞાનને અભાવે, એમને ત્યાં પ્રચલિત રોગો છે.

પરંતુ શુષ્ક ને ગમગીનીભર્યા એમના સારાયે જીવનમાં, આશાનાં અજવાળાં પાથરનાર માત્ર નૃત્ય ને સંગીત છે. આથી આ બન્ને દ્વારા એમના જીવનમાં તાઝગી પુરાય છે. ઢોલ, તીમકીના રૂપે ને પીપૂડી એમના સંગીતનાં સાધનો છે. ને નૃત્ય તો સ્ત્રી કે પુરુષે દરેકે યુવાનીમાં રમવાનું જ. ખાસ કરીને દિવાળી ને હોળીના દિવસોમાં તથા નારણદેવની પૂજાને પ્રસંગે નાચ થાય છે, ગુજરાતના ભીલનૃત્યને કંઈક મળતું એ નૃત્ય ગણાય. વારલીનાં નૃત્ય પણ અનેક જાતનાં હોય છે!

લોઢાનો કટકો, રૂ ને ચકમકની મદદથી દેવતા પાડી એ બીડી ચેતાવે છે. ત્યારે ઘડીભર આખાય જીવનનું દુઃખ જાણે ભૂલી જાય છે! શ્રમ ભૂલવાનો એ જ માત્ર ઉપાય છે. નોકર તરીકે રાખવામાં આવેલી વારલી પ્રજા વિશ્વાસુ હોય છે, એનું જીવન સાદું હોય છે, કુદરતમય હોય છે.

લોકો અજ્ઞાન છે, કારણ ગરીબ છે, ને ગરીબ છે, કારણ અજ્ઞાન છે.

છે કોઈ આનો ઉપાય?

અજ્ઞાન ટાળવા એમને કેળવણી આપો. ગરીબી ફેડવા એમના જમીનપ્રશ્નનો નિવેડો લાવો. વર્ષભર પેટ ભરાય એટલું અનાજ આપે એવી એમની ખેતીવાડી બનાવો. જમીન

ખેડનાર તરીકે એમની સ્થિતિ સુધારો. કામકાજ ન હોય ત્યારે બીજા અનેક ધંધાઓ એ લોકો શોધી શકે, શેઠુકારની નાગચૂડમાંથી બચે એ રીતે એમને પગભર બનાવો. એમના પીણા સદંતર બંધ ન કરાય, તોપણ ઓછાં તો કરો જ કેળવણી આપતાં પહેલાં વારલીઓને રોટલાનું બટકું મળી રહે એ જોવું જરૂરી છે.

પ્રશ્ન થાય છે કે 'આ–આવી વારલી પ્રજા અત્યાર સુધી સુધરી નથી તો આજે શું સુધરશે ખરી?'

પણ બહુ જ ધ્યાનથી નિરીક્ષણ કરતાં જણાય છે કે વારલી સંસ્કૃતિમાં થોડાઘણા નવજાગૃતિના ફેરફારો માલૂમ પડવા માંડ્યા છે. એ સંસ્કૃતિપ્રવાહ ધીરેધીરે, જાણી બૂઝીને કે અજાણતા હિંદુ ધર્મ, હિંદુ રીતિ ને હિંદુ રિવાજને અનુસરવાનો પ્રયત્ન જાણે કરતો રહ્યો છે પોતે હિંદુ સમાજનું એક અંગ છે એવી સભાનતા એમનામાં જાગૃત થવા માંડી છે. હિંદુ પ્રમાણે તે લોકો બાળકોનાં નામ પાડવા મંડ્યા છે! લગ્નવિધિ માત્ર 'ધાવલેરી' નામે ઓળખાતી પોતાની જ જાતિની ગોરાણી કરાવતી હતી, તેને બદલે આજે કોઈ કોઈ સ્થળે પરજ્ઞાતિના બ્રાહ્મણો કરાવવા લાગ્યા છે.

હિંદુ દેવોને ભલે વારલી ભજતો ન હોય પણ માને તો છે જ. પ્રેતાત્માને પીંડાર્પણ કરે છે અને આવું આવું તો ઘણું બધુ કરે છે. સવર્ણ હિંદુઓના સમાગમે એમની સંસ્કૃતિ ઉપરની હિંદુત્વની મહોર દૃઢ કરવા માંડી છે. એમના ધાર્મિક વિધિવાળાં ગીતો પરથી વ્યક્ત થતી મૃત્યુવિષયક ફિલસૂફી પણ હિંદુત્વની એમની છાપ દૃઢ કરે છે.

આજે ત્યારે શિકારની પાછળ ભમવાનું એ ભૂલી ગયો છે. પોતાનું જીવન એક સ્થળે એણે ઠરીઠામ કર્યું છે. કેટલાક શિક્ષકો બન્યા છે. વારલી વિદ્યાર્થીઓ શાળામાં જતા થયા છે, અને વારલીઓની ભરાયેલી પેલી પરિષદ પણ જાગૃતિ નહિ તો શું બતાવે છે? આ બધા ઉપરથી આ લોકો પ્રગતિને લાયક નથી થયા એમ તો કેમ કહી શકાય!

એમને રાજ્ય ને પ્રજા રક્ષણ આપે, યોગ્ય માર્ગદર્શન કરાવે, એમના સંબંધમાં આવતા સરકારી નોકરો આ પ્રજાનું માનસ સમજી એમને થોડાઘણા અનુકૂળ થવાના પ્રયત્નો કરતા જઈ સાથોસાથ વારલીઓમાં પેઠેલી બદીઓને દૂર કરે, તો અત્યારસુધી એમના પ્રત્યે સેવેલી બેદરકારીનું ઋણ આપણે ચૂકવી શકીશું અને સ્વતંત્ર થયેલા ભારતવર્ષને સંસ્કૃત અને બળવાન બનાવી શકીશું.

★

## અતિથિસત્કાર

સાધુઓનો ધર્મ છે કે દુકડામાંથી પણ ટુકડો અતિથિને આપવો શ્રીમદ્ ભાગવતમાં રાજા રંતિદેવની વાત કહી સ્વામીજીએ સમજાવ્યું કે ૪૦ દિવસના ઉપવાસ પછી અનાજ મળ્યું. તે જમતા પહેલા એક પછી એક એમ ત્રણ અતિથિ આવ્યા અનાજ અપાઈ જતા પાણી પણ અપાઈ ગયું. ત્યારે પરમાત્માએ પ્રસન્ન થઈને કહ્યું, કે 'વર માગ' તે વખતે તેણે એવો વર માગ્યો કે 'હું સર્વ પ્રાણીઓને વિષે રહીને તેઓની પીડા ભોગવવા ઇચ્છું છું કે જેથી સર્વ પ્રાણીઓ દુઃખરહિત થાય '

×

# સંત કબીર

લેખક:
શ્રી 'પ્રશાંત'

મધ્યયુગમાં હિંદી સંસ્કૃતિના રક્ષણ અર્થે જે ધાર્મિક પ્રવાહો શરૂ થયા તેના પ્રતાપે અનેક સંતમહાત્માઓ ભારતવર્ષે દીઠા. આજે તો સંતયુગ જાણે પરવારી બેઠો હોય એમ લાગે છે; પરંતુ હિંદના આજના સંક્રાંતિકાળમાં સંત જો જન્મવાના હોય, તો કબીરરૂપે જ એમને અવતાર લેવો જોઈએ એમ સ્પષ્ટ લાગે છે. હિંદુમુસ્લિમઐક્યના નીડર ને આદ્યપ્રચારક આ સંતના જીવનમાંથી અતૃપ્ત આત્માઓને પ્રેરણા ને સાંત્વના મળતાં રહો !

હિંદુ કહેં રામ મોંહિ પ્યારા, તુરુક કહેં રહિમાના ।
આપસમેં દોઉ લરિ લરિ મૂએ, મર્મ ન કાહૂ જાના ।।
પૂરવ દિશા હરિકો બાસા, પશ્ચિમ અલહ મુકામા ।
દિલમેં ખોજિ દિલહિમેં ખોજો ઈ હૈ કરીમા રામા ।।
હિંદુ તુરુકકી એક રાય હૈ, સતગુરુ સોઈ લખાઈ ।
કહહીં કબીર સુનો હો સંતો, રામ ન કહું ખુદાઈ ।।

*

સાંભળો છો ને ? કોઈ નહિ ને કોઈ શહેરમાં કે ગામમાં નિત્યની ભાઈ ભાઈ વચ્ચે વેરઝેર ને ઈર્ષ્યાની ઝાળો આજે ઉત્પન્ન થઈ છે. કોમી દાવાનળ સળગી ઊઠ્યો છે. એક ભાઈ આજે બીજાના ગળા પર છૂરી ફેરવતાં અચકાતો નથી. વાતાવરણ ઉગ્ર છે. એકને બીજા પર યકીન નથી, વિશ્વાસ નથી, ભરોસો નથી.

હિંદુમુસ્લિમઐક્યના પ્રખર પ્રણેતા આજે તો એક માત્ર ગાંધીજી જ ગણાય છે ત્યારે પાંચપાંચ સદી પર બંને કોમો વચ્ચે ઐક્ય સ્થાપવાના કબીરના પ્રયાસો આપોઆપ યાદ આવી જાય છે. કબીરનું જીવન, અને એના જીવનસિદ્ધાંતોનું પ્રતિપાદન આજે તો ખાસ સમજવા જેવાં લાગે છે.

પણ આજના આવા સમયમાંથી મનઃચક્ષુને પંદરમી સદીમાં જ્યારે લઈ જઈએ છીએ, ત્યારે ઇતિહાસમાં અંધકારયુગ તરીકે પ્રસિદ્ધ થઈ ગયેલા એ કાળ તરફ જ્યારે મીટ માંડીએ છીએ, ત્યારે—

ચારેપાસ અંધેર છે. સમાજનાં દરેકેદરેક અંગ પર સડો લાગી ઊઠ્યો છે. હા, રાજા સિકંદર લોદી સમજુ છે, કળાનો પારખુ છે, છતાં સમાજના થરો ઉપરતળે થઈ રહ્યા છે. પ્રજા વહેમી બની ગઈ છે. બ્રાહ્મણધર્મ પુનરુત્થાનને પંથે છે. ઈરાનના સૂફીઓની એના ઉપર અસર છે, હિંદી સાંસ્કૃતિક કલાનું મુખ્ય કેન્દ્ર વારાણસી–કાશી બની ગયું છે.

એવે સમયે ઇ. સ. ૧૩૯૮માં એક સામાજિક દ્રોહ થયો. ગરીબ કોઈ એક વિધવા બ્રાહ્મણીના પાપનો ઘડો ભરાઈ ગયો. પોતાને અવતરેલા બાળકને એણે, મરજી વિરુદ્ધ, એકાદ કોઈ તળાવની પાળ પર મૂકી દીધું. ને–

પ્રેમ ધખ્યો છે. પરગામથી એક મુસ્લિમ વણકર—નીરુ એનું નામ—પોતાની નવી બીબીને લઈને કાશી જઈ રહ્યો છે. બન્નેએ બાળકનું આક્રંદ સુણ્યું. પેટે બીજું કોઈ જ સંતાન નહોતું બાળકને એમણે લીધું. કોઈ એરી તો ? લોકો શું કહેશે ? સમાજમાં કેમ રહેવાશે ? એ કશાની યે લાંબી ચિંતા કે પરવા કર્યા વિના બાળકને—હિંદુ બાળકને એક મુસ્લિમ કુટુંબે આશ્રય આપ્યો. આ બાળક તે સંત કબીર.

જન્મતાં જ એણે અદૃશ્ય રીતે બન્ને બે વસ્તુ પર ભાર મૂક્યો·
એક તો હિંદુ અને મુસ્લિમ સંસ્કૃતિનો સમન્વય સાધ્યો.

બીજું, બાળકને રક્ષણ આપવાથી માતપિતાને સમાજની જે ટીકાઓ સહન કરવી પડી હશે, તે ટીકાઓ જાણે કે કબીરના જીવનમાં ભવિષ્યમાં આવનારી એવી અનેક આકરી કસોટીઓની ગવાહીરૂપ બની

પણ સમાજની પરવા કર્યા વિના માબાપ તો અત્યંત લાડથી કબીરને ઉછેરે છે.

વણકર તરીકેના પોતાના પાલક પિતાના ધંધામાં કબીર મદદ કરે છે. રાત ને દિવસ મહેનત કરે છે વણાટકામ બહારના ખુલ્લા ભાગમાં થાય છે એટલે કવચિત્ એવા યે પ્રસંગો બને છે કે બીજા લોકોનાં ઢોરઢાંખરાં આવે અને મહામહેનતે મેળવેલા તાણા ને વાણાને તોડી નાખે, છિન્નભિન્ન કરી નાખે. એવું યે બને છે કે આ વાતની ખબર પડે ત્યારે એવા ઢોરનો માલિક આવે ને કબીર પાસે માફી માગે; પણ તે દરમિયાન તો કબીર નીચી મૂંડીએ શાંત ચિત્તે તૂટેલા દોરાઓને સાંધવામાં મશગૂલ બની જાય છે !

અને માફી માગવા આવેલા માલિકને કબીર ખૂબખૂબ ધીરજથી પાછો કાઢે છે, સાથોસાથ થોડી જ્ઞાનવાતો પણ સંભળાવે છે. પોતે ધરેલી ધીરજમાંથી બોધપાઠ પણ આપે છે. પૂરા સંતોષથી એને વિદાય કરે છે.

કબીર મોટો થતો જતો હતો ત્યારે એમ પણ બનતું કે પિતૃઆજ્ઞાથી તૈયાર થયેલા કાપડના તાકા પોતે વેચવા જાય ને ગરીબોને જુએ—ટાઢમાં થથરતા, લગભગ નગ્નાવસ્થામાં—વિધિનાં મોકલ્યાં માનવપ્રેતો બાપડાં ! કબીરનું કોમળ હૈયું દ્રવી ઊઠતું અને બધો યે તૈયાર માલ, હૃદયના લેશ માત્ર ચચણાટ વિના, મુખ ઉપરના લગીર પણ ભાવ-ફેરફાર વિના, માનવદયાથી ભરેલી આ સંતવાદળી ગરીબો ઉપર મુશળધાર વરસી પડે ! ખાલી હાથે ઘેર આવી પિતાને કબીર કહે:

'ઈશ્વરે વધારે આપ્યું છે તો ભલેને એમના નસીબનું એ લઈ જાય ! આપણે તો આખાં હાડકાં કરવાં નથી. દાળરોટી તો મળી રહેશે. ખુદાને સૌની ચિંતા છે—આપણે શા માટે નારાજ થવું બાપુ ?'

બારમી સદીમાં દક્ષિણ ભારતમાં જેમ રામાનુજે ધર્મનો પ્રકાશ પાથર્યો, ધર્મની જ્યોત જેમ પ્રજ્વલિત રાખી જનસમૂહને પોતાના હૈયાની તૃપ્તિ અર્થે ભક્તિનો જેમ રાજમાર્ગ બતાવ્યો; તેમ પંદરમી સદીના તે દિવસોમાં ઉત્તર હિંદમાં રામાનંદ હિંદુધર્મને પુનર્જીવન બક્ષી રહ્યા હતા.

નિતનિત પ્રાતઃકાળે રામાનંદને સાંભળવા માટે હજારો નરનારીઓ આવતાં હતાં.

એમના સંસારના ત્રિવિધ તાપ ઉપર રામાનંદના પ્રવચનનાં અમૃતજળ સિંચાતાં હતાં ને પરમ તૃપ્તિ પામી સૌ પાછા ફરતાં હતાં. કબીરને પણ થયું: 'હું યે વચનામૃતોનો લાભ કેમ ન ઉઠાવું.' આમ વિચારી એ પ્રવચનમંદિરે ગયો.

પણ ત્યાં તો હિંદુધર્મઘેલા ચોકિયાતો ખડા હતા. એક મુસ્લિમને તે સનાતન હિંદુમંદિરમાં દાખલ કરાય ? સાત પેઢીઓ રવરવ નર્કમાં પડે !

ઘણી વિનવણી, અનેક કાલાવાલા...એક દિવસ...બે દિવસ...ત્રણ દિવસ...પણ કોઈએ પ્રવચન સાંભળવાને ઉત્સુક એવા કબીરને મંદિરને છેલ્લે પગથિયે પણ ઊભા ન રહેવા દીધા. હવે ?

કબીરને યાદ આવ્યું, કે રામાનંદ ગંગાજીના અમુક ઘાટે વહેલા પરોઢે સ્નાન કરવા જાય છે. એ વળતે દિવસે ત્યાં પહોંચ્યા. કબીર વિશે સાંભળ્યું હતું તો ઘણું, પણ રામાનંદે કબીરને પ્રત્યક્ષ રીતે તો પહેલી જ વાર જોયા. કબીરે દિલ ખોલી પોતાની વીતક જણાવી. અત્યાર અગાઉ અનેક વિદ્વાન મુસલમાનો સાથે રામાનંદની મુલાકાત થઈ હતી. એમના શિષ્યો તથા અનુયાયીઓમાં અનેક મુસલમાનો પણ હતા. એમણે કબીરને શિષ્ય તરીકે અપનાવ્યા.

ઘેર વણકરનો ધંધો ચાલુ જ હતો. બાલ્યવયમાં જ ફાજલના સમયમાં કબીરે ધીરેધીરે આમ અનેક હિંદુ પંડિતો, અનેક મુસલમાન મૌલવીઓ, સંતો અને પીરોની મુલાકાત લીધી. રામાનંદ પાસેથી યોગ અને વેદાંતનું સંપૂર્ણ જ્ઞાન એમણે પ્રાપ્ત કર્યું.

એક વખત કબીર વણતા હતા. સાધારણ રીતે એમના નિયમ જેવું થઈ પડેલું કે પોતે વણતા જાય ને ભજનો બનાવતા જાય. એમની પાસે એવે સમયે ઘણા જિજ્ઞાસુઓ આવી જતા. તાણાવાણા સાથે એ એકતાર થઈ જતા ને એમનાં મન ને હૃદય પણ પ્રભુમાં આખાદ લીન થઈ જતાં. ઈશ્વરની સકળ કળાનો એમને આત્મસાક્ષાત્કાર થતો. વિશ્વેશ્વરની વિશાળતા ને ગહનતાનો એમને પરચો થતો.

હમણાં જ એક ભજન બનાવ્યું હતું.

જીવન ને પ્રભુ વિષે પોતાના ભાવિકોમાં વાત નીકળી એટલે કબીરે કહ્યું :

ઝીની ઝીની બિની ચદરિયા ।। ધ્રુવ ।।
કાહે કે તાના, કાહે કે ભરની
કૌન તારસે બિની ચદરિયા ।।
ઇંગલા પિંગલા તાના ભરની
સુખમન તારસે બિની ચદરિયા ।।
આઠ કઁવલ દળ ચરખા ડોલે
પાંચ તત્ત્વ ગુન તિની ચદરિયા ।।
સાઁઈકો સિયત માસ દસ લગૈ
ઠોક ઠોકકે બિની ચદરિયા ।।

સો ચાદર સુરનરમુનિ ઓઢી
ઓઢી કે મૈલી કિની ચદરિયા ॥
દાસ કબીર જતન સે ઓઢી
જ્યોંકી ત્યોં ધરી દીની ચદરિયા ॥

રે, લોકો ઈશ્વરની કૃપા તો જુઓ આપણા શરીર પરની ચામડીરૂપી ચાદર રહીમે કેવી સરસ બનાવી છે! એના તાણાવાણા કયા? એમા શું લાગ્યું છે? ને કયા તારથી એને વણવામા આવી છે? ઇંગળા અને પિંગળા નામની જે બે નાડીઓ છે એના તાણાથી એ ચાદર ભરેલી છે સુષમા નામની નાડીના તારથી એને વણવામા આવી છે

આઠ કમળના દળરૂપી ઇંદ્રિયોથી આ શરીરનો ચરખો ચાલે છે એમા પંચ તત્ત્વો અને ત્રણે ગુણ–સાત્ત્વિક, રાજસ અને તામસ–ભરેલા છે સાંઈ–અલ્લાહ ઈશ્વરને શરીરરૂપી એ ચાદર ભરતોભરતા ખાસ્સાદસ માસ લાગ્યા છે અને એ ચાદર ઠોકીઠોકીને બહુ જ ગાઢી ભરવામા આવી છે સાધારણ રીતે બધા કપડાંઓના વણાટમા જોઈએ છીએ એવી બે તાર વચ્ચેની નકામી જગ્યા એમા સહેજે નથી

આવી ચાદર દેવો, માનવીઓ ને મુનિઓએ ઓઢી છે અને ઓઢીને એ ચાદરને મેલી પણ કરી દેવામા આવે છે, પરંતુ દાસાનુદાસ કબીરે એ ચાદર અત્યંત જતનપૂર્વક ઓઢેલી છે અને કબીર એના વણનારને આ ચાદર તો એ જેવી છે તેવી જ સાવ શુદ્ધરૂપે (મરણ બાદ) ધરી દેશે

વાહ ભક્તરાજ વાહ! શું સુંદર તમારી કલ્પના છે! શી એમા નવીનતા છે! ને સૌથી વધુ તો પ્રભુલીલાને સામાન્ય માનવી સમક્ષ મૂકવાની શી અજબ તમારી કારીગીરી છે!

શરૂઆતથી ઠેઠ ચાદરની તૈયારી સુધીની ઉપમા પણ કેટલી બધી બંધબેસતી છે!

જન્મ લીધા પછી એ ચાદર પરિધાન કરેલ બાળક મોહમાં ફસાય છે–કેમ જાણે મોહશિલા પર એ ચાદર ધોવાતી ન હોય! પણ આવી ચાદર જો સાવ સફેદ જ રાખવામાં આવે તો એને મેલી થવાનો વધુ સંભવ એના ઉપર તો ભગવદ્‌ભક્તિનો રંગ ચઢવો જોઈએ રંગ! દેવ, માનવી ને મુનિઓએ આ ચાદરો ઓઢેલી જણાવાઈ છે સાવ સાચું એમાથી–એ ચાદરની કસોટીમાંથી તો વિરલ પ્રભુભક્તો જ પસાર થઈ શકે!

*કબીર એટલે પ્રથમ પંક્તિના સમાજસુધારક પ્રથમ પંક્તિના ધર્મગુરુ* ને પ્રથમ પંક્તિનો ફિલસૂફ! એમને તો હિંદુ અને મુસલમાન બંને પ્રકારના શિષ્યો હતા શિષ્યોમાં અંદરઅંદર પોતપોતાના ધર્મની મહત્તા વિશે કંઈ વાદવિવાદ થયો હશે એટલે કબીરે અત્યંત સરળ ભાષામા એમને સમજાવ્યું

ભાઈ રે દુઈ જગદીશ કહા તે આયા, કહુ કૌને બૌરાયા ।
અલ્લાહ રામ કરીમા કેશવ, હરિ હઝરત નામ ધરાયા ॥
ગહના એક કનકસે ગહના, યા મે ભાવ ન દૂજા ।
કહન સુનન કો દુઈ કર થાપે, એક નિમાજ એક પૂજા ॥
વોહી મહાદેવ, વોહી મહમ્મદ, બ્રહ્મા આદમ કહિયે ।
કો હિંદુ કો તુરુક કહાવે, એક જિમી પર રહિયે ॥

वेद कितेब पढे वै कुतुबा, वै मुलना वै पाँडे ।
बेगर बेगर नाम धराये, एक . मटी के भाँडे ॥
कहहिं कबीर वै दूनों भूले, रामहि किन्हु न पाया ।
वै खसी वै गाय कटावें, बादिहि जन्म गमाया ॥

બંને કોમ વચ્ચેનું વૈમનસ્ય ટાળનારું અને બંનેને ઈશ્વર પ્રત્યે વાળનારું આવું સંક્ષિપ્ત ને સઘન, સચોટ ને સરળ, આલેખન સાંભળ્યું કે જોયું છે કદી?

કબીરે લગ્ન કરેલાં તે પત્નીનું નામ લોઈ, અને એમનો પુત્ર તે કમાલ. ગૃહજીવનની સુંદરતાનાં, સ્નેહનાં, આનંદનાં કબીરે પોતાનાં પદોમાં ભારોભાર વખાણ કર્યાં છે. ગૃહજીવનની સાર્થકતા એમને સમજાઈ હતી; પરંતુ પાછળથી એમના ગૃહસંબંધો બગડ્યા હતા એમ એમના એક કાવ્ય ઉપરથી લાગે છે. આ રહ્યો એનો અર્થ:

"કબીરની માતા અત્યંત સંતાપ પામે છે ને રડે છે. કહે છે: હે પ્રભુ, મારા સંતાનોનું ભરણપોષણ કેમ કરીને કરીશ હવે! કબીરે પોતાનો વણકરનો ધંધો ત્યજી દીધો છે અને પ્રભુના ઘરને જ હવે એણે આશ્રયસ્થાન બનાવ્યું છે!"

સાધારણ રીતે જોતાં બધા જ ભક્તકવિઓ ફિલસૂફ-તત્ત્વજ્ઞાની હોય છે. એમનું તત્ત્વજ્ઞાન એમણે ધર્મમાંથી તારવ્યું હોય છે. આમ જનતાને એ સીધેસીધો બોધ આપે છે અને કવિતાના સંગીત દ્વારા, કે જીવનમાંથી ખેંચેલી ઉપમાઓની સરલ તસ્વીર દ્વારા એનું સમર્થન કરે છે. એથી જ એ વધુ સફળ થાય છે.

પૃથ્વીપરનાં ક્ષણજીવી સુખો માટે કબીરે ગાયું:

इस तनधनकी कौन बडाई ।
देखत नैनोमें मिट्टी मिलाई ॥

લક્ષ્મીના લાડીલાઓને પોતાનાં ધનદોલતનો ખોટો તોર નહિ કરવા માટે કેવી ચોટદાર વાણીમાં આ પ્રખ્યાત ગીતમાં કબીરે બોધ દીધો છે! અને આ ગીતમાં આવતી સૂત્રાત્મક શૈલીના અચ્છા નમૂનારૂપ ગીતને અંતે આવતી પેલી સચોટ લીટી—

'आप मूवे पीछे डूब गई दुनिया'

તો અત્યારે આપણે ત્યાં કહેવતરૂપ થઈ પડી છે!

પરંતુ કબીરનું સૌથી વધુ લોકપ્રિય ને વધુ તત્ત્વજ્ઞાનથી ભરપૂર ને સોંસરવા તીર જેવું સચોટ રૂપક તો પેલું...

घूंघटका पट खोल रे तोको पीव मिलेंगे ।
घटघटमें वह सांई रमता, कटुक वचन मत बोल रे ॥
धनजोबनको गरब न कीजे, जूठा पचरंग चोल रे ।
सुन्न महलमें दियना बारिले, आसनसों मत डोल रे ॥
जाग जुगतसों रंगमहलमें पिय पायो अनमोल रे ।
कहे कबीर आनंद भयो है, बाजत अनहद ढोल रे ॥

ભક્તજીવનની પરાકાષ્ઠારૂપ, પ્રભુદર્શનથી તૃપ્ત થતા આત્માની પરિસીમા તે એ દર્શનની લીલાનું વર્ણન. અખાએ એ ગાયું, નરસિંહે એ રાસલીલામાં ગાયું. ઈશ્વર-દર્શનની પ્રતીતિ થયેલ દરેક ભક્ત એ ગાય છે. કબીરે પણ એ ગાયું.

કબીરે સમાજમાં મોટી ક્રાંતિ ફેલાવી. હિંદુઓમાં રહેલા વર્ણભેદોનો એણે સખત વિરોધ કર્યો. એણે મન બ્રાહ્મણ અને શૂદ્રમાં કંઈજ તફાવત નહોતો. હિંદુ અને મુસલમાન બન્નેને એણે સમાન નજરે નિહાળ્યા. ગીતો એણે પરાપૂર્વથી ચાલી આવતી સંસ્કૃત ભાષામાં નહિ પણ હિંદીમાં લખ્યા. ભાષામાં પણ સંસ્કૃત, ફારસી, હિંદી અને ઉર્દુ એમ ચારેય ભાષાનો સરખો શબ્દપ્રયોગ કર્યો. માત્ર ધાર્મિક વર્ગને જ ઉદ્દેશીને પોતાનું કથયિતવ્ય જણાવવાને બદલે એણે તો સામાન્ય માનવીને લક્ષ્યમાં રાખીને ધર્મોપદેશ કર્યો. ગીતોમાં એણે નવાનવા છંદો શોધ્યા. એની ભાષા અત્યંત મધુર ને મિષ્ટ છે. હિંદી કાવ્ય-સરિતાનું એ ઉન્નત ને ભવ્ય શિખર છે. સુરદાસ અને તુલસીદાસની કાવ્યદુહિતાની કબીર માતા છે. પોતે સંસ્કૃત ભાષામાં નહિ ને લોકભાષા-લોકબોલી હિંદીમાં શા માટે લખ્યું તેને વિશે એક સ્થળે એ સચોટ રીતે કહે છેઃ

> સંસ્કિરત હૈ કૂપજલ; ભાષા બહતા નીર !

બીજે સ્થળે જાતિજાતિના રૂઢ ભેદોની વિરુદ્ધમાં એણે કહ્યું

> તુમ પ્રકટ હૈ એકૈ દૂધા, કા કો કહિએ બ્રાહ્મણ શૂદ્રા ।
> ઝુઠે ગર્ભ ભૂલો મતિ કોઈ, હિંદુ તુરુક ઝુઠ કુલ હોઈ ।
> ઔર કૈ છિએ લેત હો છીંચા, તુમસોં કરહુ કૌન હૈ નીચા ।

જીવો મૂળભૂત રીતે બધા એક જ છે, એટલું જ નહિ પ્રગટ સ્વરૂપે પણ સર્વે સરખા છે. પરિસ્થિતિ આવી છે ત્યારે કોને બ્રાહ્મણ કહેવો ને કોને ગણવો શૂદ્ર !

કોઈ એવો ગર્વ ન રાખે, કે પોતે મુસલમાન છે કે હિંદુ છે. બન્ને વચ્ચેનો આ ભેદભાવ જ જૂઠો છે, ખોટો છે. અન્યને અડકવાથી તું જો અભડાઈ જતો હોય, તો તારા સમાન બીજો નીચ કોણ હોઈ શકે ?

કબીરે એ જમાનામાં જે મૌલિકતા, વિચારોની સ્વતંત્રતાના જે દર્શન કરાવ્યાં છે એ જોઇને એને માટે અનહદ માનની લાગણી પેદા થાય છે. શું હિંદુ કે શું ઇસ્લામ જેવી પ્રચલિત સનાતન ધર્મની સામે હરફ સરખોયે કાઢવો તે વર્ષોમાં નાનીસૂની વાત નહોતી. ધર્મની વિરુદ્ધનાં વચન અને તે હિંદી સંસ્કૃતિના કેન્દ્ર સમા કાશીમાં ! કોણ સાંખી શકે !

કબીરના એ સ્વતંત્ર વિચારોએ પંડિતો, વિદ્વાનો અને મુસ્લિમ મૌલવીઓને ઉપરતળે કરી મૂકયા. એમને થયું, શાંત ને સ્વસ્થ રહેલ ધર્મમાં આ અગ્નિજ્વાળા ક્યાંથી ? ભર્યાભાદર્યા ધર્મના ક્ષેત્ર પર આ વીજળી ક્યાંથી ?

ધીમેધીમે એમના વિરોધીઓનું જૂથ વધવા માંડ્યું. મુસલમાનોએ કહ્યું કે 'રામ' 'રામ'ના શબ્દો મહોલ્લેમહોલ્લે ગજાવી કબીરે પાક નેકી મુસલમાનોના કાનમાં ઝેર રેડ્યું છે. હિંદુઓએ કહ્યું કે કબીરે તિલક ને જનોઈનો દુરુપયોગ કર્યો છે. એમની વધતી

જતી લોકપ્રિયતાથી દાઝેલા બીજા ધર્મપાખંડીઓએ વિચાર્યું કે હવે આનો ઠેકાણે પાડવો જોઈએ, એની ઠેકડી ઉડાવવી જોઇએ. અને નરસિંહ મહેતાને 'હારમાળા'ની કસોટીનો જેવો પ્રસંગ બની ગયો હતો, તેવો જ એક પ્રસંગ કબીરના જીવનમાં પણ બની ગયો.

અને એમ તો કયા ભક્તની આકરામાં આકરી કસોટી નથી થઈ? ભડભડ બળતા લોખંડના થાંભલાને બાઝવાનો પ્રસંગ, પ્રહ્‌લાદને પ્રાપ્ત ન થયો હોત કે હિરણ્યકશ્યપની વહાલુડી ભગિની હોળિકાનાં અંકમાં બેસી જીવતા બળી મરવાનો વારો ન આવ્યો હોત, તો એ પ્રહ્‌લાદને પ્રહ્‌લાદ તરીકે આજે આપણે શેના યાદ કરત? નાનકડી ઉંમરે ઘનઘોર આકાશની છત્રછાયા નીચે, ગાઢ વનમાં, વિકરાળ હિંસક પ્રાણીઓના સતત ઘૂઘવાટ વચ્ચે બેસીને આકરું તપ ધ્રુવે આદર્યું ન હોત, તો ધ્રુવને આજે કોણ પૂજત? સુધન્વા ઊકળતા તેલના કઢૈયામાં ન પડ્યો હોત, તો એને કોણ સંભારત? મીરાંબાઈને યે હળાહળ ઝેરનો પ્યાલો કયાં નથી અપાયો? ઈશુ ખ્રિસ્તે માનવજાતના ભલા કાજે શૂળીની સેજ કયાં નહોતી સ્વીકારી? સોક્રેટીસને રાજ્ય તરફથી ઝેર કયાં નહોતું આપવામાં આવ્યું? મહમ્મદ પયગંબરે પણ દુઃખો કયાં નથી વેઠ્યાં?

આ દરેક પ્રસંગે ભક્તોએ ને મહાન પુરુષોએ પોતાના ધ્યેય ને સિદ્ધાંત તરફની અડગતા બતાવી છે, નમ્રતા ને પરોપકારનાં ગોરસ એમણે પ્રજાને પાયાં છે.

વિરોધીઓના સૂત્રસંચાર અનુસાર, વહેલા એક પ્રભાતે કબીર ગંગામાંથી સ્નાન કરી આવતા હતા, ત્યારે એક વેશ્યા એમને મળી. તેણે કહ્યું:

'કેમ ભક્તરાજ!'

'ઠીક છે, મારગ રોકીને કેમ ઊભાં છો? કોણ છો તમે?'

'હું કોણ છું? નથી ઓળખતા મને? હવે ભગતજી થઈ ગયા એટલે ભૂલી ગયા કેમ?'

'તમે ભૂલતાં હશો બહેન.'

'હું ભૂલું? છટ્! ગામથી મને એકલી તરછોડી ચાલ્યા આવ્યા, ને આજે હવે તમે ઠેકાણે પડ્યા એટલે મારો ત્યાગ કરો, એ કેમ બને? જવાબદારી તો અદા કરવી જ જોઈએ ને? ભગત લોકોનું આવું લક્ષણ ન હોય!'

'પણ આ બધું શું છે? તમારી શી ઇચ્છા છે? મને તો કંઈજ સમજ પડતી નથી.'

'એ સમજ, અહીં રસ્તામાં નહિ, મને ઘેર લઈ ચાલો એટલે પડશે.'

હોહા વધી પડી રાજમાર્ગમાં, સાધુમહાત્મા ગણાતા પેલા કબીર ને આ બાઈને આવો સંબંધ? આવું પોલ? પરંતુ અત્યંત નમ્રભાવે કબીરે તો બધાની વચ્ચે જ કહ્યું:

'મારે ત્યાં આવવું હોય તો બહેન, એક તારે જ માટે નહિ, પણ ગમે તે વર્ણની, ગમે તે જાતિ-સ્ત્રીપુરુષ કે બાળક કોઈને માટે પણ મારાં દ્વાર ખુલ્લાં છે. ચાલ તારે આવવું હોય તો મારી સુદ્દલે ના નથી; પરંતુ આ મતલબનું આવું હડહડતું જૂઠું બોલવું તને સહેજ પણ ઘટારત નથી; આવીને રહેવાની જ ઇચ્છા તારી હોત, અને ખુલ્લા હૃદયે મારે ત્યાં આવવા તેં માગણી કરી હોત, તો યે હું તારો સ્વીકાર તો કરત જ.'

પણ આવી નિર્દોષતા જનતાને સાંભળવાની ક્યાં ફુરસદ હતી?

અંતે બંને ઘેર ગયાં.

આખા યે કાશીમાં ચકલે ને મહોલ્લે, આગની માફક વાત પ્રસરી ગઈ ચોરે ને ચૌટે સહુ એક જ વાત કરવા લાગ્યા. કબીર, આવો ધર્માત્મા, આટલો બધો પાખંડી! કબીરની ખ્યાતિથી પ્રજવળી ઊઠેલા વિરોધીઓએ રચેલું આ કાવતર સફળ થયું જણાયું.

કબીરની વાત વિરોધીઓએ રાજાને કાને નાખી વિરોધ નોંધાવ્યો કે આવી મતલબના ધર્મપાખંડનો અંત જ લાવવો જોઈએ.

રાજસભામાં કબીર તથા વેશ્યા બંનેને હાજર કરવામાં આવ્યાં.

રાજાએ પૂછ્યું: 'કબીર, આ બાઈ તમારી સાથે જ ઘરમા રહે છે એટલે તમારી સામેનું તહોમતનામું તો મોજૂદ જ છે. તમારા જેવા સંતપુરુષ ને અત્યારનું આ કલુષિત વાતાવરણ કંઈ જ માન્યામાં આવતું નથી. કંઈક સ્પષ્ટતા કરો તો જ બધો ભેદ સમજાય.'

પરંતુ રાજાના માયાળુ શબ્દોનો આભાર માની કબીરે તો અત્યંત ઠાવકાઈથી જણાવ્યું, કે પોતાને એ વિશે કશું જ કહેવાનું નથી.

'કેમ એમ?' રાજાએ પ્રશ્ન કર્યો.

'હું શી સ્પષ્ટતા કરું? મારે માન શા? અપમાન શાં? જેને આંખ છે, એવા પૃથ્વી પરના મારા આ સમાનધર્મીઓ વિરુદ્ધ હું શું કહું? મારી સ્પષ્ટતા, મારા હૃદયની નેકી તો પરવરદિગારને મે ક્યારની યે જણાવી દીધી છે એ અને આ બાઈ બે જ જાણે છે કે સાચી પરિસ્થિતિ શી છે! ત્યારે આપ સૌની સમક્ષ હું શું મારી પોતાની જ ઉચ્ચતાનાં, મારી પવિત્રતાનાં ગુણગાન ગાઉં? નહિ, એ ન બની શકે. ઈશ્વરની સમક્ષ, ખુદાતાલાની સમક્ષ મારી એક જ અરજ છે, એક જ વિનંતી-પ્રાર્થના છે. આ બાઈનું દિલ પવિત્ર બનો, એ સાચું બોલો, એના દિલમા રામ વસો. આથી વધુ હું પામર પ્રાણી તે બીજું શું ઇચ્છી શકું? એ વિના મારી બીજી કોઈ ઇચ્છા નથી, અભિલાષા નથી. એટલી જ અરજ મારે આપ સૌની સમક્ષ ને પાક પરવરદિગારની હાજરીમાં ઉચ્ચારવાની છે. રામ સૌના સારા વાના કરો.'

આ શું? અડધેથી આટલું બોલી કબીર બેસી ગયા! હાથ જોડી કેવા એ નમન કરે છે! શી છે એના મુખ પરની દિવ્ય કાંતિ! શી ગભીરતા! ને ફાટાતૂટા લૂગડામાં છે છતાં એમના મસ્તક પાછળ કેવું શોભી રહ્યું છે પેલું તેજવર્તુલ!

સભામાં સ્તબ્ધતા છવાઈ ગઈ.

કબીરની વાણીની આટલી વિનમ્રતાની કોઈએ આશા રાખી નહોતી. સૌના ઉપર એ વાણીનો પ્રભાવ પડ્યો. કબીરના એ તેજવર્તુલમાંથી એક સીધી પ્રકાશજ્યોત જાણે પેસી વેશ્યાના હૃદય તરફ ગઈ અને વેશ્યાનાં અંધારપટ ઊખડી ગયાં. એ પ્રકાશના તેજમાં વેશ્યાએ પોતાની ભૂલ બરાબર જોઈ રાજાએ પૂછ્યું ત્યારે એક શબ્દોચ્ચાર કર્યા વિના એ બાઈ રડી પડી અને કબીરને પગે પડી પશ્ચાતાપ કરવા લાગી. કબીરે એને આશ્વાસન

આપ્યું. તે પછી વેશ્યાએ ખુલ્લા દિલે સર્વ હકીકત જાહેર કરી દીધી.

કાળું કરનારનાં મોં કાળાં થયાં.

સિકંદર લોદીએ બંન્નેને માફી આપી.

સિકંદર લોદી સંસ્કારી આત્મા હતો. એણે કબીરને ગંભીર આક્ષેપમાંથી મુક્ત કર્યો.

પણ તે પછીથી કબીરની કીર્તિસુવાસ ચારેબાજુ વધુ વેગથી ફેલાઇ. કસ્તૂરીની માફક તે પછી એક માન્યતા એમ કહે છે, કે સંત જ્ઞાનેશ્વરના જીવનમાં બન્યું હતું, તેમ લોકોએ મર્યાદા લોપી અને કબીરને કાશીમાંથી હદપાર કરવામાં આવ્યા. કબીરે જિંદગીનાં પાછલાં વર્ષો, ઉત્તર હિંદનાં શહેરોમાં, સુરદાસની માફક એક હાથમાં બજાણિયું હોય એવી દશામાં, પોતાનાં ગીતોમાં હૃદય નિચોવીને ગાતાંગાતાં પસાર કર્યાં.

બીજી, અને વધુ નક્કર, વિશેષ પાયાદાર માહિતી એમ કહે છે કે ના, આ પછીનાં વર્ષો પણ એ કાશીમાંજ રહ્યા.

આજીવન કબીર વણકર જ રહ્યા. હવે તો એ ઘણા જ વયોવૃદ્ધ થઈ ગયા હતા. એમની આસપાસ જાતજાતના જિજ્ઞાસુઓ એકઠા થતા હતા, સૌ કોઈ પોતપોતાની હૈયાગૂંચ એમનેકહેતા. એકેશ્વરવાદ, હિંદુમુસ્લિમ ધર્મની સમાનતા, સમાન ઉપદેશ, પ્રચલિત રૂઢિખંડન, અહિંસા, પ્રાણી માત્ર ઉપર દયા, બન્ને ધર્મોમાંથી ગ્રહણ કરવા યોગ્ય સત્યો, વર્ણાશ્રમનો વિરોધ, પુનર્જન્મની માન્યતાનું ખંડન વગેરે લોકહિતકારી અને ગમે તેવા કોઈ બુદ્ધિવાદીને યે ગળે ઊતરી જાય એવો ઉપદેશ, એ કાપડ વણતાંવણતાં, વણાટ ઉપર બેઠાંબેઠાં આપતા.

પ્રચલિત રૂઢિઓનું–વહેમોનું નિકંદન જ કાઢવાનું ધર્મકાર્ય–મિશન–લઈને જાણે કબીર જન્મ્યા હતા. એમના અંતકાળે પણ એ બંધનો તોડવાનો એમણે જબ્બર પ્રયાસ કર્યો.

ઇ. સ. ૧૫૧૮ની સાલ છે.

કબીરને ૧૨૦ વર્ષ થઈ ગયાં છે.

હજી આજે યે આપણે કહીએ છીએ: 'સુરતનું જમણ અને કાશીનું મરણ.' વૃદ્ધાવસ્થા આવતાં હિંદમાંથી ઠેરઠેરથી ઉલેચાઇને જાણે લોકો, આ પવિત્ર ભૂમિમાં પોતાનો દેહ પાડવા મૃત્યુ પછી સ્વર્ગ મેળવવા માટે આવે છે. તે દિવસોમાં એથી ઊલટી બીજી એવીયે એક માન્યતા પ્રચલિત હતી કે કાશીથી થોડે દૂર આવેલા મઘ્ઘર ગામમાં જો કોઈનું મૃત્યુ થાય તો એને ગધેડાનો અવતાર મળે છે.

'આ માન્યતા! જિંદગીનાં આટઆટલાં વર્ષો મેં રૂઢિખંડનમાં કાઢ્યાં તોયે લોકોની હજીયે આવી ધર્માંધતા! એનો પ્રતિકાર થવો જ જોઈએ!' કબીરે મનમાં આવું કંઇક વિચાર્યું હશે. અને પછી—

વિચારો તો ખરા, આ વૃદ્ધ જવાન આટલી ઉંમરે, પોતાના જીવનનું અંતિમ ધર્મકાર્ય પૂરું કરવા, પોતાના ઘણાખરા અનુયાયીઓની 'ના' છતાં–અંતસમયે સર્વ જગતથી તરછોડાતા મઘ્ઘરની સાથે એ જાણે સ્નેહ બાંધવા ગયો.

ત્યાં થોડાક સમય એ રહ્યા હશે.

પોતાના નજદીક આવેલા અંતકાળની ઘડી આવી.

અને મુખમાં અંતકાળે 'રામ, રામ' શબ્દો સાથે એમણે દેહત્યાગ કર્યો.

પણ દંતકથા આગળ ચાલે છે.

સઘળી વર્ણના એમના અનુયાયીઓ સદ્ગુરાજના અંતકાળે હાજર હતા. સુઝવનો એક મોટો પ્રશ્ન આવી પડ્યો. હિંદુઓ કહેઃ કબીર હિંદુ હતા, એમના દેહનો અમે અગ્નિસંસ્કાર કરીએ.

મુસલમાનો કહેઃ નહિ નહિ, કબીર મુસલમાન હતા, એમને તો દફનાવવા જ જોઈએ.

વાત વધી પડી.

પરંતુ કંઈ પણ અજુગતું પરિણામ આવે તે અગાઉ—

ઓચિંતી જ કોઈ માને નહિ એ રીતે દેદીપ્ય કાંતિવાળી એક સ્નેહમૂર્તિ દેખાય છે. એનાં નયનોમાં ભારોભાર પ્રેમ છે. અંધકારમાં એનો પ્રકાશ વધુ પ્રભાવંતો દીસે છે.

ધીમેધીમે એ સ્નેહમૂર્તિ આગળ આવે છે. અંતિમ સમાધિ લઈ અનંત નિદ્રામાં કબીર પોઢયા હતા, ત્યાં સુધી છેક નજીક એ આવે છે.

શબને પોઢાડેલી ચાદર ઊંચકાય છે.

ને...ને.. ...

હિંદુ અને મુસલમાન બંને જુએ છે, તો ત્યાં શબ નથી, કબીર નથી, પુષ્પનો, રંગબેરંગી પુષ્પોનો મોટો ઢગ છે!

> અડધાં પુષ્પો મુસ્લિમોએ લીધાં, અડધાં લીધાં હિંદુઓએ.
> મુસલમાનોએ એ ફૂલોની દફનક્રિયા કરી.
> હિંદુઓ અગ્નિસંસ્કાર અર્થે એ પુષ્પો કાશી લઈ ગયા.

આજે કબીરપંથીઓની સંખ્યા લગભગ દસ લાખની હશે. કબીરની પુણ્યતિથિએ કાશીના એમના હિંદુ અનુયાયીઓ તથા મઘ્ઘરના મુસ્લિમ અનુયાયીઓ એકત્ર થઈ કબીરે ફેલાવેલા ઐક્યના સિદ્ધાંતોની પુનઃસ્થાપના કરે છે. બંને ધર્મોના ઐક્યનું, કબીરનું એ ભવ્ય સ્વપ્ન સિદ્ધ કરવાનો 'દીને ઇલાહી' દ્વારા મહાન મોગલ સમ્રાટ અકબરે પ્રયત્ન કર્યો; તથાપિ વાતાવરણ ને પરિસ્થિતિને લીધે એ પ્રયાસને સફળતા મળી નહિ. આજે હિંદુમુસ્લિમવૈમનસ્યના આવા નાજુક કાળમાં હિંદુમુસ્લિમ-ભેદભાવ હિંદ અને પાકિસ્તાનનાં નવાં રાજ્યો બનવાની પરાકાષ્ઠામાં પહોંચ્યો, પરંતુ ઐક્ય માટે પોકારતી ભારતવર્ષની રજેરજ સાદ પાડી આજે યે જાણે આ પોકાર નાખી કહી રહી છે:—

હિંદુ મુસ્લિમ ઐક્ય!—હિંદી જીવનનો સાચો રાહ એ જ છે, એ જ છે!

★

સત્યાન્નાસ્તિ પરો ધર્મઃ ।

# સત્યનો સદા જય

લેખક :
શ્રી. રામનારાયણ ના. પાઠક

જગતના તમામ ધર્મોમાં માનવીની માનવતાને સતેજ રાખે અને સત્ય, પ્રેમ, સંયમ વગેરે ગુણોની વૃદ્ધિ કરે એવી કથાઓના ભંડાર ભર્યા છે. શ્રી. પાઠક 'અખંડ આનંદ'ના વાચકો માટે દરેક ધર્મનાં પુરાણોમાંથી એવી કથાઓ ચૂંટી લાવીને આપણી સમક્ષ રજૂ કરે છે. 'સત્યનો સદા જય' એવી જ એક કથા છે. એનું વાચન સત્યનિષ્ઠાની ભાવનાને બળ આપનારું નીવડશે.

કાશીરાજ બ્રહ્મદત્ત મોટો કોલાહલ સાંભળીને જાગી ઊઠયો. જુએ તો મહેલ-ફરતો માનવસાગર વીંટળાઈ વળ્યો છે. હાથમાં નાનાંમોટાં હથિયારો લઈને લોકો રાજમહેલ આગળ એકઠા મળ્યા છે અને ભયંકર અન્યાયનો બદલો લેવા માટે ક્રોધથી લાલપીળા થતા, મહાસાગર ઘુઘવાટ કરે તેમ, અંદરોઅંદર અવાજ કરી રહ્યા છે.

રાજા બ્રહ્મદત્ત બારીમાંથી ડોકાયો એટલે નગરજનોએ પોકાર કર્યો:'ફરિયાદ,ફરિયાદ!'

રાજાએ એક અનુચરને ફરિયાદ શાની છે, તે જાણવા નીચે મોકલ્યો. ગયો તેવો જ અનુચર પાછો આવ્યો ને બોલ્યો: 'મહારાજ, એ બાબતમાં પાંચ આગેવાનો આપને પોતાને રૂબરૂ મળવા માગે છે.'

'બોલાવ' કહી બ્રહ્મદત્ત દીવાનખાનામાં આવ્યો અને એક મોટા સિંહાસન પર બેસી વીખરાયેલા વાળ સરખા કરવા લાગ્યો. સૂર્યોદય થયા છતાં એની આંખમાં હજી ઊંઘ ભરી હતી અને અર્ધઘેનમાં હોય એમ આળસ મરડતો અસ્તવ્યસ્ત દશામાં એ બેઠો હતો.

પંચ દરવાજે આવી ઊભું અને નમીને વંદના કરી. રાજાએ માથું નમાવી આવકાર આપ્યો એટલે સૌ અંદર આવ્યા. આસન ઉપર બેઠા પછી જરા સ્વસ્થ થઈ નગરશેઠ હાથ જોડી બોલ્યો:

'મહારાજ, છેલ્લા કેટલાક દિવસથી આપણા શહેરમાં રોજ રાતે માણસોનો ઘાત થાય છે. સવાર પડતાં જ કોઈની બહેન તો કોઈનો ભાઈ, કોઈનો બાપ તો કોઈનો કાકો એમ એક સશક્ત મનુષ્ય મર્યો જ હોય છે. એક દિવસ આ બાજુથી બૂમરાણ પડે છે, તો બીજે દિવસે પેલી બાજુથી. આખા નગરમાં હાહાકાર મચ્યો છે!'

'કોઈ જંગલી જનાવર આવતું હોવું જોઈએ' રાજાએ ઠંડે કલેજે જવાબ આપ્યો.

'ના મહારાજ, હિંસક પશુનું એ કામ નથી. અમે એની ખાતરી કરી છે. દરેક માણસનું અમુક એક ચોક્કસ જગ્યાએથી જ માંસ કાપી લીધેલું હોય છે, એટલે અમે સૌ એકમતે એવા નિર્ણય ઉપર આવ્યા છીએ કે આ કામ કોઈ નરપશુનું છે અને મનુષ્યમાંસ ખાવાના હેતુથી જ આ વધ થાય છે.'

'તો એ નરપશુને તમે પકડી લાવો, એટલે હું એને સજા કરું.'

'ઘાતકને પકડવાનું કામ આપનું છે મહારાજ!'

'એ કામ મારું નથી, નગરરક્ષકોનું છે. તમે એમની પાસે જાઓ અને બધી વાત કરો.'

નગરશેઠે રાજા સામે જોયું તો એની આંખમાં વિહ્વળતા હતી. એના ચહેરા પર ભય અને ગ્લાનિ છવાયેલાં હતાં, એટલે એને કશીક શંકા તો ગઈ; છતાં એ ઊઠીને ઊભો થયો અને પોતાના સાથીઓને લઈ વંદન કરી બહાર આવ્યો.

બહાર એકઠા થયેલા લોકોને રાજાનો જવાબ સંભળાવ્યો અને નગરશેઠ તથા પંચના માણસો સેનાપતિ પાસે ગયા. લોકોને સૌસૌને ઘેર જવા કહ્યું, પણ કોઈ ખસ્યા નહિ. 'એ નરપશુ હાથ આવ્યા પછી જ અમે ખસવાના છીએ' આમ કહી તેઓ ત્યાં જ ઊભા રહ્યા.

સેનાપતિ કાલહસ્તિ શૂરો અને ટેકીલો હતો. નગરજનોમાં એનું ભારે માન હતું. પંચની વાત સાંભળીને એ ઘડીભર સ્તબ્ધ બની ગયો. પછી એણે કહ્યું: 'તમે આજે ઘેર જાઓ. હું આવતી કાલે સૂર્યોદય થાય તે પહેલાં એ નરમાંસભક્ષકને ખોળી કાઢું છું.' સેનાપતિના વચન ઉપર સૌને પૂરો વિશ્વાસ હતો. પંચે આવી સેનાપતિની વાત લોકોને સંભળાવી એટલે તેઓ શાંતિથી વિખરાયા અને પોતપોતાને ઘેર ગયા.

આ બાજુ સેનાપતિ કાલહસ્તિએ પોતાના ખાસ વિશ્વાસુ ગુપ્તચરોને બોલાવ્યા અને બીજા દિવસનો સૂર્યોદય થતાં પહેલાં ચોરને પકડી લાવવા આજ્ઞા કરી. બાહોશ અને પ્રમાણિક ગુપ્તચરો આખા નગરમાં ફેલાઈ ગયા. ગલીએગલીએ અને ઘેરઘેર છૂપી રીતે તપાસ શરૂ થઈ. સાંજ પડી. રાતે શહેર ઉપર મગિયા જાળ બિછાવી હોય તેમ જાસૂસો પથરાઈ ગયા.

જેને કોઈ પણ બાબતનો હરામ ચસકો લાગ્યો હોય છે એ પછી ભય કે લજ્જા ગણતો નથી. મનુષ્યમાંસ દાઢે લાગ્યા પછી નરપશુ એના વિના એક દિવસ પણ રહી શકશે નહિ એની સેનાપતિને ખાતરી હતી.

રાતનો પહેલો પહોર ગયો. બીજો પહોર શરૂ થયો. જાસૂસો વધારે જાગ્રત બન્યા. એકાએક એક જાસૂસને કાને ચીસ સંભળાઈ અને તે એક મોટા મહાલયની પછીતે દોડી ગયો. જુએ તો હાથમાં ઉઘાડી તલવારે એક આદમી તાજા જ મારેલા માણસનું માંસ ટોપલામાં ભરી રહ્યો છે ગુપ્તચરે દબાતે પગલે પાસે જઈ પાછળથી એની તલવાર પકડી લીધી અને બીજા બે ગુપ્તચરોને ઇશારતથી મદદે બોલાવી એને બાંધી લીધો. અચાનક હલ્લો થવાથી પેલો તો સાવ ડઘાઈ જ ગયો. એને સેનાપતિ આગળ રજૂ કરવામાં આવ્યો.

સેનાપતિએ દીવાના પ્રકાશમાં ઘાતકનો ચહેરો જોયો અને એ ભારે નવાઈ પામતાં બોલી ઊઠયો 'આ તો રસક?'

'મહારાજ, મને ક્ષમા કરો.' રસકે હાથ જોડ્યા.

રસક, રાજા બ્રહ્મદત્તનો મુખ્ય રસોઇયો હતો અને રાજદરબારીઓમાં માનીતો હતો.

સેનાપતિએ રસકને અભય વચન આપતાં કહ્યું: 'તારે હાથે આવું ઘાતકી કામ થાય એ હું માની શકતો નથી, માટે જેવી હોય તેવી ખરી વાત કહી દે. સત્ય હકીકત કહીશ તો તારો અપરાધ માફ કરવામાં આવશે.'

રસકે થોથરાતી જીભે અને થડકતે હૈયે કહ્યું: 'મહારાજાને નરમાંસનો સ્વાદ લાગ્યો છે. પહેલાં તો મૃત્યુદંડ થયેલા કેદીઓનું

માંસ તેમના મર્યા પછી હું લઈ જતો, પણ કેદીઓ રોજ ક્યાંથી મૃત્યુદંડ પામે? એટલે નગરજનોને મારવાનું કામ મારે કરવું પડે છે.'

'રસક!' સેનાપતિએ ભિન્ન અવાજે કહ્યું: 'બાપ ઊઠીને દીકરાનું માંસ ખાય, ત્યારે ધરતી રસાતળ થઈ ગઈ સમજવી. તને મેં અભયદાન આપ્યું છે, એટલે બીજી કશી શિક્ષા કરતો નથી, પણ તારે આવતી કાલે સવારે મહારાજાની સામે આ વાત કબૂલ કરવી પડશે.'

'પણ....'

'મહારાજા પણ તારો વાંકો વાળ ન કરે એની તને ખાતરી આપું છું.'

'તો પછી આપ કહેશો તે કરવામાં મને હરકત નથી.'

'તારે સત્ય હકીકત નિર્ભયપણે કહેવાની છે. તારા પાપનું એ જ પ્રાયશ્ચિત્ત છે!'

સૂર્યોદય થતાં જ સેનાપતિ કાલહસ્તિ રાજા બ્રહ્મદત્તને મ્હેલે આવ્યો. સેનાપતિને આવેલા સાંભળી રાજા મનમાં ભય પામ્યો, છતાં તરત એમને મળવા બોલાવ્યા. કાલહસ્તિએ બીજી કશી આડીઅવળી વાત કર્યા વિના રાજાને દૃઢ અવાજે કહ્યું: 'રસકની પાસે નગરવાસી સ્ત્રીપુરુષો મરાવી નાખી તેનું માંસ તમે ખાઓ છો એ વાત ખરી છે?'

રસક સામે જ ઊભો હતો. રાજાએ એની સામે ન જોતાં નીચી નજરે જવાબ આપ્યો: 'હાં વાત સાચી છે.'

'તો તમારે અત્યારે, આ ઘડીએ જ નરમાંસ છોડી દેવાની પ્રતિજ્ઞા કરવી જોઈએ અને અત્યાર સુધી કરેલા મહાપાપનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ.'

'સેનાપતિ!' રાજા બોલ્યો: 'બીજું તમે જે કહો તે કરવા તૈયાર છું, પણ મારાથી એ વાત નહિ બને.'

સેનાપતિએ રાજાને ઘણું ઘણું સમજાવ્યો પણ રાજાનો મોહ ન છૂટ્યો. એવામાં બહાર કોલાહલ સંભળાયો. સેનાપતિએ જોયું તો નીચે માનવમેદની મળી છે. રાજા પોતે રસક પાસે માણસોનાં ખૂન કરાવે છે અને માંસ ભક્ષણ કરે છે, એ વાત વાયુવેગે પ્રસરી ગઈ હતી અને એનો બદલો લેવા લોકો અધીરા બન્યા હતા.

સેનાપતિએ ફરી એકવાર રાજાને કહ્યું: 'હજી માનો તો સારું મહારાજ! નહિતર આ બહાર એકઠા થયેલા લોકો આપને ઠાર કરશે.'

'તો પછી હું આ શહેર છોડીને ચાલ્યો જવા ઇચ્છું છું.' ગભરાઈ જઈને રાજા બોલ્યો.

સેનાપતિએ રાજાને રસક સાથે ગામ બહાર કાઢી મૂક્યો અને નગરજનોની સંમતિથી રાજ્યવ્યવસ્થા ગોઠવી કારભાર ચલાવવા લાગ્યો.

*

આ બાજુ બ્રહ્મદત્ત એક મોટા અરણ્યમાં પહોંચ્યો. કોઈ જૂનવાણી વડલા નીચે એણે પોતાનો મુકામ કર્યો. રસકે વાળીઝૂડીને ઝાડના થડ પાસે બેઠક કરી, વડના પોલાણમાં ઓઢવાના કામળા રાખ્યા અને પછી બન્ને જણાં હાથમાં તીક્ષ્ણ ધારવાળા મોટા કુહાડા લઈ રસ્તો રોકી બેઠા. એ રસ્તો કાશી જવા માટેનો ધોરી માર્ગ હતો. કોઈ એકલદોકલ યાત્રાળુ અગર સંઘ ત્યાંથી પસાર થતાં બંને જણ એમની ઉપર તૂટી પડતા અને પછી નરમાંસની જ્યાફત ઉડાવતા.

શહેરમાં રાજાને થોડા માંસથી જે ભૂખ અને અભખરો રહી ગયેલો તે અહીં બેફામ બનીને વકર્યો અને જેટલું ભાવે એટલું માંસ ભક્ષણ તે કરવા લાગ્યો.

થોડા સમયમાં એ રસ્તો વેરાન બન્યો. લોકોમાં ફરી હાહાકાર મચી ગયો. આખા ભરતખંડમાં બ્રહ્મદત્ત નરમાંસભક્ષક ચોર બન્યો છે એ વાત પસરી ગઈ.

રસ્તો નિર્જન બન્યાથી બ્રહ્મદત્તને ખોરાક મળવામાં મુશ્કેલી પડવા લાગી. બંનેને દૂરદૂર જવુ પડતુ અને મહામુશીબતે કોઈ રડ્યોખડ્યો માણસ મળે તેને મારીને ચલાવવુ પડતુ. રોજ હૃષ્ટપૃષ્ટ મનમાન્યા મનુષ્યનું માંસ ખાવાને ટેવાયેલા બ્રહ્મદત્તને આ મુશ્કેલી અસહ્ય થઈ પડી.

એકવાર ત્રણ દિવસ સુધી કોઈ પણ શિકાર મળ્યો નહિ. બ્રહ્મદત્તને કંઈ ચેન પડતું ન હતું, એનો જાણે જીવ જતો હોય એટલી વેદના થવા લાગી આખરે એણે એક જ ઘાથી રસકનું માથું ઉડાવી દીધું, અને તેના માંસથી પોતાની ભૂખ સમાવી. રસક વિના હવે એ એકલો જ ફરવા લાગ્યો અને બમણો ઘાતકી બનીને મનુષ્યવધ કરવા લાગ્યો.

એકવાર એક ધનાઢ્ય બ્રાહ્મણ પોતાના અંગરક્ષકો સાથે એ રસ્તેથી નીકળ્યો. 'ઊભા રહો, આ બ્રહ્મદત્તને ભોગ ધરતા જાઓ' એવી કારમી ચીસ સાંભળતાં અંગરક્ષકોના હાજા ગગડી ગયા અને તેઓ દિગ્મૂઢ જેવા થઈ જોઈ રહ્યા. બ્રહ્મદત્તે સુંદર પુષ્ટ દેહવાળા બ્રાહ્મણને ખભે ચડાવ્યો અને દોટ મૂકી.

આ રીતે પોતાની આંખ સામે બ્રાહ્મણને ઉપાડી જતો જોઈને અંગરક્ષકોના મનમાં ભારે આઘાત લાગ્યો. 'આપણે મોટા લડવૈયા અને ક્ષત્રિયોની હાજરીમાં આ એક બ્રાહ્મણને લઈ જાય એ તે કેવી વાત!' આમ વિચારી તેઓ હિંમત કરી એની પાછળ પડ્યા. બ્રહ્મદત્ત બાહોઅવળો થઈને નાસવા ગયો, તેવામાં એના પગમાં ખેરના ઝાડનું એક ઠૂંઠું વાગ્યું, એટલે બ્રાહ્મણને ત્યાં જ નાંખી દઈ એ ખોડ ગતો ખોડ ગતો જીવ બચાવી નાઠો.

અંગરક્ષકોને તો બ્રાહ્મણ મળ્યો એટલે એને લઈ પાછા વળ્યા અને પોતાને રસ્તે પડ્યા

બ્રહ્મદત્ત લંગડાતો આવીને પોતાના રહેઠાણ આગળ ઢગલો થઈ પડયો. ઘા સખત વાગેલો એની વેદના ખૂબ થતી હતી રાતદિવસ એ તરફડવા લાગ્યો. આખરે એણે વડ ઉપર રહેતા દેવની માનતા કરી કે 'જો મારો પગ સારો થઈ જશે, તો તને સો રાજકુમારના લોહીથી નવરાવીશ અને મોટો નરયજ્ઞ કરીશ.'

આ માનતા પછી એના મનને શાંતિ વળી. સાત દિવસ એક ઠેકાણે હાલચાલ કર્યાં વિના પડ્યો રહ્યો એટલે ઘા આપમેળે રુઝાઈ ગયો.

આવો મોટો જીવલેણ ઘા રુઝાયો એટલે બ્રહ્મદત્તે પોતાની માનતા પૂરી કરવાનો નિશ્ચય કર્યો. એક દિવસમાં પચાસ–સાઠ માઈલની મજલ કરી એ કોઈ રજવાડામાં પહોંચી જતો, એકાદ બે રાજકુમારને ઉપાડી લાવતો, ને રાજકુમારની હથેળીમાં કાણું પાડી એને વડની વડવાઈ સાથે બાંધી દેતો.

આમ કરતાં નવાણુ રાજકુમાર એકઠા થયા, એક બાકી રહ્યો.

બ્રહ્મદત્ત બધાં રાજ્યોમાં ફરી વળ્યો; પણ કુરુદેશના રાજમહેલ પાસે જતાં

એના પગ ઊપડતા ન હતા. કેટલીયે વાર એ ત્યાંથી પસાર થયો, પણ રાજ્યની હદ આવે એટલે બીજી તરફ વળી જાય. કુરુ દેશના કૌરવ રાજાને સુતસોમ નામનો રાજકુમાર હતો. નાનપણમાં એ તક્ષશિલા ગુરુકૂળમાં ભણવા ગયેલો, ત્યારે આ માનવભક્ષ રાક્ષસ બનેલો બ્રહ્મદત્ત એક ધર્મશાળામાં તેની સાથે થઈ ગયેલો. હજારો શિષ્યોમાં આચાર્યને પ્રિય થઈ પડેલો સુતસોમ દરેકનો માનીતો હતો. બ્રહ્મદત્ત એના પ્રત્યે ખૂબ ભાવ રાખતો. બંને ભણીને સાથે જ પાછા ફર્યા, ત્યારે એકબીજાએ મૈત્રી જાળવવાના કોલ આપ્યા હતા. સુતસોમનું જીવન સાદું, સંયમી, સેવાપરાયણ હતું. બ્રહ્મદત્તે પણ એવું જીવન ગાળવાનો કોલ સુતસોમને આપેલો; પણ આજે પોતાનું જીવતર એક રાક્ષસ જેવું બની ગયું હોઈ બ્રહ્મદત્ત સુતસોમને મોં બતાવતાં મનમાં ડરતો હતો અને બીજા રાજકુમારોની પેઠે એને પકડીને યજ્ઞમાં હોમી દેવાનો વિચાર આવતાં એનું મન અંદરથી બોલી ઊઠતું, કે 'તક્ષશિલા ગુરુકુળમાં એણે મને વિદ્યાભ્યાસમાં મદદ કરી, ખાનપાન અને વ્રતનિયમમાં એ રાત–દિવસ મારો સાથી બનીને રહેતો, એના ગુણ તે કેમ વિસરાય ?' આમ વિચારીને એ કુરુદેશના સીમાડાથી ફરીને ચાલ્યો જતો.

પણ એકવાર રાતે એ પોતે અર્ધ નિદ્રાવસ્થામાં વડ નીચે સૂતો હતો, ત્યારે એના કાનમાં જાણે કે વડની દેવી બોલતી હોય તેવો અવાજ સંભળાયો. ફરતી વડવાઈએ ટીંગાડેલા નવાણુ રાજકુમારો મોતની રાહ જોતા લટકતા હતા. એની જરા પણ દયા બ્રહ્મદત્તના હૃદયમાં ન હતી, પણ જ્યારે દેવી જેવો અવાજ એને કાને પડ્યો, ત્યારે એ સફાળો બેઠો થઈ ગયો. એણે સાંભળ્યું :

'તેં આ નવાણુ રાજકુમારોને પકડ્યા, પણ કુરુ દેશના સુતસોમને કેમ ન પકડ્યો ? એ તને વહાલો છે, માટે જ તેં એને છોડી દીધો છે, પણ દેવતાને પ્રસન્ન કરવા માટે તો પ્રિયમાં પ્રિય વસ્તુનું બલિદાન આપવું જોઈએ. આમાં તો તેં પક્ષપાત કર્યો છે'

બ્રહ્મદત્તને એ વાણી ખરી લાગી. અને આટલું કર્યાં છતાં જ્યાં સુધી વહાલી વસ્તુનું બલિદાન નહિ આપું, ત્યાં સુધી દેવી પ્રસન્ન નહિ થાય એવા ભયથી એ ઊભો થયો અને વધારે વિચાર કર્યા વિના કુરુદેશ તરફ ચાલી નીકળ્યો.

દિવસરાત ચાલતો રસ્તામાં ક્યાંય રોકાયા વિના એ ઇંદ્રપ્રસ્થ પહોંચ્યો. સુતસોમને રાજમહેલમાંથી પકડવો સહેલ ન હતો. એટલે એણે એક યુક્તિ કરી. રાતે પોતે શહેરના ઉપવનમાં એક ભાંગેલા દેવળના ઓટલા પર સૂતો. તે વખતે આકાશના તારા ભણી એની નજર ગઈ. બ્રહ્મદત્ત ખગોળવિદ્યા જાણતો હતો એટલે એણે ગણતરી કરી, તો બીજે દિવસે સવારે પુષ્ય નક્ષત્રનો યોગ આવે છે એમ જણાયું. રાજાઓ આ પર્વને દિવસે જળાશય પર સ્નાન કરવા નીકળે અને પુણ્યદાન કરે એવો રિવાજ સર્વસામાન્ય હતો. એ રિવાજ પ્રમાણે રાજકુમાર સુતસોમ પણ બીજે દિવસે સરોવરતીરે નાહવા આવશે એમ એણે વિચાર કર્યો. એ વખતે રાજકુમારને પકડી લેવો ફાવશે એમ મનમાં એણે ગાંઠ વાળી.

મોંસૂઝણું થાય તે પહેલાં નગર બહાર આવેલા એક મોટા તળાવમાં કમળના દંડ નીચે બ્રહ્મદત્ત સંતાઈને બેસી ગયો.

આ બાજુ એવું બન્યું કે તક્ષશિલાનો એક વિદ્વાન બ્રાહ્મણ સુતસોમની કીર્તિ સાંભળીને ઇંદ્રપ્રસ્થ આવ્યો. સુતસોમ

રાજકુમાર પોતે વિદ્વાન છે અને વિદ્વાનોની કદર કરે છે એમ સાંભળીને એની પાસેથી દ્રવ્યપ્રાપ્તિ થશે એ આશાએ તક્ષશિલાથી એ આટલે દૂર આવ્યો હતો. પાસેના ગામમાં રાત ગાળી પો ફાટતાં જ એ ઇંદ્રપ્રસ્થ આવી પહોંચ્યો.

રાજકુમાર સુતસોમ પુષ્ય નક્ષત્રના યોગનું માહાત્મ્ય વિચારી પ્રાતઃકાળમાં વહેલો ઊઠ્યો અને સૂર્યોદય થયા પહેલાં બે ઘડી પોતે બંધાવેલા કમળસરમાં એ નાહવા ચાલ્યો.

રાજકુમારનો રથ ઘરઘરાટ સામેથી આવતો દીઠો એટલે પેલો વિદ્વાન બ્રાહ્મણ રસ્તાની બાજુ પર ખસ્યો અને સારથીને 'અંદર કોણ છે?' એમ પૂછ્યું 'રાજકુમાર સુતસોમ પુષ્ય નક્ષત્રના સ્નાનાર્થે જાય છે' એવો ઉત્તર સાંભળતાં બ્રાહ્મણે આશીર્વચન ઉચ્ચાર્યાં. રથ ઊભો રખાવી રાજકુમાર નીચે ઊતર્યો અને બ્રાહ્મણને પ્રણામ કરી કુશળ સમાચાર પૂછ્યા.

બ્રાહ્મણે પોતાના આવવાનું કારણ જણાવતાં કહ્યું 'રાજકુમાર! હું તક્ષશિલાથી આવું છું. તમારો વિદ્યાપ્રેમ જોઈ અહીં સુધી ચાલતો આવ્યો છું. તમને સંભળાવવા સો સો કાર્ષાપણની કિંમતના ચાર શ્લોક લાવ્યો છું. તે તમે એકવાર સાંભળો અને પછી યોગ્ય લાગે તો મને પુરસ્કાર આપજો.'

સુતસોમે ઉત્તર આપ્યો 'હું અત્યારે તો નાહવા જાઉં છું. આપ રાજમહેલે પધારો. હમણાં જ હું પાછો આવીશ અને આપના શ્લોક સાંભળી કૃતાર્થ થઈશ.' આમ કહી પોતાના અનુચરને રાજકુમારે આજ્ઞા કરી 'આ ભૂદેવને રાજમહેલમાં લઈ જાઓ અને તેમનું યોગ્ય સ્વાગત કરો. એટલામાં હું સ્નાન કરીને આવી પહોંચું છું.'

બ્રાહ્મણ ફરી આશીર્વાદ આપી અનુચર સાથે નગર ભણી ચાલ્યો. સુતસોમ તળાવને કિનારે આવી પહોંચ્યો. મુગટ અને ઉત્તરીય વસ્ત્ર ઉતારી સુતસોમ તળાવમાં ઊતર્યો તેવો જ નરભક્ષક બ્રહ્મદત્ત બહાર નીકળ્યો અને તેને પીઠ પર ચડાવી, અંગરક્ષકોની આંખમાં ધૂળ નાખી ત્યાંથી ઝપાટાબંધ ચાલ્યો ગયો. અંગરક્ષકો પાછળ દોડ્યા પણ પવનવેગી બ્રહ્મદત્ત પાસેની ગીચ ઝાડીમાં સંતાતો છુપાતો ઘડીભરમાં અલોપ થઈ ગયો.

કેટલોક પંથ કાપ્યા પછી બ્રહ્મદત્ત શ્વાસ ખાવા રોકાયો. સુતસોમને નીચે ઉતારી પોતે કમ્મરે હાથ ટેકવી જરા ઊંડો શ્વાસ લીધો. તેવામાં એણે સુતસોમની આંખમાં આંસુ જોયાં, આ જોઈને બ્રહ્મદત્ત નવાઈ પામ્યો અને બોલ્યો 'આ શું, સુતસોમ, તું તો જ્ઞાની અને વીર રાજકુમાર હતો. આપણે તક્ષશિલામાં ભણતા એ વખતે મેં કોઈ દિવસ તારી આંખમાં આંસુ જોયાં ન હતાં. ખરો બહાદુર મોતને જોઈને રડી પડતો નથી. કદાચ તને તારાં માબાપ અને સ્ત્રી-પુત્ર સાંભર્યાં હશે. પણ તું જ નાનપણમાં કહેતો હતો, કે આ સંસાર અસાર છે. એ જ્ઞાન અત્યારે ક્યાં ગયું?'

રાજકુમાર સુતસોમે શાંતિથી જવાબ આપ્યો "અરે સખા ભાઈ! તું બ્રહ્મદત્ત આ કામ કરે છે એ સાંભળીને મને ભારે દુઃખ થતું હતું. પણ એ વાત હું પછી કરીશ. પહેલાં તારા પ્રશ્નનો હું ઉત્તર આપું. મારી આંખમાં આંસુ આવ્યાં છે, તે મારાં માતપિતા કે સ્ત્રીપુત્રાદિ માટે નથી, પણ મેં એક બ્રાહ્મણને 'નાહીને આવ્યા પછી તારા શ્લોક સાંભળીશ' એવું વચન આપ્યું છે. એ મારી રાહ જોઈને બેઠો હશે. મારું એ વચન પળાયું નહિ, તેના દુઃખથી મારું હૈયું ભરાઈ આવ્યું અને આંખમાં

આંસુ આવ્યાં છે. આપણે એક ગુરુ પાસે વિદ્યા ભણ્યા છીએ. મેં તને અભ્યાસમાં સહાય કરી છે એ તને યાદ હોય, તો એ યાદ કરીને મને એ તું છોડ, તો હું બ્રાહ્મણના શ્લોક સાંભળી એને ઘટતો પુરસ્કાર આપીને તરત પાછો આવીશ."

આ સાંભળીને એ માનવભક્ષી રાક્ષસ ખડખડ હસી પડ્યો અને ઘોઘરા અવાજે મશ્કરી કરતો હોય તેમ બોલ્યો: 'હાથમાં આવેલા શિકારને જતો કરું એવો હું મૂર્ખ નથી. એકવાર મોતના મોઢામાંથી તું પાછો જાય પછી શાનો આવે? તું તો સીધો જઈને રંગમહેલમાં જ પહોંચી જાયને! એટલે હવે છૂટવાની આશા મેલી દેજે.'

રાજકુમાર સુતસોમે પ્રથમની પેઠે જ શાંતિથી કહ્યું: 'હે મિત્રવર્ય, અસત્ય બોલીને જીવવા કરતાં હું મરવું વધારે પસંદ કરું છું. કદાચ મેરુ ચળે પણ હું જૂઠું નહિ બોલું. પૃથ્વી રસાતળ જાય, ગંગા નદી હિમાલય તરફ ઊલટી વહેવા લાગે, તોપણ હું અસત્ય નહિ બોલું. આમ છતાં પણ તને પતીજ ન પડતી હોય, તો હું મારી તલવારના સમ ખાઈને કહું છું કે બ્રાહ્મણના શ્લોક સાંભળીને હું જરૂર પાછો આવીશ.'

મનુષ્યમાંસ ખાનાર બ્રહ્મદત્ત સુતસોમનાં દૃઢ વચનો સાંભળી ઘડીભર સ્તબ્ધ બન્યો. ગમે તેવો લુચ્ચો અને હરામખોર માણસ પણ એક સાચા માણસના ખરા જિગરનાં સત્ય વચનો સાંભળે છે, ત્યારે એના હૃદયમાં એની અસર પડે છે અને પોતાની જાત કરતાં પણ વધારે ભરોસો એને એ સત્યનિષ્ઠ માનવી ઉપર બેસે છે. બ્રહ્મદત્ત રાક્ષસ બન્યો હતો, છતાં એના હૃદયમાં સુતસોમનાં વચનોનો પડઘો પડ્યો અને એ વિચારવા લાગ્યો: 'ગમે તેમ પણ આ સુતસોમ નાનપણથી સત્યપ્રિય છે. વળી ક્ષત્રિય તલવારના સમ કદી ખાય નહિ એવા આકરા સમ એણે ખાધા છે. તો ભલે એકવાર એ નાસી જાય, તોપણ એની પરીક્ષા તો લેવી જ.' આમ વિચારી એ બોલ્યો: 'ભાઈ સુતસોમ, ક્ષત્રિયો ન ખાય એવા તલવારના સમ તેં ખાધા છે, તેથી તારા પર વિશ્વાસ રાખી હું તને છોડી દઉં છું. બ્રાહ્મણને વિદાય કરી તું પાછો જલદી આવતો રહેજે. તારા વિના મારો યજ્ઞ અધૂરો ન રહે તે ધ્યાન રાખજે.'

'એની તું ફિકર ન કરતો. સૂર્ય પશ્ચિમે ઊગે તો ય સુતસોમ આવ્યા વિના નહિ રહે તેની ખાતરી રાખજે.' આમ કહીને એ ઇંદ્રપ્રસ્થ તરફ ચાલી નીકળ્યો.

આ બાજુ સુતસોમને મનુષ્યભક્ષક રાક્ષસ ઉપાડી ગયો છે એ વાત આખા નગરમાં ફેલાતાં સૌ વ્યાકુળ બની શોક કરી રહ્યા હતા. ચોમેર ઘોડેસવાર દોડાવ્યા છતાં પત્તો ન લાગ્યો એટલે સુતસોમ વિષે સૌએ આશા મૂકી દીધી હતી. એટલામાં રાજકુમારને એકાએક આવતો જોઈને સૌ ઘેરી વળ્યા. રાજમહેલમાં આનંદ આનંદ છવાઈ ગયો. સૌ એકી અવાજે કહેવા લાગ્યા: 'રાજકુમાર ખરો હોશિયાર, એ નરરાક્ષસના હાથમાંથી કોઈ છૂટતું નથી અને આ છૂટી આવ્યો!' રાજમહેલમાં પોતાની ફરતાં ફરી વળેલાં સ્વજનોને પ્રેમપૂર્વક શાંતિથી દૂર કરી રાજકુમાર પેલા બ્રાહ્મણ પાસે પહોંચ્યો. એ બિચારો તો રાજકુમારનું અપહરણ થયાની વાત સાંભળી સાવ નિરાશ બની ગયો હતો. એવામાં સુતસોમ આવીને પગે પડ્યો એટલે એના હરખનો પાર ન રહ્યો.

રાજકુમારે સ્વસ્થ ચિત્તે સામે બેસતાં બ્રાહ્મણને કહ્યું: 'મહારાજ, તમારા શ્લોક

હવે મને સંભળાવો.'

બ્રાહ્મણે કહ્યું 'રાજકુમાર, આ મારા શ્લોક કશ્યપ બુદ્ધના મુખમાંથી નીકળ્યા છે, તેથી તે ઘણા મૂલ્યવાન છે. તમે શાંતિથી આદરપૂર્વક એનું શ્રવણ કરો'

રાજકુમાર એકચિત્તે સાંભળી રહ્યો.

सकिदेव सुतसोम, सब्भि होतिं समागमो।
सा नं संगति पालेति, नासब्भि बहु संगमो॥
सब्भिरेव समासेद्ध, सब्भि कुब्बेथ संथवं।
सतं सद्धम्ममञाय सेय्यो होति पापियो॥
जीरन्ति वे राजरथा सुचित्ता
अथो शरीरंऽपि जरं उपेति।
सतं च धम्मो न जरं उपेति
सन्तो हवे सब्भि पवेदयंति॥३॥
नमं च दूरे पढवी च दूरे
पारं समुदस्स तदाहु दूरे।
ततो हवे दूरतरं वदन्ति
सतं च धम्मो असतं च राजा॥४॥

**ભાવાર્થ:** (૧) હે સુતસોમ, જીવનમાં માત્ર એકજ વખત સજ્જનનો સમાગમ થાય છે, તો તે સંસારસાગરમાંથી પાર ઉતારે છે; પણ દુર્જનનો સંગ રોજનો હોય, તોપણ તે નકામો છે.

(૨) જે હમેશાં સત્પુરુષના સંગમાં રહે છે અને તેમની સાથે આદરમાનથી પ્રેમપૂર્વક વસે છે, એટલું જ નહિ તેના સદ્ધર્મને જાણી લે છે, તે માણસ સદા સુખી થાય છે અને તેનું દુ:ખ હમેશા માટે ટળે છે.

(૩) રાજાઓના સુશોભિત રથો જીર્ણ થાય છે, માણસનાં શરીર પણ વૃદ્ધાવસ્થાને પામે છે, પણ સત્પુરુષોએ બોધેલો ને આચરેલો ધર્મ કદી જૂનો થતો નથી એમ ડાહ્યા પુરુષો કહી ગયા છે.

(૪) આકાશથી પૃથ્વી દૂર છે અને સમુદ્રનો કિનારો એથી યે વધારે દૂર છે. હે 'રાજા' સત્પુરુષોનો ધર્મ અધર્મથી યે ઘણો વધારે દૂર છે.

શ્લોક પૂરા થયા તોપણ રાજકુમાર એના ગંભીર અર્થનું ચિંતવન કરતો, જમીન પર દૃષ્ટિ ઠેરવી બેઠો છે થોડીવારે એ વિચારમાંથી જાગ્યો અને બોલ્યો 'તમે કહેલા ચારે શ્લોક મનુષ્યના જીવનને સન્માર્ગે વાળવા માટે મહામૂલ્યવાન છે. તેનું મૂલ્ય લક્ષ સોનામહોરથી પણ અધિક છે. પારિતોષિક તરીકે હું તમને ચાર હજાર કાર્ષાપણ આપું છું, તેનો સ્વીકાર કરો.' આમ કહી રાજકુમારે બ્રાહ્મણને ચાર હજાર કાર્ષાપણ મંગાવી અર્પણ કર્યાં. બ્રાહ્મણે પ્રસન્ન થઈ આશીર્વાદ આપ્યા

રાજા કૌરવ્યને આ વાતની જાણ થતાં એણે ઠપકો આપતાં કહ્યું: 'આ તેં શું કર્યું? કોષનું દ્રવ્ય આમ ઉડાવી દેવું યોગ્ય નથી. એક શ્લોકની કિંમત બહુ બહુ તો પાંચ, પચીસ કે પચાસ કાર્ષાપણ હોય, પરંતુ હજાર હજાર કાર્ષાપણ આપવા એ કેવું?'

રાજાના ક્રોધભરેલાં વચન સાંભળી રાજકુમારે શાંતિથી ઉત્તર આપ્યો: 'પિતાજી, આપ ગુસ્સે ન થાઓ. મેં સદ્વિદ્યાની અભિવૃદ્ધિ થાય તે માટે જ આ ધન આપ્યું છે. સાધુપુરુષોનાં બોધવચનો સાંભળતા મને ખૂબ આનંદ થાય છે. મારા નોકર પાસેથી પણ હિતવચનો સાંભળવાં મને ગમે છે. આટલે દૂરથી આવેલા બ્રાહ્મણને સો પચાસ કાર્ષાપણ આપું, તો એમાં એની વાટખરચી પણ ન નીકળે, પરંતુ આજ પછી તમારા પૈસાનો આવો દુરુપયોગ હવે નહિ થાય અને તમારે મારા પર ક્રોધ કરવાનું કારણ પણ નહિ રહે. નરભક્ષી બ્રહ્મદત્તને વચન આપ્યા પ્રમાણે હવે હું તેની પાસે

જાઉં છું. ત્યાંથી પાછા આવવાની બિલકુલ આશા નથી.'

'એટલે શું તું પાછો જવા માગે છે?' કૌરવ્ય રાજા આશ્ચર્ય પામી બોલી ઊઠ્યો. 'એકવાર એ દુષ્ટના હાથમાંથી છૂટ્યો ને હવે એ કાળના મોઢામાં જઈને પડવાની શી જરૂર છે? હું તને જવા દેવાનો નથી.'

રાજકુમાર સુતસોમ બોલ્યો: 'પિતાજી, એ ભલે ઘાતકી હોય, મનુષ્યભક્ષક હોય પણ મારા ઉપર એણે ભારે ઉપકાર કર્યો છે. એક બ્રાહ્મણના ઋણમાંથી મુક્ત થવાની એણે મને તક આપી એ તેનો મહદુપકાર હું કદી નહિ ભૂલું. આવા ઉપકારી માણસનો હું વિશ્વાસઘાત કરું, તો મારા જેવો કૃતઘ્ની પાપી બીજો કોઈ ન ગણાય.'

રાજા કૌરવ્યને આમ અનેક રીતે માનવ-ધર્મ સમજાવી સુતસોમ ચાલી નીકળ્યો. અને જ્યાં બ્રહ્મદત્ત એની રાહ જોતો હતો, ત્યાં એના રહેઠાણના સ્થળે આવી પહોંચ્યો.

વડ નીચે મોટો યજ્ઞકુંડ પ્રગટાવવામાં આવ્યો હતો અને એક મોટા બાજઠ ઉપર બ્રહ્મદત્ત પલાંઠી વાળીને બેઠો હતો. રાજકુમારોને હોમવા પૂર્વે એ મંત્ર ભણી રહ્યો હતો. પોતે મોટો કર્મકાંડી વિદ્વાન પણ હતો એટલે એને હવન કરાવનાર કોઈ આચાર્યની જરૂર ન હતી, માત્ર સુતસોમ આવી જાય એટલે આહુતિઓ આપવાનું શરુ કરું એમ એ મનમાં વિચારી રહ્યો હતો. સુતસોમ આવશે જ એવી એના મનમાં ખાતરી હતી, તેથી એ નિશ્ચિંતપણે પૂર્વમંત્રોચ્ચાર કરી રહ્યો હતો.

સુતસોમે આવતાંવેંત બ્રહ્મદત્તને નમસ્કાર કર્યા અને કહ્યું: 'મારું વચન પૂરું કરીને હું આવી ગયો છું, હવે તું મને મારીને યજ્ઞ પૂરો કર, અથવા તારે પોતાને મારું માંસ ખાવાની મરજી હોય તો તેમ કર.'

સુતસોમની સત્યપ્રિયતા, નિર્ભયતા અને દેહ વિષેની અનાસક્તિ જોઈ બ્રહ્મદત્ત અંતરથી રાજી થયો અને બોલ્યો: 'તું પાછો આવી ગયો છો એટલે હવે મને કશી ઉતાવળ નથી, વળી તું સામે ચાલીને મારી પાસે આવ્યો છે એટલે તને વડવાઈ સાથે બાંધી રાખવાની જરૂર નથી. થોડા મંત્રો બાકી રહ્યા છે તે પૂરા કરી લઉં પછી આહુતિ આપવાનું શરૂ કરીશ. દેવતાની આજ્ઞા મુજબ વહાલામાં વહાલી વસ્તુ પ્રથમ હોમવી જોઈએ, તેથી આ બધા કુમારોમાં તું મને પ્રિયમાં પ્રિય છે એટલે તને જ પહેલો હોમીશ; પરંતુ તે પહેલાં તને હરકત ન હોય, તો પેલા બ્રાહ્મણે તને જે શ્લોક સંભળાવ્યા હોય તે મને ગાઈ બતાવ.'

સુતસોમે કહ્યું: 'એ શ્લોકને ને તને શું લાગેવળગે? આપણા ગુરુએ બોધેલાં ઉત્તમ સુભાષિતો વિસરી જઈને તું નરમાંસભક્ષી રાક્ષસ બન્યો છે અને અત્યંત ક્રૂર કર્મો કરતાં પણ તારું હૃદય થડકતું નથી, તો તને શ્લોકો સાંભળવાની શી જરૂર છે?'

બ્રહ્મદત્તે કહ્યું: 'હું માણસનું માંસ ખાઉં છું એ સિવાય બીજા કોઈ અવગુણ મારામાં નથી. અને એક એટલા અવગુણને લીધે તું મને નૃશંસ અને પાપી માની સારા સદુપદેશ માટે પણ અયોગ્ય ઠરાવે છે, તે મને ઠીક લાગતું નથી. રાજાઓ મૃગયા કરી ગરીબ બિચારાં મૂગાં પશુઓને મારીને ખાય છે તેનાથી હું ઊતરતો નથી; પણ એ વાત જવા દે, તને મેં જવા દીધો છતાં મોતની પરવા કર્યા વિના તું અહીં પાછો કેમ આવ્યો, એ વાત કર. તું રાજનીતિ ભૂલી ગયો જણાય છે, નહિતર દુશ્મનના હાથમાંથી છટકી ગયેલો ક્ષત્રિય ફરી જાણીજોઈને પાછો ન આવે!'

સુતસોમે જવાબ આપ્યો 'રાજનીતિ કરતા સત્યપાલન ચઢે છે સત્યને આધારે જગત ટકી રહ્યુ છે હુ વચન પાળવા માટે ગયો હતો અને વચનપાલન માટે જ તારી પાસે પાછો આવ્યો છુ '

બ્રહ્મદત્ત ખડખડાટ હસી પડ્યો સુતસોમના બાળક જેવાં નિર્દોષ અને સરળ વાક્યો સાંભળી એને અત્યત આનદ થતો હતો એવા વચનો વધારે સાભળવાના હેતુથી એ બોલ્યો 'અલ્યા મૂરખા, રાજમહેલમા વસવુ, ભાવતાં ભોજન જમવા, રમણીઓ સાથે રગરાગ ઉડાવવા એ બધું છોડી સત્યનુ પૂછડુ પકડી રાખવુ એમા કઈ ડહાપણ છે? તારી અક્કલ મારી ગઈ લાગે છે ?'

સુતસોમે શાતિથી કહ્યુ 'આ દુનિયામાં સત્ય જેવી મીઠાશ બીજી કોઈ વસ્તુમા નથી જેણે એ અમૃતરસનુ પાન કર્યું છે, તે જ આ સસારસાગર તરી શકે છે '

'એ વાત જવા દે,' બ્રહ્મદત્તે બીજો મુદ્દો લીધો 'પણ માણુસને જીવવાની ઇચ્છા તો સ્વાભાવિક હોય છે અને તેથી મોતનો ડર દરેકને લાગે છે પોતાનો જીવ બચાવવા જૂઠુ બોલવુ એવુ રાજનીતિમાં કહ્યુ છે, છતાં તુ મોતની બીક રાખતો નથી એનુ શુ કારણ ?'

સુતસોમે કહ્યુ 'કારણ કે મે આજ સુધીમાં મારી જિદગી ઉજ્વળ લોકહિતના કામ કરવામાં જ વિતાવી છે હમેશા કર્તવ્યનુ પાલન કર્યુ છે માબાપની સેવા કરી છે મિત્રોને મદદ કરી છે, એટલે મને મોતનો ડર નથી '

સુતસોમના આવાં રહસ્યમય વચનો સાભળી બ્રહ્મદત્ત ખૂબ રાજી થયો અને મનમાં વિચારવા લાગ્યો કે આવા મુક્ત પુરુષને મારવાથી આર્યાવર્તને ભારે હાનિ થશે હજી તો આ રાજકુમાર ભરજુવાન છે એ લાંબુ જીવશે, તો જગતને ઉપકારી થઈ પડશે આમ વિચાર કરી એ બોલ્યો 'સુતસોમ, તુ મારો મિત્ર છે ઉપકારી છે, એટલા માટે નહિ પણ તારી જિદગી આર્યાવર્તના હિત માટે ઉપયોગી છે એટલા માટે તારા જેવાને હણીને યજ્ઞ કરવા કરતા ઝેર પીને મરવુ બહેતર છે! તુ સુખેથી તારા દેશમાં જા પણ જતા પહેલા પેલી ચાર ગાથાઓ મને સભળાવતો જા મારો અધિકાર નહિ હોય, તોપણ તારા જેવા મુક્ત પુરુષને મુખેથી સાભળીશ તેથી મને લાભ થશે '

આવા નમ્રતાભરેલાં વચનો સાભળી સુતસોમે ચારે ગાથાઓ બ્રહ્મદત્તને ગાઈ સભળાવી આ સાંભળીને બ્રહ્મદત્ત બોલ્યો 'ખરેખર! આટલી સુદર, હૃદયગમ ગાથાઓ મે કદી સાંભળી ન હતી. આ ચાર ગાથાના બદલામા હુ તને ચાર વરદાન આપુ છુ તારી ઇચ્છા હોય તે માગી લે ભરતખડનો ચક્રવર્તી બ્રહ્મદત્ત તારા ઉપર પ્રસન્ન થયો છે '

સુતસોમે કહ્યુ 'જે માણુસ પોતાનુ ભલુ શામાં છે એ જાણતો નથી, જીભના સ્વાદ ખાતર ગમે તેવાં કાળાં કામ કરવા જે તૈયાર થયો, એનામાં વરદાન આપવાની શક્તિ તે ક્યાંથી હોય ? અને છતાં ધાર કે મે વરદાન માગ્યુ અને તારાથી ન અપાયુ, તો આપણી વચ્ચે ઝઘડો થાય હાથે કરીને તારા જેવા માણુસ સાથે શા માટે કજિયામાં પડવું જોઈએ ?'

બ્રહ્મદત્ત બોલ્યો 'હુ નરમાસ ખાઉ છુ એટલે મારામા કશો ગુણુ રહ્યો નથી અને હુ સાવ શક્તિહીન છુ એમ માનવામાં તારી મોટી ભૂલ થાય છે બીજી બાબતમાં તો નહિ પણ વચનપાલનમાં તો હુ તારો સમોવડિયો છુ એ યાદ રાખજે પ્રાણાંતે

# આહાર અને આરોગ્ય

લેખક:
વૈદ્ય મગનલાલ મહેતા

આહારવિહાર અને આરોગ્યના સાદા નિયમો આ દુહામાં જણાવ્યા છે. જ્યાં વૈદ્ય-દાક્તરનો અભાવ છે, ત્યાં આ વિશેષ ઉપયોગી થશે અને જ્યાં વૈદ્ય-દાક્તરો છે, ત્યાં જો આ સૂચનાઓ લક્ષમાં લેવાશે તો એમની પાસે જવાનો સમય ભાગ્યે જ આવશે. ગ્રામવાસી વાંચકોને કંઠે આ દુહાઓ વસી જશે એવી આશા રાખીએ છીએ.

થાય અનિયમિત રોગીઓ, જેહ અનિયમિત થાય,
દવા પથ્ય પાળે નહીં, વ્હેલું મૃત્યુ થાય.
ઊગ્યે સૂરજ ઊઠે નહીં, સૂઈ ઊઠે મધ્યાહ્ન,
કર્મહીણ ક્ષીણ જ બને, ઘટે શાન ને ભાન.
ઉષાસમય પછી જે સૂવે, જાગે ચઢતા સૂર,
પડી બિછાનામાં રહે, લક્ષણ એદી-ક્રૂર.
ઉષાપાન જે જન કરે, દેહ દિવ્યને કાજ,
આંખ ધુવે ભરી કોગળા, દૃષ્ટિ તેજ સમ-બાજ,[1]
દાતણ ચાવી જે કરે, દાંત સાફ કરી ખાય,
રસમય,[2] કરી આશન કરે, રહે નીરોગી કાય.
દાતણ કરતાં હેબકે, કાઢે ઉર-ચીકાશ,
આંતરડાં શુદ્ધિ થયે, થાય રોગનો નાશ.
મૂત્ર કદી રોકે નહિ, ઝાડે જલદી જાય,[3]
દેહશુદ્ધિ પૂરણ કરે, વીંટ-શૂળ નહિ થાય.
સ્નાન કરે શીતળ જળે, ચોળી અંગ સહાય,
સ્વેદ-મેલ રાખે નહિ, હૃષ્ટપુષ્ટ તન થાય.
કસરત પ્રાતઃ સમે કરે, અંગશક્તિ સમ માપ,
સુદૃઢ અંગ સદા રહે, પૂર્ણ પ્રતાપ-પ્રભાવ.

---

૧, બાજ પક્ષીના જેવી લાંબી નજર થાય. ૨, મુખમાં ચાવીચાવી રસવાળો કરી. ૩, પાતળો કે કઠણ નહિ તેવો સાફ એકદમ નીકળી જાય તે.

સાત્ત્વિક રાંધી અન્નફળ, જઠરે પાચન થાય,
અતિ ઉનું ટાઢું નહિ, [૩]રસમય ભોજન ખાય.
દૂધ દહીં ધૃત ફલ અને ભાજી તાજી હોય,
અન્નદોષ નહિ ખાજમાં કરતાં સુખિયો હોય.
કડવે પાકે તૂબડે શખી જલ પિવાય,
ફૂલીવાળા રોટલા ખાય, બિમાર ન થાય.
અતિ ઓછું થોડું નહિ, ભોજન નિયમિત ખાય,
કરી કોગળા મો ધુવે સુખી–નીરોગી થાય.
મીઠું ઉનુ જલ અને કરી ફટકડી સાથ,
ખખડાવી કર કોગળા, આંખે ફેરવ હાથ
દૂધ દહીં ધૃત ભાખરી, કરે કલેવો[૪] કોય,
વ્યસન કદી વ્યાપે નહિ, આ સમ દુઃખ ન હોય.
ચા, કાફી, કોકો પીએ, પ્રાતઃકાળની માંહ,
વીર્યહીન દુર્બળ બને, વ્યસની પૂરો થાય.
ધોય હાથ પગ નખ સહુ, આંખ કાન ને નાક,
મસ્તક પર માર્જન કરે, ઊતરે અડકો થાક.
ભોજન ખટરસ વ્યંજને, કરે બપોરે જેહ,
અમૃત સમ પાચન કરે, દિવ્ય બનાવે દેહ.
સાંજે કસરત જે કરે, આસન બેઠક દંડ,
ઉપર દૂધ ધૃત મધ પીએ, કદી ન થાયે ઠંડ.
દાળ ભાત કઢી રોટલો, ખીચડી પાચક શાક,
દૂધ વિયાળુ[૫] પછી પીએ, પૌષ્ટિક પૂરો પાક.
ખોટી સાચી ભૂખને તરસ તણું તજી ભાન,
ખાય પીએ ભૂખાવરા રોગી બને અજ્ઞાન.
નિયમિત ફરવા જાય જે, મેલ બ્હાર[૬] બે–ચાર,[૭]
લાંબે શ્વાસે ચાલતાં, મૌન સદા સુખકાર.

[૪] સવારનો નાસ્તો. [૫] રાત્રીભોજન. [૬] ઘરમા આટા મારવાના નહિ કે ગામમા યે નહિ, ગામની બહાર ખુલ્લી હવામા [૭] ઓછામા ઓછુ જતાઆવતા બે માઈલ અને વધુમા વધુ ચાર માઈલ હિતકર છે

રાતે દશ વાગ્યે સૂવે, કરી લઘુશંકા૮ દૂર,
મુખશુદ્ધિ કરી જલ પીએ નિર્મળ થાયે ઉર૯.
ચૈત્ર માસમાં લીંબડો, ખાયે રોગ-વિનાશ,
મસ્તક, ઉદર હૃદય તણાં પછી વિરેચન ખાસ.
જેઠે સુચિ કડવાં તૂરાં, તીખાં ભોજન ખાય,
કોઈ રોગ લાગે નહિ, અંગ વધે નહિ વાય.૧૦
શ્રાવણ ભાદરવા મહીં, ખાય દૂધ ને ભાત.
શાક પાક કડવાં તૂરાં મધુરાં ઉત્તમ જાત.
આશ્વિન કાર્તિક માસમાં ઉત્તમ પૌષ્ટિક રોજ,
ક્ષાર ખટાશે રસભર્યાં ઘૃતમથીક ભોજ્ય.
માર્ગ પૌષ શક્તિ દિયે, તેલચોળ વ્યાયામ,
પૌષ્ટિક રસ ધાતુ કરે અંગબલી આરામ.
માહ—ફાગણ ઋતુ મધ્યમાં હલકું લૂખું ખાય,
ઊલટી, રેચે ફાયદો મર્દનથી સુખ કાય.
હોળીમાં ધાણીચણા, સૂકાં ટોપરાં ખાય,
ખજૂર ઉષ્ણ રેચક દીપક પિત્ત પકાવે જાય.
ભારે ઠંડાં ચીકણાં ખાટાં મધુરાં ખાય,
સૂઈ બપોરે જે રહે કફથી રોગી થાય,
ભાદરવામાં તૂરીયાં, અદકી ખાયે છાશ,
શ્રાવણ કોળું કાકડી તાવ વધારે કાસ.૧૧
મરડો પણ ભેગો કરે, કરે સુદતિયો તાવ,
કફપ્રકોપે અંતમાં પૂરો ભજવે ભાવ.
દેહ ક્ષીણ ધાતુ કરે શ્વાસ વધારે થાય,
હરડે સંચલ ચૂર્ણથી રોગ શાંત થઈ જાય.
પાન અને અનુપાનમાં ઔષધ અમૃત થાય,
સમવિસમે સમજે નહીં ઉત્તમ ઝેરી થાય.

૮ પેશાબ. ૯ પેટ. ૧૦ વાયુજન્ય રોગ થાય નહિ, ૧૧ ઉધરસ.

ઘૃત-મધ ઉત્તમ રસ બહુ ઔષધમાં ય અપાય,
સમાન કદી લેવાય તો, ગુણ ઝેરી થઈ જાય.
દહીં મૂળા ને શર્કરા, શીતળ મધુરાં પાન,
પ્રાત-રાત સેવન કરે, અઢકાં દુઃખનાં દાન.
વાતજ્વર આવે પ્રથમ, બહુ બગાસાં જેમ,
પિત્ત તાવમાં ઉષ્ણતા, આંખે અગ્નિ[12] એમ.
કફજ્વરના આરંભમાં, ભોજન-અરુચિ થાય,
ત્રિદોષજ્વરનાં ચિહ્ન છે, ઉગ્ર થયે દુઃખ વાય.[13]
દોડે, ઘોડે ચઢી ફરે, સાઈકલોનો સ્વાર,
ઊભા ઊભા જલ પિયે, થાયે રોગી અપાર.
કસરત હદ ઉપર કરે, દોડે ખેલે ખૂબ,
દેહ-શક્તિ સમજે નહીં, માંદો આબેહૂબ.
દૂધ -ડુંગળી માછલી, સાથે કદી જો ખાય,
વિષમ રોગ વિકૃત થઈ, ત્રિદોષ માંહે જાય.
માર પડે માર્ગે ગયે પડી ગયે જો પાય,
શ્રીફળ[14] પાણી હલદરે[15] ગોળ મળ્યે ગુણ થાય.
દાંત જીભ મોઢા તણા જ્ઞાન તંતુને યોગ,
પ્રાણ જીવનશક્તિ મળે, પાચન થાયે ભોગ.
શરીર રોગી થાય તો મન પણ રોગી થાય,
વિચારશક્તિ રોગી બને, બુદ્ધિ શક્તિ ગુણ જાય.
સૂર્યતાપ, ખુલ્લી હવા નિર્મળ જળ-ખોરાક,
અંગ જીવનને પોષવા પંચતત્ત્વ રસપાક.



૧૨ આંખોમાં બળતરા થાય. ૧૩ વાયુપ્રકોપ ૧૪ નાળિયેર. ૧૫ પ્રથમ ગોળ હળદરની ગોળી કરી ખવરાવવી. ઉપર લીલા નાળિયેરનું પાણી પિવરાવવું.

૭

# ટોમી પીર

લેખક:
શ્રી.. જયપ્રકાશ નારાયણ

શ્રી. જયપ્રકાશ નારાયણ આપણા દેશના એક ક્રાંતિકારી નેતા છે. ૧૯૪૨ના દિવસોમાં એ હિંદના જુદાજુદા ભાગમાં ફરતા હતા, ત્યારે કેટલાક અનુભવો થયેલા. તે લાહોરના કિલ્લામાં તેઓ જેલમાં પુરાયા ત્યારે લખી નાખ્યા. એવો એક અનુભવ આપણી શ્રદ્ધા–અંધશ્રદ્ધા એ બંનેને આંચકો આપનારો છે, તે માટે અહીં રજૂ કર્યો છે.

શ–હેરની બહાર એક મશહૂર પીરનો મકબરો છે. જે દિવસે પીર સાહેબે સમાધિ લીધી, દર વરસે તે દિવસે ત્યાં મેળો ભરાતો. હિંદુ-મુસલમાન, આબાલવૃદ્ધ વનિતા બધાં એ મેળામાં જતાં. કબર પર ફૂલ ચઢાવતા, માથું નમાવતાં, પૈસાની ભેટ ધરતાં અને તે પછી મેળાનો તમાશો જોતાં.

શહેરથી મકબરા સુધી જે સડક જતી હતી, એ પર શહેર અને મકબરા વચ્ચે બીજી પણ એક નાની સરખી કબર હતી. કબર પર જે પાકો ચબૂતરો બનેલો હતો, તેને જોતાં એમ લાગતું કે જાણે કોઈ બાળકનું સ્મારક હશે! જે લોકો પીરસાહેબની કબર પર પૂજા કરવા જતા, તેઓ આ નાની સરખી કબર પાસે પણ ઘડીભર થોભતા. બેચાર ફૂલ તેના પર પણ ચઢાવી દેતા અને દુવા માગી લેતા. એ વાત પ્રસિદ્ધ હતી કે આ કબર પણ કોઈ 'ટોમી પીર સાહેબ'ની છે અને તેઓ મોટા પીર સાહેબના એક શાગરીત હતા; પરંતુ આ વિષે ચોક્કસ માહિતી કોઈને નહોતી. એમ પણ ક્યારેક સાંભળવામાં આવતું કે પીર સાહેબની ગાદી પર જે નવા પીર બેઠેલા હતા તે 'ટોમી પીર'ની કબરની પૂજા કરવાની ના પાડતા, પણ એનું કારણ પૂછવામાં આવતાં તે પણ ચૂપ થઈ જતા. ગમે તેમ હોય, તેમના કેટલાક શાગરીતો સિવાય તેમની વાત કોઈ સાંભળતું નહોતું, કોઈ જાણતું પણ નહોતું, એમ કહીએ તો યે ચાલે. પરિણામે મકબરે જતી વેળા રસ્તામાં 'ટોમી પીર'ની કબર પર સૌ ફૂલ ચઢાવતા, દીવા સળગાવતા અને દુવા પણ માગતા.

હું પણ એક દિવસ ફરવાના વિચારે મકબરા ભણી જઈ પહોંચ્યો. રસ્તામાં પેલી નાની કબર પણ જોઈ. વળતાં બેચાર મુસલમાનોનો સંગાથ થઈ ગયો, એ બધા મોટા પીર સાહેબ પાસે દુવા માંગીને પાછા ફરી રહ્યા હતા. તેમની સાથે વાતો ચાલી. પીર સાહેબની પ્રશસ્તિ થવા માંડી. તેમની દુવામાં જે શક્તિ રહેલી હતી તેનું વર્ણન થયું. એક મહાશય કવિ જેવા હતા. તેમણે બે–ચાર ઉર્દૂ શેર બોલી નાંખ્યા. એટલામાં પેલી નાની કબર આવી. મેં એ વિષે પૂછપરછ કરી, માલૂમ પડ્યું કે એક 'ટોમી પીર' હતા, તેમની એ કબર છે.

'ટોમી' નામ સાંભળતાં હું મૂંઝવણમાં પડ્યો. મેં તેમના વિષે અનેક સવાલો પૂછ્યા. પેલા કવિ સિવાયના અમારા બધા સંગાથીઓ નિરક્ષર ભટ્ટાચાર્ય જેવા હતા. તેમને ઝાઝી ખબર નહોતી. કવિ કંઈ જાણતા હતા કે કેમ તે તો કોણ જાણે, પરંતુ તેમણે સુદ્ધાં કંઈ કહ્યું નહિ, તેમ છતાં તેમના બોલવાની રીત પરથી એમ માલૂમ પડ્યું કે તે 'ટોમી' સાહેબને ખાસ ગણકારતા નહોતા.

'ટોમી' નામ સાંભળવાથી અને કવિ

મહાશયના હાવભાવને કારણે ટામી પીરની પૂરી ભાળ કાઢવા માટે હું તલપાપડ બન્યો. બેચાર અઠવાડિયાંની શોધખોળ પછી જે કંઈ માહિતી હાથ લાગી, તેને યાદ કરતાં ક્યારેક હસવું રોકાય નહિ, ક્યારેક દિલ રડી પણ પડે આપણી અંધશ્રદ્ધા આપણને ક્યાં સુધી લઈ જાય છે !

ટામી પીરની કબરની નજીક જ એક પાકો બંગલો હતો. એ બંગલો ઉજ્જડ અને મરામત કર્યા વિનાનો પડ્યો હતો છાપરું સડીને પટ્ટ પટ્ટ થઈ રહ્યું હતું ચારે ભીંતોની ઈંટો વેરણછેરણ થઈ રહી હતી શહેરના વેપારધંધામાં મંદી આવી ગઈ હતી અને ધીમેધીમે આખું શહેર ઉજ્જડ બનતું જતું હતું, તેથી મકાનની આવી દશા થઈ ગઈ હતી અને એ બંગલામાં ભૂતોનો અડ્ડો છે એવી લોકમાન્યતાને કારણે પણ મકાન વેરાન અને જીર્ણ બની ગયું હતું કોઈ ભાડૂત રહેવા માટે આવતો નહોતો મકાનનો માલિક પણ નિર્વંશ મરી ગયો હતો. તેના વંશના બીજા માણસો શહેરમાં જઈ રહ્યા હતા

હવે ચોકસાઈથી જોતાં માલૂમ પડ્યું કે પહેલાં કબર એ બંગલાને આંગણે જ બની હતી અત્યારે કબરની ચારે બાજુએ જે નીચી સરખી વંડી ચણેલી જોવામાં આવે છે, તે એ બંગલાની ભીંતોની ઈંટો વડે જ ચણવામાં આવેલી છે પણ સામાન્ય નજરે એમ જ માલૂમ પડતું હતું કે કબરને બંગલા સાથે કશી નિસ્બત નથી

કબર અને બંગલા વચ્ચે આવો સંબંધ હોવાની જ્યારે ખબર પડી, ત્યારે એ બંગલાનો છેલ્લો ભાડૂત કોણ હતો એ જાણવાની મેં કોશિશ કરી મકાનમાલિકનાં જે સગાંવહાલાં શહેરમાં જતાં રહ્યાં હતાં તેમને હું મળ્યો ત્યાં મને એટલી જ ખબર મળી કે સિત્તેરએંસી વરસ પહેલાં એક ગોરો સાહેબ એ બંગલામાં ભાડે રહેતો હતો અને અફીણનો વેપાર કરતો હતો ખાતાવહીમાં જોતાં માલૂમ પડ્યું કે એ ગોરા સાહેબનું નામ 'રોબિન્સન' હતું વધારેમાં એમ પણ જાણ્યું કે સાહેબ પોતાના મુનીમ મારફત દર મહિનાની આઠમી તારીખે ભાડું મોકલી દેતો હતો મુનીમની સહીઓ ચિઠ્ઠીઓ પર જણાતી હતી એ મુનીમનું નામ 'નીરગીલાલ' હતું

હવે સવાલ એ ઊભો થયો કે આ નીરગીલાલ ક્યાંના વતની હતા અને તેમના ઘરનું અત્યારે કોઈ જીવે કે નહિ ? ત્યાં તો બીજી કોઈ બાબતની ભાળ મળી નહિ તેથી હું શહેરમાં પાછો ફર્યો અહીં ઘણી પૂછપરછ કરતાં અફીણનો એક વૃદ્ધ દુકાનદાર મળ્યો, જેનો બાપ 'રોબિન્સન' સાથે વેપાર કરતો હતો અફીણની ખેતી બંધ થઈ જવાથી અફીણના વેપારમાં ઘણી મંદી આવી ગઈ હતી; પણ આ દુકાનદાર અફીણ વેચવાનો પરવાનો કઢાવીને એક નાની સરખી દુકાન જમાવીને બેઠો હતો નીરગીલાલ વિષે તો તેની જાણ નહોતી પણ તેણે એટલું કહ્યું કે શહેરમાં હીરાલાલ નામનો એક મોટો શ્રીમંત છે તેના બાપદાદા અફીણના વેપારમાં કમાયા હતા

હું હીરાલાલની પેઢી પર ગયો, ત્યાં તો તેમના મુનીમ મારફત જાણવાને મળ્યું કે હીરાલાલ, નીરગીલાલનો જ પૌત્ર થાય છે મુનીમની ઉમ્મર સિત્તેરેક વરસની હશે મેં મનમાં વિચાર્યું કે નીરગીલાલના ઘરની બાબત આના કરતાં વધારે કોણ જાણતું હશે ! આમતેમ વાતો કરતાં 'રોબિન્સન' વિષે વાતો થવા લાગી મુનીમે કહ્યું નીરગીલાલ રોબિન્સન સાહેબના મુનીમ હતા અને        પછી તો બાબુજી, ખુદા

લાલ જીએ સાહેબને ખૂબ બેવકૂફ બનાવ્યા હતા. એવા હાથ સફાચટ કર્યા કે સાહેબને ગંધ સરખી ન આવી. રૂપિયાના ઢગના ઢગ ઊચકીને ઘરભેગા કરી દીધા અને સાહેબ તો આખર સુધી મુનીમની પ્રમાણિકતાના ગુણ જ ગાતા રહ્યા.

મેં સાહેબના બંગલાની વાત ઉપાડી. બુઢ્ઢો મુનીમ મૂછમાં હસ્યો અને બોલ્યો: 'બાબુજી, ભૂતબૂત કંઈ નહોતું. મકાન-માલિકના પટેદારોએ આ બધો તાગડો રચ્યો હતો, જેથી તેની બધી મિલકત ખલાસ થઈ જાય. તે બિચારો તો ખલાસ થઈ જ ગયો પણ પટેદારો પણ ભીખ માંગતા થઈ ગયા. બાજાનું જેઓ બૂરું કરે છે, તેઓ કદી સુખી રહી શકતા નથી બાબુજી.'

મારી આંખોમાં, જેઓ બીજાઓનું લોહી ચૂસીચૂસીને જાડા બની ગયા હતા એવા કેટલાય પૈસાદારોનાં ચિત્ર નાચી રહ્યાં પણ મુનીમની વાતો સાંભળીને તો હું ચૂપ જ રહ્યો. માથું નમાવીનમાવી ગંભીર મોંએ હું સંમતિ દર્શાવતો હતો. થોડીવાર પછી મેં 'ટોમી પીર'ની બાબત ઉપાડી. મુનીમ જોરથી હસી પડયા અને બોલ્યા: 'તમને આ પીરના રહસ્યની જાણ નથી? અડધું શહેર તો જાણે છે.' મેં કહ્યું: 'હું તો કેટલાંય અઠવાડિયાંથી એની શોધખોળમાં પડયો છું, પણ અત્યાર લગી તમારા સિવાય એવો કોઈ મળ્યો નથી જેને એ વિષે કંઈ માહિતી હોય.'

ડોસાએ મારી તરફ નવાઈ સાથે જોયું અને લાંબો શ્વાસ ભરી બોલ્યો:

'હં, પણ હવે ઘરડા માણસો છે જ કયાં? અને આ શહેર પણ ઉજ્જડ જ થયું છે ને! લો સાંભળો, હું તમારા દિલની ઉત્કંઠા પૂરી કરું છું. 'ટોમી પીર' રોબિન્સન સાહેબનો એક વહાલો કૂતરો હતો, એ વખને એ પીર બન્યો, નહે તો, એક કૂતરા તરીકે જ હતો. જો કે ઘણી સારી ઓલાદનો એ કૂતરો હતો અને બહાદુર તેમ જ દેખાવડો પણ હતો. સાહેબ અને તેની મેમ એ કૂતરાને ખૂબ પ્યાર કરતાં. પોતાને બાળક ન હોવાથી બધાં લાડ એ કૂતરા પ્રત્યે જ દર્શાવતાં હતા, કમનસીબે એ કૂતરો માંદો પડ્યો અને મરી ગયો. સાહેબ અને તેની મડમના શોકની તમે કલ્પના કરી શકો છો. તેમણે પોતાના આંગણાના એક ખૂણામાં તેને દફનાવ્યો અને તેની સમાધ પર એક સરસ ચબૂતરો બંધાવ્યો. સાંભળ્યું છે કે સવારે બગીચામાંથી ફૂલો તોડીને સાહેબ ને મડમ એ કબર પર રોજ એ ફૂલો ચઢાવતાં.'

'એમ, તો ખરી વાત આ છે! ત્યારે શું આપણે હિંદુઓ અને મુસલમાન ભાઈઓ એક કૂતરાની પૂજા કરી રહ્યા છીએ? હું એ વાત બહાર પાડયા વિના નહિ રહું.'

મારા આ ઉદ્દગાર સાંભળી બુઢ્ઢો મુનીમ થોડીવાર ચૂપ બેસી રહ્યો. પછી ધીમે રહી બોલ્યો: 'જવા દો બાબુજી! એથી શું ફાયદો થશે? જે માણસો આજે 'ટોમી પીર'ની કબર પર દુવા માંગવા અને શ્રદ્ધાનાં ફૂલ ચઢાવવા જાય છે તેમને એવી કયાં ખબર છે કે એ કૂતરાની કબર છે? તેમને તો કોઈ પ્રમાણિક પવિત્ર પીરનો જ ખ્યાલ આવતો હશે. તેમની પ્રાર્થનાઓથી તેમના મનનો મેલ ઓછાવત્તા અંશે ધોવાતો જ હશે!'

એ બુઢ્ઢા મુનીમની વાતનો હું તરત જવાબ ન આપી શકયો થોડીવાર ચૂપ બેસી રહ્યો. તે પછી મુનીમનો આભાર માની કંઈક વિચારતો અન્યમનસ્કે ઘેર પાછો ફર્યો!

★

# આનંદ પ્રશ્નાવલિ.

લેખક•
શ્રી. સોપાન

અનેકમાંથી ચૂંટીને ત્રણ પ્રશ્નોના ઉત્તરો અહીં આપ્યા છે, આવી પ્રશ્નોત્તરી દરેક અંકે આવશે અને સમાજ, ધર્મ, રાજકારણ, સ્ત્રી-પુરુષસબંધ, માનવીનું કર્તવ્ય વગેરે સવાલો ઉપર આપણે વિચારો કરી શકીશું તમે પત્ર મોકલો ત્યારે કવર ઉપર 'આનંદ પ્રશ્નાવલિ' લખવાનું ચૂકવા નહિ

**પ્રશ્ન: ૧૩**–આપણા પૂર્વજોથી આપણે કઈ દિશા તરફ જઈ રહ્યા છીએ? પ્રગતિ તરફ કે અધોગતિ તરફ? જો અધોગતિને પથે હોઈએ તો એના નિવારણનો માર્ગ શો?

**ઉત્તર: ૧૩**–આ બાબતમા બે માન્યતાઓ પ્રચલિત છે. જૂનામાં સોનું જોનારાઓ કહે છે, કે આપણે અધોગતિ તરફ જઈ રહ્યા છીએ અને નવામાં જ રાચનારાઓનો મત છે, કે આપણે જુનવાણી જડતામાથી છૂટીને પ્રગતિ કરી રહ્યા છીએ. મારી દૃષ્ટિએ આ બન્ને મત અતિશયોક્તિભર્યા છે. જૂનામાં બધું સારુ જ હોત તો, આપણું પતન થાત નહિ, આપણે ગુલામ બનત નહિ, અધોગતિને માર્ગે ગયા તે જાત નહિ એ જ રીતે નવું પણ જો બધું સારું ગણીએ તો આપણી આ સ્થિતિ કેમ હોય? એકવાર તો આપણી પ્રજા જગતમાં સૌથી સસ્કૃત પ્રજા હતી, આજે કેમ આપણે પાછળ રહ્યા છીએ? અને બીજી દૃષ્ટિએ જોઈએ તો જે પ્રજા નવા યુગની પ્રતિનિધિ કહેવાય છે, તે યુરોપ-અમેરિકાની પ્રજા સમૃદ્ધ થઈ છે છતાં તેના જીવનમા શાતિ ક્યાં છે? હિંસક પશુઓ કરતાયે ભૂડી રીતે તેઓ લડે છે. એ પ્રજામા પરસ્પર અવિશ્વાસનું ઝેર કેટલુ વધી ગયું છે?

આવી વિચારણામાથી નવા જ પ્રશ્નો ઊભો થાય છે. અધોગતિ એટલે શું? પ્રગતિ એટલે શું? જ્યા સુધી આ શબ્દોની વ્યાખ્યા નક્કી ન થાય ત્યાં સુધી અભિપ્રાય આપવાનુ મુશ્કેલ બને છે.

મારો મત એવો છે, કે માનવ-જીવનમા સાચો આનદ, અખંડ આનદ જેટલા પ્રમાણમાં વૃદ્ધિ પામે તેટલા પ્રમાણમાં પ્રગતિ થઈ ગણાય અને એવો આનદ પ્રાપ્ત કરવા માટે જો માણસ વલખા મારતો હોય અને છતાંય ક્ષણનો આનદ મેળવીને જીવનભરનુ દુખ એને ભોગવવું પડતું હોય, તો એ અધોગતિ. આ આનદનો અર્થ પથ્થર જેવી જડ શાતિ નહિ, તેમ પડતા ધોધ જેવો ધમધમાટ પણ નહિ; પણ શાત સરિતા જેવી પ્રસન્નતા. આવી પ્રસન્નતા જૂના યુગમાં હતી? નવા યુગમા છે? બન્ને યુગમા એનું પ્રમાણ કેટલું?

દૂરના ભૂતકાળમા જઈએ, તો એમ કહી શકાય કે ત્યારે આવી પ્રસન્નતાનું પ્રમાણ વિશેષ હતુ, પણ છેલ્લા હજાર વરસમાં તો એવુ દેખાતું નથી. એ વર્ષો પતનનાં હતા, દુખના હતા, જડતાના હતાં. એમાં મુદ્દલ શંકા નથી કે આજે આપણે

એ ખીણમાંથી ધીમેધીમે બહાર નીકળી રહ્યા છીએ અને પ્રગતિ કરી રહ્યા છીએ.

પણ જેવું પહેલાં હતું તેવું મેળવવાનો પ્રયત્ન કરીશું, તો આપણે ફાવશું નહિ. ગઈ કાલ ફરીને નિર્માણ કરી શકાતી નથી. આજનું ધ્યાન આવતી કાલ ઉપર રહેવું જોઈએ અને તેની પાછળ ગઈ કાલના અનુભવનું બળ હોવું જોઈએ. પ્રાચીન સારું કે અર્વાચીન સારું તેની ચર્ચામાં ઊંડા ઊતર્યા વિના આજે જે સાચો આનંદ આપનારું લાગે, તે નિર્માણ કરવામાં લાગી જવું એ જ આપણા સૌને માટે શ્રેષ્ઠ માર્ગ છે.

**પ્રશ્ન : ૧૪**–માણસને જીવનમાં સાહિત્યની, સંગીતની કે કલાની શી જરૂર ?

**ઉત્તર : ૧૪**–ઓછામાં ઓછી એટલી જરૂર તો ખરી જ, જેટલી જરૂર ભોજનમાં સ્વાદની, ગંધમાં સુગંધની, શ્રવણમાં મધુરતાની, સ્પર્શમાં કોમળતાની અને દૃશ્યમાં સુંદરતાની હોય.

કોણ જાણે કોણે ઠસાવી દીધું છે કે જીવનમાં સાહિત્ય, સંગીત અને કલાની કશી જરૂર જ નથી! કુદરત તરફ તો આંખ ઉઘાડીને જુઓ. જે ઉપયોગી છે તે અસુંદર છે? અન્ન, જળ, વનસ્પતિ કેવાં ઉપયોગી અને કેવાં સુંદર છે! સાગરનો ઘુઘવાટ, પંખીનો કલરવ, ઝરણાંનો ખળખળાટ કાનને નથી ગમતાં? આકાશી રંગોથી આંખ પ્રસન્ન નથી થતી?

તો સાહિત્ય, સંગીત અને કલાની અવગણના કેમ થઈ શકે? હા, એનું યે માણસને ઘેન ચડે તો એથી હાનિ થાય; પણ એવું તો દરેક બાબતમાં કહી શકાય. માનવચિત્તને આકર્ષવાની શક્તિ કલામાં રહેલી છે. એ જ એનો ગુણ છે અને એ જ એનો દોષ છે. જીવનને હીન માર્ગે ખેંચી જનારાં તત્ત્વો કલાનો વેશ પહેરીને આવી શકે છે અને માણસ એના મોહમાં પણ પડે છે. સાહિત્ય, સંગીત અને કલા તરીકે જે ઓળખાય છે તેમાં કેટલુંય એવું છે કે જે મનુષ્યને અધોગતિને માર્ગે લઈ જાય છે; પરંતુ તેટલા જ ખાતર જીવનને ઊંચે લઈ જનારાં ને જીવનમાં સાત્ત્વિક રસ પૂરનારાં સાહિત્ય, સંગીત અને કલાનો વિરોધ કરી શકાય? ધર્મનો જ વિચાર કરો. એને નામે કેટલી જડતા વધી છે! કેટલા દંભ અને પ્રપંચ વધ્યા છે! ધર્મને નામે જગતમાં કેટલાં યુદ્ધો થયાં છે! આપણા પોતાના દેશમાં છેલ્લા એક વર્ષમાં જે કોમી ઝેર ઊભરી આવ્યું છે તેની પાછળ ધર્મના નામનું કેટલું બળ છે? પણ એટલા ખાતર ધર્મનો ત્યાગ કરવાનું યોગ્ય ગણાશે?

વિવેકની જરૂર ધર્મમાં છે, તેમ કલામાં પણ છે. તમે એક બસૂરું ભજન સાંભળો ને પછી સૂરીલું સાંભળો. શબ્દો એક જ હશે, છતાં તમારા અંતરના ભાવમાં ફેર પડશે. એ કલાનો પ્રતાપ છે. એકની એક વાત ઉપદેશની રીતે કહો અને તે કલામય વાર્તા દ્વારા કહો, અસરમાં ફેર પડશે જ. દેવમૂર્તિઓ ને મંદિરોમાં જે કલા છે, તે માનવચિત્ત ઉપર અસર કરે જ છે, તે આપણે ન ભૂલવું જોઈએ. સાહિત્ય, સંગીત અને

કલા વિનાનું જીવન નીરસ બને અને તેટલા પ્રમાણમાં જીવનવિકાસમાં પણ ઊણપ આવે.

પ્રશ્ન ૧૫–આજના ગુજરાતની નારી, પુરુષ સમોવડી બનવા જતાં, પોતાનો માર્ગ રુંધે છે કે ખીલવે છે?

**ઉત્તર : ૧૫**–ગુજરાતની કે કોઈ પણ પ્રાંતની નારીનો મોટો સમુદાય આવો કશો પ્રયત્ન કરતો નથી. સુશિક્ષિત ને સંસ્કારી ગણાતા આધુનિક રંગે રંગાયેલા કુટુંબોમાં કેટલીક યુવતીઓ આવો પ્રયાસ કરે છે, તેને આખી જાતિના નામ ઉપર આપણે ન ચડાવી દેવો જોઈએ.

સ્ત્રીને પુરુષ જેવા થવાનું અત્યારે મન થાય છે, તેનું કારણ તો એ છે કે સમાજમાં પુરુષ વર્ચસ્વ ધરાવે છે ને સ્ત્રી દબાયેલી છે. પ્રત્યેક સ્ત્રીએ આ કારણ દૂર કરવું જ જોઈએ, પણ તે માટે પુરુષ જેવા થવાની જરૂર નથી સ્ત્રી સ્ત્રી રહીને પોતાનું વ્યક્તિત્વ ખીલવી શકે છે ને સમાજનું પ્રતિષ્ઠાપાત્ર અંગ બની શકે છે જે પુરુષ સ્ત્રીને ગુલામ માને છે ને તે પ્રમાણે વર્તે છે, તે પુરુષને ઠેકાણે લાવવાનો ઉપાય સ્ત્રીના જ હાથમાં છે એણે શા માટે ગુલામી સ્વીકારવી જોઈએ? પુરુષની અયોગ્ય ઇચ્છાનો અને આજ્ઞાનો ઇન્કાર કરે તો પુરુષ જૂલમ કરવા પ્રેરાય, પરંતુ તો યે સ્ત્રી અડગ રહે તો પુરુષને ઠેકાણે આવી જ જવું પડે. સ્ત્રી અને પુરુષ રાજા–પ્રજા કે જાલિમ–ગુલામ જેવા જુદાં કે વિરોધી તત્ત્વો નથી. એ બન્નેએ સાથે જ રહ્યા–જીવ્યા સિવાય છૂટકો નથી આ રહેવું–જીવવું આનંદમય બનાવવું હોય, તો સમાધાન કર્યા વિના પણ આરો નથી. સ્ત્રી આ સમજે ને એ રીતે માર્ગ શોધે તો એ પોતે તેમ જ સમાજ વધુ સુખી થાય.

**પ્રશ્ન : ૧૬**–*લગ્નનો પ્રશ્ન ઉકેલવામાં આધુનિક યુવક–યુવતીઓનો અંતિમ અવાજ ગણવો જોઈએ, કે વ્યવહારુ દૃષ્ટિએ વિચારતા અનુભવી વડીલોનો?*

**ઉત્તર: ૧૬**–બંનેનો મેળ બેસી શકે તો ઉત્તમ. વડીલો સૂચવે ને યુવક–યુવતી નક્કી કરે અથવા યુવક–યુવતી પોતાની ઇચ્છા જણાવે અને વડીલો એ ઉપર વિચાર કરીને પોતાનો અભિપ્રાય આપે આમ બંને બાજુએથી આ પ્રશ્ન તપાસાય તો તેમાં ભૂલ થવાનો સંભવ ઓછો ગણાય.

પણ અંતિમ અવાજ તો લગ્ન કરનારનો જ ગણવો જોઈએ વડીલોને એની પસંદગી ન રુચતી હોય તો સમજાવે, ફરીફરી સમજાવે, ગુણદોષનું પૃથક્કરણ કરી બતાવે ને અંતે થોડો સમય થોભવાની પણ સલાહ આપે; પરંતુ એ બધા પછી પણ યુવક કે યુવતી ખાડામાં પડવા કે ન પડવા ઇચ્છે, તો તેને એમ કરવાની સ્વતંત્રતા હોવી જ જોઈએ જો આવી સ્વતંત્રતાનો સ્વીકાર ન થાય અને વડીલોની ઇચ્છા પ્રમાણે જ લગ્ન કરવાનો આગ્રહ રાખવામાં આવે, તો લગ્નજીવનમાં પહેલેથી જ નિરાશા અને અશ્રદ્ધા દાખલ થાય જીવન માટે એ ગંભીર હાનિકર્તા ઠરે.

*

# સંસ્થા-સમાચાર

## 'અખંડ આનંદ'

સંસ્થા તરફથી વિજ્યાદશમીથી શ્રી. મોહનલાલ-સોપાનના તંત્રીપણા નીચે 'અખંડ આનંદ' નામનું માસિક શરૂ કરવામાં આવ્યું છે.

ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે સંસ્થા તરફથી પુસ્તકોની જુદીજુદી શ્રેણીઓ પ્રસિદ્ધ થતી હોવાથી હવે વિવિધ ગ્રંથમાળાને બદલે ઉપલું માસિક શરૂ કરવામાં આવ્યું છે અને ગ્રંથમાળાના ગ્રાહકોને માસિકનો પહેલો અંક મોકલીને માસિકના ગ્રાહક થવાની વિનતિ કરવામાં આવેલી.

અમને જણાવતાં આનંદ થાય છે, કે વિવિધ ગ્રંથમાળાના લગભગ બધા જ ગ્રાહકો આ માસિકના ગ્રાહક તરીકે જોડાઈ ગયા છે. ગ્રંથમાળામાં ૫"×૭॥"ના કદનાં ૨૦૦૦ પાનાંનું વાચન અપાતું હતું, જ્યારે આ માસિક દ્વારા ૬॥"×૧૦"ના કદનાં ૧૬૦૦ પાનાનું એટલે કે ગ્રંથમાળા કરતાં લગભગ પોણુબેગણું વાચન, લવાજમમાં કંઈ પણ વધારો કર્યા સિવાય, માત્ર રૂા. ૬-૪-૦ માં આપવાનું જાહેર થયું છે.

અત્યારની સખત મોંઘવારી અને જરૂરી વસ્તુઓની અછતને લીધે આ માસિક પાછળ સારી ખોટ સહન કરવી પડશે, સિવાય કે માસિકના બહુ સારી સંખ્યામાં ગ્રાહકો મળી જાય. આથી દરેક ગ્રાહકબંધુને વિનતિ કરવાની કે પોતાના સંબંધી તથા મિત્ર વર્ગમાંથી ઓછામાં ઓછો એક ગ્રાહક 'અખંડ આનંદ' માસિકનો બનાવી મોકલી અને માસિકને પગભર બનાવવામાં બનતી મદદ આપે.

સસ્તું સાહિત્યની સંસ્થા જાહેરસંસ્થા છે; એટલે જાહેર પ્રજામાંથી આ માસિકના સંબંધમાં પણ જે સૂચનાઓ અથવા નવીન વિચારો પ્રગટે તેના પર બહુ ચીવટપૂર્વક વિચારણા કરવામાં આવશે એની અમે ખાતરી આપીએ છીએ.

## નવાં પ્રકાશનો

"વિવિધ ગ્રંથમાળા"માં પ્રસિદ્ધ થતાં પુસ્તકો કરતાં સંસ્થા બીજાં ઘણાં વધારે પુસ્તકો બહાર પાડે છે; તેની જાહેરપ્રજાને ખબર ન હોય, એમ ઘણા પ્રસંગોમાંથી જાણવા મળ્યું હતું. સસ્તું સાહિત્યનાં પુસ્તકો હમણાં આપે જોયાં છે? એવા સવાલના જવાબમાં ઘણા જણા એમ કહેતા હતા, કે અમે ગ્રાહક છીએ અને પુસ્તકો અમને મળ્યા કરે છે.' 'વિવિધ ગ્રંથમાળા' ચાલુ ન રાખવામાં આ પણ મુદ્દો હતો કે જે સારું વાચન સંસ્થા તરફથી પૂરું પાડવામાં આવે છે, તે સંસ્થાના નિકટના સંબંધમાં આવનારાઓને પણ મળતું નહોતું. હવે આ માસિકમાં દર મહિને જે પુસ્તકો બહાર પડ્યાં હોય, તેની તથા હવે પછી બહાર પડવાનાં હોય તેની વિગત પૂરી પાડવામાં આવશે.

## ભાદરવા અને આસો માસમાં પ્રગટ થયેલાં પુસ્તકો

**અવધૂત ગીતા:** સુધારાવધારાવાળા મૂળ શ્લોકો સાથે નવી આવૃત્તિ
પાન ૧૨૮: મૂલ્ય રૂા ૧-૪-૦

**મોહમુદ્ગર તથા બીજાં રત્નો:** શ્રીમદ્ ભગવાન શંકરાચાર્ય વિરચિત. જેમાં બ્રહ્માનુભૂતિ, બ્રહ્મજ્ઞાનાવલી, વાક્યવૃત્તિ, દશશ્લોકી, યોગતારાવલી વગેરે બીજાં રત્નો મૂળ શ્લોકો તથા ભાષાંતર સાથે આપેલાં છે.
પાન ૧૬૮ મૂલ્ય રૂા. ૧-૦-૦

**રામકૃષ્ણ પરમહંસ (કિશોરો માટે)** લે. પ્રફુલ્લ ઠાકોર ટૂંકું બાલોપયોગી ચરિત્ર.
પાન ૮૮ રૂા. ૦-૬-૦

**ભિક્ષુ અખંડાનંદ** લે૦ 'સોપાન' તથા જ્યોતીન્દ્ર દવે
વિસ્તૃત ચરિત્ર. જેમા આ સસ્થાના સ્થાપકનુ વિસ્તૃત ચરિત્ર તથા સસ્થાનો ટૂંકો હેવાલ પણ આપ્યો છે.
પાન ૪૭૮ મૂલ્ય રૂા. ૩-૦-૦

**પ્રેમપંથ:** (૨)-લે૦ ગાંધીજી. યોજક વાલજી ગોવિંદજી
જેમાં મહાત્માજીની આત્મકથા તેમનાજ શબ્દોમાં આપી છે.
પાન ૧૦૪. મૂલ્ય રૂા. ૦-૪-૦

**સર્વકાન્ત:** અનેક સંતમહાત્માઓના પ્રત્યક્ષ સમાગમ અને ઉપદેશ-શ્રવણનો લેખકે આમાં સંગ્રહ કર્યો હોઈ અધ્યાત્મમાર્ગના સાધકને ડગલે ને પગલે પડતી મુશ્કેલીઓનું નિરૂપણ કરેલું છે.
પાન ૨૭૨ મૂલ્ય રૂા ૨-૦-૦

**ભોજા ભગતના ચાબખા:** જેમા ચાબખા ઉપરાંત પ્રભાતિયા અને પદો પણ આપેલા છે.
પાન ૮૮ મૂલ્ય રૂા ૦-૬-૦

**ધીરાનાં પદો:** ગુજરાતના આ પ્રાચીન ભક્ત કવિના જ્ઞાનચોવીસી, આત્મજ્ઞાન અને ભક્તિનાં પદોનો અમૂલ્ય સંગ્રહ
પાન ૮૦. મૂલ્ય રૂા. ૦-૪-૦

**ગ્રામરચના:** લે૦ રવિશંકર મહારાજ
આપણી પ્રાચીન ગ્રામરચનાની વિશેષતા, હાલની સ્થિતિ અને હવે પછીની ગ્રામરચના કેવી હોવી જોઈએ એ સબંધી માર્ગદર્શન આપતું ઉત્તમ પુસ્તક
પાન ૨૮૦: મૂલ્ય રૂા. ૧-૪-૦

## સ્વામીજીની છઠ્ઠી પુણ્યતિથિ: સસ્તા મૂલ્યે પુસ્તકો

જાન્યુઆરી ૪-૧-૪૮ને રોજ આ સંસ્થાના સ્થાપક સ્વામી અખંડાનંદજીની છઠ્ઠી પુણ્યતિથિ આવતી હોઈ, તે પ્રસંગે સસ્તા મૂલ્યે પુસ્તકો આપવાની ચાર યોજનાઓ સંસ્થા તરફથી જાહેર કરવામાં આવે છે અને તેની વિગત છેવટે પૃષ્ઠ ૧૨૯ થી ૧૩૬ ઉપર આપી છે.

# નીતિશતક

લેખક:
શ્રી.. શાંતિલાલ ઠાકર
એમ. એ.

ભારતીય તત્ત્વજ્ઞાનના અને શ્રી. અરવિંદના ગ્રંથોના અભ્યાસી 'સ્ફુલિંગ.' આદિ પુસ્તકોના લેખક શ્રી. શાંતિલાલ ઠાકર 'અખંડ આનંદ'ના વાચકો પાસે ભર્તૃહરિ મહારાજે આપણા દેશને આપેલા જ્ઞાનનો વારસો રજૂ કરે છે. આ અંકે 'નીતિશતક' પ્રસિદ્ધ થાય છે. હવે પછી 'વૈરાગ્યશતક' પ્રસિદ્ધ થશે. આ બંને શતકો અંગે તથા ભર્તૃહરિના જીવન-કવન અંગે પ્રસ્તાવનારૂપે લેખકે જે લખ્યું છે, તે પણ વાંચકોને ઉપયોગી અને રસપ્રદ થશે એમ માનીને અહીં મૂક્યું છે.

### મંગળાચરણ

दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येकसाराय नमः शान्ताय तेजसे ॥१॥

જેની મૂર્તિને દિશા, કાળ વગેરેની મર્યાદા નથી, (અને એટલા માટે જ) જે અનંત અને કેવળ ચૈતન્યસ્વરૂપ છે અને આત્માનુભવ જ જેનો એક માત્ર સાર છે, તેવા શાંત પ્રકાશરૂપ પરબ્રહ્મને નમસ્કાર હો.

*

### કામીપણાની નિંદા

यां चिन्तयामि सततं मयि सा विरक्ता
साप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः ।
अस्मत्कृते च परितुष्यति काचिदन्या
धिक् तां च तं च मदनं च इमां च मां च ॥२

જે (સ્ત્રી)નું હું હરહમેશ ચિંતન કરું છું, તેનો મારા તરફ ભાવ નથી. તે બીજા પુરુષને ઇચ્છે છે. તે પુરુષ બીજી જ સ્ત્રી ઉપર આસક્ત છે. તે બીજી જ સ્ત્રી મારા ઉપર આસક્ત છે; (માટે) તે સ્ત્રીને, તે બીજા પુરુષને, કામદેવને, પેલી બીજી સ્ત્રીને અને મને—(સઘળાંને) ધિક્કાર હો.

*

### અધૂરા જ્ઞાનીની નિંદા

अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि तं नरं न रञ्जयति ॥३

અજ્ઞાનીને રાજી કરવો એ સહેલું છે. વિશેષ જાણનાર સુજ્ઞ પુરુષ તેથી પણ વધારે સહેલાઈથી પ્રસન્ન થઈ શકે છે; પણ જે પુરુષ જ્ઞાનના એક કણ વડે જ પોતાની જાતને બહુ ડાહ્યો માની બેઠો છે, તેવા અધકચરા જ્ઞાનીને તો બ્રહ્મા પણ પ્રસન્ન કરી શકતા નથી.

*

### મૂર્ખનિંદા

प्रसह्य मणिमुद्धरेन्मकरवक्त्रदंष्ट्रान्तरात्
समुद्रमपि संतरेत्प्रचलदूर्मिमालाकुलम् ।
भुजङ्गमपि कोपितं शिरसि पुष्पवद् धारयेत्
न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥४॥

(કોઈ મનુષ્ય) મગરના મુખની દાઢમાંથી મણિ બળપૂર્વક કાઢી શકે (એ સંભવિત છે), ઊછળતાં અનેક મોજાંથી ભરપૂર સમુદ્રને પણ (કોઈ પુરુષ) તરી જાય (એ શક્ય છે), ક્રોધે ભરાયેલા (છંછેડાયલા) સાપને પણ (કોઈ પુરુષ) ફૂલની માફક માથા ઉપર ધારણ કરે (તે બને); પણ (સારી કે નરસી કોઈ પણ વસ્તુમાં) ચોંટેલા મૂર્ખ માણસના મનને (કોઈ પણ પુરુષ) તેમાંથી હઠાવી શકતો નથી.

*

लभेत सिकतासु तैलमपि यत्नतः पीडयन्
पिबेच्च मृगतृष्णिकासु सलिलं पिपासार्दितः ।
कदाचिदपि पर्यटञ्छशविषाणमासादयेत्
न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥५॥

(કોઈ પુરુષ) પ્રયત્નપૂર્વક રેતી પીલી (તેમાંથી) તેલ મેળવી શકે '(તે શક્ય છે), કોઈ તરસ વડે પીડાતો મનુષ્ય ઝાંઝવાના જળમાં જલપાન કરી શકે (તે બને), ફૂકતો ફરતો (કોઈ મનુષ્ય) કોઈક વખત સસલાના શીંગડાને મેળવે (એ સંભવિત છે) પણ (સારી કે નરસી કોઈ વસ્તુમાં) ચોટેલા મૂર્ખ માણસના મનને તેમાથી કોઈ હઠાવી શકે તે સંભવિત નથી.

*

દુર્જન સુધરી શકતો નથી.

व्यालं बालमृणालतन्तुभिरसौ रोद्धुं समुज्जृम्भते । छेत्तुं वज्रमणीञ्छिरीषकुसुमप्रान्तेन सन्नह्यते ॥ माधुर्यं मधुबिन्दुना रचयितुं क्षाराम्बुधरीहते । नेतुं वाञ्छति यः खलान्पथि सतां सूक्तैः सुधास्यन्दिभिः ॥ ६ ॥

જે મનુષ્ય અમૃત ઝરતાં વાક્યોથી દુર્જનોને (સારે) માર્ગે લઈ જવા ઇચ્છે છે, તે કમળદંડના નાનકડા તંતુઓ વડે હાથીને અટકાવવાનો પ્રયત્ન કરે છે, શિરીષ ફૂલની ધાર વડે હીરાને છેદવા તત્પર થાય છે, મધના (એક) ટીપા વડે ખારા સમુદ્રને મીઠો બનાવવાની ઇચ્છા કરે છે (અર્થાત તે મનુષ્યનો પ્રયત્ન અશક્ય છે.)

*

અજ્ઞાનનું ઢાંકણ

स्वायत्तमेकान्तगुणं विधात्रा
विनिर्मितं छादनमज्ञतायाः ।
विशेषतः सर्वविदां समाजे
विभूषणं मौनमपण्डितानाम् ॥ ७ ॥

પોતાને સ્વાધીન (ઇચ્છા મુજબ ધારણ કરી શકાય તેવું) કેવળ ગુણોથી યુક્ત (જેમા કોઈ પણ દોષ નથી તેવું) મૌન બ્રહ્માએ અજ્ઞાનને છુપાવવા માટે ઢાંકણરૂપ બનાવેલું છે. ખાસ કરીને જ્ઞાની પુરુષોની મંડળીમાં મૂર્ખ પુરુષો માટે મૌન અલંકારરૂપ છે.

*

જ્ઞાન અને નમ્રતાનો સંબંધ

यदा किञ्चिज्ज्ञोऽहं द्विप इव मदान्धः समभवम्
तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्तं मम मनः ।
यदा किञ्चित्किञ्चिद् बुधजनसकाशादवगतम्
तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगतः ८

જ્યારે હુ થોડું જાણતો હોવાથી હાથીની પેઠે મદાંધ હતો (મદથી વિવેકશૂન્ય હતો), ત્યારે 'હુ સઘળું જાણું છું' એમ માની મારું મન ગર્વિષ્ઠ હતું. (પણ) જ્યારે ડાહ્યા મનુષ્યો પાસેથી થોડુંક થોડુંક જ્ઞાન મને મળ્યું, ત્યારે જેમ તાવ ઊતરી જાય તેમ 'હુ મૂર્ખ છું' એ ખ્યાલથી મારો ગર્વ જતો રહ્યો.

*

વિષયી પુરુષની તુચ્છતા

कृमिकुलचितं लालाक्लिन्नं विगन्धि जुगुप्सितं
निरुपमरसं प्रीत्या खादन्नरास्थि निरामिषम् ।
सुरपतिमपि श्वा पार्श्वस्थं विलोक्य न शङ्कते
न हि गणयति क्षुद्रो जन्तुः परिग्रहफल्गुताम् ९

અનેક કીડાઓથી ખદબદતા, લાળ વડે પલળેલા, દુર્ગંધવાળા, નિંદાયોગ્ય, તદ્દન નીરસ, માંસવગરના માણસના હાડકાને પ્રીતિપૂર્વક ખાતો કૂતરો પાસે

ઊભેલા ઇંદ્રને પણ જોઈને લજવાતો નથી (સંકોચ પામતો નથી). ખરેખર, ક્ષુદ્ર (વિષયો) મનુષ્ય (પોતે) સ્વીકારેલી વસ્તુની (વિષયપદાર્થની) તુચ્છતા ઉપર ધ્યાન આપતો નથી. (અર્થાત્ વિષયો મનુષ્યને પોતાના વિષયપદાર્થની નીચતા નજરે ચઢતી નથી.)

*

અવિવેકીની પતનપરંપરા

शिरः शार्वं स्वर्गात्पशुपतिशिरस्तः क्षितिधरं
महीध्रादुत्तुङ्गादवनिमवनेश्चापि जलधिम् ।
अधोऽधो गङ्गेयं पदमुपगता स्तोकमथवा
विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः ॥१०

ગંગા નદી સ્વર્ગમાંથી શિવના માથા ઉપર પડે છે. શિવના માથા પરથી (હિમાલય) પર્વત ઉપર પડે છે. ઊંચા પર્વત ઉપરથી પૃથ્વી ઉપર પડે છે. પૃથ્વી પરથી તે દરિયામાં પડે છે. (આ પ્રમાણે) ગંગા નદી (એક પછી એક એમ) નીચા પદને પ્રાપ્ત થઈ. અથવા (એમાં આશ્ચર્ય નથી, કારણ કે) વિવેકથી ભ્રષ્ટ થયેલા પુરુષોની અધોગતિ સેંકડો રીતે થાય છે.

*

મૂર્ખાઈનું ઓસડ નથી.

शक्यो वारयितुं जलेन हुतभुक् छत्रेण सूर्यातपो । नागेन्द्रो निशिताङ्कुशेन समदो दण्डेन गोगर्दभौ ॥ व्याधिर्भेषजसङ्ग्रहैश्च विविधैर्मन्त्रप्रयोगैर्विषं । सर्वस्यौषधमस्ति शास्त्रविहितं मूर्खस्य नास्त्यौषधम् ॥ ११ ॥

પાણીથી અગ્નિનું નિવારણ કરવું શક્ય છે. સૂર્યનો તડકો છત્રી વડે નિવારી શકાય છે. મદોન્મત્ત હાથી તીક્ષ્ણ અંકુશ વડે વશમાં લાવી શકાય છે. બળદ અને ગધેડાને દંડ વડે કાબૂમાં રાખી શકાય છે. અનેક પ્રકારની દવાઓ વડે રોગ નિવારી શકાય છે. મંત્રના પ્રયોગો વડે ઝેર ઉતારી શકાય છે. (એ પ્રમાણે) શાસ્ત્રોમાં સર્વનું ઓસડ કહ્યું છે; પણ મૂર્ખાઈનું ઓસડ નથી.

*

માણસોમાં પશુ સમાન

साहित्यसङ्गीतकलाविहीनः
साक्षात्पशुः पुच्छविषाणहीनः ।
तृणन्न खादन्नपि जीवमान-
स्तद्भागधेयं परमं पशूनाम् ॥ १२ ॥

જે મનુષ્યમાં સાહિત્ય, સંગીત અને કલા નથી તે પૂંછડા તથા શીંગડાં વગરનો સાક્ષાત્ પશુ જ છે. ઘાસ ખાધા સિવાય પણ તે જીવે છે, તે પશુઓનું મોટું ભાગ્ય છે. (કારણ કે પશુઓ માટે એટલું ઘાસ બચે છે.)

*

येषां न विद्या न तपो न दानं ।
ज्ञानं न शीलं न गुणो न धर्मः ॥
ते मर्त्यलोके भुवि भारभूता ।
मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ १३ ॥

જે પુરુષો પાસે નથી વિદ્યા, નથી તપ, નથી દાન, નથી જ્ઞાન, નથી શીલ (સત્ ચારિત્ર્ય), નથી ગુણ કે નથી ધર્મ તેઓ મૃત્યુલોકમાં પૃથ્વી ઉપર ભારરૂપ હોઈ, મનુષ્યની આકૃતિમાં પશુઓ જ ફરે છે (એમ સમજવું.)

*

મૂર્ખ મનુષ્યનો સહવાસ અતિ દુઃખદાયી છે.

वरं पर्वतदुर्गेषु भ्रान्तं वनचरैः सह ।
न मूर्खजनसम्पर्कः सुरेन्द्रभवनेष्वपि ॥१४॥

જ્યાં હરવુંફરવું ખૂબ મુશ્કેલ છે, તેવા પર્વતો ઉપર જંગલી જાનવરો સાથે ભટકવું સારુ; પરંતુ ઇંદ્રદેવના મહેલોમાં પણ મૂર્ખ માણસનો સહવાસ સારો નહિ.

*

### વિદ્વાનોની પ્રશંસા

शास्त्रोपस्कृतशब्दसुन्दरगिरः शिष्यप्रदेयागमा। विख्याताः कवयो वसन्ति विषये यस्य प्रभोर्निर्धनाः॥ तज्जाड्यं वसुधाधिपस्य सुधियस्त्वर्थं विनापीश्वराः। कुत्स्याः स्युः कुपरीक्षका हि मणयो यैरर्धतः पातिताः॥१५॥

(વ્યાકરણ વગેરે) શાસ્ત્રો વડે સુશોભિત અને શુદ્ધ શબ્દોથી જેમની વાણી સુંદર છે, અને જેમની પાસે શિષ્યોને શિખવાડવા યોગ્ય શાસ્ત્રોનું જ્ઞાન છે, તેવા પ્રસિદ્ધ વિદ્વાનો જે રાજાના રાજ્યમાં ગરીબાઈમાં જીવે છે, તે તો રાજાની જડતા (ગણાય). ધન સિવાય પણ બુદ્ધિશાળી પુરુષો તો સમર્થ જ હોય છે. મણિઓની કિંમત જેઓ ઘટાડે છે, તેવા હલકા ઝવેરીઓ નિંદાપાત્ર છે (નહિ કે મણિ).

*

### વિદ્યારૂપી ધન

हर्तुर्याति न गोचरं किमपि शं पुष्णाति यत्सर्वदा। ह्यर्थिभ्यः प्रतिपाद्यमानमनिशं प्राप्नोति वृद्धिं पराम्॥ कल्पान्तेष्वपि न प्रयाति निधनं विद्याख्यमन्तर्धनम्। येषां तान्प्रति मानमुज्झत नृपाः कस्तैः सह स्पर्धते॥१६॥

જે ચોરની નજરે પડતું નથી, જે કોઈક અનિર્વચનીય કલ્યાણની વૃદ્ધિ કરે છે, માગણ લોકોને (વિદ્યાર્થીઓને) રોજરોજ આપવાથી જે વધતું જ જાય છે અને પ્રલયસમયે પણ જે નાશ પામતું નથી, તેવું 'વિદ્યા' નામનું આંતરિક ધન જેમની પાસે છે તેમના પ્રત્યે હે રાજાઓ, અભિમાન છોડી દો. તેમની બરાબરી કોણ કરી શકશે?

*

### પંડિતોની નિઃસ્પૃહતા

अधिगतपरमार्थान् पण्डितान् मावमंस्था-स्तृणमिव लघुलक्ष्मीर्नैव तान् संरुणद्धि॥ अभिनवमदलेखाश्यामगण्डस्थलानां॥ न भवति बिसतन्तुर्वारणं वारणानाम्॥१७॥

જેમણે મોક્ષજ્ઞાન મેળવી લીધું છે, તેવા પંડિતોનું અપમાન ન કર. ઘાસ જેવી તુચ્છ લક્ષ્મી તેમને રોકી શકતી નથી. (દાખલા તરીકે) કમળની ડીટી નવીન મદલેખાથી શોભતા શ્યામ ગંડસ્થલવાળા હાથીઓને અટકાવી શકતી નથી.

*

### સ્વાભાવિક ગુણની સ્થિરતા

अम्भोजिनीवनविहारविलासमेव
हंसस्य हन्ति नितरां कुपितो विधाता।
न त्वस्य दुग्धजलभेदविधौ प्रसिद्धां
वैदग्ध्यकीर्तिमपहर्तुमसौ समर्थः॥१८॥

હંસ ઉપર અત્યંત ક્રોધે ભરાયેલા બ્રહ્મા કમળના વનમાં વિહારરૂપ તેનો વિલાસ હરી લઈ શકે છે; પણ દૂધ અને પાણીને જુદાં પાડવાની તેની ચતુરાઈથી મળેલી પ્રસિદ્ધ કીર્તિને હરી લેવા માટે તે સમર્થ નથી.

*

### વાણી સર્વોત્તમ ઘરેણું છે.

केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चन्द्रोज्ज्वला। न स्नानं न विलेपनं न कुसुमं नालङ्कृता मूर्द्धजाः॥ वाण्येका समलङ्करोति पुरुषं या संस्कृता धार्यते।

क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥ १९ ॥

પહોંચી (બાજૂબંધ) પુરુષને શણગારરૂપ નથી; ચંદ્ર જેવા ઊજળા (મોતીના) હાર, સ્નાન, ચંદનનું વિલેપન, ફૂલ કે બરાબર હોળેલા વાળ પુરુષને શોભા નથી આપતા. (પરંતુ) સંસ્કારવાળી વાણી જે ધારણ કરવામાં આવે છે, તે જ એકલી પુરુષને શોભાવે છે. ખરેખર (સર્વ) આભૂષણો ક્રમેક્રમે ક્ષય પામેછે. (માત્ર) વાણી જ સાચું ભૂષણ છે.

*

### વિદ્યાપ્રશંસા

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः। विद्या बन्धुजनो विदेशगमने विद्या परा देवता विद्या राजसु पूज्यते नहि धनं विद्याविहीनः पशुः ॥२०॥

ખરેખર વિદ્યા જ માણસનું શ્રેષ્ઠ રૂપ છે, અતિગુપ્ત ધન છે; વિદ્યા ભોગ, યશ અને સુખ આપનારી છે; વિદ્યા ગુરુઓની પણ ગુરુ છે; પરદેશગમનમાં વિદ્યા જ સગુંવહાલું છે (સગાંવહાલાં પેઠે મદદ કરનારી નીવડે છે); વિદ્યા શ્રેષ્ઠ દેવતા છે; વિદ્યા રાજાઓમાં પૂજાય છે—નહિ કે ધન. (માટે) વિદ્યાવિનાનો માણસ પશુ છે.

*

### કેટલાક પદાર્થોના ગુણદોષ

क्षान्तिश्चेत्कवचेन किं किमरिभिः क्रोधोऽस्ति चेद्देहिनां। ज्ञातिश्चेदनलेन किं यदि सुहृद्दिव्यौषधैः किं फलम् ॥ किं सर्पैर्यदि दुर्जनाः किमु धनैर्विद्याऽनवद्या यदि। व्रीडा चेत्किमु भूषणैः सुकविता यद्यस्ति राज्येन किम् ॥२१॥

જો (માણસ પાસે) ક્ષમા હોય, તો તેને કવચની (બખ્તરની) શી જરૂર છે? (અર્થાત્ ક્ષમા બખ્તરની પેઠે પુરુષનું રક્ષણ કરે છે–સામા માણસના ક્રોધથી કે કુવચનોથી તેની શાંતિનો ભંગ થતો નથી.) જો માણસોમાં ક્રોધ છે, તો પછી દુશ્મનોથી શું? (ક્રોધ શત્રુની ગરજ સારી માણસની શાંતિનો ભંગ કરે છે અને તેને અનેક રીતે નુકસાન પહોંચાડે છે.) જો જ્ઞાતિ (નાત, સગાંવહાલાં) હોય, તો અગ્નિનું શું કામ છે? (ઈર્ષ્યા કરીને ન્યાતના લોકો દુર્વચનથી અને નિંદાથી અગ્નિની પેઠે બાળે છે.) જો સાચા હૃદયનો મિત્ર હોય, તો દિવ્ય ઔષધોનું શું પ્રયોજન છે? જો દુર્જનો પાસે હોય, તો સાપથી શું? જો નિર્દોષ વિદ્યા હોય, તો ધનનું શું પ્રયોજન છે? જો લજ્જા (ખરાબ કામ કરતાં સંકોચ) હોય, તો ઘરેણાંની શી જરૂર છે? અને જો માણસ પાસે સુંદર કવિતા કરવાની અથવા તેનો રસ માણવાની શક્તિ હોય, તો રાજ્યથી શું વધારે છે?

*

### સંસારમાં સફળતા માટે આવશ્યક ગુણો

दाक्षिण्यं स्वजने दया परिजने शाठ्यं सदा दुर्जने प्रीतिः साधुजने नयो नृपजने विद्वज्जने चार्जवम् ॥ शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारीजने । धृष्टता ये चैवं पुरुषाः कलासु कुशलास्तेष्वेव लोकस्थितिः ॥ २२ ॥

પોતાના કુટુંબીઓ તરફ વિવેકયુક્ત ઉદાર વર્તન, નોકરચાકર તરફ દયા, દુર્જનો તરફ શઠતા, સજ્જનો તરફ પ્રેમ, રાજાઓ સાથે નીતિ, વિદ્વાનો સાથે સરળતા, શત્રુઓ સાથે શૌર્ય, વડીલો સાથે ક્ષમાભાવ અને સ્ત્રીઓ સાથે ધૃષ્ટતા—જે પુરુષો ઉપર

પ્રમાણે કળાઓમાં કુશળ હોય છે, તેઓ જ સંસારવ્યવહાર સફળતાથી કરી શકે છે.

*

સત્સંગ

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं
सत्सङ्गतिः कथय किन्न करोति पुंसाम् ॥२३॥

(સત્સંગતિ) બુદ્ધિની જડતા (અજ્ઞાન)-ને હરે છે, વાણીમા સત્ય સિંચે છે, માન વધારે છે, પાપ દૂર કરે છે, ચિત્તને પ્રસન્ન કરે છે અને કીર્તિને દિશાઓમાં પ્રસારે છે. કહે, સત્સંગતિ માણસો માટે શું શું નથી કરતી?

*

કવિઓની અમરતા

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति तेषां यशःकाये जरामरणजं भयम् ॥२४

પુણ્યાત્મા (શૃંગાર, વીર આદિ નવ) રસો જેમણે (પોતાનાં કાવ્યોમા) સિદ્ધ કર્યા છે, તેવા ઉત્તમ કવિઓનો જયજયકાર છે. તેમની યશરૂપી કાયાને વૃદ્ધાવસ્થા કે મરણનો ભય નથી.

*

ગૃહસ્થને પ્રભુકૃપાનું ફળ

सूनुः सच्चरितः सती प्रियतमा स्वामी प्रसादोन्मुखः । स्निग्धं मित्रमवञ्चकः परिजनो निःक्लेशलेशं मनः ॥ आकारो रुचिरः स्थिरश्च विभवो विद्यावदातं मुखं । तुष्टे विष्टपहारिणीष्टदहरौ सम्प्राप्यते देहिनाम् ॥ २५ ॥

સદાચરણી પુત્ર, સતી પ્રિયા, અનુગ્રહ (મહેરબાની) કરનાર શેઠ, પ્રેમી મિત્ર, છેતરે નહિ તેવા નોકરચાકર, તદ્દન ક્લેશરહિત મન, સુંદર આકૃતિ, સ્થિર વૈભવ (સ્થાયી પૈસોટકો) અને વિદ્યા વડે પવિત્ર બનેલું મુખ—જ્યારે (ભક્તોના) મનોરથ પૂરનાર, સ્વર્ગમાં રહેનાર ભગવાન નારાયણ પ્રસન્ન થાય છે, ત્યારે જ પુરુષોને ઉપર વર્ણવેલા પદાર્થો મળે છે.

*

કલ્યાણનો માર્ગ

प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं । काले शक्त्या प्रदानं युवतिजनकथामूकभावः परेषाम् ॥ तृष्णास्रोतोविभङ्गो गुरुषु च विनयः सर्वभूतानुकम्पा । सामान्यं सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्थाः २६

પ્રાણહત્યામાંથી નિવૃત્ત રહેવું, પારકાનું ધન હરી લેવામાં સંયમ, સત્યવાણી, સમય પર યથાશક્તિ દાન આપવું, પરસ્ત્રીની વાતમાં ચૂપ રહેવું, તૃષ્ણાના પ્રવાહને તોડવો, વડીલો તરફ વિનય અને સર્વ પ્રાણીઓ તરફ દયા—આ કલ્યાણનો માર્ગ સર્વશાસ્ત્રોમાં સામાન્ય રૂપથી કહેવાયો છે, જે માર્ગના વિધિનો કદાપિ ભંગ થતો નથી.

*

સફળતાની ચાવી

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनःपुनरपि प्रतिहन्यमानाः
प्रारभ्य चोत्तमजना न परित्यजन्ति ॥२७॥

નીચ પુરુષો વિઘ્નના ભયથી કાર્યની શરૂઆત જ નથી કરતા. મધ્યમ પુરુષો આરંભ કરીને વિઘ્નો આવતાં અટકી જાય છે, પણ વારવાર વિઘ્નો આવતાં છતાં, ઉત્તમ પુરુષો આરંભ કરીને કાર્યને છોડી દેતા નથી.

*

### સંત લોકોનું જીવનવ્રત

प्रिया न्याय्या वृत्तिर्मलिनमसुभङ्गेऽप्यसुकरं
त्वसन्तो नाभ्यर्थ्याः सुहृदपि न याच्यः कृशधनः।
विपद्युच्चैः स्थेयं पदमनुविधेयं च महतां
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥२८

ન્યાયયુક્ત પ્રિય આજીવિકામાર્ગ, પ્રાણ જાય તોપણ પાપકર્મમાં પ્રવૃત્ત ન થવું, દુર્જનો પાસે કંઈ પણ માગવું નહિ, અલ્પધનવાળા મિત્ર પાસે કોઈ પણ વસ્તુની યાચના ન કરવી, વિપત્તિમાં ઉચ્ચ રીતે રહેવું અને મહાન પુરુષોને પગલે ચાલવું–તલવારની ધાર પર ચાલવા જેવું આ કઠિન વ્રત સંતજનોને કોણે શિખવાડ્યું હશે ?

*

### માનશૌર્યની પ્રશંસા

क्षुत्क्षामोऽपि जराकृशोऽपि शिथिलप्रायोऽपि कष्टां दशाम्। आपन्नोऽपि विपन्नदीधितिरपि प्राणेषु नश्यत्स्वपि। मत्तेभेन्द्रविभिन्नकुम्भपिशितग्रासैकबद्धस्पृहः। किं जीर्णं तृणमत्ति मानमहतामग्रेसरः केसरी ॥२९॥

ભૂખથી દુર્બલ, ઘડપણથી દૂબળો-પાતળો, શક્તિહીન, દુઃખી દશા પામેલો (અને)તેજહીન થઈ ગયો હોય, છતાં જ્યારે પ્રાણનાશ થવાનો પ્રસંગ આવે, ત્યારે પણ મદમત્ત ગજરાજના ચીરેલા ગંડસ્થલમાંથી માંસનો કોળિયો ભરવાની જ માત્ર જેણે ઇચ્છા બાંધી છે તેવો, માની પ્રાણીઓનો આગેવાન સિંહ શું સડેલું ઘાસ ખાય છે? (અર્થાત્ દુઃખમાં આવી પડે તોપણ માની પુરુષ પ્રાણાંતસમયે પણ નીચ કામ કરતો નથી.)

*

### ગુંજાશ પ્રમાણેની ઇચ્છા

स्वल्पस्नायुवसावशेषमलिनं निर्मांसमप्यस्थिकं। श्वा लब्ध्वा परितोषमेति न च तत्तस्य क्षुधाशान्तये। सिंहो जम्बुकमङ्कमागतमपि त्यक्त्वा निहन्ति द्विपं। सर्वः कृच्छ्रगतोऽपि वाञ्छति जनः सत्त्वानुरूपं फलम् ॥ ३० ॥

થોડાક સ્નાયુના તાંતણા અને ચરબી જ જેમાં ચોંટી રહ્યાં છે તેવું, મેલું, માંસવગરનું, નાનું હાડકું પ્રાપ્ત કરીને કૂતરો રાજીરાજી થઈ જાય છે–જો કે તે તેની ક્ષુધા શાંત કરી શકે તેમ નથી; છતાં પણ (જ્યારે) સિંહ ખોળામાં આવી પડેલા શિયાળને છોડી હાથીને હણે છે. મુશ્કેલીમાં આવી પડેલો હોય, છતાં દરેક માણસ પોતાની ગુંજાશ પ્રમાણે (બળ અનુસાર) ફળની ઇચ્છા કરે છે.

*

### ક્ષુદ્ર મનુષ્યની તુચ્છતા અને ઉત્તમ જનની દૃઢતા

लाङ्गूलचालनमधश्चरणावपातं भूमौ निपत्य वदनोदरदर्शनं च। श्वा पिण्डदस्य कुरुते गजपुङ्गवस्तु धीरं विलोकयति चाटुशतैश्च भुङ्क्ते ॥ ३१ ॥

કૂતરું ટુકડો આપનારની આગળ પૂંછડી પટપટાવે છે, તેના પગ આગળ નીચે આળોટે છે, જમીન પર પડીને તેના મુખ સામે અને પોતાના પેટ સામે જુએ છે; જ્યારે શ્રેષ્ઠ હાથી તો ગંભીરતાથી જુએ છે અને સેંકડો મીઠા શબ્દો (ભોજન કરાવનાર પુરુષ) બોલે ત્યારે જ ખાય છે.

*

### કુલદીપક

परिवर्तिनि संसारे मृतः को वा न जायते।
स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ॥३२

(ચક્રની માફક) પરિવર્તન પામતા આ સંસારમાં મરેલો કયો માણસ જન્મતો નથી? પણ જન્મ્યો તો તે જ કહેવાય, (કે) જેના જન્મવાથી તેનું કુળ ઉન્નતિ પામે.

*

### ઉત્તમ પુરુષની વૃત્તિ

कुसुमस्तबकस्येव द्वयी वृत्तिर्मनस्विनः ।
मूर्ध्नि वा सर्वलोकस्य विशीर्यत वनेऽथवा ३३॥

પુષ્પના ગુચ્છની પેઠે ઉત્તમ પુરુષની બે વૃત્તિ હોય છે–કાં તો તે સર્વ લોકના મસ્તક ઉપર (બિરાજે), અથવા તો વનમાં સુકાઈને નાશ પામે.

*

### સાચો વીર બરોબરિયા સામે બાથ ભીડે છે.

सन्त्यन्येऽपि बृहस्पतिप्रभृतयः सम्भाविताः पञ्चषास्तान्प्रत्येष विशेषविक्रमरुची राहुर्न वैरायते । द्वावेव ग्रसते दिनेश्वरनिशाप्राणेश्वरौ भास्वरौ भ्रातः पर्वणि पश्य दानवपतिः शीर्षावशेषाकृतिः ॥ ३४ ॥

વિશેષ પરાક્રમની ઇચ્છાવાળો રાહુ બૃહસ્પતિ (ગુરુ) વગેરે પાંચ–છ માનપાત્ર (ગ્રહો) છે તેમની સાથે વૈર કરતો નથી. હે ભાઈ, જો, (અમાવાસ્યા કે પૂર્ણિમાના) પર્વ ઉપર માત્ર મસ્તકરૂપી જ બાકી રહેલી આકૃતિવાળો દાનવરાજ (રાહુ) તેજસ્વી સૂર્ય અને ચંદ્ર–બેનું જ ગ્રહણ કરે છે.

*

### મહાન પુરુષનું અદ્‌ભુત ચરિત્ર

वहति भुवनश्रेणिं शेषः फणाफलकस्थितां कमठपतिना मध्येपृष्ठं सदा स विधार्यते । तमपि कुरुते क्रोडाधीनं पयोधिरनादराद् अहह महतां निःसीमानश्चरित्रविभूतयः३५॥

શેષનાગ પોતાની વિશાળ ફણા ઉપર (ચૌદ) ભુવનોની હારમાળા ધારણ કરે છે. ભગવાન કચ્છપજી (કાચબાનું રૂપ ધારણ કરેલા ભગવાન વિષ્ણુ) તે શેષનાગને પોતાની પીઠ ઉપર ધારણ કરે છે. સમુદ્ર તે કાચબાને કંઈ આદર વિના જ (જાણે રમતમાં–પ્રયત્ન કરવો ન પડતો હોય તેમ બેદરકારીથી પોતાની વચમાં રાખે છે.) અહોહો! મહાપુરુષોના ચરિત્રોની વિભૂતિ સીમારહિત હોય છે! (અર્થાત્ તેમનાં અદ્‌ભુત ચરિત્રોનો કોઈ પાર પામી શકે તેમ નથી.)

*

### પરાક્રમી પુત્રની કસોટી

वरं प्राणोच्छेदः समदमघवन्मुक्तकुलिश–प्रहारैरुद्गच्छद्बहुलदहनोद्गारगुरुभिः । तुषाराद्रेः सूनोरहह पितरि क्लेशविवशे न चासौ संपातः पयसि पयसां पत्युरुचितः३६

મદવાળા ઇંદ્રથી ફેંકાયેલા વજ્રના પ્રહારોથી, જે પ્રજ્વલિત અગ્નિની ઊંચી જતી જ્વાળાઓથી દુઃસહ હતા–તેવા પ્રહારોથી મૈનાક પર્વત માટે મરી જવું તે બહેતર હતું; પણ અરેરે, જ્યારે તેના પિતા હિમાલય પર્વત વિપત્તિથી મૂઢ થઈ ગયા હતા, ત્યારે (તેને માટે) સમુદ્રમાં કૂદી પડવું (અને તે રીતે પોતાની પાંખો બચાવી લેવી) તે યોગ્ય ન હતું.

*

### તેજસ્વી પુરુષનો સ્વભાવ

यदचेतनोऽपि पादैः स्पृष्टः प्रज्वलति सवितुरिनकान्तः। तत्तेजस्वी पुरुषः परकृतनिकृतिं कथं सहते ॥ ३७ ॥

અચેતન હોવા છતાં જ્યારે સૂર્યના પાદથી (૧ ચરણથી, ૨ કિરણથી) તેનો સ્પર્શ થાય છે, ત્યારે સૂર્યકાન્ત મણિ જળી

ઊઠે છે. તો તેજસ્વી પુરુષ (જે સચેતન છે તે) બીજાઓએ કરેલા અપમાનને કેમ કરી સાંખી લે?

*

सिंहः शिशुरपि निपतति मदमलिनकपोलभित्तिषु गजेषु। प्रकृतिरियं सत्त्ववतां न खलु वयस्तेजसां हेतुः ३८

બચ્ચું હોવા છતાં પણ સિંહનું બચ્ચું મદ વડે મલિન થયેલા વિશાળ ગંડસ્થળ વાળા હાથીઓ ઉપર તૂટી પડે છે (ફાળ મારે છે). તેજસ્વી પુરુષોનો આ સ્વભાવ છે. ખરેખર, ઉંમર કંઈ તેજનો હેતુ નથી.

*

દ્રવ્યપ્રશંસા

जातिर्यातु रसातलं गुणगणस्तत्राप्यधो गच्छतां शीलं शैलतटात्पतत्वभिजनः संदह्यतां वह्निना। शौर्ये वैरिणि वज्रमाशु निपतत्वर्थोऽस्तु नः केवलं येनैकेन विना गुणास्तृणलवप्रायाः समस्ता इमे। ३९।

(બ્રાહ્મણત્વ આદિ) જાતિ ભલે રસાતળમાં જાઓ, ગુણોનો સમુદાય તેના કરતાં પણ નીચે જાઓ, સદાચરણ પર્વતના તટ ઉપરથી (ભેખડ પરથી) નીચે પડો, કુલીનતા અગ્નિથી બળીને ભસ્મ થાઓ, શત્રુરૂપી શૌર્ય ઉપર વજ્ર તૂટી પડો—અમને તો કેવળ દ્રવ્ય જ પ્રાપ્ત થાઓ, કે જે એક વગર આ સઘળા ગુણો ઘાસના તણખલા બરાબર છે.

*

तानीन्द्रियाणि सकलानि तदेव कर्म
सा बुद्धिरप्रतिहता वचनं तदेव।
अर्थोष्मणा विरहितः पुरुषः स एव
त्वन्यः क्षणेन भवतीति विचित्रमेतत् ।४०।

(પુરુષની) સઘળી ઇંદ્રિયો તેની તે જ રહે છે, તેની ક્રિયાઓ પણ તેની તે જ હોય છે, અકુંઠિત (અસ્ખલિત, પ્રબલ) બુદ્ધિ પણ તેની તે જ રહે છે, તેની વાણી પણ તે જ રહે છે, પુરુષ પણ તે જ હોય છે; છતાં દ્રવ્યની ગરમીથી રહિત થતાં પુરુષ એક ક્ષણમાં બીજો જ થઈ જાય છે (બદલાઈ જાય છે, કોઈ તેનું માન કરતું નથી)—એ વિચિત્ર વાત છે.

*

यस्यास्ति वित्तं स नरः कुलीनः
स पण्डितः स श्रुतवान्गुणज्ञः।
स एव वक्ता स च दर्शनीयः
सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ॥ ४१ ॥

જેની પાસે પૈસો હોય છે, તે જ માણસ કુલીન ગણાય છે, પંડિત ગણાય છે, શાસ્ત્રજ્ઞ ગણાય છે, ગુણજ્ઞ, વક્તા અને સુંદર ગણાય છે. સર્વે ગુણો સુવર્ણને આશ્રયે રહે છે.

*

કોણ કોનાથી નાશ પામે છે?

दौर्मन्त्र्यान्नृपतिर्विनश्यति यतिःसङ्गात्सुतो लालनाद्विप्रोऽनध्ययनात्कुलं कुतनयाच्छीलं खलोपासनात्। ह्रीर्मद्यादनवेक्षणादपि कृषिः स्नेहः प्रवासाश्रयान्मैत्री चाप्रणयात्समृद्धिरनयात्त्यागात्प्रमादाद्धनम् ॥ ४२ ॥

દુષ્ટ મંત્રીની સલાહથી રાજા નાશ પામે છે, આસક્તિથી તપસ્વી, લાડ લડાવી મોઢે ચઢાવવાથી પુત્ર, વિદ્યા ન ભણવાથી બ્રાહ્મણ, કુપુત્રથી કુળ, દુર્જનની સોબતથી સદાચાર, દારૂથી લજ્જા, દેખરેખ ન રાખવાથી ખેતી, પ્રવાસે જવાથી સ્નેહ, પ્રેમ ન રાખવાથી મૈત્રી, અનીતિથી સમૃદ્ધિ અને બેદરકારીથી તથા વ્યય કરવાથી ધન નાશ પામે છે.

*

૧ ધનની ગતિ

दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य । यो न ददाति न भुङ्क्ते तस्य तृतीया गतिर्भवति ॥ ४३ ॥

દાન, ઉપભોગ અથવા નાશ–ધનની આ ત્રણ ગતિ છે. જે દાન આપતો નથી અથવા તેનો ઉપભોગ કરતો નથી તેવા પુરુષના ધનની ત્રીજી ગતિ થાય છે (અર્થાત્ તે નાશ પામે છે).

*

ક્ષીણતામાં શું વધારે શોભે?

मणिः शाणोल्लीढः समरविजयी हेतिनिहतो मदक्षीणो नागः शरदि सरितः श्यानपुलिनाः कलाशेषश्चन्द्रः सुरतमृदिता बालवनिता तनिम्ना शोभन्ते गलितविभवाश्चार्थिषु जनाः ४४

સરાણ પર ચઢાવી પાસા પાડેલો મણિ, શસ્ત્ર વડે ઘાયલ થયેલો યુદ્ધવિજયી વીર, મદ ઝરવાથી ક્ષીણ થયેલો હાથી, શરદ ઋતુની સૂકા કિનારાવાળી નદીઓ, બીજનો ચંદ્ર, કામક્રીડામાં મર્દન કરાયલી બાલા સ્ત્રી અને માગણ લોકોને જેમણે પોતાનું ધન આપી દીધું છે તેવા મનુષ્યો–આટલા પદાર્થો કૃશતાથી શોભે છે.

*

મૂલ્યાંકન અવસ્થા પર આધાર રાખે છે.

परिक्षीणः कश्चित्स्पृहयति यवानां प्रसृतये स पश्चात्सम्पूर्णो गणयति धरित्रीं तृणसमाम् । अतश्चानैकान्त्याद् गुरुलघुतयार्थेषु धनिनाम् अवस्था वस्तूनि प्रथयति च सङ्कोचयति च

કોઈ દરિદ્ર મનુષ્ય એક પોશ જવની ઇચ્છા કરે છે. પાછળથી જ્યારે તે માણસ સંપત્તિવાળો થાય છે, ત્યારે પૃથ્વીને તૃણ સમાન ગણે છે; માટે પદાર્થો વિષે ગુરુતા અને લઘુતાને લીધે ભિન્નભિન્ન દૃષ્ટિઓ હોવાથી ધની લોકોની અવસ્થા જ પદાર્થોની કિંમતને (મૂલ્યાંકનને) વધારે છે અને ઘટાડે છે.

*

રાજનીતિ

राजन् दुधुक्षसि यदि क्षितिधेनुमेनां
तेनाद्य वत्समिव लोकममुं पुषाण ।
तस्मिंश्च सम्यगनिशं परिपुष्यमाणे
नानाफलं फलति कल्पलतेव भूमिः ॥ ४६ ॥

હે રાજા, જો તું આ પૃથ્વીરૂપી ગાયને દોહવાની ઇચ્છા રાખતો હોય, તો પહેલા વાછરડા જેવી પોતાની પ્રજાનું પોષણ કર. જ્યારે પ્રજાનુ હરહમેશ ભલી રીતે પોષણ કરવામાં આવે છે, ત્યારે પૃથ્વી કલ્પલતાની પેઠે અનેક ફળ આપે છે.

*

રાજનીતિની વિવિધતા

सत्याऽनृता च परुषा प्रियवादिनी च
हिंस्रा दयालुरपि चार्थपरा वदान्या ।
नित्यव्यया प्रचुरनित्यधनागमा च
वाराङ्गनेव नृपनीतिरनेकरूपा ॥ ४७ ॥

રાજનીતિ (રાજસભામાં) વેશ્યાની પેઠે અનેકરૂપ ધારણ કરે છે. કોઈક વખત સત્યવાદિની તો કોઈક વખત અસત્યવાદિની, કોઈક વખત કઠોર તો કોઈક વખત પ્રિયભાષિણી, કોઈક વખત હિંસા કરનારી તો કોઈક વખત દયાળુ, કોઈક વખત લોભી તો કોઈક વખત ઉદાર, કોઈક વખત ખૂબ દ્રવ્ય લૂટાવનારી તો કોઈક વખત ખૂબ ધનનો સંચય કરનારી હોય છે.

*

### રાજાઓના આશ્રિત પુરુષોને લાભ

आज्ञा कीर्तिः पालनं ब्राह्मणानां
दानं भोगो मित्रसंरक्षणं च ।
येषामेते षड्गुणा न प्रवृत्ताः
कोऽर्थस्तेषां पार्थिवोपाश्रयेण ॥ ४८ ॥

આજ્ઞા કરવાની શક્તિ, કીર્તિ, બ્રાહ્મણોનું પાલન, દાન, ભોગ, મિત્રોની રક્ષા–આ છ ગુણ જે પુરુષોમાં પ્રવૃત્ત થતા નથી, તેમને રાજાના આશ્રયથી શો લાભ?

*

### પ્રારબ્ધ પ્રમાણે પ્રાપ્તિ

यद्धात्रा निजभालपट्टलिखितं स्तोकं महद्वा धनं तत्प्राप्नोति मरुस्थलेऽपि नितरां मेरौ ततो नाधिकम् । तद्धीरो भव वित्तवत्सु कृपणां वृत्तिं वृथा मा कृथाः कूपे पश्य पयोनिधावपि घटो गृह्णाति तुल्यं जलम् ॥ ४९ ॥

વિધાતાએ પોતાના લલાટમાં થોડું અથવા વધારે જે ધન લખ્યું છે તેટલું ધન પુરુષ મારવાડની ભૂમિમાં (રેતીના રણમાં) પણ મેળવે છે, અને મેરુ પર્વત ઉપર પણ (જે પર્વત સોનાનો બનેલો છે ત્યાં પણ) તેથી વધારે મેળવતો નથી; માટે ધૈર્ય રાખ. પૈસાદાર લોકો તરફ દીનવૃત્તિ નકામી ધારણ ન કર. જો, ઘડો કૂવામાં અને સમુદ્રમાં પણ સરખું જ (પોતાના માપ પ્રમાણે જ) પાણી ગ્રહણ કરે છે.

*

### વગર માગ્યે આપે તેનું નામ ઉદાર

त्वमेव चातकाधारोऽसीति केषां न गोचरः ।
किमम्भोदवरास्माकं कार्पण्योक्तिः प्रतीक्ष्यसे ५०

હે શ્રેષ્ઠ મેઘ! તું જ ચાતક પંખીઓનો આધાર છે એમ કોણ નથી જાણતું? તો પછી અમારી પાસેથી દીન વચનની અપેક્ષા તું કેમ રાખે છે?

*

### બધા પાસે દીન વચન બોલવું નહિ.

रे रे चातक सावधानमनसा मित्र क्षणं श्रूयतामम्भोदा बहवो हि सन्ति गगने सर्वेऽपि नैतादृशाः । केचिद् वृष्टिभिरार्द्रयन्ति धरणीं गर्जन्ति केचिद् वृथा यं यं पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीनं वचः ॥ ५१ ।

હે મિત્ર ચાતક! સાવધાન ચિત્તથી ક્ષણભર (મારી વાત) સાંભળી લે. આકાશમાં વાદળાં તો ઘણાં વસે છે, પણ સર્વે આવાં નથી હોતાં. કેટલાંક વરસાદથી પૃથ્વીને ભીંજવી નાખે છે, જ્યારે કેટલાંક નકામાં ગર્જે છે; માટે જેને જેને જુએ તેની આગળ દીન વચન ન બોલીશ.

*

### દુર્જનનિંદા

अकरुणत्वमकारणविग्रहः परधने परयोषिति च स्पृहा । सुजनबन्धुजनेष्वसहिष्णुता प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम् ॥ ५२ ॥

ક્રૂરતા, કારણ વિના દ્વેષ (કજિયો), પારકા ધનની અને પારકી સ્ત્રીની ઇચ્છા, સજ્જનો અને સગાંવહાલાં તરફ ઇર્ષ્યા–આ સઘળું દુર્જનોને સ્વભાવથી જ સિદ્ધ છે.

*

### વિદ્વાન્ હોય તોપણ દુર્જનનો ત્યાગ

दुर्जनः परिहर्तव्यो विद्ययाऽलङ्कृतोऽपि सन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयङ्करः ॥५३॥

વિદ્યાથી સુશોભિત હોય, તોપણ દુર્જન ત્યાગ કરવા યોગ્ય છે. સર્પ મણિથી સુશોભિત હોય છે; માટે શું તે ભયંકર નથી?

*

દુર્જનો ગુણમાં દોષારોપણ કરે છે

जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ दम्भः शुचौ कैतवं शूरे निर्घृणता मुनौ विमतिता दैन्यं प्रियालापिनि । तेजस्विन्यवलिप्तता मुखरता वक्तर्यशक्तिः स्थिरे तत्को नाम गुणो भवेत्स गुणिनां यो दुर्जनैर्नाङ्कितः ॥ ५४ ॥

જો માણસ લજ્જાશીલ હોય, તો દુર્જનો તેને જડ ગણે છે. જો તેને વ્રતમાં રુચિ હોય, તો તેને દંભી કહે છે. જો તે પવિત્ર હોય, તો તેને પાખંડી (કપટી) કહે છે. જો તે શૂર હોય, તો તેને નિર્દય કહે છે. જો તે મુનિ હોય (મનનશીલ હોવાથી મૌન રાખતો હોય), તો તેને મૂર્ખ–બુદ્ધિરહિત ગણે છે. જો તે પ્રિય ભાષણ કરનારો હોય, તો તેને દીન લેખે છે. જો તે તેજસ્વી હોય, તો તેને ઘમંડી-ઉદ્ધત કહે છે. જો તે સારો વક્તા હોય, તો તેને વાચાળ ગણે છે. જો તે સ્થિર ચિત્તવાળો હોય, તો તેને અશક્ત–નિર્બળ કહે છે. ગુણી લોકોનો એવો કયો ગુણ છે, કે જેના પર દુર્જનોએ દોષારોપણ નથી કર્યું ?

*

કેટલાક પદાર્થોનું સ્વરૂપ અને તુલના

लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः सत्यं चेत्तपसा च किं शुचि मनो यद्यस्ति तीर्थेन किम् । सौजन्यं यदि किं जनैः सुमहिमा यद्यस्ति किं मण्डनैः सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ॥ ५५ ॥

જો (માણસમાં) લોભ હોય, તો પછી (બીજા) અવગુણની શી જરૂર છે ? જો ચાડીચુગલીની ટેવ છે, તો પછી (બીજા) પાપોથી શું ? જો સત્ય છે, તો તપની શી જરૂર ? જો પવિત્ર મન હોય, તો તીર્થથી શો ફાયદો ? જો સુજનતા હોય, તો બંધુજનની શી આવશ્યકતા છે ? જો પોતાની કીર્તિ–મોટાઈ છે, તો આભૂષણોનું શું પ્રયોજન છે ? જો સારી વિદ્યા હોય, તો ધનની શી જરૂર ? અને જો અપકીર્તિ હોય, તો મૃત્યુથી શું ?

*

સાત શૂળ

शशी दिवसधूसरो गलितयौवना कामिनी सरो विगतवारिजं मुखमनक्षरं स्वाकृतेः । प्रभुर्धनपरायणः सततदुर्गतः सज्जनो नृपाङ्गणगतः खलो मनसि सप्त शल्यानि मे ॥ ५६

દિવસમાં મલિન પડેલો ચંદ્ર, યૌવનહીન કામવૃત્તિવાળી સ્ત્રી, કમળહીન સરોવર, સુંદર આકૃતિવાળા પુરુષનું અક્ષરરહિત મુખ, કૃપણ–કંજૂસ શેઠ, હમેશાં ગરીબાઈમાં સબડતો સજ્જન, અને રાજસભામાં ગયેલો દુર્જન–આ સાત મારા મનમાં શૂળ જેવા છે (અર્થાત્ શૂળની પેઠે સાલે છે.)

* *

રાજકોપની ભયંકરતા

न कश्चिच्चण्डकोपानामात्मीयो नाम भूभुजाम् । होतारमपि जुह्वानं स्पृष्टो दहति पावकः ॥ ५७ ॥

ખરેખર, ભયંકર, ક્રોધવાળા રાજાઓને કોઈ પોતાનો (પ્રિય) હોતો જ નથી. (દાખલા તરીકે) આહુતિ આપનાર હોતાને પણ જો સ્પર્શ થઈ જાય તો અગ્નિ બાળે છે.

*

સેવાધર્મની કઠિનતા

मौनान्मूकः प्रवचनपटुर्वाचको जल्पको वा । धृष्टः पार्श्वे वसति च तदा दूरतश्चाप्रगल्भः क्षान्त्या भीरुर्यदि न सहते प्रायशो नाभिजातः सेव [illegible] नामप्यगम्यः ॥ ५८

સેવાધર્મ બહુ જ કઠિન અને યોગીઓને પણ અગમ્ય છે. (કારણ કે) જો (સેવક) મૌન રહે, તો તે મૂગો ગણાય છે, જો તે બોલવાચાલવામાં ચતુર હોય છે, તો તેને બહુ બોલનારો અથવા વ્યર્થ લબાડી (વાયડો) કહે છે. જો તે પાસે રહે, તો તે ધૃષ્ટ ગણાય છે. જો તે દૂર રહે, તો તે બીકણ ગણાય છે. જો તે ક્ષમા રાખે, તો તે બાયલો કહેવાય છે. જો તે સહન ન કરે, તો તેને ઘણે ભાગે કુલહીન કહેવામાં આવે છે.

*

નીચની નિકટતા દુઃખદાયી છે.

उद्भासिताखिलखलस्य विशृङ्खलस्य
प्राग्जातविस्तृतनिजाधमकर्मवृत्तेः ।
दैवादवाप्तविभवस्य गुणद्विषोऽस्य
नीचस्य गोचरगतैः सुखमास्यते कैः ॥५९॥

જેણે પોતાની સંપૂર્ણ દુર્જનતા બહેલાવી છે, જે નિરંકુશ છે, જેનાં પૂર્વજન્મમાં કરેલાં અધમ કર્મોની વૃત્તિ આ વખતે વિસ્તાર પામી છે, જેણે પ્રારબ્ધવશાત્ વૈભવ પ્રાપ્ત કર્યો છે, અને જે ગુણનો દ્વેષ કરે છે, તેવા આ નીચ પુરુષને પાલવ પડેલા કયા માણસો સુખપૂર્વક બેસી શકે? (અર્થાત્ તે હરેક પ્રકારે ખૂબ હેરાન જ થાય.)

*

દુર્જનો અને સજ્જનોની મૈત્રી

आरम्भगुर्वी क्षयिणी क्रमेण
लघ्वी पुरा वृद्धिमती च पश्चात् ।
दिनस्य पूर्वार्द्धपरार्द्धभिन्ना
छायेव मैत्री खलसज्जनानाम् ॥ ६० ॥

દુર્જનો અને સજ્જનોની મૈત્રી દિવસના પ્રાતઃકાળ અને સાયંકાળની જુદાજુદા પ્રકારની છાયા જેવી (જુદીજુદી) હોય છે. (પહેલી) શરૂઆતમાં લાંબી અને ક્રમેક્રમે ઘટતી જાય છે. અને (બીજી) શરૂઆતમાં ટૂંકી અને પછી વધતી ચાલે છે.

*

કારણવગરના શત્રુ

मृगमीनसज्जनानां तृणजलसन्तोषविहितवृत्तीनाम् ।
लुब्धकधीवरपिशुना निष्कारणमेव वैरिणो जगति ॥ ६१ ॥

(અનુક્રમે) ઘાસ, જલ અને સંતોષથી પોતાની આજીવિકા ચલાવનાર મૃગલાં, માછલાં અને સજ્જનોના પારધી, માછીમાર અને દુર્જનો કારણ વગર જ જગતમાં શત્રુઓ હોય છે.

*

સુજનપ્રશંસા

वाञ्छा सज्जनसङ्गमे परगुणे प्रीतिर्गुरौ नम्रता विद्यायां व्यसनं स्वयोषिति रतिर्लोकापवादाद्भयम् । भक्तिः शूलिनि शक्तिरात्मदमने संसर्गमुक्तिः खले एते येषु वसन्ति निर्मलगुणास्तेभ्यो नरेभ्यो नमः ॥ ६२ ॥

સત્સંગની ઇચ્છા, પારકાના ગુણોમાં પ્રીતિ, વડીલો તરફ નમ્રતા, વિદ્યાનું વ્યસન, પોતાની પત્ની પ્રત્યે પ્રીતિ, લોકનિંદાનો ભય, મહાદેવમાં ભક્તિ, પોતાના ચિત્તને વશમાં રાખવાની શક્તિ, અને દુર્જનોના સંગનો ત્યાગ—આટલા નિર્મળ ગુણો જે પુરુષોમાં છે તે પુરુષોને નમસ્કાર.

*

મહાત્માઓનો સ્વભાવ

विपदि धैर्यमथाभ्युदये क्षमा सदसि वाक्पटुता युधि विक्रमः ।

यश्वसि चाभिरुचिर्व्यसनं श्रुतौ प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥ ६३ ॥

વિપત્તિમાં ધીરજ, ઉન્નતિસમયે ક્ષમા, સભામાં વાણીની ચતુરાઈ, યુદ્ધમાં પરાક્રમો, કીર્તિની ઇચ્છા અને શાસ્ત્રોના અધ્યયનની ઉત્કટ ઇચ્છા–આટલું ખરેખર, મહાત્માઓને સ્વભાવથી જ સિદ્ધ છે.

*

સંતોનું અસિધારાવ્રત

प्रदानं प्रच्छन्नं गृहमुपगते सम्भ्रमविधिः
प्रियं कृत्वा मौनं सदसि कथनं नाप्युपकृतेः ।
अनुत्सेको लक्ष्म्या निरभिभवसाराः परकथाः
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥६४

શુભ દાન, ઘેર આવેલા અતિથિનું સન્માન, (કોઈકનું) પ્રિય કરીને મૌન રાખવું, (પોતે કરેલા) ઉપકારને મંડળીમાં જાહેર ન કરવો, લક્ષ્મી મળે ત્યારે અભિમાન ન કરવું અને બીજાઓ સંબંધી વાતચીતમાં તેમનું અપમાન ન કરવું–આ તલવારની ધાર પર ચાલવા જેવું કઠિન વ્રત સતોને કોણે ઉપદેશ્યું હશે (શિખવાડયું હશે)?

*

કોણ કોનું ઘરેણું છે?

करे श्लाघ्यस्त्यागः शिरसि गुरुपादप्रणयिता मुखे सत्या वाणी विजयिभुजयोर्वीर्यमतुलम् । हृदि स्वच्छा वृत्तिः श्रुतम विगतं च श्रवणयोर्विनाऽप्यैश्वर्येण प्रकृतिमहतां मण्डनमिदम् ॥ ६५ ॥

હાથની શોભા દાન છે, મસ્તકની શોભા વડીલોના ચરણમાં ઝૂકવું તે છે. મુખની શોભા સત્ય વાણી છે. વિજય પ્રાપ્ત કરનાર હાથની શોભા અતુલ પરાક્રમ છે. હૃદયની શોભા પવિત્ર વૃત્તિ છે અને કાનની શોભા શાસ્ત્રનું અધ્યયન છે. સ્વભાવથી જ મહાન પુરુષોનું આ સઘળું–ધનસંપત્તિ વિના જ, ઘરેણું છે.

*

મહાપુરુષોનું ચિત્ત

सम्पत्सु महतां चित्तं भवेदुत्पलकोमलम् ।
आपत्सु च महाशैलशिलासङ्घातकर्कशम् ॥६६॥

મહાપુરુષોનું ચિત્ત સંપત્તિના સમયમાં કમળ જેવું કોમળ થાય છે અને વિપત્તિઓમાં મોટા પર્વતની શિલાઓના સમૂહ જેવું કઠોર થાય છે. (અર્થાત્ સંપત્તિમાં દુ:ખી જનો તરફ દયાર્દ્ર અને વિપત્તિઓ સહન કરવાની આવે ત્યારે પર્વતની શિલા જેવું સહિષ્ણુ થાય છે.)

*

સોબત તેની અસર

सन्तप्तायसि संस्थितस्य पयसो नामापि न श्रूयते मुक्ताकारतया तदेव नलिनी पत्रस्थितं राजते ॥ स्वात्यां सागरशुक्तिमध्यपतितं तन्मौक्तिकं जायते प्रायेणाधममध्यमोत्तमजुषामेवंविधा वृत्तयः ॥६७॥

તપેલા લોઢા ઉપર પડેલા જે પાણીના ટીપાનું નામ પણ સંભળાતું નથી, તે જ પાણીનું ટીપું કમળના છોડના પાંદડા ઉપર પડી મોતીનો આકાર ધારણ કરી શોભે છે. (અને) સ્વાતિ નક્ષત્રમાં સમુદ્રના છીપમાં પડેલું તે ટીપું મોતી બની જાય છે. ઘણે ભાગે નીચ, મધ્યમ અને ઉત્તમ (પુરુષોનું) સેવન કરનારની આ પ્રમાણે વૃત્તિઓ થાય છે.

*

પુણ્યનું પરિણામ

यः प्रीणयेत्सुचरितैः पितरं स पुत्रो
यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम् ।
तन्मित्रमापदि सुखे च समक्रियं यत्
एतत्त्रयं जगति पुण्यकृतो लभन्ते ॥ ६८ ॥

જે પોતાના સદાચરણથી પિતાને પ્રસન્ન કરે તે પુત્ર; જે પતિનું જ હિત ઇચ્છે તે સ્ત્રી; જે દુ:ખમાં અને સુખમાં સરખો જ વ્યવહાર કરે તે મિત્ર–જગતમાં આ ત્રણ પદાર્થો પુણ્યશાળીઓને જ પ્રાપ્ત થાય છે.

*

### એકનિષ્ઠાનું અગત્ય

एकं देवः केशवो वा शिवो वा
एकं मित्रं भूपतिर्वा यतिर्वा ।
एको वासः पत्तने वा वने वा
एका नारी सुंदरी वा दरी वा ॥ ६९ ॥

એક જ દેવની સેવા કરવી જોઈએ–કાં તો વિષ્ણુની કે કાં તો શિવની; એક જ ભાઈબંધ રાખવો જોઈએ–કાં તો રાજા કે કાં તો તપસ્વી; એક જ સ્થળે રહેવાનું પસંદ કરવું જોઈએ–કાં તો મોટી નગરીમાં કે કાં તો વનમાં; એક જ સ્ત્રી સ્વીકારવી જોઈએ–કાં તો સુંદરી કે કાં તો ગુફા.

*

### સંતોનો આચાર

नम्रत्वेनोन्नमन्तः परगुणकथनैः स्वान्गुणान्ख्यापयन्तः स्वार्थान्सम्पादयन्तो विततपृथुतरारम्भयत्नाः परार्थे ।

क्षान्त्यैवाक्षेपरूक्षाक्षरमुखरमुखान्दुर्मुखान् दूषयन्तः सन्तः साश्चर्यचर्या जगति बहुमताः कस्य नाभ्यर्चनीयाः ॥ ७०

જે નમ્રતાથી ઉન્નતિ પ્રાપ્ત કરે છે; પારકાના ગુણોનું કથન કરીને જ જે પોતાના ગુણોને જાહેર કરે છે; પારકા માટે ખૂબ વિશાળ પ્રયત્નો સતત કરતાંકરતાં જ જે પોતાનો સ્વાર્થ સાધે છે; પોતાના પર આક્ષેપ કરવામાં જેમનું વાચાળ મુખ કઠોર અક્ષરો બોલે છે તેવા દુષ્ટ નિંદકોને જે ક્ષમાથી જ દોષિત ઠરાવે છે–આવા આશ્ચર્યકારક આચરણવાળા, જગતમાં બહુમાન પામતા સંતો કોને પૂજનીય નથી?

*

### પરોપકાર અને નમ્રતા

भवन्ति नम्रास्तरवः फलोद्गमैर्नवाम्बुभिर्भूमिविलम्बिनो घनाः ।
अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः स्वभाव एवैष परोपकारिणाम् ॥७१ ।

ફલ આવવાથી વૃક્ષ નમે છે. નવીન જલથી વાદળાં પૃથ્વી પર ખૂબ ઝૂકે છે. સત્પુરુષો ધન મેળવીને નમ્ર બને છે. પરોપકારી જીવોનો આ સ્વભાવ જ છે.

*

### કોણ કોનાથી શોભે?

श्रोत्रं श्रुतेनैव न कुण्डलेन दानेन पाणिर्न तु कङ्कणेन ।
विभाति कायः करुणापराणां परोपकारैर्न तु चन्दनेन ॥ ७२ ॥

કાન શાસ્ત્રનું શ્રવણ કરવાથી શોભે છે, નહિ કે કુંડળ પહેરવાથી. હાથ દાન આપવાથી શોભે છે, નહિ કે કંકણથી. દયાળુ પુરુષોનું શરીર પરોપકારથી શોભે છે, નહિ કે ચંદનનો લેપ કરવાથી.

*

### સન્મિત્રનાં લક્ષણ

पापान्निवारयति योजयते हिताय
गुह्यं च गूहति गुणान्प्रकटीकरोति ।
आपद्गतं च न जहाति ददाति काले
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥७३॥

પાપમાંથી રોકે, કલ્યાણકારી આચરણમાં પ્રવૃત્તિ કરાવે, છુપાવવા યોગ્ય ગુપ્ત વાતોને છુપાવે, ગુણોને જાહેર કરે, વિપત્તિમાં આવી પડેલા (પોતાના મિત્રને) ત્યજી ન દે અને

યોગ્ય સમયે (ધનની સહાયતા વગેરે) આપે, સંત લોકો આને સાચા મિત્રના લક્ષણ કહે છે.

*

### પરોપકારપ્રિય સંત

पद्माकरं दिनकरो विकचीकरोति,
चन्द्रो विकासयति कैरवचक्रवालम् ।
नाभ्यर्थितो जलधरोऽपि जलं ददाति
सन्तः स्वयं परहितेषु कृताभियोगाः ॥ ७४ ॥

સૂર્ય (પ્રાર્થના વગર જ) કમળના સમુદાયને પ્રફુલ્લિત કરે છે. ચન્દ્ર (પોતે જાતે જ) પોયણીને વિકસાવે છે. માગ્યા વિના જ વાદળ પાણી આપે છે. સંત જાતે જ પારકાના હિત માટે ઉદ્યોગ કરે છે.

*

### પુરુષોના પ્રકાર

"एते सत्पुरुषाः परार्थघटकाः स्वार्थान्परित्यज्य ये सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ।

तेऽमी मानुषराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥७५॥

એ સત્પુરુષો છે કે જેઓ સ્વાર્થ ત્યજી દઈ પારકાનું કાર્ય કરે છે. સામાન્ય મનુષ્યો તે છે કે જેઓ સ્વાર્થને વાધો ન આવે તેવી રીતે પારકા માટે ઉદ્યમ કરે છે. જેઓ સ્વાર્થ માટે પારકાનુ હિત બગાડે છે, તેઓ મનુષ્યોમાં રાક્ષસ તુલ્ય છે; પરંતુ જેઓ પ્રયોજન વિના જ પારકાનું હિત બગાડે છે, તેઓ કોણ છે તે અમે જાણતા નથી.

*

### સંતની મૈત્રી

क्षीरेणात्मगतोदकाय हि गुणा दत्ताः पुरा तेऽखिलाः क्षीरोत्तापमवेक्ष्य तेन पयसा ह्यात्मा कृशानौ हुतः ।

गन्तुं पावकमुन्मनस्तदभवद् दृष्ट्वा तु मित्रापदं युक्तं तेन जलेन शाम्यति सतां मैत्री पुनस्त्वीदृशी ॥७६॥

પહેલાં જ્યારે પાણી અને દૂધ મળ્યાં, ત્યારે દૂધે પોતાના સર્વે ગુણો (મીઠાશ, ધોળાપણુ વગેરે) પાણીને આપી દીધાં. (પછી જ્યારે તેને અગ્નિ પર ઉકાળવામાં આવ્યું ત્યારે) દૂધને તાપ લાગતો જોઈને (તેના મિત્ર) પાણીએ પોતાની જાતને અગ્નિમાં હોમી દીધી (જળ બળી ગયું). અને પોતાના મિત્રની (જળની) વિપત્તિ જોઈને તે પણ (દૂધ પણ) અગ્નિમાં પડવા (ઊભરાવા) તલપાપડ થઈ ગયું અને જ્યારે તેને પાછુ જલ સાથે સંયુક્ત કર્યું (તેમાં પાણી ઉમેર્યું) ત્યારે જ તે શાંત પડ્યું. સંત લોકોની મૈત્રી આવી હોય છે.

*

### મહાપુરુષોની ગંભીરતા અને સહનશીલતા

इतः स्वपिति केशवः कुलमितस्तदीयद्विषाम्
इतश्च शरणार्थिनां शिखरिणां गणाः शेरते ।
इतोऽपि वडवानलः सह समस्तसंवर्तकै-
रहो विततमूर्जितं भरसहं च सिन्धोर्वपुः ॥७७॥

(સમુદ્રમાં) અહીં એક બાજુએ ભગવાન વિષ્ણુ સૂએ છે, બીજી બાજુએ તેમના શત્રુ અસુરોનુ કુળ વસે છે. એક બાજુએ શરણે આવેલા પર્વતોનો સમુદાય સૂતો છે, અને બીજી બાજુએ સઘળા પ્રલયકાળના અગ્નિઓ સહિત વડવાનલ રહે છે. અહાહા, સમુદ્રનુ શરીર કેટલુ વિશાળ, બળવાન અને ભાર સહન કરવાની શક્તિવાળું છે.

*

જે પોતાના સદાચરણથી પિતાને પ્રસન્ન કરે તે પુત્ર; જે પતિનું જ હિત ઇચ્છે તે સ્ત્રી; જે દુઃખમાં અને સુખમાં સરખો જ વ્યવહાર કરે તે મિત્ર—જગતમાં આ ત્રણ પદાર્થો પુણ્યશાળીઓને જ પ્રાપ્ત થાય છે.

*

### એકનિષ્ઠાની અગત્ય

एको देवः केशवो वा शिवो वा
एकं मित्रं भूपतिर्वा यतिर्वा ।
एको वासः पत्तने वा वने वा
एका नारी सुंदरी वा दरी वा ॥ ६९ ॥

એક જ દેવની સેવા કરવી જોઈએ—કાં તો વિષ્ણુની કે કાં તો શિવની; એક જ ભાઈબંધ રાખવો જોઈએ—કાં તો રાજા કે કાં તો તપસ્વી; એક જ સ્થળે રહેવાનું સંદ કરવું જોઈએ—કાં તો મોટી નગરીમાં કાં તો વનમાં; એક જ સ્ત્રી સ્વીકારવી જોઈએ—કાં તો સુંદરી કે કાં તો ગુફા.

*

### સંતોના આચાર

नम्रत्वेनोन्नमन्तः परगुणकथनैः स्वान्गुणान्ख्यापयन्तः स्वार्थान्सम्पादयन्तो विततपृथुतरारम्भयत्नाः परार्थे ।

क्षान्त्यैवाक्षेपरूक्षाक्षरमुखरमुखान्दुर्मुखान् दूषयन्तः सन्तः साश्चर्यचर्या जगति बहुमताः कस्य नाभ्यर्चनीयाः॥ ७०

જે નમ્રતાથી ઉન્નતિ પ્રાપ્ત કરે છે; પારકાના ગુણોનું કથન કરીને જ જે પોતાના ગુણોને જાહેર કરે છે; પારકા માટે ખૂબ વિશાળ પ્રયત્નો સતત કરતાંકરતાં જ જે પોતાનો સ્વાર્થ સાધે છે; પોતાના પર આક્ષેપ કરવામાં જેમનું વાચાળ મુખ કઠોર અક્ષરો બોલે છે તેવા દુષ્ટ નિંદકોને જે ક્ષમાથી જ દોષિત ઠરાવે છે—આવા આશ્ચર્યકારક આચરણવાળા, જગતમાં બહુમાન પામતા સંતો કોને પૂજનીય નથી?

*

### પરોપકાર અને નમ્રતા

भवन्ति नम्रास्तरवः फलोद्गमैर्नवाम्बुभिर्भूमिविलम्बिनो घनाः ।
अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः स्वभाव एवैष परोपकारिणाम् ॥७१ ।

ફલ આવવાથી વૃક્ષ નમે છે. નવીન જલથી વાદળાં પૃથ્વી પર ખૂબ ઝૂકે છે. સત્પુરુષો ધન મેળવીને નમ્ર બને છે. પરોપકારી જીવોનો આ સ્વભાવ જ છે.

*

### કોણ કોનાથી શોભે?

श्रोत्रं श्रुतेनैव न कुण्डलेन दानेन पाणिर्न तु कङ्कणेन ।
विभाति कायः करुणापराणां परोपकारेन तु चन्दनेन ॥ ७२ ॥

કાન શાસ્ત્રનું શ્રવણ કરવાથી શોભે છે, નહિ કે કુંડળ પહેરવાથી. હાથ દાન આપવાથી શોભે છે, નહિ કે કંકણથી. દયાળુ પુરુષોનું શરીર પરોપકારથી શોભે છે, નહિ કે ચંદનનો લેપ કરવાથી.

*

### સન્મિત્રનાં લક્ષણ

पापान्निवारयति योजयते हिताय
गुह्यं च गूहति गुणान्प्रकटीकरोति ।
आपद्गतं च न जहाति ददाति काले
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥७३॥

પાપમાંથી રોકે, કલ્યાણકારી આચરણમાં પ્રવૃત્તિ કરાવે, છુપાવવા યોગ્ય ગુપ્ત વાતોને છુપાવે, ગુણોને જાહેર કરે, વિપત્તિમાં આવી પડેલા (પોતાના મિત્રને) ત્યજી ન દે અને

યોગ્ય સમયે (ધનની સહાયતા વગેરે) આપે; સંત લોકો આને સાચા મિત્રના લક્ષણ કહે છે.

*

### પરોપકારપ્રિય સંત

पद्माकरं दिनकरो विकचीकरोति,
चन्द्रो विकासयति कैरवचक्रवालम् ।
नाभ्यर्थितो जलधरोऽपि जलं ददाति
सन्तः स्वयं परहितेषु कृताभियोगाः ॥ ७४ ॥

સૂર્ય (પ્રાર્થના વગર જ) કમળના સમુદાયને પ્રફુલ્લિત કરે છે. ચન્દ્ર (પોતે જાતે જ) પોયણીને વિકસાવે છે. માગ્યા વિના જ વાદળ પાણી આપે છે. સંત જાતે જ પારકાના હિત માટે ઉદ્યોગ કરે છે

*

### પુરુષોના પ્રકાર

"एते सत्पुरुषाः परार्थघटकाः स्वार्थान्परित्यज्य ये सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ।
तेऽमी मानुषराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥७५॥

એ સત્પુરુષો છે કે જેઓ સ્વાર્થ ત્યજી દઈ પારકાનું કાર્ય કરે છે. સામાન્ય મનુષ્યો તે છે કે જેઓ સ્વાર્થને વાંધો ન આવે તેવી રીતે પારકા માટે ઉદ્યમ કરે છે. જેઓ સ્વાર્થ માટે પારકાનું હિત બગાડે છે, તેઓ મનુષ્યોમાં રાક્ષસ તુલ્ય છે; પરંતુ જેઓ પ્રયોજન વિના જ પારકાનું હિત બગાડે છે, તેઓ કોણ છે તે અમે જાણતા નથી.

*

### સંતની મૈત્રી

क्षीरेणात्मगतोदकाय हि गुणा दत्ताः पुरा तेऽखिलाः क्षीरोत्तापमवेक्ष्य तेन पयसा ह्यात्मा कृशानौ हुतः ।
गन्तुं पावकमुन्मनस्तदभवद् दृष्ट्वा तु मित्रापदं युक्तं तेन जलेन शाम्यति सतां मैत्री पुनस्त्वीदृशी ॥७६॥

પહેલાં જ્યારે પાણી અને દૂધ મળ્યાં, ત્યારે દૂધે પોતાના સર્વે ગુણો (મીઠાશ, ધોળાપણુ વગેરે) પાણીને આપી દીધા. (પછી જ્યારે તેને અગ્નિ પર ઉકાળવામાં આવ્યુ ત્યારે) દૂધને તાપ લાગતો જોઈને (તેના મિત્ર) પાણીએ પોતાની જાતને અગ્નિમાં હોમી દીધી (જળ બળી ગયુ). અને પોતાના મિત્રની (જળની) વિપત્તિ જોઈને તે પણ (દૂધ પણ) અગ્નિમાં પડવા (ઊભરાવા) તલપાપડ થઈ ગયું અને જ્યારે તેને પાછું જલ સાથે સંયુક્ત કર્યું (તેમાં પાણી ઉમેર્યું) ત્યારે જ તે શાંત પડ્યું. સંત લોકોની મૈત્રી આવી હોય છે.

*

### મહાપુરુષોની ગંભીરતા અને સહનશીલતા

इतः स्वपिति केशवः कुलमितस्तदीयद्विषाम्
इतश्च शरणार्थिनां शिखरिणां गणाः शेरते ।
इतोऽपि वडवानलः सह समस्तसंवर्तकै-
रहो विततमूर्जितं भरसहं च सिन्धोर्वपुः ॥७७॥

(સમુદ્રમાં) અહીં એક બાજુએ ભગવાન વિષ્ણુ સૂએ છે, બીજી બાજુએ તેમના શત્રુ અસુરોનુ કુળ વસે છે. એક બાજુએ શરણે આવેલા પર્વતોનો સમુદાય સૂતો છે, અને બીજી બાજુએ સઘળા પ્રલયકાળના અગ્નિઓ સહિત વડવાનલ રહે છે અહાહા, સમુદ્રનું શરીર કેટલુ વિશાળ, બળવાન અને ભાર સહન કરવાની શક્તિવાળું છે.

*

### સંતોનું લક્ષણ

तृष्णां छिन्धि भज क्षमां जहि मदं पापे रतिं मा कृथाः । सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं सेवस्व विद्वज्जनम् ॥ मान्यान्मानय विद्विषेऽप्यनुनय प्रच्छादय स्वान्गुणान् । कीर्तिं पालय दुःखिते कुरु दयामेतत्सतां लक्षणम् ॥७८॥

તૃષ્ણાનું છેદન કર, ક્ષમાનું સેવન કર, મદને હણ, પાપમાં પ્રેમ ન કર, સત્ય બોલ, સજ્જનોને પગલે ચાલ, વિદ્વાનોની સેવા કર, માન આપવા યોગ્ય જનોને માન આપ, શત્રુઓને પણ રાજી રાખ, પોતાના ગુણોને ઢાંક, કીર્તિનું રક્ષણ કર, દુઃખી પર દયા રાખ--આ સંતોનાં લક્ષણ છે.

*

### સંતોની વિરલતા

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा-
स्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।
परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥

જેમનાં મન, વાણી અને કાયા પુણ્યરૂપી અમૃતથી ભરપૂર છે, જેઓ ત્રણે ભુવનને અનેક ઉપકારો કરીને પ્રસન્ન કરે છે, પારકાના પરમાણુ જેટલા ગુણોને જે પર્વતની સમાન મોટા કરીને પોતાના હૃદયમાં રાજી થાય છે, તેવા સંત લોકો કેટલાક જ (વિરલ) છે.

*

### મહાપુરુષોનો આશ્રય

किं तेन हेमगिरिणा रजताद्रिणा वा
यत्राश्रिताश्च तरवस्तरवस्त एव ।
मन्यामहे मलयमेव यदाश्रयेण
कङ्कोलनिम्बकुटजा अपि चन्दनाः स्युः ॥८०॥

જેનો આશ્રય કરીને રહેલાં વૃક્ષ માત્ર વૃક્ષ જ રહે છે, તેવા સોનાના પર્વત (સુમેરુ)થી અથવા ચાંદીના પર્વત (કૈલાસ)થી શું ? (એ વૃક્ષો કાંઈ તેમનો આશ્રય કરવાથી સોનાનાં અથવા ચાંદીનાં ન બન્યાં.) અમે તો મલય પર્વતને મોટો માનીએ છીએ, કે જેના આશ્રયથી કંકોલ, લીંબડો અને કુટજ ( ઈંદ્રજવ ) ( જેવાં કડવાં વૃક્ષ ) પણ ચંદન થઈ જાય છે.

*

### ધૈર્યપ્રશંસા

रत्नैर्महाब्धेस्तुतुषुर्न देवा
न भेजिरे भीमविषेण भीतिम् ।
सुधां विना न प्रययुर्विरामं
न निश्चितार्थाद्विरमन्ति धीराः ॥ ८१ ॥

દેવોએ ( સમુદ્રમંથનમાંથી નીકળેલાં ) રત્નોથી સંતોષ ન માન્યો અને ભયંકર ઝેરથી પણ તેઓ ભય ન પામ્યા. અમૃત વિના ( જ્યાં સુધી અમૃત પ્રાપ્ત ન થયું ત્યાં સુધી ) તેઓ ( મંથનથી ) અટક્યા નહિ. ધીર પુરુષો નિશ્ચિત અર્થમાંથી ( નક્કી કરેલી પ્રવૃત્તિમાંથી ) અટકતા નથી.

*

### મનસ્વી પુરુષ દુઃખ વેઠીને પણ કામ પાર પાડે છે.

क्वचिद् भूमौ शायी क्वचिदपि च पर्यङ्क-शयनः । क्वचिच्छाकाहारः क्वचिदपि च शाल्योदनरुचिः । क्वचित्कन्थाधारी क्वचिदपि च दिव्याम्बरधरो । मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम् ॥ ८२ ॥

કોઈક વાર જમીન પર સૂઈ જાય છે, તો કોઈક વાર પલંગમાં પોઢે છે. કોઈક વાર શાક ખાઈ લે છે, તો કોઈક વાર સુંદર ભાત ઉપર રુચિ કરે છે. કોઈક વાર કંથા ( ફાટલીતૂટલી ગોદડી ) ધારણ કરે છે, તો

કોઈક વાર દિવ્ય વસ્ત્ર પહેરે છે, આ પ્રમાણે (પોતાનું) કાર્ય સંપાદન કરવામાં લાગી રહેલો મનસ્વી પુરુષ નથી સુખને ગણતો કે નથી દુ:ખને.

*

### પરમભૂષણ શીલ

ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो । ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः । अक्रोधस्तपसः क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता । सर्वेषामपि सर्वकारणमिदं शीलं परं भूषणम् ॥ ८३॥

સજ્જનતા ઐશ્વર્યનું ઘરેણું છે. વાણીનો સંયમ (અભિમાનભરેલું વાક્ય ન કહેવું તે) શૂરતાનું ઘરેણું છે. જ્ઞાનનું ઘરેણું ચિત્તની શાંતિ છે. શાસ્ત્રાધ્યયનનું ઘરેણું વિનય છે. ધનની શોભા પાત્રને દાન આપવામાં છે. તપનું ભૂષણ, ક્રોધ ન કરવો તે છે. સમર્થ (બદલો લેવાની શક્તિવાળા) પુરુષની શોભા ક્ષમામાં છે. ધર્મનું ઘરેણું અદાંભિકતામાં છે. પણ આ સર્વે ગુણોનું મૂળ કારણ અને ઘરેણું શીલ (સદાચાર) છે.

*

### ધીરપ્રશંસા

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥८४॥

નીતિમાં કુશળ લોકો ભલે નિંદા કરે અથવા સ્તુતિ કરે, લક્ષ્મી ભલે (ઘરમાં) આવે કે મરજી મુજબ ચાલી જાય, ભલે આજે જ મરણ થાય કે એક યુગ પછી થાય-પણ ધીર પુરુષો ન્યાયના માર્ગમાંથી એક પગલું પણ આઘાપાછા થતા નથી.

*

### દૈવનું સામર્થ્ય

भग्नाशस्य करण्डपीडिततनोर्म्लानेन्द्रियस्य क्षुधा ।
कृत्वाऽऽखुर्विवरं स्वयं निपतितो नक्तं मुखे भोगिनः । तृप्तस्तत्पिशितेन सत्वरमसौ तेनैव यातः पथा ।
लोकाः पश्यत दैवमेव हि नृणां वृद्धौ क्षये कारणम् ॥ ८५ ॥

એક સાપને કરડિયામાં પુરાવાથી પોતાના શરીરમાં બહુ પીડા થતી હતી તેની ઇંદ્રિયો ભૂખથી ક્ષીણ થઈ ગઈ હતી, એટલે તેણે જીવવાની આશા છોડી દીધી હતી. ત્યાં તો એક ઊંદર (તે કરડિયામાં) છિદ્ર પાડીને પોતે જાતે જ રાત્રીને સમયે તેના મુખમાં જઈ પડ્યો તે સાપ પણ તેના માંસથી તૃપ્ત થઈને જલદી તે જ છિદ્ર-માર્ગ વડે બહાર નીકળી ગયો. હે લોકો, જુઓ, માણસોની વૃદ્ધિમાં અને ક્ષયમાં દૈવ જ કારણરૂપ છે.

*

### સાધુ પુરુષોની વિપત્તિ સ્થાયી નથી હોતી.

पतितोऽपि कराघातैरुत्पतत्येव कन्दुकः ।
प्रायेण साधुवृत्तानामस्थायिन्यो विपत्तयः ॥८६

હાથના આઘાતથી નીચે પાડી નાખવામાં આવે, તો પણ દડો ઊંચે ઊછળે છે. મોટે ભાગે સદાચરણી લોકોની વિપત્તિઓ બહુવાર ટકતી નથી.

*

### આળસનિંદા

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कृत्वायं नावसीदति ८७

ખરેખર, આળસ એ મનુષ્યોના

શરીરમાં રહેલો મોટો શત્રુ છે. ઉદ્યમ સમાન બીજો કોઈ બંધુ નથી, એ કરવાથી મનુષ્ય કદી દુ:ખી થતો નથી.

*

સંતો આપત્તિમાં સંતાપ કરતા નથી.

छिन्नोऽपि रोहति तरुः क्षीणोऽप्युपचीयते पुनश्चन्द्रः। इति विमृशन्तः सन्तः संतप्यन्ते न विप्लुता लोके ॥ ८८ ॥

'કાપેલું વૃક્ષ ફરી ઊગે છે, ક્ષીણ થયેલો ચંદ્ર ફરી વૃદ્ધિને પ્રાપ્ત થાય છે' એવો વિચાર કરતા સંત લોકો, આપત્તિમાં આવી પડે છે, ત્યારે પણ જગતમાં સંતાપ કરતા નથી.

*

દૈવનું સામર્થ્ય

नेता यस्य बृहस्पतिः प्रहरणं वज्रं सुराः सैनिकाः। स्वर्गो दुर्गमनुग्रहः किल हरेरैरावतो वारणः। इत्यैश्वर्यबलान्वितोऽपि बलभिद्भग्नः परैः सङ्गरे तद्व्यक्तं वरमेव दैवशरणं धिग्धिग्वृथा पौरुषम् ॥ ८९ ॥

બૃહસ્પતિ જેનો સંચાલક (ગુરુ) છે, વજ્ર જેનું આયુધ છે, દેવો જેના સૈનિકો છે, સ્વર્ગ જેનો કિલ્લો છે, ભગવાન હરિની જેના પર સાચી કૃપા છે, ઐરાવત જેનો હાથી છે—આ પ્રમાણે ઐશ્વર્ય અને બળથી યુક્ત હોવા છતાં પણ ઇંદ્ર યુદ્ધમાં શત્રુઓથી હારી ગયો (અને ભાગી ગયો). તો આ ઉપરથી એ સાબિત થાય છે કે દૈવનું શરણ લેવું વધારે સારું છે, નકામા પુરુષાર્થને ધિક્કાર હો!

*

વિચારની આવશ્યકતા

कर्मायत्तं फलं पुंसां बुद्धिः कर્मानुसारिणी। तथापि सुधिया भाव्यं सुविचार्यैव कुर्वता ॥९०

(જો કે) પુરુષોને (પોતાનાં પૂર્વ જન્મમાં કરેલાં) કર્મો પ્રમાણે જ ફળ મળે છે, અને બુદ્ધિ કર્મ અનુસાર જ પ્રવર્તે છે; છતાં પણ બુદ્ધિશાળી પુરુષે બરાબર વિચાર કરીને જ કાર્ય કરવું જોઈએ.

*

જ્યાં જાય હુકા-ત્યાં સમુદ્ર સૂકા

खल्वाटो दिवसेश्वरस्य किरणैःसन्तापितो मस्तके वाञ्छन्देशमनातपं विधिवशात्तालस्य मूलं गतः। तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रैव यान्त्यापदः ॥ ९१ ।

કોઈ એક તાલવાળો પુરુષ, માથા પર સૂર્યકિરણોનો બહુ તાપ લાગવાથી, છાયાવાળી જગ્યાની ઇચ્છા કરતો દૈવવશાત્ તાડના ઝાડ નીચે ગયો. ત્યાં પણ નીચે પડતા એક મોટા ફળ વડે તેનું માથું તડાક દઈને ફૂટી ગયું. મોટે ભાગે અભાગી પુરુષ જ્યાં જાય છે, ત્યાં વિપત્તિઓ પણ જાય છે જ.

*

પ્રારબ્ધની પ્રબળતા

शशिदिवाकरयोर्ग्रहपीडनं गजभुजङ्गमयोरपि बन्धनम्।

मतिमतां च विलोक्य दरिद्रतां विधिरहो बलवानिति मे मतिः ॥ ९२ ॥

સૂર્ય અને ચંદ્રને ગ્રહ (રાહુ) પીડે છે (ગ્રહણ કરે છે) તે જોઈને, હાથી અને સર્પને પણ બંધનમાં પડતાં જોઈને, અને બુદ્ધિશાળી પુરુષોની ગરીબાઈ જોઈને, 'અહો, વિધિ જ બળવાન છે' એવો મારો નિશ્ચય થયો છે.

*

બ્રહ્માની અવળચંડાઈ

सृजति तावदशेषगुणाकरं पुरुषरत्नमलङ्करणं भुवः ।
तदपि तत्क्षणभङ्गि करोति चेदहह कष्टमपण्डितता विधेः ॥ ९३ ॥

પ્રથમ તો બ્રહ્મા કોઈ શ્રેષ્ઠ પુરુષરત્નને સર્વ ગુણોની ખાણરૂપ અને પૃથ્વીના શણગારરૂપ બનાવે છે, અને પછી જો તે તેને ટૂંકા આયુષવાળો જ બનાવે છે, તો ખરેખર, ખેદની વાત છે કે બ્રહ્માજી અવળચંડા જ છે.

*

લલાટના લેખ

पत्रं नैव यदा करीरविटपे दोषो वसन्तस्य किं नोलूकोऽप्यवलोकते यदि दिवा सूर्यस्य किं दूषणम् । धारा नैव पतन्ति चातकमुखे मेघस्य किं दूषणं यत्पूर्वं विधिना ललाट लिखितं तन्मार्जितुं कः क्षमः ॥ ९४ ॥

જો કરીર (કેરડાના) વૃક્ષની શાખા ઉપર પાંદડું થતું નથી, તો તેમાં વસંત ઋતુનો શો દોષ? જો ઘુવડ દિવસે જોઈ શકતું નથી, તો તેમાં સૂર્યનો શો દોષ? જો ચાતક પખીના મુખમાં (વરસાદની) ધારા પડતી નથી, તો તેમાં મેઘનો શો અપરાધ? બ્રહ્માએ પ્રથમથી જે લલાટમાં લખ્યું હોય, તેને ભૂસી નાખવાને કોણ સમર્થ છે?

*

કર્મનું સામર્થ્ય

नमस्यामो देवान्ननु हतविधेस्तेऽपि वशगा विधिर्वन्द्यः सोऽपि प्रतिनियतकर्मैकफलदः । फलं कर्मायत्तं किममरगणैः किञ्च विधिना नमस्तत्कर्मभ्यो विधिरपि न येभ्यः प्रभवति ॥ ९५ ॥

અમે દેવોને નમસ્કાર કરીએ છીએ, પણ તે સૌ પેલા જબરા (દુષ્ટ, શાપિત) બ્રહ્માના કાબૂમાં છે તો પછી બ્રહ્મા જ વંદન કરવા યોગ્ય છે, પણ તે ય નિયમપૂર્વક કર્મ પ્રમાણે જ ફલ આપે છે. (જો) ફળ કર્મ ઉપર જ આધાર રાખે છે, તો અનેક દેવોથી અને બ્રહ્માથી શું? તે કર્મને જ નમસ્કાર હો, જેના ઉપર બ્રહ્માની પણ સત્તા ચાલતી નથી.

*

ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्माण्डभाण्डोदरे
विष्णुर्येन दशावतारगहने क्षिप्तो महासङ्कटे ।
रुद्रो येन कपालपाणिपुटके भिक्षाटनं कारितः
सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे ॥ ९६ ॥

જે કર્મ બ્રહ્માંડરૂપી વાસણની વચમાં (સૃષ્ટિ ઉત્પન્ન કરવાના કાર્યમાં) બ્રહ્માને કુંભારની પેઠે નિયોજે છે, જે કર્મ દશ અવતાર ધારણ કરવારૂપી ખટપટમાં–મહાન આફતમા–વિષ્ણુ ભગવાનને ફેંકે છે; જે કર્મ રુદ્રને (મહાદેવને) હાથમાં ખોપરી લઈને ભિક્ષાટન કરાવે છે, અને જે કર્મને લઈને સૂર્ય રોજ ગગનમાં ભ્રમણ કરી રહ્યો છે, તે કર્મને જ નમસ્કાર હો.

*

યોગ્યકાળે ભાગ્ય જ ફળે છે.

नैवाकृतिः फलति नैव कुलं न शीलं
विद्याऽपि नैव न च यत्नकृताऽपि सेवा ।
भाग्यानि पूर्वतपसा खलु सञ्चितानि
काले फलन्ति पुरुषस्य यथैव वृक्षाः ॥९७॥

(સુંદર) આકૃતિ, કુળ, શીલ, વિદ્યા, યત્નપૂર્વક કરાયેલી સેવા, આમાંનું કશું જ પુરુષને ફળતું નથી. ખરેખર, પૂર્વજન્મમાં કરેલા તપથી સંચિત કરેલાં ભાગ્ય જ યોગ્યકાળે, વૃક્ષની પેઠે, પુરુષને ફળ આપે છે.

*

**પુણ્યનું સામર્થ્ય**

वने रणे शत्रुजलाग्निमध्ये
महार्णवे पर्वतमस्तके वा।
सुप्तं प्रमत्तं विषमस्थितं वा
रक्षन्ति पुण्यानि पुराकृतानि ॥ ९८॥

વનમાં, રણમાં, શત્રુઓની વચમાં, પાણીની મધ્યમાં, અગ્નિની વચ્ચે, મોટા સમુદ્રમાં અથવા તો પર્વતના શિખર ઉપર, માણસ સૂતેલો હોય, અસાવધ દશામાં હોય, અથવા મુશ્કેલીમાં મુકાયેલો હોય; ત્યારે તેણે પૂર્વ જન્મમાં કરેલાં પુણ્યો જ તેનું રક્ષણ કરે છે.

*

**સત્ક્રિયાનું સામર્થ્ય**

या साधूंश्च खलान्करोति विदुषो मूर्खान्हितान्द्वेषिणः प्रत्यक्षं कुरुते परोक्षममृतं हालाहलं तत्क्षणात् ।
तामाराधय सत्क्रियां भगवतीं भोक्तुं फलं वाञ्छितं हे साधो व्यसनैर्गुणेषु विपुलेष्वास्थां वृथा मा कृथाः ॥ ९९ ।

જે એક ક્ષણમાં દુર્જનોને સજ્જનો બનાવે છે, મૂર્ખાઓને પંડિત બનાવે છે, શત્રુઓને હિતકારી બનાવે છે, પરોક્ષ (ગુપ્ત) વાતને પ્રત્યક્ષ (પ્રકટ) કરે છે, અને હળાહળ ઝેરને અમૃત બનાવે છે, તે ભગવતી સત્ક્રિયાનું આરાધન કર. જો મનવાંછિત ફલ ભોગવવાની તારી ઇચ્છા હોય તો હે સાધુ, બહુ જ મુશ્કેલીપૂર્વક સિદ્ધ કરાતા અનેક ગુણોમાં નકામી આસ્થા (વિશ્વાસ) ન રાખ.

*

**અવિચારી કર્મનું માઠું ફળ**

गुणवदगुणवद्वा कुर्वता कार्यमादौ
परिणतिरवधार्या यत्नतः पण्डितेन।
अतिरभस कृतानां कर्मणामाविपत्ते-
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः॥

સારું કે નરસું કામ કરતા ડાહ્યા માણસે પ્રથમથી જ તેના પરિણામનો વિચાર પ્રયત્નપૂર્વક કરવો જોઈએ. અતિ ઉતાવળથી (વગર વિચાર્યે) કરેલાં કર્મોનું પરિણામ મરણ પર્યંત હૃદયને બાળનાર અને શૂળ સમાન નીવડે છે.

*

**તપની મહત્તા**

स्थाल्यां वैदूर्यमय्यां पचति च लशुनं चान्दनैरेन्धनाद्यैः
सौवर्णैर्लाङ्गलाग्रैर्विलिखति वसुधामर्कमूलस्य हेतोः।
छित्वा कर्पूरखण्डान्वृतिमिह कुरुते कोद्रवाणां समन्तात्
प्राप्येमां कर्मभूमिं चरति न मनुजो यस्तपो मन्दभाग्यः ।१०१।

આ કર્મભૂમિ (મનુષ્યલોક)ને પ્રાપ્ત કરીને જે મંદભાગી પુરુષ તપ કરતો નથી, તે વૈદૂર્યમણિની થાળીમાં ચંદનનાં બળતણથી લસણને પકાવે છે, સોનાના હળની અણીથી આકડાના મૂળ માટે પૃથ્વી ખેડે છે, અને કપૂરના ટૂકડા ભાગીને કોદરાની આસપાસ વાડ કરે છે. (અર્થાત્ મનુષ્યદેહ જેવી મોંઘી વસ્તુને તુચ્છ હેતુ માટે–વિષયોપભોગ માટે વ્યર્થ ખરચી નાંખે છે.)

*

### ભાવિ બળવાન છે.

मज्जत्वम्भसि यातु मेरुशिखरं शत्रुञ्जयत्वाहवे वाणिज्यं कृषिसेवनादिसकला विद्याः कलाः शिक्षतु ।
आकाशं विपुलं प्रयातु खगवत्कृत्वा प्रयत्नं परं ।
नाभाव्यं भवतीह कर्मवशतो भाव्यस्य नाशः कुतः ॥ १०२ ॥

(મનુષ્ય) ભલે જળમાં ડૂબકી મારી ભરાઈ જાય, મેરુપર્વતના શિખર પર જાય, યુદ્ધમાં શત્રુઓને જીતે, વાણિજ્ય-વેપાર, ખેતી, સેવા વગેરે સકલ વિદ્યાઓ તથા કલાઓ શીખે, વિશાળ આકાશમાં પંખીની પેઠે પરમ પ્રયત્ન કરીને ઊડી જાય-પણ આ જગતમાં કર્મબળ પ્રમાણે જે નથી થવાનું તે નથી થવાનું, અને જે થવાનું છે તેનો નાશ ક્યાંથી થાય?

*

### પુણ્યની મહત્તા

भीमं वनं भवति तस्य पुरं प्रधानं
सर्वो जनः सुजनतामुपयाति तस्य ।
कृत्स्ना च भूर्भवति सन्निधिरत्नपूर्णा
यस्यास्ति पूर्वसुकृतं विपुलं नरस्य ॥ १०३

જે માણસનું પહેલાંના જન્મમાં કરેલું પુણ્ય વિશાળ હોય છે, તેને માટે ભયંકર વગડો પણ પ્રધાન (મુખ્ય) નગર જેવો બની જાય છે, બધા માણસો તેને માટે સજ્જનરૂપ બની જાય છે, અને આખી પૃથ્વી તેને માટે સુંદર ખજાના અને રત્નોથી ભરપૂર બની જાય છે.

*

### સાચું શું?

को लाभो गुणिसङ्गमः किमसुखं प्राज्ञेतरैः सङ्गतिः ।
का हानिः समयच्युतिर्निपुणता का धर्मतत्त्वे रतिः । कः शूरो विजितेन्द्रियः प्रियतमा काऽनुव्रता किं धनं ।
विद्या किं सुखमप्रवासगमनं राज्यं किमाज्ञाफलम् ॥ १०४ ॥

લાભ કયો? ગુણવાન પુરુષોનો સમાગમ. દુઃખ શું? મૂર્ખ લોકોનો સમાગમ. (સૌથી મોટી) હાનિ કઈ? વખતનો બગાડ. હોશિયારી કઈ? ધર્મમાં પ્રીતિ. શૂરવીર કોણ? જેણે ઇંદ્રિયો પર જય મેળવ્યો છે તે (પુરુષ). પ્રિયતમા કોણ? પતિવ્રતા હોય તે. ધન શું? વિદ્યા. સુખ શું? મુસાફરી ન કરવી પડે તે. રાજ્ય શું? પોતાની આજ્ઞાઓ સફળ થાય તે.

*

### મનસ્વીની ગતિ

मालतीकुसुमस्येव द्वे गतीह मनस्विनः ।
मूर्ध्नि वा सर्वलोकस्य शीर्यते वन एव वा॥ १०५

માલતીના ફૂલની પેઠે મનસ્વી પુરુષની બે ગતિ હોય છે-કાં તો સર્વ લોકોના મસ્તકે (તે) બિરાજે અથવા તો વનમાં જ સુકાઈ જાય

*

### પૃથ્વીનું ઘરેણું

अप्रियवचनदरिद्रैः प्रियवचनाढ्यैः स्वदार परितुष्टैः ।
परपरिवादनिवृत्तैः क्वचित्क्वचिन्मण्डिता वसुधा ॥ १०६ ॥

જેઓ અપ્રિય વચનમાં દરિદ્ર છે (અર્થાત્ અપ્રિય વચન બોલતા નથી), જેઓ પ્રિય વચનમાં સમૃદ્ધ છે, જેઓ પોતાની પત્નીથી જ સંતુષ્ટ છે અને જેઓ પારકાની નિંદાથી અળગા રહે છે-તેવા પુરુષોથી પૃથ્વી કોઈકોઈ જગ્યાએ જ

શોભી રહી છે. (અર્થાત્ તેવા પુરુષો વિરલ હોય છે.)

*

धैर्यप्रशंसा

कदर्थितस्याऽपि हि धैर्यवृत्तेर्न शक्यते धैर्यगुणाः प्रमार्ष्टुम् ।

अधोमुखस्यापि कृतस्य वह्नेर्नाधः शिखा याति कदाचिदेव । १०७ ।

ધૈર્યશાળી પુરુષ કષ્ટમાં આવી પડે, તોપણ તેનો ધીરજનો ગુણ નષ્ટ થાય એ શક્ય નથી. અગ્નિને ઉલટાવી નાખી નીચે મોંએ રાખીએ, તોપણ તેની જ્વાળા કોઈ દિવસ નીચે જતી નથી, (તે તો ઉપર જ જાય છે.)

*

વિશ્વવિજયી ધીર

कान्ताकटाक्षविशिखा न दहन्ति यस्य चित्तं न निर्दहति कोपकृशानुतापः ।
कर्षन्ति भूरिविषयाश्च न लोभपाशैर्लोकत्रयं जयति कृत्स्नमिदं स धीरः ॥ १०८ ॥

જે પુરુષના ચિત્તને સ્ત્રીનાં કટાક્ષરૂપી બાણ છેદતાં નથી, ક્રોધરૂપી અગ્નિનો તાપ બાળતો નથી અને અનેક વિષયપદાર્થો લોભરૂપી ફાંસલામાં ફસાવતા નથી, તે વિવેકી પુરુષ આ સર્વ ત્રણેય લોકોને જીતે છે.

*

શૂરનું સામર્થ્ય

एकेनापि हि शूरेण पादाक्रान्तं महीतलम् ।
क्रियते भास्करेणेव परिस्फुरिततेजसा ॥ १०९ ॥

જેવી રીતે અતિશય પ્રકાશમાન તેજવાળો સૂર્ય આખા પૃથ્વીમંડળ ઉપર પોતાનાં કિરણ છવરાવી દે છે, તેવી રીતે અતિશય પ્રકાશમાન તેજવાળો શૂર (પુરુષ), એકલો હોવા છતાં આખા પૃથ્વીમંડળને પોતાના પગ તળે છૂંદી નાંખે છે (અર્થાત વશ કરે છે.)

*

શીલનો પ્રભાવ

वह्निस्तस्य जलायते जलनिधिः कुल्यायते तत्क्षणात्
मेरुः स्वल्पशिलायते मृगपतिः सद्यः कुरङ्गायते ।
व्यालो माल्यगुणायते विषरसः पीयूषवर्षायते
यस्याङ्गेऽखिललोकवल्लभतमं शीलं समुन्मीलति ॥ ११० ॥

જે પુરુષના અંગમાં સંપૂર્ણ જગતને વહાલું લાગે તેવું શીલ પ્રગટ થયું છે, તેને માટે અગ્નિ જળરૂપ બની જાય છે; સમુદ્ર તે જ ક્ષણે નાનકડી નદી સમાન બની જાય છે; મેરુ પર્વત નાની શિલારૂપ બની જાય છે; સિંહ હરણ સમાન બની જાય છે; સાપ ફૂલની માળા સમાન બની જાય છે અને ઝેર પણ અમૃતની વર્ષા સમાન થઈ જાય છે.

*

તેજસ્વીઓનું પ્રતિજ્ઞાપાલન

लज्जागुणौघजननीं जननीमिव स्वाम्
अत्यन्तशुद्धहृदयामनुवर्तमानाम् ।
तेजस्विनः सुखमसूनपि संत्यजन्ति
सत्यव्रतव्यसनिनो न पुनः प्रतिज्ञाम् ॥ १११ ॥

સત્યવ્રતનું અચૂકપણે પાલન કરનારા તેજસ્વી પુરુષો પોતાના પ્રાણનો સહેલાઈથી ત્યાગ કરે છે પણ પ્રતિજ્ઞાનો નહિ—જે પ્રતિજ્ઞા લજ્જા વગેરે ગુણોને ઉત્પન્ન કરનારી છે, અને અત્યન્ત શુદ્ધ હૃદયવાળી તથા પોતાની સંભાળ રાખનારી માતા સમાન છે. (પ્રતિજ્ઞા પણ અત્યંત શુદ્ધ હૃદયમાં ઉત્પન્ન થાય છે, અને સત્યવ્રતવાળા પુરુષની સાથેસાથે જ રહે છે.)

*

# સ્વામીજીની પુણ્યતિથિ પ્રસંગે

## સસ્તા મૂલ્યે પુસ્તકો મેળવવાની ચાર યોજનાઓ

**સદ્દગત ભિક્ષુ અખંડાનંદની છઠ્ઠી પુણ્યતિથિ નિમિત્તે તા. ૪-૧-૪૮થી ૪-૨-૪૮ સુધીના એક માસ માટે ઘણા સસ્તા દરે પુસ્તકો ગરીબ કે તવંગર સૌ કોઈ ખરીદી શકે એવી ચાર યોજનાઓ પ્રસિદ્ધ થાય છે.**

આ યાદીમાં જણાવેલાં પુસ્તકોની યોજનાઓ મુજબ પુસ્તકો ખરીદી યોજનાઓનો લાભ લો. ભર્યો કુટુંબવાળા ઘરમાં પુસ્તકો વસાવો. તમે જે ગામથી આવ્યા હો, જ્યાં ભણ્યા હો, જે સંસ્થાનો લાભ લીધો હોય, તેને જિંદગીમાં એક વખત યાદગીરી રહે તેવી ભેટ આપો. જ્ઞાનનું દાન તે સૌથી ઉત્તમ દાન છે.

### યોજનાના નિયમો

(૧) તા. ૪-૨-૪૮ પછી આ યોજના મુજબ પુસ્તકો મળશે નહિ, એટલે તે પહેલાં આપને યોજનામાં જણાવ્યા પ્રમાણે જોઈતા પુસ્તકોની યાદી સાથે નાણાં મોકલી, આપનું નામ વહેલી તકે નોંધાવી લેવાની આપને માટે જરૂર છે.

(૨) નોંધાયેલ ક્રમ પ્રમાણે પુસ્તકો જે રીતે મોકલવાનું ગ્રાહકે જણાવ્યું હશે, તે રીતે મોકલાશે.

(૩) બહારગામના ગ્રાહકોએ અમદાવાદના કાર્યાલયમાં જ લખવું.

(૪) પેકિંગખર્ચ માફ છે, પણ બહારગામથી રેલવેરસ્તે અથવા પોસ્ટ મારફત મોકલવા જણાવ્યું હશે, તેનો ખર્ચ મંગાવનારે ભરવાનો રહેશે.

### યોજના નં. ૧

નીચે જણાવેલાં પુસ્તકો પૈકી પોતાની પસંદગીનાં એકસાથે રૂા. ૧૫)નાં પુસ્તકો ખરીદનારને તે માત્ર રૂા. ૧૦॥ માં મળશે, અથવા એથી વધુ કિંમતનાં લેવાં હશે તો એ જ ઘટાડેલા ધોરણે મળશેઃ

| | | | |
|---|---|---|---|
| તુકારામગાથા—બે ભાગમાં—૪૧૪૧ મરાઠી અભંગોનું ભાષાંતર | ... | ૧૮૪૦ | ६-० |
| આખ્યાનમાળા—બે ભાગમાં—લે૦ સ્વ. અનંતપ્રસાદ કૃત ૪૩ આખ્યાનો | ... | ૧૪૨૮ | ६-० |
| ઉપદેશસારસંગ્રહ-મ૦ તિરુવલ્લુવરનો તામિલ વેદનો અનુવાદ | ... | ૩૮૪ | ૧-૮ |
| વિભુની વાટે અને રામાયણની રત્નપ્રભા | ... | ૧૬૪ | ૦-૪ |
| જ્ઞાનસત્ર ગીતા (ગુજરાતી લિપિમાં શ્લોકો, પદચ્છેદ, શબ્દાર્થ) | ... | ૩૬૮ | ૧-૪ |
| મૂળ પંચરત્ન ગીતા—માત્ર સંસ્કૃત શ્લોકો, પાઠ કરનાર માટે ઉપયોગી | ... | ૨૩૨ | ૦-૮ |
| પ્રીતમદાસની વાણી—ભજનો, ધોળ, પદ, કક્કા, મહિના વગેરેનો સંગ્રહ | ... | ૫૬૦ | ૨-૮ |
| સ્વામી રામતીર્થ—સદુપદેશો | ... | ૫૧૪ | ૨-૮ |
| સ્વામી રામતીર્થ ચરિત્ર—વિસ્તૃત ચરિત્ર તથા વેદાંતના ઉપદેશો | ... | ૬૭૨ | ૩-૦ |

| | | |
|---|---|---|
| **ધાવણ... ધાર અને બીજી વાતો**–લે૦ ચુનીલાલ મડિયા : માનવસ્વભાવ અને લાગણી પ્રગટ કરતી ૪ વાતો ... ... | ૭૬ | ૦–૩ |
| **કાળમુખ... અને બીજી વાતો**–(સચિત્ર) લે૦ ચુનીલાલ મડિયા: કાઠિયાવાડી જીવનની રસિક પણ નિર્દોષ ૫ વાતો ... ... | ૬૪ | ૦–૩ |
| **સમ્રાટ શ્રેણિક અને દેવ. નંદા**–જૈન સંસ્કૃતિની બે નાટિકાઓ ... | ૬૪ | ૦–૩ |
| **કેર્ઈ...ન. સોસમ અને બીજી વાતો**–લેખક: 'શયદા:' માનવ–હૃદયની સારીનરસી લાગણીઓ વ્યક્ત કરતી ૭ વાતો ... ... | ૭૫ | ૦–૫ |
| **અણોજો અને નવું રેલવે સ્ટેશન**–શ્રી. ચુનીલાલ વ. શાહ ... ... | ૬૦ | ૦–૪ |
| **જીવનનો મર્મ**–લેખક : સોપાન ... ... ... ... ... | ૮૪ | ૦–૬ |
| **નવજવાન** ,, ... ... ... ... ... | ૬૪ | ૦–૪ |
| **અહિંસાનું રહસ્ય** ,, ... ... ... ... ... | ૭૨ | ૦–૪ |
| **એ વૃદ્ધ પુરુષ!** ,, ... ... ... ... ... | ૫૬ | ૦–૪ |
| **આશાને અજવાળે** ,, ... ... ... ... ... | ૫૬ | ૦–૪ |
| **શ્રીમંતોનો સડો**–લે૦ શ્રી. ઈશ્વર ધોલકિયા: (કટાક્ષ) ... ... | ૬૪ | ૦–૪ |
| જયભારત...–લે૦ 'શયદા': ભારતની ચડતીપડતીનું દિગ્દર્શન ... ... | ૩૬ | ૦–૬ |
| **ઔષધિકલ્પલતા**–જડ અને હઠીલા રોગો ઉપર ઔષધિઓના સેવન વિષે સમજૂતી | ૧૧૨ | ૦–૧૨ |
| **આરોગ્યસાધના**–લે૦ ડુંગરશી ધરમશી સંપટ : ... ... ... | ૧૫૮ | ૦–૧૦ |
| **નાનભટ્ટ બાપા**–એક આદર્શ વૈદ્ય (આવૃત્તિ બીજી). ... ... | ૭૨ | ૦–૩ |
| **સોનેરી સૂચનો**–લે૦ ડૉ. રસિકલાલ પરીખ : આરોગ્યને લગતાં આયુર્વેદીય સૂચનો | ૧૧૨ | ૦–૬ |
| **કવાથ–ઔષધિ**–સો ઉપયોગી કવાથો તથા તેનો ઉપયોગ ... ... | ૬૪ | ૦–૬ |
| **હરડે**–(સચિત્ર) સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિ ... ... | ૮૦ | ૦–૬ |
| **ચૂર્ણ–ઔષધિ**–સો ઉપયોગી ચૂર્ણો બનાવવાની રીત તથા ઉપયોગ ... | ૭૨ | ૦–૩ |
| | | ૧૬૩–૭–૬ |

**નોંધ:**—ઉપર પ્રમાણે ૧૩૨ પુસ્તકોનો સેટ, જેનું છાપેલું મૂલ્ય રૂા. ૧૬૩–૭–૬ થાય છે, તે માત્ર **રૂા. ૧૩૧–૦–૦ માં** મળશે.

## યોજના નં. ૪

ઉપર જણાવેલી ત્રણે ય યોજનાઓનાં ૨૦૫ પુસ્તકોના સેટની કિંમત નીચે પ્રમાણે રૂા. ૩૦૦–૩–૬ થાય છે. જે કોઈ સજ્જનને ઘરમાં વસાવવાં હોય યા ભેટ આપવાં હોય તેને **માત્ર રૂા. ૨૨૫)** માં મળશે.

| | | | |
|---|---|---|---|
| યોજના : નં. ૧ | પુસ્તકો | ૪૮ | મૂલ્ય રૂા. ૯૯–૦–૦ |
| ,, ,, ૨ | ,, | ૨૫ | ,, ,, ૩૭–૧૨–૦ |
| ,, ,, ૩ | ,, | ૧૩૨ | ,, ,, ૧૬૩–૭–૬ |
| | નંગ | ૨૦૫ | રૂા. ૩૦૦–૩–૬ |

**પુણ્યતિથિ નિમિત્તે માત્ર રૂા. ૨૨૫)માં મળશે.**







# એલ્યુમિનિયમ
અને
# પિત્તળનાં વાસણો

વાસણોનો વિચાર આવતાંજ ક્રાઉન માર્કની યાદ તાજી થાય છે. બનાવટની ઉત્તમતા, ઉપયોગિતા માટેનું સંશોધન, ભાવોનું વ્યાજબીપણું અને વ્યવહારની નિયમિતતાનું એ સાચું પરિણામ છે.

એલ્યુમિનિયમના વાસણો વજનમાં હલકા, જલદી ગરમ થાય તેવા અને કિંમતમાં કિફાયત હોય છે કલાઈ કરવાની જરૂરજ નથી પડતી..

દૂધના હાન્ડા, ટીફીન કેરીયર, કીટલી, થાળી ગ્લાસ, પ્લેટો, બદના, લોટા, ટોપ, હાન્ડી, વિગેરે કરોડો માણસો સંતોષથી વાપરે છે.

## તમારી જરૂરિયાતો
માટે
## લખો અથવા મળો :



## જીવનલાલ (૧૯૨૯) લિમિટેડ

# : અખંડ આનંદ :

## સંપાદન

* આ માસિકમાં સામાન્ય જનોને ઉપયોગી થાય એવાં ને સંસ્કારી છતાં સાદી ભાષામાં અને સરળ શૈલીમાં લખાયેલાં લેખ, વાર્તા, નાટિકા, નિબંધ, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન વગેરે સ્વીકારવામાં આવે છે.
* લેખકોને પુરસ્કાર, છપાયેલા લેખની ત્રણ પ્રતો અને અંક માસિકની પ્રસિદ્ધિ સાથે મોકલવામાં આવે છે.
* નહિ સ્વીકારાયેલા લેખો, જો ટપાલખર્ચ મોકલવામાં આવ્યું હોય તો, પરત કરવામાં આવે છે: નહિ તો બીજે મહિને તે રદ કરવામાં આવે છે.
* માસિક માટેનું દરેક લખાણ સારા અક્ષરે, શાહીથી ને કાગળની એક જ બાજુએ લખાયેલું હોવું જરૂરી છે. પત્ર કે લેખ માટે જવાબ ઇચ્છનારે યોગ્ય ટપાલખર્ચ મોકલવું.
* તંત્રી સાથેનો તમામ પત્રવ્યવહાર, બદલાનાં પત્રો, વગેરે નીચેને સરનામે જ મોકલવાં.–

તંત્રી: 'અખંડ આનંદ'
ગુલબહાર, મેટ્રોની પાછળ,
લેરેક રોડ, મુંબઈ ૧

## વ્યવસ્થા

* આ માસિક દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.
* એક અઠવાડિયામાં અંક ન મળે, તો ગ્રાહકનંબર લખી ખબર આપવી.
* સરનામાનો ફેરફાર તરત જણાવવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.
* પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.
* આ માસિકનું લવાજમ (૧) સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ અથવા (૨) કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨ એ ઠેકાણે ભરી શકાશે.
* લવાજમ તથા વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર અમદાવાદને સરનામે જ કરવો.
* વાર્ષિક લવાજમ રૂા. ૬–૪–૦: પરદેશ માટે રૂા. ૯) અથવા શિલિંગ ૧૪) છે.
* આ માસિક દ્વારા કદ ૬॥।"×૧૦"નાં સુમારે ૧૬૦૦ પાનાંનું વાર્ષિક વાંચન અપાશે
* વર્ષની અધવચ ગ્રાહક થનારને વર્ષની શરૂથી ગ્રાહક ગણી પાછલા અંકો મોકલી અપાશે.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર, અમદાવાદ : કાલબાદેવી, મુંબઈ

# અનુક્રમ



***


સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી; તંત્રી: સોપાન

મુદ્રક ને પ્રકાશક: ત્રિભુવનદાસ લ૦ ઠક્કર

મુદ્રણ અને પ્રકાશન સ્થાન: સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ

વર્ષ ૧, અંક ૩] તંત્રી: સોપાન [જાન્યુઆરી ૧૯૪૮

# સમાજનું ઋણ

આપણે કોઈ દિવસ એવો વિચાર કરીએ છીએ કે આપણી આજની સ્થિતિ શાને અને કોને આભારી છે? આપણા પૂર્વજો વાંદરા હોય કે ન હોય, પણ એક દિવસ આપણે જંગલમાં રહેતા હતા અને વનફળો ઉપર આપણું જીવન ગુજરતું હતું. તે વખતે આપણી પાસે ઘર નહોતું, ખેતર નહોતું, અન્ન નહોતું, વસ્ત્રો નહોતાં. એ વખતે શિક્ષણસંસ્કારની તો વાત જ ક્યાં હતી? એ દિવસ અને આજનો દિવસ આપણે સરખાવીએ, તો જ આપણે સમજી શકીએ કે આજે આપણે જેવા છીએ તેવા આપણા પોતાના પુરુષાર્થથી બન્યા નથી, પરંતુ હજારો વર્ષોમાં કરોડો ને અબજો માનવીઓએ કરેલા પુરુષાર્થનાં શુભ ફળો આપણે આજે ભોગવીએ છીએ.

આ કરોડો ને અબજો પ્રત્યે આપણું કંઈ ઋણ ખરું કે નહિ? એ કરોડો ને અબજો તો ચાલ્યા ગયા. આપણે એમની સમક્ષ ઉપકાર પ્રદર્શિત કરી શકીએ એવી સ્થિતિ પણ હવે રહી નથી. આપણે ઘરમાં બેઠા છીએ, તે ઘરના પાયા એમણે નાખ્યા છે ને છાપરું પણ એમણે જ બનાવી આપ્યું છે. જે અન્ન આપણે ખાઈએ છીએ તે અન્ન ઉગાડતાં એમણે શીખવ્યું છે. એ અન્ન પકવવાનું પણ આપણે આપોઆપ નથી શીખી ગયા, પણ એ કરોડોના અનુભવનો લાભ આપણે લીધો છે. જે વસ્ત્રો આપણે પહેરીએ છીએ, તે પણ એમણે જ આપણને આપ્યાં છે.

અને આટલી સ્થૂલ વસ્તુઓ જ આપણને નથી મળી. આજે આપણને કુટુંબનો, જ્ઞાતિનો, સમાજનો, દેશનો, દુનિયાનો સાથ છે અને મહાન માનવજાત એકબીજા પાસેથી સહાય મેળવે છે, તે ભાવના પણ આપણે જાતે જ નથી શીખી ગયા, પણ ધીમેધીમે આપણા લોહીમાં ઊતરતી આવી છે. આપણા જીવનમાં રસ પૂરનાર સાહિત્ય, સંગીત, કલા પણ આપણને ક્યાંથી પ્રાપ્ત થયાં? ચિત્તનો ભાર ઓછો કરનારી ધર્મભાવના પણ આપણામાં ત્યાંથી જ આવી છે.

માનવી માત્ર ભૂતકાળનો કરજદાર છે એમાં હવે કંઈ શંકા રહે છે? આપણે

સ્વાશ્રયી છીએ અને સ્વબળે જ આપણે બધું મેળવ્યું છે એવા અભિમાનમાં આપણે ક્યાં સુધી રહીશું?

આમ આપણા જન્મ પહેલાંના કરજનો વિચાર કરીએ, તો એમ લાગે કે આપણે માથે હિમાલય જેટલો ઋણભાર ચઢી ચૂક્યો છે. આ ભાર ઉતારવાની અને ઓછો કરવાની આપણી કંઈ જવાબદારી ખરી કે નહિ? લેણદાર માગવા ન આવે અથવા માગવા જેવી સ્થિતિમાં ન હોય, ત્યારે પણ સજ્જનનો ધર્મ છે પાઈએ પાઈ દૂધે ધોઈને ચૂકવી આપવાનો. આપણે જો સજ્જન હોઈએ તો આ કરજ પ્રત્યે બેદરકાર બની શકીએ ખરા?

પણ ઋણ ચૂકવવું શી રીતે? આસપાસની દુનિયાનું અને બહુબહુ તો ઘરના વડીલોનું ઋણ ચૂકવવાની સગવડ છે, પરંતુ ભૂતકાળના અસંખ્ય લેણદારોનું લેણું શી રીતે ચૂકવી શકાય? તેઓ માગે નહિ, માગવા જેવી સ્થિતિમાં ન હોય, છતાંય આપણે એ ભાર ઓછો કરવા માગતા હોઈએ તો શું કરવું? સ્થૂળ દૃષ્ટિએ વિચારીએ તો ઉપાય સૂઝે એવો નથી, પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિએ જોઈએ તો ઉપાય સૂઝી શકે એમ છે. કોણ છે આપણું લેણદાર? જવાબ મળશે: 'કોઈ એક વ્યક્તિ નહિ, જ્ઞાતિ નહિ, સમાજ નહિ પણ સમગ્ર માનવજાત.' કયા કાળમાં એ જીવતી હતી? ઉત્તર સાંપડશે: 'જગતના આદિકાળથી આજની છેલ્લી ક્ષણ સુધી.'

પણ આટલી શોધથી કરજ ફેડવાનો માર્ગ સ્પષ્ટ થશે નહિ. કરજ ફેડવાનો માર્ગ તો ત્યારે જ સ્પષ્ટ થશે, જ્યારે એ લેણદારોના માનસને આપણે ઓળખીશું અને અગમ્ય રીતે એમણે આપણી સાથે જે કરારો કર્યા છે તે વાંચીશું. સંભવ છે કે અન્નવસ્ત્રની શોધ કરનારે મૂઠી ધાન અને બે ગજ વસ્ત્ર કરતાં વધુ અપેક્ષા નહિ રાખી હોય. એને વ્યવસ્થિત બનાવનારે પોતાનું અને તે કાળના સમાજનું કંઈક ભલું કરવા સિવાય લાંબી નજર નહિ નાખી હોય, શિક્ષણસંસ્કારનાં બીજ રોપનારે પણ પોતાના યુગને શોભાવવા કરતાં આગળ દૃષ્ટિ નહિ ફેંકી હોય, પરંતુ તે પછી એમાં વ્યવસ્થા અને વિકાસ આણનારાઓએ આપણા સૌના અને આપણી પછી આવનારી અનંત પેઢીઓના કલ્યાણની શુભ ભાવના સેવી હશે. આવી ઉદાત્ત ભાવના સેવનારાઓ પણ એમના પુરોગામીઓના કરજદાર જ હશે; પરંતુ એ કરજ એમણે વર્તમાન તથા ભાવિ પ્રજાના કલ્યાણમાર્ગો ખેડીને ફેડી દીધું હશે.

આપણે પણ એમ કેમ ન કરીએ? અનંત ભૂતકાળનું કરજ અનંત ભાવિને ચૂકવવાનો પુરુષાર્થ કેમ ન આદરીએ? કોઈની પાસેથી, કઈ વ્યક્તિ પાસેથી આજનું સુખ આપણને પ્રાપ્ત થયું છે એ આપણે જાણતા નથી. આપણે પણ એવી જ નિર્લેપ વૃત્તિથી, જેને જાણતા નથી અને જાણવા ઇચ્છતા પણ નથી એવી ભાવિ પ્રજાના કલ્યાણની પ્રવૃત્તિ કેમ ન કરીએ? અદૃશ્ય હાથે આપણને કરજ આપ્યું છે, આપણે પણ આપણી જાતને છુપાવી અદૃશ્ય હાથે અદૃશ્ય ભાવિને એ કરજ ચૂકવી દઈએ. આદિ માનવથી આજ સુધી જે સંસ્કૃતિનો પ્રવાહ ચાલ્યો છે, તેને વેગ આપવાનો ને તેને શુદ્ધ રાખવાનો પુરુષાર્થ આપણે કરીએ અને હિમાલય જેવા ઋણભાર આપણે શિરેથી ઉતારીને હળવા થઈએ.

શ્રી.

# સત્કાર

......'અખંડ આનંદ'નો અંક જોયો. બહુ ફળદાર માસિક કરવાનો મનોરથ લાગે છે. અંક બહુ વાંચવા લાયક છે. એ જ ધોરણ સદા ટકાવી રાખશો ? ભાઈ સોપાન કુશળ સંપાદક છે, એટલે આશા તો રહે છે. એક વસ્તુ મને ગમી તે એના મોટા ટાઈપ. ધીમેધીમે ઝીણા ટાઈપનો ઉપયોગ આજકાલ ઘણો વધી ગયો છે. કાગળની અછતને પરિણામે એમાં ઉમેરો થયો છે, પણ આંખ માટે એ બહુ ત્રાસદાયક છે. આમાં મોટા ટાઈપ વાપર્યા છે એ સારું છે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

*

અંકનું ગેટઅપ અને લેખસંગ્રહ બહુ સારાં લાગે છે,......લેખ લખવા વિષેની મારી અશક્તિ તમે કાંઈક જાણો છો... એટલું કહું કે કાંઈક લખીશ, તો બીજાને આપવાને બદલે તમને આપીશ.

નરહરિ પરીખ

*

આવું સસ્તું ને શુદ્ધ માસિક અનેક રીતે ગુજરાતની પ્રજાની સંગીન સેવા કરશે એમ મને લાગે છે....આપના આ માસિકને અને આપને દરેક પ્રકારે સફળતા ને યશ ઇચ્છું છું.

સ્વામી આનંદ

*

'અખંડ આનંદ' નો અંક જોયો, સુંદર સજાવટ કરી છે. અંદરનો માલ પણ સરસ છે..,...મને વિચાર થયો કે તરત લખવાની કળા સિદ્ધ થઈ નથી, તેથી આજે જ કંઈક મોકલી શકતો નથી, પણ ધ્યાનમાં રાખીશ અને ક્યારેક ક્યારેક લખીશ.

જુગતરામ દવે

*

'અખંડ આનંદ' નો પહેલો અંક અત્યંત સુંદર છે. એ બદલ મારાં અભિનંદન. મને આશા છે કે બીજા અંકો પણ આવા જ સુંદર નીકળશે.

ચુનીલાલ વી. મહેતા

*

માસિક મને ગમ્યું, બીજાં સાથે જ ગમે છે. તેમાં સારું સાત્વિક સાહિત્ય પીરસ્યું છે ને તે પણ સામાન્ય વાંચકોને સમજાય એવા રૂપમાં.

ઇંદુલાલ યાજ્ઞિક

*

'અખંડ આનંદ' બહુ સારું નીકળ્યું. મેં ધાર્યું'તું એવું જ નીકળ્યું અને દિનપ્રતિદિન એ જરૂર સુધરતું જશે એવાં ચિહ્નો માલૂમ પડે છે.

હરિપ્રસાદ વ દેસાઈ

*

'અખંડ આનંદ' માસિકનો ઉઠાવ તેમ જ લેખસામગ્રી ઉભય ખરેખર આકર્ષક છે અને સામાન્ય જનતાને બહુ જ ઓછી કિંમતે નીરોગી સાહિત્ય પૂરું પાડવાની તમારી મુરાદને સાર્થક કરે છે.

પરમાનંદ કાપડિયા

*

માસિકનો પ્રથમ અંક ખરેખર સારો છે. એના લેખોની પસંદગી સારા પ્રકારની છે. છપાઈ .. ગેટઅપ પણ સમજ

દૃષ્ટિએ જોતાં આકર્ષક છે.

શ્રી. સોપાન અત્યંત કુશળ તંત્રી છે. એ પોતાનું કાર્ય બરાબર જાણે છે.

'જયપનાનંદ

*

'અખંડ આનંદ'નો પહેલો અંક જોતાં એમ લાગે છે, કે એના સંચાલકોએ આ દિશામાં એક જબ્બર સાહસ કર્યું છે. 'સાહસ' શબ્દ સહેતુક વાપર્યો છે, એટલા માટે કે સમાજના છેલ્લા થરો સુધી આ સાહિત્ય પહોંચે એવી અપેક્ષાએ આ પત્રનું લવાજમ આજનાં પ્રવર્તમાન લવાજમનાં ધોરણો કરતાં ઘણુંઘણું નીચું રખાયું છે. અને વાંચનસામગ્રીની કક્ષા આપણા પ્રથમ પંક્તિનાં સામયિકો સાથે સરસાઈ કરી જાય એટલી ઊંચી અને સત્ત્વશીલ છે.

...આ જ દિવસ સુધી આ સંસ્થાનાં પ્રકાશનોમાં સસ્તાપણાનો જ ગુણ હતો, તેમાં હવે 'સાહિત્ય'નો પણ સુયોગ થાય છે...ઊંચી સત્ત્વશીલતા અને સુઘડ અને સાદા સૌંદર્યે ઓપતું છતાં આટલું અત્રે સસ્તું આ માસિક પહેલા જ અંકથી જે ઊંચી આશા બંધાવી શક્યું છે એ સર્વાંશે ફળીભૂત થાય એમ સહુ ગુજરાતી ઇચ્છે.

'જન્મભૂમિ'

*

લગભગ ૨૧૭ જેટલાં પૃષ્ઠોમાં વેરાયેલી સાહિત્ય અને કલાવિષયક સામગ્રી એની ગુણવત્તા અને આનંદદાયીત્વને પરિણામે નોંધપાત્ર બને છે. 'અખંડ આનંદ'નો આનંદ ઘણો જ ઉચ્ચ છે. એ માસિકના તંત્રી, સહકારીઓ અને વ્યવસ્થાપકો એ આદર્શને ઉત્તરોત્તર સિદ્ધ કરી ગુજરાતમાં આદર્શ માસિકની ખોટ પૂરી પાડો એવી શુભેચ્છાઓ વ્યક્ત કરીએ છીએ. સસ્તું સાહિત્ય આ માસિક દ્વારા પોતાની પ્રવૃત્તિને નવી દિશામાં વિકસાવી રહ્યું છે. એના સંચાલકોને પણ ધન્યવાદ ઘટે છે.

'વંદેમાતરમ્

*

શ્રી. સોપાન જેવા સુપ્રસિદ્ધ પત્રકારના તંત્રીપદ નીચે પ્રકટ થતા આ માસિકનો પ્રથમ અંક સસ્તું સાહિત્યની પ્રણાલીને અનુરૂપ સુપથ્ય અને નીરોગી સામગ્રી રજૂ કરે છે...સસ્તું સાહિત્ય જેવી સદ્ધર સાહિત્ય સંસ્થાનું આ માસિકને પીઠબળ છે. એનું અર્થતંત્ર સુયોજિત છે, એના તંત્રી સારા લેખક ને પત્રકાર છે, અને સર્વ સારા લેખકોનો સહકાર મેળવવાની એમની ગુંજાશ છે, તે જોતાં આ માસિક દળદાર અંકો દ્વારા વિપુલ સાહિત્યસામગ્રી પીરસી શકશે. આ માસિકનો હેતુ જનતાને સામાન્ય કોટીનું સરળ પણ પથ્ય સાહિત્ય પીરસવાનો છે અને એવાં હેતુનિષ્ઠ પત્રોની આપણે ત્યાં ખોટ છે.

'પ્રજાબંધુ'

*

ગુજરાતના સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના સ્થાપક સ્વામી અખંડાનંદજીની સ્મૃતિ જાળવવા આ કાર્યાલયના ટ્રસ્ટીઓ અને તેના પ્રમુખ શ્રી. મનુ સૂબેદારે 'અખંડ આનંદ' નામથી સસ્તું છતાં વાચનસામગ્રીથી સમૃદ્ધ માસિક આ નવેંબર માસથી શરૂ કર્યું છે, અને તેનું તંત્રીપદ જાણીતા પત્રકાર અને લેખક શ્રી. મોહનલાલ મહેતા (સોપાન)ને સોંપ્યું છે. આવા સાહસ માટે શ્રી. સોપાન કરતાં વધુ લાયક સંપાદકોની પસંદગી ભાગ્યે જ થઈ શકી હોત....મોહનલાલ મહેતાએ પોતાની સંપાદન શક્તિ ગુજરાતને અત્યાર પહેલાં બતાવી છે...

ગુજરાતના જાણીતા લેખકોનો સહકાર શ્રી. સોપાને આ માસિક માટે મેળવ્યો છે...દેખાવમાં આ નવું માસિક નાનકડા સર્વજ્ઞાનસંગ્રહ (એનસાઇક્લોપીડિયા) જેવું બન્યું છે...આ માસિકનું ભાવિ ઘણું ઊજળું ભાસે છે.

'મુંબઈ સમાચાર'

*

લોકશિક્ષણ માટેનું આવું સામયિક કોઈ સંસ્થા તરફથી પ્રગટ થવાની ખૂબ જરૂર હતી. 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'નું પ્રકાશન છે એટલે આ માસિક પ્રમાણમાં સસ્તું તો છે જ. અને સામગ્રીની દૃષ્ટિએ પણ એના પ્રથમ અંકમાં ગુજરાતના ઘણા વિચારવંત લેખકોનો સહકાર એને મળેલો છે. લેખોમાં વિવિધતા, સરળતા અને ભાવનાશુદ્ધિ માટે આગ્રહ દેખાય છે. આ સામયિકને 'ધર્મ'ના વ્યાપક અર્થમાં ધર્મનું માસિક બનાવવાની સંચાલકોની નેમ છે. આપણા દેશની ભાષાઓમાં જડ ધર્મરૂઢીને પંપાળતાં–એને આઘાત ન પહોંચે એ રીતે ચાલતાં અનેક સામયિકો છે, તેથી આ માસિક જુદું પડી આવે છે.

આ સામયિકનો હૃદયથી અમે ઉત્કર્ષ ઇચ્છીએ છીએ.

'પ્રસ્તુતિ'

*

અંક પહેલી નજરે જોતાં રૂપેરંગે અને વિષયોની વિવિધતા આપતો તૈયાર કરાયો છે...આ પહેલો અંક જોતાં તો એ આપણા સાહિત્યમાં પ્રથમ હરોળનું માસિક નીવડશે, એમ લાગે છે.. સંપાદકે મેળવેલા લેખકોના આવા સહકાર અને વિચારપ્રચુર સાહિત્યસામગ્રી રજૂ કરવા માટે અમારાં અભિનંદન.

'પુસ્તકાલય'

*

'સત્યની આરાધના'થી શરૂ થતો અને 'પ્રેમપંથ'થી પૂરો થતો 'અખંડ આનંદ'નો પ્રથમ અંક, ગુજરાતી માસિકોની સૃષ્ટિમાં અને ખાસ કરીને જનસમાજમાં નિશ્ચિત રીતે સ્થાન મેળવશે... શ્રી સોપાન પાસે વિશાળ અને સામાન્ય લોકસમૂહને સમજવાની ને ઓળખવાની દૃષ્ટિ છે, એ આ અંકના સંપાદનમાં સહજમાં દૃષ્ટિગોચર થાય છે.

'પ્રતિમા'

*

સ્વામી સહજાનંદે કેટલાક સાધુઓને જામનગર મોકલ્યા હતા. એમને ભાગે ભિક્ષામાંથી મળતું ખાવાનું બહુ જ થોડું આવતું. સાધુઓએ પોતાની આ આપત્તિ સહજાનંદને કહેવડાવી, ત્યારે સહજાનંદે ઉત્તરમાં લખ્યુંઃ

"કોઈ એક સ્થળે એક સદ્‌ગુરુ ગયા. ત્યાં રોજ એક યજમાન તરફથી મળતા શેર લોટ [illegible] ઉપર જ તેઓ રહેતા હતા. શિષ્ય થવાની ઇચ્છાથી એક માણસે એમની પાસે રહેવાની ઇચ્છા બતાવી. ગુરુએ કહ્યુંઃ 'અહીં તો ભિક્ષાની અત્યંત હાડમારી છે' ત્યારે પેલાએ ઉત્તર આપ્યો. 'હું નહિ મહારાજ, લોટ [illegible] વાસણ ધોઈને પીશ, પણ આપની ચરણરજ નહિ છોડું.' એવી જ રીતે બીજા બે શિષ્યો આમ વાસણ ધોઈપીને રહ્યા. આની આગળ તમારી મુશ્કેલીઓ તે શા હિસાબમાં છે?"

×

હિંદ અને પાકિસ્તાન વચ્ચે લડાઈ જાગી પડવાના ભણકારા વાગતા હતા, ત્યાં જ બંને દેશો વચ્ચેની અમુક મહત્ત્વની બાબતો અંગે સમાધાન થઈ ગયાની સરદાર વલ્લભભાઈની જાહેરાતે આખા દેશને આનંદ આપ્યો હશે.

નાણાં, જકાત, ધીરધાર, મિલકત અને દેવાની વહેંચણી અંગેની જે શરતો પ્રસિદ્ધ થઈ છે, તે શરતો હિંદી સંઘની ઉદારતા અને મિત્રભાવના જાહેર કરે છે. પાકિસ્તાનને હિંદી સંઘના સહકારની અનિવાર્ય આવશ્યકતા છે એ પણ એમાંથી ફલિત થાય છે.

આ સમાધાનની સાથોસાથ કાશ્મીર અને જૂનાગઢના સવાલનો પણ ફેંસલો થઈ ગયો હોત તો કેવું સારું હતું! જૂનાગઢના સવાલમાં તો હવે ફેંસલો લાવવા જેવું ખાસ રહ્યું જ નથી. જો પ્રજામત લેવામાં આવે તો તેનું પરિણામ અત્યારથી કહી શકાય એમ છે. પાકિસ્તાન પણ એ વસ્તુસ્થિતિથી અજાણ નથી. સવાલ છે કાશ્મીરનો. એ સવાલ દિવસે દિવસે વધુ ઉગ્ર બનતો જાય છે. જો આ બાબતમાં તાત્કાલિક માર્ગ નહિ શોધાય, તો બંને દેશો વચ્ચે અથડામણ જામી પડવાની સંભાવના છે જ.

### કાશ્મીરનો મામલો

કાશ્મીરમાં હિંદી સેનાએ પ્રવેશ કર્યાને આજે ઘણા દિવસ થઈ ગયા. શ્રીનગર અને કાશ્મીર વિભાગમાંથી દુશ્મનોને દૂર ખસેડી મૂકવામાં હિંદી સેનાએ સફળતા મેળવી છે; પરંતુ જમ્મુવિભાગમાં દુશ્મનપક્ષે નવું જોર એકઠું થતું હોય એમ દેખાય છે. હિંદી સરકાર અને પાકિસ્તાન સરકાર વચ્ચે કાશ્મીર અંગે જે વાટાઘાટો ચાલે છે; તે વિષે કશું સૂચન મળતું નથી. માત્ર એટલું જણાય છે કે પાકિસ્તાન સરકાર હિંદી દળો અને તાયફાવાળાઓની વિદાય એકસાથે જ થાય એમ માગે છે અને હિંદી સંઘ એમ કહે છે કે જ્યાં સુધી એક પણ હુમલાખોર કાશ્મીરની ધરતી ઉપર હશે, ત્યાં સુધી પ્રજામતની વાત વિચારી શકાશે નહિ.

હિંદી સંઘનું આ વલણ વાજબી છે. દુનિયામાં કોઈ એના વાજબીપણા માટે શંકા ઉઠાવી શકે એમ નથી; પરંતુ કાશ્મીરની પરિસ્થિતિનો ઝીણવટથી અભ્યાસ કરતાં એમ લાગે જ છે કે હિંદી સરકારે હવે વિશેષ ઉગ્ર પગલાં લેવાની જરૂર છે. કાશ્મીરના હુમલાખોરો સામે જ વધુ ઉગ્ર પગલાંની વાત નથી, પાકિસ્તાનને પણ આ બાબતમાં પડકારવાની જરૂર હવે ઊભી થઈ છે.

પાકિસ્તાનની સરકારે કાશ્મીરના ભાગલા અંગે સમાધાનની જે શરતો મૂકી છે તે જ એમ પુરવાર કરે છે કે આક્રમણકારો એમના પોતાના જ છે. વધુમાં પાકિસ્તાન-માંથી પ્રસિદ્ધ થતા 'ડૉન' વગેરે પત્રોમાં કહેવાતી કાશ્મીરની આઝાદ સરકારનાં જે વર્ણનો ને નિવેદનો પ્રસિદ્ધ થાય છે, તે પણ એ જ હકીકત પુરવાર કરે છે. આ પત્રો નવી દિલ્હીથી પ્રસિદ્ધ થતી હિંદી સરકારની યાદીને હમેશાં 'દુશ્મન પક્ષની યાદી' તરીકે મથાળું આપીને છાપે છે. હિંદી સરકારને આ પત્રો ખુલ્લી રીતે 'દુશ્મન'

તરીકે જ ઓળખાવે છે.

હિંદી સરકારે આ બાબતમાં હવે નિશ્ચિત વલણ લઈ લેવું જોઈએ. હુમલાખોરોને મારી હઠાવવાની પ્રવૃત્તિ ગમે તેટલી જોશમાં ચાલશે અને ગમે તેટલાં નવા શસ્ત્રસરંજામ ત્યાં મોકલવામાં આવશે, તો યે એ લડાઈનો તરતમાં અંત આવશે નહિ; કારણ કે હુમલાખોરોની પાછળ એક સરકાર ઊભી છે અને તે ખુલ્લી રીતે તમામ સાધનસામગ્રી આપે છે. હિંદી સરકારના વ્યવહારમાર્ગો કરતાં પાકિસ્તાન સરકારના વ્યવહારમાર્ગો વધુ નજીક અને વધુ સારા છે એ પણ ન ભૂલવું જોઈએ.

આ સ્થિતિમાં એક જ ઉપાય વાજબી લાગે છે. હિંદી સરકારે પાકિસ્તાનને આખરીનામું આપી દેવું જોઈએ. સ્પષ્ટ રીતે કહી દેવું જોઈએ કે હિંદી સંઘ સાથે જોડાયેલા કાશ્મીરમાંથી તાયફાવાળાઓનું લશ્કર પાછું ખેંચો અથવા યુદ્ધ માટે તૈયાર રહો! આવી સ્પષ્ટ ચેતવણી વિના પાકિસ્તાનની સાન ઠેકાણે આવશે નહિ અને અમને ખાતરી છે કે હિંદી સરકાર દૃઢતાપૂર્વક આ માર્ગ લેશે, તો પાકિસ્તાન લડાઈનું જોખમ ખેડવા તૈયાર થશે નહિ. બ્રિટિશ સંગીનોના રક્ષણ નીચેના મુસ્લિમ લીગના ગઈ કાલના હુંકાર અને આજના સામસામા તલવારના ખણખણાટ વચ્ચે બહુ તફાવત છે.

### હૈદ્રાબાદની સ્થિતિ

હૈદ્રાબાદ રાજ્ય અને હિંદી સરકાર વચ્ચે એક વર્ષ માટે જે કરારો થયા છે તેનો સાર આ છે.

૧. હૈદ્રાબાદ રાજ્ય અને પાકિસ્તાન સાથેના જોડાણનો ભય દૂર થયો છે.

૨. સંરક્ષણ, પરદેશ અને વાહનવ્યવહાર ખાતાં હિંદી સંઘને સુપ્રત થઈ ગયાં છે.

૩. યુદ્ધના સમયમાં હિંદી સંઘ પોતાનું લશ્કર હૈદ્રાબાદ રાજ્યમાં રાખી શકે છે.

આ ગોઠવણ હાલ તુરત એક વર્ષ માટે જ છે, પરંતુ હિંદી સંઘ જો આજે, જ્યારે એના પાયા ઊંડા ગયા નથી, ત્યારે આ શરતો કબૂલ કરાવી શકે છે, તો એક વર્ષને અંતે તો આ કરતાયે વધુ મજબૂત બંધનો દ્વારા નિઝામની આપખુદીને ઘેરી શકશે એમાં લેશ માત્ર શંકા નથી.

*નિઝામને બીજા દેશોમાં પોતાના* પ્રતિનિધિઓ રાખવાનો હક્ક મળ્યો છે, પરંતુ તેનો ખાસ અર્થ નથી. આ પ્રતિનિધિ કશું રાજદ્વારી મહત્વ ધરાવશે નહિ અને વ્યાપાર અંગે પણ હિંદના એલચી ખાતા સાથે સંપર્ક રાખીને જ કાર્ય કરી શકશે. નિઝામનું છાયું ઊંચું રાખવા સિવાય બીજું કંઈ જ આમાં નથી.

હિંદી સંઘ પોતાનું લશ્કર ત્યાંથી ખેંચી લેશે અને અંદરના મામલાની જવાબદારી લેશે નહિ, એમાં નવું શું છે? બધાં રાજ્યો સાથે એ જ સ્થિતિ છે.

યુદ્ધ વખતે હિંદી સંઘનું લશ્કર નિઝામમાં રહી શકશે એવી જે કલમ છે, તેમાં નિઝામ સાથેના કરારનું બાહ્ય અને આંતરસ્વરૂપ સ્પષ્ટ થઈ જાય છે. એ શરત આ મતલબની છે. યુદ્ધ સિવાય નિઝામ રાજ્યમાં હિંદી લશ્કર રાખી શકશે નહિ અને જ્યારે રખાશે, ત્યારે પણ નિઝામની સંમતિથી જ; પણ નિઝામ ગેરવાજબી રીતે અસંમત થઈ શકશે નહિ. જે લશ્કર ત્યાં રાખ્યું હશે તે યુદ્ધ ખતમ થયા પછી છ માસમાં ખસેડી લેવામાં આવશે.

આપણે આ કરારથી પૂર્ણ સંતોષ

પામ્યા નથી. સરદાર વલ્લભભાઈ અને હિંદપાર્લમેન્ટના સભ્યોમાં પણ કરાર પરત્વે પૂર્ણ સંતોષ નથી; પરંતુ પરિસ્થિતિનું સમગ્ર દૃષ્ટિએ તોલન કર્યાં પછી અમને ખાતરી થાય છે, કે હિંદી સંઘની અને ખાસ કરીને સરદાર વલ્લભભાઈની મુત્સદ્દીગીરીનો આ મહાન વિજય છે. બીજી બાજુ મજલિસની સરમુખત્યારી, નિઝામની આપખુદી અને પાકિસ્તાનની વ્યૂહરચનાનો પરાજય છે.

એક વસ્તુ કોઈએ ન ભૂલવી જોઈએ: નિઝામે આજે એક વર્ષના કરાર કરી બેડાણુખત સ્વીકાર્યું છે, તેનું કારણ હિંદી સંઘની તાકાત અને નિઝામ, પાકિસ્તાન અને મજલિસની કમતાકાત છે. એમાં લેશ માત્ર શંકા નથી કે જો જૂનાગઢ અને કાશ્મીરમાં પાકિસ્તાન જોર બતાવી શક્યું હોત અને હિંદી સંઘને પીછેહઠ કરવી પડી હોત, તો નિઝામના કરારો જુદી જ રીતે લખાત. આપણે સમજી લેવું જોઈએ કે જો આપણી તાકાતનું પ્રમાણ ઘટશે તો આ કરારો વર્ષ પૂરું થતાં પહેલાં જ ફોક બની જશે અને આપણી તાકાત વધતી જશે તો વર્ષ પૂરું થતાં પહેલાં જ એને કાયમી કરવાની માગણી ખુદ નિઝામ તરફથી આવી પડશે.

આ કરારથી નિઝામ અને હૈદ્રાબાદની પ્રજા વચ્ચેની લડાઈનો અંત આવ્યો નથી. નિઝામે આ તકનો લાભ લઈ સમાધાન સાધવાનો પ્રયાસ કર્યો છે; પરંતુ એ પ્રયાસની પાછળ પ્રામાણિકતા નથી. આપખુદ સત્તા અને વર્ષોથી જે કોમી ઝેરને તેઓ પોષી રહ્યા છે, તેનો અંત આણવાની લેશ માત્ર ઇચ્છા નથી. 'વચગાળાની સરકાર' એ શબ્દો તો ખૂબ આકર્ષક છે. પરંતુ નિઝામની એ 'વચગાળાની સરકાર' સરકાર જ નથી અને જે કંઈ છે તેમાં કોમી ઝેર ઠાંસીઠાંસીને ભરેલું છે.

હૈદ્રાબાદમાં બિન–મુસ્લિમો લગભગ ૮૮ ટકા છે. મુસ્લિમો ૧૨ ટકા છે. આ માત્ર ૧૨ ટકાને ૮૮ ટકાના માથા ઉપર મૂકવાનો પ્રયાસ અંતે તો નિષ્ફળ જવા જ સર્જાયો છે. મજલિસ ભલે ગર્વ કરીને કહે કે મુસ્લિમો ૨૦ લાખ છે, એની સામે રાજ્યકોંગ્રેસ હુંકાર કરી શકે એમ છે, અમે ૧૫૦ લાખ છીએ અને અમારી પાછળ હિંદના બત્રીસ કરોડ માનવીઓનું પીઠબળ છે. નિઝામની અને મજલિસની આપખુદી તોડવી જ જોઈએ. હિંદી સંઘે એક વર્ષના કરાર કરી હૈદ્રાબાદની આસપાસ ભરડો લીધો છે, તે દરમિયાન ત્યાંની આપખુદી ખતમ કરવી જોઈએ. હૈદ્રાબાદની પ્રજાની લડાઈ સમગ્ર હિંદી પ્રજાની અને વિશેષતઃ તમામ રાજસ્થાની પ્રજાની છે. હૈદ્રાબાદનો કિલ્લો જે દિવસે તૂટશે તે દિવસે હિંદની ધરતી ઉપરથી આપખુદી નાબૂદ થઈ હશે. એ કિલ્લો તોડવો જ જોઈએ.

## પેલેસ્ટાઈનનું શું થશે?

સંયુક્ત રાષ્ટ્રોએ મોટી બહુમતિથી પેલેસ્ટાઈનના પણ ટુકડા કરી નાખવાનો નિર્ણય કરી લીધો છે. અને તેને પગલે પેલેસ્ટાઈનમાં ભડકો પેદા થઈ ગયો છે. પેલેસ્ટાઈનના ત્રણ ટુકડામાંથી એક ટુકડો હજાર વર્ષથી ત્યાં વસતા આરબોને મળશે, બીજો ટુકડો દુનિયામાં હડધૂત થતા યહૂદીઓને મળશે અને ત્રીજો ટુકડો જેરૂસલેમ આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા નીચે રહેશે.

પેલેસ્ટાઈનના આ ટુકડા એવા દેશોના નિર્ણયથી થયા છે, જેમને પેલેસ્ટાઈન સાથે

કોઈ જાતનું સ્નાનસૂતક નથી આ ટુકડાની વિરુદ્ધમાં એવા દેશોએ મત આપ્યો છે, જેનું ભાગ્ય પેલેસ્ટાઈન સાથે સકળાયેલું છે, પરંતુ આ દેશો લઘુમતિમાં હતા અને બીજા દેશો બહુમતિમાં હતા એટલે પેલેસ્ટાઈનના દેહછેદનનો નિર્ણય થઈ ગયો

પેલેસ્ટાઈનના ટુકડા કરવાની બાબતમાં રશિયા અને અમેરિકા વચ્ચે એકતા છે એમાં આશ્ચર્ય પામવા જેવું નથી દુનિયાનો દરેક દેશ આજે પોતાની પરિસ્થિતિ અને પોતાનો સ્વાર્થ જોઈને જ પગલું ભરે છે અને સમગ્ર માનવજાતના કલ્યાણની તો માત્ર વાતો જ થાય છે તેનો આ પુરાવો છે

પણ પેલેસ્ટાઈનની ભૂમિના ટુકડા આ ઠરાવ માત્રથી થઈ શકે એવી પરિસ્થિતિ નથી પેલેસ્ટાઈનની પ્રજાની બહુમતિ આરબોની છે દુનિયાના કોઈ પણ કાયદા અનુસાર એ ભૂમિ ત્યાં વસતી આરબ પ્રજાની છે યહૂદીઓનો સવાલ વિકટ છે એમાં શંકા નથી પરંતુ એની યાતનાઓનું પાપ પેલેસ્ટાઈનની આરબ પ્રજાનું નથી જ યહૂદીઓને ઠેકાણે પાડવાના બીજા અનેક માર્ગો પડેલા છે આરબોના વતનના ટુકડા કરી યહૂદીઓને સંતોષવા એ તો વર્તમાન યુગનો મોટો અત્યાચાર છે આરબો એ સહન કરશે નહિ, કરી શકશે નહિ પરિણામે પેલેસ્ટાઈનમાં પાણીપત ઊભું થશે

પેલેસ્ટાઈનના વ્યવસ્થિત ટુકડા કરવાની જવાબદારી જે રાષ્ટ્રોને સોંપાયેલી છે તેમનું તો ગજું નથી કે પેલેસ્ટાઈન અને મધ્યપૂર્વની લોકજવાળાઓ સામે એ ટકી શકે તો શું થશે? મહારાજ્યોનાં લશ્કરો ત્યાં ઊતરશે? મધ્યપૂર્વમાં ભડકો જાગશે? ત્રીજા વિશ્વયુદ્ધનો તણખો ત્યાંથી જ પેદા થશે? જગતની તમામ પ્રજાઓને ચિંતા કરવી પડે એવી સ્થિતિ નિર્માણ થઈ છે

નિર્ણય થઈ ચૂક્યો છે, પણ હજી ટુકડા થયા નથી આરબોએ તલવાર ઉપાડી છે, પણ ઘા હજી કર્યો નથી જેરૂસલેમમાં ભડકો થયો છે, પણ મધ્યપૂર્વની દુનિયામાં હજી દાવાનળ પ્રસર્યો નથી સંયુક્ત રાષ્ટ્રોની સંસ્થાની કસોટી થઈ રહી છે પેલેસ્ટાઈનના ટુકડા થશે તો સંયુક્ત રાષ્ટ્રોની સંસ્થાના પણ ટુકડા થશે એમાં સંદેહ નથી કોઈ ચમત્કાર નહિ થાય તો દુનિયાનું ભાવિ ભયાનક છે

આંતરરાષ્ટ્રીય મોરચે

દુનિયાના તખ્તા ઉપર જોઈએ તો કાયમી શાંતિ સ્થપાવાના ચિહ્નો ક્યાંય નજરે પડતા નથી રશિયા, અમેરિકા, બ્રિટન અને ફ્રાન્સ એ ચાર મહારાજ્યોના વિદેશમંત્રીઓની પરિષદ લાંબી લાંબી મંત્રણાઓને અંતે પોતાની નિષ્ફળતા જાહેર કરીને વિખરાઈ ગઈ છે દુનિયા જાણે બે ભાગમાં વહેંચાઈ જતી હોય અને એ બે ભાગ એકબીજાને ગળી જવા ઇચ્છતા હોય એવી સ્થિતિ સરજાતી જાય છે રશિયા અને અમેરિકા એ બે ભાગના અગ્રણીઓ છે બીજા વિશ્વયુદ્ધમાં જગત ખોખરું થયું છે, પરંતુ તેનો નાશ થયો નથી ત્રીજું વિશ્વયુદ્ધ આવશે તો આ જગતને કોણ બચાવી શકશે? સર્વનાશનાં ભયાનક શસ્ત્રો શોધાતાં જાય છે અને કયા સાધનોથી વધુમાં વધુ નાશ કરી શકાય તેની હરીફાઈ ચાલી છે

આવી સ્થિતિમાં ક્યારેક આપણું અંતર નિરાશાથી ઘેરાઈ જાય એ સ્વાભાવિક છે, પરંતુ વિશ્વના સરજનહાર ઉપરની શ્રદ્ધા આપણે ગુમાવવી ન જોઈએ અમેરિકાના

અણુબૉમ્બની સાથે રશિયાનો અણુબૉમ્બ એટલા માટે જ કદાચ શોધાયો હશે કે, બેમાંથી કોઈ એનો ઉપયોગ ન કરી શકે. દુનિયાના બે ભાગ પણ કદાચ એટલા માટે જ પડતા હશે કે દરેકને એકબીજાની ગરજ રહ્યા કરે.

ગમે તેમ હોય, સ્વતંત્ર હિંદ જો દુનિયાની આ હરીફાઈમાં ઊતરશે નહિ અને પોતાની સામે માનવકલ્યાણનું ધ્યેય રાખશે, તો જગતમાં શાંતિ સ્થાપવાનો યશ એને જ પ્રાપ્ત થશે.

### ઓરિસ્સા અને છત્રીસગઢ

તા. ૧૫મી ઑગષ્ટ પછી આ દેશનાં તમામ રાજસ્થાનોમાં અસંતોષની જ્વાળાઓ પ્રગટી ઊઠી છે. ચારે બાજુ અશાંતિ છે. સિંધુનો બંધ તૂટી જાય અને જેવી સ્થિતિ થાય એવું બધે દેખાય છે. વર્ષોની જડતા તૂટી છે. માનવવિચાર જાગ્યો છે એટલું જ નહિ, પાગલ પણ બની ગયો છે. આ જનશક્તિની સામે ઊભા રહેવાનો જે પ્રયત્ન કરે છે તે જૂનાગઢના નવાબ મહોબતખાનની દશાને પામે છે અને જે એનો સત્કાર કરે છે તે પ્રજાનો પ્રેમ જીતી લઈ જીવનભરની સલામતી મેળવે છે.

ઓરિસ્સા અને મધ્યપ્રાંતના કેટલાક રાજવીઓએ ડહાપણ વાપરીને પોતાના રાજ્યનો વહીવટ કાયમ માટે હિંદી સરકારને સોંપી દીધો. તે માટે ત્યાંનાં રાજા-પ્રજા અભિનંદનને પાત્ર છે. જે યુગમાં આપણે જીવીએ છીએ તે યુગમાં નાનાં રાજ્યો પોતાની હસ્તી ટકાવી શકે એમ નથી. નાનાં રાજ્યોએ હવે તો જૂથ રચવાનો વિચાર પણ છોડી દેવો જોઈએ અને નજીકના પ્રાંત સાથે પોતાનું ભાગ્ય જોડી દેવું જોઈએ.

ગુજરાતનો જ વિચાર કરીએ. મહારાષ્ટ્ર જુદો પ્રાંત બને અને મુંબઈ મહારાષ્ટ્ર સાથે જોડાય અથવા એનોયે જુદો પ્રાંત રચાય તો ગુજરાતની શી સ્થિતિ થાય? ગુજરાતની વસ્તી લગભગ એક કરોડ. આમાં સિત્તેર લાખ તો રાજસ્થાની પ્રજા. આ સિત્તેર લાખ પ્રજાજનો લગભગ બસો પચાસ રાજ્યોમાં વહેંચાયેલા છે. આ સ્થિતિમાં પ્રાંતનો વહીવટ કેમ ચાલે? એ વિકાસ શી રીતે સાધી શકે? એની નદીઓનો ઉપયોગ કેમ થાય? એનાં બંદરો શી રીતે ખીલે? ગુજરાતે એક થવું જ જોઈએ. બહુબહુ તો બે કે ત્રણ વિભાગો રચી શકાય અને તે પછી એ વિભાગો પરસ્પર જોડાઈ જાય. આમ કર્યા સિવાય આપણો ઉદ્ધાર જ નથી.

### નિયમનો જાય છે

અનાજ, કાપડ, ખાંડ અને બીજી વસ્તુઓ ઉપરનાં નિયમનો દૂર કરવાની દિશામાં આપણી સરકારે પગલાં ભરવા માંડ્યાં છે, તે યોગ્ય થયું છે. નિયમનોથી આપણું જીવન ગૂંગળાઈ ગયું છે. આપણી સાહસવૃત્તિ ક્ષીણ થઈ ગઈ છે. લાંચરુશવતનો કોઈ પાર નથી. આ નિયમનોથી આપણો સર્વાંગી વિકાસ રુંધાઈ ગયો છે.

પરંતુ એક વસ્તુ આપણે ન ભૂલવી જોઈએ. નિયમનો દૂર થતાં આપણી જવાબદારીઓ વધે છે. સ્વાર્થલોલુપ વેપારીઓને આપણે જીતવાના છે. તેઓ ન સમજે તો લોકમતના નૈતિક બળ દ્વારા એમને કબજામાં લેવાના છે. આપણે આ જવાબદારી અદા કરીને સ્વતંત્ર નાગરિક તરીકેની યોગ્યતા પ્રાપ્ત કરીએ.

*

# સત્યં શિવં સુંદરમ્

લેખક
શ્રી. કાકાસાહેબ કાલેલકર

માનવજાતના 'શિવં સુંદરમ્'ની ઉપાસના એટલે સત્ય શિવ ને સુંદરમ્‌ની સાધના. ઘણા પ્રાચીનકાળથી આપણે આ ત્રિપુટીની ઉપાસના કરતા આવ્યા છીએ. પરંતુ એનું મૂળ કયું, એનું સાચું સ્વરૂપ શું એ માટેની વાતચીત કરી, એ ત્રિપુટીનો સમન્વય સાધવા માટે વ્યક્તિએ શું શું કરવું જોઈએ એ સઘળું અતિ વિશદ રીતે કાકાસાહેબે પોતાની અનોખી શૈલીથી આ પ્રવચનમાં સમજાવ્યું છે. કાકાસાહેબની મર્મગ્રાહી દૃષ્ટિ આપણને જીવનનું પાથેય આપી જાય છે.

સત્ય, શિવ ને સુંદરમ્ આ ત્રિપુટી આવી ક્યાંથી? આ શબ્દો તો આપણા ધર્મગ્રંથોના છે, વેદાંતના છે. પરંતુ એ વસ્તુ આવી ગ્રીક લોકો તરફથી. એમણે ઊંડા વિચાર પછી નક્કી કર્યું કે જીવનમાં મેળવવા જેવી જો કોઈ વસ્તુઓ હોય, તો તે આ ત્રણ છે. જીવનની કૃતાર્થતા પણ એમાં જ છે. અને એમણે ત્રણ શબ્દો ભેગા કર્યા: ધી ટ્રુથ, ધી ગુડ અને ધી બ્યુટીફુલ. આ કલ્પના ગ્રીક લોકોએ આપણને આપી ને આખી દુનિયાને પણ આપી.

આપણે ત્યાં પણ પહેલાં એને આપણે સત્, ચિદ્ અને આનંદને નામે ઓળખતા હતા. મહર્ષિ દેવેન્દ્રનાથે બંગાળમાં બ્રાહ્મો સમાજ—આપણા પ્રાર્થના સમાજ—માં આ ત્રણે વસ્તુઓ ઉપર ખૂબ ભાર મૂક્યો. મહારાષ્ટ્રમાં આજકાલ આ વિષય ઉપર ઘણી જ ચર્ચાઓ ચાલે છે ને અનેક લેખો લખાય છે. એ લોકોનો તો સ્વભાવ છે, કે એક વખત ચર્ચાની પાછળ પડ્યા કે બીજો એવો ચર્ચાનો વિષય ન મળે ત્યાં સુધી એ ચર્ચા ચાલુ જ રહે. એક ભાઈએ મને કહ્યું કે 'આ ત્રણમાંના એક પાછળ—સૌંદર્ય પાછળ—પડીએ, તો બીજા બેની જરૂર નથી, બીજા બે સાથે એને નિસ્બત નથી.' નિશાળમાં કે રસ્તે ચાલતાં હાથમાં ટાંકણી લઈ ફરનાર છોકરા જેવી મારી રમૂજવૃત્તિ છે, મેં એમને કહ્યું:

'ત્યારે તો હું તમને ગાળો દઉં, એનો છંદ લલિત હોય, એના શબ્દો સુંદર હોય, કહેવાણું પણ સુંદર રીતે હોય, તો તમે એ ગાળો સહન કરો ખરા?' એમણે ધડ દઈને 'ના' પધરાવી. મેં બીજું દૃષ્ટાંત આપ્યું: 'આપણા નાના બાળકોના હાથ અત્યંત સુંદર હોય છે, તો ફૂલદાનીમાં ફૂલોને બદલે નાના બાળકોના એ હાથ કાપીકાપીને મૂકીએ તો ચાલે કે નહિ?'

એમણે તુરત જવાબ આપ્યો: 'એવું કરનારનું તો ખૂન કરવાનું મન થઈ જાય!'

'માટે' મેં કહ્યું, 'આ ત્રણેય વસ્તુ એક જ છે. અવિભાજ્ય છે, એમને છૂટી પાડી શકાય જ નહિ.'

લિંગાદ્વૈતના એક ગ્રંથમાં મેં વાંચ્યું હતું:

'સૌથી ઉત્તમ આનંદ કયો?' એક વખત શિષ્યે ગુરુને પૂછ્યું.

ગુરુએ જણાવ્યું: 'અદ્વૈતાનંદ!'

'અને એથી ચઢિયાતો કોઈ આનંદ છે ખરો?'

'હા, વાદાનંદ!' ગુરુએ જણાવ્યું.

આવા નકામા વાદવિવાદમાંથી આનંદ મેળવનારાઓને આપણે કહી દઈએ, કે 'ભાઈ, અમે હાર્યા, તમારી સાથે અમે વાદ કરવાના નથી, તમને વાદાનંદ મળવાનો નથી.' શ્રીરામાનંદે જીવનમાં ત્રણ ચીજને મહત્ત્વ આપ્યું છે: કર્તૃત્વ, જ્ઞાતૃત્વ ને ભોક્તૃત્વ. જાણવાપણાના સ્વભાવથી માણસ સત્ય તરફ જાય છે, કર્તૃત્વ તરફના સ્વભાવથી એ શિવમ્ તરફ વળે છે ને ભોગવવાપણાને અંતે માનવી સૌંદર્ય તરફ જાય છે.

જે વસ્તુ પ્રથમ સુખદ હોય તે પાછળથી દુઃખદ બને છે એ સાચું, પણ મુખ્યત્વે એ વાત તો શારીરિક સુખને જ લાગુ પડે છે; પણ સૌંદર્યની પ્રતીતિ તો શરીરભોગ–શરીરઆનંદથી નિરપેક્ષ છે. એ અખંડ આનંદ છે. રામાનંદના આ ત્રણ સિદ્ધાંતોમાં આપણા ત્રણે આદર્શો આવી ગયા.

સમાજના પુરુષાર્થીઓને જ્યારે જોઉં છું ત્યારે મને લાગે છે કે આ ત્રણેની ઉપાસના કરનારા આપણે ત્યાં બહુ જ થોડા લોકો છે. સત્યનો ઉપાસક એ, જે સત્યને ખાતર ગમે તે છોડી દેવું પડે, તો તેનો વિના સંકોચે ત્યાગ કરે. છેક નાનપણથી અમુક વસ્તુને હું સત્ય તરીકે માનતો આવ્યો હોઉં, પણ જે ઘડીએ મને અનુભવ થાય કે જેને સત્ય માનતો હતો એ અસત્ય છે, તો તે જ પળે મારે એનો ત્યાગ કરવો ઘટે. એવું કરે એનું નામ સત્યનો ઉપાસક. જેમ મારા હાથમાં ફૂલ છે એમ હું માનતો હોઉં પણ એ વીંછી છે એમ મને જ્યારે લાગે, ત્યારે તુરત જ હું એને ફેંકી દઉં, તેમ અસત્ય પરથી સત્યની પ્રતીતિ થાય તરત જ અસત્યને ત્યજી દેવું જોઈએ.

સત્યની ઉપાસના દુર્ગાની ઉપાસના કરતાં યે આકરી છે, અણુબૉમ્બ કરતાં યે વધુ સ્ફોટક છે. મોટા વેગથી ચાલતી ટ્રેનને વેક્યુમ બ્રેકથી એકદમ થંભાવીને ઊલટે રસ્તે લઈ જનાર ડ્રાઈવર જેવી શક્તિ હોય તે જ શક્તિનો ઉપાસક બની શકે. જેમ પતિવ્રતા નારી કહે છે કે 'પતિ સુખ આપે કે દુઃખ આપે, અરે, એની પાછળ વૈધવ્ય મળે તો તે પણ સહી લેવા હું તૈયાર છું,' તેમ સત્યવૃત્તિ ધરાવનારમાં 'મને મરણ તરફ લઈ જાય તોયે હું સત્ય પાળીશ,' એવું કહેવાની શક્તિ જોઈએ.

સત્યાગ્રહ એટલે એમાં આગ્રહ હોય તો તે એક માત્ર સત્યપ્રાપ્તિનો જ. 'મને જે ક્ષણે જે સત્ય લાગે છે તેને જ વફાદાર રહીશ' એવો આગ્રહ.

જર્મનીના એક ફિલસૂફે એના 'રીકવરી ઑફ ટ્રુથ' નામના પુસ્તકમાં કહ્યું છે: 'ધી સ્પિરિટ ઑફ ટ્રુથ વિલ લીડ યુ ટુ ઑલ ટ્રુથ.' (સત્ય માટે ઉમંગ હોય, ઉત્સાહ હોય તો સર્વાંગસંપૂર્ણ સત્ય તરફ આપણને દોરી જશે.) મતલબ કે 'સત્યને જ હું વળગી રહું. સત્યની જ હું ઉપાસના કરું' એ જાતનો મનોભાવ કેળવવો જોઈએ. સત્યપરાયણતા એ જ મોટી વસ્તુ છે. જેને એ હોય તેને સત્ય પોતે દર્શન આપે જ છે. 'વસ્તુ મને સાચી લાગી તો તે પ્રમાણે જીવનમાં હું ફેરફાર કરી નાખીશ,–સમાજ મારો બહિષ્કાર કરે તોપણ.' આ જાતની ઉપાસના કરે તે જ ખરો સત્ય + આગ્રહી.

જીવનસાધનામાં પ્રથમ સ્થાન સત્યનું છે, શિવમ્ ને સુંદરમ્‌નું પછી. આ સૂત્રમાં સત્યને પ્રથમ મૂકવામાં આવ્યું છે. સમાજમાં કેટલાક સગવડો પ્રમાણે,

સંકેત (કન્વેનશન) પ્રમાણે ચાલે છે. દા. ત. મુંબઈનો નિયમ છે કે ગાડીવાળા ડાબી બાજુથી હાંકે, ને રસ્તે જનારા જમણી તરફથી જાય. એ નિયમ છે એ પ્રમાણે ચાલવું જોઈએ. કાલે ફરીને બીજો નિયમ થાય તો તે વખતે જે સત્ય હોય તેનું જ પાલન કરવું જોઈએ.

સૃષ્ટિના નિયમો છે તે પણ સત્ય છે. વધારેપડતું ખાઈએ તો માંદા પડીએ. વધારેપડતા દાનથી પણ દાન લેનાર બગડે છે, એ પણ કાલાબાધિત સત્ય છે. સત્યની ઉપાસનાનાં બધાં મળીને તેર પગથિયાં છે.

શિવની ઉપાસના પણ એટલી જ આકરી છે. એનાં બે મુખ છે શિવ અને રુદ્ર. કાયદામાં છે, સાચો માણસ કદી ખોટું કરે જ નહિ. કે (રાઈટ ફ્રૅગ્સ નો મેન) ધારો કે હું ધન પાછળ પડ્યો છું. અનેકરીતે મારું ધન વધતું જતું હોય, પણ એથી જો બીજાનું અકલ્યાણ થતું હોય, તો એ શિવમય નથી. વિચારો કરીને બેસી રહેવાથી ઉપાસના થવાની નથી. આજની સમાજરચના શિવમય નથી, અશિવમય છે આજે કેટલાયે લોકો શિવની પ્રાપ્તિ માટે અશિવની સાધના કરે છે. આમાં આપણને કદાચ લાગે કે સતત આમ કર્યે જવાથી અશિવને વળગી જવાશે; પણ એનો અર્થ એમ તો નહિ જ કહી શકાય કે કશું યે કરીએ જ નહિ.

ધનવાનો ગાંધીજી ઉપર રાજી છે. ગાંધીજીની ટ્રસ્ટીશીપની ભાવના એમને અનુકૂળ છે. એનો–એ ટ્રસ્ટીશીપનો–પણ સેવાધર્મ હોય છે. એને નામે–ટ્રસ્ટીમંડળને નામે–સંપત્તિ છે, પણ એ એની નથી. એ સંપત્તિના–ટ્રસ્ટના ઉપયોગ કરવાના પણ નિયમો છે; એ પ્રમાણે ન ચાલો તો માલિકને નહિ પણ ટ્રસ્ટીઓને તો ખસેડી જ શકાય.

આખી યે સંપત્તિ–લક્ષ્મી, સમાજની–વિષ્ણુની–સર્વવ્યાપ્ત સમાજની છે. દૂધપીતું બાળક માતાને દૂર ન કરી શકે તેમ લક્ષ્મીપુત્રો–સમાજના પુત્રો દૂધ પીએ પણ એને–સમાજને–લક્ષ્મીને તો અવગણી ન જ શકે. સમાજના કલ્યાણ અર્થે ધન ખર્ચાય એ શિવની ઉપાસના. બધાનું કલ્યાણ કરવા જતાં જે માર્ગો લઈએ તે અકલ્યાણકારી ન હોવા જોઈએ. એ રીતે જોતાં અત્યારની સમાજરચના સાવ નકામી છે.

હવે લઈએ ત્રીજી ઉપાસના. સિનેમાનાટક જેવા બજારમાં ગયા, બાગમાં ફર્યા, સાડીઓ લીધી, એ સુંદરતાની ઉપાસના નથી હવે પાછી એવા દિવસો આવવાના છે, કે જેમ ખોટે રસ્તે મોટર લઈ જનારને સજા થાય છે તેમ કઢંગી રીતે કોઈ મકાન બાંધે કે કપડાં પહેરે, તો એને પણ સજા થાય. જેમ કોઈ નાગો ફરે અને એને સજા થાય તેમ ખોટી રીતે ટોપી કે પાઘડી પહેરે તેને સજા થાય, આવું માનનારા લોકો દુનિયામાં પડ્યા છે ખરા. આવાઓના હાથમાં રાજ્ય આવી જાય, તો જોગ મળી જાય. તમારે ટોપી પહેરવી પડશે, કોટનાં બટન દેવાં પડશે.

લગ્નમાં આપણે અમુક કાયદા કર્યા છે. પોતાના કલ્યાણ–હિત–માટે ભાઈ–બહેન પરણી શકતાં નથી જો કે પશુપક્ષીમાં એમ છે જ, પણ એવી જ રીતે સુંદરતાની ઉપાસના કરતી વખતે સમાજમાંની અસુંદરતાનું નિકંદન કાઢવું જોઈએ. મેં કહ્યું તેમ સુંદરતાનો દ્રોહ કરનારને સજા મળે એવા દિવસો આવવાના છે. પોર્ટુગીઝ

મોક્ષ નગરના ચાર દ્વારપાળો છે. શમ, વિચાર, સંતોષ ને સત્સંગ. આ ચારેયનું મહત્ત્વ મનુષ્યે જાણવું જોઈએ.

•

તત્ત્વજ્ઞ પુરુષો દેહ રહે ત્યાં સુધી સઘળી અવસ્થાઓમાં સમાન મન રાખી, કર્મેંદ્રિયો વડે યોગ્ય વ્યવહાર કરે છે; પરંતુ જેમ તલવાર વડે આકાશ કાપવું સંભવિત નથી, તેમ દેહ છતાં દશા પ્રાપ્ત ન થાય, એ અસંભવિત છે.

બ્રહ્મા વગેરેને પણ પ્રારબ્ધ કર્મ અનુસાર પ્રાપ્ત થતી દેહદશાનો નિર્વાહ કરવો પડે છે. એ નિયતિનો જ નિશ્ચય છે, એનો ભંગ કોઈથી થઈ શકતો નથી.

'યોગવાસિષ્ઠ'

•

જ્ઞાનીઓ કહે છે એ (મનુષ્ય) ભવ બહુ દુર્લભ છે. અતિ પુણ્યના પ્રભાવથી એ દેહ સાંપડે છે; માટે એથી ઉતાવળે આત્મસાર્થક કરી લેવું. કોઈ પણ અન્ય દેહમાં સદ્ વિવેકનો ઉદય થતો નથી, અને મોક્ષના રાજમાર્ગમાં પ્રવેશ થઈ શકતો નથી. મોતનો પણ નિશ્ચય આપણે જાણી શકતા નથી; માટે જેમ બને તેમ ધર્મમાં ત્વરાથી સાવધાન થવું.

'રાજચંદ્ર'

•

મિત્રભાવથી બરાબર જોડાયેલાં બે સુંદર પક્ષીઓ એક જ વૃક્ષ પર માળો કરીને રહે છે. તેમાંનું એક (તે વૃક્ષનું) સ્વાદિષ્ટ લાગતું ફળ ખાય છે; (પરંતુ) બીજું છે તે ખાતું નથી અને બધું ચોમેર જોયા કરે છે. (બેઉ પક્ષીના નિવાસરૂપ એ) એક સરખા વૃક્ષમાં–તેના ફળના સ્વાદમાં–ગરક થઈને પુરુષ (તે રૂપી એક પક્ષી, તેના સ્વાદના) મોહમાં પડે છે અને પોતાની અવશતાને લઈને ધાર્યું મેળવવાની શક્તિ પોતામાં ન હોવાથી દુઃખી થાય છે, શોક-ચિંતામાં પડે છે. જ્યારે તે બીજા(પક્ષી)ને સર્વનું પ્રેમપાત્ર કે પૂજ્ય બનેલું, સર્વ શક્તિવાળું અને આ બધા એના મહિમાવાળું જુએ છે, ત્યારે તેનો શોક ટળે છે–તે શોકરહિત, મોહરહિત સદા સુખી બને છે. જ્યારે (ઉપરના મંત્રમાં કહ્યું તેમ, બીજા ઈશ–પક્ષીને) જોનારો એમ જુએ છે, કે (સામેનો પક્ષી મિત્ર) પુરુષ સુવર્ણ પેઠે સ્વયંપ્રકાશ, (સંસારવૃક્ષનો) કર્તા તથા સ્વામી અને આ બધાના પ્રભવસ્થાન બ્રહ્મરૂપ છે, ત્યારે એ દર્શનથી વિદ્વાન બનેલો અને પાપપુણ્ય–એટલે કે કર્મમાત્રને ધોઈ કાઢીને [સરખાવો: ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते। (ગીતા ૪-૩૭) જ્ઞાનરૂપી અગ્નિ બધાં કર્મોને બાળી નાખે છે.] નિરંજન, નિર્લેપ થયેલો એ (સાધક મનુષ્ય પેલા જુદા લાગતા પક્ષી મિત્ર સાથે) પરમ સમતા કે એકતાને પામે છે. (તે પક્ષીને દેખાય છે, કે સામેવાળા સદા સુખી અને ઈશ પક્ષીમાં અને પોતામાં કાંઈ ફરક નથી; પોતે અત્યાર સુધી ખાલી દુઃખી થયું.)

'મુંડકોપનિષદ'

★

# સાચો ધર્મ

લેખક
સાને ગુરુજી

મહારાષ્ટ્રના સાને ગુરુજી એટલે આપણા રવિશંકર દાદા જોઈ લો બન્ને એવા જ પવિત્ર પુરુષો તફાવત માત્ર એટલો જ કે સાને ગુરુજીએ યુનિવર્સિટીની એમ એ ની ઉપાધિ મેળવી છે ને તેઓ ઉચ્ચ કોટીના લેખક છે ત્યારે રવિશંકર દાદા તતઅનુભવની સંસ્કૃતિની ૨૧૦ મયાળીએ કહ્યું હતું તેમ, જીવન વિદ્યાપીઠ છે

સાને ગુરુજીને જેણે બોલતા સાંભળ્યા હશે તેને પ્રતીત થશે કે એમની વાચા પાછળ આત્મપ્રતીતિનું અદ્ભુત પીઠબળ હોય છે મહારાષ્ટ્ર સમાજના કોઈ પણ વર્ગમા સૌથી વધુ વંચાવાનુ માન સાને ગુરુજીને પ્રાપ્ત થાય છે એ પવિત્ર આત્માની પવિત્ર વાણી દ્વારા આપણામા સાચા ધર્મની જાગૃતિ થાય એટલા માટે એમના મૂળ મરાઠીમાથી આ લેખ આભાર અહીં ઉતારાય છે

દેશભક્તિ, ધર્મપ્રીતિ, માતૃભક્તિ વગેરે અનેક શબ્દો આપણે સાંભળીએ છીએ અમુક માણસ મોટો દેશભક્ત છે મોટો માતૃભક્ત છે, મોટો ધર્મભક્ત છે એમ આપણે કહીએ છીએ આનું ખરેખર રહસ્ય જોઈએ, તો શો અર્થ નીકળે છે?

હું મારી માતા ઉપર પ્રેમ રાખું છું; માતૃમહિમાને હું ઓળખું છું હું જો માતૃમહિમાને ખરેખર ઓળખતો હોઉં, તો હું સર્વ માતાઓને નમસ્કાર કરું કોઈ પણ માતાનું હું અપમાન થવા દઈશ નહિ મારી માતાના સુખ માટે બીજી કોઈ માતાને જો હું ધૂળમાં મેળવવા ઇચ્છું, તો હું માતૃમહિમા બરાબર જાણું છું એવું કહી શકાય નહિ મારી માતૃભક્તિથી અન્ય માતાઓનું પણ સન્માન કરવાનું મારે શીખવું જોઈએ

તે જ પ્રમાણે ધર્મનું માતાના દૂધથી આપણા દેહનું પોષણ થાય છે તે જ પ્રમાણે ધર્મના સદ્વિચારરૂપી દૂધથી આપણાં હૃદય ને બુદ્ધિ પોષાય છે મારો ધર્મ મને પૂજ્ય, તે જ રીતે બીજાનો ધર્મ બીજાને પૂજ્ય મારા ધર્મનો જો હું સાચો ભક્ત હોઉં, તો અન્યના ધર્મ માટે પણ આસ્થા રાખું અન્યના ધર્મનું ટીખળ કરવામાં ધર્મનું મહત્ત્વ છે એમ સમજવું જોઈએ નહિ અન્ય ધર્મ પરત્વે સહાનુભૂતિ ને સદ્ભાવ બતાવવાનું જે શીખે છે તેને જ પોતાના ધર્મ પરત્વે સાચો પ્રેમ છે એવું સમજવું જોઈએ

દેશભક્તિનું પણ એ જ પ્રમાણે છે હું મારા દેશ ઉપર પ્રીતિ રાખું છું, એનો અર્થ અન્ય દેશોનો દ્વેષ કરવો એવો નથી મારો દેશ મને પ્રિય ને પૂજ્ય તે જ પ્રમાણે બીજાનો દેશ બીજાને પ્રિય ને પૂજ્ય તેની મારા તરફની ભાવના મારે ઓળખવી જોઈએ ભારતવર્ષનો ભક્ત બીજા દેશ પ્રત્યે દ્વેષ નહિ કરે ઇંગ્લંડ પર પ્રીતિ રાખનારા થોડા જો હિંદુસ્તાનને ધૂળમાં મેળવે તો તેઓ ખરી ઇંગ્લંડભક્તિ બતાવતા નથી એમ કહેવાય

ઉપનિષદોમાં બે મહાવાક્યો છે 'તત્ત્વમસિ' અને 'અહં બ્રહ્માસ્મિ' હું બ્રહ્મ છું ને તું પણ બ્રહ્મ છે હું સારો છું, તું પણ સારો છે મારો ધર્મ મને ભલો, તારો ધર્મ તને ભલો મારો દેશ મને પ્યારો તારો દેશ તને પ્યારો આપણે અન્યોન્યની ભાવના સંભાળી રહીએ શત્રુનો રાષ્ટ્રધ્વજ હાથમાં આવ્યો હોય તો તેનું દ્વેષથી અપમાન ન કરીએ ૧૯૦૪-૫માં રશિયા-જાપાન યુદ્ધમાં

રશિયા પાસેથી આંચકી લીધેલા રાષ્ટ્રધ્વજો જાપાની સિપાહીઓએ ફાડ્યા નહિ, અપમાનિત કર્યા નહિ. હા, લડાઈ હોય, પરંતુ રાષ્ટ્રધ્વજ એટલે તો સારીયે જનતા-સમગ્ર રાષ્ટ્ર. તેનું અપમાન કરવું કોઈ કામનું નથી.

સાચી ભક્તિનો આ અર્થ જ્યારે આપણે લક્ષમાં લઈએ, ત્યારે દેશભક્તિ ને ધર્મપ્રીતિ મારણહાર ન બનતાં સર્વનાં તારણહાર બને; પરંતુ એ કોણ કરે ? ○

*

થાણા જિલ્લાના ખોડીં ગામની આ એક સત્યકથા છે. એ ગામમાં એક ટાંગાવાળો હતો. એ ટાંગાવાળો મુસલમાન ખાટકી હતો. એ ટાંગાવાળાનું કામ કરતો ને ખાટકીનુંયે કામ કરતો; પરંતુ તેમ છતાં યે કુટુંબના પોષણપૂરતું એને મળતું નહોતું. સ્ટેશન પર મોટરોની આવજા શરૂ થઈ; એટલે ટાંગાવાળાનો ધંધો બેસી ગયો. ખાટકીનો ધંધો પણ આપણા આ ટાંગાવાળાને ફાવતો નહિ. એક તો એની પાસે પૂરી મૂડી નહોતી ને બીજું એને આ ધંધામાં ખાસ રસ નહોતો. નાઇલાજે જ એને ખાટકી બનવું પડ્યું હતું; પરંતુ ગમે ત્યારે પણ આ ધંધો છૂટશે જ એવું એને લાગ્યા કરતું હતું.

એ ખાટકીને ટાંગાવાળાનું દેવું હતું. એ દેવું તે કેવી રીતે ફેડી શકે ? પેટ ભરીને ઘરમાં ખાવાનું નહિ ને નહિ ચોખ્ખી રીતે રહેવાનું. શું કરે બિચારો ! જો કંઈ થોડું ઘણું બચે તો તો શાહુકારને આપી દે. શાહુકારનો રોષ શાંત કરવા માટે તે એને પગે પડતો ને આંખમાં આંસુ લાવતો; પરંતુ એક દિવસ તો શાહુકાર ઘણો જ ક્રોધે ભરાયો :

'બસ તારા પર ફરિયાદ કરું. અરે, હવે તે કેટલા દિવસ જોવી ? વ્યાજ યે તું આપતો નથી.' આ પ્રમાણે શાહુકારની ક્રોધકથા શરૂ થઈ.

"શેઠજી, ગુસ્સે ન થાઓ. મને ઘરમાંથી કાઢી મૂકશો નહિ. બાલબચ્ચાંને લઈ હું તે ક્યાં જાઉં રહેવા ? વડીલોથી ચાલતું આવેલું આ ઘર છે, રહેવા દો એટલું. દયા કરો,' ખાટકી બોલ્યો.

'દયા કરો ? આ વ્યવહાર છે, વ્યવહાર એવો જ જોઈએ. હા, ધર્મ વખતે દયા. વ્યવહારમાં દયા કરે તો કેમ ચાલે?' એ શેઠ બોલ્યા.

ખાટકી ઘેર ગયો, પત્ની અને તે બંને વિચાર કરતાં બેઠાં. કાંઈ કરતાં કાંઈ ઉપાય સૂઝ્યો નહિ. નાના છોકરાઓ ઠંડીમાં ઠરી જતા હતા. માતાએ બાળકોને છાતી સરસાં ચાંપ્યાં. અંતે પતિને તેણે કહ્યું:

'ખાટકીનો ધંધો જરા બરાબર કરોને? એમ કંટાળવાથી કેમ ચાલશે ? તમારે બકરાંની ગરદન કાપવી નથી પરંતુ શાહુકાર તમારી ગરદન કાપવા તૈયાર છે. આપણાં બાલબચ્ચાંઓ ભૂખ્યાં ન રહે, તેઓ નિરાધાર ન બને એટલા માટે તમે આ ધંધો કરો.'

'રે, પણ ધંધામાં કેટલી હરીફાઈ! એકદમ ખરીદી કરીએ તો જ પ્રાણીઓ સસ્તાં પડે. એકબે લેવાં પરવડે નહિ.' એણે કહ્યું.

'શાહુકાર પાસે વળી બીજું દેવું કરો, તે આપશે.' પત્નીએ કહ્યું.

*

'તમારું દેવું હું જરૂર ચૂકવી આપીશ; પણ મારે વધારે મૂડી જોઈએ છે. બીજા સો રૂપિયા દો. ત્રણસોનો કાગળ કરીને પણ આપો.' ખાટકીએ શાહુકારને કહ્યું.

'હં...આમ હિંમત રાખ. બીજા ખાટકીઓને બંધ કરી દે. કેટલા, સો રૂપિયા જોઈએ છે, એમ કહે છે? હરકત નહીં, આપું છું; પરંતુ જેમ જેમ તને મળે તેમ તેમ દેવું ભરપાઈ કરી દેવું જોઈશે.'

૭૧૨૬

શાહુકારે કહ્યું. "શેઠ, રોજ રૂપિયો એક આપતો જઈશ.' ખાટકી બોલ્યો.

'વાહ, સરસ, હવે પૈસા આપું.' આમ કહી શાહુકાર ઘરમાં ગયો. ઘરની અંદરના ભાગમાં પત્ની ઊભી હતી, એની આંખમાં આંસુ આવ્યાં હતાં. એનું મુખ ફીકું પડી ગયું હતું. 'કેમ રે! શું થયું. ઉપવાસ લાગ્યો લાગે છે?' શાહુકારે પૂછ્યું.

'મને તો કંઈ યે ઉપવાસ લાગ્યો નથી. પરંતુ તમારી આ કસાઈવૃત્તિ હૈયે લાગે છે. આ શું કરીએ છીએ આપણે? હમણાં આપણા ઉપવાસના દિવસો છે, જૈનધર્મનાં પર્યુષણ હમણા શરૂ નથી થયાં શું? પરમ દા'ડે શું મહાવીર જયંતી નથી આવતી? આપણે જૈનધર્મીઓ કહેવાઈએ. જૈનધર્મ અહિંસા શીખવે છે. અને તમે આવા એક નિરુત્સાહી ખાટકીને ઉત્તેજન આપી મોટો ખાટકી બનાવવા માગો છો! આ બધું શું કહેવાય?' પત્ની સમક્ષ એનાથી કંઈ બોલી શકાયું નહિ.

'અરે પણ આ તો વ્યવહાર છે.' એણે કહ્યું.

'વ્યવહાર સાથે ધર્મનો જો સંબંધ ન હોય, તો એ ધર્મની શી કિંમત વારુ? વ્યવહાર સુંદર બને, મંગળ બને એટલે જ તો ધર્મની જરૂર છે.' પત્નીએ કહ્યું.

'મારે ચર્ચા કરવી નથી. તમારે અબળાઓએ વચ્ચે પડવું નહિ.' એમ બોલીને તે બહાર આવ્યો.

ત્રણસો રૂપિયાની નવી પ્રોમીસરી નોટ તૈયાર થવા માંડી. એ પવિત્ર સતીથી આ સહ્યું ગયું નહિ, તે બહાર આવીને બોલી:

'તમે જો આવું કામ અટકાવનાર ન હો, તો મારો આ ઉપવાસ કાયમનો બનશે.'

આ ગંભીર શબ્દો સાંભળી શાહુકાર તો થંભી જ ગયો. એણે ઘણી યે ચર્ચા કરી; પરંતુ પત્નીનો નિશ્ચય અડગ રહ્યો. એનો તો મોઢેથી બોલવા પૂરતો જ ધર્મ નહોતો, એની પાસે ધર્મની ખરી નિષ્ઠા હતી. ચોથીમાનો ધર્મ આચરણમાં મુકાવો જોઈએ; માટે એને ઉમંગ થતો હતો.

'પણ ત્યારે શું કરું હું?' એણે પૂછ્યું.

'આ પૈસા એને આપો, પણ એને એમ કહો કે, 'આ પૈસાથી તારો ટાંગો તું ફરીને શરૂ કર. પહેલાંનું તારું કરજ માફ. નવા આ સો રૂપિયા પણ તું મફત લે, સારો ધંધો કર; પણ કોઈ પણ રીતે ખાટકીનો ધંધો કરતો નહિ, તારે એ કાર્ય કરવાનું નથી. અચ્છો માણસ છે તું! તારો આવો સ્વભાવ વધારનો જ.' આમ એણે પતિને કહ્યું.

શાહુકાર દિગ્મૂઢ થઈ ગયો, એને એક બાજુ ત્રણસો રૂપિયા દેખાતા હતા; પરંતુ બીજી તરફ માણાર્પણની પત્નીની ભીષણ ગંભીર પ્રતિજ્ઞા સામે દેખાતી હતી. અંતે સત્યનો જય થયો. શાહુકારે તે ખાટકીને સો રૂપિયા આપ્યા. 'ખાટકીનો ધંધો હું કદી યે કરીશ નહિ' એવું એની પાસેથી લખાવી લીધું. પહેલાંનું દેવું માફ થઈ ગયું.

ભર્યો ભર્યો હૈયે એ ટાંગાવાળો ઘરની બહાર ગયો. એણે ફરીથી ટાંગો શરૂ કર્યો. આજે એનો ટાંગો સરસ ચાલે છે. સારા યે ગામમાં આ વાત પ્રસરી. દરેક જણ સતીની સ્તુતિ કરવા લાગ્યા. ખાટકીનો ધંધો છોડવાની ઇચ્છા કરનારા આ ટાંગાવાળાને લોકો ખાસ ખાસ બોલાવવા લાગ્યા. એનાં બાળબચ્ચાં પણ આજે સુખી છે.

...સર્વે જૈન જમીનદારો, શાહુકારો, ને કારખાનાંવાળાઓએ આ વાત ધ્યાનમાં લઈને અરસપરસનો સંસાર પ્રેમમય ને આનંદમય કરવાનું વચન લેવું જોઈએ વધુ તે શું કહું?

*

# ગીતાધર્મનું રહસ્ય

લેખક :
શ્રી. વિનોબા ભાવે

સમસ્ત ભારતવર્ષમાંથી પ્રથમ સત્યાગ્રહી તરીકે ગાંધીજીએ જે સાત્વિક પુરુષની યોગ્ય વરણી કરી હતી, તે શ્રી. વિનોબા ભાવેથી ગુજરાત અજાણ્યું નથી. જીવનને નવી જ દૃષ્ટિથી એમણે નિહાળ્યું છે. એમનાં વચનોમાં આત્મસાક્ષાત્કારનો રણકાર સંભળાય છે.

શ્રીકૃષ્ણ ભગવાને ગીતાજીમાં પોતાના વિરાટ સ્વરૂપનું વર્ણન કરતાં ગણાવેલો 'માસાનામ્ માર્ગશિર્ષોઽહમ્' તે જ આ માગશર મહિનો. ઉપનિષદોના પણ ઉપનિષદ જેવા આપણા મહાન ધાર્મિક ગ્રંથ ગીતાને અનેક વિદ્વાનોએ પોતપોતાની રીતે સમજવા ને સમજાવવા પ્રયત્નો કર્યા છે. ગીતા જેવો વ્યાપક, સરળ ને જીવનની ગ્રંથિ માત્ર ઉકેલનારો બીજો એકે ગ્રંથ નહિ હોય. ગીતા મહાન રૂપક છે એ આપણે જાણીએ છીએ. ગીતા શ્રીકૃષ્ણે માત્ર અર્જુનને જ સંભળાવી હતી એવું નથી. શ્રી. વિનોબા કહે છે, તેમ મનુષ્યમાત્ર પોતાના જીવનરથના સારથી તરીકે ભગવાનને સ્થાપે, તો પાર્થના એ સારથી પોતાના શ્રીમુખે આપણને ગીતા સુણાવે, એ માટે આપણે સૌ તૈયાર રહીએ.

ગીતાનો અને મારો સંબંધ તર્કથી પર છે. માના દૂધ ઉપર મારા શરીરનું જેટલું રક્ષણ થયું છે એનાથીયે કંઈક વિશેષ મારાં હૃદય ને બુદ્ધિ બંને ગીતામાતાના દૂધથી પોષાયાં છે. આવો જ્યાં સંબંધ હોય છે ત્યાં તર્કનો કોઈ અવકાશ નથી રહેતો. તર્ક કાઢી નાખી, શ્રદ્ધા અને પ્રયોગની બે પાંખો વડે ગીતાગગનમાં હું ઉડ્ડયન કરતો રહું છું. ઘણુંખરું ગીતાના જ વાતાવરણમાં હું રહું છું, ગીતાને મારું પ્રાણતત્ત્વ જ સમજી લો. ગીતાના સંબંધમાં કોઈની સાથે જ્યારે હું વાત કરું છું, ત્યારે માની લો કે ગીતાસમુદ્રમાં ઊંડી ડૂબકી મારી બેસી જાઉં છું.......

ગીતાની યોજના મહાભારતમાં કરવામાં આવી છે. ગીતા મહાભારતના મધ્યભાગમાં એક ઊંચા દીપક સમાન છે. એ દીપકનો પ્રકાશ સારાયે મહાભારત ઉપર પડ્યો છે. એકબાજુ છ પર્વો, બીજી તરફ બાર પર્વો. એના મધ્યભાગમાં એવી જ રીતે એક બાજુ સાત અક્ષૌહિણી સેના ને બીજી તરફ અગિયાર અક્ષૌહિણી સેના અને એનાયે મધ્યમાં ગીતાનો ઉપદેશ આપવામાં આવ્યો છે.

મહાભારત ને રામાયણ આપણા રાષ્ટ્રીય ગ્રંથો છે. એમાં વર્ણવાયેલી વ્યક્તિઓ આપણા જીવનમાં એકરૂપ થઈ ગઈ છે. રામ, સીતા, ધર્મ, દ્રૌપદી, ભીષ્મ, હનુમાન વગેરે રામાયણ-મહાભારતનાં આ પાત્રોમાં સારુંયે ભારતીય જીવન, આજે હજારો વર્ષોથી જાણે અંકિત થઈ ગયું છે. જગતનાં અન્ય મહાકાવ્યોનાં પાત્રો આવી રીતે લોકજીવનમાં ઓતપ્રોત થયેલાં દેખાતાં નથી. આ દૃષ્ટિએ મહાભારત ને રામાયણ નિ:સંદેહ આપણા અદ્ભુત ગ્રંથો છે. રામાયણ જો એક મધુર નીતિ-કાવ્ય છે, તો મહાભારત એક વ્યાપક સમાજશાસ્ત્ર છે. વ્યાસદેવે એક લાખ સંહિતા લખીને અસંખ્ય ચિત્રો, ચરિત્રો

અને શાકિન્યનું આબેહૂબ નિરૂપણ અત્યંત કુશળતાપૂર્વક કર્યું છે. 'કેવળ એક પરમેશ્વર વિના સાવ નિર્દોષ તો કોઈ જ નથી, પરંતુ એવી જ રીતે કેવળ દોષોથી ભરેલું પણ આ જગતમાં કોઈ નથી.' એ વાત મહાભારતમાં અત્યંત સ્પષ્ટતાથી બતાવવામાં આવી છે. એમાં ભીષ્મ, યુધિષ્ઠિર જેવાઓના પણ દોષો બતાવવામા આવ્યા છે, તો સામે પક્ષે કર્ણ, દુર્યોધન વગેરેના ગુણો ઉપર પણ પ્રકાશ પાથરવામા આવ્યો છે. મહાભારત બતાવે છે કે માનવજીવન એ શ્વેત અને શ્યામ તાણાવાણાનું બનેલું એક વસ્ત્ર છે. આ જગતના વિરાટ સંસારનું તડકાછાયડાવાળુ ચિત્ર ભગવાન વ્યાસે સાવ અલિપ્ત રહીને એમાં બતાવ્યુ છે. વ્યાસદેવના આ અત્યંત અલિપ્તપણાથી અને એમના ઉદાત્ત ગ્રંથકૌશલથી આપણે માટે મહાભારત ગ્રંથ સોનાની એક ઘણી મોટી ખાણ જેવો બન્યો છે. હવે એમાં સંશોધન કરીને–શોધીશોધીને ભરપૂર સોનું આપણે લૂંટી લેવુ જોઈએ.

વ્યાસે આટલું મોટું મહાભારત તો લખ્યું, પરંતુ એમને પોતાને, પોતાની તરફથી પણ કંઈ ખાસ કહેવાનું હતુ કે નહીં ? એમાં કોઈ જગ્યાએ એમણે પોતાનો ખાસ સંદેશ આપ્યો છે કે નહિ ? કયે સ્થાને વ્યાસજીનું ધ્યાન કેંદ્રિત થયું છે ? જુદે જુદે સ્થળે, તત્ત્વજ્ઞાન ને ઉપદેશની અનેક મર્મભૂમિઓ મહાભારતમા આવે છે; પરંતુ આ બધા મે તત્ત્વજ્ઞાનનું, ઉપદેશનુ અને બધું મળી સમસ્ત ગ્રંથનું સારભૂત રહસ્ય પણ એમણે કયાંક આપ્યું છે ખરુ ? હા, હા, આપ્યુ છે. સમગ્ર મહાભારતનું નવનીત વ્યાસજીએ ભગવદ્‌ગીતામા કાઢીને મૂકી દીધું છે. ગીતા તો વ્યાસદેવના મુખ્ય ઉપદેશના અને એમના મનનના સર્વ સંચયરૂપે છે. એના જ આધાર પર 'મુનિઓમાં વ્યાસ હું છું,' એ પ્રમાણેનું વિભૂતિકથન સાર્થક ને સિદ્ધ થયું છે. પ્રાચીનકાળથીજ ગીતાને ઉપનિષદની પદવી આપવામાં આવી છે. ગીતા ઉપનિષદોની પણ ઉપનિષદ છે, કારણ કે સમસ્ત ઉપનિષદોને દોહીને આ ગીતારૂપી દધ, અર્જુનને નિમિત્ત બનાવી, ભગવાને જગતને આપ્યુ છે જીવનવિકાસ માટેનો આવશ્યક ઘણોખરો પ્રત્યેક વિચાર ગીતામા આવી ગયો છે આ વાતને ધ્યાનમા રાખી અનુભવી પુરુષોએ સાચું જ કહ્યું છે, કે ગીતા ધર્મજ્ઞાનનો એક આકરગ્રંથ છે. ભલેને નાનો પરંતુ ગીતા હિંદુધર્મનો મુખ્ય ગ્રંથ છે.

શ્રીકૃષ્ણ દ્વારા આ ગીતા કહેવાઈ છે એ તો બધા જ જાણે છે. આ મહાન ઉપદેશ ગ્રહણ કરનારો ભક્ત અર્જુન પણ આ ઉપદેશમાં એટલો બધો તલ્લીન થઈ ગયો કે એને પણ 'કૃષ્ણ'ની સંજ્ઞા મળી ગઈ. ભગવાનને ભક્તનો આ મર્મ પ્રકટ કરતા કરતા વ્યાસદેવ પણ એટલા બધા એકરૂપ બની ગયા કે લોકો એમને પણ 'કૃષ્ણ' ને નામે ઓળખવા લાગ્યા કહેનાર કૃષ્ણ, સાંભળનાર કૃષ્ણ, લખનાર પણ કૃષ્ણ–એ રીતે આ ત્રણેમાં જાણે અદ્વૈત રચાઈ ગયુ, જાણે ત્રણે એકધ્યાન બની ગયા. ગીતાનું અધ્યયન કરવાની ઇચ્છાવાળાઓમાં પણ એવી જ એકાગ્રતા હોવી જોઈએ.

(૨)

કેટલાક લોકોનો એવો ખ્યાલ છે કે ગીતાનો આરંભ બીજા અધ્યાયથી જ માનવો જોઈએ. એ લોકો કહે છે કે બીજા અધ્યાયના અગિયારમા શ્લોકથી પ્રત્યક્ષ ઉપદેશની શરૂઆત થાય છે, એટલે

ત્યાંથી જ આરંભ કેમ ન સમજવો જોઈએ? એક તો વળી ત્યાં સુધી કહ્યું છે, કે "ભગવાને અક્ષરોમાં 'અ-કાર'ને ઈશ્વરની વિભૂતિ તરીકે ખતાવી છે. અહીં 'अशोच्यानन्वशोचस्त्वम्'ના આરંભમાં અનાયાસે જ અ-કાર આવી ગયો છે, એટલે ત્યાંથી જ આરંભ માની લેવો જોઈએ.' આ યુક્તિને આપણે જવા દઈએ છતાં અહીંથી આરંભ માનવો અનેક દૃષ્ટિએ ઉચિત છે; તોપણ એના પહેલાના પ્રાસ્તાવિક ભાગનું પણ મહત્ત્વ તો છે જ. અર્જુન કઈ ભૂમિકા ઉપર છે, એ વાત જો પ્રાસ્તાવિક કથાભાગ દ્વારા ન ખતાવાઈ હોત, તો કઈ વાતનું પ્રતિપાદન કરવા માટે ગીતાનું કાર્ય હાથ પર લેવામાં આવ્યું છે એ સારી રીતે સમજવું મુશ્કેલ ખનત.

કેટલાક લોકો કહે છે, કે અર્જુનનું ક્લૈબ્ય દૂર કરીને એને યુદ્ધમાં પ્રવૃત્ત કરવાને માટે ગીતા કહેવાઈ છે. એમના મત પ્રમાણે ગીતા કેવળ કર્મયોગ જ નથી ખતાવતી; પરંતુ તે યુદ્ધમાર્ગનું પણ પ્રતિપાદન કરે છે. પરંતુ જરા વિચાર કરવાથી આ કથન પાછળ રહેલી ભૂલ આપણને દેખાશે. લડવા માટે અઢાર અક્ષૌહિણી સેના તૈયાર હતી. તો શું તમે એમ કહેશો કે આખી ગીતા સંભળાવીને ભગવાને અર્જુનને એ સેનાને લાયક ખનાવ્યો? ગભરાયેલો તો અર્જુન હતો, સેના નહોતી. તો શું સેનાની યોગ્યતા અર્જુનથી અધિક હતી? આ વાત તો કલ્પનામાં પણ આવી શકતી નથી. અર્જુન યુદ્ધથી પાછો ડગતો હતો તે ભયને કારણે તો નહોતું જ. સેંકડો યુદ્ધોમાં પોતાનું પુરુષાતન દેખાડવાવાળો એ મહાન યોદ્ધો હતો. વિરાટ રાજાને ત્યાં ગાયો રોકી હતી ત્યારે એણે એકલાએ જ ભીષ્મ, દ્રોણ અને કર્ણને લડાઈમાં ધૂળ-ચાટતા કરી દીધા હતા. એ સદા સર્વદા વિજયી નીવડતો હતો અને સર્વ નરોમાં એ જ એક સાચો નર હતો. એના રોમેરોમમાંથી વીરત્વ ટપકતું હતું. અર્જુનને છેડવા માટે-એને ઉત્તેજિત કરવા માટે ક્લૈબ્યનો આરોપ પણ શ્રીકૃષ્ણે મૂક્યો; પરંતુ એમનું એ તીર નકામું ગયું. અને પછી બીજી જ રીતે એમને જ્ઞાનવિ-જ્ઞાન સંબંધી સંભાષણ કરવું પડ્યું. એટલે એ તો નિશ્ચિત જ છે કે માત્ર ક્લૈબ્યનું નિરસન કરવા જેવું સસ્તું રહસ્ય ગીતાનું નથી જ.

બીજા કેટલાક લોકો કહે છે કે અર્જુનની અહિંસાવૃત્તિને દૂર કરીને એને યુદ્ધમાં પ્રવૃત્ત કરવા માટે ગીતા કહેવાઈ છે. મારી દૃષ્ટિએ આમ કહેવું યોગ્ય નથી. એનો વિસ્તૃત વિચાર કરતાં પહેલાં આપણે અર્જુનની ભૂમિકા જોવી જોઈએ. પહેલા અધ્યાયમાં અને બીજા અધ્યાયમાં જઈ પહોંચનારો એ ભૂમિકારૂપી જળપ્રવાહ આપણને ઘણો જ મદદરૂપ થઈ પડશે.

યુદ્ધક્ષેત્રમાં ઊભેલો અર્જુન કૃતનિશ્ચયી બનીને કર્તવ્યભાવથી ત્યાં આવ્યો હતો. ક્ષાત્રધર્મ એના સ્વભાવમાં હતો. યુદ્ધ અટકાવવાનો પુષ્કળ પ્રયત્ન કરવામાં આવ્યો હતો છતાં એ અટકી શક્યું નહોતું. ઓછામાં ઓછી માગ ને શ્રીકૃષ્ણ જેવાની વિષ્ટિ બંને નકામાં ગયાં હતાં. આવી સ્થિતિમાં અનેક દેશના રાજાઓને એકત્રિત કરીને અને શ્રીકૃષ્ણને પોતાના સારથી બનાવીને અર્જુન રણાંગણમાં ઊભો છે; અને વીરોચિત ઉત્સાહથી એ શ્રીકૃષ્ણને કહે છે: 'કૃપા કરી બંને સેનાની વચમાં મારો રથ લઈ જાઓ, જેથી મારી સામે લડવા માટે તૈયાર થઈને આવેલા આ લોકોના ચહેરા તો જોઈ લઉં.' શ્રીકૃષ્ણે એ પ્રમાણે કર્યું. અર્જુન ચારે તરફ એક નજર નાખે છે; ત્યારે

એ? શું જણાય છે? બંને બાજુ પોતાના જ ન્યાતજાતના અને સગાંસંબંધીઓનો જબરદસ્ત જમાવ! એ જુએ છે કે દાદા, બાપ, પુત્રો ને પોતે–આપ્તજન, સ્વજન સંબંધીઓની ચાર ચાર પેઢીઓ મરવા-મારવાનો અંતિમ નિશ્ચય કરીને ત્યાં એકત્રિત થઈ છે. આ વાતનું એણે આ પહેલાં કોઈ જાતનું માપ કાઢ્યું નહોતું એવું તો કાંઈ નથી.

આ સારો યે સ્વજનસમૂહ જોઈને એના હૃદયમાં એક ઉથલપાથલ મચી રહે છે. એ ખિન્ન થઈ જાય છે. આજ સુધી એણે અનેક યુદ્ધોમાં અસંખ્ય વીરોનો સંહાર કર્યો હતો.. એ વખતે એ ખિન્ન થયો નહોતો, એનું ગાંડીવ હાથમાંથી સરી પડ્યું નહોતું, શરીરમાં કંપ થવા માંડ્યો નહોતો, એની આંખો ભીની થઈ ગઈ નહોતી; તો પછી આ વેળા કેમ એવું થયું? શું અશોકની માફક એના મનમાં અહિંસાવૃત્તિનો ઉદય થયો હતો? નહિ, એ તો હતી કેવળ સ્વજનાસક્તિ. આ સમયે પણ એ સામે ગુરુ, બંધુ અને આપ્તજનો ન હોત, તો એણે એક દડાની માફક શત્રુઓનાં માથાં ઉડાવી દીધાં હોત; પરંતુ આસક્તિમાંથી જન્મેલા આ મોહે એની કર્તવ્યનિષ્ઠાને ગળી લીધી હતી અને ત્યારે એને તત્ત્વજ્ઞાન થઈ આવ્યું. કર્તવ્યનિષ્ઠ મનુષ્ય જ્યારે મોહગ્રસ્ત થઈ જાય છે, ત્યારે પણ નગ્નસ્વરૂપે ખુલ્લે ખુલ્લી રીતે એનાથી કર્તવ્યચ્યુતિ સહન થઈ શકતી નથી. એને એ કોઈ સદ્વિચારના વાઘા પહેરાવે છે.

એ જ હાલ અર્જુનના થયા. હવે એ જુદી રીતે પ્રતિપાદન કરવા લાગ્યો, કે વાસ્તવિક રીતે જોતાં યુદ્ધ કરવું એ એક પાપ સમાન છે. યુદ્ધથી કુલક્ષય થશે, ધર્મનો લોપ થશે, સઘળે સ્વૈરાચાર વ્યાપી રહેશે, વ્યભિચાર ફેલાશે, ન બનવાનું બની જશે, સમાજ પર તરેહતરેહનાં સંકટો આવી પડશે. વગેરે અનેક દલીલો કરીને એ કૃષ્ણને જ સમજાવવા લાગ્યો.

અહીં મને એક ન્યાયાધીશનો કિસ્સો યાદ આવે છે એક ન્યાયાધીશ હતો. એણે સેંકડો અપરાધીઓને ફાંસીની શિક્ષા દીધી હતી, પરંતુ એક દિવસ એના પોતાના જ દીકરાને ખૂનના કેસમાં એની સામે ખડો કરવામાં આવ્યો. પુત્ર પર ખૂનનો આરોપ સાબિત થયો, અને પોતાના જ દીકરાને ફાંસીની સજા દેવાની ફરજ એના ઉપર આવી પડી, ત્યારે એ અચકાવા લાગ્યો. એણે બુદ્ધિવાદ લડાવવા માંડ્યો. 'આ ફાંસીની સજા અમાનુષી છે આવી સજા આપવી મનુષ્યને કોઈ પણ રીતે શોભાસ્પદ નથી એનાથી અપરાધીને સુધારવાની આશા રહેતી નથી એણે લાગણીના આવેશમાં-જોશમાં ઉત્તેજિત થઈ ખૂન કરી દીધું છે, પરંતુ જ્યારે ખૂનનું ઝનૂન ઊતરી જાય છે, ત્યારે એ માનવીને જીવતો ફાંસીના તખ્તા પર ચઢાવી દેવો એ સમાજની માણસાઈ માટે મોટી શરમની વાત છે, એ મોટું કલંક છે.'

આ પ્રમાણે દલીલો એ આપવા લાગ્યો. જો એનો પોતાનો જ દીકરો એની સામે ન આવ્યો હોત, તો એ ન્યાયાધીશ મહાનુભાવ જિંદગીસર ફાંસીની સજા બેધડક દીધે જ જાત, પરંતુ આજ પોતાના દીકરાના મમત્વને લીધે એ એ પ્રમાણે વાતો કરવા લાગ્યો એ અવાજ અંતરનો નહોતો, આસક્તિથી ઉત્પન્ન થયેલો એ અવાજ હતો. 'આ મારો દીકરો છે' એવા મમત્વમાંથી આ ભાષા નીકળી હતી.

અર્જુનની સ્થિતિ પણ આ ન્યાયાધીશની માફક થઈ એણે જે દલીલો રજૂ કરી હતી, એ ખોટી નહોતી ગયા મહાયુદ્ધોમાં સમસ્ત જગતે ઠીકઠીક રીતે એ જ પરિણામોને પ્રત્યક્ષ જોયાં છે, પરંતુ વિચારવાની વાત

અહીં તો એ છે, કે અર્જુનનું આ તત્ત્વજ્ઞાન (દર્શન) નથી, પરંતુ કોરો ધક્કડ બુદ્ધિવાદ છે. કૃષ્ણ એ જાણતા હતા, એટલે એમણે એના ઉપર પણ ધ્યાન ન આપતાં સીધે-સીધો જ અર્જુનના મોહનાશનો ઉપાય શરૂ કરી દીધો. અર્જુન જો ખરેખર જ અહિંસા-વાદી બની ગયો હોત, તો એને કોઈએ ગમે તેટલું બીજું જ્ઞાન દીધું હોત; તોપણ મૂળ વાત વિના અગર તો એનો જવાબ મળ્યા વિના એનું સમાધાન થયું નહોત. પરંતુ આખી યે ગીતામાં આ મુદ્દાઓનો જવાબ આપવામાં આવ્યો નથી, અને તોપણ આપણે જોઈએ છીએ કે અર્જુનનું સમાધાન થઈ ગયું છે. આ સઘળાનો ભાવાર્થ એટલો જ છે. કે અર્જુનની અહિંસાવૃત્તિ નહોતી; એ તો યુદ્ધ માટે પ્રવૃત્ત થયો જ હતો. એની દૃષ્ટિમાં, એના સ્વભાવ પ્રમાણે, અપરિહાર્ય રૂપે, જેને એ મોહવશ થઈ ટાળવા માગતો હતો, તે યુદ્ધનું કર્તવ્ય તો નિશ્ચિત જ હતું. અને ગીતાએ મુખ્યત્વે આ મોહ પર જ ગદા-પ્રહાર કર્યો છે.

( ૩ )

અહિંસાની તો ઠીક પણ અર્જુન તો સંન્યાસની ભાષા બોલવા લાગ્યો હતો. એ કહે છે: 'આ રક્તછાંટ્યા ક્ષાત્રધર્મથી તો સંન્યાસ સારો છે.' પરંતુ પ્રશ્ન એ છે કે શું એ અર્જુનનો સ્વધર્મ હતો ? એની એ વૃત્તિ હતી શું ? સંન્યાસીનો વેશ તો અર્જુન ઘણી સારી રીતે ધારણ કરી શકત; પરંતુ એ પ્રમાણેની એવી વૃત્તિ એ કેની રીતે કેળવી શકે એમ હતો ? સંન્યાસીનું નામ લઈ જો એ જંગલમાં ચાલ્યો ગયો હોત, તોપણ ત્યાં એણે હરણ મારવું શરૂ કરી દીધું હોત. એટલે તો ભગવાને સાફ-સાફ જ કહ્યું: "અર્જુન, તું જે કહી રહ્યો છે કે 'હું લડીશ નહિ' એ તો તારો ભ્રમ છે. આજ સુધીના તારા સ્વભાવની રચના જ એવી થઈ છે કે એ સ્વભાવ તને યુદ્ધ વિના કદી યે ચેન પડવા દેશે નહિ."

અર્જુનને આ સ્વધર્મની નિર્ગુણતા માલૂમ પડવા લાગી; પરંતુ સ્વધર્મ ગમે તેટલો યે નિર્ગુણ હોય છતાં પણ એમાં રહીને મનુષ્યે પોતાનો વિકાસ કરી લેવો જોઈએ; કારણ કે એમાં રહેવાથી વિકાસ થઈ શકે છે. એમાં અભિમાનનો કોઈ સવાલ નથી. એ તો વિકાસનું સૂત્ર છે. સ્વધર્મ એવી વસ્તુ નથી કે જેને મોટો સમજી ગ્રહણ કરીએ કે નાનો સમજી છોડી દઈએ. વસ્તુતઃ સ્વધર્મ નથી હોતો મોટો કે નથી હોતો નાનો; એ તો આપણા ગજા પ્રમાણેનો હોય છે.

'श्रेयान् स्वधर्मो विगुणः ।' ગીતાના આ વચનમાં ધર્મ શબ્દનો અર્થ હિંદુ ધર્મ, ઇસ્લામ ધર્મ, ખ્રિસ્તી ધર્મ વગેરે એવો થતો નથી. પ્રત્યેક વ્યક્તિને પોતપોતાના ભિન્નભિન્ન ધર્મો છે. મારી સામે અહીં જે બસો વ્યક્તિ મોજુદ છે તેના બસો ધર્મ છે. મારો ધર્મ પણ જે દસ વરસ પહેલાં હતો તે આજે નથી. આજે જે ધર્મ છે તે દસ વર્ષ પછી નહિ રહે. ચિંતન અને અનુભવથી જેમ જેમ વૃત્તિઓ બદલાતી જાય છે તેમ તેમ પહેલાંનો ધર્મ છૂટી જાય છે અને નવો ધર્મ પ્રાપ્ત થતો જાય છે. એમાં હઠની ક્યાં ય સંભાવના નથી.

અન્યનો ધર્મ ભલે શ્રેષ્ઠ માલૂમ પડે, તોપણ એને અપનાવવામાં મારું કલ્યાણ નથી. સૂર્યનો પ્રકાશ મને પ્રિય છે, એ પ્રકાશથી મારો વિકાસ થાય છે, સૂર્ય મારે વંદનીય પણ છે; પરંતુ એટલા માટે જો હું પૃથ્વી પર રહેવું છોડી દઉં એની પાસે

જવાનું ઇચ્છું, તો જળીને ખાખ થઈ જાઉં એથી ગૌણ, છતાં પૃથ્વી પર રહેવું કોઈ પણ જાતના ગુણવત્તરનું હોય, તોપણ જ્યાં સુધી સૂર્યના તેજને સહન કરવાનું સામર્થ્ય મારામાં ન આવી જાય ત્યાં સુધી સૂર્યથી દૂર પૃથ્વી પર રહીને મારે મારો વિકાસ કરી લેવો જોઇએ માછલીઓને કોઈ કહી દે, કે પાણીથી દૂધ ઉમદી છે તમે દૂધમાં રહેવા ચાલો, તો શું માછલીઓ એ વાતમાં સંમત થશે ? માછલીઓ તો પાણીમાં જ જીવી શકે છે, દૂધમાં તે મરી જશે.

અન્યનો ધર્મ ચઢેલો હોય, તોપણ એ અપનાવવા યોગ્ય નથી હોતો ઘણીવાર તો એ ચઢતા આભાસ માત્ર હોય છે ઘરસંસારમાં બાળબચ્ચાંની યોગ્ય સંભાળ ન થઈ શકવાથી ગભરાઈને 'નારિ મુઈ, ઘરસંપત્તિ નાસી, મૂંડ-મુડાય ભયે સંન્યાસી'ની માફક અગર જો કોઈ ગૃહસ્થી સંન્યાસ લે, તો એ ઢોંગ જ હશે અને એ ભારે પણ પડી જશે મોકો મળતાં જ એની વાસનાઓ જોર પકડશે સંસારનો ભાર જે ઉઠાવી શકતો નથી તે એ જ ગળામાં જઈ બેસે, તો પહેલાં ત્યાં એક નાની અમસ્તી ઝૂંપડી બનાવશે પછી એની રક્ષા માટે વાડ બનાવશે એમ કરતાં કરતાં ત્યાં પણ એને સવાયો સંસાર ઊભો કરવાની ગરજ પડશે એ સાથેસાથ મનમાં વૈરાગ્યવૃત્તિ હોય તો સંન્યાસ તે શી મોટી વાત છે ? એવું સ્મૃતિવચન પણ મળે છે, કે 'સંન્યાસ લેવો ઘણી અઘરી વાત છે' પરંતુ ખાસ વાત તો વૃત્તિની છે જેની જે વાસ્તવિક વૃત્તિ હશે, એ અનુસાર એનો ધર્મ હશે શ્રેષ્ઠ-કનિષ્ઠ, સરલ-કઠિન એનો તો કોઈ પ્રશ્ન જ નથી સાચો વિકાસ થવો જોઈએ વાસ્તવિક પરિવર્તન થવું જોઈએ

પરંતુ તર્કવાદી ભાવુકને સવાલ થાય કે શુદ્ધધર્મથી જો સંન્યાસ સાચે સાચ ને સગાય શ્રેષ્ઠ જ છે, તો પછી ભગવાને અર્જુનને સાચો સંન્યાસી જ કેમ ન બનાવ્યો ? એને માટે શું એ વાત કઠણ હતી ?

એને માટે કઠિન તો કંઈ પણ ન હતું પરંતુ એમાં પછી અર્જુનનો પુરુષાર્થ શો રહેત ? પરમેશ્વરે સ્વતંત્રતા આપી રાખી છે એટલે પ્રત્યેક મનુષ્ય પોતાને માટે પ્રયત્ન કરે એમાં મજા છે ખુદ નાના બાળકો ચિત્રો પાડવામાં આનંદ માને છે એનો હાથ પકડી કોઈ ચિત્રો દોરાવે તે એમને પસંદ નથી શિક્ષક જો બાળકને માત્ર સવાલ જ પૂછ્યા કરે, તો પછી બાળકોની બુદ્ધિ વધે કેવી રીતે ? એટલા માટે માબાપ ને ગુરુનું કાર્ય માત્ર બાળકોને સુઝાડવાનું છે અંદરથી પરમેશ્વર આપણને સુઝાડતો રહે છે, એથી અધિક એ કાંઈ જ નથી કરતો અગર ભગવાન કોઈ કુંભારની માફક ઠોકઠીપ કરીને અથવા થાબડથપાટ કરીને માટલું તૈયાર કરે, તો એમાં આનંદ શો ? વળી આપણે માટીના વાસણો તો નથી, આપણે સૌ તો ચેતનમય છીએ

આ સઘળા વિવેચનથી એક વાત સમજમાં આવી ગઈ હશે, કે ગીતાનો જન્મ સ્વધર્મમાં બાધ લાવનાર મોહના નિવારણ કાજે થયો છે અર્જુન ધર્મમૂઢ થઈ ગયો હતો સ્વધર્મ વિષે એના મનમાં મોહ પેદા થઈ ગયો હતો શ્રીકૃષ્ણની પ્રારંભિક સમજાવટ પછી આ વાતનો ખુદ અર્જુન પણ સ્વીકાર કરે છે એ મોહ, એ મમત્વ, એ આસક્તિ દૂર કરવાનું ગીતાનું મુખ્ય કર્તવ્ય છે એટલે આખીયે ગીતા સંભળાવ્યા પછી ભગવાને પૂછ્યું 'અર્જુન, તારો મોહ ચાલ્યો ગયો ને હવે ?' અને અર્જુને

એમને વિશ્વાસ આપી કહ્યું: 'હા ભગવાન, મોહ નષ્ટ થઇ ગયો. મને સ્વધર્મનો બોધ મળી ગયો.' આ રીતે ગીતાનો ઉપક્રમ તથા એના ઉપસંહારને મેળવીને જોઈએ, તો મોહનું નિરસન કરવાનું જ એનું પરિણામ નીકળે છે. ગીતાનો જ નહિ, સમસ્ત મહાભારતનો આ ઉદ્દેશ છે. વ્યાસજીએ મહાભારતના પ્રારંભમાંજ કહ્યું છે કે, "લોકહૃદયનું મોહાવરણ દૂર કરવા માટે જ મેં આ ઇતિહાસરૂપી દીપ પ્રગટાવ્યો છે."

## ( ૪ )

આગળની આખી ગીતા સમજવા માટે આ ભૂમિકા આપણા બહુ કામમાં આવી છે. એ માટે તો આપણે એનો આભાર માનીશું જ; પર એથી યે વધુ એક ઉપકાર આપણા પર થયો છે. અર્જુનની આ ભૂમિકાથી એના મનની અત્યંત ઋજુતાનો પણ ખ્યાલ આવે છે. ખુદ 'અર્જુન' શબ્દનો અર્થ પણ ઋજુ અથવા સરળ સ્વભાવવાળો થાય છે, એના મનમાં જે કંઈ પણ વિકાર કે વિચાર આવ્યા, તે બધા યે એણે દિલ ખોલીને ભગવાનની સામે રાખી દીધા. એણે મનમાં કશું યે છુપાવી રાખ્યું નહોતું અને અંતમાં એ શ્રીકૃષ્ણને શરણે ગયો. સાચું પૂછીએ તો એ પહેલેથી જ કૃષ્ણને શરણે હતો. કૃષ્ણને સારથી બનાવીને જ્યારથી એણે પોતાના ઘોડાની લગામ એમના હાથમાં પકડાવી ત્યારથી જ એણે પોતાની મનોવૃત્તિઓની લગામ પણ એમના હાથમાં સોંપી દેવાની તૈયારી કરી લીધી હતી. આવો, આપણે પણ એ પ્રમાણે જ કરીએ. અર્જુનની પાસે તો કૃષ્ણ હતા, આપણને કૃષ્ણ ક્યાં મળશે? એવી શંકા ન કરો. કૃષ્ણ નામની કોઈ વ્યક્તિ છે કે નહિ એવી ઐતિહાસિક અને ભ્રામક ચર્ચામાં તમે પડશો નહિ. અંતર્યામીરૂપે પ્રત્યેકના હૃદયમાં કૃષ્ણ વિરાજમાન છે. આપણો સૌથી વધુ નિકટ એ જ છે, તો આપણે આપણા હૃદયનાં સર્વ છળ-કપટો એની સામે રાખી દઈએ ને એને કહીએ:

'ભગવાન, હું તો શરણે છું. તું મારો અનન્ય ગુરુ છે. મને યોગ્ય માર્ગ દેખાડ. જે માર્ગ તું બતાવીશ એ જ માર્ગે હું ચાલીશ.'

આપણે જો આવું કરીએ, તો એ પાર્થના સારથી આપણું સારથીપણું પણ એ જ રીતે સ્વીકારશે. પોતાના શ્રીમુખે એ આપણને ગીતા સુણાવશે અને આપણને વિજયલાભ કરાવી દેશે.

★

શ્રાવસ્તીમાં રહેતા બુદ્ધ ભગવાને એક વેળા ભિક્ષુઓને કહ્યું હતું:

"હે ભિક્ષુઓ! હું જરાધર્મી છું, વ્યાધિધર્મી છું, મરણધર્મી છું, સર્વ પ્રિય વસ્તુ અને મનુષ્યનો મને વિયોગ થનાર છે અને હું જે ખરાબ કે સારું કર્મ કરીશ, તેનો હું જ ભાગીદાર થઈશ, કર્મ એ જ મારું ધન છે અને કર્મ જ મારો બાંધવ છે."

×

# નિયમોનું પાલન

લેખક
શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે

વહેલા પ્રભાતથી તે ઠેઠ રાતના સૂતા સુધી માનવીને કેટકેટલા લખ્યા ને અણલખ્યા નિયમો ને કાયદાકાનૂનોનું જાણીબૂઝીને કે અજાણતાથી પાલન કરવું પડે છે! ભાષામા, શાળામા, સમાજમા, જીવનવ્યવહારમા—અરે, ઠેઠ પેલેસ્ટાઈન ને જૂનાગઢના પ્રશ્નોમા પણ નિયમો કેમ પળાયા ને પળાય છે એનુ હળવુ છતા વિચાર પ્રેરક બ્યાન શ્રી જ્યોતીન્દ્ર દવેની કલમમાથી પ્રસાદીરૂપે મળ્યુ છે

રસ્તાની એક બાજુએથી સામી બાજુએ જવુ હોય, તો અમુક ઠેકાણેથી જ રસ્તો ઓળગીને જવુ જોઈએ એવો નિયમ રાહદારીઓની સલામતીને અર્થે કરવામા આવ્યો હતો તે ભૂલી જઈ એકવાર હુ અધવચથી રસ્તો ઓળગીને સામી બાજુએ પહોચ્યો લોકો પાસે એ નિયમનુ પાલન કરાવવાને ઊભેલા અધિકારીની નજરે એ પડ્યુ ને એણે મારી પાસે આવીને નિયમભગ કરવા બદલ ખુલાસો માગ્યો ‘હુ વિચારમા હતો એટલે ભૂલી ગયો’ મે કહ્યુ મારા ખુલાસાથી મને જ સતોષ થાય એમ હતુ નહિ, તો એને તો કયાથી જ થાય? ‘એ નહિ ચાલે!’ એણે કાઈ ઉગ્રતાથી કહ્યુ ‘હવે એવી ભૂલ નહિ થાય’ મે સ્મિત કરવાનો પ્રયત્ન કરતા કહ્યુ ‘નહિ, તમારે પાછા ફરવુ પડશે’ કહીને એણે મને ફરી સામી બાજુએ મોકલ્યો ને નિયમ પ્રમાણે જ્યાથી રસ્તો ઓળગવાનો હતો ત્યા જઈને હુ પાછો આવ્યો, ત્યારે જ એને સતોષ થયો નિયમનો મે ભગ કર્યો એ સાચુ, પણ મારી પાસે આમ દ્રાવિડી પ્રાણાયામ કરાવવાની શી જરૂર હતી તે મને ન સમજાયુ ખોટી કે ખરી રીતે પણ એકવાર મારે જ્યા જવુ હતુ ત્યા પહોચ્યા પછી ફરી મૂળ ઠેકાણે મોકલીને મને નિયમપુર:સર એ ને એ સ્થળે પાછો જવાની ફરજ પાડવાથી નિયમનુ માન કદાચ સચવાયુ હશે, પણ એ રીતે શક્તિ ને સમયનો ખોટો બગાડ કરાવવામા કોઈ જાતનુ ડહાપણ કે વિવેક તો નહોતો જ એમ મને લાગ્યુ

નિયમો માણસ માટે છે, માણસ નિયમ માટે નથી મનુષ્ય કાયદા, કાનૂન, નિયમ વગેરે ઘડે છે, પોતાની સલામતી ને આબાદીને ખાતર એ નિયમો જેટલે અશે એનુ હિત સાધી શકે તેટલે અશે એ પાળવા યોગ્ય છે પરતુ એ નિયમ એના કલ્યાણ કે પ્રગતિની આડે આવે, તો એ નિયમનો ભગ કરવો એ જ ઇષ્ટ છે આમ આપણે કહીએ છીએ, પરતુ ઈશ્વરે પહેલા મનુષ્યને ઘડ્યો, પણ પછીથી મનુષ્યે ઈશ્વરને ઘડ્યો તે જ રીતે પહેલા માણસ નિયમ, કાયદા, કાનૂનો ઘડે છે; પણ પછીથી તો કાયદા, કાનૂનો નિયમો મનુષ્યને ઘડવા મડી પડે છે પહેલવહેલા નિયમો ઘડનાર મનુષ્યો નિયમો કરતા વધારે બળવાન હોય છે, પરતુ કાળની અસર બન્ને પર ઊંધી થાય છે કાળબળે મનુષ્ય નિર્બળ બને છે, ને નિયમો બળવાન થતા જાય છે

મનુષ્ય જગલી દશામા હતો, ત્યારે અત્યારે છે એવા નિયમો નહોતા જે થોડાઘણા નિયમો હતા તે પણ એ અગ્ર રીતે પાળતો નહિ ધીરેધીરે એ જેમ

સંસ્કૃતિનાં સોપાન ચઢતો ગયો તેમતેમ નિયમોની સંખ્યા વધવા માંડી ને નિયમ માટેનો એનો આગ્રહ પણ વધવા લાગ્યો. ખાવું, પીવું, ખેલવું ને લડવું એટલું જ એને ભાન હતું; પણ એ માટેના કોઈ નિયમો નહોતા. પણ સંસ્કૃતિને શિખરે પહોંચીને મનુષ્યે એ સર્વ વસ્તુઓને નિયમાધીન બનાવી. શું ખાવું, ક્યારે ખાવું, કોની જોડે ખાવું, કેવી રીતે ખાવું, શું પિવાય ને શું ન પિવાય, શેમાં પિવાય ને શેમાં ન પિવાય, લડવું હોય કે લાડવું હોય તો તે માટેના શા શા વિધિનિષેધો પાળવા જોઈએ એ બધાંને માટે એણે નિયમો ઘડી નાખ્યા.

આજે વ્યક્તિ, સંસ્થા કે રાષ્ટ્ર કોઈ કામ કરે તે સારું કે નઠારું છે તેટલું જ જોવાનું નથી, પણ એ કાર્ય કાયદેસર છે કે નહિ, નિયમ વિરુદ્ધ તો નથી, એનો પણ વિચાર કરવો પડે છે.

સંયુક્ત રાષ્ટ્રોની સંસ્થાએ આરબ ને યહૂદીના પ્રશ્નનું નિરાકરણ કરવા માટે–અર્થાત્ એ પ્રશ્ન બહુ જ ઉગ્ર બનાવવા ખાતર–પેલેસ્ટાઈનના ભાગલા પાડવાનો નિર્ણય કર્યો. આ નિર્ણય ડહાપણભર્યો અથવા વાજબી છે કે નહિ એ વિષે કુદરતી રીતે જ મોટો મતભેદ જાગ્યો છે. પણ જોડે જોડે સંયુક્ત રાષ્ટ્રસંસ્થાનું આ કાર્ય કાયદેસર–નિયમપુરઃસરનું છે કે નહિ, તેનો પ્રશ્ન પણ ઊભો કરવામાં આવ્યો છે; અને પહેલા કરતાં પણ આ બીજો પ્રશ્ન વધારે મહત્ત્વનો છે એમ ઘણાને લાગે છે.

આપણે ત્યાં પણ જૂનાગઢના નવાબે–અથવા ખરી રીતે દીવાને–પાકિસ્તાનમાં જોડાવાનો નિર્ણય કર્યો, ત્યારે તેનો વિરોધ કરવા અને સમજાવટથી એ ન માને તો બળથી પણ એને ઠેકાણે આણવા જૂનાગઢની બહાર વસતા જૂનાગઢવાસીઓએ આરઝી હકૂમતની સ્થાપના કરી, ત્યારે આ રીતે આરઝી હકૂમતની રચના કરવી એ કાયદેસર છે કે નહિ તે વિષે તીવ્ર ચર્ચા જાગી હતી. એ આરઝી હકૂમત શું કરશે, એ ફક્ત અવાજ ઉઠાવીને બેસી રહેશે કે હથિયાર પણ ઉઠાવશે એવી વાતો કોઈ સ્થળેથી સંભળાઈ હતી; પણ એ વસ્તુ તો ધુરંધરોને મન ગૌણ લાગતી હતી. મહત્ત્વની વાત તો એ સરકાર કાયદેસરની છે, કે ગેરકાયદે એ જ હતી.

જૂનાગઢે પાકિસ્તાનમાં ન જોડાવું જોઈએ, એણે હિંદી સંઘ સાથે જ સંબંધ બાંધવો જોઈએ એમ માનવા ને કહેવા છતાં ચીમનલાલ સેતલવડ સરખા પ્રખર ધારાશાસ્ત્રીએ, જૂનાગઢે જે કરવું જોઈએ એમ એ પોતે પણ માનતા હતા તે જ કાર્ય જૂનાગઢ પાસે કરાવવા માટે સ્થાપવામાં આવેલી આરઝી હકૂમતનો સખ્ત વિરોધ કર્યો હતો. માત્ર એટલા જ કારણસર, કે એ ગેરકાયદે હતી. ધારાધોરણ ને નિયમ મુજબ એવી સરકાર સ્થાપી શકાય જ નહિ એમ એમને લાગ્યું હતું. એટલે ઇષ્ટ ને જરૂરી કાર્ય ભલે ન થાય, જૂનાગઢ પાકિસ્તાન સાથે જોડાય ને તેથી અનેક અણધારી આપત્તિઓ ઊભી થાય તે ભલે, પણ કાયદા વિરુદ્ધ એની પાસે સારું કામ પણ કરાવી શકાય નહિ જ.

'કાયદો ગયો જહન્નમમાં! અમે અમારી વિરુદ્ધ રાજા, નવાબ કે મોટા ચમરબંધી કોઈને વર્તવા નહિ દઈએ. પ્રજાની ઇચ્છાને માન આપવું જ પડશે. જે રાજા કે નવાબ પ્રજાની ઇચ્છા વિરુદ્ધ વર્તન કરશે તેને અમે ગાદી પરથી ઉઠાડી મૂકીશું.' એમ કેટલાક એના જવાબમાં કહ્યું; પરંતુ વિચારશીલ ને શાણા માણસોએ તો આરઝી હકૂમતની સ્થાપના, અમુક સંયોગોમાં,

કાયદેસર ગણી શકાય. જૂનાગઢના પચ્ચાતમાંથી આવેલા દીવાન આખી પ્રજાની ઇચ્છા–અનિચ્છાનો વિચાર કર્યા સિવાય, ભૌગોલિક, ઐતિહાસિક કે સાસ્કૃતિક સબધોની પરવા કર્યા વગર, પોતાની જ ઇચ્છા પ્રમાણે કાલે ને સંસ્થાન સાથે સબધ બાધે એ ગેરકાયદે છે ને તેનો વિરોધ કરવા માટે આ પ્રમાણે આરઝી હકૂમતની સ્થાપના કરવી પડે, તો તે કાયદેસર જ ગણી શકાય એ રીતની સામી દલીલો કરી

હવે જ્યારે જૂનાગઢનુ તત્ર હિંદની સરકારને હસ્તક આવ્યુ છે, ત્યારે આ આરઝી હકૂમતનું કાયદાની નજરે ત્યા શુ સ્થાન હોઈ શકે એની ચર્ચા કેટલાકે કરવા માંડી છે.

અત્યારે દુનિયા આખી ડહોળાઈ ગઈ હોય એમ લાગે છે જ્યા જુઓ ત્યા ક્લેશ ને કકાસ, વેર ને વિખવાદ, મારામારી ને કાપાકાપી, લૂંટફાટ ને ધાડપાડની જ વાતો ચાલી રહી છે કાયદાની જાણે હયાતી જ ન હોય એમ સૌ વરતી રહ્યા છે. તે વખતે અમુક વસ્તુ કાયદેસર છે કે નહિ, તેની ગભીરતાથી ચર્ચા કરવી એ જરા વિચિત્ર લાગે એવું છે, પણ એ બહુ જરૂરનું છે એ ઘણુ મોટુ આશાસ્પદ ચિહ્ન છે માણસના મનમા હજી કાયદા ને નિયમ માટે માન ને ભયની લાગણી રહેલી છે તેનો એ પુરાવો છે.

રાજકારણની બાબતમા જ નહિ, પણ રાષ્ટ્ર ને વ્યક્તિ સૌના જીવનની બધી જ બાબતમાં બધું કાયદેસર થાય એ જરૂરનું છે સારું–નરવુ–ભલું–બૂરુ, કોઈ પણ કામ એ કાયદેસર કે ધોરણ મુજબ થયું હોય, તો જ તે કામ બરાબર થયું કહી શકાય. ધોરણસર થયેલું કામ નકામું જાય અને બિનધોરણસર થયેલુ કામ કદાચ સફળ નીવડે, તોપણ સફળ થયેલા એ ધોરણવિનાનાં કામ કરતા નિષ્ફળ નીવડેલાં ધોરણસરનાં કામની કિંમત વધારે છે,

કાયદાકાનૂન, ધારાધોરણ, યમનિયમ આદિની માણસને ઘણી જરૂર છે. એના વિના સમાજનું કામ વ્યવસ્થિત રીતે ચાલી શકે નહિ, એ બધું ખરું, પણ દરેક કાયદા કે નિયમની પાછળ કોઈ ને કોઈ હેતુ રહેલો હોય છે, કોઈ ખાસ ઉદ્દેશને અર્થે એ ઘડવામા આવ્યો હોય છે ને એનું ઘડતર શાસ્ત્રીય રીતે, બુદ્ધિમાં ઊતરી શકે એવી દલીલના પાયા પર કરવામા આવેલુ હોવુ જોઈએ. પ્રાચીન કાળમાં અમુક ઉદ્દેશથી ઘડવામા આવેલા કાયદાઓ આજે નકામા ને હાનિકારક દેખાતા હોય, આજે એના અસ્તિત્વનું કોઈ પ્રયોજન જણાતું ન હોય, તો પછી એવા કાયદા ને નિયમોનુ પાલન શા માટે કરવું જોઈએ ?

બધુ જ બુદ્ધિગમ્ય હોવું જોઈએ એમ બુદ્ધિમાન હોવાનો ફાંકો રાખીને આપણે કહીએ છીએ, પણ આપણે જેનો નિરંતર ઉપયોગ કરીએ છીએ, તે ભાષાથી માંડીને આપણે જેનો પ્રતિક્ષણ અનુભવ કરીએ છીએ, તે લાગણીઓ સુધીની અનેક મહત્ત્વની બાબતોમા જે નિયમો દેખાય છે તેને માટે બુદ્ધિ કબૂલ કરે એવું એક પણ કારણ આપી શકાય એમ નથી.

એક વખત વિદ્યાર્થીઓને હું વ્યાકરણ શીખવતો હતો, ત્યારે એક વિદ્યાર્થીએ પૂછ્યું. 'સાહેબ, ખુરસી કેવી ને ટેબલ કેવું, રાત કેવી ને દિવસ કેવો, રોટલી કેવી ને લાડુ કેવો એમ કેમ ? એ બધી જડ વસ્તુઓ છે. એમાં નરજાતિ ને નારીજાતિ

એવો તફાવત રાખવાનું શું કારણ?' બીજે એક પ્રસંગે અંગ્રેજી ભાષાના શબ્દોના ઉચ્ચારણ માટે કોઈ બુદ્ધિગમ્ય નિયમ છે, કે નહિ એમ સૂચવતો એક પ્રશ્ન વિદ્યાર્થીએ પૂછ્યો હતો: 'પી,યુ,ટી–પૂટ, તો બી, યુ, ટી–બૂટ કેમ નહિ ને બટ શા માટે? ટી, ઓ–ટુ તો જી, ઓ–ગુ કેમ નહિ ને ગો શા માટે?' બુદ્ધિ કબૂલ રાખે એવો આનો કોઈ જવાબ મારી પાસે નહોતો. 'મેં પહેલાં રોટલી ખાધું પછી લાડુ ખાધી ને છેવટે શાક ખાધો ને કેવો મઝાની સ્વાદ આવ્યું?' એમ કોઈ કહે તો તેને આપણે હસીએ છીએ, પણ રોટલી, લાડુ, શાક ને સ્વાદ જેવી નિર્જીવ વસ્તુ વચ્ચે જાતિભેદ પડવાનું કંઈ કારણ? ગુજરાતી ભાષામાં છેક પ્રાચીન કાળથી એ શબ્દો અમુક જ જાતિમાં વપરાતા આવ્યા છે અને એ જાતિ-ભેદનો–એ બુદ્ધિને અગમ્ય એવો નિયમ રૂઢ થઈ ગયો છે; માટે તેને અનુસરવું જ જોઈએ, એ સિવાય એ માટે બીજું કોઈ કારણ નથી. આપણી ભાષામાં શબ્દો માટે જાતિ-ભેદના અમુક નિયમો પ્રાચીન કાળથી પળાતા આવ્યા છે, બુદ્ધિ કે તર્કને એની સાથે કશી લેવાદેવા નથી; પણ એ નિયમો છે એટલું જ બસ છે ને તેટલા માટે તે પળાવા જ જોઈએ.

માણસે ઘડેલા કાયદાઓ કે નક્કી કરેલાં ધોરણો હમેશાં યોગ્ય કે ઇષ્ટ હોતાં નથી. કેટલીક વાર એ કુદરતના કાયદાની વિરુદ્ધ તેમ જ માનવસ્વભાવની વિરુદ્ધ જતા હોય છે, અને એવે પ્રસંગે માણસે ઘડેલા કાયદાકાનૂનો ને નિયમો તથા ધોરણોને અનુસરવાને બદલે કુદરતના કાયદાને અથવા પોતાના અંતઃકરણના અવાજને માન આપવું એ વધારે સારું છે; અને તેથી જ ઘણી યે વાર મોટામોટા સુધારકો, સંત પુરુષો ને નેતાઓને સમાજના, રાજ્યના ને ધર્મના કાયદા તથા નિયમોનો ભંગ કરવો પડે છે. આ જાતની દલીલ પણ કેટલાક તરફથી કરવામાં આવે છે. પણ ઊંડો વિચાર કરનારને જણાઈ આવશે, કે કુદરતમાં કાયદા જેવું કશું જ નથી. કુદરત એ કંઈ ચેતનવાળું પ્રાણી નથી કે એ કાયદાકાનૂન ઘડી શકે કે ધારાધોરણ ને નિયમો સ્થાપી શકે. અમુક નિયમો કુદરતી હોય એવા દેખાય છે એ ખરું, પણ એ નિયમોના ઘડતર પાછળ કોઈની પ્રેરણા કે કોઈ વિચારશીલ વ્યક્તિ અથવા સમાજનો ટેકો રહ્યો નથી; એટલું જ નહિ, કુદરતના એ કહેવાતા નિયમોએ માણસને જેટલો હેરાન કર્યો છે, તેટલું એનું ભલું કર્યું નથી. અને તેથી માણસ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી, કુદરતના નિયમોને પડકાર આપી તેને પોતાને અનુકૂળ બનાવવાને હંમેશાં મથતો રહ્યો છે.

લગ્નસંસ્થા, સમાજસંસ્થા, ધર્મસંસ્થા, રાજ્યસંસ્થા વગેરે વગેરે અનેક સંસ્થાઓ માટે, શીખવા ને શીખવવાના, પૈસા કમાવાના ને ખર્ચવાના, લડવાના ને લાડવાના, જમવાના ને રમવાના–ટૂંકામાં જીવવાના ને મરવાના અનેક વિધિઓ ને નિયમો માણસે કુદરતની વિરુદ્ધ જઈને ઘડ્યા છે ને એ નિયમોને, દુઃખો, અડચણો અને હાડમારીઓ વેઠીને પણ એણે અમલમાં મૂક્યા છે.

જડ યંત્રની માફક માણસ ફક્ત અમુક નિયમો, ધોરણો કે કાયદાઓનું પાલન કરે, તો એ કેવો મૂર્ખ બને છે અથવા હાડમાર થાય છે, તેનાં અનેક ઉદાહરણો આપવામાં આવે છે.

એક મિત્રે થોડા વખત પર જ આનો

દાખલો આપ્યો હતો. મારા એ મિત્રના એક સગાં હૉસ્પિટલમાં હતા. ત્યાં નિયમસર દવા, ઇન્જેક્શન વગેરેનો વિધિ થતો; એટલું જ નહિ, પણ ખાવાપીવા, ઊંઘવા, ફરવાફરવાનું પણ બધું એમને નિયમસર જ કરવું પડતું. એમને ઘણા વખતથી અનિદ્રાનો રોગ હતો. રાતના કામ કરવાની એમને ટેવ હતી; એટલે દિવસે એમને ઊંઘ આવતી, પણ તે વેળા ઊંઘવા માટે અવકાશ મળતો નહિ. રાતના ઊંઘવા માટે અવકાશ મળતો, પણ ઊંઘ આવતી નહિ; પણ હૉસ્પિટલમાં ગયા પછી કંઈ કામ કરવાનું ન હોવાથી એમણે ઘણા વખતથી ઊંઘનું ચઢી ગયેલું દેવું વ્યાજ સાથે પાછું વાળવા માંડ્યું. દિવસ આખો ઊંઘ્યા કરે ને રાતના જાગરણ કરે. ડૉક્ટરને લાગ્યું કે દિવસે ઊંઘવું ને રાતના જાગવું એ નિયમ ઘુવડ માટે બરાબર છે, માણસ માટે નથી. એટલે એણે એમને રાતના ઊંઘ આવે, તે માટે ઇન્જેક્શન આપવાનું ને દિવસે ઊંઘ ન આવે તે માટે બીજું ઇન્જેક્શન આપવાનું નક્કી કર્યું. આનાથી થોડા વખતમાં એમની દિનચર્યા ને રાત્રિચર્યામાં ફેર પડી ગયો અને રાતના ઊંઘવાનું ને દિવસે જાગવાનું માણસ માટેનું ધોરણસરનું કાર્ય એમણે બરાબર બજાવવા માંડ્યું.

આમ છતાં રાતની નર્સ રોજ રાતે આવીને એ ઘસઘસાટ ઊંઘતા હોય, તો પણ એમને ઊંઘમાંથી જગાડીને એમને ઊંઘવા માટેનું ઇન્જેક્શન આપતી. અને દિવસની નર્સ એ દિવસે જાગતા બેઠા હોય તે છતાં જગાડવા માટે એમને બીજું ઇન્જેક્શન આપતી. એ ગૃહસ્થે પોતાને મળવા આવેલા એક સગાને આ વિષે ફરિયાદ કરી, ત્યારે એમણે નર્સને પૂછ્યું: 'તમે આમ કેમ કરો છો?'

'શું કરીએ છીએ?' નર્સે નવાઈ પામીને સામો સવાલ પૂછ્યો.

'આમને હવે રાતે બરાબર ઊંઘ આવે છે, તે છતાં એમને ઊંઘમાંથી જગાડીને ઊંઘવા માટે તમે ઇન્જેક્શન આપો છો દિવસે એ બરાબર જાગતા રહે છે, તો પણ એને જગાડવા માટે રોજ ઇન્જેક્શન આપીને વગરજરૂરે એમના શરીરમાં કાણાં કોચો છો તેનું કંઈ કારણ?'

'કારણબારણ અમે ન જાણીએ. અમને એ પ્રમાણે કરવાનો ડૉક્ટર સાહેબનો હુકમ છે. રાતના એ ઊંઘી ગયા હોય, તો એમને જગાડીને પણ ઊંઘવા માટે ઇન્જેક્શન આપવું પડે તો તેમ કરવું એ ધોરણસર છે. દિવસે એ જાગતા હોય કે ઊંઘતા હોય પણ જગાડવા માટે ઇન્જેક્શન આપવાનું લખ્યું છે એટલે તેમ ન કરીએ, તો નિયમનો ભંગ થાય. અહીં અમારે ત્યાં નિયમોનું બહુ ચીવટાઈથી પાલન કરવામાં આવે છે. નવો હુકમ મળે નહિ ત્યાં સુધી અમારે એ જ રીતે કરવાનું છે. નિયમ તે નિયમ એનો ભંગ અમારાથી થાય નહિ.' નર્સે જણાવ્યું.

આ વાત આપણને મૂર્ખાઈભરી લાગે છે અને એ મૂર્ખાઈભરી છે એમાં સંદેહ પણ નથી; પરંતુ ડાહ્યા બનીને નિયમો તોડવા કરતાં, નિયમો પાળીને મૂર્ખા બનવું એ ઇષ્ટ છે. દુનિયા ડાહ્યાઓની નથી, મૂર્ખાઓની છે. જગતમાં શાણા ને ડાહ્યા માણસ કરતાં મૂર્ખા ને ઓછી અક્કલવાળા માણસોની સંખ્યા ઘણી વધારે છે. આજના લોકતંત્રના યુગમાં બહુમતી પ્રમાણે ચાલવું એ જ ઉત્તમ ગણાય છે. વિચાર ને વિવેક કરતાં મત ને મમતનું મહત્ત્વ વધારે અંકાય છે.

સાધારણ નિયમો સામાન્ય માણસોને માટે ઘડવામાં આવ્યા હોય છે. કોઈક, અસામાન્ય કે અસાધારણ પ્રતિભા ધરાવતો પુરુષ એ નિયમોનું ઉલ્લંઘન કરે અને એ રીતે પ્રણાલિકાભંગ કરીને લોકોનું માન મેળવવા ભાગ્યશાળી બને, તેથી નિયમોની નિર્બળતા સિદ્ધ થતી નથી. ઇતિહાસમાં બારપંદર સ્ત્રીઓ રાજ્ય કરી ગઈ–સારી રીતે રાજ્ય કરી ગઈ હોવાનો ઉલ્લેખ છે, પણ તેથી સ્ત્રીઓની રાજ્ય કરવાની શક્તિ સિદ્ધ થયેલી ગણાતી નથી. રાજગાદી શોભાવી ગયેલી સ્ત્રીઓને અપવાદરૂપ લેખવામાં આવે છે, તેવી જ રીતે કોઈ મહાપુરુષો નિયમોનો ભંગ કરીને પણ આગળ વધ્યા હોય, તો તેથી નિયમોનું મહત્ત્વ ઘટતું નથી. એવા મહાપુરુષોના કિસ્સાઓ તો અપવાદ તરીકે ગણવાના છે.

કાસાબિયેન્કાની કવિતા નાનપણમાં આપણે સૌએ ગોખી છે. સળગતા વહાણ પર એ છોકરો ઊભો હતો, બીજા બધા ત્યાંથી ભાગી છૂટ્યા હતા. છોકરાના બાપે એને કહ્યું હતું: 'હું કહું નહિ ત્યાં સુધી તારે તારી જગ્યા પરથી ખસવું નહિ;' પણ વહાણમાં આગ લાગી: એમાં એનો બાપ બળી મૂઓ. છોકરો તો ઊભો હતો તે જ જગ્યાએ ઊભો રહ્યો. આગ વધતીવધતી એની પાસે આવી. એનાં અંગો દાઝવા લાગ્યાં. એણે પૂછ્યું: 'બાપા, હવે અહીંથી ખસું કે?' પણ બાપ જીવતો હોય, તો જવાબ દે ને! પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કદી ન કરી શકાય, બાપ કહે નહિ ત્યાં સુધી ખસી શકાય જ નહિ, એ નિયમને ચુસ્તપણે વળગી રહીને છોકરાએ બાપ કંઈ પણ કહેવાની હાલતમાં છે કે નહિ, અથવા કંઈ પણ કહી શકે એમ હોત, તો શું કહેત તેનો વિચાર કરવાની પણ તસ્દી લીધી નહિ. એ તો એ ને એ જ જગ્યાએ અડગ પહાડશો ઊભો રહ્યો. જીવ બચાવવા નાસી શકાય એમ હતું, પણ એ નાઠો નહિ. ને ત્યાં ને ત્યાં જીવતો સળગી ગયો. પતિ પાછળ સ્ત્રીઓ સતી થઈને જીવતાં બળી મરતી, તેમ પિતાની આજ્ઞાનું પાલન કરવું એ નિયમ પાછળ કાસાબિયેન્કા સતો થયો. બુદ્ધિપૂર્વક વિચાર કરનારને આ છોકરો મૂઢ, અક્કલવગરનો ને જડ જેવો લાગે, છતાં એનું નામ અમર થઈ ગયું છે. એના ઉપર કવિતા જોડાઈ છે અને આપણા પૂર્વજોએ, આપણે પોતે અને આપણી પછીની પેઢીના વિદ્યાર્થીઓએ એ કવિતા મોઢે કરીને બુદ્ધિથી વિચાર કર્યા વગર ચુસ્તપણે નિયમને વળગી રહેનાર એ છોકરાને અપૂર્વ માન આપ્યું છે.

આટલા પરથી સહેલાઈથી સિદ્ધ થઈ શકે એમ છે કે માણસ ઝંખે છે વિજય, નિયમનો–બુદ્ધિનો નહિ. એ માગે છે પાલન ધારાધોરણ ને કાયદાનું–અંતઃકરણના અવાજ કે બુદ્ધિના નિર્ણયનું નહિ. એ ઇચ્છે છે, નિયમો ને કાયદાકાનૂનો–તર્કો ને દલીલો નહિ.

વસ્તુસ્થિતિ આવી હોવાથી આ વિષય પરત્વે પણ તર્ક અને દલીલ કરવાં એ વિષયોનું મહત્ત્વ વધારવાને બદલે ઘટાડશે તો નહિ, એમ લાગવાથી અહીં જ બંધ કરવું ઇષ્ટ છે.

★

# પોથીમાંનાં રીંગણાં

લેખક
શ્રી. ઈશ્વર પેટલીકર

'ગ્રામચિત્રો', 'જનમટીપ', 'ધરતીનો અવતાર', 'માનતા', 'પંખીનો મેળો' વગેરે ગામડાના ચિત્રો, નવલકથાઓ ને નવલિકાસંગ્રહો દ્વારા ગુજરાતને સારી પેઠે પરિચિત યુવાન લેખક શ્રી. પેટલીકર, એકધારી રીતે સાહિત્ય પીરસતા જાય છે 'પટલાઈના પેચ'થી તો આ સંસ્થાનો વાચકવર્ગ પરિચિત હશે જ. એમની વાર્તાઓમાં ગ્રામ્ય જીવનનું સાચું પ્રતિબિંબ હોય છે, તેની આ વાર્તા પણ સાખ પૂરશે

છગનભાઈએ વકીલ તરીકે કિલાભાઈને રોક્યા એ જાણીને આખા ગામે માની લીધું કે મૂળજી હવે જીતી રહ્યો !

કિલાભાઈ એટલે તાલુકાના પહેલા નંબરના વકીલ ફોજદારી કેસ જ એ મોટે ભાગે હાથમાં લેતા ન છૂટકે દીવાની કેસ લે, તોપણ ફોજદારી કેસ જેવી સારે ફી હોય જ

કેસ સાધારણ દીવાની હતો છગનભાઈએ હમણાં મોટી ખડકીના પાછલા ફળિયામાં નવું ઘર વેચાતું લીધું હતું. એ ઘરની સામે મૂળજીભાઈનું ઘર હતું સોળ વર્ષ પહેલાં, '૩૦માં અસહકારની ચળવળ ચાલતી, ત્યારે મૂળજીભાઈ સરકારના ખાંધિયા તરીકે પ્રજા વિરુદ્ધ કામ કરતા, એટલે અમલદારો એમના તરફ હતા એનો લાભ લઈ, સરકારી જમીનમાં એમણે ઘરના આગળના ભાગમાં અડાળું, બે બાજુ પાકી થાંભલીઓ મૂકી, ઉપર પતરાં મારી, કાઢી ઘાલ્યું હતું

આથી ખુલ્લો ચોક સામા ઘરને જે મળતો એ ઓછો થયો હતો ફળિયાના બીજા ઘરને એથી ખાસ અડચણ ન હતી, પરંતુ કોઈ વધારાનું બથાવી પડે એટલે અદેખાઈને લીધે સૌને આંખમાં ખૂંચે એ માનવસ્વભાવ છે પરંતુ અશક્તિને લીધે બધા બબડીને રહ્યા અને મૂળજીભાઈનું અડાળું કાયમનું થઈ ગયું

આ વાતને આજે સોળ વર્ષ થઈ ગયાં, પરંતુ સામું ઘર છગનભાઈએ ખરીદતાં એ પ્રશ્ન એમણે ઉપાડ્યો મૂળજીભાઈ એમ સીધું કહ્યે અડાળું કાઢે તેમ ન હતા, એટલે એ દબાણ બદલ સરકારમાં દીવાની કેસ જ એક ઉપાય હતો

પરિસ્થિતિ પણ આજે બદલાઈ ગઈ હતી કૉંગ્રેસ પ્રધાનમંડળ હતું, એટલે મૂળજીભાઈની ખાંધિયાની લાયકી અમલદારો આગળ હવે ચાલે એવી ન હતી સામે પક્ષે સામ, દામ, ભેદ, દંડ એ ચારેય રીતે છગનભાઈ પહોંચે એવા હતા, એટલે ઘર પોતે વેચાતું લીધું કે તરત એ દબાણ બદલ દીવાની કેસ માંડી દીધો અને વકીલ તરીકે કિલાભાઈને રોકી લીધા

કિલાભાઈ તાલુકાના પહેલા નંબરના વકીલ હતા વકીલાત ઉપરાંત જાહેર કાર્યોમાં પણ ભાગ લેતા હતા એ કૉંગ્રેસી હતા એટલું જ નહિ, પરંતુ લોકોની સેવા કૉંગ્રેસ સત્તા ઉપર આવતાં પૂરેપૂરી નથી થતી એમ લાગતાં એમણે તાલુકામાં 'લોકસંઘ' રચ્યો હતો સંઘના એ પ્રમુખ હતા કોર્ટમાં રજા હોય ત્યારે એ ગામડે લોકોને પોતાના હક્ક માટે જાગ્રત કરવા પ્રચારસભાઓ ભરતા ગણોતધારો, ઋણરાહત ધારો, લેવી, કંટ્રોલ, વગેરેની

ટકાવાળી, આમ ગ્રામપ્રજા માટે હાલમાં ઘણાઘણા સવાલો હતા, એ ઉપર એ લોકોને ભાષણ આપતા હતા. એ બધાં ભાષણોનો સૂર સમાજવાદ આવશે, ત્યારે જ લોકો પૂરેપૂરા સુખી થશે–આજની ગરીબ પ્રજાની ચૂસણનીતિ અટકશે, એ હતો.

કોંગ્રેસના વહીવટથી પ્રજામાં અસંતોષ વધ્યો હતો, એ સ્થિતિમાં આ નવી વાતોથી લોકો કિલાભાઈને પોતાના ઉદ્ધારક માનવા લાગ્યા. અને એથી ગામડે ગામડેથી લોકો એમને પોતાને ગામ ભાષણ કરવા આવવા આમંત્રણ આપવા આવવા લાગ્યા.

'આ રવિવારે સાહેબ અમારા ગામમાં આવો. અમારા ગામ જેવું અંધેર કોઈ ગામમાં નહિ હોય ! જમીનદારો અને શાહુકારો ખેડૂતોને ચૂસી ખાય છે. ગણોત-ધારો આવ્યો પણ એનો લાભ અમને મળવાનો નથી. શાહુકારો જૂનાં ખાતાંને ઠેકાણે નવાં ખાતાં પડાવી લઈ સહી કરાવી લે છે. ગામમાં એ લોકો સંપીલા છે એટલે આટલી મોંઘવારી વધી છતાં મજૂરીના ભાવ વધારતા નથી. અમારા દુઃખનો પાર...'

એ લાંબું વિવેચન સાંભળવાનો અસીલોના કેસ વાંચતી વખતે કિલાભાઈને વખત નહોતો; એટલે સામા લટકતા કેલેન્ડરમાં રવિવાર ક્યાં સુધી રોકાઈ ગયા છે, તે તરફ નજર કરી લઈ એ કહેતા: 'જુઓ ભાઈ! હું તો તમે બધા સુખી થાવ, એ માટે થાય એ કરી છૂટવા તૈયાર છું. રવિવાર સિવાય વચ્ચે રજા આવે, તેનો પણ ઉપયોગ કરવાનું ચૂકતો નથી. ત્રણ રવિવાર રોકાઈ ગયેલા છે. ચોથા રવિવારે તમારે ગામ આવીશ.'

'મોટો ઉપકાર સાહેબ!' કહી આમંત્રણ આપનાર પૂછતો: 'કહો તે વખતે અમે ડમણિયું તમને લેવા મોકલીએ.'

'એ ભાઈ! મારાથી ડમણિયાની અથડામણ સહેવાતી નથી. વળી એવી ધૂળ દર રવિવારે ખાધા કરું, તો ક્ષયના ખાટલે વહેલો પડું. હું મોટરમાં આવીશ. મોટર ઘરની છે એટલે એની પંચાત નથી. સહેલાઈથી પેટ્રોલ મળતું હોત તો એની ચિંતામાં પણ તમને ન નાખું: પરંતુ કાળાબજારના ભાવ અને મેળવવાની મુશ્કેલી એટલે એ વ્યવસ્થા તમારે કરી લેવી. અહીંની મોટર કંપની છૂટથી તે વેચે છે, એટલે મારું નામ દઈ માગશો એટલે તરત માનશે.'

'સારું, સારું, સાહેબ!' કહી આમંત્રણ આપનાર પેટ્રોલની વ્યવસ્થા કરીને જ એમને તેડવા આવતો.

એ ચોથા રવિવારની સભા છગનભાઈના ગામમાં જ હતી. કેસ હજુ શરૂ થયો ન હતો; એટલે તે પહેલાં કિલાભાઈ ગામમાં આવ્યા તે પોતાને માટે ઘણું સારું થયું માની છગનભાઈ એમને ખાસ આગ્રહ કરી પોતાને ઘેર તેડી લાવ્યા.

મૂળ વાત પહેલાં શરૂ ન કરતાં છગનભાઈએ કહ્યું: 'સાહેબ ! ગામડામાં આવા જડ લોકોને તમે ભાષણો કરી ચડાવો છો, પરંતુ એ લોકો એમના પાપે દુઃખી છે. પાટીદારો અને ધારાળા દરેક ગામમાં હોય છે. બંને ખેતી કરે છે, છતાં એકની ખેતીમાં બરકત આવે છે અને બીજાનીમાં નથી આવતી તેનું શું કારણ?'

કિલાભાઈ: 'પાટીદાર પોતાની જમીન ખેડે છે. ધારાળા પારકી ખેડે છે. જમીન-માલિક મોટો ભાગ લઈ જાય છે, પછી એ સુખી શી રીતે થાય?'

છગનભાઈ: 'ના, એ ખરું કારણ નથી. એ લોકોની દાનત હરામ છે. પોતાના

ખેતરમાં માકડું હશે તો ય બેડના ખેતરમાંથી ચોરીને બે કસ્યા ય એના મળી લઈ જાય ત્યારે એને ચેન પડે !'

કિશાભાઈ 'એ બધા દૂષણો ગરીબાઈનાં છે ગરીબાઈ જશે એટલે એ લોકો પણ શાહુકાર જેવા સીધા ચાલશે '

છગનભાઈ 'એમની ગરીબાઈ સરકારનું રાજ આપી દો, તોય જવાની નથી એવી એકી જાત છે કે મોમા કોળિયો કોઈ મૂકે, તોય ચાવવાની તસ્દી ન લે !'

કિશાભાઈ 'એ બધુ અજ્ઞાનતાનું પરિણામ છે કેળવણી વધતા આપોઆપ એ લોકોને પોતાની સ્થિતિનુ ભાન થશે '

છગનભાઈ 'એ તો થાય ત્યારે ખરું બાકી અત્યારે તમે જમીનદારો અને શાહુકારો વિરુદ્ધ ભાષણો કરી, વાંદરાને નિસરણી આપી રહ્યા છો તમે લોકોને ઉશ્કેરીને દૂર રહેવાના અને સહન કરવાનું અમારે !'

કિશાભાઈ 'સ્વરાજ્ય માટે લડવા તમે તૈયાર થયા હતા અને હવે એ સ્વરાજ્ય આવતા લોકોના હક આપતા નથી, એ કેમ બનશે ?'

છગનભાઈ આ વાત તો કરવા ખાતર કરતા હતા, તેમને મૂળ વાત પોતાના કેસની હતી, એટલે એ ચર્ચાને ત્યાં અટકાવતા એ બોલ્યા 'મરશે હવે એ હક ને નાહક! આપણે આપણી વાત કરો ને ' અને મેડા ઉપર બેઠા હતા ત્યાંથી બારીમા આગળી કરી સામા ઘરનુ અડાણ બતાવતા એમણે ઉમેર્યું, 'પેલા આપણા કેસનુ અડાણ તમે જોઈ લો એટલે તમને પૂરેપૂરો કેસનો ખ્યાલ આવી જાય '

ઊંચા થઈને એ અડાળા તરફ દૃષ્ટિ નાખતાં કિશાભાઈ બોલ્યા 'સારુ થયુ તમે યાદ દેવડાવ્યું તે, મને એનો ખ્યાલ જ નહોતો આવ્યો '

ને મલકાવીને છગનભાઈએ કહ્યુ 'તમને તો ખ્યાલ ન હોય, પણ હું ભૂલુ ત્યારે મારા જેવો ગધેડો કોણ ? વરએ-ગા ગગા ભાવે પછી '

વચ્ચે કિશાભાઈ પણ હસીને બોલ્યા 'ખબર છે ને, અમે વકીલો વેર આ ચાની પણ ફી લઈએ છીએ ?'

'અરે ! ફીથી રાજી થતા હો, તો તે લ્યો આપણે તો એક જ વાત કોઈ ઉપાયે એનુ અડાણ જવુ જોઈએ '

કઈ ઊંડા વિચારમા પડી ગયા હોય તેમ કિશાભાઈ થોડીવાર સુધી કઈ બોલ્યા વગર શાંત રહ્યા પછી પૂરતો વિચાર કરી રહ્યા હોય તેમ બોલ્યા 'તમે, છગનભાઈ, મને તો એમ કહો હતું કે કાચુ અડાણ છે '

'ત્યારે સાહેબ, આ કાચુ નથી, ત્યારે કેવુ છે ?'

'અરે, ભલા માણસ ' આને કાચુ કોણ કહે ? આ તો પાકુ છે પથ્થરની બેસણી ઉપર આગની ઘડેલી કૂંભીઓ છે ઉપર પતરા પણ ખીલા માગીને જડેલા છે '

છગનભાઈ કિશાભાઈ સામે મો ફાડીને જોઈ રહ્યા હતા તે બોલ્યા 'ત્યારે કાચ અડાણ તમે કોને ગણો છો ?'

'ભેસ બાંધવા જેમ થાંભલીઓ ઘાલે તેમ ભોંયમા ખાડો ખોદી ગમે તેવી થાંભલીઓ ઘાલી હોય અને તેના ઉપર ખીલા માર્યા વગર બે પતરાં નાખી રાખ્યા હોય તેને '

ઉત્સાહભંગ થતાં છગનભાઈ બોલ્યા 'સાહેબ' લાભ હોય તો પછી એમ સાવ કાચુ કામ કોઈ રાખી મૂકે ?'

કિશાભાઈએ કઈ જવાબ ન આપ્યો થોડી ક્ષણો નીરવ બની, એટલે છગનભાઈએ કહ્યું 'ગમે તેમ થાય, પણ સાહેબ, આમા પાછા પડવાનું નથી '

આપવા પડે તો......'

કિલાભાઈ મૌનનો ભંગ કરતાં બોલ્યા: 'ફોજદારી કેસ હોય, તો સાચાનું જૂઠું અને જૂઠાનું સાચું કરતાં અમને વાર નહિ; પણ દીવાનીમાં પરિસ્થિતિથી હાથપગ બંધાઇ જાય છે. આ કેસનો પુરાવો જીવતોજાગતો આ અડાળું છે. કાચું હોય તો હું એનો રસ્તો કાઢત, પણ પાકું છે એટલે લાચાર !'

'ખૂનના આરોપીને તમે છોડાવો, તો આમાં ઉપાય ન કાઢો, એ હું કેમ માનું ?'

'ઉપાય એક છે.'

'શો ?'

'કોઈ ઉપાયે અડાળું તોડી નાખો. પછી એની ફરિયાદી થશે તેને હું પહોંચી વળીશ. અડાળું નહિ હોય એટલે કેસ જીતવો એ રમત છે. બાકી સોળ વર્ષનો એનો કબજો આમાં તો છે. બાર વર્ષનો કબજો હોય એટલે કબજેદારની માલિકી ગણાય. સરકાર પણ એમાં કંઈ કરી શકે નહિ.'

છગનભાઈ વિચારમાં પડી ગયા હોય તેમ એમણે સામો જવાબ ન આપ્યો; એટલે કિલાભાઈએ પૂછ્યું: 'કેમ બનશે એટલું ?'

છગનભાઈ છેવટ બોલ્યા: 'બનાવ્યા વગર છૂટકો છે ?'

કિલાભાઈએ ખાતરી આપતાં કહ્યું: 'તો પછી તમને જિતાડી આપનાર હું બેઠો છું જ !'.

એ રાત્રે જ છગનભાઈએ હુમલો કર્યો. ખેતરમાંથી બે દીકરા ઘેર આવ્યા, ત્યારે સુરકેલીની વાત કરી હતી. ત્રણેય ધૂંધવાઈ રહ્યા હતા. ત્યાં એને પોષણ આપતો પ્રસંગ બન્યો.

એ અડાળાને લીધે વચલો રસ્તો પ્રમાણમાં સાંકડો થયો હતો; તેમાં બંને ઘરવાળા બહાર માંડવા કરી ઢોર બાંધતા; એટલે જવાઆવવાનો રસ્તો પરાણે રહેતો હતો. એ રાત્રે મૂળજીભાઈના બળદ સીમમાંથી ખિજાઈને આવ્યા હતા, એટલે ગાડેથી છોડ્યા એવા ફળિયામાં રઘવાયા નાઠા. એકે સાંકડા રસ્તામાં માથું વીંઝ્યું, તેથી છગનભાઈના માંડવાની થાંભલી હચમચી ગઈ. કડાકો પણ થયો.

ક્રોધમાં આવી જઈ છગનભાઈનો નાનો દીકરો ઊભો થયો. મોંમાંથી કઢાય તેટલી ભારે ગાળ કાઢીને બોલ્યો: 'આ અડાળું ખોદી નાખ્યા વગર કોઈ દહાડો સુખવારો થવાનો નથી. એના બાપનું હોય તેમ ખર્યું રોકીને પડ્યો છે !'

મોટો દીકરો પણ ઊભો થયો. એણે વળી બોલ્યા વગર હાથમાં ખૂણામાં પડેલી કોદાળી લેતાં અડાળાને ખોદી નાખવા એ તરફ પગલું ભર્યું.

બળદની પાછળ આવતા મૂળજીભાઈના દીકરાના હાથમાં ધારિયું હતું તે એણે પણ ઉગામ્યું.

અડાળું અડાળાની જગ્યાએ રહ્યું અને બંને કુટુંબો લડી પડ્યાં. ગામ આખું ભેગું થઈ ગયું. મૂળજીભાઈ પોતે વૃદ્ધ અને દીકરો એક, આ બાજુ છગનભાઈ પણ સશક્ત અને દીકરા બે, એટલે માર ખાધો સામાએ.

બીજે જ દિવસે મૂળજીભાઈએ માર માર્યાની, ખૂનની ધમકીની અને ઘરપ્રવેશની એમ કેસ ભારે થાય તેવી ફોજદારી કરી. વકીલ કેસ ભારે કરવાની કળા સારી રીતે શીખી ગયા હોય છે એટલે અસીલોને એની પંચાતમાં પડવાનું હોતું નથી. આરોપી તરીકે ત્રણે પુરુષ ઉપરાંત ત્રણેયની સ્ત્રીઓને પણ સંડોવી લાધી !

છગનભાઈને તો રોણું રોઈને ડફોળ બનવાનું થયું.

કિલાભાઈ પાસે જતા એમણે એમના ભિખડા લેવા જ માંડ્યા 'મારા ભાઈ! તમને તે અક્કલ છે કે નહિ? મે તમને અડાગુ કાઢી નાખવાની વાત કરી હતી કે મારામારીની?'

છગનભાઈ 'અરે સાહેબ' જુવાનિયા છોકરા, કઈ વળકવળ સમજે છે? વાતમાથી વહેસર કરી બે₀।'

કિલાભાઈ 'પણ મૂળજીભાઈ દવાખાનામા આવીને પડ્યા છે એમને વધારે વાગ્યુ છે એટલે ડાક્ટર સર્ટિફિકેટ પણ આપશે આપના ઘરમા બધાને એમણે ફરિયાદીમાં ઘાલી દીધા એટલે બૈરાને પણ કોર્ટમા આવવુ પડશે'

'પણ એનો ઉપાય, સાહેબ?'

'ફોજદારીના કેસમા ઉપાય તો ઘણાય પણ સામાને પાછો પાડવા એની સામે એકદમ ફોજદારી કરી દેવી જોઈએ' કિલાભાઈએ સલાહ આપી

'તમે જે કહો તે કરવા હુ તૈયાર છુ'

'તો આપણે સામી ફોજદારી કરી, એમના ઘરનાને બધાને આરોપીમા ઘસેડીએ એના છોકરાની વહુ ઉપરાત દીકરી અને શાણેજી પણ હાજર હતા, એટલે છો ને એનો પણ સઘ નીકળે'

'ચાલશે?'

'અરે ચાલતાં શુ થાય છે? ના ચાલે તો અમે પછી અડી બે₀ છીએ શુ કામ?'

કેવી જાતની સામી ફોજદારી નોધાવવી, એ વિગત કિલાભાઈએ ગુમાસ્તાને સમજાવી અને પછી ફીની વાત કરી

છગનભાઈ રકમ સાભળીને જ હબકી ગયા 'છસો રૂપિયા!'

'ત્યારે શુ આ તમે જેવોતેવો કેસ આણો છો?' ઉઘટ સાડી ચારસો રૂપિયાએ નક્કી થયુ અઢીસો રૂપિયા રોકડા આપી દીધા બીજા બાકી રહ્યા

સામસામી ફોજદારી કેસ શરૂ થયો પહેલી તારીખે બને પક્ષના સ્ત્રીપુરુષોને કચેરીમા આવવુ પડ્યુ કામ ન ચાલ્યુ, પણ તારીખ પડી

અને પછી બને પક્ષ ઘરમેળે સમાધાન કરી નાખ્યુ બેઉ પક્ષના સગાઓ અને આગેવાનો વચ્ચે પડ્યા બનેને ચડેલુ પાણી એક મહિનામા ઓસરી ગયુ પોતાના બૈરાને કોર્ટમા ગુનેગારના પાજરામા ઊભા રહેવુ પડે એ જ કલ્પનાએ સમાધાનીમા ભાગ ભજવ્યા

રાજીનામુ કરી નાખવાની દરખાસ્ત આવતા કિલાભાઈએ એ અગે ગુમાસ્તાને અરજી તૈયાર કરવા સાથે બીજો ઇશારો કર્યો ગુમાસ્તાએ કહ્યુ 'ફીના બાકીના રૂપિયા લાવ્યા છો?'

'શાના?'

'કેમ બસો બાકી છે ને?'

'અરે! કેસ તો ચાલ્યો નથી' વગર કામ ૮૫ અઢીસો આપ્યા છે, તેમાથી ઊલટા તમારે પાછા આપવા જોઈએ'

અદરના ભાગમા બેઠલા કિલાભાઈ આ સાભળતા હતા ગુમાસ્તાએ ધીરે રહી તેમના તરફ નજર કરી અને એ બોલ્યો 'વકીલાતનામુ મુકાઈ ગયુ એટલે અમારી ફી કાયદેસર ચડી ચૂકી'

છગનભાઈ એ અગે કિલાભાઈ સાથે વાદવિવાદ કરવા લાગ્યા તે વખતે ચર્ચા ન કરતા એમણે કેસ પતાવી દીધો અને તે પછી બાકીના રૂપિયા બસો પોતાની ફીના લહેણા નીકળે છે, તેની રજિસ્ટર્ડ નોટિસ કિલાભાઈએ છગનભાઈ ઉપર બજાવી!

★

# [illegible]

લેખક :

શ્રી. મધુકર રાંદેરિયા

સામ્રાજ્યની ગાદી પચાવી પડવાને ઇરાદે રાજકુમારોએ રાજાને–પોતાના પિતાને–બંદીવાન કર્યાના કે મારી નાખ્યાના દાખલાઓ ઇતિહાસમાં ઘણા નોંધાયા છે. કર્યાં કર્મનું ફળ સૌને ભોગવવું પડે છે. કર્મ કોઈને મૂકતું નથી. આ વાર્તાના નાયક અજાતશત્રુના જીવનમાં એવી એક ઘડી આવે છે, જ્યારે સામ્રાજ્યના સિંહાસને બેઠેલા પુત્રને સ્વપ્નમાં પોતાનો પિતા ને પોતાનો ભૂતકાળ સાંભરે છે. એ સ્મૃતિના ડંખ એને રોમેરોમ સળગી રહે છે. એ પશ્ચાત્તાપના અગ્નિથી આપણે પણ પાવન થઈએ.

મગધની રાજધાનીનું રાજગૃહ આજે મહારાજ બિંબિસારના જયનાદથી ગાજી ઊઠી છે. યજ્ઞની પૂર્ણાહુતિનો આજે દિવસ છે. બ્રહ્મવેત્તા પુરોહિતો ઉત્સાહભેર પોતાનું કાર્ય કરી રહ્યા છે. યજ્ઞવેદિમાંથી પ્રગટતી જ્વાળાઓ ભભૂકી–ભભૂકીને ઊંચે આકાશમાં ચડે છે. યજ્ઞના દેવ એ બલિદાનોને દેવોના નિવાસસ્થાન સુધી પહોંચાડી આવે છે. અગ્નિમાં હોમવા માટે પવિત્ર કુંકુમચંદનથી ચર્ચિત ઘેટાંબકરાંનું જૂથ એક ખૂણે ઊભું છે. મહારાજ બિંબિસારને જોઈ લોકવૃંદ ફરી એમના નામનો જયકાર કરે છે. પશુ-યૂથને બલિસ્થાન પર લાવવાની તેઓ આજ્ઞા કરે છે......

ત્યાં કોઈકનાં પગલાં થાય છે. એના ચહેરા પર પ્રસન્નતા છે, આંખમાંથી કરુણાની ગંગા નીતરે છે, હોઠ પર સ્મિત લહેરે છે, અંગમાંથી તેજનાં કિરણો સ્ફુરે છે, કષાય વસ્ત્રોમાંયે એ પુરુષ ભવ્ય ગંભીર લાગે છે. એ ઉચ્ચારે છે માત્ર બે જ શબ્દો: 'રાજન્, થોભો,' એ બે શબ્દોમાં પાળવી જ પડે એવી આજ્ઞાનો પ્રભાવ છે.

બિંબિસાર થોભે છે. કોણ છે આ આગંતુક ?

તથાગત ગૌતમ ! શાક્યમુનિ ગૌતમ ! પ્રજ્ઞાપારમિતા ભગવાન બુદ્ધ !

બિંબિસાર પૂછે છે : 'ભગવન્, યજ્ઞના મંગલ કાર્યમાં અવરોધ કરવાનું શું પ્રયોજન ?' અને સમસ્ત જગતના મિત્ર સમા ભગવાન બુદ્ધ કહે છે : 'રાજન્, યજ્ઞનું પુણ્યકાર્ય કરો છો, પણ એ પુણ્યકાર્યમાં આ બિચારાં નિર્દોષ વાચાહીન પશુઓનો નિરર્થક વધ શા માટે ? એમનું રક્ત રેડવાથી કયું ધર્મકાર્ય સિદ્ધ થાય છે ? રાજન્, વિચારો, આપણા દેહમાં જીવ છે ને એનામાં નથી ? આપણને અગ્નિ તાવે છે, એને નથી તાવતો ? આપણને દેહદુઃખ પીડે છે, એને નથી પીડતાં ?' બિંબિસાર અનુત્તર રહે છે, પણ ઉત્તર વાળવાનો હોય, તો નકારમાં તો એ ન જ વાળી શકે.

બુદ્ધની દયાવાણીનો પ્રવાહ આગળ વહે છે : 'જીવહિંસા કરવાથી પાપાચાર વધે છે, રાજન્, તમે ગોબ્રાહ્મણપતિપાલ છો. આવાં પ્રાણીઓની રક્ષા એ જ તમારો રાજધર્મ હોઈ શકે. દયા ને તિતિક્ષા જ જીવનના આધારસ્તંભો છે. દયા દાખવો, રાજન્ ને સ્વર્ગના દેવો તમારા પર પ્રસન્ન થશે. સમુદ્ર જેની કેડ પર વીંટળાયેલા છે એવી પૃથ્વીની પૂર્ણ સંપત્તિ તમને તેઓ બક્ષશે.' અને બિંબિસારની આંખોમાં ભગવાન બુદ્ધની આંખો પરોવાય છે. જીવદયાનો

આ મોહનમંત્ર ધારી અસર કરી જાય છે. બિંબિસાર કૃતકૃત્યતા અનુભવે છે પુરોહિતોને હિંસાના હોમહવન બંધ કરવાની એ આજ્ઞા કરે છે રાજગૃહ ચકિત બની આ દશ્ય જોયા જ કરે છે.

ભગવાન બુદ્ધ આવ્યા હતા, તેવા જ પ્રભાવશાળી પગલે પાછા ફરે છે બિંબિસાર એમની પૂંઠે જઈ વિજ્ઞપ્તિ કરે છે 'દેવ, આપના શ્રીચરણના નખની એક રજકણ મળે તો મહાઅનુગ્રહ થશે'

મુખ પર સ્મિતની આછી લહર સાથે ભગવાન કહે છે 'રાજન્, દંભને પાખંડથી ભરેલા આ વિશ્વમાં એ નખકણથી વળી બીજા કયા ઢોંગ ફેલાવવા માગો છો?'

'ઢોંગ? પ્રભો, જગતને ખૂણેખૂણે, આપનો દાસ બની, આપનો જીવનસંદેશ પહોંચાડીશ જગજનતાને સત્ય અને અહિંસા માટે આત્મબલિદાન દેવાની એનાથી પ્રેરણા મળશે'

ને 'તથાસ્તુ' કહી, ભગવાન ચરણ-કમલની નખપાંદડીની રજકણ બિંબિસારને આપી વિદાય થાય છે બિંબિસાર સેવકને બોલાવી રાજઉપવનને ખૂણે એ નખકણી દાટી, એના પર સુંદર સ્તૂપ ચણાવવાની ને સ્તૂપ પર કલામય અદ્ભુત નકશી કોતરવા દેશદેશના શિલ્પકારોને તેડાવવાની આજ્ઞા આપે છે સંધ્યાએ સંધ્યાએ ત્યાં નવી પૂજા-નવાં ફૂલો-નવી દીપમાળા હસે. ભગવાન બુદ્ધનો ત્યાં નિત્ય જયનાદ ગાજતો

બિંબિસારના પુત્ર અજાતશત્રુની નજર સામે, એક ભેંકાર રાતે, આવી સ્વપ્નલીલા રચાય છે બ્રાહ્મણ ધર્મના પુરસ્કર્તા પોતાના પિતાને બૌદ્ધધર્મની દીક્ષા લઈ બાંધતા જોઈ એના ક્રોધનો પાર રહેતો નથી સ્વપ્નમાં જ એ બબડે છે 'બંધ કરો બૌદ્ધધર્મની આ પૂજાઓ બંધ કરો. ગૌતમબુદ્ધ, જાઓ, રાજગૃહની સીમા છોડી ચાલી નીકળો. મહારાજા, આપ આ શું કરો છો? આપણો બ્રાહ્મણધર્મ રસાતળ જાય છે!'

પણ એ સ્વપ્નચિત્ર રચાયું હતું તેવું જ લુપ્ત થાય છે, ને દીવામાંથી દીવો પ્રગટે એમ એક જીવનપ્રસંગમાંથી, બિંબિસારનો બીજો જીવનપ્રસંગ, અજાતની દૃષ્ટિ સામે ખડો થાય છે મહારાજાધિરાજ બિંબિસાર નર્તિકા પાલી સાથે, એકાંતમાં બેઠા હતા આ શો અનાચાર! આ શી ઘેલછા! આ કોણ બોલી રહ્યું છે? પાલી—

હા, આમ્રપાલી મટીને બુદ્ધની ચેરી થયેલી પાલી મહારાજ બિંબિસારને કહી રહી છે 'મહારાજ, હું હવે નર્તિકા નથી રહી જેણે પોતાના નૃત્ય અને સંગીત વડે તમારા જગતને ડોલાવેલું એ નર્તિકા આમ્રપાલી તો ક્યારનીયે મરી ચૂકી છે; આજે તમારા શબ્દો નિરર્થક છે,' છતાં બિંબિસાર ભૂતકાળની અનેકાનેક સ્મૃતિઓની વાટ સંકોરે છે–એ ઉદ્યાન, એ ગીત, એ નૃત્ય, એ એ

પણ ના, પાલીને કશું જ સાભારતું નથી. જગતમાં વસીને એણે ખૂબ જોયુંજાણ્યું હતુ. હવે એ બધું ભૂલી ગઈ છે એ બોધ વચનો ઉચ્ચારે છે 'તૃષ્ણા ને માનવરાગ જગતમાં દુઃખનું મૂળ છે સ્નેહથી સુખ નહિ, દુઃખ જન્મે છે મહારાજ, જાઓ, રાત ઘેરાતી જાય છે'

પણ પાલીની આ ધાર્મિક નઠોરતા બિંબિસારથી સહી જતી નથી એક પામર મનુષ્યની માફક, મગધના મહારાજા, એને ચરણે ઢળી પ્રેમની ભિક્ષા-યાચના કરે છે

અજાતશત્રુથી આ દૃશ્ય દેખ્યું જતું નથી. વજ્રભૂમિ લાજથી નીચું માથું ઢાળી રહેલી એને દેખાય છે. પિતા પ્રત્યે એ કઠોર વચનો બોલી ઊઠે છે: 'મગધના સમ્રાટ ! ઊઠો, આપને આ શોભાસ્પદ નથી. જેના ચરણમાં ચક્રવર્તીઓના રાજમુકુટ ઢળે એનું મસ્તક એક નર્તિકાના ચરણમાં ? ઊઠો, માગધીઓના ગૌરવને ધૂળમાં ન રગદોળો.' પણ પુત્રના આ સ્વપ્નબોલ સ્વપ્ન જેવા જ મિથ્યા નીવડે છે.

બિંબિસાર પાલીના આકર્ષણને નિવારી શકતા નથી. પાલી કહે છે: 'કામનાનો ત્યાગ કરવાથી માનવી નિર્વાણ પામી શકે છે.' બિંબિસાર એ સમજે છે; પણ આચરી શકતા નથી. મનની નિર્બળતાને એ દૂર કરી શકતા નથી. હૃદય પર મેખ મારી બેસી શકતા નથી. પાલી વિના એમને સર્વસ્વ શૂન્ય લાગે છે. એ માગે છે એક જ વસ્તુ–પાલી !

વર્ષાની વાદળી માફક દેહ ગાળીને જગતને ત્યાગનાં જળ પાવાનો મંત્ર શીખેલી પાલી બિંબિસારનાં નયન આડે આવેલાં પડળ દૂર કરતાં કહે છે: 'મહારાજ, લો, આ ઊભી છું. મારા વાળ રૂપેરી થઈ ગયા છે, આંખોનાં તેજ વહી ગયાં છે, ભમરની ધનુષ્યકમાન તૂટી ગઈ છે, મોં પર કરચલી પડી જવા આવી છે, હોઠનાં ગુલાબ કરમાઈ ગયાં છે, પગમાંથી નૃત્યની ઝમક ઓછી થઈ ગઈ છે, ને એથીયે વિશેષ હૃદયમાંથી તૃષ્ણા, રાગ, પ્રણયભાવના બધું લુપ્ત થઈ ગયું છે. લો, મહારાજ, એવી આ હું પાલી, તમારી સન્મુખ ઊભી છું; પણ હું એકની નહિ, સમસ્ત જગતની થઈ ગઈ છું. ગમશે એવી પાલી ? ના, ના, મહારાજ, રહેવા દો, પાછા વળો; મારો સમય પણ થઈ ગયો છે. વહેલી સવારે તો ભિખ્ખુઓ પરગામ જવાના છે. હું જઈશ.' અને અરુણોદય પહેલાંની લાલિમા પેઠે એ લુપ્ત થઈ ગઈ, ફૂલની ફોરમ પેરે નાચતી-રમતી દિશાઓમાં ભળી ગઈ.

બિંબિસારના હોઠ પર 'પાલી, પાલી' એવો અર્ધસ્ફુટ ઉચ્ચાર માત્ર રમી રહે છે અને ત્યાં તો એ વજ્રશ્રેષ્ઠનું આવું અધઃપતન સહન ન થઈ શકવાથી યુવરાજ અજાતશત્રુ મહારાજાધિરાજને બંદીવાન કરવા સૈનિકો પાઠવી દે છે. સૈનિકોની પાછળ પોતે પણ જાય છે.

અજાતશત્રુ મનની આ વૈચિત્ર્યમય સૃષ્ટિમાં જાગતાં ચિત્રોથી અકળાઈ રહે છે, પણ આજની રાતે જાણે એનાં કર્મોના પડછાયાને વાચા ફૂટી છે. એના જીવન-ઇતિહાસનાં પાનાં જાણે આજે એકસામટાં ઊકલી રહ્યાં છે.

પિતા કહે છે: 'બેટા, તું **મને** બંદીવાન કરે ? તારે શું જોઈએ છે ? રાજ ? રાજસિંહાસન ? રાજદંડ ? રાજમુકુટ ? મારી ક્યાં ના છે ? મને કહ્યું હોત તો...'

'અજાત હવે પારણે ઝૂલતું બાળક નથી. રાજસત્તા ભીખ માગ્યે નથી મળતી, એને તો બળાત્કારે ઝૂંટવી લેવી પડે છે.' અજાત ઉદ્ધત ઉત્તર વાળે છે અને પિતા સામે તહોમતનામું રજૂ કરે છે: 'તમે શત્રુની કન્યા સાથે લગ્ન કર્યું. એની પાછળ રાજપાટ ખુવાર કરવાની તૈયારી કરી, મગધના ગૌરવવંતા નામને તમે કલંકની કાલિમા લગાડી; રાજા બનીને તમે રાજદ્રોહ કર્યો છે ને એ અપરાધ માટે તમે મારા બંદીવાન છો. આજથી મગધની શેરીઓમાં મહારાજાધિરાજ અજાતશત્રુના નામનો પડો વાગશે.' અને એ ભીષણ દૃશ્ય આંખો સામેથી ભૂંસી નાખવા અજાતશત્રુ

મથી રહે છે એ આંખો ખોલી દે છે પણ સ્વપ્નનો ઓથાર આંખોના પડદાને ફાડી દે છે, ને નવું દૃશ્ય સર્જાય છે પિતાને કારાગારની દીવાલો વચ્ચે પૂરી અજાત પોતાને મહારાજાધિરાજ જાહેર કરે છે

દિવસોની વણઝાર વહી જાય છે રાજમાતા ભારે પગલે અજાત કને આવે છે બોલે છે 'બેટા, મારી એક વાત સાંભળ પણ અજાત એને મૌન જાળવવાની ઇશારત કરે છે રાજકુમાર ઉદયને ખોળામાં લઈએ બેઠા છે કહે છે, 'ઉદય બીમાર છે પાકેલી આંગળીની પીડા એનાથી સહી જતી નથી, છતાં એણે સહેજ મંગળ માર્યું છે એની નીંદમાં ખલેલ ન કરો

રાજમાતા ઉદયને ખોળે લેવા માગે છે અજાતનું પિતૃહૃદય વાત્સલ્યભાવે ઊભરાઈ ના પાડે છે રાજમાતા પ્રસંગના રહસ્યનો તાગ લઈ કહે છે 'બેટા, જે પ્રેમથી તું રાજકુમારની સંભાળ લે છે, એવા જ પ્રેમે તારા પિતાએ તારી સંભાળ લીધેલી, એવા જ પ્રેમે તને ઉછેરીને મોટો કરેલો અજાત, તું તારા પિતાને બંદીવાન કરે ! જગત હાંસી કરે છે, અજાત '

ને જગતની હાંસીને ઘોળી પીધી હોય એવો તિરસ્કાર અજાતની આંખમાં ચમકી રહે છે રાજમાતા નિરાશ થઈ પાછાં ફરે છે દિન ઊગે એ પાછાં આવે છે ને અજાતને બંદીવાન રાજાના સમાચાર આપે છે

'અજાત, તારા પિતા પોશપોશ આંસુએ રડે છે'

અજાત, બેધ્યાન છે

'અજાત, તારા પિતાએ અન્નજળ તજ્યાં છે !'

અજાત નિશ્ચિંત છે

'અજાત, તારા પિતા તારું મોં જોવા માગે છે !'

અજાતની લાગણી અડોલ છે

'અજાત, તારા પિતા ઉદયને ખોળે બેસાડી રમાડવા માગે છે '

અજાતને એવી ઘેલછા નાપસંદ છે

'અજાત, તારા પિતા મૃત્યુની પથારીએ પડ્યા છે '

અજાતનું તત્ત્વજ્ઞાન કહે છે કે મૃત્યુ સૌને માટે નિમિત્ત છે

'અજાત, દોડ, દોડ, તારા પિતાના છેલ્લા શ્વાસ ચાલે છે !'

અજાત જાણે છે કે મૃત્યુ પૂર્વેની એ કુદરતની અવસ્થા છે

'અજાત, અજાત, તારા પિતાનું મૃત્યુ થયું છે '

ને અજાતના હૃદયબંધ જાણે એકસામટા તૂટી પડે છે. એના મસ્તકમાં ધમસાણ મચી જાય છે એના પિતાનો એણે પ્રાણ લીધો છે એ હત્યારો છે, ફાંસીની સજાનો અધિકારી છે એ દોડતો જાય છે કારાગારમાં પિતાની ક્ષમા માગવા પણ ત્યાં મહારાજ બિંબિસાર ક્યાં છે ? છે તે મહારાજનો અચેતન નાશવંત દેહ છે અજાતનું વજ્ર હૃદય ભેદી આંસુઓની ધારા વહી જાય છે

સ્વપ્નમાં એ ફરી ઊઠે છે, પણ તુરત એની નજરે ચડે છે ભિક્ષુઓને નિર્વાણ પ્રાપ્તિનો ઉપદેશ દઈ નિવર્તતા ભગવાન બુદ્ધની મૂર્તિ એનો કંપ દૂર થાય છે સત્તાધીશનું ભાન જાગ્રત થાય છે એ બુદ્ધને આજ્ઞા કરે છે

'ઊભા રહો '

'જેણે અભય ઉપજાવ્યો છે તે સદાસર્વદા મુક્ત ને સ્વતંત્ર છે,' કહી, સહેજ સ્મિત કરી, ભગવાન આગળ વિચરે છે એમની પાછળ સંઘનો નાદ ગાજે છે

'नमो तस्स भगवतो अर्हतो सम्मा संबुद्धस्स । बुद्धं सरणं गच्छामि । धम्मं सरणं गच्छामि । संघं सरणं गच्छामि ।'

રાજઆજ્ઞાનો આવો અનાદર થતો મહારાજાધિરાજ અજાતશત્રુ નથી સહી શકતા. એક પછી એક એમનાં શાસન બહાર પડે છે: 'બુદ્ધના અનુયાયીઓને પકડીને બંદીવાન કરો. સંઘને વેરવિખેર કરી દો. પ્રજ્વળતા અગ્નિમાં બૌદ્ધધર્મ-શાસ્ત્રોને સળગાવી દો. ચૈત્યપૂજા બંધ કરાવો. વિહારમંદિરોને વેરાન કરી દો. યજ્ઞની જ્વાલાઓ ફરી ભડભડવા દો. વેદોનાં શાસન ફરી ગાજવા દો. બ્રાહ્મણોનાં સ્તોત્રોથી મગધનગરીને ફરી ગુંજવા દો. જગત પર બ્રાહ્મણધર્મનો જયધ્વજ ફરી ફરકવા દો. જાઓ, રાજનગરીમાં સાદ પાડો ને લોકોને જણાવો કે આજથી પૂજાનાં ત્રણ જ પાત્રો: વેદ, બ્રાહ્મણ અને રાજા. ચોથાની પૂજા કરનારને દેહાંત દંડ.'

અને મગધનગરીમાં સિપાઈઓનાં ડિંડિમ વાગવા લાગ્યાં. બૌદ્ધધર્મના અવસાનના એમાં રણકાર હતા.

એ રણકારથી બેતાલ બનતાં કોઈક સ્ત્રીના ઝાંઝર ઝમકી ઊઠે છે. સત્તાધીશનું કઠિન હૃદય ઘડીક કોમળ બને છે. મહારાજાની મર્યાદા જાળવી સહેજ સંકોચાઈ ચાલી જતી એ સ્ત્રીને અજાતશત્રુ રોકે છે. એ સ્ત્રી છે દાસી શ્રીમતી. શ્રીમતી ઉતાવળમાં છે, મહારાજને પ્રણામ કરી, એ જવાની અનુજ્ઞા માગે છે. મહારાજ પૂછે છે: 'શ્રીમતી, ક્યાં જાય છે આ સમીસાંજે ? કોઈ તારી રાહ જુએ છે ?'

ને અર્ધમીંચેલાં નયને, હૈયે ભાવની ભરતી સાથે શ્રીમતી કહે છે: 'હા, પ્રભુ, મારે એક પ્રિયતમ છે. હૈયાના હેતથી એને વધાવ્યા છે. રોજ સાંજે, સ્નાન કરી શુદ્ધ થઈ, સુંદર વસ્ત્રો પહેરી, છાબમાં નવાં ફૂલ વીણી, દીપમાળા પ્રગટાવી એની પૂજાએ જાઉં છું. આખે માર્ગે એનો નામોચ્ચાર મારે હોઠે રમતો હોય છે. એની પાસે પહોંચું છું, એના ચરણોમાં મારી પૂજા અર્પું છું, આંખો મીંચીને ઊભી રહું છું, ભાંગ્યાતૂટ્યા શબ્દો ઉચ્ચારું છું, એ મને ઉત્તર વાળે છે અને મારું જીવતર ધન્ય બને છે.'

'તારો સમય થઈ ગયો છે, દાસી ?'

'હા, મહારાજ, આપની આજ્ઞા હોય તો જાઉં !'

'જા, દાસી, તું સામાન્ય દાસી નથી; રહસ્યથી ભરપૂર છે. જા જ્યાં જતી હો ત્યાં.' અજાતથી દાસીનું રહસ્ય ઉકેલાતું નથી ને દૂર દેવાલયમાં આરતીડંકા બજી ઊઠે છે. દોડ, શ્રીમતી દોડ, તારા ધૂપદીવા લઈને જા, વેળા વીતી રહી છે !'

શ્રીમતી દોડતી જાય છે રાજમાતા પાસે. 'રાજમાતા, રાજમાતા, ચાલો પૂજાનો સમય થયો છે ?' રાજમાતા બોલતાં નથી.

પૂજાનો સમય ! ફરી આ પૂજા શબ્દ ક્યાંથી ? અજાતનો સિંહ શો નાદ ગર્જી ઊઠે છે:

'પૂજાઓ બંધ કરો. બુદ્ધની નખકણીના સ્તૂપ પર ધૂપદીપ કરનારને શૂળી આપો, કાં તો કાળાંપાણીએ કાઢો. મારા રાજ્યમાં બુદ્ધપૂજાનું કોઈ નામ ન લે.'

ઝંઝાને વેગે શ્રીમતી દોડે છે. 'રાણીબા, અમિતાબા, ચાલોને, સાંજ થઈ ગઈ, દેવાલયમાં આરતીડંકા થઈ ગયા, પૂજાનો સમય વહી જાય છે.' અમિતાબા આજે

તૈયાર નથી. અજાતની આંખ ક્રોધે લાલ બને છે.

'પૂજા કરનારને જઈને કહો, કે એના મોતનો સમય પણ થઈ ચૂક્યો છે.'

શ્રીમતી વીજળીવેગે પહોંચે છે રાજકુમારી શુક્લાખા પાસે. 'બા, ચાલોને, સૂરજ આથમવા આવ્યો ને હજી કેમ તૈયાર થયાં નથી?' શુક્લાખામાં તૈયાર થવાની આજે હામ નથી. ઝનૂન આવીને અજાતની વાણીને ભયંકર બનાવે છે.

'સ્તૂપની પૂજા કરનારની ઢળેલી ગરદન પર ઉઘાડી તલવાર ચલાવી દો, જાઓ, ચૈત્યપૂજા એ પાપ છે.'

મનને વેગે શ્રીમતી દોડે છે, ઠેરઠેર નગરનાં નરનારીઓને સાદ દેતી. આજે કોઈ પ્રભુપૂજા માટે સજ્જ નથી.

'ઠીક, કોઈ ન આવશો, હું એકલી જઈશ. હું આવુ છું, ભગવાન, તમારી દાસી, તમારી પૂજારિણી તમારો શબ્દ મેં સાંભળ્યો છે. હુ આવી, આવી, દેવ,' કહેતી શ્રીમતી નગરની શાંતિને કંપાયમાન કરતી, હાથમાં પૂજાથાળ અને દીપમાળ લઈ દોડે છે.

અજાન સિપાઈઓને એની પૂંઠે પાડવે છે 'જાઓ કોણ છે એ? પકડો એને, એ ભૂત છે, પ્રેત છે, ચોર છે, ખૂની છે, કોણ છે?' પણ ચૈત્યપૂજાને જીવનસર્વસ્વ માનતી શ્રીમતી રાજાજ્ઞા તરફ ઉદાસીન છે. એ જઈને દેગે છે એના ભગવાનના ચરણોમાં ફૂલે એને વધાવે છે. દીપમાળા પ્રગટાવી આરતી ઉતારે છે. બુદ્ધનું, ધર્મનું ને સંઘનું શરણુ વાંછે છે. એની આંખો મીંચાયેલી છે. એ એકતાન છે એના દેવમાં

ને ત્યાં મહારાજાધિરાજ અજાતશત્રુની આજ્ઞાનું પાલન કરવા સિપાઈઓ આવી પહોંચે છે. શ્રીમતીની ઢળેલી ગરદન પર એમની ઉઘાડી તલવાર ફરી વળે છે. બુદ્ધની નખકણીનો પાષાણસ્તૂપ શ્રીમતીના રક્તે રંગાય છે. દિશાઓ ધૂંધળી બની જાય છે, ચંદ્ર મોં સંતાડે છે, પૃથ્વી કંપ અનુભવે છે, એક નિષ્કંપ છે અજાતશત્રુ એ ખબડે છે:

'વાહ ભગવાન, તમારી પૂજારિણીના રુધિરથી તમને તૃપ્તિ થાય છે! ઘેટાંબકરાની જીવરક્ષા કરનારને માનવીનું બલિદાન જોઈએ છે!' અને જાણે પૃથ્વીના પટ પરથી બૌદ્ધપૂજાને નામશેષ કરી દેતો હોય એમ એ આજ્ઞા આપે છે· 'આ ફૂલને ફગોટી દો, પૂજાપાને વેરી દો, સળગતી દિવેટોને બુઝાવી દો, સ્તૂપને તોડી નાખો. અજાતશત્રુના રાજઉપવનમાં આવાં ધર્મના ધતિંગ ન જોઈએ.'

સિપાઈઓ આજ્ઞાનું પાલન કરે છે. વેરવિખેર પડેલી પૂજાસામગ્રી, તૂટેલો સ્તૂપ અને ધડથી જુદું પડેલું શ્રીમતીનું શિર એક ભીષણ દૃશ્ય ખડું કરી દે છે. અજાતશત્રુને અટ્ટહાસ્ય સ્ફુરે છે, પણ એ હાસ્યના પડઘા સ્વપ્નમાં સાંભળી એ ભયભીત બને છે. એને લાગે છે કે એના કૃત્યોનો જવાબ લેવા એક પછી એક કોઈ આવી રહ્યું છે. એનું હૃદય ધડકે છે, એનું ચિત્ત દોલાયમાન થઈ રહે છે, એની જીભ સિવાઈ જાય છે.

અંધકારમાંથી પ્રકાશનું કિરણ પ્રગટે એમ ભગવાન બુદ્ધ એના મન પટ પર પ્રથમ પ્રગટે છે બુદ્ધની મૂર્તિને વાચા સ્ફુરે છે· 'રાજન્, ધર્મ ધર્મ વચ્ચે ભેદ નથી. સૌ ધર્મનો પાયો સત્ય છે, નિર્વાણ છે, પરમાત્મપ્રાપ્તિ છે આપણાં સાધ્ય

એક છે, સાધન જુદાં છે. અજાતશત્રુ, તમે ધર્મનું રહસ્ય પામ્યા નથી. તમે ધાર્મિક નથી, ધર્માંધ છો.'

મીણબત્તીની માફક એ મૂર્તિ પીગળી જાય છે ને એક પ્રેત ઊભું થાય છે.એના શબ્દોમાં ઉપાલંભ છે. એ છે બિંબિસાર.એ બોલે છે: 'બેટા, હું તારો પિતા; રાજસિંહાસન અને સત્તાને લોભે તેં મને બંદીવાનકર્યો. કારાગારમાં મારું મૃત્યુ નિપજાવ્યું. મૃત્યુવેળા મારી એકે ઇચ્છા તેં ન સંતોષી. સત્તાએ તને આંધળિયાં કરાવ્યાં, તેં પાપાચાર કર્યો. આ તને શું સૂઝયું ?'

પિતાના ઉપાલંભની પૂર્તિ કરવા આવ્યાં હોય તેમ રાજમાતા ભારે પગલે આવે છે. એમને કપાળે સૌભાગ્યચિહ્ન નથી. માતા ગદ્‌ગદિત કંઠે બોલે છે: 'દીકરા અજાત, તારી માની એકે વિનંતી તેં ન માની. માબાપ પુત્રો માગે છે, પુત્રો માબાપને સુખ આપે તે માટે. તેં તારી માને વૈધવ્ય આપ્યું. નિષ્ઠુર રાજા, ન તેં રાજધર્મ પાળ્યો, ન તેં પુત્રધર્મ પાળ્યો. ધર્મ સાચવવાના ભ્રમમાં તું સમૂળગો ધર્મ ચૂક્યો.'

રાજમાતાની ઝાંખી થતી આકૃતિમાંથી, ઝાંઝરના ઝંકાર કરતી, દાસી શ્રીમતીની લાવણ્યમૂર્તિ ઊપસી આવે છે. વેરી પ્રત્યે પણ એની આંખમાં દયાભાવ છે. એ કહે છે: 'મહારાજ, હું આપની દાસી, પૂજારિણી શ્રીમતી. ભગવાન બુદ્ધની દાસીના રક્તથી બ્રાહ્મણધર્મને આપે પવિત્ર કરી દીધો, ઉન્નત કરી દીધો ! ના, ના, પ્રભો, ધર્મને તમે ગાંડા ઝનૂનમાં ફેરવી દીધો. કલ્યાણકારી કુમકુમસંપ્રદાયને તમે રક્તસંપ્રદાયમાં ઝબોળી દીધો !' ને ઝાંઝરના એ જ ઝણકાર કરતી શ્રીમતી દોડી જાય છે.

અજાતશત્રુ આ સામટા આક્રમણોથી ત્રાસી ઊઠે છે. દુષ્કર્મનાં આવાં જીવંત ચિત્રો એનાથી સહ્યાં જતાં નથી. એ ભારે પ્રયત્ને આંખ ખોલે છે. શય્યા તજી ઊઠે છે. બારી બહાર નજર ફેંકે છે. એનાં કર્મ જેવી જ કાળી રાત બહાર જામી છે ને તે વધુ ને વધુ ઘૂંટાતી જાય છે.

સ્વપ્નામાં આ એણે શું જોયું ? આ શેની ભૂતાવળ? આ શેની પ્રેતસૃષ્ટિ ? વૃત્તિનાં આ કેવાં ઘમસાણો ! વિહ્‌વળ ને વ્યાકુળ થયેલા ચિત્તનો ભાર ઓછો કરવા એ મથે છે; પણ અધર્મ, કુટિલતા, અનાચાર ને રક્તથી ઘડાયેલો એનો ઇતિહાસ એને વિસ્મરણની અંધારી ગલીમાં નથી ભૂલો પડવા દેતો. એ રૂંધામણ અનુભવે છે, પ્રકાશ એને લાગતો નથી. માઝમ રાતનાં અંધારાંને એ આમંત્રે છે–ને અંધારામાં વીંટળાઈ જઈ અજાતશત્રુ શય્યામાં પાછો પડે છે.



પોતાના દુશ્મનો–કુરેશીઓ સાથે દુશ્મનાવટ થયા પછી એમની સામે લડવા માટે લશ્કર મોકલાવતી વખતે હજરત મહંમદ સાહેબ તરફથી કડક આદેશ આપવામાં આવતો હતો :

"કોઈ પણ સ્થિતિમાં કપટ કે દગાથી કામ ન લેવું અને કદી કોઈ બાળકની હત્યા ન કરવી. આપણને જે જે નુકસાન કરવામાં આવે, તેનો બદલો લેવામાં પોતાના ઘરની અંદર રહેનાર નિર્દોષ લોકોને દુઃખ ન દેવું. કદી સ્ત્રીઓ પર હુમલો ન કરવો. ધાવણાં બાળકો અને પથારીવશ બીમારોને કદી હાથ ન અડકાડવો. વસ્તીના જે લોકો તમારી સામે લડતા ન હોય, તેમનાં ઘરો કદી ન પાડવાં. તેમના ધંધારોજગારનાં ઓજારો અને ફળવાળાં વૃક્ષોનો કદી યે નાશ કરવો નહિ."

×

# કલા અને માનવી

લેખક
શ્રી. રતિલાલ છાયા

શ્રી રતિલાલ છાયા કવિ તરીકે જાણીતા છે આપણા પ્રતિષ્ઠિત માસિકોમા એમના કાવ્યો પ્રસિદ્ધ થાય છે, પરતુ કવિ ઉપરાત એ ઊડા અભ્યાસી પણ છે, એની પ્રતીતિ આ લેખમા થશે કલા અને માનવી, કલા અને માનવસમાજ, કલા અને નિવૃત્તિ, કલા અને વિજ્ઞાન તેમ જ કલા અને સમાજરચનાના પાયાના સિદ્ધાતો વચ્ચે શો સબંધ છે તેનુ સર્વાંગી નિરુપણ અહી આપણને મળે છે 'અખડ આનદ'ના વાચકો આવા લેખો પણ ધ્યાનથી વાચે એમ ઇચ્છીએ છીએ

પ્રગતિનો આખો યે ઇતિહાસ જોઈશુ, તો એકેય એવુ પ્રાણી નહિ મળે કે જેનામા સભાન કલાવૃત્તિનો ઉદય થયો હોય—સિવાય કે માનવી! છેક જલચર સૃષ્ટિના એક ઇદ્રિયવાળા જીવોથી માડીને જગમ સૃષ્ટિના માનવી સુધી બારીકાઈથી જોઈશુ તો પ્રકૃતિએ માત્ર માણસમા જ રસ-સસ્કારનો દીવો પેટાવ્યો છે, એટલે આ સૃષ્ટિને વિધાતાએ આપેલી અનેક ભેટોમા માણસે સર્જનશક્તિ મેળવીને વિશેષતા પ્રાપ્ત કરેલી છે

'નિગૂઢ વિશ્વ'—એ નામના ગ્રથમાં ડા જેમ્સ જીન્સ કહે છે કે સમગ્ર વિશ્વની વિશાળ અટવીમાં પૃથ્વી સિવાય ક્યા ય પણ માનવસૃષ્ટિ વસતી નથી, આપણો ગ્રહ જ એવો ગ્રહ છે કે જ્યા જીવનનો ઉદ્‌ભવ થયો છે બીજી બધી સૃષ્ટિમા તો ઘોર જીવનહીનતા અને ભયકર ઉષ્ણતા પ્રવર્તે છે આમ માનવી સમગ્ર જગતની અમેય સૃષ્ટિમા એકલો—અટૂલો રઝળે છે! એના દુર્ભાગ્ય છે કે અન્ય કોઈ સૃષ્ટિમા એને જીવનનો સાથવારો નથી એના એ દુર્ભાગ્ય છે કે વિરાટ નિશ્ચેતન વિશ્વમા બિંદુ જેવડો સજીવ માનવ ક્ષુદ્ર જતુ સમો ભટકી રહ્યો છે! અહી એનો પાઠ શુ છે, તેની એને સૂઝ પડતી નથી! છતા બિંદુ જેવડો આ નાચીઝ ગણાતો માનવી ખરેખર ક્ષુદ્ર નથી જ, કારણ કે આ વિશાળ વિશ્વની આસપાસની સૃષ્ટિને ઓળખવાની, પિછાણવાની, એનાં રહસ્યોને ઉકેલવાની કે તેના સૌંદર્યને અને સમૃદ્ધિને માણવાની કોઈને યે દૃષ્ટિ સાંપડી હોય તો તે માણસને જ છે એ એનાં બડભાગ્ય છે એટલે જ માનવીના અવતરણથી પરમાત્માની સૃષ્ટિ ધન્ય બની છે એની લીલાનો આસ્વાદ એ માણી શકે છે એને અહોભાવથી, કુતૂહલથી કે આશ્ચર્યથી એ નિહાળી શકે છે, અને વિશ્વલીલાના અનત અને અપર પાર ભાવોને એ વાણીમા કે સૂરમા, સગેમરમરમા કે રેખામાં કે અન્ય ભલવત્તર કલા દ્વારા અમરતા આપી શકે છે માનવીની, અન્ય પ્રાણીઓ કરતાં, બલિહારી અહી જ છે, અને એ એને માટે, વિશ્વમા એકલો વિચરવા છતા, કઈ ઓછુ આશ્વાસન નથી

કલાનો આસ્વાદ લઈ શકનાર આ માનવી અને કલા વિષે વિશેષ વિચારીએ તે પહેલા આ કલાવ્યાપાર શી વસ્તુ છે તે જોઈ જઈએ દુનિયામા ત્રણ જાતના માણસો હોય છે એક તદ્દન જડ, જે કોઈ ધન્ય વસ્તુ કે રમણીય પ્રસગ નીરખીને હૃદયમા રંચ પણ જાતનો ભાવ ઉત્પન્ન કરી શકતા

નથી. એની સઘળી પ્રવૃત્તિ સહેતુક (હેતુવાળી) હોય છે. જીવનમાં ઉપયોગી હોય તે પ્રવૃત્તિ સિવાય સાહિત્ય, કલા કે સંસ્કૃતિ જેવી ઉચ્ચ કીમતી વસ્તુ એને આનંદ આપી શકતી નથી. એની પાસે એને માણવા પૂરતી તૈયારી પણ હોતી નથી. 'રૂપિયા આના અને પાઈ'જ એનો જીવનમાં ઉલ્લાસ આણી શકે છે, બીજું કશું નહિ!

બીજી જાતનો માનવ જ્યારે કોઈ ધન્ય વસ્તુ કે રમણીય દૃશ્ય નિહાળે છે, ત્યારે તે આનંદિત બને છે; પરંતુ તેને થયેલી લાગણીને બીજામાં સંક્રાન્ત કરવાની તેની પાસે શક્તિ હોતી નથી; છતાં આ પ્રકારનો માણસ પહેલા કરતાં વિશેષ જાગૃત અને ભાવનાશીલ હોય છે. તેના જીવનમાં તે ઉચ્ચ મૂલ્યોની કંઈક અંશે ઝાંખી કરી શકે છે અને અહેતુક પ્રવૃત્તિઓના મર્મનો આનંદ તે મેળવી શકે છે.

પણ ત્રીજા પ્રકારનો માનવી આ બન્ને કરતાં જરા જુદો હોય છે. તેને આપણે સર્જક કહીશું. તેવો માણસ જ્યારે કોઈ આહ્લાદક દર્શન કે મધુર લાગણી અનુભવે છે, ત્યારે તેને થાય છે કે, 'આ લાગણીને કલાના કોઈ પણ સ્વરૂપમાં મૂર્ત કરેલ હોય તો!' તેની હાજરી કે ગેરહાજરી છતાં, એ કલાકૃતિ અનેક માનવહૃદયમાં એવી ને એવી લાગણી મચાવી ઊઠશે અને એનો ભાવ અમરત્વને પામશે.

એ ઉપરથી આપણે કહી શકીએ કે પ્રત્યેક કલાકૃતિ કોઈ પણ ભાવને મૂર્ત કરે છે એટલું જ નહિ, પરંતુ કલાસ્વરૂપ દ્વારા એને અમરતા પણ આપે છે. આમ ભાવને અમરતા આપવાની સફળ સર્જનપ્રક્રિયા તે કલા, એમ ટૂંકાણમાં આપણે કહી શકીએ. વિસ્તારથી કહીએ તો વિશિષ્ટ અને અનુકૂળ વસ્તુ દ્વારા જ્યારે સર્જક પોતે અનુભવેલી લાગણીને પૂરેપૂરી રીતે બીજાના ચિત્તનો સંપર્ક સાધીને, પોતાને થયેલી લાગણીને પુનઃ આસ્વાદનીય બનાવે છે ત્યારે જ કલાવ્યાપારની ક્રિયા સફળ અને સંપૂર્ણ થયેલી ગણાય. આ દૃષ્ટિથી જ કોઈ કલાકાર કે કલાકૃતિનો અભ્યાસ કરવો જોઈએ. એ ક્રિયા લેશ પણ શિથિલ થઈ હોય' અથવા ચોટદાર ન હોય, તો સર્જન તેટલે અંશે નિર્બળ ગણાય અને કલાકૃતિ દોષવાળી કહેવાય.

જુદાંજુદાં ઉપાદાનો—વસ્તુઓ દ્વારા સર્જાયેલી આવી કલાઓમાં ત્રણ કલા મુખ્ય છે; માનવીનાં વ્યક્તિત્વના ઘડતરમાં એ ત્રણેયનું અગત્યનું સ્થાન છે. એ ત્રણ કલાઓ તે ચિત્ર, સંગીત અને કાવ્ય. એમાંની પ્રથમ કલા જ લઈએ. જ્યારે આપણે કોઈ ચિત્રને ધારીધારીને જોઇએ છીએ, ત્યારે આપણી દૃષ્ટિ ધીમેધીમે સ્થિર થઈ જાય છે; ચિત્રનાં સ્થળ, કાળ અને વાતાવરણમાંથી જે ખાસ ધ્વનિ નીકળે છે, તેને અનુભવવામાં આપણે એટલા બધા મશગૂલ થઈ જઈએ છીએ કે આપણી આસપાસનું વિશ્વ આપણી પાસેથી ઘડીભર જાણે અદૃશ્ય થઈ જાય છે; જાણે એ ચિત્ર જ સાચું અને બીજું બધું ખોટું એમ લાગવા માંડે છે અને ધીમેધીમે એ ચિત્રનાં ઉપકરણોને પણ આપણે વિસરી જઈએ છીએ. તેના ધ્વનિ માત્ર સાથે તલ્લીન થઈ ધ્યાન, ધ્યાતા અને ધ્યેયનું તદાકારપણું ત્યારે જામી જાય છે. આપણી ચિત્તવૃત્તિ સ્થિર થાય છે અને એક જાતનો શાંત તાદાત્મ્યભાવ આપણે અનુભવીએ છીએ. આમ ચિત્રકલા સ્થગિત કલા હોઈને ચિત્તવૃત્તિને સ્થિર કરવામાં અતિ અગત્યનો ભાગ ભજવે છે; એટલે જ કદાચ આપણા પૂર્વજોએ ચિત્ર અને શિલ્પ દ્વારા—મૂર્તિપૂજા દ્વારા માણસની વૃત્તિને ધ્યાનસ્થ કરવાનો પ્રયત્ન કર્યો હશે.

એ પછી બીજી કલા લઈએ સંગીત એ ખરેખર અપૂર્વ કલા છે તેની વિલક્ષણતા એ છે કે કેટલાક ગૂઢ અને અવ્યક્ત ભાવો સંગીત દ્વારા જ વ્યક્ત થઈ શકે છે વ્યક્ત વાણી જે કેટલાક માર્મિક ભાવોને વ્યક્ત કરી શકતી નથી તે સંગીતકલા સહજમાં એકાદ તાન દ્વારા મનોરમ રીતે વ્યક્ત કરી જાય છે; એટલું જ નહિ પણ લાગણીના પ્રવાહ સાથે ઊંડાણ કેળવવામાં સંગીત અતિ ઉપયોગી થઈ પડે છે એટલે જ કહાય છે કે સામવેદની ઋચાઓથી, ગીતગોવિંદ અને રવીન્દ્રનાથ સુધી આપણને પદકાવ્યોમાં લાગણીનું અનહદ ઊંડાણ અને ગતિશીલતા સાંપડે છે

ત્રીજી કલા ખાદી રહી તે કાવ્યકળા એ અતિ સૂક્ષ્મ કલા છે કાવ્યનો વિષય ઉચ્ચ હોય અને ભાવની યોજના નિર્દોષ હોય, તો કાવ્ય દ્વારા હૃદય શુદ્ધિને પામે છે; એટલું જ નહિ પણ માણસના હૃદયતંત્રને સહજમાં લાગણી થઈ આવે તેવું બનાવે છે આ પ્રકારની ખીલવણીમાં જ કાવ્યકલાનું અગત્યનું પ્રયોજન છુપાયેલું છે કારણ કે જે માણસનું ચિત્ત તરત જ લાગણી થઈ આવે તેવું બનેલું છે તે વિશ્વનાં રહસ્યને સહેલાઈથી પામી શકે છે એટલું જ નહિ પરંતુ જ્યાં જ્યાં અન્યાય હોય, અનિષ્ટ હોય, દુષ્ટતા હોય, ત્યાં ત્યાં તે તત્કાળ જઈને પારખી શકે છે અને માનવીની શ્રેષ્ઠ ભાવનાઓ જાગ્રત કરી દુષ્ટ ભાવનાનો સામનો કરવાની પ્રેરણા આપે છે

આમ આ ત્રણેય કલાઓ ચિત્તને સ્થૈર્ય બક્ષવામાં, લાગણીની પ્રવાહિતા અને ઊંડાણ કેળવવામાં, તેમ જ આંતરશુદ્ધિ અને સહજ બોધ કેળવવામાં વિશેષ ઉપયોગી થાય છે અને તેનાથી માનવઆત્માની કેળવણીમાં ખૂબ સહાય મળે છે

વળી કલા અને સમાજને પણ ખાસ સંબંધ છે એક રીતે જોઈએ તો જે સમાજમાં સહેતુક પ્રવૃત્તિઓ કરનારનું બળ વધારે, તે સમાજ વિશેષ ભાવે સ્થૂલ અને ઓછો સંસ્કૃત ગણાય; પરંતુ જે સમાજ હેતુવગરની પ્રવૃત્તિમાં વિશેષ કરીને ભાગ લેતો હોય, તે પ્રમાણમાં વધારે સંપન્ન અને સુસંસ્કૃત ગણાય આવી અહેતુક પ્રવૃત્તિઓમાં સાહિત્ય, ચિંતન, કથા અને અન્ય સંસ્કૃતિવિષયક પ્રવૃત્તિઓનો સમાવેશ થઈ જાય છે છતાં કેટલાક અજ્ઞાની જીવો માને છે–નિર્દોષતાપૂર્વક માને છે, કે કલા વ્યાપાર એ તો કેટલાક ધૂનીઓ કે કલ્પનાપ્રિયોનો વિષય હોઈ શકે ! બહુ બહુ તો કોઈ ખાસ જૂથ માટે ઉદર નિર્વાહનું સાધન હોઈ શકે; પરંતુ એવા લોકો ભૂલી જાય છે કે કોઈ પણ સમાજની વ્યક્તિગત કે સમૂહગત મહેચ્છાઓ, આશાઓ ઝંખનાઓ, જયપરાજય, પતનઉત્થાન કે સિદ્ધિઓ કે નિષ્ફળતાઓ–એ સૌ ભાવનાને કયારેય કોઈ રસતત્ત્વ ઇચ્છવા યોગ્ય અમરત્વ આપી શકતું હોય તો તે કલા છે

આજથી હજારો વર્ષો ઉપર મચેલો આદર્શો અને ભાવનાઓનો તુમુલ કોલાહલ આપણને રામાયણ અને મહાભારતમાં સંભળાય છે અવંતી કે ઉજ્જયિનીની સંસ્કારગાથાઓ કે અભિજાત વૈભવના ચિત્રો આપણને મેઘદૂતની કાવ્યલીલામાથી દૃષ્ટિગોચર થાય છે એ બધું યે આપણે વર્ષો પછી અનુભવી શકીએ છીએ, એ કોને પ્રતાપે ? જો માનવચિત્તમાં પ્રકૃતિ દેવીએ સર્જનશક્તિનો કીમિયો મૂકયો ન હોત અને માણસે તેને વિશેષ ભાવે અપનાવ્યો ન હોત તો, આપણી કેટલી ભાવનાસમૃદ્ધિ, સંસ્કારગાથાઓ, આદર્શોના ગગનચુંબી ઉમંગો અને દશાઓએ અનુભવેના

વિશ્વરહસ્યો અને સંવેદના કાળની અનંત ખીણમાં નાશ પામ્યાં હોત અને ભૂતકાળ અને તેની સામાજિક સિદ્ધિઓ સાથેનું આપણું અનુસંધાન તૂટી ગયું હોત! એજ વાત સાબિત કરે છે કે કલાને માત્ર માનવી અને એકાદ માનવીની લાગણી સાથે સંબંધ છે એટલું જ નહીં; પરંતુ સમસ્ત સમાજની રસ, સંસ્કાર અને ભાવનાની પ્રણાલિકા જાળવી રાખવામાં, તેને સમૃદ્ધ કરવામાં, તેમ જ તેનો ઉત્તરોત્તર વિકાસ કરવામાં પણ તેનો અનિવાર્ય સંબંધ છે; અને એટલા માટે જ સમાજ-નિષ્ઠ ગણાતો માનવ કે માનવસમૂહ કલાથી વિમુખ રહે, એ કોઈ પણ રીતે પાલવે તેમ નથી.

કલા અને નિવૃત્તિને પણ ખાસ સંબંધ છે: કારણ કે ખૂબ શ્રમ પછી માણસને જે નિવૃત્તિ મળે છે, તેને કેમ ગાળવી એ પણ ભાવિ સમાજમાં અગત્યનો પ્રશ્ન થઈ પડશે. ડૉ. રાધાકૃષ્ણન્ 'કલ્કી અને સંસ્કૃતિનું ભાવિ' એ નામના વિચારપ્રદ ગ્રંથમાં કહે છે કે, કોઈ પણ સમાજ કે વ્યક્તિનું અંતર કેવું છે, તે તમારે તપાસવું હોય, તો તે સમાજ કે વ્યક્તિ તેના નિવૃત્તિના કલાકો કેવી રીતે ગાળે છે તે તપાસો. એની ફુરસદ ગાળવાની રીત જ તેની સામાજિક અને સાંસ્કૃતિક કોટિ કે કક્ષા નક્કી કરી આપશે. વળી વિશેષ વિચાર કરીને જોઈએ તો ફુરસદનો સમય જ એવો છે, કે જ્યારે માણસના હૃદયમાં રહેલો શયતાન કે સંત બહાર ડોકિયું કરી જાય છે અને માણસને તે જેવો છે, તેવો બતાવી દે છે. એટલે જે વ્યક્તિ કે સમષ્ટિ પોતાની નિવૃત્તિની પળો રચનાત્મક તેમ જ સર્જનાત્મક પ્રવૃત્તિમાં ગાળે છે અને સર્જન, ચિંતન, ધ્યાન આદિ ઉચ્ચ મૂલ્યાત્મક પ્રવૃત્તિમાં વાપરે છે, તે વ્યક્તિ કે સમાજ ખરેખર ઉન્નત અને સંસ્કારી હોય છે; પરંતુ જે વ્યક્તિ કે સમાજ આ રીતે પોતાની પળો ગાળી શકતો નથી, તેનો આનંદ શુદ્ધ આનંદ નથી હોતો, પણ એક જાતની ઉત્તેજના જ હોય છે. એ ઉત્તેજના અને મોજશોખ પાછળ હજારો મનુષ્યોને વૈતરું કરવું પડે છે. પરિણામે શ્રમ કરનાર કે એ શ્રમને ભોગે નિવૃત્તિ માણનાર કોઈનેય સાચો આનંદ કે શાંતિ મળી શકતી નથી. નિવૃત્તિ ગાળવાની સાચી રીત શીખવા માટે કલા અને કલાવિષયક ગ્રંથોનું પરિશીલન એ ઉપયોગી સામગ્રી છે—એ વિસ્તારથી કહેવાની જરૂરત નહીં જ ગણાય.

સમાજરચનાના પાયાના સિદ્ધાંતોને અને કલામાં રહેલી સર્જનશક્તિને પણ ઘનિષ્ઠ સંબંધ છે. આજે જે સમાજરચના આપણે જોઈએ છીએ, તે સ્પર્ધા અને સંઘર્ષ ઉપર રચાયેલી છે. એથી થોડાકનું ભલું થતું હશે; પરંતુ વિશેષભાવે માનવી તેથી સ્વાર્થી, એકલપેટો અને દયાહીન થતો જાય છે અને દ્રવ્યની પ્રાપ્તિ પછી જ તે બીજા બધા ગુણોને મેળવવામાં માનતો થયો છે. માણસના હૃદયની જડતા અને અધર્મ આમ ભારોભાર વધેલાં છે. આવે વખતે કલાશક્તિ એક નવો જ સંદેશ લઈને આવે છે.

આજની સમાજરચનાના પાયામાં સ્પર્ધાને બદલે સહકાર અને દ્રવ્યની પ્રાપ્તિને બદલે સર્જનનો આનંદ મૂકી શકીએ, તો જરૂર દુનિયાનો રંગ બદલાઈ જાય. સર્જનની અંદર રસ લેતો માનવી પોતાના માનવબંધુઓના સહકારથી સમસ્ત સમાજને ઉપયોગી એવાં મૂલ્યો સર્જવામાં લાગી જાય: અને સંપ્રાપ્તિનો તેનો મોહ નાશ પામે: એ સંગ્રહ

કરતો ખૂચી જાય અને સર્જનશીલતામાં સૌને કાજે શ્રેષ્ઠતમ વસ્તુઓ ઉત્પન્ન કરવામાં જ મચ્યો રહે. આવો સર્જનલક્ષી માનવી જ્યારે વ્યાપક કેળવણી દ્વારા અવતરશે, ત્યારે સમાજમાંથી કેટલીયે હિંસા, વિસંવાદ, અંધાધૂંધી અને અરાજકતા નાશ પામશે અને તેની જગ્યાએ પ્રેમ, સંવાદ અને સુરાજ્યની સાચી સ્થાપના થશે. આવો માનવી અનાસક્ત યોગીની માફક પોતાનું અને સમાજનું સુખ સાધતો સાધતો જીવન જીવતો હશે અને પોતાની સર્જનાત્મક વ્યવસ્થાશક્તિથી વ્યક્તિ અને સમષ્ટિનું હિત સાધી સાચી રચનાત્મક તેમ જ સર્જનાત્મક ક્રાંતિ સાધી શકશે.

આધુનિક યુગનું એક સબળ સાધન વિજ્ઞાન છે. આ વિજ્ઞાન અને કલાને પણ કંઈ ઓછો સંબંધ નથી કારણ કે વૈજ્ઞાનિક સત્યોને માનવજીવનમા પ્રતિષ્ઠિત કરવાને કલા જબરું માધ્યમ છે. જ્યાં બોધ અને ઉપદેશ નિષ્ફળ જાય છે ત્યાં કલા આપણા હૃદયને જીતી જાય છે અને જીતતાં જીતતાં, ગુપ્ત દાતાની જેમ, આપણા હૃદયને સત્યનુ દાન કરી જાય છે. આવી રીતે અંતરવાસી બનેલું સત્ય ધીમેધીમે સ્વત સ્ફૂર્તિથી આપણા અંદરના જીવનને ઘડતું રહે છે.

આ બધી વિચારણા ઉપરથી જોઈ શકાશે કે કલાને માનવી સાથે, માનવ-સમાજ સાથે, તેની સાંસ્કૃતિક પરંપરા સાથે, સમાજરચનાના પાયાના સિદ્ધાંત સાથે, માનવીના વ્યક્તિત્વના ઘડતર સાથે તેમ જ વિજ્ઞાન તથા ફુરસદનાં શાસ્ત્ર સાથે પણ ઘણો જ ગાઢ સંબંધ છે. આવી કલાને માણસ ક્યાં સુધી ઉવેખી શકશે ? એ રસ-સંસ્કારના દીપકને બુઝાવી દઈને માણસ શો લાભ મેળવી શકશે ? કલા અને કલાની પ્રાપ્તિ ખરેખર કોઈ અદ્ભુત ચીજ છે ! તે માટે વિખ્યાત કલાકાર અને સર્જક રોમે રોલાના વચનો સમજવા જેવાં છે,

'તમારા શાસ્ત્રોમાં શું કહ્યું નથી, કે જીવજગત આનંદમાથી જન્મેલું છે ? બેશક, આનંદનો અર્થ હું સુખ નથી કરતો. સ્વસ્તિ અને શાંતિ, સુખ અને આનંદ. એના છંદો જુદા જ હોય છે. બધા જ મહાન આનંદોના મૂળમા અનાસક્તિ અને નિર્વાસના રહેલાં હોય છે. જે આનંદ મેળવવા માટે લુંટાલુંટ કરવાની જરૂર પડે છે, તે આનંદ જ નથી–આનંદનો વ્યભિચાર છે. કલાનો આનંદ મોટો એટલા માટે છે કે એમાં લૂંટાલૂંટ નથી–સૌને માટે એનાં દ્વાર ખુલ્લાં છે–તેના મૂળમાં દાન રહેલું છે. તે દ્વાર ખોલી નાખે છે, સંચય થતો નથી અસ્પૃશ્યતા એને ગમતી નથી. આવા આનંદના સ્પર્શથી પણ આપણી ચિત્તવૃત્તિ શુદ્ધ થાય છે અને નૈતિક ઉપદેશ દીધા વગર પણ આપણા જીવનમાં શ્રદ્ધા લાવે છે !'

આવા કલાના વિશુદ્ધ આનંદથી કયો માનવ વંચિત રહેવા ઇચ્છે ?

★

# પ્રભાતે પૂજામાં

લેખક :
શ્રી... ધનસુખલાલ મહેતા

સત્યનિષ્ઠ સાહિત્યસેવી સૌજન્યમૂર્તિ શ્રી. ધનસુખલાલ મહેતાએ આપણે ત્યાંની હાસ્યરસપ્રણાલિકા ઠીકઠીક જાળવી રાખી છે. વાર્તા, નાટક વગેરેમાં હાસ્ય ને કટાક્ષ એમનાં સબળ હથિયારો છે. હિંદુધર્મે કહ્યું છે, ગીતામાં કહ્યું છે, વડીલોએ કહ્યું છે માટે આપણે વહેલા પ્રભાતે પૂજા કરવા બેસીએ છીએ. સ્નાનાદિથી પરવારેલી વ્યક્તિ વધુ સ્વચ્છ ને પવિત્ર રહી શકે, માનવી એકાગ્રચિત્તે સારી રીતે પ્રભુસ્તવન કરી શકે માટે આપણે ત્યાં પૂજા, કે પ્રભુસેવાનો સમય સવારનો રાખવામાં આવ્યો છે; પરંતુ પૂજા પાછળ રહેલી એ ભાવનાને, એની પાછળના એ રહસ્યને આપણે કેટલા જાણીએ છીએ—ને જાણતા હોઈએ તો કેટલા અમલમાં મૂકીએ છીએ! નાટિકામાં નિરૂપાયેલાં અંબાગૌરી તો ગુજરાતને ઘેરઘેર આજે જોવા મળે છે.

[ આશરે પંચાવનેક વર્ષનાં અંબાગૌરી પૂજાપાના સામાન સાથે પૂજામાં બેઠાં છે. પતિ ઉપર દાબ રાખનારી પત્ની, મોટી વયના છોકરાઓને પણ પાલવને છેડે બાંધી રાખનાર માતા, જૂની તેમ જ સુધરેલી ઢબનાં મેણાં મારીમારી વહુને તલવારની ધાર ઉપર રાખનાર સાસુ અને વર્ષના ત્રણસો ને પાંસઠ દિવસ ત્રાસ વર્તાવી રસોઇયા અને નોકરચાકર ઉપર પોતાનું વર્ચસ્વ સ્થાપનાર શેઠાણીનાં સુંદર અને આબેહૂબ પ્રતીકરૂપે અંબા શેઠાણી શોભી ઊઠે છે. એમનો જમણો હાથ ગૌમુખીમાંથી માળાના મણકા ફેરવ્યા કરે છે.

માળાના મણકા ઝટપટબંધ ફરે છે. એને લઈને ગૌમુખી પણ ઊછળે છે. ડાબે હાથે ઘીની વાટ સંકોરાય છે. એટલામાં પ્રભુભક્તિમાં લીન થઈ ગયેલ શેઠાણીને કાને બહારથી કાંઈક અવાજ પડે છે. ]

**અંબા:** શું છે? શું છે, મણિવહુ?

**મણિ:** (વિંગમાં ઊભી રહીને) ના રે, સાસુજી, એવું ખાસ કશું નથી.

**અંબા:** પણ તે ત્યાં આઘાં ઊભાં-ઊભાં બોલો છો, તે પાંચ ડગલાં પાસે આવીને બોલતાં પગને કળતર આવે છે? સવારે ને સાંજે ધણીજી સાથે ગાઉના ગાઉ ફરવા જતાં તો કાંઈ થાક લાગતો નથી!

**મણિ:** (આગળ આવીને) ના ના, એમ નહિ, પણ મને એમ કે તમે પૂજામાં બેઠાં છો એટલે—

**અંબા:** (ગૌમુખીમાં માળા વધુ જોરથી ફેરવતાં) પૂજામાં બેઠી છું, પણ જીવતી તો છું ને—મરી તો નથી ગઈને! મરી ગયા પછી તમે તમારે ફાવે તેમ કરજો ને. બોલોને, શું છે? પાંચ મિનિટ કોઈ સુખે ભગવાનનું નામ પણ લેવા દેતાં નથી તો!

**મણિ:** આ તો પેલો દેવજી નોકરી છોડી ચાલ્યો જાય છે, તે પગાર લેવા આવ્યો છે.

**અંબા:** તે એમાં તમે બધાં મળીને આટલી હોહા શું કામ કરવા મંડી પડ્યાં છો? હિસાબ કરોને. મેં ગઈ કાલથી તમને પૈસાનું પડીકું પણ આપી દીધું હતું. પછી તે બીજું હું શું વધારે કરી આપું? આપી દો એને અને કાઢો સાલાને ઘરની બહાર.

**મણિ:** પણ દેવજી કહે છે કે એક દિવસની ભૂલ છે.

**અંબા:** અરે ભૂલ શાની? એ હરામખોરો તો એમ કહ્યા જ કરવાના, તમે પણ એવાઓની સાથે નાહકની ટકટક

કર્યા કરો છો ને મને હેરાન કરો છો તો '

[ દામોદરદાસ આવે છે ]

દામોદર: શું છે? મણિવહુ? શું છે?

અંબા: તરત આવી જ પહોંચ્યાને ! જરા ગભરાશો નહિ કોઈ તમારા દીકરાની વહુને મારી નાખતું નથી

[ સંવાદમાંથી અટકે છે, એટલે વચમાં વચમાં અંબા રોકાતી જોરથી માળાના મણકા ફેરવ્યા કરે છે અને પ્રભુનું નામ બોલ્યે જાય છે ]

દામોદર: તે તો હું પણ જાણું છું. પણ છે શું, મણિ દીકરા?

મણિ: નારે કંઈ નહિ, સાસુજીએ હિસાબ કર્યો છે, તે બરોબર નથી એમ દેવજી કહે છે એના હિસાબ પ્રમાણે એક દિવસનો પગાર વધારે જોઈએ

દામોદર હા હા હા ! અરે મણિવહુ ! તે એક દિવસનો પગાર એટલે આઠ આનાની વિસાતને? તું પણ દહાડે દહાડે જબરી કરકસરિયણ થતી જાય છે ને શું?

અંબા: સંભળાવો, સંભળાવો, મણિવહુનું નામ લઈને તમારી ધણિયાણીને વહુનું ચાલતું હોય તો આઠ આના શું પણ આઠ રૂપિયા પણ બક્ષિસ આપી દે એવા છે એણે ને એના ધણીએ કમાઈ જોયું હોય કે ગરીબીમાં ઘર ચલાવ્યું હોય, તો એવી કરકસર કરતા શીખે ને !

દામોદર: એમ રાખો, પણ હવે ગરીબ માણસને આઠ આના વધુ મળ્યા, તો થઈ શું ગયું? ભગવાને આપણને ઓછું નથી આપ્યું

અંબા: તો લુટાવી દોને આખા ઘરબાર, મારું શું જાય છે? હું તો સાસરે આવી ત્યારથી મેં તો દળણાંય દળ્યાં'તા, પાણીય ભર્યાં'તા અને વાસણો પણ માંજ્યાં'તા, એટલે લૂટાવી દેશો તોય મને ભારે નથી પડવાનું. ભારે પડશે તમારા લાડકવાયા છોકરાને અને મોંએ ચડાવી મૂકેલી એની વહુને આપી દો, એ માગે એટલો પગાર આપી દો

[ મણિવહુ નોકરને પગાર આપવા જાય છે ]

દામોદર: તમે પાછા ચિડવાતા નહિ, પણ હવે આપણે શેની કમી છે? પ્રભુએ ઘણું આપ્યું છે ઘરમાં બધું સંભાળી લે એવી વહુઓ છે પછી શું કરવા આમ ગમે તેમ બોલ્યા કરતાં હશો ! શાંતિથી જીવન ગાળો ને.

અંબા: ત્યારે શું કરું છું? હા, ઘર છોડી બાવી બની જઈને, આ બધાના રસ્તામાંથી કાંકરા જેવી પડી છું, તે નીકળી જતી નથી, એટલું છે !

દામોદર: દરેકમાં ઊંધું પાડતા અને વાંકું બોલતાં જ શીખ્યા છો? જેમ જેમ પૈસા મળતા ગયા તેમ તેમ સ્વભાવ બગાડતા જાઓ છો એ ઠીક નથી મારી માને હાથે દુખ ખમ્યાં છો એનો બદલો વાળવા તો ઇચ્છતા નથીને?

અંબા હુંઅ, એમ કહોને ત્યારે, કે આ વાતથી પેટમાં દુખે છે ! તે તમારી દીકરાવહુને મેં એવું શું કરી નાખ્યું જે ! હું નથી જાણતી એમ નહિ આ પૂજામાં બેઠી હોઉં કે દેવદર્શને ગઈ હોઉં, તે વખતે તમારો દીકરો અને મણિવહુ તમારા કાન ભંભેર્યા કરે છે એ કાંઈ હું નથી જાણતી?

દામોદર: આ તે તમે શું બોલો છો? એ બંને જેવા મારાં સંતાન તેવા તમારાં સંતાન મારો દીકરો તે તમારો નહિ?

[ બહાર કાંઈ પડ્યું હોય તેમ અવાજ થાય છે ]

દામોદર: અરે, અરે ! એ શું થયું? કોણ પડ્યું? કાંઈ વાગ્યું બાગ્યું તો નથી?

નોકર: (આવીને) મણિભાભી લપસી

પડ્યાં છે અને પગ મોચવાઈ ગયો હોય તેમ જણાય છે.

**દામોદર :** હેં ! શું કહે છે ? ક્યાં પડ્યાં ? સુમનભાઈ છે કે નહિ ? સાંભળ્યું ? મણિ પડી ગઈ. પગ ભાગી ગયો લાગે છે.

**અંબા :** (ગૌમુખીમાં માળા જોરથી ફેરવતાં) સાંભળ્યું ! તમે એવડા ઘાંટા પાડો છો કે આખો મહોલ્લો સાંભળતો હશે, તો પછી હું નહિ સાંભળું ?

**દામોદર :** હા, પણ ત્યારે ઊઠોને, જોઈએ.

**અંબા :** પૂજા કરતી કરતી ઊઠું ? સુમન તો ઊભો જ હશે. ઘરનાં ચાકર–ચાકરડીઓનું ટોળું વળ્યું હશે; મોટી ભાભીને કાંઈ થયું એટલે એમને મન તો આભ તૂટી ગયું ! અને હવે તમે દોડો છો. પછી મને જરા મારી સેવાપૂજામાં બેસવા દોને ! અને વળી તમે તો હમણાં કહેતા હતા, કે મારે તો ભગવદ્ભજનમાં જ ચિત્ત રાખવું ? મસાણમાં જઈશ પછી એમ થશે એમ હમણાં તો લાગે છે !

**દામોદર :** પણ એને ક્યાં લઈ જવી ?

**અંબા :** હાડવૈદ્યને ત્યાં બીજે ક્યાં ?

**દામોદર :** એ બધા તો અનાડી.

**અંબા :** હા, એ હું ભૂલી. આપણે માટે એ ચાલે, વહુરાણીને માટે કાંઈ એ ચાલે ? તો પછી કોઈ મોટા સરજનને ટેલિફોન કરીને ઘેર બોલાવોને. અને સાથે સાથે બે નર્સને તેડી મંગાવો. સવારની અને રાતની એમ બે જોઈશે ને !

[અંબા શેઠાણી પૂજામાં લીન થઈ જાય છે. દામોદરદાસ ધીમે પગલે જાય છે. થોડીવાર અંબા શેઠાણીનો જપ જોરમાં ચાલે છે. પછી એક હાથમાં ઘંટા અને બીજા હાથમાં આરતી લઈને અંબાજીની ઊભાં થાય છે અને આરતી ઉતારતાં ઉતારતાં 'જય દેવ, જય દેવ' કરીને ગાય છે. એટલામાં દામોદરદાસ પાછા ગભરાયેલા, અકળાયેલા, હાથમાં તાર લઈને દાખલ થાય છે.]

**દામોદર :** સાંભળો છો કે ? જરા આમ તો જુઓ !

[ગાવાનો અવાજ વધે છે. ઘંટાનો નાદ પણ જોર પકડે છે.]

**દામોદર :** તમે જરા સાંભળો તો ખરાં, વખત જાય છે.

**અંબા :** અરે બાપજી, તમારે જેમને તેડાવવા હોય તેમને તેડાવોને. તમારા પૈસા છે ને તમે ખરચો છો !

**દામોદર :** અરે બાઈ, આ મણિવહુની વાત નથી. આ તો આપણા જમાઈનો તાર આવ્યો છે, કે આપણી છોકરી સુભદ્રા અચાનક બહુ બીમાર થઈ ગઈ છે અને આપણને જલદીથી બોલાવ્યાં છે. ગાડીને અરધો કલાક જ રહ્યો છે. એ જશે તો પછી બાર કલાક સુધી બીજી ગાડી નહિ મળે !

**અંબા :** હેં ! શું ? સુભદ્રા માંદી થઈ ગઈ ! (ઉતાવળે નીચે મૂકતાં આરતી પડી જાય છે ઘંટાને તો એ ફેંકે જ છે.) ત્યારે એમ સીધું બોલતાં શું થાય છે ! ક્યાર ક્યારના વાતનો ફોડ જ પાડતા નથી ! ચાલો, હું તો આ લૂગડાંભેર નીકળીશ; પણ તમારે વરણાગિયાવેડા કરવાના હશેને !

**દામોદર :** પણ–પણ આ ઠાકોરજીનું–

**અંબા :** ઘરમાં નોકરડી હું એકલી જ છું ? ઘણાંય છે ને તે સોડો ઠાકોરજીનું કરી લેશે.

[ઠાકોરજીને અને પૂજાપાના સામાનને એમ ને એમ નાખીને અંબા શેઠાણી ઝડપથી જાય છે. પાછળ દામોદરદાસ ધીમે પગલે જાય છે.]

★

# યોગમાર્ગની કેડી

લે૦ :
સ્વામીશ્રી શિવાનંદજી

*દુન્યવી સાધનો પર નહિ પરંતુ આપણા આત્મા ઉપર જ સાચા સુખનું નિર્માણ છે એ વાત અનેક સાધુસંતોએ અનેક રીતે કહી છે આંતરિક પ્રગતિ ને પ્રભુસંપર્ક યોગ દ્વારા મળે જ છે સામાન્ય જનને અનુલક્ષીને હિમાલયનિવાસી સિદ્ધ સ્વામીશ્રી શિવાનંદજી અહીં સાધકોના સાચા માર્ગદર્શક બન્યા છે યોગના જે સૂત્રો આપણી સમક્ષ રજૂ કર્યા છે તેમને અનુસરવાનો નિશ્ચય કરીએ તો જીવનનું રહસ્ય સમજાઈ જશે*

નિ:સ્વાર્થ સેવામાં જીવનનું સૌરભ ભર્યું છે વિશ્વવાત્સલ્યમાં જીવનનું અમૃત સમાયું છે ને જીવનનું તેજ સમાયું છે પવિત્રતામાં

જીવનની મધુરતા ભક્તિમાં રહેલી છે જીવનની સુવાસ ઉદારતામાં સમાઈ છે જીવનનો મુખ્ય હેતુ સમાધિમાં રહ્યો છે આત્મસાક્ષાત્કાર એ જીવનનું અંતિમ ધ્યેય છે

માટે સેવા કરો, પ્રેમ રાખો, પવિત્ર બનો, ઉદાર થાઓ, ધ્યાન ધરો અને સાક્ષાત્કાર અનુભવો

*

કોઈ પણ વ્યક્તિ એ સદા ધ્યાનમાં રાખે કે એના સઘળા વિચારો પર ઈશ્વર હમેશા ચોકી પહેરો રાખે છે, તો મનુષ્ય બહુ જ થોડા અનિષ્ટો આદરતો થઈ જાય, પ્રભુનું ભાન એને ઘણું જ જલદી થઈ જાય પરંતુ માયા કે અવિદ્યાના આવરણને લીધે આ મુદ્દો માનવી ભૂલી જાય છે પણ ઈશ્વરના અનુગ્રહને લીધે, સારાનરસાની પારખશક્તિવાળો વિવેકી પુરુષ તો આ વાત યાદ રાખે જ છે પરિણામે સ્થિર, ત્વરિત ને હિંમતભર્યાં પાય માંડતો એ આધ્યાત્મિક માર્ગે આગળ ને આગળ ધપ્યે જાય છે

અનેક જન્મજન્માંતરોમાં નિષ્કામભાવથી કરેલાં અસંખ્ય સત્કર્મોને પરિણામે ઈશ્વરનો આ દૈવી અનુગ્રહ વિવેકી પુરુષ પામ્યો હોય છે

મૃગજળ, પરપોટો કે ફીણ જેવું ક્ષણભંગુર છે, જેવું અસત્યમય છે, તેવું જ આ જગત પણ અસત્ય છે કાંચન ને કામિની પાછળ, કીર્તિ ને નામના રમકડાં પાછળ શા માટે તમે ભટકો છો ?

કેટલાક ભક્તો માને છે કે એમણે સંપૂર્ણ ને સાચું આત્મશરણ શોધ્યું છે; પણ કોક કોક વેળા એવું એમને પોતાને પણ થતું હોય છે અને કોઈ કોઈ જાતની વાસનાઓનું સેવન કર્યા કરતા જ હોય છે અને આમ ભૂલ ને ગુમાનમાં પોતાને માર્ગે તેઓ વિચર્યા કરે છે આત્માનું આ જાતનું શરણું શોધવું સાચું નથી, કૃત્રિમ છે દૈવી અનુગ્રહ મેળવવા માટે આવા ઘાટ કોઈ રીતે લાયક નથી

હમેશ માટે કોઈના વખાણ થતા નથી, તેમ હમેશ માટે કોઈની નિંદા પણ થતી નથી અને વળી દોષિત ન બન્યું હોય એવું તો આ દુનિયામાં કોઈ છે જ નહિ માટે પ્રશંસા કે નિંદા વિશે ઝાઝી માથાકૂટ કરશો નહિ સ્તુતિ યા નિંદાથી પર બનો અને બ્રહ્મ સાથે તાદાત્મ્ય સાધો આ બ્રહ્મ ગૌરવોનું ગૌરવ છે, ધર્મોનો ધર્મ

છે, પ્રકાશોનો પ્રકાશ છે, સૂર્યોનો સૂર્ય છે, આત્મા કે પરમાત્મા છે.

સર્વ દુ:ખોનું મૂળ આ શરીર છે. સૌ રોગોમાં ખરાબમાં ખરાબ રોગ તે લોભ છે. લોભ સમો પ્રજ્વળતો કોઈ અગ્નિ નથી. સર્વ સદ્‌ગુણોમાં સંતોષ જ ઉત્તમોત્તમ સદ્‌ગુણ છે.

## સાધકોનો માર્ગદર્શક

૧. તમારી જરૂરિયાતોને એકદમ ઓછી કરી નાખો.

૨. સંજોગોને અનુકૂળ બની રહો.

૩. કોઈ પણ વ્યક્તિ કે વસ્તુનો મોહ રાખો નહિ.

૪. જે કંઈ તમારી પાસે હોય, તેમાં અન્યને હિસ્સેદાર બનાવો.

૫. સેવા કરવા સદા તત્પર રહો. એ માટેની એકે તક ગુમાવો નહિ. આત્મભાવથી સેવા કરો.

૬. અકર્તૃત્વ ને સાક્ષીભાવ કેળવો.

૭. પરિમિત શબ્દો બોલો અને મિષ્ટભાષી બનો.

૮. ઈશ્વરપ્રાપ્તિ માટે ઉત્કટ ઝંખના રાખો.

૯. સર્વસ્વનો ત્યાગ કરી પ્રભુને શરણે જાઓ.

૧૦. આધ્યાત્મિક માર્ગ ખાંડાની તીક્ષ્ણ ધાર જેવો છે, ગુરુની અત્યંત આવશ્યકતા છે.

૧૧. ખૂબ ધીરજ રાખો, ખૂબ ખંત રાખો.

૧૨. એક દિવસ માટે પણ અભ્યાસ કરવો છોડી દો નહિ.

૧૩. ગુરુ તો માત્ર આંગળી જ ચીંધવાના, તમારે તમારી જાતે જ માર્ગ કાપવાનો રહેશે.

૧૪. જીવન ટૂંકું છે, મૃત્યુનો સમય ક્યારે આવશે તે આપણે જાણતા નથી; માટે ગંભીરપણે યોગસાધનામાં ખૂંપી જાઓ.

૧૫. હમેશ એક આધ્યાત્મિક રોજનીશી રાખો. એમાં તમારી પ્રગતિ ને તમારી નિષ્ફળતાઓની સાચી નોંધણી કરો. નક્કી કરેલી વાતને મક્કમતાથી વળગી રહો.

૧૬. સાધના માટે બિલકુલ વખત નથી એવી ફરિયાદ કરશો નહિ. નિદ્રા ઓછી કરો. મોટી મોટી બડાશો હાંકવી કમી કરો. પ્રભાતના બ્રાહ્મમુહૂર્તનો સમય સમાધિમાં ગાળો.

૧૭. ઈશ્વર(સત્ય)ના વિચારોની મદદથી જગત સંબંધી વિચારો દૂર રાખો.

૧૮. કૌવતવાળા બ્રહ્મચિંતનથી તમે સ્ત્રી છો, પુરુષ છો કે તમો અમુક છો, તમુક છો એ જાતની લાગણી ભૂલી જાઓ.

૧૯. કોઈ પણ કાર્ય આજે કરવાનું શક્ય હોય, તો કદીયે એને આવતી કાલ પર મુલતવી ન રાખો.

૨૦. હમેશ આનંદિત રહો. ચિંતા દૂર કરો.

૨૧. તમારી શક્તિઓનાં બણગાં ન ફૂંકો કે ન તો એનું પ્રદર્શન કરતા રહો. સાદા ને નમ્ર બનીને રહો.

૨૨. તમારી સાથે સંબંધ ન ધરાવતી વસ્તુઓ પ્રત્યે નિ:સ્પૃહી બનો.

૨૩. સમૂહસંગ અને ચર્ચાથી દૂર રહો.

૨૪. દિવસના થોડા કલાકો એકાંત-જીવનમાં ગાળો.

૨૫. તૃષ્ણા, ઈર્ષ્યા અને સંગ્રહ કરવાની વૃત્તિથી અળગા રહો.

૨૬. સારાનરસાના વિવેક તથા વૈરાગ્ય દ્વારા લાગણી પર કાબૂ મેળવો.

૨૭. મનનું સમતોલપણું હમેશ જાળવો.

૨૮. વેણ કાઢતાં પહેલાં બે વખત વિચાર કરો. કાર્ય કરતા અગાઉ ત્રણ વખત વિચારો.

૨૯. પાછળ ભૂંડું બોલવું, કોઈની ટીકા કરવી કે ભૂલો શોધવાની વૃત્તિને તિલાંજલિ આપો. પ્રત્યાઘાતો માટે સાવધ રહો.

૩૦. તમારી નિજની જ ભૂલો ને

નિર્બળતાઓને શોધી કાઢો. બીજાઓમાં માત્ર સાર જ લેવાની ટેવ કેળવો.

૩૧. બીજાએ પહોંચાડેલા નુકસાનને ભૂલી જાઓ, ક્ષમા આપો. તમને ધિક્કારનાર પ્રત્યે સારી રીતે વર્તો.

૩૨ વિષધર સેરિંગની માફક વાસના, ક્રોધ, ગર્વ, મોહ અને લોભનો ત્યાગ કરો.

૩૩. બને તેટલાં દુ:ખ સહેવા તત્પર રહો.

૩૪. વૈરાગ્યવૃત્તિ ઉત્પન્ન કરવા માટે તમારી પાસે હમેશ થોડા નીતિસૂત્રો રાખો.

૩૫. ઝેર, ઊલટી, વિષ્ટા કે પેશાબ જેવું ઇંદ્રિયસુખને ગણો. એનાથી સંતોષ ન જ મેળવી શકાય.

૩૬. વીર્યનો સંભાળપૂર્વક સંગ્રહ કરો. જુદાં સૂઓ.

૩૭. દેવી માતા તરીકે નારીને માન આપો. જિન્સી વિચારનું નિકંદન કાઢી નાખો. સર્વને દંડવત્ પ્રણામ કરો.

૩૮. પ્રત્યેક વ્યક્તિમાં, પ્રત્યેક ચીજમાં પ્રભુનાં દર્શન કરો.

૩૯. હલકી વૃત્તિઓ મનને ઘેરી વળે, તો સંકીર્તન, સત્સંગ ને પ્રાર્થનાનો આશ્રય લો.

૪૦. આવી પડેલી આપત્તિઓનો શાંતિથી-હિંમતથી સામનો કરો.

૪૧. તમે તમારે માર્ગે વિચરતા હો, ત્યારે ટીકાની દરકાર ન કરો. ખુશામતને કદીયે તાબે ન થશો.

૪૨. ધૂર્ત ને દુષ્ટોને માન આપો. એમની સેવા કરો.

૪૩. તમારી ભૂલોનો ખુલ્લો એકરાર કરો.

૪૪. તંદુરસ્તી જાળવો. રોજિંદો આસનો ને વ્યાયામ પ્રત્યે બેદરકાર ન બનો.

૪૫. હમેશ ચપળ ને ચાલાક બનો.

૪૬. દાનવૃત્તિથી હૃદય કેળવો. અસામાન્ય રીતે દાન કરો કોઈએ ધાર્યું હોય તેના કરતાં અદકું ને અધિકું દાનમાં આપો.

૪૭. વાસનાઓથી દુ:ખની પરંપરા વધતી રહે છે. સંતોષ કેળવો.

૪૮. એક પછી એક ઇંદ્રિયોનો નિગ્રહ કરો.

૪૯. સતત વિચારશીલ બની બ્રહ્માકાર વૃત્તિ કેળવો.

૫૦. સર્વ વિચારોની લગામ હાથમાં રાખો. વિચારોને ઉન્નત ને પવિત્ર રાખો.

૫૧. કોઈ અપમાન કરે, મહેણું મારે કે ગાળો દે, ત્યારે ગુસ્સે થશો નહિ એ તો માત્ર શબ્દરમત ને અવાજની વિવિધતા જ છે.

૫૨. મનને પ્રભુમાં આસક્ત રાખો. સત્યમય જીવન જીવો.

૫૩. પૂર્ણત્વને માર્ગે હમેશ તત્પર રહો, હમેશ કાર્ય કરતા રહો.

૫૪ તમારા જીવનનું ચોક્કસ ધ્યેય રાખો. એ તરફ સંભાળપૂર્વક પાય માંડો.

૫૫. અનુચા ગણાય નહિ એટલા મૌનના ફાયદા છે. એનો મહાવરો છોડશો નહિ.

૫૬. મનમાં વિકાર દાખલ થવાના ચાર મુખ્ય દરવાજા આ છે: અવાજ, સ્પર્શ, દૃષ્ટિ અને વિચાર. જાગતા રહેજો !

૫૭. પ્રભુ વિના કોઈનીયે સાથે જીગરજાની ન રાખો. બીજાઓ સાથે બહુ જ થોડા ભળો.

૫૮. દરેક ચીજમાં સંયમ કેળવો. અતિશયતા હમેશ ભયંકર હોય છે.

૫૯ દરરોજ આત્મપૃથક્કરણ અને આત્મઅવલોકનની ટેવ રાખો. તમારી પ્રગતિનું માપ જાણતા રહો.

૬૦. આધ્યાત્મિક માર્ગમાં જિજ્ઞાસાવૃત્તિ ટાળો. તમારી શક્તિનું જતન કરો અને એકાગ્ર બનો. અન્ન, શરીર ને સગાસંબંધીઓનો બહુ જ ઓછો વિચાર કરો. આત્મા પર વિશેષ ચિંતન કરો.

તમારી આ જ જિંદગીમા તમને આત્મદર્શન થવું જોઈએ.

★

# ગાંધીતીર્થની યાત્રાએ

લેખક : શ્રી. જી. રામચંદ્રન્

ગાંધીજીએ પોતાની જીવનકથા ૧૯૨૨ સુધીની જ આલેખી છે. એ પછી, ભાવુકોનો અત્યંત આગ્રહ છતાં, છેક અત્યાર સુધી આત્મચરિત્ર લખવા માટે શાંતિ, અનુકૂળતા ને સમય એ મેળવી શક્યા નથી. એક રીતે જોઈએ તો એ સાલ પછીનું એમનું જીવન એટલે જ સમગ્ર ભારતવર્ષની નવ જાગૃતિનો ઇતિહાસ. ગાંધીજી એક મહાન તીર્થ છે. એ તીર્થના પ્રવાસે દુનિયાભરના અનેક યાત્રાળુઓ આવે છે. સદાય નિકટ રહેતા એમના અંતેવાસીઓને પણ બાપુની પ્રતિભાનાં અનેકાનેક કિરણોનો પ્રકાશ લાધ્યો છે. એવા એક અંતેવાસી શ્રી. રામચંદ્રને ગાંધીજી સાથેના થોડાક પ્રસંગો આલેખ્યા છે.

આ જીવનપ્રસંગોનું મૂલ્ય પશ્ચિમ બંગાળના ગવર્નર, આપણા મહાન નેતા રાજાજીના શબ્દોમાં જ સમજીએ. તેઓ લખે છે:

"કોઈ પણ વ્યક્તિ સાથે સંબંધ કેળવ્યાથી પ્રેમ ને પૂજ્યભાવ ઘટતાં ન હોય, પરંતુ ઊલટાં સતત વધ્યે જતાં હોય, તો તે ગાંધીજી છે. સર્વે સાચા મહાપુરુષો માટે આ કથન કદાચ સાચું હશે ખરું; પરંતુ મારા વ્યક્તિગત અનુભવ ઉપરથી ગાંધીજી વિશે, તો મને એ તદ્દન સાચું લાગ્યું છે. જેમ જેમ એમની સાથે તમે ફરો ને સાથે કામ કરતા જાઓ, તેમ તેમ એમના તરફ તમને વધુ પ્રેમ થવાનો ને તમે વધુ એમના પ્રશંસક બનવાના.

ગાંધીજી સાથેના પ્રસંગોના પુસ્તકના કર્તા એમના માત્ર પ્રશંસક જ નથી, એમને ચાહનારા પણ છે. આપણી પેલી મૂર્ખ કહેવત પ્રમાણે પ્રેમ આંધળો નથી જ, ઊલટો એક માત્ર પ્રેમ જ સાચો દૃષ્ટા બની શકે છે.

અનેક પ્રશંસકો વચ્ચે ગાંધીજી રહે છે, છતાં એ બધા પ્રશંસકોમાં નર્મની વૃત્તિ નથી, અને માત્ર ઢળતું જ સાહિત્ય પચાવવાની મનોવૃત્તિવાળા આજના વાચકો કાજે લખવાની એમનામાં શક્તિ પણ નથી. સાચા પ્રસંગોની આ માળા આપવા માટે જનતા કર્તાની અત્યંત ઋણી છે. આજે આવી સાચી આખ્યાયિકાઓની માગ છે અને જો આવી સાચી કથાઓ કોઈ ન આપે, તો દંતકથાઓ ઊભી થશે અને વાતાવરણને આવરી લેશે."

## (૧)

ગાંધીજી એટલે અતિકોમળતા અને અતિકઠિનતાનું કોઈ અસામાન્ય મિશ્રણ. 'वज्रादपि कठोराणि मृदूनी कुसुमादपि' નું સુભાષિત એમને બરાબર લાગુ પડે. કોઈ કોઈ બાબતોમાં સ્વ. દીનબંધુ એંડ્રુઝ એમનાથી કટ્ટા વિરોધી સ્વભાવવાળા હતા. કદીયે કડક યા કઠણ થવું એમની પ્રકૃતિમાં જ નહિ. કોકકોક વખત તો સ્વભાવની એમની ઉદારતા ડહાપણની હદને પણ વટાવી જતી.

૧૯૨૬ની સાલ હશે. ગાંધીજી સાથે સાબરમતી આશ્રમમાં દીનબંધુ રહેતા હતા, ત્યારનો એ પ્રસંગ બાહ્ય જગતના સર્વ સંબંધોથી નિવૃત્ત થઈ, ગાંધીજી સાથે વખતોવખત રહી આરામ મેળવવા જેવો રસ બીજા એકે કાર્યમાં દીનબંધુને પડતો નહિ. એ સમયે મનને આનંદ આપે એટલું જ લેખન કાર્ય માત્ર એ કરતા.

એકાદ આવા પ્રસંગે જ્યારે એ સત્યાગ્રહ આશ્રમમાં હતા, ત્યારે દક્ષિણ ભારતના એક જિલ્લામાંથી એક યુવાન કોંગ્રેસ કાર્યકર આશ્રમમાં આવ્યો. કોઈ મહાઆપત્તિથી એ ઘેરાયો હતો. જિલ્લા કોંગ્રેસ સમિતિનો એ મંત્રી હતો. જિલ્લા-

ભરનાં કૉંગ્રેસ કાર્ય માટે એની પાસે પુષ્કળ નાણું જમા થયું હતું. એક સાચા મંત્રીને છાજે એ રીતે સોંપેલાં જુદાં જુદાં કાર્ય પાછળ એ બધીયે રકમ છૂટે હાથે એણે ખરચી હતી, છતાં એમાં હતો એક મોટો દોષ. રકમનો ચોખ્ખો હિસાબ એણે રાખ્યો નહોતો, રસીદ કોઈને આપી નહોતી કે પાવતી લીધી નહોતી. આ બધી ભૂલનું પરિણામ એ આવ્યું કે સમિતિ આગળ લગભગ એક હજાર રૂપિયાનો હિસાબ એને રજૂ કરવો પડે કે એ રકમ ભરપાઈ કરવી પડે એવી પરિસ્થિતિ ઊભી થઈ.

હિસાબ આપવા માટે કે નાણું ભરી દેવા માટે એને જ્યારે કહેવામાં આવ્યું, ત્યારે એને ભારે આશ્ચર્ય થયું. એક પાઈ સરખીયે એણે ઉચાપત કરી નહોતી. સઘળું દ્રવ્ય કૉંગ્રેસકાર્ય પાછળ જ ખર્ચાયું હતું એમાં તો મુદ્દલ શંકા નહોતી.

હિસાબ રાખતાં ચૂકનો એ ભૂલ તો ખરી જ, એમ એ કબૂલતો હતો. પણ કહે, 'પણ સમિતિ માટે કે બીજી કોઈ વ્યક્તિ માટે પણ હજાર રૂપિયા હું લાવું ક્યાંથી ?' કોઈનો એ પગારદાર નોકર નહોતો. જિલ્લા સમિતિનું મંત્રીપદ સ્વીકાર્યું હતું તે લોકસેવાની વૃત્તિથી જ. અને એટલા જ માટે તો એણે સ્થાનિક અંગ્રેજીશાળાની શિક્ષકગીરીને પણ લાત મારી હતી. મનની આવી અત્યંત વિકટ પરિસ્થિતિમાં એણે તુરત એક નિશ્ચય કર્યો. ગાંધીજી પાસે જવું, હકીકત બધી કહેવી, અને અવદાર સમિતિથી બચવા માટે એમનો આશ્રય મેળવવો.

સારીયે વાત ગાંધીજીએ શાંતિથી સાંભળી. દુ:ખથી ને ક્રોધથી પ્રજળતા કૉંગ્રેસ મંત્રીની કરુણ કહાની પાસે બેઠેલા સ્વ. દીનબંધુ પણ સાંભળતા હતા. નમ્રતાથી પણ ખંતપૂર્વક ગાંધીજીએ એની પાસે કેટલાક પ્રશ્નોના ખુલાસા માગ્યા ને પરિસ્થિતિની બરાબર ચોખવટ કરી લીધી યુવાને પાઈ સરખીયે ગેરવલ્લે નહોતી કરી એ વિશે શંકા નહોતી ચોખ્ખો હિસાબ નહોતો રાખ્યો એ જ હતી એની ભૂલ !

'બોલો હવે હું શું કરું એમ તમે ઇચ્છો છો ?' ગાંધીજીએ પૂછ્યું.

જિલ્લાસમિતિને પત્ર લખી આ ઉપાધિમાંથી મુક્ત કરાવવાની એની માગ હતી. દીનબંધુનું હૈયું દ્રવી ઊઠયું, પણ ગાંધીજીના મુખ પર સખ્તાઈ હતી.

'નહિ, નહિ, આવા પત્રો તો હું કદીયે ન લખું' ગાંધીજીએ કહ્યું: 'ઊલટું, હિસાબ નહિ રાખવાનું તમારું આ પગલું ક્ષમાપાત્ર નહોતું એ નિ:સંશય છે. સાર્વજનિક ફંડની પાઈએ પાઈ મારે મન પવિત્ર ટ્રસ્ટ સમાન છે. આવા ટ્રસ્ટ માટે તમે બેદરકાર બની શકો નહિ. હિસાબ ન અપાય તે પાઈએ પાઈ ઉચાપત થયેલી જ તો ગણું. સાર્વજનિક કાર્યકર્તાના જીવનમાં હિસાબનું મહત્ત્વ રૂપિયા આના પાઈનું જ નથી, એના ચારિત્ર્યનું પણ એ એક વિશિષ્ટ અંગ છે. આજ અત્યારે યે કાગળ ઉપર ચોખ્ખોખરો હિસાબ તમને મળવો જોઈએ. જરૂરી પાવતી તમારે ખોળી કાઢવી જોઈએ. એમ ન કરો તો સમિતિ તમારી પાસેથી નાણાં ભરપાઈ કરી લેવાને સંપૂર્ણ હકદાર છે. જરૂર પડે તો માલમિલકત કે જે કંઈ સ્થાવર-જંગમ હોય તે વેચી-સાટીને પણ આ પ્રકારનું દેવું ભરપાઈ કરવું જોઈએ.'

આ વચનોથી યુવાનને સખત આઘાત લાગ્યો. મહાત્માજીના સાન્નિધ્યમાં અત્યાર અગાઉ કદીયે એ આવ્યો નહોતો, એટલે એણે તો માનેલું કે આ સંતની એના ઉપર દયા ને કરુણા વરસશે.

યુવાન હતાશ થયો ને બાળકની માફક રડી પડચો.

આ દશ્યે દીનબંધુ એંડ્રુઝને ઘણા જ અસ્વસ્થ બનાવી મૂક્યા. પશ્ચાત્તાપથી શેકાતા આ યુવાન સાથેનો આવો વર્તાવ અણછાજતો હતો એમ એમણે ગાંધીજી સાથે દલીલો કરવા માંડી.

"હા, પણ એ સાચું પસ્તાય એમ હું ઇચ્છું છું. સંપૂર્ણપણે જાત સુધારે તો જ પશ્ચાત્તાપ સાચો. માત્ર માનસિક પશ્ચાત્તાપનો ઝાઝો અર્થ નથી. પશ્ચાત્તાપ થયાની પરીક્ષા જ એ છે, કે થયેલી ભૂલ બરાબર સુધરે. આ બનાવમાં, સમિતિ હિસાબ માગે કે રકમ ભરપાઈ કરવાનું સૂચવે એ બિલકુલ બરાબર છે. પોતે મહાસભાવાદી છે ને ભણેલોગણેલો પણ છે, એણે પગાર ન લીધો ને સ્વયંસેવક વૃત્તિથી જ કામ કર્યું માટે જ તો એની જવાબદારી વધી ગઈ છે. કોંગ્રેસના નામની શુભ પ્રતિષ્ઠા, જેમ એના પર તેમ પ્રત્યેક મહાસભાવાદી પર નિર્ભર છે; માટે જ કહું છું, એ જલદી પાછો ફરે, પૈસા મેળવે ને પાઈએ પાઈ ભરપાઈ કરે તે પછી જ મારાથી એને કંઈ પણ મદદ કરી શકાય."

પણ ત્યાં તો એક બીજી મુશ્કેલી ઊભી થઈ. ઘેર જવાના ટિકિટભાડાના યુવાન પાસે પૂરતા પૈસા નહોતા. ઓછામાં ઓછા પાંત્રીસ રૂપિયાની એ માટે એને જરૂર હતી.

દીનબંધુનું હૈયું પીગળ્યું. એ બોલ્યા: 'એ ગાડીભાડાની રકમ એને આપણે આપીએ, બાપુ! બનતી ઉતાવળે ભલે એ ઘેર જાય. પૈસાની એથી એ વ્યવસ્થા કરી શકે.'

'નહિ. નહિ.' સ્પષ્ટ સ્વરે પુનઃ ગાંધીજી બોલ્યા: 'તમે કે હું ૩૫ રૂપિયા આપીએ ક્યાંથી? આપણે બેઉ નિર્ધન છીએ. બહુ થાય તો આપણી સંભાળ હેઠળ આ વેળા સાર્વજનિક ફંડમાંથી આપણે પૈસા લઈ શકીએ; પણ એ કરવું તદ્દન ગેરવાજબી ગણાય. ગાડીભાડાના એની પાસે પૈસા ન હોય, તો ભલે એ જાય ચાલતો. અત્યારે સમિતિનું એને કરજ તો છે જ. આપણી પાસેથી ઉછીની રકમ લઈ શા માટે એ દેવું એણે વધારવું જોઈએ? અને આ કર્યા પછીયે એ સાચે પંથે વળશે જ એની કોને ખબર છે? આ પરિસ્થિતિમાં પ્રાયશ્ચિત્તના પ્રથમ પગલા તરીકે ઉછીના લેવાની લાલચ એણે છોડવી જોઈએ કે વધારે પૈસા યે ન માગવા જોઈએ.'

સાંભળીને હવે દીનબંધુ ખરેખરા ગુસ્સે થઈ ગયા. આટલે દૂર પગ ઘસડતા પેલા યુવાનને ઘરભેગા થવાની ગાંધીજીની સલાહ એમને મન મૂર્ખાઈની પરાકાષ્ઠા રૂપ હતી; પણ ગાંધીજી અડગ હતા.

વાળુપાણી બાદ આરામ પછી વહેલા પ્રભાતે યુવાનને આશ્રમ છોડવાનું અંતે નક્કી થયું.

વિદાય વેળા ગાંધીજીએ કહ્યું:

'ઘેર જાઓ, યોગ્ય રીતે વર્તો ને શું કર્યું તે મને જણાવો. તમારા જવાની અત્યંત આતુરતાપૂર્વક રાહ જોઉં છું. ભગવાન તમારું ભલું કરે!'

આશ્રમમાંથી બહાર નીકળતી વખતે, સ્વભાવ પ્રમાણે દીનબંધુ એને મળ્યા—ત્યાંથી માઈલ પર આવેલા સાબરમતી સ્ટેશન સુધી, એટલે દૂર એની સાથે એ ચાલતા ગયા.

સ્ટેશન પર પેલા કાર્યકર્તાના હાથમાં એમણે ૩૫ રૂપિયા મૂક્યા. કોઈ એક મિત્ર પાસેથી એ રકમ એમણે આણી હતી. વિદાય કરી એ પાછા ફર્યા.

આશ્રમમા આવ્યા કે તરત જ સીધા દીનબધુ ગાંધીજી પાસે ગયા હસતા, હસતા કહે

'મારે એક એકરાર કરવાનો છે, બાપુ !'

એમને બોલતા અડધેથી રોકીને હાસ્ય વેરતા ગાધીજી બોલ્યા

'હા, હા, હુ જાણુ છુ પેલા જુવાનને તમે પૈસા પહોંચાડ્યા હશે તમને હુ આજનો ઓછો ઓળખુ છુ ? તમે તો છો જ નઠોર–કહીયે નહિ સુધરવાના !'

અને કોઈ વિદ્યાર્થી નિર્દોષ તોફાન કરતા પકડાય ને હસે–એવુ દીનબધુ એકદમ ખડખડાટ હસી પડ્યા !

(૨)

ગાધીજીના સ્વભાવનો કોઈ કોઈ પ્રકાર બરાબર યુરોપિયન જેવો જ લાગે આપણે ન ભૂલીએ કે વિદ્યાર્થી તરીકે લડનમા, બેરિસ્ટર હતા ત્યારે દક્ષિણ આફ્રિકામાં, તથા સાર્વજનિક કાર્યકર તરીકે, સર્વ પ્રકારના યુરોપિયનોના નિકટના સહવાસમા એ આવ્યા હતા એટલે જ તો દુ ખપીડિતો માટે એમને સહાનુભૂતિ ગજબની હોવા છતાંયે, તે વખતે પોતે સાવ નિર્લેપવૃત્તિ પણ બતાવી શકે છે !

સાબરમતીના સત્યાગ્રહ આશ્રમમા એક વખત એક આધળી આવી મધ્યમ વયની તે પ્રૌઢ તામીલ બાઈ હતી લાલપીળી પહેરેલી એક સાડીભેર જ એ આવી એ વિના એની પાસે કશુયે નહોતુ નમતા બપોરે તે આવી શા માટે ને કેવી રીતે આવી એની કોઈનેયે ખબર નહિ આવી ત્યારથી વણાટશાળાના ઓટલા પર શાતિથી એ બેસી રહી હતી–આશ્રમવાસીઓ એટલુ જ જાણતા હતા આમ તો આશ્રમની હદમા ભિખારીઓને દાખલ થવાની સખતમા સખત મનાઈ છે આથી કયા કામસર એને આશ્રમમા આવવાનુ થયુ એ વિષે તુરત પૂછપરછ શરૂ થઈ, પણ એ તો સાવ સ્વસ્થ થઈ બેઠી રહી.

'નથી જોતા આધળી છુ તે ?' એનો સવાલ હતો

અંતે આશ્રમના વ્યવસ્થાપક મગનલાલ ગાધીને કાને આ વાત પહોંચી આશ્રમ નિયમોનુ કડક શિસ્તપાલન તો મગનલાલ ગાધીનુ જ

આધળી પાસે જઈ એમણે કહ્યુ

'બહેન, તારે માટે અમે કઈ જ કરી શકીએ એમ નથી કોઈ પણ રીતે અહીંથી ચાલતી પકડ '

ધાર્યા કરતા આ તામીલ બાઈ તો ઘણી જ ભૂડી નીકળી, એની બીજી જ પળે મગનલાલને ખાતરી થઈ ગઈ!

'ચાલતી પકડ એટલે ? અરે, આ તે મહાત્મા ગાધીનો આશ્રમ છે, કે કોઈ પોલિસ સ્ટેશન ? ભૂખે મરુ છુ, અન્ન જોઈએ મારે, ' મારે નથી ઘર કે નથી બાર; એટલે જ તો આ આશ્રમમા મારે આશરો જોઈએ છે, પણ તમે કોણ છો ? મહાત્મા ગાધી કયા છે ?'

આમ મગનલાલ જેવાને પણ જીવનમા પહેલી વખત સલવાવનાર એક વ્યક્તિ મળી ખરી; પણ એ તો હતા સાચા સજ્જન બાઈને એમણે ઘણીઘણી સમજાવી કહ્યુ

'ગાધીજી તો અત્યારે ઘણા જ કામમા છે વળી આશ્રમમાં ભિખારીઓને કદીપ ખાવાનુ અપાતુ નથી પ્રત્યેક જન અહીં આઠ આઠ કલાક કાયા ઘસે છે, ત્યારે ભોજન પામી શકે છે તારુ સાચુ સ્થાન તો આધળા માટેના કોઈ 'અધગૃહ'મા છે

અમદાવાદની નજદીક જ આવેલ એવા એક ગૃહમાં હું તારી ગોઠવણ જરૂર કરી શકું એમ છું.'

કહેવાનું બધું યે મગનલાલને કહી લેવા દીધું. હવે આંધળીને કહેવાનો વારો આવ્યો. તે બોલી:

'ગાંધીજી કામમાં છે, એમ ને? ભલે રહ્યા, હું તો નવરીજ છું ને? કામકાજથી એ પરવારે ત્યાં લગી થોભીશ. અને હાં, જો ભાઈ, હું તો છું આંધળી, મારે હાથે તે કેમ કરી કામ થઈ શકે? થવાનું હોય તે થાય. હું તો અહીંથી હઠનાર નથી, નથી ને નથી જ.'

હવે મગનલાલને હાર કબૂલવી પડી. ગાંધીજીને કાને આ વાત અંતે એમણે નાખી.

બાઈ સાથે થોડી વાતચીત બાદ ગાંધીજી બોલ્યા:

'ભલે એ રાત અહીં રહેતી. એની જમવાની વ્યવસ્થા કરો. ક્યાં સૂવું તે એને બતાવી દો. એનું શું કરવું તે સવારે જોયું જશે.'

બીજી સવારે ગાંધીજીએ પેલીને કહ્યું:

'જો, અમે તને કાંતતાં શીખવીશું, આંધળાઓ પણ સુંદર કાંતી શકતા હોય છે. શીખીને તું તૈયાર થઈ જાય ત્યાં સુધી રાહ જોઉં છું ને પછી કાંતણકામ બદલ તું રળી શકે એટલી જ તારી કમાઈ. આ શરતે રહેવું હોય તો રહે. હા, આશ્રમમાં તારી બધી વ્યવસ્થા થશે ખરી.'

પણ બાઈએ આ માટે કશો ઉત્સાહ બતાવ્યો નહિ. તે જરા ગુસ્સે પણ જણાઈ; છતાં એને કાંતવાનું શીખવાડવામાં આવ્યું. જુજ દિવસમાં કાંતણકલા એણે આબાદ તગત કરી લીધી; પણ અઠવાડિયું પૂરું થતાં પહેલાં વધુ કાંતવાની એણે રોકડી ના પધરાવી દીધી. આશ્રમમાં અહીંથી તહીં ભટકવામાં જ એને ભારે રસ પડતો. ઠરીને ઠામ તો બેસે જ શેની? કોઈનાં સલાહ સૂચન પણ ગણકારતી નહિ. આશ્રમવાસીઓ સાથે લડવાઝઘડવાનું એણે શરૂ કર્યું. ને ઊલટું મરજી પ્રમાણે તામીલ ભાષામાં કે ભાંગીતૂટી હિંદીમાં એમને ગાળો ભાંડતી. બે કે ત્રણ વખત એને શાંત પાડવા ગાંધીજીએ પ્રયત્નો કર્યા; પણ તત્કાળ પૂરતી જ એની અસર રહી.

બાઈ વધારે ને વધારે જ બગડતી ગઈ. 'કામ તારે મુદ્દલે કરવું નહિ ને અંટસ રાખી બધા સાથે ઝઘડતાં ફરવું.' નવ નવ દિવસ આમ ચાલ્યું. અંતે દસમે દિવસે ગાંધીજીએ એને તાકીદ આપી દીધી.

એને પાસે બોલાવી મંગાવી સૌમ્ય પણ નિશ્ચિંત સ્વરે ગાંધીજીએ કહ્યું:

'કાલે સવારે તારે ચાલ્યા જ જવું એમ મેં નક્કી કર્યું છે. અમદાવાદના 'અંધગૃહ'ના સુપરિન્ટેન્ડન્ટ પર હું પત્ર આપીશ, ત્યાં તું જજે. ઇચ્છા હોય તો તને ત્યાં પહોંચતી કરવા માણસ પણ મોકલું.'

સાંભળતાં જ બાઈ રાતીપીળી થઈ ગઈ.

'તમે શું સાચા મહાત્મા છો? કોણે કહ્યા તમને મહાત્મા? મારા જેવી ગરીબ આંધળીને તમે તગેડી મૂકો છો?'

આ શબ્દોની ગાંધીજી પર મુદ્દલે અસર થઈ નહિ. પ્રાર્થના બાદ બીજા પ્રભાતે એમણે તો એને આશ્રમ છોડી જવા કહ્યું. આંધળીએ મક્કમતાથી ઇન્કાર કર્યો. ગાંધીજીના લઘુલિપિલેખક એક તામીલી ગૃહસ્થ હતા. ગાંધીજીએ એમને બાઈ સાથે જવાનું કહ્યું.

પોતાના જ દેશના આ તામીલવાસી પ્રત્યે એણે ધમાલ કરી મૂકી. ન તો એને

# પૃથ્વીની ઉંમર

લેખક
શ્રી છોટુભાઈ સુથાર

અરે માનવીની ઉંમર પુછાય, પ્રાણીની ઉંમર પુછાય બહુ થાય તો ઝાડની ઉંમર પૂછીએ પણ આપણે જેના ઉપર વસીએ છીએ તે પૃથ્વીની ઉંમર? વાત તદ્દન સાચી છે વિજ્ઞાન જ્યાં સુધી માનવીની નજર સમક્ષ છતું થતું નથી એને એ બરાબર સમજાતું નથી ત્યાં સુધી માનવીને કુદરત એક બંધ કરેલો મહાગ્રંથ લાગે છે લેખક એ ગ્રંથ આપણી પાસે ઉઘાડે છે અને રસાળ રીતે આપણને પૃથ્વીની ઉંમરનો અંદાજ કાઢી બતાવે છે આ પૃથ્વી બે અબજ વર્ષની છે એ વાત આ લેખ વાંચતા તરત જ સમજાઈ જશે આ દૃષ્ટિએ વિચારતા પૃથ્વી આગળ માનવી કેવો વામણો લાગે છે

'પૃથ્વીની ઉંમર કેટલી?'

ઘણાને આ પ્રશ્ન સાવ બેહૂદો અને અર્થહીન લાગશે

આ જ બેહૂદો પ્રશ્ન અનેક વર્ષ પહેલાં એક શિષ્યે પોતાના ગુરુને પૂછ્યો હતો; અને ત્યારે ગુરુએ વિના ખચકાયે જવાબ વાળેલો કે, 'પૃથ્વી અનાદિ છે—અનંત છે'

પૃથ્વી પર ઝાડ, પ્રાણી, મનુષ્ય અને જીવજંતુ રહે છે એ બધાં અનાદિ નથી એમનો જન્મ થાય છે અને લય પણ થાય છે કોઈ પાંચદસ દિવસ જીવે છે તો કોઈનું આયુષ્ય હજાર બે હજાર વર્ષ જેટલું લાંબુ પહોંચે છે પણ આખરે એ બધાનું મૃત્યુ થાય જ છે પૃથ્વી પરના

---

પાસે આવવા દીધા કે ન તો હાથ ઝાલી પોતાને દોરી જવા દીધી

ત્યારે બિલકુલ અવ્યગ્ર સ્વરે ગાંધીજી બોલ્યા

'ઠીક, મારી જાતે હું જ એને બહાર લઈ જઈશ એને સમજણ પાડો કે હાથ ઝાલી ફાટક સુધી હું એની સાથે ચાલતો જવાનો છું'

બાઈને વાત કહેવામાં આવી સાંભળતા જ એ એકદમ ઠંડીગાર બની ગઈ ઝડપથી ગાંધીજી એની પાસે ગયા હાથમાં હાથ લીધો ને આશ્રમના ફાટક સુધી એની સાથે જ ચાલ્યા શાંતચિત્તે નમ્રતાથી ગાંધીજીની બાજુમાં જ એ ચાલવા લાગી દરવાજે આવી, નમ્રતાથી ગાંધીજીએ કહ્યું

'લો બાઈ, 'અંધગૃહ'માં સારી રીતે રહેજો હં, ત્યાં હરેક પ્રકારની તારી સંભાળ લેવાશે ભગવાન તારું ભલું કરે, જા'

તે પછી એમણે પેલા તામીલી મિત્રને સાથે જવા કહ્યું થોડા વખત પછી એ પાછા ફર્યા વિચિત્ર ઘટના બની ગઈ હતી થોડે દૂર ગયા પછી, બાઈ એમના તરફ વળી ને કહેવા લાગી

'લો રાખી મૂકો સુપરિન્ટેન્ડન્ટ પરનો ગાંધીજીનો પત્ર તમારી પાસે, નથી જોઈતી મારે કોઈની મદદ'' આમ બોલતી'કને એ તો ઝડપથી છાપરી ગઈ!

થોડા દિવસ પછી, પાછળથી ખબર પડી કે એ બાઈ ઢોંગ કરતી'તી તેવી ખરે ખર આંધળી નહોતી તો નહોતી પણ સાથે સાથે સારા ચારિત્ર્યની પણ નહોતી'

*

જીવનમાં જન્મ અને મૃત્યુ સાથે જડાયેલાં છે.

જે રીતે પૃથ્વી પરના જીવનમાં જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુ દેખાય છે, એ રીતે પૃથ્વીના પોતાના જીવનમાં કશો ફેરફાર જોવામાં આવ્યો છે ખરો? અનાદિ કાળથી આ પૃથ્વી જેવી ને તેવી જ રહી છે ખરી?

પ્રાચીન ગ્રંથો વાંચતાં માલૂમ પડે છે, કે પુરાણા સમયની પૃથ્વીમાં અને આજની પૃથ્વીમાં ઘણો ફરક પડ્યો છે. આજસુધીમાં પૃથ્વીના પડ પર અનેક પ્રકારના ફેરફારો થઈ ગયા છે. જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ એ એક સ્વાભાવિક વાત જણાઈ છે. અને આ સ્વાભાવિકતાએ જ પૃથ્વીના ફેરફારનાં કારણો શોધવા માણસને પ્રેર્યો છે.

ધરતીકંપથી પૃથ્વી ધ્રૂજે છે અને કેટલેક ઠેકાણે જ્વાળામુખી પહાડો ફૂટી નીકળે છે. એ શું દર્શાવે છે? એ દર્શાવે છે કે ધરતીના પેટાળમાં પુષ્કળ ગરમી છે. એ ગરમી બહાર નીકળી જવાનો માર્ગ શોધે છે, જ્યારે આમ થાય છે, ત્યારે ધરતી આંચકા ખાઈને થોડી ગરમીને બહાર નીકળી જવા દે છે. જ્વાળામુખીમાંથી રાખ, વરાળ અને ધુમાડાના ગોટેગોટા બહાર નીકળી જાય છે; એટલું જ નહીં પણ પીગળેલા પથ્થર અને ધાતુના રસ પણ એ વાટે બહાર વહી આવે છે. તોફાન શમી જતાં આ બધાં જ્યાંનાં ત્યાં ઠરી જાય છે.

સામાન્ય માણસને આ ઘટના કૌતુક જેવી લાગે છે, પણ બુદ્ધિશાળી માણસ એમાં સંકેત જુએ છે. તે એ સંકેતોને સમજવાનો પ્રયત્ન કરે છે. એવી એક સંકેતસમજ આ પ્રમાણેની છે. પૃથ્વીના પેટાળમાં ગરમી છે અને ધગધગતો રસ પણ છે. આ રસ વારેઘડીએ બહાર નીકળીને ઠરી જાય છે. વારેવારે આવો રસ બહાર નીકળતો રહ્યો છે અને હજીયે ઘણીવાર નીકળતો રહેશે. આ રસ ધીરેધીરે પૃથ્વીની સપાટી પર ફેલાય છે અને પછી ઠરી જાય છે. પૃથ્વીના પડ પર, આવાં ઘણાં પડ, એક ઉપર બીજું એમ જામતાં રહ્યાં છે અને હજીયે જામશે. આ અને આવાં બીજાં કોઈ પડ કાળક્રમે ભારે બની જાય, તો એમ પણ બને કે એમની નીચે આવેલા રસ ઉપર એ તૂટી પણ પડે. અને એમ થાય તો રસ ઉપર ઓચિંતું ઘણું દબાણ આવી જાય. પરિણામ એ આવે કે પૃથ્વીની અંદરનો રસ બહાર નીકળી આવે અને પાછો ઠરી જાય. પૃથ્વીના ભીતરના રસ ઉપર પૃથ્વીનો ભારે પોપડો તૂટી પડવાને બદલે પાણી અંદર પ્રવેશે, તોપણ રસ બહાર નીકળે છે. રસ ઉપર ગયેલું પાણી એકદમ વરાળ બની જવાનું અને આ વરાળ બહાર નીકળવાનો માર્ગ શોધવાની. પરિણામે પૃથ્વીના રસ-ભૂરસ ઉપર દબાણ થવાનું અને થોડો-ઘણો રસ બહાર નીકળી આવવાનો.

મતલબ કે પૃથ્વીના પેટાળનો રસ એક યા બીજે કારણે પૃથ્વીના પડ ઉપર આવી પથરાવાનો અને આમ દિનપ્રતિદિન પૃથ્વી ઠંડી પડતી જવાની; અને પૃથ્વીના આ રીતે ઠંડા પડવાનો અર્થ જીવનની કમી-મૃત્યુ તરફનું પ્રયાણ ન કહી શકાય?

આ જ વાતને ઊલટી રીતે વિચારતાં અનેક વર્ષ પહેલાં, પૃથ્વીને છેક ઉપરના પડ સુધી ગરમાગરમ સ્થિતિમાં હોવાનું સમજી શકાય એમ છે. એવી પૃથ્વી જ

ધીરેધીરે ઠરતી ગઈ હશે અને પછી જ એના પર જીવન પાંગર્યું હશે, પણ એવી ગરમરૂપ પૃથ્વી આવી હશે કયાંથી ?

અને આ જ પ્રશ્ન આપણા પ્રશ્નની જડ છે. પૃથ્વીનો જન્મ કયાંથી અને કેવી રીતે થયો એ આપણે નિશ્ચયાત્મક રીતે જાણતા નથી, પણ જન્મ પામીને પૃથ્વી ઠરી છે અને હજી યે ઠરી રહી છે એટલું આપણે ચોક્કસપણે સમજી અને કહી શકીએ એમ છીએ. અને તેથી જ તો આપણે પ્રશ્ન પૂછયો હતો કે 'પૃથ્વીની ઉંમર કેટલી ?'

મનુષ્ય, પ્રાણી, ઝાડ વગેરેની ઉંમર શોધવાની જુદી જુદી તરકીબો છે. ઝાડના થડને આડું વહેરતાં એમાં કૂંડાળાં દેખાય છે. દર વર્ષે આવું એક કૂંડાળું વધતું જાય છે. આવાં કૂંડાળાંના આધારે ઝાડની ઉંમર કહી શકાય છે. મનુષ્યની ઉંમર માટે શરીરની ઊંચાઈ, ચહેરો અને વાળનું પાકટપણું ખ્યાલમાં રાખવામાં આવે છે, જ્યારે પ્રાણીઓ અને જીવજંતુ વગેરેની ઉંમરનો ખ્યાલ એમના સ્નાયુગુંફન અને રંગ પરથી બાંધી શકાય છે.

પૃથ્વીની ઉંમરનો અંદાજ આવી કોઈ રીતે આપવો સહેલો નથી.

પૃથ્વીની ઉંમર શોધવાની એક રીત સાગરમાં જમા થઈ ઓગળી જતા મીઠાના જથ્થાની છે. સંક્ષેપમાં એ રીત નીચે મુજબ છે.

પૃથ્વી પરની નદીઓ પોતાની સાથે માટી અને બીજી અનેક ચીજોને સાગરમાં ખેંચી જાય છે. આમાં મીઠું પણ હોય છે. માટી અને બીજાં દ્રવ્યો સાગરને તળિયે જામી જાય છે; પણ મીઠું પાણીમાં ભળી જાય છે. પરિણામે સાગર વધુ ને વધુ ખારો બનતો જાય છે, એટલે હવે, જો આપણે સાગરમાંના કુલ મીઠાનો જથ્થો શોધી કાઢીએ અને એને દરવર્ષે નદીઓ દ્વારા લવાતા મીઠાના જથ્થા વડે ભાગીએ તો સાગરને ખારો થયે કેટલા વર્ષ થયાં હશે એનો હિસાબ મળી આવે.*

તમે કહેશો, 'કેવી મહાભારત વાત !'

અને અનેક વિદ્વાનોએ આ મહાભારત વાત પૂરી કરી બતાવી છે. એમણે હિસાબ કરી જોયો તો માલૂમ પડ્યું છે કે સમુદ્રોને ખારા થયે ઓછામાં ઓછાં છત્રીસ કરોડ વર્ષ થયાં છે. આનો અર્થ એ થયો કે સાગરોની ઉત્પત્તિ સમયે પૃથ્વી ઉપરથી જરૂર ઠરી ગયેલી; અને આમ એની મૂળ ગરમાગરમ સ્થિતિની વાત (જન્મ) એથી પણ ઘણાં વર્ષો પૂર્વે બનેલી હોવી જોઈએ. આવી જૂની પૃથ્વીને પહેલાંના ગુરુઓ અનાદિ અનંત કહે એમાં શું આશ્ચર્ય ?

પૃથ્વીની ઉંમર શોધવાની બીજી રીત જળકૃત ખડકોના પડોની જાડાઈનાં માપની છે. નદીઓ પોતાની સાથે જે ધૂળ, રેતી, કચરો વગેરે તાણી લાવે છે, એને એ, સમુદ્રમાં ઠાલવે છે. દર વર્ષે આ રીતે સમુદ્રમાં લાખો મણ ધૂળરેતીનાં પડ જામતાં જાય છે. આ પડ પર બીજે વર્ષે ફરી બીજાં પડ બંધાતા જાય છે અને એની ઉપર ફરી પડ ઉપર પડ જામતાં અને બંધાતાં જાય છે કાળે કરીને નીચેનાં પડ, ઉપરનાં પડના અતિભારે દબાઈ, કઠણ પથ્થર બની જાય છે. આને જળકૃત ખડકો કહેવામાં આવે છે. કોઈ નદીના મુખ આગળ બનેલા આવા

* બધા સમુદ્રોને સૂકવી નાખીએ તો એમાંથી નીકળતા મીઠાનો ઢગલો ૫,૦૦૦,૦૦૦ ઘન માઈલનો અથવા ૧૬,૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ ટન વજનનો થશે.

જળકૃત ખડકની ઊંચાઈ માપી, એને, દર વર્ષે એ નદી દ્વારા બનાવાતા પડની ઊંચાઈ વડે ભાગતાં જળકૃત ખડક બન્યાની અવધિ મળે છે. અનેક નદીઓ દ્વારા બનેલા જુદા જુદા જળકૃત ખડકો અને એ ખડકોમાં મળી આવતી જીવનશેષ છાપો (ફોસિલ્સ) વગેરે પરથી અનુમાન તારવવામાં આવ્યું છે કે, જળકૃત ખડકોની ઓછામાં ઓછી ઉંમર ૫૦ કરોડ વર્ષની છે. અને એ હિસાબે પૃથ્વીની ઓછામાં ઓછી ઉંમર ૫૦ કરોડ વર્ષ કરતાં પણ વધારે મોટી છે.

ઉપરની બંને રીતો કરતાં એક ત્રીજી રીત હમણાં જડી આવી છે, આ ત્રીજી રીત વધુ સરળ અને વધુ ચોક્કસ છે.

યુરેનિયમ ધાતુનું નામ બધાંએ સાંભળ્યું હશે. ગયા બીજા વિશ્વયુદ્ધનો અણુબૉંબ જેમાંથી બનાવવામાં આવ્યો હતો તે જ આ યુરેનિયમ ધાતુ. આ ધાતુ સ્વયં શક્તિસ્ફુરક (રેડિઓએક્ટિવ) છે. આ પ્રકારની બીજી ધાતુઓ થોરિયમ, રેડિયમ વગેરે છે. યુરેનિયમ આ પ્રકારની ધાતુઓમાં સૌથી ભારેમાં ભારે ધાતુ છે. આ બધી ધાતુઓના અણુઓ તૂટતા જાય છે. યુરેનિયમ ધાતુ તૂટીને સીસામાં રૂપાંતર પામે છે; પણ આ રૂપાંતર બેપાંચ વર્ષમાં બની જતું નથી. યુરેનિયમના ૬૩૭ તોલા જેટલા જથ્થામાંથી એક તોલા જેટલી ધાતુનું સીસામાં રૂપાંતર થવા માટે, એક કરોડ વર્ષ લાગે છે. પૃથ્વી પર આ ધાતુ (યુરેનિયમ) અગ્નિકૃત ખડકો (પૃથ્વીના પેટાની ગરમીથી બનેલા ખડકો)માં મળી આવે છે. યુરેનિયમ ધાતુનું સીસામાં રૂપાંતર થતાં હેલિયમ વાયુ છૂટો પડે છે. કેટલાક ખડકોમાં આ રીતે યુરેનિયમ, એનું સીસું અને હેલિયમ વાયુ એકીસાથે મળી આવ્યાં છે.

વધુ ચમત્કારભરી વાત એ છે કે યુરેનિયમના સીસામાં અને સાદા સીસામાં કુદરતી રીતે ભેદ છે. સામાન્ય સીસાનો અણુભારાંક ૨૦૭ છે, જ્યારે યુરેનિયમના સીસાનો ૨૦૬ છે. આ કારણે બંને પ્રકારનાં સીસાં નોખાં તારવી શકાયાં છે. જગતમાં જ્યાં જ્યાં યુરેનિયમ જડ્યું છે, ત્યાં ત્યાં આ પ્રમાણે એનું સીસું પણ મળી આવ્યું છે. યુરેનિયમના સૌથી પુરાણા નમૂના અને એમાં રહેલા સીસા દ્રવ્યના આધારે પૃથ્વીની ઓછામાં ઓછી ઉંમર દોઢ અબજ વર્ષની અને વધુમાં વધુ ત્રણ અબજ વર્ષની નક્કી કરવામાં આવી છે.

પણ આ થઈ પૃથ્વીની આજ સુધીની ઉંમરની વાત. હવે પછી પણ પૃથ્વી ઘણું લાંબું જીવવાની છે. ઘણાખરા વિદ્વાનો પૃથ્વીની ઉંમર બે અબજ વર્ષની માને છે અને છતાંય કહે છે કે એની જીવનયાત્રાના હિસાબે એણે હમણાં જ યુવાનીમાં પ્રવેશ કર્યો છે!

ક્યાં માનવીનું માંડ સો વર્ષનું મનાતું આયખું અને ક્યાં બે અબજ વર્ષની યુવાન ધરતી માતા!!

★

# પંચવટી

મૂળ લેખક
શ્રી શંભુદયાળ સકસેના
અનુવાદક
શ્રી. રમણિકલાલ કિશનલાલ મહેતા

રઘુકુળના રાજ્યશ્રી અને અયોધ્યાના રાજાએ સીતાદેવીનો ત્યાગ કર્યો હતો, પરંતુ શ્રીરામચંદ્રે એ ત્યાગ નહોતો કર્યો. વનવાસ દરમિયાન પંચવટીમાં લક્ષ્મણ અને સીતાજી સાથે શ્રીરામચંદ્રે કેવા ઉત્તમ દિવસો વિતાવ્યા હતા! સીતાત્યાગ પછી એ જ પંચવટીના પુનર્દર્શને શ્રીરામચંદ્ર જ્યારે આવ્યા, ત્યારે એમને ભૂતકાળ સતાવી રહ્યો. સીતાજી સાથે ગાળેલા એ સમયની મીઠી સ્મૃતિઓ એમને દઝાડી રહી. માત્ર બે જ પાત્રો દ્વારા એ આખોયે પ્રસંગ રોચક રીતે અહીં નિરૂપાયો છે.

પાત્રો :

રામ : અયોધ્યાના મહારાજા
વાસંતી : એક વનવાસિની, સીતાની સખી
સ્થળ : ગોદાવરી તટ પર જનમાર્ગ
સમય : દિવસનો પહેલો પહોર

(આકાશમાંથી વિમાન ઊતરે છે. વિમાનમાં મહારાજા શ્રીરામચંદ્ર બેઠેલા નજરે પડે છે. ધીમેધીમે વિમાન પૃથ્વી પર આવે છે. રામ એમાંથી ઊતરે છે અને ચારે તરફ નજર કરે છે.)

રામ : આ એ જ સ્થાન છે—મારા જીવનનું સૌથી પુણ્યતીર્થ. યજ્ઞની દીક્ષા લેતા પહેલાં તીર્થસ્થાન કરવાનો ગુરુ વસિષ્ઠનો આદેશ છે. સઘળાં તીર્થોની યાત્રા કરી આવ્યો, છતાંયે અંતરની જ્વાળા પહેલાંની માફક જ પ્રજ્વળેલી છે. રોમેરોમ બળી રહ્યું છે. આ પાવન તીર્થમાં સ્નાન કર્યા વિના એમાંથી કદી મેં છૂટકારો મળવાનો છે? (આસપાસ ઘૂમતા) અહા! અહીંનું વાતાવરણ કેટલું શીતળ છે! કોઈ કપૂર અને ચંદન છાંટી રહ્યું હોય એવું લાગે છે—

[વાસંતી પ્રવેશ કરે છે.]

વાસંતી : મહાનુભાવ! આપ કોણ છો?

રામ : (નહિ સાંભળતા) ક્ષણભરમાં જ અહીં તો પ્રાણ શાંતિસુધાનો અનુભવ કરી રહ્યો છે.

વાસંતી : (વધારે નજીક આવીને) મહાનુભાવ! કોણ છો આપ?

રામ : (એને જોઈને) વાસંતી!

વાસંતી : (ચકિત થઈને) તમે તો મને ઓળખતા લાગો છો!

રામ : વાસંતી!

વાસંતી : આપનો અવાજ તો પરિચિત જેવો લાગે છે. આપ કોણ છો, દેવ?

રામ : તું જ કહે કે હું કોણ છું, વાસંતી?

વાસંતી : (વિચાર કરે છે) મહાનુભાવ! કાંઈ સ્મરણે નથી ચડતું! આપને ક્યાંક જોયા છે એ વાત સાચી.

રામ : હાય! વાસંતી! આજે તું મને પણ ઓળખી શકતી નથી? હું એટલો બદલાઈ ગયો છું!

વાસંતી : હું વિચાર કરું છું, મને ક્ષમા કરો, મહાનુભાવ!

રામ : નહિ વાસંતી! તું મને માફ કર. મેં તારો અપરાધ કર્યો છે. મેં તારી સાધ્વી સખીને કાઢી મૂકી છે જેનું નામ લઈને સંસાર પવિત્ર બને છે, એ દેવી પર મેં કલંક લગાડ્યું છે. તું મને ઓળખી શકી નથી એ ઠીક થયું છે. હું પાપી રામ એને જ યોગ્ય છું.

વાસંતી : (કેવળ છેલ્લા વાક્ય પર ધ્યાન આપી આશ્ચર્ય પામતાં) રામચંદ્ર-તમે રામચંદ્ર છો? મારી પ્રિય સખી સીતાના સ્વામી રામ તમે?

રામ : મને પાપીને એ દેવીના નામની સાથે ન સંભાર વાસંતી!

વાસંતી : (ન સાંભળતાં) અરે! ક્યાં ગયું તમારું એ દિવ્ય રૂપ? તમે તો જરા યે ઓળખાતા નથી. નથી એ કાંતિ, નથી એ શોભા, નથી એ બળ-આહ! તમારું શરીર તો એકદમ સુકાઈને સાંઠા જેવું થઈ ગયું છે!

રામ : એ કાંઈ જ નથી, વાસંતી! એ સઘળું મારા પાપના એકાદા અંશનું યે પ્રાયશ્ચિત્ત નથી.

વાસંતી : કેવું પાપ?-તમે કયું પાપ કર્યું છે?

રામ : તેં ધ્યાન નથી આપ્યું-તેં સાંભળ્યું નથી વાસંતી? મેં તારી સીતાનો ત્યાગ કર્યો છે!

વાસંતી : (સ્તબ્ધ બની) તમે શું કહો છો એ? સીતાનો ત્યાગ કર્યો છે? શ્રી અને શોભાની એ મૂર્તિનો ત્યાગ કર્યો છે?

રામ : હા.

[વાસંતી સ્તબ્ધ બની ઊભી રહે છે. એનાથી કાંઈ બોલાતું નથી.]

રામ : મૂગી કેમ ઊભી રહી વાસંતી? મારો તિરસ્કાર કર!

વાસંતી : તમે કહો છો કે તમે સીતાનો ત્યાગ કર્યો છે?

રામ : હા, હું જ એ કહું છું.

વાસંતી : કયા અપરાધને કારણે?

રામ : અયોધ્યાપતિ રામ એક અસતીને ઘરમાં કેમ રાખી શકે, બોલ?

વાસંતી : શું બોલ્યા? સીતા અસતી? સંસારમાં પવિત્રતાનો આદર્શ સ્થાપિત કરનારી સીતા અસતી?-નહિ, કદાપિ નહિ. તમને ભ્રમ થયો હશે, મહારાજ!

રામ : દેવી! તું સાચું કહી રહી છે.

વાસંતી : શું સાચું કહી રહી છું?

રામ : સીતા કદી યે અસતી ન હોઈ શકે, યજ્ઞધૂમ્રથી તે પવિત્ર છે.

વાસંતી : પરંતુ હમણાં તો તમે કંઈક જુદું જ કહી રહ્યા હતા!

રામ : વાસંતી, દેવી! તું નથી જાણતી. તું વનવાસિની, તપસ્વિની છે. તું ભોળી છે. રામનાં બે સ્વરૂપ છે, એ તું જાણી શકી હોત તો-

વાસંતી : એ શું બોલો છો, મહારાજ!

રામ : હું એ કહું છું કે મારાં બે સ્વરૂપ છે. એક સ્વરૂપમાં હું મહારાજ છું. બીજા સ્વરૂપે છું રામચંદ્ર. પહેલા સ્વરૂપમાં મેં સીતાને અસતી માની છે, કલંકિત માની છે. એનો ત્યાગ કર્યો છે. ઘનઘોર વનમાં, હિંસક પશુઓનો ભક્ષ બનવાને માટે મેં એને છોડી મૂકી છે. બીજે સ્વરૂપે હું એની આરાધના કરું છું. એને માટે રાતદિવસ રુદન કરું છું. સ્વપ્નમાં એને મળવા માટે તરફડી રહું છું. એની એકાદી ઝાંખી કરવા માટે હું મારા સર્વસ્વનો ત્યાગ કરી શકું છું. એના સ્મરણમાં શરીરના રક્તને મેં સૂકવી દીધું છે.

વાસંતી : મારાથી કંઈ જ નથી સમજાતું મહારાજ!

રામ : રાજાની પાસે હૈયું નથી હોતું: રાજદંડ હોય છે. એને આંખો નથી હોતી: કાન હોય છે.

વાસંતી : મારાથી એ નથી સમજાતું મહારાજ!

રામ : મહારાજના કર્તવ્યનું મેં પાલન કર્યું છે. પ્રજામાં અપવાદ ફેલાઈ રહ્યો હતો, કે સીતા પરપુરુષને ત્યાં રહી આવી

છે, છતાં સર્વવશી મહારાજ રામે એનો સ્વીકાર કર્યો છે? કેટલો મહાન અપવાદ હતો! કેટલું ભયાનક કલંક હતું! કોઈ પણ રાજવશી એ કેમ સહન કરી શકે?

વાસંતી: અને તમે એ બધા પર વિશ્વાસ રાખ્યો?

રામ: મેં નહિ, દેવી! મહારાજ રામે વિશ્વાસ રાખ્યો. મહારાજ પ્રજાની વાત પર અવિશ્વાસ કેમ આણી શકે?

વાસંતી: મહારાજ શું કોઈ અન્ય વ્યક્તિ છે? શું તમે અયોધ્યાના મહારાજ નથી?

રામ: મેં હમણાં જ નહોતું કહ્યું, કે મહારાજ થયા પછી મારાં બે સ્વરૂપ થઈ ગયાં છે. પ્રત્યેક બાબતનો નિર્ણય મારે મહારાજ પદની મર્યાદાનો ખ્યાલ રાખીને કરવો પડે છે. રામનો નિર્ણય એક વ્યક્તિનો નિર્ણય છે. એને ત્યાં કોઈ કાંઈ જ નથી પૂછતું, દેવી!

વાસંતી: ત્યારે વળી તમે કેવા મહારાજ છો? સત્ય હકીકત જાણવા છતાંયે સત્યનું સમર્થન કરી શકતા નથી!

રામ: હાય! હું એ બધું કેવી રીતે સમજાવું, દેવી, કે જનતાની ઇચ્છા સિવાય રાજાને પોતાનો કોઈ અભિપ્રાય નથી હોઈ શકતો.

વાસંતી: ત્યારે તો તમારી સ્થિતિ ખૂબ દયાજનક છે.

રામ: વાસંતી, તું મારા પર ગુસ્સો નથી કરતી? તારી નિર્દોષ સખીનો ત્યાગ કરવા છતાં યે–એ જાણીને પણ તું મારા તરફ ગુસ્સે નથી થતી?

વાસંતી: પહેલાં ક્ષોભની ભાવના જાગી હતી, પણ હવે તો એ પણ નથી રહી.

રામ: તને મારા પર જરા યે ક્રોધ નથી આવતો? તે મારો અપરાધ માફ કરી દીધો? બોલો, બોલો, દેવી!

વાસંતી: મારા મનમાં મહારાજની નિર્દોષતા પર દયા આવે છે. તમારા મુખ પરથી જણાઈ આવે છે, કે કેટલી જીવલેણ મનોવેદનાભર્યા તમે વિચરી રહ્યા છો!

રામ: વાસંતી, દેવી!

વાસંતી: મહારાજ, પ્રાયશ્ચિત્તની અંતર્જ્વાળાએ રજરજ કરીને તમને સૂકવી નાખ્યા છે.

રામ: મારાં પાપની ગુરુતા આગળ એ કાંઈ વિસાતમાં નથી, વાસંતી!

વાસંતી: મહારાજ, એ પાપ નથી.

રામ: શું કહ્યું વાસંતી? શું એ પાપ નથી? અરે! એ પાપ નથી? સીતાને કલંકિત કહેવી એ પાપ નથી?

વાસંતી: તમે જાણો છો કે સીતા પવિત્ર છે. લોક કહેણી પર વિશ્વાસ નથી રાખતા. તમારી ભૂલ માટે તમે દુઃખી રહો છો. તમે કેવળ રાજકીય કર્તવ્યનું પાલન કર્યું છે. તમે લાચાર હતા. સીતાની સાથેસાથે તમે તમારા હૃદયની શાંતિનો પણ ત્યાગ કર્યો છે. સીતાનો ત્યાગ કરીને ન્યાયદંડનો ખુદ તમારી પર જ પ્રહાર કર્યો છે, ત્યારે એને પાપ કહેવું યોગ્ય નથી.

રામ: તો પછી એને શું કહીશ, વાસંતી? એને રામનું પુણ્ય કહીશ? એને રાજધર્મ કહીશ? કહે, જે યોગ્ય લાગે તે કહે. શું આજે રામ અયોધ્યાનો રાજા છે? આજે એની સમક્ષ એના કૃત્યને પાપ કહેવાનું સાહસ કોણ કરશે? રાજકોપને વહોરવા કોણ તત્પર થશે? એક અબળાને ખાતર–જેનું અસ્તિત્વ કોણ જાણે દુનિયામાં છે કે નહિ–રાજાની નિંદા કરવાનું કોઈ નહિ ઇચ્છે.

વાસંતી: એમ ન બોલો મહારાજ!

વનવાસિની વાસંતીનું હૃદય બહારથી ઘવાયેલું નથી દેખાતું, એટલે એમ ન સમજતા કે તે સખી સીતાને માટે દુઃખી નથી. મૈથિલીના દુર્ભાગ્યને ખાતર મારું રોમેરોમ રડી રહ્યું છે. એ દેવીને ઘોર વિપત્તિમાં મૂકનાર માટે મારા અંતરનો જ્વાળામુખી અભિશાપોની વર્ષા વરસાવીને એને બાળીને ભસ્મ કરવા માગે છે–

**રામ :** એ નારકી તો એને જ લાયક છે, વાસંતી!

**વાસંતી :** પરંતુ—.

**રામ :** પરંતુ-બરંતુ કાંઈ નહિ વાસંતી! અભિશાપ આપ: એને ડામ. પરમાત્માને પ્રાર્થના કર કે જન્મજન્માંતર માટે એ પાપીની શાંતિ છીનવી લે.

**વાસંતી :** શા માટે નહિ મહારાજ? હું જાણું છું કે સખી જાનકીની સાથે કેટલો અનર્થ કરવામાં આવ્યો છે! કલ્પી શકાય નહિ, એવાં દુઃખોનો એને સામનો કરવો પડ્યો હશે: પરંતુ જ્યારે હું જોઉં છું, કે મહારાજે એને દંડ દઈને પોતાની જાતને જ સૌથી વધારે દંડ આપ્યો છે, ત્યારે હૃદયમાં તમારા તરફ સહાનુભૂતિ જાગે છે. ક્રોધ ગળી જાય છે. કરુણા ઊભરાઈ આવે છે, મને ખાતરી છે કે મારી સખી પણ તમને આવી દશામાં જોઈને રડી પડે, માફ કરે.

**રામ :** શું કહ્યું? સીતા મને માફ કરશે? સાચે જ વાસંતી, એ દેવી મને જરૂર ક્ષમા કરશે. એના પ્રતિ આથીયે વધારે અન્યાય કરું, તોપણ એ રજમાત્ર ગુસ્સો નહિ કરે!

**વાસંતી :** મહારાજ, મારી સખીના શીલસ્વભાવથી, આપ પરિચિત છો.

**રામ :** એમ ન કહે વાસંતી! સ્વાર્થી રામ શીલસ્વભાવની કદર જાણતો હોત. પ્રેમનું એની આગળ જરા જેટલુંયે મૂલ્ય હોત, તો તે સિંહાસનનો ત્યાગ કરી દેત; પરંતુ સીતાને કલંકિત કરીને કાઢી ન મૂકત. પ્રેમ કરતાં રામને યશ વધારે પ્રિય છે. એની દૃષ્ટિએ મર્યાદા, સીતા કરતાં અધિક સુંદરી છે.

**વાસંતી :** મેં સાંભળ્યું છે, કે અશ્વમેધ યજ્ઞમાં સહધર્મિણીના સ્થાને તમે મારી સખીની સુવર્ણપ્રતિમા બનાવરાવી છે–

[રામ મૌન રહે છે.]

**વાસંતી :** મૂગા કેમ ઊભા રહ્યા મહારાજ? એ શું આપના હૃદયનું યોગ્ય પ્રમાણ નથી? અને પ્રમાણની જરૂર પણ શી છે? આપનો ચહેરો પોકારીપોકારીને કહી રહ્યો છે, કે જાત પર કેટલા બધા અત્યાચાર કરીને તમે તમારી પ્રિયાને દૂર કરી છે.

**રામ :** બસ કર, વાસંતી! બસ કર. ઓહ! બસ, હવે એ વાતને તું સંભારીશ નહિ.

**વાસંતી :** (પ્રસંગ બદલવાની ઇચ્છાથી) મેં સાંભળ્યું છે કે તમે યજ્ઞની દીક્ષા લઈ રહ્યા છો, તો પછી અહીં જનસ્થાનમાં ક્યાંથી આવી ચઢ્યા?

**રામ :** જનસ્થાનમાં આવ્યા સિવાય શું રામનો યજ્ઞ કદીયે પૂર્ણ થઈ શકે ખરો?

**વાસંતી :** તમે એકલા જ આવ્યા છો? કુમાર લક્ષ્મણને સાથે નથી લાવ્યા?

**રામ :** એકલો જ આવ્યો છું; પરંતુ મારી વાતનો ઉત્તર તો આપ, વાસંતી.

**વાસંતી :** કઈ વાતનો?

**રામ :** એ જ કે ગોદાવરીના તટ પર જનસ્થાન અને પંચવટીનાં દર્શન કર્યા વિના શું રામનો કોઈ પણ યજ્ઞ પૂરો થાય ખરો? એ બંને રામના જીવનનાં સૌથી

મહામ પુણ્યતીર્થ છે, જ્યાં પ્રિયા જાનકીની સાથે જીવનનાં સૌથી સુંદર વર્ષો વિતાવ્યાં હતાં. તને યાદ છે ને વાસંતી, એ દિવસો, જ્યારે અહીં ક્યાંક આટલામાં જ મૈથિલી નિજ હાથે મગબાળને હરિયાળું ઘાસ ખવરાવતી હતી, ગોદાવરીમાંથી જળ લાવીલાવીને પોતાનાં વાવેલાં છોડવાઓને સીંચતી હતી, વનફૂલોની માળાઓ ગૂંથી-ગૂંથીને મને પહેરાવતી હતી. કહે, એ બધું યાદ છે કે ભૂલી ગઈ?

[ વાસંતી રડી પડે છે ]

રામ: રડીશ નહિ, વાસંતી! ધીરજ રાખ અને મને સહાય કર. યજ્ઞની દીક્ષા લેવાનું મુહૂર્ત પાસે છે. તારી મદદથી જ હું જન્મસ્થાન અને પંચવટીનાં દર્શન કરવા ઇચ્છું છું. હું અશક્ત બની ગયો છું, અશાંત બની ગયો છું. મને દોરીને લઈ ચાલ, વાસંતી!

વાસંતી (આંસુ લૂછીને) ચાલો મહારાજ!

[ રામને હાથનો ટેકો આપે છે અને બને ધીમેધીમે જાય છે ]

દૃશ્ય બીજું

રામ: વાસંતી, કેટલાંયે વર્ષો વીતી ગયાં, છતાંયે હજુ કાલની વાત હોય એમ લાગે છે. જાણે હમણાં જ સીતા કોઈ લતામંડપમાંથી નીકળીને બહાર આવવાની ન હોય! .

વાસંતી: સખી સીતાની સાથે જે જે સ્થળો તમે ઘૂમી ચૂક્યા છો એની સ્મૃતિ જાગે એ સ્વાભાવિક છે.

રામ: જ્યારે એનું નામ માત્ર બાકી રહી ગયું છે, ત્યારેય એ અહીં આસપાસમાં ક્યાંક છુપાઈ રહી હશે એવું લાગે છે. એ અહીં નથી એ જાણવા છતાંયે હૃદયમાં થાય છે, કે કુંજોની છાયામાંથી જાણે હું એને ખોળી લાવું.

વાસંતી: (ચાલતાંચાલતાં એક લતાગૃહ દાખવીને) જુઓ મહારાજ આ એ જ લતાગૃહ જ્યાં લાંબા સમય સુધી બેસીને તમે મારી સખીની પ્રતીક્ષા કરી હતી.

રામ: અને તે ગોદાવરીમાંથી જઈ લેવા ગઈ હતી.

વાસંતી: હા, હા.

રામ: પરંતુ ઊડતા હંસને જોવામાં એટલી તલ્લીન થઈ ગઈ હતી, કે હું તેની પ્રતીક્ષા કરી રહ્યો હતો એ વાત જ તે ભૂલી ગઈ હતી ને પાછી ફરી ત્યારે અપરાધિનીની માફક હાથ જોડીને મારી સન્મુખ ઊભી રહી હતી.

વાસંતી: અને એ જોઈને તમે હસી પડ્યા હતા મહારાજ! એ વેળાએ તમારું દંડવિધાન કોઈ બીજા જ પ્રકારનું હતું.

રામ: એ પ્રસંગને ફરીથી ના ઉખેળ, વાસંતી!

વાસંતી: (થોડે આગળ જઈને) લો મહારાજ! જુઓ સામે પંચવટી છે.

રામ: વાસંતી! દેવિ! પ્રિયા જાનકીને એ સ્થળ કેટલું પ્રિય હતું, એ તો તું જાણે છે ને? વૈદેહીની સાથે અહીં ઊભા રહીને પહેલવહેલાં મેં ભગવતી ગોદાવરીનાં દર્શન કર્યાં હતાં એ દિવસ કેવો ધન્ય હતો! આજે હું એકલો છું!

(આંખમાં આંસુ ભરાઈ આવે છે)

વાસંતી: ફરીથી એક દિવસ તમે મારી સખીની સાથે અહીં આવશો, મહારાજ!

રામ: વાસંતી! શું સાચે જ એવો દિવસ આ જીવનમાં ફરીથી આવશે ખરો?

વાસંતી: આવવો તો જોઈએ, મહારાજ!

# સંત ફ્રાંસિસ

લેખક:
શ્રી. રામનારાયણ ના. પાઠક

આ કથા મોકલતાં લેખકે તંત્રી ઉપર મિત્રભાવે એક પત્ર લખ્યો છે, તેમાં લખેલી આ લીટીઓ અહીં નોંધવાની લાલચ રોકી શકાતી નથી. તેઓ લખે છે: "'સંત ફ્રાંસિસ' કાલે રાત્રે પૂરું કર્યું. બોધિસત્વનું આજે શરૂ કર્યું છે. બંને તા. ૨૫મીએ મુંબઈ આવવાનો છું, ત્યારે લેતો આવીશ. તમે મને આ કામ સોંપ્યું તે બદલ ખરેખર મારે તમારો આભાર માનવો જોઈએ. આ કામથી તમે મને આર્થિક સહાય કરી છે તે માટે નહિ, તમારા સંપાદન નીચે ચાલનારા માસિકમાં મારી વાર્તા છપાવીને પ્રસિદ્ધિ આપશો એ ખાતર નહિ, પણ જે પ્રકારની કથાઓ આ છે તે મનને અપૂર્વ શાંતિ આપનારી છે, તે બદલ તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. મારા મોટાભાઈના અચાનક જવાથી મનને જે ભારે આઘાત લાગેલો, તેને હળવો કરવામાં સંત ફ્રાંસિસનું જીવન ઔષધિરૂપ નીવડેલું છે. સ્વ. મહાદેવભાઈ જેવા ભક્તને હાથે લખાયેલી એ પુસ્તિકા (સંતફ્રાંસિસ) આત્માને ઓળખાવનારી છે. આપણા સમાજને આજની ઘડીએ જેવા આગેવાનો જોઈએ છે, તેવા અગ્રણીઓ પેદા કરવાની શક્તિ ધરાવનારી એ કથા છે. અસ્તુ."

"એક મોટા કાપડિયાનો દીકરો, રંગીલો લડવૈયો સિપાહી, અંતે બધું છોડી પ્રભુને નામે ભિખારી સંન્યાસી કેમ બન્યો, અને માણસ કે પશુપક્ષી બધાં પર પ્રેમ કરી, ત્યજાએલાંઓને અપનાવી, પતિત સમાજમાં ધર્મતેજ કેમ પાછું આણી શક્યો, એની આ એક ટૂંકી કથા છે. આ ભગવદ્ભક્ત સંન્યાસી આપણા દેશનો નથી અથવા આપણા ધર્મનો નથી એ વસ્તુ તરફ ધ્યાન સરખું જતું નથી. પૂર્વ શું અને પશ્ચિમ શું, બધે ધાર્મિકતા તો એક જ વસ્તુ છે. આજે યુરોપનો જીવનપ્રવાહ આપણા જીવનપ્રવાહથી જુદો પડે છે, એ ઉપરથી એમ માનવાનું કારણ નથી કે હમેશ એમ જ હતું. યુરોપમાં જે ફેરફાર થયો છે તે આ બસો વરસની અંદરનો જ છે. તે પહેલાંની યુરોપની ધર્મભાવના અને આપણી ધર્મભાવના વચ્ચે ઘણું સામ્ય હતું. આપણે તો જાણીએ છીએ કે બધા પ્રતિષ્ઠિત ધર્મો એક જ ધાર્મિકતાની જુદીજુદી શાખાઓ છે. કોઈ મહાવૃક્ષની મોટીમોટી શાખાઓ ભલે ભિન્નભિન્ન દિશાએ જતી દેખાય; પણ એ બધી શાખાઓમાં જીવનરસ તો એક જ હોય છે; એ બધી શાખાઓ એક જ પ્રકાશની ઉપાસના કરે છે અને એ બધાંનું જીવનકાર્ય પણ એક જ હોય છે. આ સૃષ્ટિની રચના જ એવી છે, કે કોઈ પણ બે વસ્તુમાં અમુક સરખાપણું પણ હોય છે અને અમુક ભેદ પણ હોય છે. ભેદ તરફ તરત ધ્યાન જાય છે. અનેકવાર ભેદ ઠકે છે અને તેથી એ ભેદ જ સત્યરૂપ દેખાય છે. એ ભેદ જ વસ્તુનું પરમ રહસ્ય મનાય છે: પણ ખરેખર એવું નથી. આપણને જુદાં પાડનાર તત્ત્વો કરતાં આપણને એકઠાં આણનાર–એક બનાવનાર–તત્ત્વો વધારે સૂક્ષ્મ, વધારે સમર્થ અને વધારે સ્થાયી હોય છે."

કાકાસાહેબ કાલેલકર

સને ૧૧૮૨માં ઇટલિના એસાઇઝી શહેરમાં બર્નાર્ડોન નામના એક કાપડિયાને ત્યાં આ સંતનો જન્મ થયો હતો. જન્મ વખતે બર્નાર્ડોન ફ્રાંસમાં હતો તેથી પુત્રનું નામ ફ્રાંસિસ પાડ્યું. પૈસેટકે સુખી એવાં માબાપને ઘેર ફ્રાંસિસ લાડકોડમાં ઊછર્યો. જુવાનીમાં આવતાં ફ્રાંસિસ મોજમજા અને વિલાસ તરફ ઢળ્યો. પૈસાદાર બાપનો દીકરો એટલે કેટલાય જુવાનિયા એની ફરતા ફરી વળ્યા. ફ્રાંસિસ લહેરીલાલાનો સરદાર મનાતો. સારાં સારાં કપડાં પહેરવાં, ગાનતાન કરવાં અને મોજમજા ઉડાવવી એ રીતે એનું જીવન ચાલ્યું.

પણ મૂળ જીવ ઊંચી ભૂમિકાનો એટલે એ વિલાસવૈભવમાંયે એ ગરીબોને ભૂલતો ન હતો.

એકવાર ફ્રાંસિસ પોતાના બાપની પેઢી ઉપર બીજા વેપારી સાથે મખમલનો સોદો કરતો હતો. બન્ને વેપારી એકધ્યાનથી વાટાઘાટ કરી રહ્યા હતા. એવામાં એક ભિખારીએ આવીને હાથ લંબાવ્યો. એમાંથી એકેય વેપારીનું ધ્યાન ન હતું. પેલાએ જરા મોટેથી બૂમ પાડી. 'એ શેઠ, આ ગરીબની સામે જરા તો દયા બતાવો!' એકચિત્તે વેપારની વાત ચાલતી હતી, તેમાં વિક્ષેપ પડતાં બન્ને જણ ધગી ઊઠ્યા અને પેલા ભિખારીને ધુત્કારી કાઢ્યો. લેવડદેવડ થઈ ગયા પછી ફ્રાંસિસે ચારેકોર જોયું તો પેલા ભિખારીને ન દીઠો. એના મનમાં એકદમ વિચાર આવ્યો: 'ધનની લાલસામાં મેં આંગણે આવેલા ગરીબ માણસને હાંકી કાઢ્યો. શું એ ગરીબ માણસ કરતાં પેલો સોદાગર વધારે મોટો?' આમ વિચાર આવતાં એ એકદમ ઊઠી ઊભો થયો. મખમલના તાકા પડ્યા રહ્યા ને તેણે પેલા ભિખારીની પાછળ દોટ મૂકી. જોતજોતામાં એને પકડી પાડ્યો ભિખારીને જોતાં જ ફ્રાંસિસ એને ભેટી પડ્યો અને 'મને માફ કરજો મેં લક્ષ્મીના મદમાં અંધ બનીને તમારી સામે ન જોયું.' આમ કહી પોતાના ખીસામાંથી પૈસા કાઢી ભિખારીના ગજવા ભર્યાં, અને એ જ વખતે મન સાથે ગાંઠ વાળી કે 'હવેથી કદી આંગણે આવેલ દીનદુખીને તરછોડીશ નહિ.' એ પ્રતિજ્ઞા જીવનભર એણે પાળી

ફ્રાંસિસ વીસેક વર્ષનો થયો, તે વખતે ઇટલિનાં બે શહેર એસાઇઝી અને પેરૂજિયા વચ્ચે ઝઘડો થયો. એસાઇઝીના શહેરીઓએ કેટલાક આપખુદ અમીરોને ગામ બહાર કાઢી મૂકેલા, તેમની વહારે ચડીને પેરૂજિયાવાળાઓએ એસાઈઝી ઉપર ચડાઈ કરી ફ્રાંસિસ બહાદુર લડવૈયો હતો. પોતાના શહેરના રક્ષણ માટે એણે હથિયાર બાંધ્યાં અને પોતાની ટુકડી સાથે લડવા ચાલ્યો. રણમેદાન ઉપર ફ્રાંસિસની ટુકડી કેદ પકડાઈ

એસાઈઝીના જુવાનોને એક મોટા કેદખાનામાં પૂરવામાં આવ્યા એમાં બધા જુવાનોએ સંપ કરીને એક કેદીને સૌથી નોખો કાઢ્યો, એની સાથે અબોલા લીધા, એનો બહિષ્કાર કર્યો. સૌ એને ફિટકાર આપીને કહેવા લાગ્યા: 'તારે લીધે જ એસાઈઝીની હાર થઈ તું બેવફા ન નીવડ્યો હોત, ખરે વખતે ઢીલો ન પડ્યો હોત, તો એસાઈઝીની જરૂર જીત થાત' એ તરછોડાયેલો જુવાન બિચારો ગરીબડું, ઉદાસ, દીન મોં કરી એકલો અટૂલો એક ખૂણામાં જઈને પડ્યો. એની દશા જોઈને ફ્રાંસિસનું દિલ પીગળ્યું.

એની પાસે જઈને એને પ્રેમથી પોતાની સોડમાં લેતાં એણે કહ્યું: 'બીજા ભલે ગમે તેમ બોલે, કોઈ ભલે તારી સાથે ન બોલે, હું તારી સાથે છું; તું જરાય ગભરાઈશ નહિ.' આમ કહી ફ્રાંસિસે પોતાની પથારી એની પાસે કરી. બન્ને સાથે જમે, સાથે સૂએ, સાથે જ ભગવાનનું ભજન કરે. આમ દુનિયાથી તજાયેલાને પોતાની છાતીએ ચાંપવાનું કામ ફ્રાંસિસે જેલમાંથી શરુ કર્યું. એક વર્ષ સુધી ફ્રાંસિસ જેલમાં રહ્યો. તે દરમિયાન બીજા પણ કેટલાક જુવાનો એની સાથે ભળ્યા અને પેલા તજાયેલા જુવાન ઉપરનો સૌનો રોષ તો ઓછો જ થઈ ગયો.

એક વર્ષ યુદ્ધ ચાલ્યા પછી સુલેહ થઈ. ફ્રાંસિસ છૂટીને ઘેર આવ્યો. ફરી એકવાર લડવાનો પ્રસંગ આવતાં એ ઘોડેસવાર થઈ, હથિયાર પડિયાર બાંધી ચાલી નીકળ્યો. રસ્તે જતાં એ એકાએક બીમાર પડ્યો. માંદગીમાં એને કોઈ અગમ્ય વાણી સંભળાઈ: 'પાછો ફર, તારે માટે એ લોહિયાળો માર્ગ નથી!' ફ્રાંસિસ અપકીર્તિનો ભય છોડી ઘેર પાછો ફર્યો. ઘેર આવીને એ ઊંડા વિચારમાં પડ્યો અને આ દેહ શા વાસ્તે મળ્યો છે, મનુષ્યજીવનનો હેતુ શો છે એનો વિચાર કરવા લાગ્યો. જૂના રંગીલા દોસ્તો તો એની ફરતા વીંટળાયેલા જ હતા; પણ એ વખતે એક મિત્ર એવો મળ્યો, જેની આગળ ફ્રાંસિસે પોતાના દિલની વરાળ ઠાલવી. એ હૈયું હળવું કરવા લાગ્યો. પછી તો ફ્રાંસિસ બીજા દોસ્તોથી અળગો થઈ એ મિત્ર સાથે વારંવાર એકાંતમાં જઈ માનવજીવન વિષે અત્યંત ગંભીરપણે વિચારો કરવા લાગ્યો.

એકવાર ફ્રાંસિસના આ એકાંતિક જીવનનો પરચો એના પેલા ઈશ્કી મિત્રોને પણ મળી ગયો. એક દિવસ ફ્રાંસિસે પોતાના દિલોજાન દોસ્તોને ખાણા માટે નોતર્યા. યુરોપના રિવાજ મુજબ ખાણા પછી સૌ દારૂ પીને નાચરંગમાં મશગૂલ બન્યા. ફ્રાંસિસને એક સિંહાસન ઉપર બેસાડી એના માથા ઉપર મુગટ પહેરાવ્યો અને સૌ ખડખડાટ હસી પડ્યા. ફરી દારૂના બાટલાના બૂચ ખૂલ્યા અને નાચારંભ શરૂ થયો. ઘેનમાં ચકચૂર બનીને મિત્રો નાચતા-કૂદતા ઘડીવાર મસ્ત બન્યા; પણ જરાક જાગીને જુએ તો એમનો રાજા સિંહાસન ઉપર ન મળે! એકદમ નાચગાન થંભી ગયાં. શોધાશોધ થવા લાગી. આખરે એક ખૂણામાં શાંતિથી વિચારમગ્ન દશામાં ફ્રાંસિસને બેઠેલો તેઓએ જોયો અને સૌ બૂમ પાડી ઊઠ્યા: 'આપણે ત્યાં શોધીએ છીએ ને સાઈસાહેબ તો અહીં અદબ વાળીને બેઠા છે.' આમ કહી સૌ વીંટળાઈ વળ્યા. એક જણે ઉતાવળે સાદે પૂછ્યું: 'તને થયું છે શું ફ્રાંસિસ?'

'અરે થાય શું?' બીજો એક મિત્ર વચ્ચે બોલી ઊઠ્યો: 'એને હવે બૈરી લાવવી છે.'

'ખરી વાત.' ફ્રાંસિસના ચહેરા પર આછું હાસ્ય ફરક્યું. એ ગંભીરપણે બોલ્યો: 'તમારી કલ્પનામાં ન આવે એવી રૂપાળી ને શ્રીમંત સ્ત્રી મારે લાવવી છે.'

પેલા દોસ્તો મજાક સમજ્યા નહીં; પણ ફ્રાંસિસના શબ્દોમાં સંપૂર્ણ ગાંભીર્ય હતું. એ સંસારથી વિમુખ બન્યો હતો.

ધીમેધીમે એનું મન વેપારરોજગારના કામમાંથી ઊઠવા લાગ્યું. એકવાર એ રોમની યાત્રાએ ગયો. આપણે ત્યાં

કાશીમાં જેમ જાત્રાળુઓ ફરતા ભિખારીઓ વીંટળાઈ વળે છે તેમ રામમાં જાત્રાળુને ભિખારીઓ ફરી વળતા અને જાત્રાળુઓ ભિખારીઓનાં ટોળાથી ત્રાસી જતા પણ ફ્રાંસિસને એ ભિખારીઓના ટોળાં જોઈને જુદો જ વિચાર આવ્યો 'આ લોકો ગરીબ છે જાત્રાળુની પાછળ હાથ લાંબો કરીને કરગરતા હડધૂત થતા રાખડ્યા જાય છે એમને કેવી લાગણી થતી હશે? એ લાગણીનો જાતે અનુભવ કરવો જોઈએ ' એવો વિચાર આવતાં જ એ સેંટ પીટરના દેવળ પાસે ગયો અને ત્યાં ભિખારીઓની હાર લાગી હતી, તેમાંના એકને કહ્યું 'તારો કોટ, તારું ફાટલું ખમીસ, તૂટલી ટોપી અને લઘરા જેવી પાટલૂન મને આપ અને આ મારાં કપડાં તું પહેર તારો હું આભાર માનીશ '

પેલો ભિખારી તો બાઘોભેર જોઈ જ રહ્યો, પણ ફ્રાંસિસ ખરેખર કોટખમીસ ઉતારવા લાગ્યો, ત્યારે એણે પોતાનાં ચીંથરેહાલ કપડાં કાઢી આપ્યાં અને ફ્રાંસિસનો કીમતી પોશાક પહેરીને એની સામે આભારભરી નજરે જોઈ રહ્યો ફ્રાંસિસ તો તરત ભિખારીઓના ટોળામાં પેસી જઈને જાત્રાળુ સામે લાંબો હાથ કરીને ભીખ માગવા લાગ્યો પોતે ગરીબોની લાગણીને સ્વાનુભવથી સમજી શક્યો, એથી ફ્રાંસિસને અપાર આનંદ થયો

થોડા વખત પછી એક બીજો પ્રસંગ બન્યો, જેને લીધે ફ્રાંસિસના જીવનમાં એકદમ પલટો આવ્યો એકવાર ઘોડેસવાર થઈને એ બહારગામ જતો હતો તેવામાં દૂરથી એને કોઈક આવતું જણાયું નજીક આવતાં જ એને જોઈને ફ્રાંસિસ ચમક્યો મલબારકાંઠાના બ્રાહ્મણો અછૂત નાયકાઓને જોઈને ભડકે તેમ ભડક્યો— એ માણસ રક્તપિત્તિયો હતો એ જમાનામાં રક્તપિત્તનો રોગ ભયંકર ગણાતો એ રોગીના પડછાયાથી પણ લોકો ડરતા ફ્રાંસિસ પણ એને જોતાં જ બી ખાઈ ગયો અને ઘોડો તારવીને એ આગળ ચાલ્યો

પણ ઘોડો આગળ જતો હતો, તેના કરતાં અનેકગણા વેગથી ફ્રાંસિસનું અંતર પાછળ ખેંચાઈ રહ્યું હતું પોતે મોટો શૂરો લડવૈયો, ભયાનક જોખમો સામે છાતી કાઢીને ઝૂઝનાર એક રોગીથી ડરીને ભાગે? એ વિચાર એના હૃદયમાં ડંખવા લાગ્યો સાચી વાતને તરત જ આચરણમાં ઉતારનાર ફ્રાંસિસ તરત જ પાછો ફર્યો ઘોડો દોડાવતો એની નજીક આવી પહોંચ્યો કૂદીને નીચે ઊતર્યો અને દોડીને એને ભેટી પડ્યો એના હાથને ચુંબન કર્યું પોતાની પાસે હતા એટલા પૈસા એને આપી દીધા અને પછી પોતાના મનની બીક ઉપર આવો સારો વિજય અપાવવા બદલ પરમેશ્વરનો પાડ માનતો એ ઘોડે બેસીને ચાલી નીકળ્યો

પણ આટલાથી ફ્રાંસિસને સંતોષ ન વળ્યો એ રક્તપિત્તિયાની ઇસ્પિતાલમાં ગયો ઓરડેઓરડે અને ખાટલેખાટલે ફરી એણે રોગીઓની ખબરઅંતર પૂછી, સૌની સાથે પ્રેમથી વાતો કરી અને તે દિવસથી આ ભયાનક રોગનો ભોગ થઈ પડેલાઓની સેવા કરવાનું તેણે વ્રત લીધું

*

એસીઝીમાં સંત ડેમિયનનું એક પુરાણું દેવળ હતું આ દેવળમાં ફ્રાંસિસ અનેકવાર પ્રાર્થના કરવા જતો એકવાર પ્રાર્થના વખતે જાણે એને અંતરનો અવાજ સંભળાયો 'ફ્રાંસિસ, તું જોતો નથી? મોટું ઘર સાવ ખંડિયેર થઈ ગયું છે એ તારે સમરાવવાનું છે'

આ અવાજ સાંભળતાંજ ફ્રાંસિસે દેવળની મરામત કરાવવાનો નિર્ણય કર્યો. પણ પૈસા ક્યાંથી કાઢવા? એની નજર સૌ પહેલી બાપના ગલ્લા ઉપર પડી. પણ પિતાને પૂછવાની હિંમત ચાલતી ન હતી. એનો બાપ ફ્રાંસિસને રંગરાગમાં ઉડાવવા ગમે તેટલા પૈસા આપવા તૈયાર હતો, પોતાનો દીકરો રેશમી કપડાં પહેરી, ફાંકડો થઈને ફરે એમાં એને અમીરાની મોટપ મળતી હતી; પણ ગરીબોની માફક ચીંથરેહાલ ભટકતો અને ગરીબોને પૈસા વહેંચી દેતો ફ્રાંસિસ એને દુશ્મન જેવો લાગતો. બર્નાર્ડોનના કુળાભિમાન ઉપર ફ્રાંસિસના આવા વર્તનથી ભારે ફટકો પડતો હતો.

દુકાનમાંથી પૈસા લેતાં પહેલાં ફ્રાંસિસને થયું, કે 'મારી પાસે આ ઉમદા ઘોડો છે, એ વેચું તો મને સારા પૈસા ઊપજે' આમ વિચાર કરી એણે ઘોડો વેચી માર્યો; પણ મંદિરના જીર્ણોદ્ધાર માટે એટલી રકમ પૂરતી ન હતી. એટલે એણે દુકાન તરફ નજર નાંખી. કાપડની થોડી ગાંસડી લઈને ઈશ્વરાર્પણ બુદ્ધિથી વેચી દીધી અને પૈસા લઈને સીધો દેવળના પાદરી પાસે પહોંચ્યો. પાદરીના હાથમાં નાણું મૂકીને તે બોલ્યો: 'આમાંથી દેવળની મરામત શરૂ કરાવો.'

પણ પાદરીને વિમાસણ થઈ. બાપ-દીકરા વચ્ચે આથી મોટો ઝઘડો થવાનો, એ ડરના માર્યા એણે પૈસા લેવાની ના પાડી. હવે શું કરવું? હાથીના દંતૂશળ પાછા તો નજ પેસે. ફ્રાંસિસ દેવળની એક બારીમાં પૈસા નાંખીને ભાગી ગયો.

બાપથી ડરીને ફ્રાંસિસ કેટલાક દિવસ તો સંતાતો ફર્યો, પણ પછી એને વિચાર આવ્યો: 'ઈશ્વરની સેવા કરનારને દુનિયાનો ડર રાખવો કેમ પાલવે?' આમ વિચાર આવતાં એ બહાર પડ્યો અને પિતાની આગળ હાજર થયો. ચીંથરેહાલ, ભૂત જેવો બિહામણો લાગતો ફ્રાંસિસ ઘેર ગયો, ત્યારે છોકરાંઓ 'ગાંડો, ગાંડો' કરીને બૂમો પાડવા લાગ્યાં. છોકરાંઓએ કાંકરા માર્યા, કાદવ ફેંક્યો અને બૂમરાણ મચાવ્યું.

પોતાના લાડકવાયા દીકરાના આ હાલ જોઈને બાપના ક્રોધનો પાર ન રહ્યો. એણે ફ્રાંસિસને પકડીને એક અંધારી કોટડીમાં પૂરી દીધો. ફ્રાંસિસનું અપરિગ્રહવ્રત છોડાવવાના બાપે અનેક ઉપાય લીધા પણ એ કારગત ન આવ્યા. ફ્રાંસિસની સમજ વધારે ને વધારે સ્પષ્ટ થતી જતી હતી. ગરીબો સાથેના સાચા અનુસંધાનમાં જ એને ભગવાનનાં દર્શન થતાં હતાં. દીવા જેવી ચોખ્ખી વાતને એ માર, બીક કે અંધારિયાના ત્રાસથી કેમ છોડે? એક દિવસ બર્નાર્ડોન બહારગામ ગયો હતો. એ વખતે એની માતાએ ધીમે રહીને કોટડી ઉઘાડી અને વાત્સલ્યપૂર્ણ અવાજે કહ્યું: 'બેટા, બહાર નીકળ. જો હવે આવાં તોફાન ન કરીશ. ચાલ નાહી લે, ને આ સારાં કપડાં પહેરી દુકાને જા.'

પણ આવી સાંસારિક વાતો સાંભળવાને ફ્રાંસિસ પાસે કાન ન હતા. એનું મન તો અંતરનાં ઊંડાણમાં ઊતરી ગયું હતું. એ તો ઓરડીમાંથી છૂટ્યો તેવો સીધો પેલા દેવળમાં પહોંચ્યો અને એને સમરાવવાની યોજના કરવા લાગ્યો.

બર્નાર્ડોન ગામથી આવ્યો. એને ખબર પડી તેવો સ્ત્રી ઉપર ખિજાયો અને સીધો ડેમિયનના દેવળે ગયો. ફ્રાંસિસ આટલા

પર બેઠો હતો, એને હાક મારી કહ્યું 'નીકળી જા આ ગામમાંથી, મારી આબરુ ઉપર પાણી ફેરવવા બેઠો છે, જા નહિતર આ વખતે તને જીવતો રહેવા દેવાનો નથી.' ફ્રાંસિસે શાંતિથી જવાબ આપ્યો 'હું હવે ઈશુનો દાસ બન્યો છું. એના સિવાય કોઈની આજ્ઞા હું ન માનું !' આવો જવાબ સાભળીને બાપ વધારે ચિડાયો. એણે બરાડો પાડ્યો: 'એક તો દુકાનમાંથી પૈસા ચોરી ગયો ને પાછો ઈશુનું નામ લે છે?'

ફ્રાંસિસ આ સાંભળીને ઊભો થયો અને દેવળના ગોખલા પડેલા પૈસા સામે આંગળી ચીંધીને બોલ્યો: 'આ રહ્યા તમારા પૈસા. લઈ જાઓ !'

બર્નાર્ડોને તરત પૈસા લઈ લીધા. એને પૈસો પરમેશ્વર હતો એટલે કંઈક નિરાંત વળી અને ઘેર આવ્યો. ફ્રાંસિસ હવે હાથથી ગયો છે એમ માની એને ન–વારસ ઠરાવવા બિશપ પાસે હાજર થવાનો હુકમ કઢાવ્યો બિશપે ફ્રાંસિસને કહ્યું. 'તારા પિતાની બધી મિલકત એમને સોંપી દે એટલે રોજનો કંકાસ પતી જાય '

આટલો હુકમ સાભળતા જ ફ્રાંસિસ એક ઓરડામા જઈ બધા કપડા ઉતારી સાવ દિગબર બન્યો અને બિશપ આગળ હાજર થયો. કચેરી સાભળે તેમ બોલ્યો

"કૃપા કરીને સૌ સાંભળો. આજ સુધી હું બર્નાર્ડોનો પુત્ર હતો. હવે હું ઈશ્વરનો દાસ થયો છું. મારી પાસે પૈસા છે તે જ નહિ, મારી પાસે મારા પિતાનું જે કંઈ છે, તે તેને સોંપુ છું. આ કપડાંની મને જરૂર નથી. એ બધાંનો હું આજે ત્યાગ કરું છું. આજથી પરમેશ્વર જ મારો પિતા છે."

બિશપ તો આભો બનીને જોઈ જ રહ્યો ! આ યુવાનની તેજસ્વી વાણી અને ભવ્ય નિર્ણય આગળ એનુ અતર નમ્યુ બિશપે એક પહેરવાનું કપડ આપ્યુ તે લઈને ફ્રાંસિસ ત્યાંથી ચાલી નીકળ્યો.

કડકડતી ઠડી હતી, બરફ પડતો હતો, છતા પાસેના એક જગલમાં આસપાસના પ્રદેશને ઉલ્લાસમય ગાનથી ગજવી મૂકતો એ ચાલ્યો કબીરની જેમ એણે ગાયું હશે:

મન લાગો મેરો યાર ફકીરીમેં–

અથવા મીરાની પેઠે એ પોકારી ઊઠ્યો હશે:

માતા છોડી, પિતા છોડ્યા,
છોડ્યાં સગાં સોઈ,
છોડ દઈ કુલકી કાન,
ક્યા કરેગા કોઈ?
મેરે તો ગિરિધર ગોપાળ,
દૂસરા ન કોઈ.

એ વખતની સંત ફ્રાંસિસની મનોદશાનો ખ્યાલ મહારાષ્ટ્રીય સત અમૃતરાયના એક ભજનમા હૂબહૂ રીતે આપણને જોવા મળે છે

અશાશ્વત સગ્રહ કોણ કરી ?
કોણ કરી ઘર સોંપે માડ્યા
ઝોપડી હેચી બરી—અશાશ્વત૦
ચિરગુટ ચિંધ્યા લેઉં નિ કંથા,
ગોદડી હેચી બરી—અશાશ્વત૦
નિત્ય નવેં જે દેઈલ માધવ,
ભક્ષું તેચિ ધરી—અશાશ્વત૦
અમૃત મ્હણે મજ ભિક્ષા ડોહળે,
ચેતિ અશા લહરી—અશાશ્વત૦

ક્ષણભગુર દુન્યવી વસ્તુઓનો સંગ્રહ કોણ કરે? ઘરબાર, ઓશરીઓ, અટારીઓ, એ બધો પથારો કોણ કરે? ઝૂંપડી જ ભલી. લૂગડાની ચીંદરડીઓ સાધીસીવીને કરેલી કંથાગોદડી જ આપણી તો ભલી. સાંજનું સાંજે ને સવારનું સવારે એમ રોજ હીડીને

પ્રભુ જે કંઈ આપ્યા કરે તે જ ઘરમાં રહીને ખાવું ભલું. અમૃતરાય કહે છે કે સિક્ષાના આવા કૈંક દોહદની અને લહેરો થઈ આવે છે.

ફ્રાંસિસ તો રંગીલો હતો. એને જેમજેમ દુઃખ પડતું તેમ તેમ એના આનંદઉલ્લાસ વધતા જતા હતા. સંસારનાં બંધનોથી મુક્ત થઈને એ આખું જંગલ સાંભળે તેમ ગાવામાં મસ્ત બન્યો. ફ્રાંસિસનો અવાજ સાંભળીને જંગલમાં સંતાઈ બેઠેલા ચોર દોડી આવ્યા અને ફ્રાંસિસ ફરતા ફરી વળ્યા. 'ખબરદાર એક ડગલું ભર્યું છે તો. જે હોય તે આપી દે.'

ફ્રાંસિસે ચોરોની સામે હાથ લાંબા કરી ગીતની લહેરમાં જ જવાબ આપ્યો: 'ભાઈઓ, હું તો ભગવાનનો ભાટ છું. મારી પાસે ઈશ્વરનાં ગુણગાન સિવાય બીજું કશું નથી.' ચોરોએ એક બીજા સામે જોયું. કોઈ ગાંડો લાગે છે એમ વિચારી બિચારે આપેલું કપડું ખેંચી લીધું અને ફ્રાંસિસને બરફના એક ખાડામાં નાખી તેઓ નાસી ગયા.

એ ખાડામાંથી નીકળી ફ્રાંસિસ બાજુના એક સ્થળે એક ઓળખીતાને ત્યાં ગયો. ત્યાંથી એક કપડું મેળવી શરીર પર વીંટાળ્યું અને પેલા રક્તપિત્તિયાંની ઇસ્પિતાલમાં ગયો. એકવાર જે સ્થળે મોટા અમીરના પુત્ર તરીકે એ ગયેલો ત્યાં ભિખારીને વેશે ગયો. સૌ કોઈ એને આ વેશમાં જોઈ નવાઈ પામ્યા. એણે તો એ લોકોની પાસે જ પોતાનું બિછાનું કર્યું અને તેમની સેવાચાકરી કરવા લાગ્યો. મૂઠી ભરીને પૈસાનાં દાનથી જેટલો આનંદ એને નહોતો થયો, એટલો આનંદ રક્તપિત્તિયા બંધુઓને પોતાને હાથે સાફ કરવામાં, તેમની પથારીઓ કરવામાં અને તેમને જમાડવામાં તેને થયો. ફ્રાંસિસનો આત્મા આ અણમોલી સેવાથી ઉન્નત થતો જતો હતો. થોડા દિવસ પછી એને ડેમિયનના દેવળનું અધૂરું રહેલું કામ યાદ આવ્યું. એના સમારકામ માટે એ એસાઈઝી આવ્યો.

આ વખતે એની મનોદશા સાવ જુદી જ હતી. એની પાસે એક પૈસો નહોતો. પૈસા માગવાની મનોવૃત્તિ પણ ન હતી. એટલે એણે દેવળના પુનરુદ્ધાર માટે એક નવીન રીત શોધી કાઢી.

ભિખારીને વેશે એ બજાર વચ્ચે ગાતોગાતો નીકળ્યો અને ચાર રસ્તા એકઠા થયા ત્યાં એક ઓટલા પર બેસીને એકઠા થયેલા લોકોને ઉદ્દેશી બોલ્યો: 'આપણા ડેમિયનના દેવળના સમારકામ માટે જે એક પથ્થર આપશે તેનું એકવાર ભલું થશે, બે પથ્થર આપશે તેનું બેવાર ભલું થશે, ત્રણ આપશે તેનું ત્રણવાર ભલું થશે. આપો, દેવળ બાંધવા કોઈ પથ્થર આપો.'

બસ આ માગણીના જવાબમાં રસ્તે જતા લોકોએ પથ્થરોનો ઢગલો કર્યો. કેટલાક ડાહ્યા લોકોએ 'બર્નાર્ડોન જેવા સદ્‌ગૃહસ્થની આબરુ ગુમાવનાર છોકરો' કહી, એને ગાંડો કહ્યો; પણ મોટા ભાગના લોકો ઉપર ફ્રાંસિસના આ ત્યાગની ભારે અસર થઈ.

ફ્રાંસિસનું શરીર નાજુક હતું. એ નાજુક શરીરનો વિચાર કર્યા વિના એણે જાતે જ ચણતરકામ શરૂ કર્યું. સેવાભાવે એક એક બબ્બે દિવસ આપનાર કડિયા અને મજૂરો પણ મળી રહ્યા. એવા ભાવિક કારીગરો સાથે મળીને એણે મંદિરની મરામત શરૂ કરી. હૃદયમાં ઈશુનું નામ અને માથે તગારાં મૂકીને દેવળનો જીર્ણોદ્ધાર કરતો સંત ફ્રાંસિસ

યુરોપમાં ખ્રિસ્તી ધર્મનો જીર્ણોદ્ધાર કરી રહ્યો હોય એમ લાગતુ હતુ મજૂરી અને જાતમહેનત, ગરીબાઈ અને ઈશ્વરસેવાનો મહિમા ફ્રાંસિસ મૂકપણે પોતાના વર્તનથી ફેલાવી રહ્યો હતો દેવળની એકેએક ઇંટ પાછળ, એકેએક પથ્થર પાછળ ફ્રાંસિસની જીવત શ્રદ્ધા ગોઠવાતી જતી હતી અને લોકોના હૃદયમા ધર્મભાવનાની જાગ્રતિ પ્રગટાવી રહી હતી એક દેવળ પૂરુ થતાં એણે બીજુ શરૂ કર્યુ બીજા પછી ત્રીજુ પૂરુ કર્યુ આમ ત્રણ દેવળ એણે બાધ્યા મતની ભક્તિ અને પરસેવાથી ચણાયેલા એ દેવળો સત ફ્રાંસિસના ભક્તિભાવની ગાથા ગાતા હજી મોજૂદ છે

જે પાદરીએ ફ્રાંસિસના પૈસા લેવાની ના પાડેલી અને બાપના ચોરેલા પૈસા હુ નહિ લઉં એમ કહેલુ, એ તો ફ્રાંસિસ ઉપર વારી ગયો ફ્રાંસિસ મજૂરી કરીને થાક્યોપાક્યો આવે ત્યારે એને સુદર વાનીઓ કરી એ જમાડવા લાગ્યો; પણ સુખસગવડ સાથે ફ્રાંસિસને બારમો ચદ્રમા હતો એણે એકવાર પાદરીને કહી દીધુ 'મારે માટે તમે કશી વાનીઓ ન બનાવશો મારે તો ગરીબોની રોટી જ ખપશે હુ બીજાને હાથ પણ નહિ લગાડુ'

ફ્રાંસિસ બહાર મદિરનો જીર્ણોદ્ધાર કરતો હતો, તેમ અતરમાં પણ જીવ ઉપર ચડેલા પડળ ઉતારી રહ્યો હતો ઊંડુ આત્મપરીક્ષણ કરીને એ એકેએક ઊણપો દૂર કરવા પ્રયાસ કરી રહ્યો હતો એના દરેક કાર્ય પાછળ પૂરો વિચાર હતો ઊંડુ મથન હતુ સપૂર્ણ સકલ્પબળ હતુ

ભિખારીને ધુતકારી કાઢયો એમા વેપારના કામમાં ભગવાન પ્રત્યે બેદરકાર રહેવાની લાગણી થઈ આવી અને એની પાછળ જઈ તેને રાજી કર્યો રક્તપિત્તિયાને જોઈ ચૂગ ચડી તો એ પીડિત માનવબધુ પ્રત્યેનો સમભાવ કેળવવા એ એને ભેટ્યો ભીખ માગતાં શરમ આવતી હતી, મોટા અમીરનો દીકરો ભીખ કેમ માગે? એ અભિમાનને ઓગાળી નાખવા પોતે ભિખારી બન્યો; એટલુ જ નહિ કેટલીકવાર ઓળખીતા ગૃહસ્થોના ઘર આગળ ઊભા રહેતા શરમ લાગે તો એ શરમને જીતવા છેક એના દીવાનખાના અને ભોજનાલય સુધી પહોચી જાય અને મોટેથી પોકાર કરે 'આ ભિખારીને કઈક આપજો'

ફ્રાંસિસની ઉગ્ર સેવાભાવના, સત્યપ્રીતિ અને અનાસક્તિથી પેલો પાદરી તો મુગ્ધ બન્યો જ હતો બીજો એક તવગર વેપારી એના તરફ આકર્ષાયો એના હૃદયમાં ફ્રાંસિસે ઉચ્ચારેલુ ઈશુવાક્ય ચોટયુ હતુ 'તારે ગળે બાધેલો ધનનો પહાણો ફેકી દે, તારી પાસે જે કઈ હોય તે ગરીબોને વહેચી દે અને મારી પાછળ આવ' એ શ્રીમત વેપારીએ સર્પ કાંચળી ઉતારે તેમ સસારની માયા ઉતારી અને પોતે ફ્રાંસિસની પાછળ ચાલી નીકળ્યો એણે પોતાની સઘળી મિલ્કત સદર બજારમા ગરીબો પાસે લૂટાવી દીધી આમ એને પૈસા લૂટાવતો જોઈ એક પાદરીએ ફ્રાંસિસને કહ્યુ 'તમને આમ પૈસા ઉડાવવા મળે છે તો મને મારા પથરા લીધેલા એના પૈસા આપોને!' ફ્રાંસિસે વગરગણ્યે એનાં ખોસા ભર્યાં પણ થોડા વખતમાં જ એનો હૃદયપલટો થયો અને ફ્રાંસિસ પાસે આવી એ બોલ્યો 'મારો ધનનો મોહ ઊતર્યો છે, મને તમારી સાથે રાખો' એણે પણ પોતાની દોલત દીનદુખિયાંની સેવામા વાપરી નાખી અને તે ફ્રાંસિસ સાથે આવી રહ્યો

ફ્રાંસિસનો સંઘ ધીમેધીમે વધવા લાગ્યો. એકના બે, બેના ચાર, ચારના આઠ થયા. એ સૌને ફ્રાંસિસે કહ્યું : 'ઈશ્વરે આપણને આપણો જ ઉદ્ધાર કરવા પેદા કર્યા નથી. પણ લોકોના ઉદ્ધાર માટે ઉત્પન્ન કર્યા છે. જગકલ્યાણમાં જ આત્મકલ્યાણ રહેલું છે. આપણે અભણ છીએ, નાતકડા નજીવા છીએ, એમ માની હતાશ થવું નહિ. ઈશ્વર ઉપર સંપૂર્ણ ઈતબાર રાખી આપણું કાર્ય ચાલુ રાખો.'

આવો સંદેશો લઈને એ સાધુઓ નીકળી પડ્યા. જાડાં, ભૂરાં શણિયાંનાં કપડાં અને કમ્મર ઉપર દોરડું: આવા વેશે સૌ એક ગામથી બીજે ગામ જતા. કામગરા લોકોને દિવસે તો એક ઠેકાણે એકઠા થવાની ફુરસદ ક્યાંથી હોય? એટલે ફ્રાંસિસ અને એના મિત્રો રોપણી ચાલતી હોય, તો સીધા ખેતરમાં પહોંચી ખેડૂતોને રોપવામાં મદદ કરતા. ઘાસ કાપતા હોય એની જોડે દાતરડું લઈ ઘાસ કાપવા લાગે. સ્વામીનારાયણ સંપ્રદાયના આદ્ય પ્રચારકોની પેઠે ખેડૂતની સાથે કામ કરતાં ધર્મની વાતો કરતા જાય અને એનાં રહસ્યો સમજાવે. મજૂરો સાથે મજૂરી કરીને પેટ ભરતા અને રાત પડચે મંદિરમાં સૌને એકઠા કરી ભજન કરતા.

પણ ફ્રાંસિસનો આ માર્ગ સૌને એકસરખો પસંદ નહોતો. કેટલાક એનો વિરોધ કરતા અને કહેતા: 'પોતાનો પૈસો લૂંટાવી બેઠા છે અને હવે અમને નાહકનો શા સારુ લૂંટવા આવતો હશે?' કેટલાક એને ખરેખર ભિખારી માનતા, કોઈ પાગલ માનતા; છતાં ફ્રાંસિસના અનુયાયીઓની સંખ્યા દિવસે દિવસે વધવા લાગી. આથી કેટલાક ડાહ્યા પુરુષો કહેવા લાગ્યા: 'આ ફ્રાંસિસ દુનિયાને બગાડવા બેઠા છે. માણસોને કામધંધા છોડાવી ભીખ માગતા કરવા એ તે કંઈ ઈશુનો માર્ગ હોતો હશે?'

આખરે બિશપ પાસે વાત પહોંચી. બિશપને ફ્રાંસિસ પ્રત્યે મમતા હતી; છતાં એને પેલા ડાહ્યા લોકોની વાત સાચી લાગી. એણે ફ્રાંસિસને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું: 'આમ ગરીબીનું વ્રત લીધે શો ફાયદો? લોકો તમને કશું નહિ આપે તો ભૂખ્યા મરશો? તમને કદાચ લોકો આપશે, પણ આમ ઘણાને ભીખ માગતા કરીને તમારે શું કરવું છે?'

આ સાંભળીને ફ્રાંસિસ ઘડીવાર તો મુઝાયો. આવા સમજુ માણસો પણ શંકા ઉઠાવે છે, તો શું ખરેખર આ માર્ગ ખોટો હશે? ઈશુએ આપેલો અપરિગ્રહનો ઉપદેશ શું પોથીમાંનાં રીંગણાં હશે? ફ્રાંસિસને મન તો ઈશુનાં વચન બ્રહ્મવાક્ય હતાં, એનો અક્ષરેઅક્ષર અમલ માટે હતો: પણ આવી અટળ શ્રદ્ધા વ્યક્ત કરતાં એણે બિશપને બાઈબલના શબ્દોનો હવાલો ન આપ્યો. એણે તો સામાન્ય અક્કલની સાદી વાત કરી. 'જુઓ સાહેબ, માલમિલકત, વાડીવજીફા અને મહેલાતો અમે શી રીતે રાખી શકીએ? એને સાચવવા નોકરચાકર રાખવા પડે, હથિયાર રાખવાં પડે, ઘણીવાર કજિયા કરવા પડે, આવો સંગ્રહ કરીને અમારે ક્યાં જવું? એ બધી પંચાતમાં પડીએ તો પછી ભગવાનને ક્યારે યાદ કરીએ, સેવાકર્મ ક્યારે કરીએ?' આવાં સાદાં વચનો બિશપના હૈયા સોંસરાં ઊતરી ગયાં અને એણે ફ્રાંસિસને આશીર્વાદ આપી વિદાય કર્યો.

ફ્રાંસિસ અને તેના દોસ્તો જુદેજુદે સ્થળે જતા હતા. નજીક હોય તો સાંજ પડચે અને દૂર જાય તો અમુક દિવસે એક

ઠેકાણે મળતા એ વખતે સંકટ સામે ઝૂઝવા સારુ ફ્રાંસિસ એમને નવ સંદેશ આપતો 'તમને જે કોઈ પૂછે તેને નમ્રતાથી જવાબ આપજો તમને ગાળો દે એને મીઠા વચન કહેજો, તમને રંજાડે એમનું ઈશ્વર ભલું કરે એમ કહેજો જેમને પ્રભુના કામ માટે નિંદા સાંખવી પડે છે એમની પ્રભુના દરબારમાં વધારે કિંમત છે '

ફ્રાંસિસના સાથીઓને અનેકવાર આ સદુપદેશ પ્રમાણે વર્તવાનો પ્રસંગ આવતો એકવાર એના બે સાથીઓ ફ્લોરેન્સ ગયેલા આખા ગામમાં ફર્યા પણ તેમને કોઈ સંઘરે જ નહિ સાંજ સુધી ફર્યા પછી રાત પડયે એક ઘર આગળ આવ્યા મકાનની આગળ મોટો ઊંચો ઓટલો હતો અને જાળીવાળો રવેશ હતો એ જોઈને બન્ને ઉપર ચઢ્યા એમને આવતા જોઈ ઘરવાળીએ એકદમ બૂમ પાડી 'એ ક્યાં દોડ્યા આવો છો ?' બન્ને જણે શાંતિથી કહ્યુ 'અમે પેલા ઓટલા નીચે પડ્યા રહેશું ' શિયાળાના દિવસો હતા કડકડતી ઠંડી અને ઓઢવા પાથરવાનું કશું ન મળે ! બન્ને પાટ નીચે ભગવાનનું ભજન કરતા પડ્યા રહ્યા મોડી રાતે ઘરધણી આવ્યો એણે આ બન્ને જણને જોયા અને સ્ત્રીને ઠપકો આપતા બોલ્યો આવા રખડેલ બદમાશોને શા માટે ઘરમા ઘાલ્યા છે ? હાથ મારીને ચાલ્યા જશે તો આંખો ચોળતી રહીશ પછી ' બાઈએ ધણીને ઠંડો પાડતા કહ્યું 'મે એમને એટલા માટે તો ઘરમાં નથી ઘાલ્યા ત્યાં પાટ નીચે પડ્યા રહેશે એમાં શી ચોરી કરવાના છે ?'

બીજે દિવસે સવારે પેલા બન્ને વહેલા ઊઠીને દેવળમા ચાલ્યા ગયા, ત્યાં એકચિત્તે પ્રાર્થના કરવા લાગ્યા પેલી ઘરમાલિક બાઈ દર્શને આવી, એણે જોયું તો એને ભારે નવાઈ લાગી આ માણસો બદમાસ ન હોય, મે એમને તરછોડ્યા એ મારી ભૂલ ગણાય ! હજી વિચાર કરે છે એટલામાં એક માણસ ગરીબોને દાન કરતો એની નજરે પડ્યો એ માણસ ફ્રાંસિસના આ બે સાથીઓને પણ ભિખારી ગણીને પૈસા આપવા લાગ્યો એ બે સાધુઓમાં એક તો એસાઈસીનો પેલો શ્રીમંત વ્યાપારી બર્નાર્ડ હતો, જેણે પોતાની બધી સંપત્તિ ગરીબો પાસે લુટાવી દીધી હતી એને મન પૈસા એ હાથનો મેલ હતો એણે ધીમે રહીને પેલા દાતાને કહ્યું 'ભાઈ, અમે ગરીબ છીએ, પણ અમને ગરીબી સાલતી નથી અમે તો ઈશ્વરકૃપાથી ગરીબીને વરેલા છીએ ' આવો જવાબ સાંભળી એણે આ બન્ને સાધુનો પૂર્વઇતિહાસ પૂછ્યો બર્નાર્ડે નમ્રતાપૂર્વક બધી વાત કહી બતાવી આ વાત સાંભળીને પેલી સ્ત્રી તો સ્તબ્ધ બની જઈ એણે હાથ જોડીને બંનેને કહ્યું 'મારે ઘેર પધારો અને આપની ઇચ્છા હોય ત્યાં સુધી રહો !' બંને જણે બાઈનો આભાર માન્યો

ફ્રાંસિસનો સંઘ વધવા લાગ્યો એટલે એને માટે એણે વિનય ઘડ્યા નિયમને તેણે વિનય એવું નામ આપ્યું હતું મઠધારી સાધુને બદલે પરિવ્રાજક થવાનું ફ્રાંસિસને ગમતું મઠમા બેસવાથી સત્તાનો લોભ થાય, પરિગ્રહ વધે, સંસારનો સંસર્ગ ઓછો રહે જ્યારે સાધુનું ખરું કામ સંસાર સાથે સંપર્ક સાધી પોતાને મળતા આનંદમા સંસારીઓને ભાગીદાર બનાવવાનું હોય છે લોકોમાં ભળીને સેવાકાર્ય કરતા છતાં અલિપ્ત રહેવાની ચાવી ફ્રાંસિસે સૌને બતાવી હતી અને તે અપરિગ્રહ ફ્રાંસિસે ઘડેલા વિનયમા એના જીવનનું

રહસ્ય અને ઉપદેશનો સાર આવી જાય છે. સંઘમાં દાખલ થનાર દરેકે જાડાંમાં જાડાં, ગરીબમાં ગરીબને મળે એવાં કપડાં પહેરવાં. સંઘમાં દાખલ થનારે સત્તાનો લોભ ન રાખવો. જે વધારેમાં વધારે નમ્ર બની, વધારેમાં વધારે મજૂરી અને સેવા કરશે તે મોટામાં મોટો. પોતાનો જે કુદરતી ધંધો હોય તે ધંધો કરવો અને તેમાંથી રોટી મેળવવી. પરસેવો પાડ્યા વિના મેળવેલી રોટી હરામ ગણવી. સેવાના બદલામાં ભિક્ષા મળે તો પેટપૂરતી સ્વીકારવી; પણ ફૂટી બદામ સરખું દામ ગાંઠે ન બાંધવું. નીચમાં નીચ ગણાતા માણસનો સહવાસ સાધવો અને તેને આશ્વાસન આપવું. સેવા કરવી તે મૂગી કરવી. કોઈની સામે વિરોધની વરાળ ન કાઢવી. કોઈ તરછોડે તો શાંતિથી વિદાય લેવી. જ્યાં ત્યાં પ્રભુના આદેશનો પ્રચાર કરવો. પોતાના પાપની કબૂલાત કરવી, તેનું પ્રાયશ્ચિત્ત કરવું અને તેમ કરીને પ્રાયશ્ચિત્ત કરતાં શીખવવું.

આ નિયમો મોટામોટા ધર્માધિકારીઓ પણ પાળી શકતા ન હતા એટલે તેઓ છળી ઊઠ્યા. ફ્રાંસિસને સંઘ સ્થાપવા સામે ચેતવણી આપી અને તેની ઉપર કેસ ચલાવ્યો. પણ પોપ અને કાર્ડિનલો સુદ્ધાં ફ્રાંસિસના સત્યાચરણ આગળ નમી પડ્યા અને ફ્રાંસિસને ફરી આશીર્વાદ આપી વિદાય કર્યો.

ફ્રાંસિસે હવે પ્રચારકાર્ય શરૂ કર્યું. એનામાં અજબ વક્તૃત્વશક્તિ હતી, એની વાણી મધુર અને હૃદયસ્પર્શી હતી, એના સીધા અને સાદા શબ્દો હૈયા સોંસરા ઊતરી જતા. એની અટલ શ્રદ્ધા પાછળ આચરણનું બળ હતું. એ સાંભળનારના દિલમાં આગ ચેતાવી દેતું. એણે પોતાના ગામથી જ શરૂઆત કરી. સને ૧૨૧૦ના નવેંબર માસમાં એસાઈઝીના ગરીબ તવંગર સૌને પેલા દેવળમાં એકઠા કર્યા. ફ્રાંસિસે એમને સુખી થવાનો સાચો માર્ગ બતાવ્યો. એ માર્ગે ચાલવા ભગવાનની પ્રાર્થના કરી. ગામે સમસ્તે ઠરાવ કર્યો: 'આજથી કોઈએ એકબીજા સાથે લડવું નહિ. એકબીજા સાથે સહકાર કરવો. કદી ટંટો થાય તો બહાર ફરિયાદે ન જવું, ઘરમેળે પતાવી લેવો. પાડોશી પ્રત્યેની ફરજો સૌએ અદા કરવી. પંચને માસિક યા વાર્ષિક કર ભરવો અને પંચાયતના કાયદા માનવા. સૌએ શાંતિથી પ્રાર્થનાપૂર્વક જીવન ચલાવવું.'

ગામલોકોને આ નવી પ્રતિજ્ઞાથી બળ મળ્યું અને તેઓ શાંતિથી, સંપથી પોતપોતાના ધંધા ચલાવવા લાગ્યા. બહારગામથી અનુયાયીઓની હાર લાગી. ડેમિયનનું દેવળ એ બધાને સમાવવાને નાનું પડ્યું એટલે આસપાસ ઝાડપાનની ઝૂંપડીઓ બાંધી દેવામાં આવી. માત્ર રાતવાસો અને બપોરનું ભોજન કરવા જ એનો ઉપયોગ થતો. બાકી દિવસે તો સૌ મજૂરીએ–કામધંધે જતા. ફ્રાંસિસ પોતે લાકડાંનાં વાસણ ઉપર સુંદર નકશીકામ કરતો. કોઈ ટોપલા બનાવતા, તો કોઈ જોડા સીવતા અને ઘણાખરા ખેતરમાં મજૂરીએ જતા, છતાં ઘટતું તો ગામમાંથી માગી લાવતા. પણ આવો મોટો સંઘ એક ઠેકાણે પડ્યોપાથર્યો રહે એ ફ્રાંસિસને ઠીક ન લાગ્યું. એ અપરિગ્રહી જીવ હતો. એણે સૌને જુદાજુદા વેરી નાખ્યા.

(૨)

માણસનું પારખું તેના સાથીઓ ઉપરથી થાય છે; ફ્રાંસિસના સાથીઓ કેવા હતા તે જોઈએ: બાઈબલમાં ઈશુનું વચન છે કે

'તારા પરસેવાની રોટી તું ખાજે' એટલે કે જાતમહેનતથી રળીને જમજે. ફ્રાંસિસ આ વચનનું અક્ષરશઃ પાલન કરતો હતો. તેના શિષ્યોને પણ એ જ વસ્તુ કહેતો. જાઈલ્સ નામનો ફ્રાંસિસનો એક અનુયાયી હાથમજૂરી કરીને ખાવાના વ્રતને પૂર્ણપણે પાળતો હતો. એકવાર મુસાફરીએ જતાં હોડી ન મળી એટલે એને બંદર ઉપર ઘણા દિવસ રોકાઈ જવું પડ્યું. ત્યાં પણ એણે ઉદ્યમ શોધી કાઢ્યો. એક કુંભારને ઘેર જઈને માટીનો ઘડો લઈ આવ્યો. પછી ઘડા વડે પાણી ભરી લાવી હોડીની રાહ જોતા મુસાફરોને પાણી આપ્યું અને એના બદલામાં રોટી મેળવી.

એકવાર એક ગામડામાં એ જઈ ચડ્યો. ત્યાં ગામનો મુડદા ઉપાડનારો હાજર નહોતો એટલે એણે એ કામ કર્યું. ખેતરમાં દાડિયા તરીકે જવું અને ગામ વાળવું, એ તો એનો રોજિંદો વ્યવસાય હતો. કેટલીક વખત એણે જ ગલમાંથી લાકડાં કાપી લાવવાનો ધંધો કર્યો હતો. એકવાર લાકડાંનો ભારો એક બાઈને વેચ્યો અને એ સ્ત્રીની પાછળ એના ઘર તરફ એ જવા લાગ્યો. ભારાની કિંમત ઠરાવેલી હતી, પણ સ્ત્રીની સાથે ચાલતાં જાઈલ્સની વાત ઉપરથી બાઈ ઉપર ભારે અસર થઈ એણે ઘેર આવી ભારાના બમણા પૈસા આપ્યા એટલે જાઈલ્સ બોલી ઊઠ્યો 'બહેન, એમ બમણા પૈસા લેવા માંડું, તો તો મારો લોભ આસમાને અડી જાય' આમ અર્ધા પૈસા ત્યાં ને ત્યાં નાખી ને પોતાને રસ્તે પડ્યો.

મોસમના દિવસોમાં જાઈલ્સ ભિખારીઓને એકઠા કરીને તેમને ખેતરમાં લઈ જતો અને ત્યાં કાપણીનું કામ કરાવતો સાંજ પડયે પોતાની મજૂરીમાંથી ખપ જોગા પૈસા રાખી બાકીના વહેંચી દેતો. આમ એનો 'રોટીમજૂરી'નો સિદ્ધાંત એના અજબ સંકલ્પબળથી ભિખારીઓમાં સ્વમાન અને ઉદ્યમની ભાવના પ્રગટાવતો.

એકવાર જાઈલ્સ એક મોટા ધર્માધિકારીને બારણે જઈ ચડ્યો. વરસાદ ધોધમાર પડતો હતો અને મજૂરીએ જવાય તેમ ન હતું, એટલે પેલા ધર્માધિકારીએ સહેજ મજાકમાં કહ્યું: 'કેમ હવે મારી મહેમાનગતિ લેશોને, એમ' હમેશાં વ્રતના અક્ષરને ન વળગાય!' જાઈલ્સ સાંભળી રહ્યો. જાણે પોતે હાર્યો હોય એમ ઘડીભર આમતેમ જોતો બેસી રહ્યો, પણ થોડીવારમાં એ ઊઠ્યો અને સીધો રસોડામાં પહોંચ્યો. રસોડામાં ચોમેર નજર કરતાં જ એને કામ મળી ગયું. આસપાસ પડેલી ગંદકી તરફ હાથ કરી એણે રસોઈયાને કહ્યું: 'આ રસોડું બહુ ગંદું છે.'

'શું કરીએ? ઝાડુ કાઢનાર આજે આવ્યો નથી'

'તો લાવોને હું સાફ કરી આપું. મને બે રોટી આપજો.'

'ખુશીથી. બે શા માટે? ત્રણ આપશું'

'ના, મારે બે જ બસ છે' કહીને એણે રસોડું સાફ કરી આપ્યું.

ધર્માધિકારી જમવા નોતરે તે પહેલાં તો જાઈલ્સ પોતાની રોટી કમાઈને બેઠો હતો.

આવાઆવા કેટલાય સાથીઓ ફ્રાંસિસને મળ્યા હતા.

*

સંત ફ્રાંસિસના સંઘમાં સ્ત્રીઓને દાખલ

કરવાનો પ્રસંગ હજી સુધી આવ્યો નહોતો. પહેલેથી જ સ્ત્રીઓની સાથે બહુ હળવુંભળવું, તેમની સાથે વાતચીત કરવી, એ ફ્રાંસિસને પસંદ ન હતું. કોઈ સ્ત્રી મુશ્કેલીમાં તેની સલાહ લેવા આવતી, ત્યારે પણ એ બેચાર શબ્દોમાં જ પતાવી દેતો. આનું કારણ બ્રહ્મચર્યવ્રતનું પાલન તો હતું જ; પણ સ્ત્રીઓ તરફનો એનો આદર અને ભક્તિ પણ કારણરૂપ હતાં. એણે એકવાર કહેલું, કે 'દરેક સ્ત્રી એ ભગવાનની પત્ની છે, એટલે આપણી માતા છે. અને દરેકની તરફ આપણા મનમાં આદર અને સન્માન હોવાં જોઈએ.' વળી 'કોઈ સ્ત્રીની તરફ વિકારદૃષ્ટિથી જોયું એટલે તું વ્યભિચાર કરી ચૂક્યો' એ બાઈબલનું વાક્ય ફ્રાંસિસના હૃદયમાં કોતરાયેલું હતું. એટલે પ્રસંગ પડે ત્યારે ય એ ભાગ્યે જ સ્ત્રી સામે જોઈને વાત કરતો. તેની નજર હમેશાં જમીન તરફ ઢળેલી જ રહેતી.

એક બહેન એના સંઘમાં જોડાવા આવી એટલે સંતના જીવનમાં અને સંઘમાં જે એ એક અપૂર્ણતા હતી તે પૂરી થઈ.

ક્લેર નામની એક અમીરની દીકરી હતી. એને નાનપણથી જ સાંસારિક સુખો કરતાં સેવાકાર્ય તરફ વધારે પ્રીતિ હતી. ફ્રાંસિસનું પ્રથમ પ્રવચન સાંભળ્યું, ત્યારે એની ઉંમર અઢારેક વર્ષની હતી. એ નાનપણથી જ ભગવદ્‌ભજન કરતી, એકાંતમાં બેસીને સદ્‌વાચનમાં તલ્લીન થતી. એસાઈઝી ગામમાં એ ભગવતી કુમારિકા તરીકે જાણીતી હતી. ફ્રાંસિસને તેના આ ગુણો તરફ આકર્ષણ થયું, અને આવો પવિત્ર જીવ ઈશુને નામે જગતની સેવા અર્થે જીવન ગાળે તો કેવું સારું એમ એના દિલમાં થયું. ક્લેરને પણ પહેલા પ્રવચને લાગ્યું કે આ જ માણસ મારો ઉદ્ધાર કરી શકશે.

પણ ફ્રાંસિસની સાથે જઈને વસવું એ ક્લેરને માટે સહેલું નહોતું. જેમ મેવાડના રાણાની રાણી મીરાંને મહેલ છોડીને ભક્તમંડળ વચ્ચે જઈને વસવું દોહ્યલું હતું, જેમ ઇંગ્લાંડના નૌકાધિપતિની દીકરી મિસ સ્લેડને બ્રિટનના તાબેદાર મુલકમાં એક બળવાખોરના આશ્રમમાં આવી વસવું વસમું હતું, તેમ અમીરપુત્રી ક્લેરને સ્વેચ્છાએ ગરીબીવ્રત લઈ બેઠેલા ઈશુના બંદા ફ્રાંસિસના મઠમાં જઈ વસવું મુશ્કેલ હતું; છતાં મેવાડની રાણી મીરાંબાઈ અને ઇંગ્લાંડની કુમારી મિસ સ્લેડ સંસારી સંબંધો અને શિષ્ટાચાર છોડી દીનદલિતની સેવા અર્થે નીકળી પડ્યાં, તેમ એ પ્રાચીન જમાનામાં ક્લેર પણ નીકળી પડી. અરૂપહારી સદાશિવને વરવાની ઇચ્છાવાળી કુમારી ઉમાને પિતા હિમવાન કે માતા મેનાવતી રોકી ન શક્યાં, તેમ ક્લેરને એનાં માતપિતા અટકાવી ન શક્યાં.

એક પર્વના પવિત્ર દિવસે મધરાતે, પોતાના મહાલયના એક ઓતાડા અવાવરા દરવાજે ક્લેર પહોંચી અને દરવાજા ઉપર મોટા બે પથ્થર હતા તે એણે જાતે ઉપાડીને દૂર કર્યા અને તે દેવળમાં જઈ પહોંચી. ત્યાં ફ્રાંસિસ અને તેના સાથીઓ ક્લેરના સ્વાગતની તૈયારી કરી રહ્યા હતા.

ફ્રાંસિસ પાસે એણે બ્રહ્મચર્ય, અપરિગ્રહ અને ઈશ્વરાર્પણની પ્રતિજ્ઞા લીધી. અને દીક્ષાના ચિહ્‌ન તરીકે ફ્રાંસિસે એના સુંદર વાળ કાતરી નાખ્યા.

બીજે દિવસે સવારે ક્લેરને ફ્રાંસિસ સાધ્વીઓના મઠમાં મૂકી આવ્યો.

સવારમાં ક્લેરના નાસી ગયાની ખબર પડતાં જ તેની સગાંવહાલાંએ પેલા મઠ ઉપર હલ્લો કર્યો ક્લેરને બળજબરીથી ઉપાડી જવાની ધમકી આપી. ક્લૅર દેવળના અંદરના ભાગમાં દોડી ગઈ અને પ્રાર્થના કરવા લાગી એટલામા એના કુટુંબીઓ તેને પકડવા તેની પાછળ દોડી આવ્યા ક્લૅર એકદમ પોતાનું વાળ-કાતરેલું મસ્તક ખુલ્લું કરીને વેદીને વળગી પડી અને બોલી ઊઠી 'મને લઈ જઈને શુ કરશો? હું તો ઈશુને વરી ચૂકી છુ !'

આ બહાદુર યુવતીની દૃઢતા જોઈને એના કુટુંબીઓ ઝંખવાણા પડયા અને ઘેર પાછા ફર્યા

આ બનાવ પછી ક્લૅર પાસેના એક મઠમાં સ્વતંત્ર રીતે રહેવા ગઈ થોડા વખત બાદ તેની બહેન એગ્નિસ તેની જ જેમ ઘેરથી ભાગીને તેની પાસે જઈ પહોચી એગ્નિસની પાછળ એના ઘરનાં માણસો દોડ્યા, એગ્નિસને ચોટલે ઝાલીને ઘેર લઈ જવા માંડી, એગ્નિસે બૂમરાણ કરી મૂકયુ એ સાંભળીને ક્લૅર દોડી આવી અને એણે એગ્નિસને છોડાવી બન્ને બહેનોને ફ્રાંસિસે પહેલાં સમરાવેલા ડેમિયનના દેવળમા રાખી એ દેવળમા એસાઈઝીની અનેક સ્ત્રીઓ આવીને ક્લૅર સાથે બેઠાઈ

દેવળની આસપાસના બગીચામા બન્ને બહેનો અને બીજી સાધ્વીઓ કામ કરતી અને પોતાનો નિર્વાહ ચલાવતી

ફ્રાંસિસ અનેકવાર ક્લૅરની સલાહ લેતો ક્લૅર ફ્રાંસિસના મરણ પછી ૨૪ વર્ષ જીવી ફ્રાંસિસ પ્રભુના દરબારમાં ગયો, ત્યારબાદ ૨૪ વર્ષ સુધી ક્લૅરે સંઘની પવિત્રતા, ઉદ્યમપરાયણતા અને સેવાભાવ ટકાવી રાખવામા સારે સહાય કરી. આસપાસની સ્ત્રીઓનાં જીવન ઉન્નત બનાવવામાં ક્લૅરનો મોટો ફાળો હતો એના ગુણગાન ઇતિહાસકારો હજી યે ગાય છે

*

अहिंसाप्रतिष्ठाया तत्संनिधौ वैरत्याग એ સિદ્ધાંતનો અનુભવ ફ્રાંસિસને એક પ્રવાસમાં થયો એકવાર પોતે ચાલ્યા જતો હતો, ત્યાં તેણે અનેક પંખીઓના ટોળાને બેઠેલું દીઠું એકાએક એમના તરફ તેનું હૈયું પ્રેમથી દ્રવવા લાગ્યુ પંખીઓ કદાચ ઊડી તો નહિ જાય, એવી શંકા તેના મનમા થઈ, પણ એ ધીમે પગલે પક્ષીઓ તરફ ચાલ્યો પંખી બેસી રહ્યાં ફ્રાંસિસના આનંદનો પાર ન રહ્યો તેણે પંખીઓને કહ્યુ 'વહાલા પંખીડા, એક જ કિરતારે મને અને તમને બનાવ્યા છે એ કિરતારનુ ગુણગાન કરો એણે તમને પીછાંનું વસ્ત્ર આપ્યુ છે, ઊડવાને પાંખ આપી છે, સ્વચ્છ હવામા રહેવાના સ્થળ આપ્યા છે અને તમે કાંતતા પીંજતા કે વણતાં નથી, ખેતી કરતા નથી છતાં ઈશ્વરે તમારે સારુ કણ અને કપડાંની સગવડ કરી છે' ફ્રાંસિસના જીવનચરિત્ર લખનારા કહે છે કે આવા હૃદયનીતરતા ઉદ્ગાર સાંભળી, પંખીઓ પાંખ ફફડાવતા નાચ્યાં અને તેમણે મીઠા સૂરે આનંદ વ્યક્ત કર્યો તેમની સાથે થોડ ગેલ કરી ફ્રાંસિસે તેમને ઊડી જવા કહ્યુ એટલે તે ઊડી ગયાં

આ સમયથી ફ્રાંસિસમાં 'પશુ, પક્ષી અને પ્રાણીમાત્ર સાથે અભેદભાવનું ભાન તીવ્રપણે જાગ્રત થયુ ફ્રાંસિસના મરણ પછી ચોથે વરસે પોપની આજ્ઞાથી સિલેનો નામના લેખકે લખેલા ફ્રાંસિસના ચરિત્રમા,

એક સુંદર પ્રસંગ વર્ણવેલો છે. ફ્રાંસિસની ઉત્તરાવસ્થામાં તે લાંબું ચાલી શકતો ન હતો. એસાઈઝીથી થોડા માઈલ દૂર ગૂબિયો નામના સ્થળે જવા એકવાર એ ગધેડા ઉપર બેસીને જતો હતો. રસ્તામાં રાતવાસો રહી તે આગળ ચાલ્યો. પાસેના ગામમાં ખબર મળતાં ખેડૂતો દોડતા આવ્યા અને ફ્રાંસિસના રસ્તામાં આડા ઊભા રહી વિનવણી કરતા અવાજે બોલ્યા: 'તમે ગૂબિયો જાઓ છો? ત્યાં ન જશો. ગૂબિયો જતાં વાટમાં વરુઓનો બહુ ભો છે. કેટલાય વટેમાર્ગુને વરુ ખાઈ ગયાં છે. તમે ન જશો, બાપજી!'

આ સાંભળીને ફ્રાંસિસે શાંતચિત્તે જવાબ આપ્યો: 'પણ મેં એ મારાં વરુભાંડુઓનું શું બગાડ્યું છે, કે તેઓ મને અને મારા ગધેડાને ખાઈ જશે? હું પ્રભુનું નામ લઈને ચાલ્યો જવાનો, તેમને જે કરવું હોય તે કરે!' આમ કહી એ તો ઈશુનું સ્મરણ કરતો આગળ ચાલ્યો. એ સુખરૂપ પહોંચી ગયો. લોકો હાંફળાફાંફળા થઈ ફ્રાંસિસને વીંટળાઈ વળ્યા. નવાઈ પામીને પૂછવા લાગ્યા: 'વરુઓએ તમને કાંઈ ન કર્યું?'

ફ્રાંસિસે સૌને એકઠા કરી કહ્યું: 'આપણાં પાપ આપણને નડે છે. પવિત્ર આત્માને વરુ ન કનડે. પાપ એટલે વેર અને ભય. પવિત્રતા એટલે પ્રેમ અને નિર્ભયતા.'

પછી ફ્રાંસિસ વગડામાં ગયો. જે મોટો ભયંકર વરુ લોકોને હમેશાં ત્રાસ આપતો એને એણે શોધી કાઢ્યો. પ્રેમનીતરતી આંખો એની સામે ઠેરવી, સમભાવપૂર્વક ફ્રાંસિસ નિર્ભયતાથી એની પાસે ગયો. તેની સાથે દોસ્તી બાંધી. એને શહેરમાં લઈ આવ્યો. એને ખવડાવ્યુંપિવડાવ્યું. એ વરુ ફ્રાંસિસનો માનીતો સાથી બન્યો.

*

સંત ફ્રાંસિસના અનુયાયીઓ ઝપાટાબંધ વધવા લાગ્યા હતા. ફ્લોરેન્સનો એક મોટો સમર્થ પંડિત તેના સંઘમાં ભળ્યો. બીજા એક તવંગરે પોતાની બધી મિલકત એને ચરણે ધરી અને સંઘ માટે ઝૂંપડાં બંધાવ્યાં. આખા ઈટાલીમાં એ રીતે સંઘના પરિવ્રાજકો માટે જ્યાં જોઈએ, ત્યાં વિહારો અને ધર્મશાળાઓ બંધાઈ ગયાં.

ધર્મપરિષદો તો ઈટાલીમાં ઘણીવાર મળતી પણ ઇતિહાસમાં 'ઝૂપડાંપરિષદ' તરીકે મશહૂર બનેલી ફ્રાંસિસની ધર્મપરિષદ અનોખી હતી. પરિષદના સંચાલકોએ મોટાં મકાનોમાં વ્યવસ્થા કરવા માંડી, ત્યારે ફ્રાંસિસે કહ્યું: "ઝૂંપડાંઓ બાંધો અને ખાવા માટે ગામડાંમાં ટેલ નાંખો." એનું સૌએ માન્યું નહિ એટલે એ પોતે તો ઝૂંપડામાં જઈને વસ્યો. અને તેનું કહેવું સાચું પડ્યું. આસપાસનાં ગામોમાંથી ગાડેગાડાં ભરાઈને ઢગલાબંધ ખાવાપીવાનું આવી પડ્યું. એ પરિષદમાં એક ઠરાવ એવો થયો કે ઇજિપ્તના સુલતાન સાથે ખ્રિસ્તીઓનું જે યુદ્ધ ચાલે છે, તેમાં ફ્રાંસિસે સહાય કરવી. ફ્રાંસિસે એનો સ્વીકાર કર્યો.

ઇજિપ્તના સુલતાન મલેક–ઉલ–કામિલની સાથે ખ્રિસ્તીઓનું યુદ્ધ ચાલતું હતું, એને ખ્રિસ્તીઓ ધર્મયુદ્ધ કહેતા. તલવારને જોરે ધર્મ ફેલાવવાની ઘેલછા એ જમાનામાં ખૂબ હતી, પણ ફ્રાંસિસનાં હથિયારો જુદાં હતાં. સત્યનિષ્ઠા અને પ્રેમ એનાં હથિયાર હતાં. એ શસ્ત્રોથી સજ્જ થયેલો ફ્રાંસિસ ઇજિપ્ત પહોંચ્યો. એ ખ્રિસ્તી સૈનિકોની

છાવણીમા ગયો ત્યાં એણે લડવૈયાઓના જીવન જોયાં તો એની આખે તમ્મર આ યા 'આવા અપવિત્ર, અધાર્મિક સૈનિકો ધર્મયુદ્ધ શી રીતે જીતી શકે?' એમ વિચારી એણે સેનાન અકકા કરી કહ્યુ 'તમે તમારાં હથિયાર મ્યાન કરો મને તક આપો હુ એકલો વગર હથિયારે સુલતાન પાસે જઈશ'

ફ્રાંસિસની આ દરખાસ્ત સાભળતા સૌ કપી ઊઠ્યા એ લોકોને ખાતરી હતી કે સુલતાન ફ્રાંસિસને જીવતો બાળી મૂકશે અથવા તોપને ગોળે બાધી ઉડાવી દેશે પણ ફ્રાંસિસને અટકાવવાની કોઈની હિંમત ન ચાલી ઈશુનું સ્મરણ કરતો ફ્રાંસિસ સુલતાનને દરબારે જઈ પહોચ્યો

એકલો અટૂલો છેક પોતાના દરબાર સુધી આવેલો સાધુ જોઈને સુલતાનને નવાઈ લાગી એણે એને મુલાકાત આપી પ્રથમ મુલાકાતે જ સુલતાન એના ઉપર મુગ્ધ થયો ફ્રાંસિસને પોતાના બાદશાહી મહેમાન તરીકે માનપૂર્વક રાખવાનો એણે હુકમ કર્યો ફ્રાંસિસે સુલતાનનો આભાર માનતાં કહ્યુ 'હુ સુલતાનની મહેમાનગતિ જરૂર સ્વીકારુ પણ સુલતાન ઈશુનો સ દેશો સ્વીકારે તો' સુલતાને નમ્રતાથી મક્કમ જવાબ વાળ્યો 'તમને તમારો ધર્મ વહાલો છે તેવો જ મને મારો; માટે એ આગ્રહ ન કરશો' આમ કહી એને સહીસલામત પાછો ખ્રિસ્તીઓની છાવણીમાં પહોચતો કર્યો

તલવારને જોરે અને શાસ્ત્રોને જોરે ધર્મ પ્રચાર કરવાની રીત પ્રત્યે ફ્રાંસિસને ભારે અણગમો થયો ફ્રાંસિસના સઘના નિયમો સામે પણ તેના અનુયાયીઓએ સને ૧૨૨૧માં એક પરિષદ ભરી બળવો પોકાર્યો એક પ્રધાને ફ્રાંસિસને ભરીપરિષદમા પૂછ્યુ 'એક કપડાભેર દુનિયામા નીકળી પડો, તમારી પાસે પૈસા ન રાખો, ખોરાક ન રાખો, લાકડી ન રાખો એ બધાં ઈશુનાં વચનોનો તમે અક્ષરાર્થ કરવા માગો છો?' ફ્રાંસિસે કહ્યુ 'હા, એમ જ. જેને જોડા પહેરવાની જરૂર જણાય તે જોડા પહેરે' એટલે પેલાએ પૂછ્યુ 'ત્યારે મારા પુસ્તકાલયનુ શુ થાય?' ફ્રાંસિસે તેને જવાબ આપ્યો 'ભાઈ હુ તો એક જ પુસ્તકને જાણુ છુ તે પુસ્તકમા જે લખેલું છે તે પ્રમાણે વર્તવાને સહુને કહુ છુ તમારે એક તો ગરીબ કહેવડાવવુ છે અને વળી મોટા પડિત ને સત્તાધારી બનીને જગતમા વિચરવુ છે! મને તો ઢગલો પુસ્તકોની જરૂર નથી એક બાઈબલ બસ છે, પણ હુ તમારી વચ્ચે નહિ આવુ તમારે કરવુ હોય તેમ કરો મારી રજા ન માગશો'

એ પરિષદમા ફ્રાંસિસના કડક સિદ્ધાતોનો સખત વિરોધ થયો, તેના મોટામા મોટા ચેલા એલિયાસે સૌથી ભારે વિરોધ કર્યો એક ધર્માધિકારીની એણે મદદ માગી. ધર્માધિકારીએ કહ્યુ 'ફ્રાંસિસના સિદ્ધાતો તો બરોબર છે પણ વ્યવહારમા તે ઢીલા કર્યા વિના ન ચાલે' સને ૧૨૨૧મા ઇટાલીમા જે બન્યુ તે જ, સવાસાતસો વર્ષ પછી, ૧૯૪૭મા આપણે ત્યા બની રહ્યુ છે ગાધીજીના સમર્થમા સમર્થ અનુયાયીઓ કહે છે 'એમના સિદ્ધાતો તો બરાબર છે, પણ વ્યવહારમાં એમને ઢીલા કર્યા વિના ન ચાલે'

પણ સિદ્ધાતમા એકવાર બાધછોડ શરૂ કરી પછી ક્યાં જઈને અટકવુ તે કોણ નક્કી કરશે? આવી સમાધાનવૃત્તિથી જ દુનિયામાં ધર્મગ્લાનિ થઈ છે

સંત ફ્રાંસિસ જ્ઞાનનો કે શિક્ષણનો વિરોધી ન હતો; પણ તેને પંડિતાઈ ગમતી ન હતી. પરિષદમાં કહેલાં તેનાં થોડાં વચનો દરેક પંડિતે ને વિદ્યાર્થીએ સંઘરવા જેવાં છે. 'જેટલી અમલમાં મૂકી હોય તેટલી જ વિદ્યા છે. જેમ ધર્મીનો ધર્માચાર એ જ તેની પ્રાર્થના છે. ભીડને વખતે અને લડતને સમયે જે માણસ પુસ્તકિયા જ્ઞાન ઉપર આધાર રાખશે, તે માણસ હાથ ઘસવાનો છે.'

આમ છતાં ફ્રાંસિસને સંઘના મૂળ વિનય (નિયમો)માં ફેરફાર કરવો પડ્યો એ એને બહુ ખૂંચ્યું; પણ એના દુભાયેલા દિલને શાંત કરવા અંતરનાદ સંભળાયો: 'અરે ઘેલા, શા સારુ ચિંતા કરે છે? મેં તને ગોવાળ નીમ્યો છે તે શું એ સારુ કે તું મને રક્ષક તરીકે પણ ભૂલી જાય? તારા સંઘને એકઠો કરનાર હું છું. તેને સાચવવાને કે તોડવાને જવાબદાર છું. તેની ચિંતા મને સોંપી દે.' આમ વિચાર કરતાં એને જ્ઞાન થયું કે પવિત્ર જીવન, તપશ્ચર્યાનું જીવન એ જ ખરું જીવન છે. એમાં એને બ્રહ્મજ્ઞાનની ઝાંખી થઈ. પાસેના એક રમણીય પર્વત ઉપર શાંત સુંદર ગુફામાં પહેલાં સંકટસમયે પ્રાર્થના કરવા જતો ત્યાં એ ગયો અને ઈશુના જીવનનું રટણ કરવા લાગ્યો. પહાડની અંદરની મોટી ફાટો અને ખાઈઓ જાણે ઈશુની ઉપર ગુજરેલા ત્રાસની સહાનુભૂતિમાં પહાડે પોતાનું હૃદય ચીર્યું હોય એવી લાગતી હતી.

લીઓ નામનો એક શિષ્ય ફ્રાંસિસને પહાડ ઉપર રોટી અને પાણી આપવા જતો. એણે એકવાર અજબ દશામાં એનાં દર્શન કર્યાં. ફ્રાંસિસ બહાર ચાંદનીમાં ઘૂંટણીએ પડી પ્રાર્થના કરતો હતો અને બોલતો હતો: 'હે પ્રભો! સુંદર, શિવ, મંગળ એવો ક્યાં તું અને ક્યાં પામરપ્રાણી હું!' આમ બોલી એ પલવાર અટકતો અને વળી પાછો ગદ્ગદ સ્વરે એ જ ઉચ્ચારણ કરતો ઈશુ સાથે એકતાનતા સાધી રહ્યો છે.

આમ દિવસે દિવસે ફ્રાંસિસ ઈશુમય બનતો જતો હતો. તે એટલે સુધી કે એને પોતાના શરીરમાં, હાથેપગે અને છાતીમાં ક્રૂસ પર ચડ્યાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં અને તેની વેદના પોતે અનુભવવા લાગ્યો. આ દશામાં ફ્રાંસિસના આનંદનો પાર ન રહ્યો. પોતાના દેહમાં એને ઈશુનો સાક્ષાત્કાર થયાનો અનુભવ થતો હતો. આજના વૈજ્ઞાનિક યુગમાં આ વાત કદાચ માન્યામાં ન આવે, પણ રાતદિવસ ઈશુના જ વિચારથી ફ્રાંસિસ શરીરથી પણ ઈશુમય બન્યો હોય તો એમાં નવાઈ નથી. શારીરિક દુ:ખની મન ઉપર અસર થાય છે, તે રીતે મનના ભાવોની અસર શરીર ઉપર જણાય એ વસ્તુ તો વિજ્ઞાનસિદ્ધ જ છે.

આ પછી ફ્રાંસિસના શરીરની વેદના વધતી ગઈ. તેની આંખે ઝાંખપ આવવા લાગી. આંખોની બળતરા વધતી જતી હતી. સાથીઓ તેને ભલભલા વૈદો પાસે પરાણે ઉપાડી જતા, પણ કશો ફેર ન પડ્યો. શારીરિક વેદના વધવા લાગી, તેમ તેમ એના આત્માની શાંતિ વધવા લાગી. એક વૈદે આંખે ડામ દેવા કહ્યું. ધગધગતા અંગારાને જોઈને ફ્રાંસિસે કહ્યું: 'આવ ભાઈ અગ્નિ! મારી ઉપર દયા કરજે. મને દુ:ખ ન લાગે એમ કરજે!' અને ડામની વેદના તેને જરા ય ન વરતાઈ; ડામ દેવાતા હતા તે ન જોઈ

શકવાથી. કેટલાક સાથ્યા અને રડવા લાગ્યા તેમને ફ્રાંસિસે કહ્યું 'બસ આટલો જ ઈશ્વરમા વિશ્વાસ? ગભરાઓ છો શુ? હજી એકાદ વધારે ડામ મૂકવો હોય તો ભલે મૂકે'

એકવાર એક વૈદને તેણે પૂછ્યુ 'ભાઈ, હવે આ શરીર ક્યારે જવાનુ?'

વૈદે કહ્યુ 'સપ્ટેમ્બર આખરે આ શરીર પડશે'

આ સાભળીને ફ્રાંસિસ મસ્તીમાં આવી ગયો અને ગામડિયાની ધૂનમા રચેલુ એક 'સવિતાસ્તોત્ર' ગાવા લાગ્યો અને એમાં મૃત્યુભગિનીની કડીઓ પણ ઉમેરી દીધી

એક દિવસ સારે વૈદના જોઈને એક સાથીએ તેને પૂછ્યુ 'તમને આવુ મોત ગમે કે શરીરનુ મૃત્યુ ગમે?'

ફ્રાંસિસે જવાબ આપ્યો 'મને તો ઈશ્વરને જે ગમે તે બહુ ગમે'

આ છેલ્લી માદગીમાં ફ્રાંસિસની ઈચ્છા વિરુદ્ધ એને શહેરના વડા ધર્મગુરુના મહેલમાં રાખવામા આવ્યો હતો ત્યાં તેની સારવાર થતી હતી, પણ અંતકાળ નજીક આવતો જોઈ તેની ઇચ્છાને અનુકૂળ થઈ સાથીઓ એને પેલા ડેમિયનના એના પ્રિય દેવળમાં લઈ આવ્યા

ફ્રાંસિસની અંતઘડી નજીક જાણી તેના સાથીઓએ પૂછ્યુ 'તમારી પછી સઘના મુખી તરીકે કોને નીમવા?'

ફ્રાંસિસે ઘડીક તો કશો જવાબ ન આપ્યો પછી ધીમે રહીને ગીતામા સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ ગણાવ્યા છે એ બધા લક્ષણ ગણાવી કહ્યુ 'આ લક્ષણો જેનામાં હોય તેને નીમજો'

ત્યારબાદ સત ફ્રાંસિસે પોતાનુ વસિયતનામુ લખાવ્યુ તેમાં એના જીવન સિદ્ધાંતોનો સાર આવી જાય છે કેટલાક વાક્યો અહી ઉતારીએ 'મે મારે હાથે કામ કર્યુ છે અને જીવીશ ત્યાં સુધી કરીશ મારો કોઈ પણ સાથી હાથમહેનત ન છોડે એમ હુ ઇચ્છુ છું જેને બીજો ધધો ન આવડતો હોય તે શીખી લે તેમાથી ધન મેળવવા માટે નહી, પણ તેને જોઇને બીજા શીખે તે માટે, બીજા આળસુ ન બને તે માટે'

છેલ્લી પળે એણે સાથીઓને કહ્યુ 'હવે મારાં કપડાં ઉતારી લો અને મને ધરતી પર સુવાડો ઈશ્વર સિવાય મારુ કશુ જ નથી મે મારુ કર્તવ્ય કર્યું ઈશ્વર તમને તમારુ બતાવો'

છેલ્લા વાક્યો સાભળી સાથીઓની આંખમાંથી આસુની ધારાઓ વહેવા લાગી શાંતચિત્તે સૌની વિદાય લઈ સત ફ્રાંસિસ પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો

સવાસાતસો વરસ પહેલા થઈ ગયેલા આ મહાન સતને જગત ભગવાન ઈશુ જેટલા આદરભાવથી સ્મરે છે

*

## આર્યોનું મૂળ નિવાસસ્થાન કયું?

# ઉત્તર ધ્રુવ કે સપ્તસિંધુ?

લેખક:
શ્રી સાંવળિયા વિહારીલાલ વર્મા
એમ. એ.

આર્યોના મૂળ નિવાસસ્થાન વિષે ઇતિહાસ અને પુરાતત્ત્વના અભ્યાસીઓ એકમત થઈ શક્યા નથી. આ લેખમાં પ્રચલિત મતોની ચર્ચા અને પ્રમાણો ઉપરાંત લેખકનો પોતાનો મત પણ વ્યક્ત થાય છે. મનુષ્ય માત્રને જેમ નદીનું મૂળ જોવાની જિજ્ઞાસા હોય છે તેમ પોતાનું મૂળ જોવાની પણ ઇચ્છા રહે જ છે. આ ઇચ્છાને સંતોષવામાં આ લેખ અમુક અંશે ઉપયોગી થશે.

આર્યોના આદિ નિવાસસ્થાન પરત્વે વિદ્વાનોમાં ઊંડો મતભેદ પ્રવર્તે છે. ગોરી પ્રજાએ અમેરિકા, દક્ષિણ આફ્રિકા, આસ્ટ્રેલિયા વગેરે દેશોમાં ફેલાઈ જઈ માત્ર આધિપત્ય જ નથી જમાવ્યું, ત્યાં ત્યાં જઈ તે તે સ્થળે પાશ્ચાત્ય રીતરિવાજોનો જબ્બર પ્રચાર પણ કર્યો છે. એટલું જ નહિ, આ પ્રચાર કરતાંકરતાં એમણે બીજી પ્રજાઓને અસભ્ય કહેવામાં યે લેશ માત્ર સંકોચ અનુભવ્યો નથી. ભારતવર્ષ ઉપર પણ આવું પાશ્ચાત્ય આધિપત્ય કાયમ રાખવા માટે, આરંભથી જ યુરોપ તથા અમેરિકાના ઘણાખરા વિદ્વાનોનું ધ્યાન કેંદ્રિત થયું છે. હિંદુસ્તાનની સંસ્કૃતિનો આદિ સ્રોત પ્રધાનતઃ યુરોપમાંથી અને પૂરેપૂરો ઇજિપ્ત અથવા ઈરાકમાંથી આવ્યો છે એમ સિદ્ધ કરવા એમણે પ્રયત્નો કર્યા છે. સ્વીડન તથા લિથુઆનિયા વગેરે યુરોપના ઉત્તર દેશોની ભાષાની તુલના કરીને અને ત્યાંના આદિવાસીઓની મસ્તકરેખાઓની તુલના કરતાંકરતાં ખૂબ પ્રયત્નપૂર્વક એ વિદ્વાનો સિદ્ધ કરવા ગયા છે કે આર્યોનું મૂળ નિવાસસ્થાન ઉત્તર યુરોપમાં હતું. એટલું જ નહિ, એ ઉપરાંત વેદની ઋચાઓના મનમાન્યા અર્થ કરીને એ લોકોએ આ મતની પુષ્ટિ કરવાના પ્રયત્નો પણ કર્યા છે. ઋગ્વેદમાં ઇંદ્રનો રંગ સોનેરી વર્ણવવામાં આવ્યો છે. શુક્લ યજુર્વેદમાં રુદ્રનો હાથ પણ સોનેરી કહેવામાં આવ્યો છે. પહેલા મંડળના ૧૨૨મા સૂક્તના ચૌદમા મંત્રમાં આપણને એક ઋષિ 'સોનેરી કાનવાળા' પુત્રને માટે પ્રાર્થના કરતા મળી આવે છે. અનેક સ્થળે સોનેરી બાળકોના પણ ઉલ્લેખો આવે છે. આ વાક્યોના આધાર પર પોતાના દેશની અને પોતાની પ્રજાની ખ્યાતિ વધારવા માટે જ, પાશ્ચાત્ય દેશોના વિદ્વાનો એવો મત ધરાવતા થઈ ગયા છે કે આર્યો ઉત્તર યુરોપમાંથી હિંદુસ્તાનમાં આવ્યા હતા અને તેનું પ્રમાણ વેદમાં પણ મળે છે! ત્યાંના રહેવાસીઓનો રંગ પણ સોનેરી જ છે ને!

છેક આરંભથી જ યુરોપવાસીઓ પ્રચાર કરતા રહ્યા છે કે આર્યો ભારતના આદિવાસી નથી; પરંતુ પોતાના મૂળ નિવાસસ્થાનેથી ડેન્યૂબ નદીને કિનારેકિનારે પથરાતાપથરાતા, બોસ્ફરસ તથા ડાર્ડનલ્સ ઓળંગીને, એશિયા માઇનોરને રસ્તે, ઇરાન, અફઘાનિસ્તાન, તથા સપ્તસિંધુમાં તેઓ પહોંચ્યા. રસ્તામાં પોતાની ટોળીમાંથી અહીંતહીં લોકોને મૂકતા આવ્યા ને સપ્તસિંધુની

આદિવાસી કાળી પ્રજા સાથે દિવસોના દિવસો સુધી લડતા ઝઘડતા રહ્યા. અને અંતે એમને હરાવી, જંગલોમાં હાંકી મૂક્યા કે પોતાના દાસ બનાવ્યા.

પારસીઓના આદિગ્રંથ 'ઝિંદ અવસ્તા'ની ભાષા, એના ભાવ તથા એના દેવલોકોનાં નામ વગેરેની તુલના કરીને પણ એમણે ધારણા બાંધી છે કે ઋગ્વેદની રચના પહેલાં જે આર્યો ઇરાનમાં થઈ, હિંદુસ્તાનમાં આવ્યા, એમની એક શાખાએ ત્યાં કાયમી વસવાટ કરી દીધો.

આ રીતે પશ્ચિમના વિદ્વાનોએ એમનો મતપ્રચાર એવી કુશળતાથી કરી દીધો કે એને પરિણામે હિંદુસ્તાનીઓને દૃઢ વિશ્વાસ જ બેસી ગયો કે સાચેસાચ આર્યો હિંદુસ્તાનના આદિવાસીઓ નથી જ, તે લોકો તો યુરોપ, ઇરાન, અથવા તો મધ્યએશિયામાંથી હિંદમાં આવ્યા ને ત્યાંના અનાર્યોનો પરાજય કરીને સપ્તસિંધુમાં વસ્યા. અને આ બધાનું પરિણામ એ આવ્યું કે આજે ઘણાખરા વિદેશી ઇતિહાસકારો એમ માનતા થઈ ગયા છે કે આર્યોનું મૂળ વતન અરબી સમુદ્રથી હેન્મૂખ નદી સુધીમાં ફેલાયેલા પ્રદેશમાં જ છે. ભારતના ઇતિહાસનું નિર્માણ પણ એ જ આધાર પર થયું છે.

મિસર, ઇરાક, ગ્રીસ વગેરે દેશોની રીતભાત ને એમની સંસ્કૃતિના સંબંધમાં એ દેશોની પથ્થર પરની કળા, મૂર્તિ, મંદિરોના ભગ્નાવશેષ, પિરામીડ વગેરે પરથી આપણે થોડુંક જાણી શકીએ છીએ, પરંતુ ભારતવર્ષની સંસ્કૃતિના આદિકાળમાં નહોતી લખવાની પ્રથા કે નહોતી પ્રથા મૂર્તિનિર્માણની. પરિણામ એ આવ્યું કે ઋગ્વેદ વિના હિંદુસ્તાનના રીતરિવાજો ને સંસ્કૃતિ જાણવા માટે આપણને કોઈ પણ સાધન અત્યારે મળી શકતું નથી.

હા, ઋગ્વેદમાં ઘણાં સાધનો એ માટે મળી આવે છે, પરંતુ પાશ્ચાત્ય સંશોધકો ને વિદ્વાનોના દૃષ્ટિકોણ જ જુદા રહ્યા. પરિણામે પોતાના વિચારોની ને મંતવ્યોની પુષ્ટિ માટે સ્થળેસ્થળે એમણે વેદના અર્થના અનર્થ કરી દીધા! અને આ બાજુ એવું બન્યું કે દુર્ભાગ્યે ભારતના વિદ્વાનોનું ધ્યાન ઐતિહાસિક દૃષ્ટિથી વેદનું અધ્યયન કરવા તરફ સુદ્ધાં ગયું નહિ. વેદ દૈવી છે, શાશ્વત અને સૃષ્ટિના આરંભમાં જ બ્રહ્મવાણીરૂપે એનો પ્રાદુર્ભાવ થયો છે એમ હિંદુઓ માને છે આ માન્યતાની પકડથી રંગાયેલા હિંદુઓએ સ્વાભાવિક રીતે જ ઐતિહાસિક દૃષ્ટિથી વેદની ચૂંથાચૂંથ કરવાનું મુનાસિબ માન્યું નહિ, પરંતુ પાશ્ચાત્ય વિદ્વાનોનું આ સંકુચિત દૃષ્ટિબિંદુ લોકમાન્ય તિલકને પસંદ આવ્યું નહિ.

ગઈ સદીના અંતમાં પોતાના પુસ્તક 'વેદનું મૂળ નિવાસસ્થાન'માં લોકમાન્યે બતાવ્યું કે આર્યોનું મૂળ નિવાસસ્થાન ઉત્તર ધ્રુવની પાસે હતું અને એ જ સ્થાનમાંથી તેઓ યુરોપ તથા સપ્તસિંધુ તરફ પથરાયા. પશ્ચિમે સિંધુ નદી, પૂર્વમાં સરસ્વતી નદી. અને મધ્યમાં સિંધુ નદીની પાંચ શાખાઓની વચ્ચેનો પ્રદેશ ત્યારે સપ્તસિંધુના નામથી વિખ્યાત હતો. ઋગ્વેદમાં 'ઉષા'ની વિશેષ રૂપમાં સ્તુતિ કરવામાં આવી છે. લોકમાન્ય તિલકનું માનવું હતું, કે 'ઉષા' એ ઉત્તર ધ્રુવની દેવતા છે; કારણ કે પંજાબમાં દરરોજ 'ઉષ:કાળ' માત્ર થોડોક જ સમય માટે છે, પરંતુ ધ્રુવ પ્રદેશમાં 'ઉષ કાળ' લાગલગાટ કેટલા યે દિવસો સુધી રહે છે. એટલે જ તો હિંદુસ્તાનમાં આવતા અગાઉથી જ આર્યોમાં 'ઉષા'ની સ્તુતિ કરવાનો ને એને નમન

કરવાનો રિવાજ હતો. અને જ્યારે હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે પણ એ પ્રથા આર્યોએ જારી રાખી હતી. પરંતુ મારી અલ્પબુદ્ધિ પ્રમાણે લોકમાન્યનો આ વિચાર ભ્રમમૂલક છે. 'ઉષ:કાળ' માત્ર મનોહર સમય જ નથી, આર્યજનોનો એ તો હતો સંધ્યા ને પૂજાનો સમય. એટલે સહજ રીતે જ આર્ય ઋષિકવિઓમાં 'ઉષા'ની સ્તુતિ કરવાની પ્રેરણા જાગી હશે. એના પરિણામરૂપે જ કદાચ 'ઉષા'ની સ્તુતિ સંબંધી ઋગ્વેદમાંના મંત્રો સૌથી વધુ સુંદર, લલિત ને મનોહર છે. ઋગ્વેદમાં માત્ર હિંદનાં કુદરતી દૃશ્યોનાં જ વર્ણનો છે. એમાં સપ્તસિંધુની બહારના નદીપહાડ આદિના ઉલ્લેખો નથી. આથી પુરવાર થાય છે કે ઋગ્વેદની રચના હિંદમાં જ થઈ છે. વર્ષો પછી, અનેક નદીપહાડો ઓળંગ્યા બાદ આર્યો જ્યારે સપ્તસિંધુમાં આવી વસ્યા, ત્યારે એમણે ઉત્તર પ્રદેશના 'ઉષ:કાળ'ની મહત્તાનો ખ્યાલ કરીને ઉષાની સ્તુતિમાં અનેક લલિત પદોની રચના કરી હોય એ સંભવિત નથી.

ઋગ્વેદના મંત્રો ઉપરથી જણાય છે, કે તે કાળમાં, વરસના ઘણા મહિના સપ્તસિંધુના પ્રદેશમાં સખત ટાઢ પડતી હતી. મહિનાઓ સુધી વર્ષાઋતુ ચાલુ રહેતી હતી, જેથી ઉષા અને સૂર્ય ઘનઘોર વાદળની અંદર સતત છુપાયેલાં રહેતાં. પરંતુ આજે તો પંજાબમાં વર્ષાઋતુ લગભગ લુપ્ત થઈ ગઈ છે–ત્યાં આજે વરસાદ બહુ જ ઓછો પડે છે. આ ઉપરાંત ઋગ્વેદમાં ઠંડી મોસમોનો ઉલ્લેખ છે, એ ઠંડીને લીધે જ આર્યોને આધ્યાત્મિક ઉન્નતિ કરવાની સુવિધા થઈ હશે; પણ આજે તો પંજાબમાં પુષ્કળ તાપ પડે છે.

ભૂગર્ભશાસ્ત્રવેત્તાઓનાં નિવેદનો ઉપરથી જણાય છે, કે ઘણા સમય પહેલાં રજપૂતાના, સિંધ, યુક્તપ્રાંતનો ઘણોખરો ભાગ, ને બિહાર તથા બંગાળ સમુદ્રને તળિયે હતાં અને સપ્તસિંધુની ત્રણે બાજુ દરિયો હતો. આ કારણે ઋગ્વેદમાં ગંગા તથા યમુનાનું વિશેષ મહત્ત્વ નથી. ગંગાનો ઉલ્લેખ માત્ર બે જ વાર ઋગ્વેદમાં છે; પરંતુ અથર્વવેદમાં માત્ર ગંગા કે યમુનાના ઉલ્લેખો ઉપરાંત ગંગા-યમુનાના તટપરના પ્રદેશો ને નગરોના ઉલ્લેખો પણ છે. ગંગા અને યમુના થોડે દૂર વહીને તરત જ સમુદ્રમાં સમાઈ જતી હતી, એથી વ્યાવહારિક દૃષ્ટિએ એનું કોઈ મહત્ત્વ નહોતું; પરંતુ ધીમેધીમે જેમ જેમ ઉપયુક્ત પ્રદેશ સમુદ્રને તળિયેથી જ બહાર નીકળી આવ્યો તેમ તેમ એ એક સમૃદ્ધ દેશ બની ગયો. અને ત્યારે એનો ઉલ્લેખ અથર્વવેદમાં વિશેષરૂપે થયો. એટલા ઉપર પણ યુરોપના વિદ્વાનોના દૃષ્ટિકોણ એવા સંકીર્ણ રહ્યા છે કે પોતાની વાતને સાબિત કરવાને માટે એ લોકોએ અર્થનો અનર્થ પણ કરી નાખ્યો છે પ્રસિદ્ધ વિદ્વાન મેકડોનલે તો પોતે લખેલા સંસ્કૃતસાહિત્યના ઇતિહાસમાં ત્યાં સુધી કહી નાખ્યું છે, કે આર્યો સમુદ્રને જાણતા પણ નહોતા! એનું કહેવું છે કે ઋગ્વેદમાં આવતા 'સમુદ્ર'નો અર્થ 'જલસમૂહ' છે. પરંતુ ઋગ્વેદમાં અનેક સ્થળે 'સમુદ્ર' શબ્દ આવ્યો છે. એનો અર્થ સમુદ્ર વિના બીજો કોઈ જ નથી થઈ શકતો. દા. ત. ઋગ્વેદના બે મંત્રો જોઈએ:

आ यद्रुहाव वरुणश्च नावं प्र यत् समुद्रमी रयाव मध्यम् ।
अधि यदपां स्नुभिश्चराव प्र प्रेङ्ख ईङ्‍खयावहै शुभे कम् ।

(મંડળ ૭, સૂક્ત ૮૮, મંત્ર ૩)

ભાવાર્થ : વસિષ્ઠ કહે છે, કે 'જ્યારે હું તથા વરુણ બને નાવ પર ચડ્યા, ને સમુદ્રની વચ્ચે ભલી રીતે અમે નાવને હંકાર્યું, તથા જ્યારે જળની ઉપર ચાલી રહેલી નાવમા અમે હતા, ત્યારે સુશોભિત નૌકારૂપી ઝૂલા પર અમે આનંદથી ડોલતા હતા.'

समस्य मन्यवे विशो विश्वा नमन्त कृष्टयः । समुद्रायेव सिन्धवः ।

(મંડળ ૮, સૂક્ત ૬, મંત્ર ૪)

ભાવાર્થ : 'નદીઓ જેમ સમુદ્રને પ્રણામ કરે છે, એવી જ રીતે સમસ્ત માનવપ્રજા ઇંદ્રના ક્રોધના ભયને લીધે ઇંદ્રને પ્રણામ કરે છે'

આવી સ્થિતિમાં એ જ પ્રતીત થાય છે કે વૈદિકકાળની રૂપરેખા વિશેષત ઋગ્વેદના સમયનો ઇતિહાસ, ઋગ્વેદમાંથી જ પ્રાપ્ત થતી સામગ્રીમાંથી રચાવો જોઈએ.

ભાષા, વિજ્ઞાન અને સામાજિક આચારવિચાર ને શિસ્તનો પરસ્પર સબંધ માનનારા વિદ્વાનોની ધારણા છે, કે પુરાણકાળમાં એક સ્થાનમાં વસવાવાળી આર્યપ્રજા, અનેક કારણોને લીધે પોતાના મૂળ વતનમાથી નીકળી યુરોપ તથા એશિયામાં વિસ્તાર પામી અને એટલે આર્યભાષાનો પ્રચાર પણ જગતના જુદાજુદા દેશોમા થયો એટલા ઉપરથી અનુમાન કરી શકાય છે, કે એમે ત્યારે કોઈ એક વેળા આર્યપ્રજા અત્યત પ્રબળ, અત્યંત ઉદ્યોગશીલ અને અત્યંત પરાક્રમી પ્રજા હશે, એણે પોતાના સ્થાનથી નીકળી જઈને જગતના બીજા દેશો પર પોતાનું પ્રભુત્વ જમાવ્યું હશે

આર્યોના મૂળ સ્થાનના સબંધમાં હજી પણ ઊંડા મતભેદ છે, તો યે 'મોહન-જો-ડેરો' અને 'હરપ્પા'ના સશોધનકાર્યને અતે કેટલાક લોકોને વિશ્વાસ બેસી ગયો છે, કે આર્યોનું મૂળ નિવાસસ્થાન સપ્તસિંધુ જ હતું. જો કે હજી પણ ઘણાખરા પાશ્ચાત્ય વિદ્વાનો આજે પણ આ મત સ્વીકારવા માટે તૈયાર નથી ડૉકટર અવિનાશચંદ્ર દાસે 'ઋગ્વેદના સમયનું ભારતવર્ષ' તથા 'ઋગ્વેદની સસ્કૃતિ' નામે પુસ્તકો લખ્યાં છે સ્વામી શંકરાનંદે 'પ્રાગ્ ઐતિહાસિક સિંધુના સમયની ઋગ્વેદની સંસ્કૃતિ' નામનું પુસ્તક લખ્યું છે. પુરાતત્ત્વના વિખ્યાત વિદ્વાન રાયબહાદુર રામપ્રસાદ ચંદાએ 'વૈદિક સમયમા સિંધુની ખીણ' નામનો ગ્રથ લખ્યો છે. આ સર્વે વિદ્વાનોએ 'મોહન-જો-ડેરો' તથા 'હરપ્પા'ના ખોદકામ ને સશોધનથી પ્રાપ્ત થયેલી વસ્તુઓ સાથે ઋગ્વેદના મંત્રોની તુલના કરી છે અને સાબિત કરી બતાવ્યું છે, કે આર્યોના આદિનિવાસસ્થાન સંબધી જે જે કંઈ ધારણાઓ અત્યાર સુધી હતી, તે કેવળ અનુમાન પર જ રચાયેલી હતી એ સૌએ એમ સિદ્ધ કર્યું છે, કે એ ધારણાઓમાથી એક એવી નથી કે જેને નિશ્ચિત અથવા તો સર્વમાન્ય કહી શકાય.

'મોહન-જો-ડેરો' તથા 'હરપ્પા'ના ખોદકામ બાદ નિષ્પક્ષ વ્યક્તિઓ વિનાસકોચ માનશે, કે આર્યોની આરભની રંગભૂમિ હિંદના પશ્ચિમોત્તર પ્રદેશો (સપ્તસિંધુ)મા હતી, અને ત્યાથી આર્યોનો વિસ્તાર યુરોપ તથા એશિયામા થયો હતો વિખ્યાત જર્મન વિદ્વાન ગ્રીમરનું પણ કહેવું છે કે વેદમાં એવી કોઈ વાત નથી, કે જેના દ્વારા આર્યોનું આદિનિવાસસ્થાન હિંદની બહાર કહી શકાય કે માની શકાય. વેદોના અધ્યયનથી માલૂમ પડે છે, કે આર્યોને કાશ્મિરથી ઉત્તરના પ્રદેશોની માહિતી

નહોતી. ઉત્તર કુરુ તથા પંચાલોની એકત્રિત પ્રજા પણ કાશ્મિરમાં જ હતી, નહિ કે કાશ્મિરની સીમાની બહાર. વેશભૂષાની તુલનાથી આર્યો પણ હિંદબહારના મૂળ વતનીઓ તરીકે જણાતા નથી. સીથિયા તથા યુરોપના લોકો ઊંચા જોડા ધારણ કરતા ને પાયજામા પહેરતા. એમની પાસેથી પાછળથી ઇરાનીઓ પાયજામો પહેરતાં શીખ્યા. પરંતુ ઋગ્વેદકાળના આર્યો ઘણું-ખરું વગરસીવેલું કપડું પહેરતા હતા. જો તેઓ હિંદુસ્તાનમાં બહારથી આવ્યા હોત, તો કોઈ નેતાના નેતૃત્વ હેઠળ આવ્યા હોત, અને એમની યાત્રા અને સપ્તસિંધુ-વિજયની ગાથાનો સમાવેશ ઋગ્વેદમાં અવશ્ય જ થયો હોત; પરંતુ ઋગ્વેદમાં આર્યો અને દસ્યુઓનાં યુદ્ધનાં જે વર્ણનો આવે છે, તે તો માત્ર એક જ દેશના ભિન્ન-ભિન્ન સમુદાયો વચ્ચે થયેલા સંઘર્ષનાં વર્ણન સમાન છે. ઋગ્વેદથી આપણને એટલું તો સ્પષ્ટ વિદિત થાય છે, કે યુદ્ધ કેવળ દસ્યુઓ સાથે જ નથી થયાં, પરંતુ વખતો-વખત, ઇંદ્રવરુણાદિ દેવતાઓને માનવાવાળી તથા યજ્ઞાદિ કર્મ કરવાવાળી ભિન્નભિન્ન પ્રજામાં પણ થયાં છે. અને એમાં દિવોદાસકૃત યુદ્ધ તો પ્રસિદ્ધ છે.

વળી 'મોહન–જો–ડેરો' તથા 'હરપ્પા'ના ખોદકામ ઉપરથી જણાય છે, કે સિંધુ નદીની તળેટીમાં સમુદ્રની પાસે વસેલાં આ નગરોની સંસ્કૃતિ ઇ. સ. પૂર્વે ૩૨૫૦થી ૨૭૫૦ વર્ષ લગભગની છે. આ અતિપ્રાચીન નગરોની સંસ્કૃતિનો નાશ થયા પછી શું થયું, એની આપણને કંઇ જ માહિતી નથી. કેટલાક વિદ્વાનો માને છે કે વૈદિક આર્યોનું ઉત્થાન આ પછીથી થયું. આર્યોએ આ સંસ્કૃતિના કેટલાક અંશો અપનાવી લીધા ને બાકીનાનો નાશ કરી નાખ્યો. ત્યારે કેટલાક વિદ્વાનો એમ પણ માને છે, કે ઋગ્વેદમાં જે 'અનાર્યોનું' વર્ણન આવે છે, તે અનાર્યો 'મોહન-જો-ડેરો' તથા 'હરપ્પા'ની સંસ્કૃતિના નિર્માતા અથવા તો પોષકો હોવા જોઈએ. તો વળી કેટલાક વિદ્વાનોનો એવો પણ મત છે, કે આર્દ્રોની સંસ્કૃતિ એ તો મિસરવાસીઓ તથા સુમેરિયનોનો વારસો છે. આમ છતાં તુલનાત્મક દૃષ્ટિથી જોવાથી પુરવાર થશે કે 'મોહન–જો–ડેરો'ની સંસ્કૃતિ આ લોકોની સંસ્કૃતિથી પણ પુરાણી છે. 'મોહન-જો-ડેરો'ના સંસ્કૃતિકાળમાં બળદો દ્વારા ગાડીઓ ખેંચાતી હતી, ત્યારે સુમેરિયામાં ગધેડાંઓ દ્વારા ગાડીઓ ખેંચાતી હતી. બરછી, ભાલો ને ત્રિશૂળની સરખામણીથી પણ સ્પષ્ટ માલૂમ પડે છે, કે સુમેરિયનોની બરછી વધારે સુંદર અને વધુ સારી રીતે બનાવેલી હતી. આ બધી વાતોથી પણ 'મોહન-જો-ડેરો'ની સંસ્કૃતિ વધુ પ્રાચીન કાળની માલૂમ પડે છે.

'મોહન–જો–ડેરો'ના સંશોધન ને ખોદકામ પછી યે દેવાલય કે મંદિર મળ્યાં નથી; પરંતુ મિસર, સુમેરિયા, બેબિલોન, ગ્રીસ વગેરે દેશોમાં ઘણી સંખ્યામાં આપણને મંદિરો મળે છે. એ બધાંથી પણ પુરવાર થાય છે, સ્પષ્ટ થાય છે, કે આ સર્વ દેશોની સંસ્કૃતિ 'મોહન–જો–ડેરો' ની સંસ્કૃતિની પાછીની છે. ડૉક્ટર માર્શલનો મત છે, કે 'મોહન–જો–ડેરો' અને 'હરપ્પા'ની સંસ્કૃતિ ઋગ્વેદકાલીન આર્યસંસ્કૃતિથી પુરાણી છે, અને આ બંને સંસ્કૃતિઓ વચ્ચે કોઈ સંબંધ નથી. એમના મત પ્રમાણે ઋગ્વેદકાળની સંસ્કૃતિ ઘણા વખત પછીની છે; પણ એમની આ ધારણા બિનપાયાદાર છે. 'મોહન-જો-ડેરો'ના સંશોધન પછી આપણને સિંહધારી મૂર્તિઓ મળી, જેમાંની મૂર્તિ સુમેરિયા આદિ દેશોમાં

પણ મળી આવી છે. ઋગ્વેદમાં આવી મૂર્તિઓનાં વર્ણનોનો સર્વથા અભાવ છે. ઋગ્વેદકાળમાં મંદિરનો ક્યાંયે ઉલ્લેખ નથી. ઋગ્વેદ પરથી ફલિત થાય છે, કે આર્યો પોતાના ઘરની અંદર પૂજાવેદીનું નિર્માણ કરતા હતા.

ઇસ્લામ કે ખ્રિસ્તી ધર્મની માફક વૈદિક કાળમાં સમૂહઉપાસનાનો કોઈ રિવાજ ભારતવાસીઓમાં નહોતો. આ સર્વ વાતો ઉપરથી સ્પષ્ટ થશે, કે ઋગ્વેદકાલીન સંસ્કૃતિ 'મોહન-જો-ડેરો'ની સંસ્કૃતિથી પુરાણી છે. ઋગ્વેદ પરથી આપણને એ પણ જાણવા મળે છે, કે સપ્તસિંધુના વસનાર 'પની' કે 'પણી' લોકો સમુદ્ર દ્વારા વેપાર કરતા હતા. સમુદ્રના કિનારા પર હોવાને લીધે 'હરપ્પા' તથા 'મોહન-જો-ડેરો' સપ્તસિંધુના સીમાંત પ્રદેશમાં હતા. ઋગ્વેદમાં એક મંત્ર છે.

तं गूर्तयो नेमन्निषः परीणसः समुद्रं न सञ्चरणे सनिष्यवः ॥

(મંડળ ૧, સૂક્ત ૫૬, મંત્ર ૨)

ભાવાર્થ: જે પ્રકારે ધનની ઇચ્છાવાળો વણિક સમુદ્રને ચારે બાજુથી ઘૂમી વળે છે, તેવી જ રીતે હોમહવનની સામગ્રી લઈ જનાર પૂજારીઓ ચારેબાજુથી ઇંદ્રને ઘેરી લે છે.

આર્ય પ્રજા સમુદ્ર દ્વારા વેપાર કરતી હતી એ એના ઉપરથી જણાઈ આવે છે. એટલે સુધી કે સમુદ્રની વચમાંના દ્વીપનો ઉલ્લેખ પણ પ્રથમ મંડળના ૧૬૯મા સૂક્તના ત્રીજા મંત્રમાં મળી આવે છે. 'પણી' લોકો આર્યવેપારી હતા. એ લોકો મિસર, સુમેરિયા, ગ્રીસ વગેરે દૂરદૂરના દેશો સાથે સમુદ્રમાર્ગે વેપાર કરતા હતા. આગળ આવી ગયેલા ઇતિહાસજ્ઞ શ્રી રામપ્રસાદ ચંદાનો મત છે કે આ 'પણી' લોકોએ જ 'મોહન-જો-ડેરો'ને વસાવ્યું અને સમૃદ્ધ બનાવ્યું. ઋગ્વેદમાં પણીઓના ઘણા ઉલ્લેખો મળી આવે છે. પણી લોકો યજ્ઞ કરતા નહોતા, એટલે ઇંદ્ર વગેરેના અનેક ઉપાસકોના એ લોકો શત્રુ બની ગયા. ઋગ્વેદમાં આનો ઉલ્લેખ છે. પણી લોકો ઘણો ભવો વટાવ લઈને રૂપિયા ઉધાર આપતા હતા. કરજ ન ચૂકવી શકાય તો કરજદારને એમના દાસ બનવું પડતું હતું. ઋગ્વેદના દશમા મંડળના ૧૦૮મા સૂક્તમાં પણીઓ તથા ઇંદ્રની દૂતી સરમાની વચ્ચે સરસ સવાલ-જવાબો આવે છે. સાવ સ્પષ્ટ રૂપમાં, પણીઓનો નાશ કરવાનો આદેશ આપણને ઋગ્વેદના ત્રીજા મંડળના ૫૮મા સૂક્તના બીજા મંત્રમાં મળે છે. એમાં પણીઓને અનાર્ય અથવા અસુર નથી કહ્યા, પણ એમને 'આસુરી બુદ્ધિ'વાળા બતલાવવામાં આવ્યા છે. એથી પણ ફલિત થાય છે, કે પણી લોકો આર્યવેપારીઓ હતા, જે લોકો ઇંદ્રની પૂજા તથા યજ્ઞ ન કરવાથી ઋષિઓના કોપનો વિષય બની ગયા હતા.

'મોહન-જો-ડેરો'ના સમૃદ્ધિકાળમાં પણીઓએ દુનિયાના ભિન્નભિન્ન દેશો સાથે કેવળ વેપાર જ નથી ખેડ્યો, બલ્કે એ દેશોમાં જઈને વસ્યા પણ હતા, તથા એ રીતે આ લોકોએ આર્ય રીતરિવાજો તથા આર્યસંસ્કૃતિનો એ દેશોમાં પ્રચાર પણ કર્યો હતો. 'જાતકકથાઓ' પ્રમાણે પણ પ્રાચીન બેબિલોન સાથે ભારતવર્ષનો વ્યાપારી સંબંધ હતો. પ્રસિદ્ધ ઇરાની સમ્રાટ દારાના પ્રાચીનતમ શિલાલેખોમાં પણ 'સિંધુ' તથા 'કુશાવતી'ના સ્પષ્ટ ઉલ્લેખો છે. આફ્રિકાના એબિસિનિયાનું

પ્રાચીન નામ 'કુશાવતી' એ વાતનું દ્યોતક છે. એ નામ સિંધુવાસીઓએ આપેલું હતું. એશિયામાઇનોર આદિ દેશોમાં, આર્યોના ફેલાવાની કથાનો ઐતિહાસિક આધાર તો ઇ. સ. ૧૫મી સદીની પહેલાંનો મળે છે. ભારતીય સંસ્કૃતિની સાથોસાથ મેકિસકોની 'મયજાતિ'ની સંસ્કૃતિની સમાનતા વિશે વિદ્વાનોમાં પૂરી ચર્ચા થઈ છે. આ રીતે પણ જોઈ શકાય છે, કે પણીઓએ 'મોહન–જો–ડેરો'ના સમૃદ્ધિકાળમાં દુનિયાના ભિન્નભિન્ન દેશો સાથે વેપાર કરી ત્યાં આર્યસંસ્કૃતિનો પ્રચાર કર્યો હતો. જેવી રીતે ઇંગ્લેંડવાસીઓ અમેરિકામાં જઈ વસ્યા, ત્યારે જેમ ત્યાંનાં નગરોનાં નામ પોતાના દેશનાં નગરોનાં નામ પરથી રાખ્યાં હતાં, તેવી જ રીતે આ પણી લોકો જયારે આફ્રિકાને કિનારે જઈ વસ્યા, ત્યારે ત્યાંનાં નગરનું નામ રાખ્યું 'પણ્યજનપદ;' જે પાછળથી ફોનિસિયા બની ગયું.

મિસર દેશની ગાથા વગેરે પરથી માલૂમ પડે છે, કે આદિ મિસરવાસીઓ 'પુન્ત' નગરથી આવી ત્યાં વસ્યા હતા. કેટલાક વિદ્વાનોનો મત છે, કે પુન્ત નગર મધ્યએશિયામાં છે; પરંતુ શબ્દની સરખામણીથી લાગે છે કે આ 'પુન્ત' 'પુણ્ય' અથવા 'પુની'નું અપભ્રંશ છે. એટલે એવું અનુમાન થાય છે કે આ પુની લોકો 'મોહન–જો–ડેરો' માંથી જઈ મિસરમાં વસ્યા હતા. 'મોહન–જો–ડેરો'માં તથા મિસરમાં મુડદાંના અંતિમસંસ્કાર એક જ પ્રકારના થતા હતા. આ વાત ઉપલા અનુમાનને પુષ્ટિ આપે છે. વળી જયારે આપણે ઐતિહાસિક કાળમાં ભારતીય વિદ્વાનને ગ્રીસ તથા એલેકઝાંડ્રીઆ (સિકંદરિયા)માં જોઈએ છીએ, ત્યારે અનુમાન થાય છે, કે ઐતિહાસિક યુગ પૂર્વે પણ આર્યો એ દેશમાં હતા. 'માયા' તથા 'મેકસકો'ની સંસ્કૃતિ તો એક પ્રકારે ભારતીય જ હતી

ઉત્તર અમેરિકાના લુસિયાના પ્રદેશમાં કેટલીક જંગલી જાતો વૈદિક આર્યોની માફક આજે હજી પણ અહર્નિશ અખંડ અગ્નિ પેટાવેલો રાખે છે. વળી સુમેરિયન લોકો પણ સિંધુના નિવાસીઓની માફક જ ચન્દ્રદેવતાની પૂજા કરે છે, જે 'ચંદ્રમા' અર્થાત્ 'સોમા' હતી 'સોમા' વૈદિક દેવતા છે. એથી પણ માલૂમ પડે છે કે સુમેરિયન લોકો 'મોહન–જો–ડેરો'ના આદિવાસી વૈદિક લોકો હતા. આ વાતને સુમેરિયન પ્રજાની ગાથાઓથી પણ પુષ્ટિ મળે છે. 'મોહન–જો–ડેરો' તથા 'હરપ્પા'માં સીમાંત પ્રદેશ તથા વેપારી નગર હોવાને કારણે, એના સંશોધન બાદ, ભિન્નભિન્ન પ્રજાની ખોપરીઓ મળી હતી; પરંતુ મોટે ભાગે એ ભારતીઓની જ હતી. એથી પણ વિદિત થાય છે, કે આર્યોનું આદિ-નિવાસસ્થાન 'સપ્તસિંધુ'જ હતું અને આ બન્ને પ્રાચીન મહાનગરોની આર્યપ્રજા વ્યાપારપ્રિય હોવાને લીધે જગતના જુદા-જુદા દેશોમાં જઈ વસી. માત્ર ત્યાં વસી એટલું જ નહિ પણ આર્ય રીતરિવાજ, શિષ્ટાચાર ને આર્યસંસ્કૃતિનો ત્યાં પ્રચાર પણ એમણે કર્યો હતો.

*

# સંતસમાગમ

લેખક :
શ્રી. ગોપાળજી ઓધવજી ઠક્કર

દર વર્ષે ચાતુર્માસમાં ને આડે દિવસે, મંદિરોમાં ને બહાર નદીકાંઠે અનેક મહાત્માઓનાં પ્રવચનો ગોઠવાય છે. અસંખ્ય ભક્તજનો એ વચનામૃત સાંભળવા જાય છે ને પરિતૃપ્ત થઈ પાછા આવે છે, પરંતુ સંજોગોવશાત્ એ કથા શ્રવણ નહિ કરી શકનારને એનો લાભ મળતો નથી. એટલે આવા સદ્‌ગુરુઓનાં વચનો એમના ભક્તો દ્વારા સામાન્ય જનને કાને પહોંચે એ અત્યંત જરૂરી છે શ્રી ગોપાળજી ઠક્કર એવા જ એક પરમ ભક્ત છે. એમને સાંભળેલી વાણી 'અખંડ આનંદ'ના વાચકોને પણ એટલા જ તૃપ્ત કરશે એમાં શંકા નથી.

દરેક અંકે આવા જુદાજુદા ગુરુજનો અને મહાત્માઓ દ્વારા જુદાજુદા ભક્તોએ શ્રવણ કરેલી વાણીનો લાભ આ વિભાગ દ્વારા 'અખંડ આનંદ'ના વાચકોને આપવાના અમારા મનોરથ છે.

સત્સંગ જેવી શ્રેષ્ઠ ચીજ દુનિયામાં એકે નથી, ભક્તિ પણ જે નવ પ્રકારની ગણાવી છે, તે પણ સત્સંગમાં જવાથી જ મળી શકે છે. પહેલાં જેમ બાળપોથી અને એકડા શીખવા પડે તેમ પહેલાં તો આપણે સત્સંગમાં જતાં શીખવું જોઈએ. વારંવાર જવાથી લાભ જરૂર થવાનો. ગમે તેવા જાડી બુદ્ધિવાળામાં પણ ફેર થઈ જાય છે. જેમ 'કૂવા ઉપરના કઠણ પણ પાકા કાળા પાણ, દોરડીએ છિદ્રાય છે તે લેનું એંધાણ.' ગમે તેવા મજબૂતમાં મજબૂત પાણા હોય છતાં બેરાંઓ દોરડાથી પાણી ભરતાં ભરતાં તેના ઉપર પણ નિશાન કરે છે અને આંકા પાડે છે; તેમ સત્સંગમાં ગમે તેવા પાપી, મૂઢ, ગમાર, મૂર્ખ, ચોર, લુટારા જાય; તોપણ અંતે તેઓ સુધરી ગયા છે અને સુધરી જશે.

*

એક ચોર હતો તે મહા હોશિયાર અને બેપાની; ખાપરા–કોડીઆ જેવો ચતુર અને ચોરીના કામમાં તો એક્કો ગણાતો. તેની ટોળી હતી, તેમાં ચાર ભાગિયા હતા અને એવા હોશિયાર કે એમને કોઈ પકડી શકે નહિ. એક સમયે ચારે જણાને ભેગા થવાનો પ્રસંગ મળ્યો નહિ અને સૌ છૂટા થઈ ગયેલા. ઘણા વખતથી ચોરી કરેલી નહિ એટલે ખાવાનાં ફાંફાં પડવા માંડ્યાં. આ વખતે તે ચોરના ગામમાં એક સંત એક મંદિરમાં કથા કરે અને ઘણા જણાઓ કથા સાંભળવા જાય. આ ચોરે વિચાર કર્યો કે કથામાં જઈને સૌથી પછવાડે બેસવું અને કથા પૂરી થવાની તૈયારી હોય, ત્યારે વહેલા ઊઠીને કોઈના જોડા પહેરીને ભાગવું અને પછી મોચીને ત્યાં વેચીને જે પૈસા આવે તેમાંથી બેચાર દિવસ કાઢી નાખવા. આવો હલકો વિચાર કરી તે કથા સાંભળવા ગયો. કથાકાર કથા તો એવી સરસ રીતે કરતા, એવાં સુંદર દૃષ્ટાંતો આપતા અને વચ્ચેવચ્ચે ભજનો પણ મધુર કંઠથી ગાતા કે પેલો ચોર તો ઠરી જ ગયો.

કથા પૂરી થઈ, ત્યાં બધા શ્રોતાઓએ ચાલવા માંડ્યું; પણ આ તો ત્યાં જ બેસી રહ્યો. પછી કથાકાર પાસે જઈને કહે કે 'મહારાજ, તમે મને કાંઈક બોધ આપો, તમે મારા ગુરુ થાવ અને કંઠી

બાંધો. તમારી વાતો મને બહુ ગમી છે.' કથાકાર કહે, કે 'ભાઈ! તારે કોઈ અગડ–બાધા–પ્રતિજ્ઞા–લેવી પડશે અને તે બરાબર પાળવી પડશે. **'ભક્તિ શિરતણું સાટું, આગળ વસમું છે વાટું'** ભક્તિ તો ભાઈ, ખાંડાના ખેલ છે, એ કાંઈ નાનાં છોકરાંની ઘોલકિયું જેવી નથી, કે રમે ત્યાં સુધી રમે અને પછી ભૂંસી નાખે. આ તો માથા સાટે માલ છે; માટે એ તારાથી બને તેવું હોય તો જ હા પાડ.' ચોરે કહ્યું કે 'મહારાજ, એક જાતની જ બાધા રાખવી, એમ જો હોય, તો પછી મને અડચણ નથી. આજથી હું પ્રતિજ્ઞા કરું છું, કે હું **ગાડું નહિ ખાઉં;** ચોરી કરું છું તે તો કરતો રહીશ; બીડી, હોકો, ચૂંગી પીતો રહીશ, માંસ અને મદિરા લેતો રહીશ, છળ, કપટ ને જુગાર કરતો રહીશ.'

કથાકારે જાણ્યું કે માણસ તો સાચો લાગે છે, કારણ બીજા માણસની પેઠે ચાવવાના અને દેખાડવાના દાંત જુદા નથી લાગતા.

અને કથાકારે એને એક વાત કહી.

એક શહેરમાં એક બ્રાહ્મણ અને એક વાણીઓ નજીક નજીક રહે. બન્ને લંગોટિયા ભાઈબંધ. ભણવુંગણવું, રમવુંરઝળવું બધું સાથે જ કર્યા કરે. નિશાળે પણ સાથે. નદીઓમાં ભૂસકા દેવામાં પણ સાથે. એ તો બન્ને દિલોજાન મિત્ર, બ્રાહ્મણનું નામ હતું રામશંકર અને વાણીઆનું નામ હતું ધનજીભાઈ. મોટા થયા અને ઘરસંસારની ધુંસરી માથે પડી એટલે જુદેજુદે કામ-ધંધે લાગી ગયા. રામશંકરને એક છોકરી હતી તેનું નામ સાવિત્રી અને ધનજીભાઈને પણ એક છોકરી હતી તેનું નામ હતું રંભા. છોકરીઓ પણ સરખી ઉંમરની એટલે બન્ને વચ્ચે બહુ ગોઠપણું. સાથે રમે, ઘોલકિયું માંડે, ઢીંગલીઓથી રમે અને આનંદ કરે. એમ કરતાં કરતાં ઉંમરલાયક થઈ ત્યારે બન્નેને પરણાવી દીધી. એ તો દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય. લાકડે માંકડું વળગાડે અને આંધળે બહેરું કરી નાખે, તોય બિચારી કાંઈ બોલે નહિ. પરાણે પરાણે નભાવી લે અને કેટલાં માબાપો તો પૈસાની ખાતર ગાય જેવી ગરીબ દીકરીને કસાઈને ઘેર ગાય વેચે, તેમ ઘરડા, બુઢ્ઢા, લંગડા, વ્યસની, રોગગ્રસ્ત ધણીની સાથે દીકરીને દઈ દે. દીકરીનું શું થશે તે કાંઈ કોઈને જોવું નથી. દીકરીના ભારોભાર રૂપિયા લઈને તે બિચારી રાંક અબળાને કાયમને માટે દુઃખમાં ડૂબાડી દે છે; પણ એવા દીકરીના પૈસાથી તો માણસ હેરાન થઈથઈને મરે છે.

આજે તો આપણા વિચાર જુદા, આપણી વાણી જુદી અને આપણું વર્તન પણ જુદું; આમ હોવાથી આપણે સાચા સુખની શી રીતે આશા રાખી શકીએ ?

**यथा चित्तं तथा वाचा, यथा वाचस्तथा क्रिया।**

ત્રણ જાતની પવિત્રતા અને શુદ્ધિ હોય તો જ માણસ ખરો શુદ્ધ લેખાય અને તેટલા માટે જ દ્વિજને જનોઈ–ઉપવીત. જનોઈના ત્રણ તાગ એટલે મનની શુદ્ધિ, વાણીની શુદ્ધિ અને વર્તનની પણ શુદ્ધિ. પારસી ભાઈઓમાં પણ **મનશની, ગવશની અને કુનશની** એમ ત્રણ જાતની પવિત્રતાનો બોધ છે. પણ આપણે તો એકાદ જાતની શુદ્ધિ માત્ર રાખીએ; બહુબહુ તો નાહીએ, ધોઈએ, ટીલાંટપકાં કરીએ, દેવદર્શને જઈએ અને આંધળા, લૂલા, લંગડા તરફ પાઈપૈસા ફેંકીએ અને આ બધું પણ માત્ર દેખાવ કરવા ખાતર જ, બીજા લોકોને આંજવા માટે જ, લોકો પર સારી છાપ પાડવા માટે જ અને આમાં પણ છેતરપિંડી.

ભગવાનને પણ છેતરવાના. ભગવાનના દીવા માટે ખોરુ ઘી, ઘરમા ખાવામાં ન ચાલે અને કીટાવાળુ હોય તે ભગવાનના દીવા માટે કે બ્રાહ્મણના સીધા માટે! ખોરા સોપારી, મહાદેવિયા નાનાનાનો સોપારી તે દેવમદિરે, નકામા દાણા તે દેવપૂજામાં અને ઘસાઈ ગયેલા પૈસા, કોઈ ઠેકાણે ન ચાલે તે બધા ઠાકોરજીના ચોરામા, કે આંધળાને દેવામા આવી આપણી વર્તણૂક છે, ત્યા ભગવાન સુકાળ અને સુખ તે ક્યાથી આપે? જેવી આપણી દાનત એવી બરકત. આપણે તો માત્ર વાતો જ કરવી છે અને રંગેજપ ચલાવીને મોક્ષ અને સ્વર્ગ મેળવવા છે, પણ આપ જરૂર માનજો કે કદાચ અહી પોલ હશે, લાંચરુ અમલદારો લાચ લઈને તમને દોષમુક્ત કરશે કે તમારુ ધાર્યું કામ કરી દેશે, અહી કદાચ લાગવગ ચાલશે, મામામાશીની ઓળખાણ કામ કરશે, પણ પ્રભુના દરબારમા પોલ નથી ત્યાં તો પાઈએ પાઈનો હિસાબ લેવાશે અને રાઈએ રાઈનાં લેખાં લેવાશે આ આપણે જાણતા નથી એમ નથી, પણ સાચુ કરવુ એ અઘરુ છે, મુશ્કેલ છે, કઠણ કામ છે, માટે આંખ આડા કાન કરીને ગપગપ ચલાવી રાખીએ છીએ

આવી રીતે પેલી બન્ને બહેનોને તેના બાપે પરણાવી દીધી વાણિયાને ઘરે જે ગઈ, તેનો ધણી ગરીબ હતો પણ ઉદ્યમી અને ઉદ્યોગી હતો તેથી ધીમેધીમે પોતાના કામમાં તે આગળ વધ્યો નીતિ અને પ્રમાણિકતા બે સદ્ગુણો પણ તેણે ગ્રહણ કર્યાં નાની શી હાટડી હતી તેમાથી મોટી દુકાન જમાવી અને પોતે પોતાની ઊપજના દશ ટકા ધર્માદામાં કાઢતો એટલે પ્રભુ પણ તેવા કામમાં જાણે સહાય કરતા હોય તેમ લાગવા માંડ્યુ દુખીઓને એ દિલાસો આપતો, દરદીઓની સભાળ લેતો, ગરીબને બહુ જ છૂપી રીતે મદદ કરતો અને પોતાનો જમણો હાથ જે કરે તે ડાબા હાથને પણ ખબર ન પડે તેવી ખાનગી રીતે મદદ કરતો સાધુસતની સેવા કરતો અને સગાવહાલાં અને પાડોશીની ખબર લેતો ગામમાં કલેશકજિયો ન થાય માટે પંચ થઈને બન્ને પક્ષને યોગ્ય ન્યાય આપતો અને શાંતિ ફેલાવતો

તેના ગામમા એક વખત એક સત આવી ચડ્યા અને માંદા પડી ગયા, તેની એણે સરસ રીતે સેવાચાકરી કરી કે સત મહાત્મા બહુ જ ખુશી થઈ ગયા જતા જતા સતે તેને એક પારસમણિ આપ્યો અને કહ્યુ "ભાઈ! આ પારસમણિ છે, તેનો બહુ જ ઓછો ઉપયોગ કરજો, જરૂર પડે અને સકટ સમયે જ તેનો લાભ લેજો અને બને તો તમારા પોતાને માટે તો તેનો લાભ લેશો મા તમે મારી સેવાચાકરી નિષ્કામ રીતે કરી તેનો યતકિંચિત્ બદલો દેનારો તો પ્રભુ છે, હજાર હાથવાળો દેવા બેસે ત્યારે બે હાથવાળો કેટલુ લેશે? આપણને પરમાત્મા ઉપર શ્રદ્ધા નથી, તેના પર વિશ્વાસ નથી, છતાં પ્રભુ આપણને રોટી અને લગોટી બધાને દેવાને બધાયેલો છે પણ આપણને તો સાતસાતનાં ભોજન જોઈએ, બત્રીસ શાક અને તેત્રીસ જાતની મીઠાઈ જોઈએ, આપણને તો જીભને વશ થઈને જાતજાતનાં મેવામિષ્ટાન્નો જોઈએ, જુદીજુદી જાતનાં રાયતાં, અથાણાં અને તીખા તમતમતા મસાલેદાર વડા ભજિયા જોઈએ, પીવાને ચોખ્ખુ સ્વચ્છ પાણી કે ગાય માતાના પવિત્ર દૂધને બદલે, સોડા, લેમન, ચા, કોકો, કોફી, આઈસક્રીમ, બીડી, ચુગી, હોકલી, તમાકુ, ભાંગ, ગાંજો, દારૂ, સ્પીરીટ વગેરે માદક અને કેફી પીણાં

જોઈએ. તે પૂરાં પાડવા તે બંધાયેલ નથી. તેમ કપડાં પણ જુદીજુદી ફેશનનાં, જુદાજુદા કટનાં, જુદાજુદા રંગનાં, જુદીજુદી ભાતવાળાં, રંગબેરંગી અને ઘરેણાં જુદાજુદા ઘાટવાળાં, જુદીજુદી ફેશનનાં અને બહુ જ નાજુક. આ દેવાને પ્રભુ બંધાયેલ નથી. માત્ર રોટી અને લંગોટી, એટલે શરીરને ઢાંકવા વસ્ત્ર અને પેટને ઠારવા અન્ન. વળી જેના વિના ન ચાલે એવી સો દવા અને એક હવા, તે મફત; અન્નને પચાવે એવું મીઠું મધુરું પાણી તે પણ મફત. સાત્વિકતા અને સાદાઇ માટે શ્રીકૃષ્ણ ભગવાને અમસ્થો બોધ નહિ આપ્યો હોય! સાદાઈનું જીવન પોતે ગુજારીને સંત સાધુઓ બીજાને દ્રષ્ટાંતરૂપ થાય છે; અને તેટલા માટે જ ધર્મના આગેવાન સંતો અને મહંતો સાદી જિંદગી ગુજારતા હતા."

આવો ઉપદેશ આપીને પેલા વાણિયાને પારસમણિ આપ્યો. સંત ગયા પછી પેલા વાણિયાએ પોતાની પત્નીને તે વાત કરી અને તે ચીજ પારસમણિ જ છે કે કેમ તેની પણ ખાતરી કરી લીધી. ખાતરી થયા પછી તેને એક કબાટના ખૂણામાં દાબડીમાં મૂકી દીધો.

આ બાજુ પેલી બ્રાહ્મણ કન્યા પરણીને ગઈ અને થોડા મહિના ગૃહસ્થાશ્રમ ભોગવ્યા પછી તેના પતિને મુંબઈમાં નોકરી મળી, એટલે બન્ને જણ મુંબઈ ગયાં અને એક ઓરડી લઇ સંતોષથી પોતાના દિવસો પસાર કરતાં હતાં; પણ મુંબઇ એટલે તો મોહમયી પુરી; હાલતાંચાલતાં નાટક, સિનેમા, ગ્રામોફોન, રેડિયો, ખાણુંપીણુંની હોટેલો, મોજશોખ માણવાની જોઈએ તેટલી ચીજો, વિક્ટોરિયા, મોટર, રેલવે, બસ વગેરે અનેક જાળમાં ફસાવનારાં સાધનો.

આ બ્રાહ્મણભાઈ ધીરેધીરે સટ્ટે ચઢ્યા, કારણ પોતાના ટૂંકા પગારમાંથી રોજ મનમાન્યા શોખ થાય નહિ અને પોતે લહેરી લાલા અને રંગીલા સ્વભાવના. સટ્ટામાં થોડું કમાયા એટલે લહેર ઉડાવવા માંડી, પણ ધીમેધીમે જેમ થતું આવ્યું છે તેમ સટ્ટામાં ગુમાવવા માંડ્યું અને થોડું ખોઈને બેસી રહ્યા હોત તો ઠીક પણ આ તો હાર્યો જુગારી બમણું રમે, તેમ બમણો સટ્ટો ઉપાડ્યો અને પાયમાલ થઈ ગયા.

નળ જેવાએ રાજ ગુમાવ્યું, પાંડવોની પણ તેમાં જ પ્રતિષ્ઠા ગઈ, છતાં દેશમાંથી સટ્ટો જતો નથી. અરે મોટામોટા માણસો પણ સટ્ટાના ચડસું, રૂ, શેર, રૂપું, સોનું, અળશી, કપાસિયા, તેલ, સીંગ વગેરે દરેક ચીજનો સટ્ટો અને તે વળી છડેચોક, ઉઘાડે બજારે અને તેથી વિશેષ મોટામોટા લાટ અને ગવર્નરો આવે તેવો ઘોડાની શરતનો સટ્ટો. આમાંથી હજારો કુટુંબો પાયમાલ થઈ ગયાં. હજારોને આપઘાત કરવા પડે, અફીણ ખાવું પડે, કૂવા કે સમુદ્રમાં ડૂબી મરવું પડે, ગળે ફાંસો ખાવો પડે, એસિડ પીવો પડે, છતાં કોઈ મરદ એવો નીકળતો નથી કે આ બધું બંધ કરાવે. પાનાંનો જુગાર ગણાય, તેની સજા થાય અને આ બધા સટ્ટા ઉઘાડે છોગે થાય તોય તે વેપાર ગણાય. આ તો દુનિયાને ઊંધાં ચશ્માં છે; કોઈ મહાપુરુષ જાગે અને આ સટ્ટા–ચોરી બંધ કરાવવા કમર કસે તો હજારો અને લાખો માણસોનો ઉદ્ધાર થાય. હજારો અને લાખો સાચે ધંધે લાગે અને આળસુ જિંદગી કાઢવાનું છોડી સારા ઉદ્યમે લાગે અને હજાર ઉદ્યોગ ચલાવીને દેશનો ઉદ્ધાર કરે, એ જરૂરનું છે.

પેલો બ્રાહ્મણ તો દેવામાં ડૂબી ગયો અને દેવાળું કાઢીને કાઠિયાવાડ ભેગો થઈ

ગયો. અને પોતાનો બ્રાહ્મણનો માગવાનો ધંધો શરૂ કર્યો. તાંબડી લઈને લોટ માગવા જાય. 'ખાની જે થાવ, આજ પાચમ ને સોમવાર, આજ વતિપાત અને વૈધરત' એમ વગરદોઢિયાનું પંચાંગ ખને અને વળી અલક–મલકના તાજા સમાચાર અને ગામગપાટા બૈરાંઓને સંભળાવી લોટની ચપટી મેળવી લે. આમ ગુજરાન તો ચાલતું પણ બાઈ બિચારી બહુ જ દુ:ખી થતી અને મનમાં કથવાતી. શરીર ઘસાતું ચાલ્યું અને 'વસુ વિના નર પશુ' તેમ પૈસા વિના તે મુંઝાવા માડી એટલે પોતાના પિયર આવી. ખરાબર ને જ અરસામાં પેલી વાણિયણ–તેની ગોઠણ તે પણ તેને પિયર આવેલી. બને જણાં ઘણે વર્ષે મળ્યાં એટલે બહુ જ રાજી થયાં. રોજ મળે અને સુખદુ:ખની વાતો કરે અને દિવસ પસાર કરે; છેવટે જ્યારે છૂટાં પડવાને બે ત્રણ દિવસ રહ્યા એટલે વાણિયણે પોતાની ગોઠણને કહ્યું 'બહેન! તું કેમ બહુ જ સેવાઈ ગઈ છે? તારું શરીર કેમ ફીકુંફચ થઈ ગયું છે! કેમ તારા શરીરમાં લોઢીનો છાંટો યે નથી? તને શું થયું છે? તેની વ્રુ વાત ન કરે તો તને મારા સોગન છે' પછી બ્રાહ્મણીએ પોતાની બધી વીતક વાત કહી દેખાડી અને કહ્યું, કે 'બહેન! હું તો હવે મરી જઈશ, મને એની પણ ફિકર નથી પણ મારા એક દીકરા અને દીકરીનું શું થશે, એની મને મોટી ચિંતા અને ફિકર છે.

ચિંતા બડી અભાગણી,
ચિંતા ચિતા સમાન.

વાણિયણે આ હકીકત સાંભળી પોતાની ગોઠણને કહ્યું કે, 'બહેન! તું મુંઝાઈશ મા તારે હવે ચિંતા કરવાનું કારણ નથી, મારાથી જેટલી બનશે તેટલી હું તને જરૂર સહાય કરીશ. જો તુ અહીંથી તારે સાસરે જા અને એક અઠવાડિયા પછી તું મારે સાસરે આવજે અને લોઢાની એક ચીજ લેતી આવજે. પ્રભુકૃપા તો તારું દુ:ખ ટળી જશે, આ વાત કોઈને કરીશ મા.

આમ વાતનો નિર્ણય કરીને બને છૂટાં પડ્યાં, પોતપોતાને ઘેર ગયાં અને અઠવાડિયા પછી પેલી બ્રાહ્મણી પોતાના ઘરમાં લોઢાની કોઈ ચીજ ગોતવા મંડી, પણ તેની દશા એટલી બધી દુર્બળ હતી, કે લોઢાની કોઈ ચીજ પણ મળી નહિ છેવટે તેના વાડામાં એક કટાઈ ગયેલી કડછીનો હાથો હતો તે પોતાના ફાટેલાતૂટેલા છાયલમાં સંતાડીને પોતાની ગોઠણને ઘેર ગઈ.

વાણિયણે તેનો આદરસત્કાર કર્યો, બે દિવસ મહેમાનગતી કરી અને પછી લોઢાની વાત કાઢી, લોઢાની ચીજ માગી. રાત્રીએ છાનામાના પેલી વાણિયણે પારસમણિ કાઢ્યો અને પેલા હાથાને બધેથી તે મણિ અડકાડ્યો પણ લોઢાનું સોનું થયું નહિ આથી મુંઝાઈ અને વિચારમાં પડી ગઈ, કે આ પારસમણિ ખોટો પડી ગયો કે શું થયું? આ વાત મેં મારા પતિને કહી નહિ, એટલે આમ થયું હશે કે કેમ? છેવટે પોતાના પતિ પાસે ગઈ, માફી માગી અને ખરી હકીકત જણાવી દીધી.

વાણિયો ચતુર હતો. તે લોઢાનો પેલો કટકો જોઈને હસ્યો અને પોતાની સ્ત્રીને કહ્યું કે, 'જુઓ આ પારસમણિ ખોટો નથી, પણ આ લોઢા ઉપર કાટ ચડી ગયો છે, તે કાટ પહેલાં કાઢવો જોઈએ અને પછી તેને પારસમણિ અડાડવો જોઈએ.' લોઢાના હાથાને અગ્નિમાં નાખ્યો, કાટ કાઢ્યો અને પછી પારસમણિ અડાડતાં જ સોનું થઈ ગયું. બાઈ તો ખુશીખુશી થઈ ગઈ અને પોતાની ભૂલ માટે માફી માગી અને

પોતાની ગોઠણને તે સોનું આપીને તેનું દળદર ટાળ્યું અને સુખી કરી.

આ રીતે સંતસાધુના સંગથી શઠ પહેલાં સુધરતા નથી તેનું કારણ એ છે, કે શઠનાં મન મેલાં હોય છે, મન ઉપર પાપરૂપ કાટ ચડી ગયો હોય છે, અને તે દોષથી ભરપૂર હોય છે એટલે તે ઝટ સુધરતા નથી; પણ જો ધીમે ધીમે પહેલાં કાટ કાઢી નાખવામાં આવે એટલે કે સંતની વાણીરૂપી અગ્નિમાંથી પસાર થઈને કાટ ઊખડતો જાય અને મન શુદ્ધ અને પવિત્ર બનતું જાય અને પછી પારસમણિ અડે એટલે તુરત જ સોનું થઈ જાય. પછી જરા યે વાર ન લાગે.'

આ પ્રમાણે પેલા ચોરને બોધ આપી કથાકારે તેના ગળામાં કંઠી બાંધી અને કહ્યું કે ભાઈ, જો તારે એક વખત રોજ ગમે ત્યારે પણ નાહવું અને દિવસમાં ગમે તે વખતે અને ગમે તે સ્થળે દેવદર્શન કરી લેવાં અને સવારમાં ઊઠતાં અને રાત્રે સૂતાં રામનું નામ લેવું, અને તેં જે પ્રતિજ્ઞા લીધી છે કે 'ગાદું નહિ ખાઉં,' તે પ્રતિજ્ઞા માથા સાટે પણ પાળજે, પ્રભુ તારું કલ્યાણ કરો અને તને સદ્બુદ્ધિ આપો, એ મારા આશીર્વાદ છે.

ચોર તો પોતાને ઘેર ગયો. ચાર માસ વીત્યા. એક શહેરમાં તેના દેવીઉપાસક રાજાએ દેવીનું મોટું ભવ્ય મંદિર ચણાવ્યું હતું અને જેને રોજ જુદીજુદી જાતનાં મેવા-મિષ્ટાન્ન અને પકવાન્ન બનાવી ધરાવાતાં હતાં, તે શહેરમાં કાળીચૌદશનો મોટો જબરો ઉત્સવ હતો. માતાના મંદિરને ખૂબ શણગારવામાં આવતું હતું; દીવાલો અને ભીંતોને ભાતભાતના રંગથી રંગી નાખતા હતા, રંગબેરંગી વાવટાઓ ફરકી રહેતા હતા, ધ્વજાઓ જુદેજુદે ઠેકાણે ખોડી દેવામાં આવતી હતી, જુદીજુદી જાતના સાથિયાઓ પૂરીને અને ચિત્રો ચીતરીને મંદિરની શોભામાં વૃદ્ધિ કરવામાં આવતી હતી અને રાત્રે ભભકાદાર રોશની સળગાવી મંદિરને ઝળહળતું બનાવવામાં આવતું હતું. માતાજીને લાખો રૂપિયાનું ઝવેરાત, દાગીના વગેરે પહેરાવવામાં આવતું હતું અને કિનખાબનાં ઊંચા વસ્ત્રો પહેરાવવામાં આવતાં હતાં. દેવીનાં દર્શન કરવાને વહેલી સવારથી તે રાત્રીના બાર વાગ્યા સુધી આસપાસના ગામડિયાઓની અને શહેરીઓની ઠઠ જામતી હતી. ચારે કોર પોલીસનો પણ પહેરો ગોઠવાઈ જતો. આ મેળામાં મહારાજા પોતે સાંજની આરતી વખતે મહારાણી સહિત પધારતા અને પોતે સજોડે આરતી ઉતારી માતાજીને પ્રસન્ન કરતા. આ માતાજીને ખાંડનાં રમકડાં પણ ધરવામાં આવતાં અને તેમની પાસે ઘીના અખંડ દીવા બળતા રહેતા હતા.

આવો સુંદર લાગ જોઈને આપણા ચોર ભગત અને તેના બીજા ત્રણ સાથીઓએ ઘાટ ઘડી રાખેલો કે બરાબર રાત્રીના બે વાગે જ્યારે પહેરેગીરો ઊંઘી ગયા હોય, બધાય થાક્યાપાક્યા ઘોરતા હોય, ત્યારે માતાજીના મંદિરના ઘૂમટ ઉપરથી બાકોરું પાડી, મંદિરમાં ઊતરવું અને બધા દરદાગીના લઈ પલાયન થઈ જવું. આ ચોરની મંડળી મહાખેપાની હતી, તેથી ધાર્યું જ કરતી. બરાબર વખતે મંદિરે આવી, ઉપર ચઢી, નીચે બાકોરાવાટે ઊતર્યા અને દાગીનાના સરખા ભાગ પાડી પોટલાં બાંધ્યાં; પણ લોભ બૂરી ચીજ છે, ને તેથી માતાજી પાસે ખાંડનાં રમકડાં હતાં તેના પણ ભાગ પાડી ખાવાનો વિચાર કર્યો. આ ખાંડનાં રમકડાંનો ઘાટ ગાડાનો હતો, એટલે પેલા પ્રતિજ્ઞાવાળા ચોરે તો ચોખ્ખી ના પાડી, કે હું તો આ નહિ જ

ખાઈ; ઘણી ખેંચતાણ કરવામાં આવી, સોગન દેવામાં આવ્યા, પણ તે તો એક· મટીને બીજો થયો જ નહિ પોતાના ભાગનાં રમકડાં બીજા ત્રણેને વહેંચી આપ્યા અને તે ત્રણે જણાએ ખાધાં અને થોડીવાર થઈ ત્યાં તો તેઓ લાંબા થઈને પડ્યા, કારણ તે રમકડાં ઉપર કાટ ચડી ગયેલો. એટલે ઝેર ચડી ગયેલું અને ત્રણે ચોરો રામશરણ થઈ ગયા.

લાડુ ન ખાવાથી બચી ગયેલો આપણો ભગત ચોર તો આ ચમત્કાર જોઈને અજબ થઈ ગયો અને મનમા વિચાર કરવા લાગ્યો કે 'અહો આ તો મારી પ્રતિજ્ઞાનો પ્રતાપ. આ તો મારી લીધેલી ટેક પાળી તેનું ફળ મારા ગુરુજીની આજ્ઞા પ્રમાણે વર્તન કર્યું, તેના આશીર્વાદથી આ જિંદગી બચી ગઈ. ખરેખર મારનાર કરતાં તારનાર અને ઉગારનાર હજારગણો બળિયો છે' ગજને ગુંડના મોંમાંથી બચાવનાર, મીરાના ઝેરનું અમૃત કરનાર, દ્રૌપદીને ભરસભામાં ચીર પૂરનાર, મહેતા નરસિંહને હાર આપનાર, કુંવરબાઈનું મામેરું પૂરનાર, કોટી બ્રહ્માંડનો નાથ, અનાથોનો નાથ, ગરીબોનો બેલી, આ કલિયુગમાં પણ ભક્તોની વારે ચડીને પરચા બતાવે છે અને લોકોને ખાતરી કરી આપે છે, કે પ્રભુ સર્વવ્યાપક સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે. મને બચાવનારા મારા ગુરુને શરણે જઈ હવે તો હું દિનરાત પ્રભુની ભક્તિ કરું અને તેનું શરણ લઈ આ જિંદગીનું સાર્થક કરું'

આમ વિચારીને, બધા દરદાગીના અને ઝવેરાત ત્યાંથી ઉપાડીને તે ભાગી ગયો અને અને પોતાના ગુરુ પાસે જઈને વાત જણાવી દીધી.

સવારના પહોરમા મંદિર ઉઘાડતાં પૂજારી તો ભોંઠો જ થઈ ગયો અને પોલીસને આ વાતની જાણ કરી અને ગામમાં બધે હોહા થઈ ગઈ. રાજાને પણ આ વાતથી વાકેફ કરવામાં આવ્યા અને ચોરીનો પત્તો મેળવવા મોટું ઇનામ કાઢવામાં આવ્યું. પોલીસે ઘણી તપાસ કરી પણ ચોરનો પત્તો ન જ લાગ્યો, ત્યારે છેવટે ગુરુજી પેલા ચોરને અને દાગીનાને સાથે લઈને રાજાના દરબારમાં ગયા. તેમણે બધી વાતથી રાજાને વાકેફ કર્યા અને બધું ઝવેરાત પાછું સોંપી દીધું. રાજા આ સાંભળીને અજબ થઈ ગયો અને પેલા ચોરને મોટું ઇનામ આપ્યું અને ભરસભામા તેને પોષાક આપ્યો.

આ પ્રસંગે ગુરુજીએ કહ્યું: 'ભાઈ, આ બધો પ્રતાપ એક નાની સરખી ટેકનો છે માણસ જો ટેક રાખે અને તે પાળવા· પુરુષાર્થ કરે, તો જરૂર એનો વિજય જ થાય છે અને ધાર્યું કાર્ય પરમાત્મા સફળ કરે છે. નિયમો લેવાનો હેતુ જ એ છે કે માણસ ધીમેધીમે પોતાની ઇંદ્રિયો ઉપર કાબૂ મેળવતો જાય અને જે શક્તિઓ આડે માર્ગે જતી હોય તેમને સન્માર્ગે દોરવામાં આવે અને તેથી જ ઘણું સુંદર કામ થઈ શકે. નદીનો પ્રવાહ નકામો ચાલ્યો જતો હોય અને બધું પાણી કશા પણ ઉપયોગમાં આવ્યા વિના સમુદ્રમાં ભળી જાય, તો તે જળનો ઉપયોગ આપણે કાંઈ કર્યો ન કહેવાય. વળી નદીઓનાં જળ આવી રીતે વેડફાઈ જાય છે, તેને બદલે આડા બંધ બાંધીને, તળાવો અને નહેરો વાટે ખેતરોને પાણી પવાતાં હોય, ઊંચા ડુંગરમાંથી વહેતા ધોધનો અમુક રીતે ઉપયોગ કરી વીજળી ઉત્પન્ન કરાતી હોય, તો ઓછે ખર્ચે, રેલગાડીઓ, વીજળીના દીવા વગેરે અનેક શુભ કામો થઈ શકે પવનની દિશાનો લાભ લઈને હોડીવાળાઓ પોતાનો

સઢ ચડાવીને જલદીથી મુસાફરી કરી શકે છે. આવી રીતે અગ્નિ, જળ, પવન, પાણી વગેરેનો જો સદુપયોગ કરવામાં આવે, તો અનેકાનેક લાભો થઈ શકે; તેવી જ રીતે ઇંદ્રિયોનું સમજવું.

મન ભટકે અને આપણે તેને વશ થઈ ભટક્યા કરીએ છીએ; એટલે પછી ભવાટવીમાં ભટકવાનું તો મટતું જ નથી. જેમ કૂવામાંથી રેંટ ભરાય અને ઠલવાય, સૂર્ય ઊગે અને આથમે, ફૂલ ઊગે અને ખરે, તેમ જન્મવું અને મરવું અને વળી માતાના ઉદરમાં અવતરવું, મોટા થવું અને મરવું; આ ઘટમાળનો અંત જ આવે નહિ. આનો જવાબ અને ઉપાય ભગવાને સ્વમુખે બતાવ્યો છે:

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥

અભ્યાસ એટલે જેવી ટેવ પાડીએ તેવી પડે, સારી ટેવ પાડીએ, તો સારાં કામ થાય અને નરસી ટેવ પાડીએ તો નરસાં કામ થાય. એક વખત ટેવ પડી ગઈ તે પછી ફેરવવી એ અઘરું કામ થઈ પડે છે; માટે ટેવ પાડતાં પહેલાં ખૂબ જ વિચાર કરવો. આજે આપણા દેશમાં ચા પીવાની ટેવ એટલી બધી પડી ગઈ છે, કે ઘેરેઘેર ચા, શેરીએશેરીએ હોટલો અને સ્ટેશને-સ્ટેશને ખામણિયા ચાના અવાજો કાને પડ્યા વિના રહે જ નહિ. પ્રથમ ચા દેવીનાં પગલાં માત્ર મોટાં શહેરો અને શેઠિયાઓના બંગલામાં જ હતાં, તેને બદલે આજે તો તે દેવીનાં પગલાં નાનાંનાનાં ગામડાંમાં ચોરે અને વાડીઓમાં થયાં છે. દેવીનું પાન કર્યા વિના કામ કરવાનું સૂઝે જ નહિ, તેમનાં દર્શન વિના ચેન પડે નહિ, આવો એનો પ્રતાપ છે. તેનું મૂળ કારણ ટેવ છે. આવી જ રીતે બીડી. બીડીનું પણ એટલું બધું સામ્રાજ્ય થયું છે, કે બીડી વિના તો ડગલું ભરાય જ નહિ અને બીડીની તલપ ન બોલવાય ત્યાં સુધી કામની સિદ્ધિ પણ ન થાય. આજે ગામડે ગામડે ચા, સાકર અને બીડીના ખર્ચનો જ જો હિસાબ મૂકો, તો આપણે અજબ થઈ જઈએ અને આપણને ખાતરી થાય, કે આપણું કેટલું બધું ધન આ બે ચીજો જ હરી જાય છે. આપણે ચા, બીડી, ચુંગી, હોકો, પાન, અનેક જાતનાં પીણાં અને અનેક જાતની તીખી તમતમતી વસ્તુઓના ગુલામ બની ગયા છીએ. અમુક ચીજ વિના તો ચાલે જ નહિ, અમુક વસ્તુઓ જોઈએ, જોઈએ ને જોઈએ જ; અને ઇંદ્રિયોને વશ થવાથી આપણે પાંગળા, લૂલા અને લંગડા જેવા થઈ ગયા છીએ. આપણે કોઈ પણ ચીજમાં રાગ, મમતા, મારાપણું, હુંપણું રાખવાં જોઈએ નહિ.

અત્યારે તો દુનિયામાં એક જ વાત પ્રાધાન્યપણે ચાલે છે અને તે પહેલો પુરુષ સર્વનામ એટલે કે 'હું.' હું કહું એ ખરું, હું કહું એટલું જ સાચું, હું કહું એમ જ થવું જોઈએ, મને જ ભાવતું થવું જોઈએ, હું અને મારું એટલું જ સારું; મારું ઘર, મારાં છોકરાં, મારી નાત, મારી સ્ત્રી, મારો ધર્મ, મારો પંથ, મારું જ્ઞાન એ જ ઉત્તમ અને એ જ સાચું. આમ વાત હોવાથી બધે ઝઘડા, કલેશ, કંકાસ, ટંટા, મારામારી અને ખૂન, યુદ્ધ અને લડાઈ. આને બદલે જો વૈરાગ્ય થાય, એટલે કે જેટલું સારું તેટલું મારું, તો દુનિયા બધી બદલાઈ જાય, જ્યાં જુઓ ત્યાં સુખ અને સંપત્તિ નજરે પડે અને સંસારમાં સ્વર્ગ ઊતરે; પણ આ વાત મુશ્કેલ અને કઠણ છે; પણ તેને અમલમાં લાવવી એ તો મરદનું કામ છે, બડવીરનું કામ છે. ઇંદ્રિયો જે આઠે

માર્ગે ઊતરી પડી છે, તેનો જો સદુપયોગ થાય તો બેડો પાર થાય કહ્યું છે કે–

બાસ કે સંગતો નાક દિયો,
આંખ દિયો દેવદરશનકું.
હાથ દિયો કરને કછુ દાનકું,
પાઉં દિયો જગ જાત્રનકું.
કાન દિયો સુનને પુરાનકું,
મુખ દિયો ભજ મોહનકું
હે પ્રભુ સબ અચ્છો દિયો,
પણ પેટ દિયો પત ખોવનકું.

આવી જ રીતે જો દરેક ઇંદ્રિયોનો સદુપયોગ થાય, તો માણસમાંથી મહાત્મા બનવું સહેલ છે, અને નહિ તો નર્કના અધિકારી થવુ એ કાંઈ મુશ્કેલ નથી" આવી રીતે સુબોધ આપી ગુરુજીએ છેવટ પોતાના શિષ્યનો વાંસો થાબડી, ટેક પાળવાને માટે ધન્યવાદ આપો અને આથી વધારે સારી ટેક લેવા સૂચના કરી અને તે ચોર ઊભો થઈ સભાની વચ્ચે બોલવા મંડ્યો

ભગવાનની જ્યારે દયા થાય છે, પ્રભુ જ્યારે પોતાના ભક્ત ઉપર પ્રસન્ન થાય છે, ત્યારે કશું ય બાકી રહેતુ નથી તેના મોઢા મારફત જ જાણે પ્રભુ બોલતા હોય તેમ સભામાં જણાયુ અને તેની વાણી સાંભળવા સૌ સ્તબ્ધ થઈ ગયા તે બોલ્યો ' આજે આપના બધાની વચ્ચે ઊભો રહેવાનો પણ મને કશો અધિકાર નથી, કારણ હુ તો પાપીઓમાં પણ પાપી છુ, પણ પ્રભુ પતિતપાવન છે એની આપણને બધાને, ખાતરી કરી આપી હુ તો અધમાધમ છુ પણ પ્રભુ અધમોના પણ ઉદ્ધારનાર છે, તે આજે બતાવી આપ્યુ હુ તો અવગુણનો ભંડાર છુ, પણ પ્રભુ દયાના સાગર છે એ એમણે સાબિત કરી બતાવ્યુ હુ તો મહાખળમાં પણ ખળ, લુટારુ, ચોર, મદિરાપાન કરવાવાળો, વેશ્યાગામી છતાં એક ઘડીના સત્સંગથી મારો બેડોપાર થઈ ગયો સત્સંગ તે પણ પરાણે, પ્રતિજ્ઞા તે પણ કચવાતા મનથી લીધેલી, છતાં લીધેલી ટેક પાળી, તો મારો ઉદ્ધાર થઈ ગયો અને હવે આજથી મારી પ્રતિજ્ઞા છે કે મારે તો હવે રામનામનો વેપાર ખેડવો છે, રામનામની જ ખેતી કરવી છે, ભગવાનના ગુણગાન ગાવા છે અને ગવરાવવા છે ગુરુના ચરણમા બેસી નિત્ય સત્સંગ કરવો છે, કારણ કે આ અસાર સંસારમાં સત્સંગ જેવી કોઈ મૂલ્યવાન અને કિંમતી ચીજ નથી કવિ તે વિષે કહે છે

તાત મિલે પુનિ માત મિલે,
સુત ભ્રાત મિલે પુનીત સુખદાઈ;
રાજ મિલે ગજ બાજ મિલે,
સબ સાજ મિલે મન વાંછિત પાઈ.
લોક મિલે સુરલોક મિલે,
વિધિલોક મિલે વૈકુંઠ કરે જાઈ;
સુંદર સબહિ મિલે અરુ,
સંત સમાગમ દુર્લભ ભાઈ

આમ હોવાથી હુ તો હવે ગુરુશરણે જાઉં છુ અને આપને બધાંને પણ વિનતિ કરુ છુ, કે મનુષ્યાવતારનું સાર્થકપણુ કરવુ હોય, તો જરૂર સત્સંગ કરો, જરૂર સત્સંગ કરો. હજારો કામો પડતા મૂકીને, પણ થોડો વખત સત્સંગ કરવા ચૂકવુ નહિ અને જેણે જેણે સત્સંગ કર્યો છે અને તેનો સ્વાદ ચાખ્યો છે, તે તો પછી કદી મૂકશે જ નહિ જગતમાં જે ચીજો માટે આપણે મથી પડીએ છીએ, તે તો કાયમ ટકવાવાળી નથી અને પૈસાથી ગાડી, લાડી, અને વાડી અને મોજમજાના અનેક સાધનો મળી શકશે, પણ સત્સંગ મળવો બહુ મુશ્કેલ છે ભાગ્યશાળી હોય તેને જ સત્સંગનો લાભ મળે છે અને ધીરે ધીરે રંગાઈને ભગવાનની ભક્તિમા તરબોળ થાય છે" *

* સંસ્થા તરફથી તુરતમા પ્રસિદ્ધ થનારા 'સંતસમાગમ' નામના પુસ્તકમાંથી

# આનંદ પ્રશ્નાવલિ

લેખક:
શ્રી. સોપાન

સમાજ, ધર્મ, રાજકારણ, સ્ત્રી-પુરુષસંબંધ, માનવીનું કર્તવ્ય વગેરેને સ્પર્શતો કોઈ પણ પ્રશ્ન મોકલો, ત્યારે કવર ઉપર 'આનંદ પ્રશ્નાવલિ' લખવાનું ચૂકતા નહિ. વ્યક્તિગત જવાબો આપતા નથી.

**પ્રશ્ન : ૧૭**–આપણે સ્વતંત્ર થયા છીએ, છતાં દેશની ઉન્નતિ માટે, સ્વાધીનતાના રક્ષણ માટે અને દેશી રાજ્યોમાં હજી જ્યાં ગુલામીનો મેલ પડ્યો હોય ત્યાં તે ધોવા માટે હજારો-લાખો યુવક-યુવતીઓની જરૂર છે એમ તો આપ સ્વીકારશો જ. આવી સ્થિતિમાં જે યુવક-યુવતીમાં કર્તવ્યભાન જાગે તેણે માતાપિતા અને વડીલોની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પણ સમાજહિતના કાર્યમાં પડવું જોઈએ કે નહિ? અને માતાપિતાને બીજો આધાર ન હોય, તો એવી સ્થિતિમાં રાષ્ટ્રપ્રેમી યુવકનું શું કર્તવ્ય ગણાય?

**ઉત્તર: ૧૭**–જીવનમાં ઊભી થતી કોઈ પણ ગૂંચનો ઉકેલ શોધવો હોય, તો એક અથવા બીજા છેડા સુધી–અંતિમ સ્થિતિ સુધી જવાનો વિચાર છોડી દો. દેશના વિકાસ માટે લાખો યુવકયુવતીઓની જરૂર છે જ; પરંતુ એટલું સમજી લો કે પ્રજાનો મોટો સમુદાય જો દેશ પ્રત્યે દુર્લક્ષ સેવી પોતાની સ્વાર્થસાધનામાં રચ્યોપચ્યો રહેશે, તો લાખો યુવક-યુવતીઓ પણ સિદ્ધિ મેળવવામાં નિષ્ફળ જશે. સૌએ પોતાનાં શક્તિસંયોગોનો વિચાર કરી દેશના વિકાસકાર્યમાં મદદરૂપ બનવું જોઈએ. તમારાં માતાપિતા પણ આમાંથી બાદ રહી શકે નહિ. તેઓ જો બાદ રહેતાં હોય, તો તેમનામાં પણ દેશસેવાની ભાવના જગાડવાનું તમારું કર્તવ્ય છે જ.

બીજું એ પણ જાણી લો કે મનુષ્ય ગમે તેવી સ્થિતિમાં હોય છતાં જો તે ઇચ્છે તો કંઈક ને કંઈક પરમાર્થનું કાર્ય કરી જ શકે છે. અપંગ કે ગરીબ પણ દેશને ઉપયોગી થઈ શકે છે, તો સશક્ત યુવકોનું તો પૂછવું જ શું? રાષ્ટ્રને ઉપયોગી થવામાં જો માતાપિતા ખરેખર અંતરાયરૂપ થતાં હોય, તો તેમનો ત્યાગ કરવામાં ધર્મ છે એમાં શંકા નથી; પરંતુ એવો ત્યાગ કરતાં પહેલાં આપણા અંતરની પૂરી ખોજ કરી લેવી જોઈએ. સાચેસાચ દેશભક્તિથી પ્રેરાયેલા છીએ કે ઘરથી થાક્યા છીએ? અંતરને પૂછવું, કે કોઈ ગૂંચને કારણે તો ઘર છોડવાની ઇચ્છા નથી થઈ? માતાપિતાને વિનયપૂર્વક સમજાવવાના અને તેમની રજા લેવાના બધા પ્રયત્નો થઈ ગયા છે? આવા પ્રયત્નોમાં નિષ્ફળતા મળતાં નવા માર્ગો શોધ્યા છે? ને કોઈ સગાંવહાલાંની મદદ લીધી છે? આવા બધા પ્રશ્નોના સંતોષકારક ઉત્તર મળી જાય, તો પછી વિચારવું

કે ઘેર રહીને જ શબ્દને ઉપયોગી થઈ શકાય એમ છે કે નહિ? માતાપિતા વિરોધ કરશે અને ઘરમાં હરરોજ ક્લેશ થશે એવું પ્રથમથી ધારી લેવું નહિ, કામ કરવાથી એનું મૂલ્ય કદાચ માતાપિતાને સમજાય. કદાચ એમને એવુંયે લાગે, કે 'અમારી આંખ સામે છે તે સારું છે.' જો આમ થાય તો ધીમેધીમે માર્ગ સરળ થઈ જાય.

પણ બધું ઊંધું જ પડે, માતાપિતા સ્વાર્થમાં ડૂબેલાં જ રહે અને દેશનો વિચાર કરે જ નહિ, તો ઘર છોડવામાં કશું ખોટું નથી; એટલું જ નહિ પણ છોડવું જ જોઈએ. પ્રહ્‌લાદે જે પગલું પ્રભુને પ્રાપ્ત કરવા લીધું તે પગલું કોઈ પણ સત્ય સિદ્ધાંત ખાતર લઈ શકાય.

પણ માતાપિતાને આપણા સિવાય બીજો આધાર જ ન હોય તો? તો પહેલાં સમજી લેવું કે ખરેખર એવી સ્થિતિ છે ખરી કે આ 'આધાર' તો મોહનું જ બીજું નામ છે? જો મોહ હોય તો તે છોડવો જોઈએ અને ખરેખર એ સ્થિતિ હોય તો માતાપિતાની સેવાને પ્રથમ પસંદગી મળવી જોઈએ. જેનો આધાર પોતાના ફરજંદ ઉપર છે એવાં માતાપિતા ભાગ્યે જ પુત્રની પ્રવૃત્તિની આડે આવે એમ હું માનું છું. આ સ્થિતિમાં માતાપિતાની અને કુટુંબની સેવા કરતાં-કરતાં થઈ શકે તેટલી જ દેશસેવા કરવી જોઈએ. દેશ એ આપણાથી કોઈ જુદી જડ વસ્તુ નથી. જો દેશના યુવકો એનાં નિરાધાર માતાપિતાની પરવા ન કરે, તે દેશનો ઉદ્ધાર કદી થઈ શકે નહિ. દેશસેવા અને માતાપિતાની સેવા વચ્ચે સુમેળ રહી શકે એવા માર્ગો આવા યુવકે શોધી કાઢવા જોઈએ.

**પ્રશ્ન : ૧૮**–લેખકો, કવિઓ, ચિત્રકારો, ભજનિકો, શિક્ષકો સૌ કોઈ સંસ્કૃતિના રક્ષકો ગણાય. એમનું કર્તવ્ય સમાજને સાચું જ્ઞાન, શુદ્ધ આનંદ, સાત્ત્વિક ઉલ્લાસ વગેરે આપવાનું ગણાય. આ બધા લોકો આજે પૈસા લીધા વિના કામ કરવાની ના જ પાડતા દેખાય છે એ યોગ્ય છે? આપણા પ્રાચીન સંતો, કવિઓ, ભક્તો, ઋષિમુનિઓ તો બદલાની અપેક્ષા રાખતા જ નહોતા. આ બાબતમાં કંઈ પ્રકાશ પાડશો?

**ઉત્તર : ૧૮**–તમે જ્યારે બીજાના કર્તવ્યનો વિચાર કરો છો, ત્યારે મારે માની જ લેવું ને કે તમે તો સમાજના હિતાર્થે જ નોકરીધંધો કરતા હશો કે પૈસા માગતા જ નહિ હો! જો એમ ન હોય અને પૈસા વિના કશી પ્રવૃત્તિ કરવાનું મન જ ન થતું હોય, તો તમારે તો એ લેખકો, કવિઓ, ચિત્રકારો, ભજનિકો ને શિક્ષકોને, તેઓ ના પાડે તોયે પૈસા આપવા જ જોઈએ તમે એમની પાસેથી કંઈ કરતાં કંઈ મફતમાં લેવાને હકદાર નથી જ.

હવે એમની પોતાની વાત. મારો અનુભવ એવો છે, કે સાચા લેખક, કવિ, ચિત્રકાર, ભજનિક અને શિક્ષક કોઈ પણ પૈસા માટે પોતાની કળા વેચે નહિ. વેચવાનો એને અધિકાર છે છતાં વેચે નહિ; કારણ

## કારતક માસમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો

**ખેતીનાં મૂળતત્ત્વો : ભાગ ૧** (જમીન, પાણી અને ઓજાર) લેખક: માર્તંડ શિવભટ્ટ પંડ્યા. કૃષિ શાળાના વિદ્યાર્થીઓ, શિક્ષકો, ખેડૂતો તથા ગ્રામોદ્ધાર અને ખેતીસુધારણાના કાર્યકર્તાઓ માટે અત્યંત ઉપયોગી માહિતી આપવામાં આવી છે. પાન ૧૦૬ : કિં. રૂ. ૧–૦–૦.

**ખેતીનાં મૂળતત્ત્વો : ભાગ બીજો**–પ્રથમ જેટલું જ ઉપયોગી છતાં રસમય છે. (ખેડ, ખાતર અને બીજ) પાન ૧૧૨ : કિં. રૂ. ૧–૦–૦.

**સ્વામી આત્માનંદ સરસ્વતી :** સંપાદક : રત્નેશ્વર ભવાનીશંકર વકીલ. સ્વામીજીના ટૂંકા જીવનચરિત્ર ઉપરાંત સાચેસાચો આત્માનંદ જાણી સમજી શકાય તેવા વિષયો આ પુસ્તકમાં ચર્ચાયા છે. પાન ૧૮૦ : કિં. રૂ. ૧–૮–૦

**જીવનસંગ્રામ :** સંપાદક : નંદલાલ ભોગીલાલ શાહ. કર્મ અને યુદ્ધની મીમાંસા કરતો એક વિચારાત્મક નિબંધ. પાન ૭૦ : કિં. રૂ. ૦–૮–૦.

**પાક–ઔષધિ :** પ્રયોજક: માધવ મો. ચૌધરી. શિયાળાની ઠંડીમાં તાકાત અને કૌવત આપે એવા ખાવાલાયક ૮૦ ઉપયોગી પાકોનો સંગ્રહ. પાન ૭૪ : કિં. રૂ. ૦–૬–૦.

## સસ્તા મૂલ્યે પુસ્તકો : સ્વામીજીની છઠ્ઠી પુણ્યતિથિ

જાન્યુઆરી ૪–૧–૪૮ને રોજ આ સંસ્થાના સ્થાપક સ્વામી અખંડાનંદજીની છઠ્ઠી પુણ્યતિથિ આવતી હોઈ, તે પ્રસંગે સસ્તા મૂલ્યે પુસ્તકો આપવાની ચાર યોજનાઓ સંસ્થા તરફથી જાહેર કરવામાં આવી છે, જેની વિગત ગયા માસના અંકમાં આપવામાં આવી હતી. એમાં જણાવ્યા પ્રમાણે થોડી રકમ પુસ્તકો પાછળ ખર્ચનારને ૨૦થી ૩૦ ટકા જેટલા કમીશનનો લાભ મળશે.

જે ગામમાંથી તમે આવો છો, જે વિદ્યાલયોમાં તમે કેળવણી લીધી છે, જ્યાં તમારી જન્મભૂમિ છે, ત્યાં ધર્મ, નીતિ અને ચારિત્ર્યવર્ધક પુસ્તકોનો સેટ તમારી સ્થિતિ પ્રમાણે એક સરખી રીતે ભેટ આપો અને જ્ઞાનપ્રચાર માટે એક નાની શી લાયબ્રેરી ઊભી કરો. ઇચ્છા હોય તો તેની સાથે માતાનું, પિતાનું કે સદ્ગત પ્રિયજનનું નામ પણ જોડી શકાય, અથવા અન્ય પ્રકારે પણ પુસ્તકો દ્વારા જ્ઞાનપ્રચાર કરીને તમે તેમના પ્રત્યેનું ઋણ અદા કરી શકશો.

પુસ્તકોનું દાન અને જ્ઞાનનું દાન એ સૌથી શ્રેષ્ઠ છે, એ કહેવાની ભાગ્યે જ જરૂર ગણાય.

સસ્તું સાહિત્યનાં પુસ્તકો પાછળ ખર્ચેલાં નાણાંનું વળતર, સરખામણીમાં સૌથી વધુ મળે છે, એ જાણીતી વાત છે.

એની મુદત તા. ૪–૨–૪૮ ના રોજ **પૂરી થાય છે**, તે પહેલાં જ લાભ લઈ લેવા વિનતિ છે.

×××

# માંદાનો આહાર વિહાર

લેખક :
ડૉ. રસિકલાલ પરીખ

રોગમાંથી મુક્ત થવા અને મળેલું આરોગ્ય જાળવવા આયુર્વેદે જે માર્ગદર્શન આપ્યું છે તેને આધારે આ લેખ તૈયાર થયો છે. માંદા માણસો ખોરાકમાં શું લઈ શકે અને શું ન લઈ શકે તે અંગે અનેક પ્રકારની મૂંઝવણો અનુભવાય છે આ લેખમાં અનુભવી દાક્તરે માંદાના આહારવિહારની માત્ર ચર્ચા નહિ, પરંતુ તે અંગેનું વ્યવહારુ માર્ગદર્શન પણ કરાવ્યુ છે.

ખોરાકના બે ભાગ પડે છે. દર્દીનો ખોરાક અને સાજાનો ખોરાક. ફક્ત દર્દી માટે જ આ લખી રહ્યો છું.

દર્દીનો અગ્નિ મંદ હોય છે. અગ્નિ એટલે કેવળ પાચક રસ જ નહિ, પણ દીવાના જેવી જ્યોત-ડૂંટી પાસે હોય છે તે. આ અગ્નિ એટલે જ જીવન છે. સાધારણ રીતે પિત્તની ગતિ નીચે સરવાની છે, ત્યારે આ અગ્નિની ગતિ ઉપર જવાની છે. પિત્ત માટે પિત્ત શબ્દ શાસ્ત્રમાં વપરાયો છે, જ્યારે અગ્નિ માટે અનલ, વહ્નિ, અગ્નિ વગેરે શબ્દો વપરાયા છે. આ અગ્નિ વધારવા માટે માંદાએ બે વસ્તુની સમજ કેળવવા જેવી છે. એક તો, જેમ તણખામાંથી અગ્નિ ચેતાવવા ચૂલામાં મોરણ મૂકીએ છીએ તેમ, જેમાં ભૂતાગ્નિ હોય તેવાં સૂકાં હલકાં દ્રવ્યની સમજ તથા ઉપયોગ અને બીજું દર્દીને એ સર્વની માત્રાનું જ્ઞાન હોવું જોઈએ.

પીવા યોગ્ય પદાર્થો કરતાં ચાટવા યોગ્ય પદાર્થો ભારે છે. ચાટવાના પદાર્થો કરતાં દાળ-ભાત જેવા ભોજ્ય પદાર્થો વધારે ભારે છે. ભોજ્ય પદાર્થ કરતાં લાડુ વગેરે ભક્ષ્ય પદાર્થ વળી વિશેષ ભારે છે. ભારે શબ્દની જ માંદાને સૂગ આવવી જોઈએ, એટલે તેણે પ્રથમનો પીવા યોગ્ય શબ્દ આચરણમાં મૂકવો રહ્યો.

માંદા માટે ખોરાકનાં જીવનતત્ત્વો (કેલરીઝ)ની બાબતમાં પોતાની હોજરી અને ગ્રહણીને જે લાયક છે, તે જીવનપ્રદ છે. જે દર્દી માત્ર સ્થૂળ પૃથક્કરણનો વિચાર કરશે તે અગ્નિ મંદ કરશે. જે દર્દી ખોરાકના વિપાકનો, વીર્યનો અને પ્રભાવનો વિચાર કરશે તે આરોગ્ય મેળવશે.

નવું ધાન્ય ચીકાશવાળું હોવાથી અત્યંત ભારે હોય છે. જૂનાની વ્યવસ્થા ન બને તો માંદાએ શેકીને રાંધવું, જેથી એ હલકું થાય. શેકવાથી જીવનતત્ત્વોનો નાશ થાય અને પોષણ ન મળે એ સમજણ યથાર્થ નથી. નૈયાયિકોને મતે કોઈ પણ પદાર્થનો નાશ થતો નથી. દાણાને ઘંટીમાં દળ્યા બાદ શેક્યા પછી પણ રોટલા ઉપર ફૂગ બાઝે છે; એટલે ઓછું પણ પોષણતત્ત્વ તો રહે છે જ. માંદાને ઓછા પોષણની જરૂર છે.

દર્દીએ ખાદ્ય વસ્તુના બે ગુણ યાદ રાખવા જોઈએઃ સ્વભાવ અને સંસ્કાર. મગ અને ચોખા સ્વભાવે હલકા છે.

બાદ તાવના દોષોને કાઢનાર છે.) તૃપ્તિ કરનાર છે. બળકર્તા એટલે કે માંસને મજબૂત કરનાર છે. કફનો અને પિત્તનો નાશ કરનાર તેમજ થાકને દૂર કરનાર છે.

**માત્રા:** તાવ ઊતર્યા બાદ પ્રથમ દિવસે ૧ તોલો એક જ વાર. બીજે દિવસે ૧ તોલો સવારે અને સાંજે. ત્રીજે દિવસે ૨ તોલા એમ વધતાં સાત દિવસ સુધી આપવું. અપચા કે અજીર્ણમાં ભૂખથી અર્ધું ખાવું.

**નોંધ:** આ ખોરાક દાહ કે બળતરા શાંત કરી તૃપ્તિ કરે છે એ વાત રોગીએ ખાસ યાદ રાખવા જેવી છે. જ્યારે મોસંબીનો રસ દુર્જર–પચવામાં ભારે હોવાથી મળરૂપે આંતરડામાં ચોંટી રહી, તેનો આથો થઈ દાહ કે બળતરા પેદા કરે છે. ત્યારે મંડ, પેયા, ઘેંશ ને યૂષ બળતરાને શમાવે છે અને સાતે ય ધાતુઓ સરખી કરે છે. સહેજસાજ ગરમ પીવાથી વાયુનું અનુલોમન કરે છે અને પેયા ને પ્રમથ્યા જેવો કણીવાળો ખોરાક ઝાડો પણ સાફ લાવે છે. હોજરી–ગ્રહણીનું ચામડું સીધું જ ચૂસી લે છે અને સારા યે શરીરને પૂરું પોષણ પહોંચી જાય છે.

(જુઓ ચિત્ર નં ૨)



સાધારણ કફનું પાતળું પડ

## ૨–પેયા

એક વર્ષના જૂના રાતા ચોખા અથવા સાઠી ચોખા જોઈતા પ્રમાણમાં લઈ, વીણી, ઝાટકી તવાઈ ઉપર સહેજ લાલ થતા સુધી શેકી નાખવા. તેમાં ચૌદગણું પાણી નાખવું. ધીરા તાપે રાંધવું. સૂંઠ અને સિંધવ નાખવાં.

મંડ કરતાં વધુ પાણી બાકી રહે અને થોડી કણીઓ હોય એટલે ઉતારી લેવું. આ પણ રાબ જેવું જ થશે.

**ઉપયોગ:** તાવ ઊતર્યા બાદ, કબજિયાતમાં, અરુચિમાં, મંદાગ્નિમાં, પેટના રોગોમાં.

**ગુણ:** બહુ જ હલકી છે. કણીઓ રહેવાથી દહીંને થોડા અગ્નિથી કણીઓ નીચે સરી દસ્તને સાફ લાવનારી છે. ધાતુઓ વધારનાર છે. અનુલોમન વાયુ અને મળને યોગ્ય રસ્તે લાવનાર છે.

**માત્રા:** તાવ ઊતર્યા બાદ ૧ તોલો મંડ પ્રમાણે.

**નોંધ :** પેયા સહેજ સહેજ ઊની પીવી. એથી પસીનો થાય છે. તે પ્રવાહી હોવાથી તરશ મટાડે છે. આહારરૂપ હોવાથી તૃપ્તિ કરે છે. દસ્ત લાવનાર હોવાથી શરીર હલકું કરે છે. વાયુ, પિત્ત અને કફને સમતા આપનારી હોવાથી સ્વાસ્થ્યપ્રદ છે. તાવ ઊતર્યા બાદ હદીંએ પેયા પીવી જ જોઈએ.

## ૩–પ્રમથ્યા

ચાર તોલા ભાર જૂના ચોખા (ચોખા અતિકૃશ હોય તો શેકવા, બહુ કૃશ ન હોય તો ન શેકવા), મગ, મસૂર, ચણા, કળથી અને મઠ–એમાંથી જે ફાવે તે ચીજો લઈ તેને પાણી નાખી ચટણીની માફક વાટી નાખવી. આ વાટેલા ચાર ભાર દ્રવ્યમાં આઠગણું એટલે ૩૨ તોલા પાણી નાખી ધીમે તાપે પકાવવું. પકાવતા પકાવતાં ચોથો ભાગ બાકી રહે ત્યારે એટલે કે આઠ રૂપિયાભાર અવશેષ રહે તેમાં પ્રમાણમાં સૂંઠ, સિંધાલૂણ, મરી નાખી ઉતારી લેવું.

**ઉપયોગ :** તાવ ઊતર્યા બાદ, અરુચિમાં, આમશૂળમાં અને મંદાગ્નિમાં.

**ગુણ :** પેયા કરતાં વધુ હલકી છે. તાવ પછી તાવના દોષને બહાર કાઢનાર અને રુચિકર છે.

**માત્રા :** મંડ પ્રમાણે.

**નોંધ :** ગામડાંમાં હજી પણ લોકો આવી સહેજ સહેજ ગરમ ઘેંશ પીએ છે, જેનાથી સવારમાં દસ્ત સાફ આવી જાય છે. વાયુનું અનુલોમન થાય છે. આ રીતે ગ્રામ્ય પ્રજા પોતાનું સ્વાસ્થ્ય અનાયાસે જાળવી લે છે તે વસ્તુ નોંધપાત્ર છે. ઘેર જ ગાયભેંશનાં દૂધ, ઘી, છાસ હોવા છતાં તેઓ દૂધનો ઉપયોગ કરતા નથી શહેરમાં ચા–કૉફી દ્વારા દૂધ અને ખાંડનો ઉપયોગ થાય છે. જે મંદાગ્નિ હોય તેને એ બિલકુલ હિતકર નથી. શહેરી પ્રજા પણ આવી ઘેંશ પીતી થાય, તો ઘણા રોગોમાંથી મુક્ત થાય. (જુઓ ચિત્ર ન ૩)



અસાધારણ કદનું જાડું ૫૩

## ૪–યૂષ

યૂષ અથવા સૂપમાં આજકાલ ટમેટાં અને ગમે તે શાકભાજીનું મેળસેળ થાય છે. તેનું રસાયણિક રૂપાંતર કેવું થતું

હશે તેની દર્દીને સમજ નથી. આ સેળભેળમાં ઉષ્ણવીર્ય અને શીતવીર્ય પદાર્થો સાથે ભળે છે, જે બિલકુલ સ્વાસ્થ્યપ્રદ નથી. ટમેટાં તો કફ કરનાર અને મંદાગ્નિ કરનાર છે. તેમાં જીવનતત્ત્વ બી અને સી છે, પણ પાણીનું તત્ત્વ વધુ હોવાથી ગ્રહણીનાં છિદ્રોને પૂરી દે છે. પછી જીવનતત્ત્વની અસર જ ક્યાં રહી?

તેથી દર્દીએ સૂપમાં સેળભેળ છોડી દેવું જોઈએ અને જે ધાન્યો શીંગમાંથી પેદા થાય છે, તેવાં મગ, મસૂર, ચણા, કળથી અને મઠ ઉપયોગમાં લેવાં.

ઉપરોક્ત દ્રવ્યોમાંથી જે ફાવે તે લઈ વીણી, ઝાટકી, તવાઈ ઉપર લાલ થતા સુધી શેકી, તેને અઢારગણા પાણીમાં પકાવવું. અન્નની થોડી કણીઓ રહે અને પેયાથી સહેજ ઘટ્ટ થાય (આઠ તોલા રહે) એટલે તેમાં સિંધવ, હળદર, જીરું, સૂંઠ અને મરી પ્રમાણમાં નાખી ઉતારી લેવું.

**ઉપયોગ:** અરુચિમાં તાવ ઊતર્યા બાદ વિશેષ રુચિ ઉપજાવનાર છે.

**ગુણ:** પાકમાં અત્યંત હલકો, બળ આપનાર, રુચિકર, કફનાશક અને કંઠને સારો કરનાર છે.

**માત્રા:** તાવ ઊતર્યા બાદ પ્રથમ દિવસે ૧ તોલો એકવાર, બીજે દિવસે એકએક તોલો બેવાર, ત્રીજે દિવસે બબ્બે તોલા બેવાર એમ સાત દિવસ સુધી લેવું.

### ૫–મગનો યૂષ

આઠ રૂપિયાભાર મગને વીણી, ઝાટકી તવાઈ ઉપર લાલ થતા સુધી શેકી ૧૨૮ રૂપિયાભાર પાણીમાં પકાવવા.

ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે તેને લૂગડામાં ચોળીને ગાળી લેવું. તેમાં ચાર રૂપિયાભાર દાડમનો રસ નાખવો અને પ્રમાણમાં સિંધવ નાખવો. પછી ૦। રૂપિયાભાર સૂંઠ અને ૦। રૂપિયાભાર ધાણા નાખવા. પછી પીપર અને જીરાના બારીક ચૂર્ણનો વઘાર કરી યૂષમાં રેડવો.'

**ઉપયોગ:** તાવ ઊતર્યા બાદ, કફવાળાને અને શ્રમિતને.

**ગુણ:** ઠંડો છે. અગ્નિ પ્રદીપ્ત કરનાર છે. હલકો છે, તથા તૃષા, દાહ, જ્વર, લોહીનો બગાડ વગેરે મટાડે છે.

**માત્રા:** તાવ ઊતર્યા બાદ ૧ તોલાથી ક્રમે વધવું.

**નોંધ:** મસૂરનો યૂષ દસ્તને રોકનાર છે. પુષ્ટિ આપનાર તેમ જ મધુર છે. પ્રમેહને મટાડનાર છે.

મગને અઢારગણા પાણીમાં પકાવતાં તેનો થોડી કણીઓવાળો અને પેયાથી કંઈક ઘટ્ટ જે રસ થાય તે મગનો યૂષ કહેવાય છે.

મગ, મસૂર, ચણા, કળથી અને મઠ એટલાં દ્રવ્યોનો યૂષમાં ઉપયોગ કરવો.

### ૬–યવાગૂ

એક સાલ જૂના સાઠી[×] ચોખા વીણી,

× સાઠી ચોખા ફક્ત ૬૦ દિવસમાં જ પાકી જાય છે. આ ચોખા પકવતી વખતે ધરૂ

ઝાટકી તેને લાલ થતા સુધી શેકી, છગણા પાણીમાં પકાવવા. પકાવતાં પકાવતાં ઘટ્ટ કણીઓ રહે અને પાણી થોડુ થોડું પચપચ્યા કરતું દેખાય એટલે ઉતારી લેવું.

ઉપયોગ: જ્વર ઊતર્યા બાદ મૂત્રાશયના રોગીને, ઝાડાવાળા રોગીને તથા શ્રમિતને.

ગુણ: હલકી છે.

## ૭–દ્વિલેપી

ચોખાને શેકી ચારગણા પાણીમાં સારી પેઠે પકાવવા. દાણા પોચા તથા ઘટ્ટ રહે અને પાણી પચપચતું ન દેખાય એટલે ઉતારી લેવું.

મણવાળાઓને તથા નેત્રના રોગીઓને આ ખોરાક પથ્ય છે.

## ૮–ભક્ત

સાઠી ચોખા. લાલ થતા સુધી શેકી, ચૌદગણા પાણીમા પકાવી, પાણી ઓસાવી

ઉપાડીને એક સ્થળે રોપી ને પછી બીજેથી ત્રીજે રોપવું પડે એવું મુ નથી. બીજા ચોખામાં તો ડાંગર રોપીને તેનું ધરુ પંદરેક દિવસ બાદ બીજા પાણીના ક્યારામાં રોપવામાં આવે છે. ત્યાંથી વળી ત્રીજે ઠેકાણે તે રોપાય છે–એમ તેને ૫–૬ મહિના પાકતાં થાય છે. આથી તે વધુ રસકસવાળાને પચવામાં ભારે હોય છે, જ્યારે સાઠી રાતા ચોખા ફક્ત બે જ મહિનામાં એક ઠેકાણે જ ઊગતા હોઈ ઓછી ચીકાશવાળા અને ઓછા રસકસવાળા હોય છે. એ ચોખા માંદાને પથ્ય છે. દર્દીને હલકું અને ઓછ પોષણવાળું દ્રવ્ય જ હિતકર છે. આ કારણથી દર્દીએ ગુણદર્શી થઈ સાઠી ચોખાને વધુ ભાવથી અપનાવવા જોઈએ.

નાખવું એટલે ભાત થાય છે.

ભાતમાં ચોખા એક વર્ષના જૂના જ વાપરવા જોઈએ. નવા ચોખા ચીકાશવાળા હોવાથી મંદાગ્નિ કરી દર્દીને વાયુકર્તા માલૂમ પડે છે.

દરેક ધાન્ય એક વર્ષનું જૂનું લેવાનું કારણ એ છે, કે એક ઉનાળો ધાન્યમાં પસાર થવાથી ચીકાશ ઓછી થાય છે. ઉનાળામાં સર્વ વસ્તુઓમાંથી રસકસ સુકાઈ જાય છે, તેમ ધાન્યમાંથી પણ ચીકાશ ઓછી થાય છે. અને ચોમાસામાં ભીનાશવાળી હવા ધાન્યમા પ્રવેશી ધાન્યમાં આથો લાવે છે. આથો આવવાથી ધાન્ય હલકુ થાય છે. આ રીતે દરેક ધાન્યમાં ઉનાળોચોમાસું પસાર થવા દેવો જોઈએ.

સારી રીતે ધોયેલો, ઓસાવેલો અને ઊનો ભાત સ્વચ્છ છે અને અત્યંત ગુણવાન છે. નહિ ધોયેલો, નહિ ઓસાવેલો અને ટાઢો ભાત ભારે છે અને કફ કરનારો છે. અત્યંત ઊનો ભાત બળ હરનાર છે અને અત્યંત ટાઢો તથા સુકાયેલો ભાત માંડ પચે છે વાસી થઈને પાણીથી પચપચતો ભાત ગ્લાનિ કરનાર છે. અને કાચા દાણાવાળો ભાત ઘણી મુશ્કેલીથી પચે છે.

ગ્રેડેલા ચોખામાંથી કરેલો ભાત રુચિકારક છે, સુગંધીવાળો છે, કફ હરનાર છે, હલકો છે ને વાયુવાળાઓને પથ્ય છે.

## ૯–રસૌદન

માંસાહારી માણસે માંદગીમાં ગમે

તે પ્રાણીઓના સૂપ-માટી લેવી હિતકર નથી. તેતર, લાવા, હરણ, સસલું એટલાં પ્રાણીનાં માંસ હલકાં છે.

તેમાં પણ પાછલા પગના સાથળના પાછલા ભાગના સ્નાયુઓ જેનાં માંસલ છે, તે પ્રાણીઓ વધુ હલકાં છે; કારણ કે માંસ ગતિવાળું છે, જે વાયુની ક્રિયા છે.

બહુ મેદવાળાં પ્રાણી અગર તેના ચરબીવાળા ભાગો ભારે છે. જ્યાં માંસાહાર છે, ત્યાં અર્બુદ(કેન્સર)નું પ્રમાણ વિશેષ છે.

પ્રાણીનાં હાડકાં ન લેવાં જોઈએ; કારણ કે હાડકામાં મજ્જા છે, મજ્જામાં ચરબી છે; જે પચવામાં ઘણી ભારે છે.

રક્ત તે પિત્ત છે ને લઘુ છે અને માંસ તે વાયુ છે ને લઘુ પણ છે.

આવા પ્રાણીઓના માંસના ઘણા જ બારીક-બારીક ટુકડા કરવા અને સ્વચ્છ પાણીમાં ધોઈ નાખવા. આવું માંસ ૧૬ તોલા લેવું; તેમાં એક તોલો પીપર, ગંઠોડા, સૂંઠ, જીરું અને ધાણા નાંખવા.

આ દ્રવ્યો નાખી ૧૨૮ તોલા પાણીમાં પકાવવું. તેને કડછીથી ખૂબ હલાવવું અને કચરી નાખવું. ચોથો ભાગ બાકી રહે એટલે ઉતારી લેવું. પછી તેને બરોબર મસળવું. પછી શેકેલી હિંગથી, શેકેલા સિંધવથી અને જીરાથી તેને સારી રીતે વઘારી ભાતમાં મેળવવો, આ ભાત રસૌદન કહેવાય છે.

**ઉપયોગ :** વાતજ્વર ઊતર્યા બાદ લેવો.

**ગુણ :** પચવામાં ભારે છે.

**માત્રા :** ૪ તોલા, ૧ ઔંસ.સામાન્ય રીતે લેવાય. બળ પ્રમાણે વધવું. બળવાન હોય તેણે વધુ લેવું.

### ૧૦–જાવળું

ચોખા અને મગ સરખા ભાગે લઈ તેને વીણી-ઝાટકી તવાઈ ઉપર લાલ થતાં સુધી શેકી નાખવા. શેકાયા બાદ તેને ખાંડણીમાં ખાંડી નાખવા.

ખંડાયા બાદ ૧૪ગણા પાણીમાં રાંધવા. ધીમે તાપે રાંધવું. રાબ જેવું થાય એટલે સિંધાલૂણ, મરચું, જીરું, હિંગ, સૂંઠ, ધાણા વગેરે દ્રવ્યો નાખવાં.

**ઉપયોગ :** તાવ ઊતર્યા બાદ.

**ગુણ :** પચવામાં ખૂબ જ હલકું, પસીનો લાવનાર ને અત્યંત પથ્ય છે.

**માત્રા :** તાવ ઊતર્યા પછી એક તોલાના માપથી શરૂઆત કરવી. રોજ એક એક તોલો વધારતા જવું.

**નોંધ :** આ જાવળાનો પ્રચાર કાઠિયાવાડમાં અને ભાલમાં પૂજ્ય નાનભટ્ટ બાપાએ ઘણો કર્યો છે.

રોગી અતિ કૃશ-દૂબળો પડી ગયો હોય તો ઔષધ સાથે ખોરાક આપવો જોઈએ. તાવ ઊતર્યા બાદ પ્રથમ દિવસથી જ. (લંઘણ પૂરી થયા બાદ તરત જ ઔષધ અપાતું નથી પણ અતિ દૂબળા માણસને ખોરાક ને ઔષધ સાથે આપવાં.)

## ઔષધ સાથે પેયા આપવાનો વિધિ

ચાર રૂપિયાભાર ઔષધ લેવું. તેને ૨૫૬ તોલા પાણીમાં પકાવવું. ૧૨૮ તોલા

પાણી બાકી રહે એટલે તેમા રાતા સાઠી ચોખા લાલ થતા સુધી શેકેલા ઓરવા (પ્રમાણથી લેવા, લગભગ તોલા સુધી) પછી તેમા સૂ૦ અને સિંધાલૂણ નાખવા

થોડી કણીઓ હોય એટલે ઉતારી લેવુ આ પણ રાબ જેવુ જ થશે.

ઉપયોગ : અતિકૃશ અને દુર્બળને ઉપયોગી

ગુણ : તે તે દોષોને અનુસરતા પાચનઔષધોથી સિદ્ધ કરેલી પેયા ભોજનના સમયમા આપવાથી હિતકારી થાય છે અગ્નિને પ્રદીપ્ત કરે છે, પાચન કરનારી છે અને હલકી છે

નોંધ : ખગાસા સાથે વાયુનો તાવ હોય, તો તાવ ઊતર્યા પછી પ્રથમ દિવસે જ સમેરવો, ગધી નમેરવો, મોટા ફળવાળી ભોંરિંગણી નાના ફળવાળી ભોરિંગણી અને ગોખરુ સરખે ભાગે લઈ ખાંડી કચરી તેમાથી ચાર તોલા ૨૫૬ તોલા પાણીમા ઉકાળી ૧૨૮ તોલા બાકી રહે એટલે ગાળી લેવુ અને તેમા ૧ તોલો રાતા સાઠી ચોખા નાખી પકવીને પેયા લેવી

તાવમા બળતરા હોય, દાહ હોય, આખોમા બળતરા થતી હોય, પિત્તજ્વર હોય,તો નાગરમોથ,કડુ અને ઇંદ્રજવ ૦-૦૧ તોલો ઉકાળવા અને તેમા ચોખા પકાવી પેયા બનાવવી

વાયુના તાવમા સાતમે દિવસે જ ગળો, પીપળીમૂળ અને સૂઠથી પકાવેલી પેયા પાવી (જુઓ ચિત્ર નં ૪)

રસ હલકો અને પાતો હોવાથી શ્વાસનળીઓ સ્વચ્છ રહેવાથી રેફસા દ્વારા પ્રાણવાયુ લે છે





રસ ભારે હોય ત્યારે નાની નાની શાખાઓ પણ ચીકાશથી પુરાય છે, જેથી પ્રાણવાયુ પૂરતા પ્રમાણમા પ્રવેશતો નથી.

## માંદા માણસે દાંત સાફ કરવાની દવા :

સિંધાલૂણ, મરી, દાડમના ફૂલ અને લીંબુની અંતરછાલ–આ દ્રવ્યો સરખે ભાગે લઈ તેમને ખૂબ બારીક લસોટી તે ચટણી દાંતે ઘસવી આથી મુખનુ ખગાળ થૂંક સાફ થઈ જશે

તાવ ઊતર્યા બાદ લંઘણ પૂરી થયા પછી આ ચટણીનો રોજ ઉપયોગ કરવાથી દાંત અને મોઢુ સારુ થાય છે

## દર્દીને ચેતવણી

तदेव तु पय पीत तरुणे हन्ति मानवम् ।
(ભગવાન સુશ્રુત)

૧ તરુણ એટલે આવતા તાવમા દૂધ પીવુ તે જીવનને હરનાર છે

ચા, કોફી, ઉકાળા દ્વારા બે ચમચી દૂધ દરદીને હિસાબમા હોતુ નથી, પણ તાવમા જઠરાગ્નિ હોજરીમા નહિ હોવાથી દૂધમા રહેલી ચરબી અને પ્રોટીનને

કોણ પચાવશે ?

वेगापायेऽन्यथा तद्धि ज्वरवेगाभिवर्द्धनम् ।

૨ જ્વરનો વેગ શાંત થયા વિના ભોજન આપવામાં આવે, તો તે ભોજન જ્વરના વેગને વધારે છે.

मध्वामात्परतस्त्वन्यदामं कष्टं न विद्यते।
विरुद्धोपक्रमत्वात्तत्सर्वं हन्ति यथा विषम् ॥

૩ મધના અજીર્ણ કરતાં બીજું કોઈ પણ અજીર્ણ વધારે કષ્ટદાયી નથી. મધનું અજીર્ણ ઝેરની પેઠે માણસને મારી નાખે છે.

મધ ખાધા પછી પેટ ઉપર શેક થાય, તોપણ મધનું ઝેર થઈ જાય છે. મધ ઉપર ગરમ-ગરમ ચા પિવાય, તોપણ નુકસાન થાય છે. મધ ખાઈને વરાળનો 'બાથ' લેવાય તોપણ ઝેર થાય છે.

માટે મધને ટોનિક ગણી જે તેનો છૂટથી ઉપયોગ થઈ રહ્યો છે, તેનો અમલ કરતા પહેલાં દર્દી, ભગવાન ધન્વંતરીના આ સૂત્રનું મનન કરે.

૪ વમન-ઊલટી કર્યા વિના જો રોગી વિરેચન દ્રવ્યોનો ઉપયોગ રોજ કરશે, તો એ વિરેચનદ્રવ્યો હોજરીના કફને ગ્રહણીમાં લઈ જઈ ગ્રહણીનાં છિદ્રોને પૂરી દેશે; કારણ કે ગ્રહણીનો માર્ગ ઘણો સાંકડો છે. છિદ્રો પુરાયાથી ખોરાકનું સત્ત્વ ચુસાય નહિ, જેથી શરીરને પોષણ મળે નહિ અને નાશ થાય. એટલે કબજિયાત દૂર કરવા વિરેચન દ્રવ્યો લે લે કરવાં તે રોગી માટે બિલકુલ હિતકર નથી..

કફનો ક્ષય થવાથી ઊંઘનો નાશ થાય છે. દર્દીને કફનો ક્ષય કરનાર ચિંતા છે, પરિશ્રમ છે, શોક છે, ભય છે અને ક્રોધ છે; માટે દરદીએ ખૂબ જ નિશ્ચિંત અને પ્રસન્ન રહેવું જોઈએ. વાતાવરણને વશ દર્દી રહેશે તો તેનો નાશ થશે.

## આહાર વિષે

૧ જે માણસોનો જઠરાગ્નિ નબળો થઈ ગયો હોય, તેઓને તે અગ્નિની વૃદ્ધિ માટે એક વખત આહાર આપવો. (અને તે પણ ઓછી માત્રાવાળો.)

૨ જેમને ઝાડોપેશાબ સાફ આવતા હોય અને જેઓ સમ અગ્નિવાળા હોય તેમણે બે વખત આહાર લેવો.

૩ જે માણસો ઔષધના દ્વેષી હોય, તેઓને ઔષધયુક્ત આહાર દેવો.

૪ જે રોગી અત્યંત મંદાગ્નિવાળો હોય તેને માત્રાહીન આહાર આપવો, તે પણ એક ટંક જ આપવો.

૫ જે દર્દી અતિકૃશ-દૂબળો હોય તેને દ્રાક્ષ, ગળો જેવાં દ્રવ્યોયુક્ત શમન-ખોરાક લેવો.

૬ જે દર્દી મેદવાળા હોય, જાડા હોય, પ્રમેહવાળા હોય, કફવાળા હોય, તેમણે લૂખો ખોરાક જમવો.

૭ જે દર્દીઓ સુકાયેલા હોય, તરશથી પીડાયેલા હોય, દૂબળા હોય તેમને પ્રવાહી આપવું.

## દર્દીને ભૂખ લાગી છે કે નહિ તે જાણવાની ચાવી

(૧) શુદ્ધ કોઈ પણ જાતની વાસ વિનાનો ઓડકાર આવે. (૨) ઉત્સાહ

વધે. (૩) જેમ બીજુ ઉપર પાણી રેડીએ અને પાણી સરી જાય છે, તેમ ઝાડો-પેશાબ સાફ ઊતરી પડે. (૪) શરીરનું હલકાપણું લાગે. (૫) ભૂખતરશ લાગે, તો સમજવું કે ભૂખ સાચી લાગી છે. દારૂની ભૂખ નથી.

રસદોષ અને મળ પાકી જાય ત્યારે જ ભૂખ લાગે છે. જ્યારે આવી ભૂખ લાગે ત્યારે જ અન્ન દેવાનો સમય છે, એમ જાણવું.

જ્યારે આમ પાકી જાય, ત્યારે માણસોને ભોજનની ઇચ્છા થાય છે, માટે સમયસર અથવા સમય વગર પણ જ્યારે એવી ઇચ્છા થાય, ત્યારે અન્ન આપવાનો સમય છે એમ સમજવું.

એટલે વખત થાય, ત્યારે જમવું એ દર્દી માટે ઠીક નથી. ભૂખ લાગે ત્યારે જ જમવું જોઈએ.

ભૂખ ન લાગી હોય, તો ઉપવાસ કરવો અને બીજે દિવસે જમવુ.

ગમે તે સમયે ખા-ખા કરવું એ અગ્નિને વધુ મંદ કરનારી આદત છે.

ભોજન પહેલાં કફની વૃદ્ધિ હોય છે, તેથી આદાની કાતરી અથવા આદાના રસનો ઉપયોગ કરવો.

જમણની વચમાં પિત્તનો પ્રકોપ હોય છે, તેથી જમણની વચમાં પાણી પીવું.

જમણને અંતે વાયુનો પ્રકોપ હોય છે, માટે જમણ પછી ખાટી છાશ પીવી જોઈએ. આ પીણું સાજા માટે છે.

દર્દીએ છ રસો વિષે થોડું જ્ઞાન મેળવી લેવુ જોઈએ.

(૧) કફ દૂર કરવા તૂરા, તીખા અને કડવા રસોનું સેવન કરવું. તૂરા રસમા આમળાં, હરડે વગેરે. તીખા રસમાં આદું અને કડવા રસમાં કારેલાં, કડુ વગેરે.

(૨) પિત્તવાળાએ ગળ્યા, તૂરા અને કડવા રસોનું સેવન કરવું. ગળ્યામાં દ્રાક્ષ, તૂરામાં હરડે અને કડવામાં કારેલાં, કંકોડાં, કડુ અને કરિયાતું.

(૩) વાયુવાળાએ ખારા, ખાટા અને ગળ્યા રસોનું સેવન કરવું.

જમતી વખતે અત્યંત પ્રસન્નતા રહેવી જોઈએ. જમ્યા પછી પણ રાજાની માફક બેસવું. પછી થોડીવારે સો ડગલાં ચાલવું. પછી થોડીવાર ડાબું પડખું દબાવી સૂવું. આને વામકુક્ષી કહે છે. પાણી ભોજનની વચમાં થોડુંથોડું પીવું.

## ભગવાન સુશ્રુતની શિખામણ

(૧) જમનારને એકાંતમાં રમણીય ને સુગંધી પુષ્પોની રચનાવાળા, સપાટ, રજ વગેરે ન પડે એવા, શુભ અને પવિત્ર પ્રદેશમાં જમાડવો.

(૨) મનને પ્રિય લાગે એવા વઘાર વગેરે સંસ્કારોથી યુક્ત કરેલું, પથ્ય તથા પ્રિય રસોવાળું, ગંધથી, વર્ણથી તથા સ્પર્શથી પણ પ્રિય લાગે તેવું પવિત્ર, અત્યંત ઊનું ન હોય એવું અને તુરતનું પકાવેલું ભોજન હિતકર છે.

(૩) જમવામાં અત્યંત શીઘ્રતા પણ ન કરાવવી અને અત્યંત વિલંબ પણ

ન કરાવવો.

(૪) ઉષ્ણ અન્ન બળની તથા અગ્નિની વૃદ્ધિ કરે છે.

(૫) જમી રહ્યા પછી અને જમતાં વચમાં પણ માત્રાથી પાણી પીવું.

(૬) સમજુ માણસે ભોજન કર્યા પછી જ્યાં સુધી અન્નનો આફરો મટે ત્યાં સુધી રાજાની પેઠે બેસવું અને તે પછી સો પગલાં ચાલી શય્યામાં ડાબું પડખું દબાવી સૂવું.

(૭) જમેલા માણસે મનને પ્રિય લાગે એવા શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શનું સેવન કરવું, એમ કરવાથી ઉદરમાં અન્નની સારી રીતે સ્થિતિ થાય છે.

(૮) એકવાર જમ્યા પછી જ્યાં સુધી જઠરાગ્નિ નિર્મળ ન થયો હોય ત્યાં સુધી બીજીવાર જમવું નહિ. પહેલાં જમેલું અન્ન જઠરાગ્નિથી કાંઈક પાકું હોય અને કાંઈક કાચું હોય, તેટલામાં જે માણસ બીજી વાર જમે તે પોતાના જઠરાગ્નિનો જ વિનાશ કરે છે.

(૯) માત્રાથી અથવા દ્રવ્યથી ભારે જે અન્ન હોય તેનો આહાર કરવો નહિ. જેમાં નકરો ચોખાનો લોટ જ આવતો હોય એવું અન્ન જમવું નહિ.

(૧૦) બહુ જ ભૂખ લાગી હોય, તોપણ એવું અન્ન માત્રાથી જ જમવું. એવું અન્ન જમવામાં આવ્યું હોય, તો તે ઉપર બમણું પાણી પીવું, કે જેથી તે અન્ન કશું કષ્ટ આપ્યા વિના પચી જાય.

(૧૧) ઈર્ષ્યાથી, ભયથી, ક્રોધથી, કે લોભથી વ્યાપી ગયેલો અથવા રોગથી કે દીનતાથી પીડાયેલો અથવા મત્સરથી સંયુક્ત થયેલો માણસ જે અન્નનું ભોજન કરે, તે અન્ન તે માણસને સારી રીતે પચતું નથી.

(૧૨) પેટમાં તથા અંગોમાં ભારેપણું લાગે, વમન જેવું થાય, ગાલ ઉપર તથા આંખોની કીકી ઉપર સોજો જણાય, જેવું ખાધું હોય તેવા જ ઓડકાર આવે અને શરીરમાં ચળ આવે, તો રોગીએ સમજવું કે હોજરી આહાર માગતી નથી.

## જ્વર ઊતર્યા બાદ લેવા યોગ્ય શાકભાજી

પરવળનાં પાંદડાં, રીંગણાં, પરવળ, કારેલાં, કંકોડાં, નાના કૂમળા મૂળા, ગળોનાં પાંદડાં અને કાંદા વગેરેને પાણીમાં બાફીને શાક બનાવવું.

## માંદા માટે હલકાં શાકભાજી અને ધાન્ય

**શાકભાજી:** પરવળ, કારેલાં, કંકોડાં તાંદળજો, ડુંગળી, રીંગણાં, સરગવો, સૂરણ અને કૂણા મૂળા.

**ધાન્ય:** ચોખા (જૂના) (નવા હોય તો શેકેલા), મગ અને કોદરી.

## દર્દીને વર્જ્ય

લોટના પદાર્થો, કાચા પદાર્થો, દૂધ, દહીં, ઘી, માખણ, ગોળ, ખાંડ, તળેલો પદાર્થ અને ઠંડો પદાર્થ આટલું દર્દીએ ત્યજવા યોગ્ય છે.

દર્દીનો અગ્નિ મંદ હોય છે. કફ વડે

મંદ અગ્નિ થાય છે, તેથી કોઈ પણ ચીકાશવાળો પદાર્થ માદાએ ખાવો નહિ

## દર્દીને જમવાનો સમય

માદા માટે જમવાનો સમય ફક્ત સૂર્ય માથા ઉપર આવે ત્યારનો જ છે, સૂર્ય માથા ઉપર આવે એટલે બાર વાગે નહિ, પણ આપણો પડછાયો પડતો બંધ થાય ત્યારે તે વખતે આપણા શરીરમાં અગ્નિનું અને પાચકપિત્તનું જોર વધુ હોય છે તે વખતે જઠરાગ્નિનો અન્ન સાથે સુમેળ થાય છે અને જમેલા ભોજનનો પાકો રસ થઈ જાય છે છ કલાક બાદ હોજરી અને ગ્રહણી ખાલી થવાથી ભૂખ જરૂર લાગે, પણ રાતે બહુ વ્યય નહિ પણ આરામ હોવાથી એટલે કે ખર્ચ ઓછો હોવાથી આવકની જરૂર નથી

આ રીતે રાત્રે ભૂખ મારવાથી જે અગ્નિ ખોરાક પચાવવામાં રોકાયેલો હતો તે દોષોને પચાવશે, એટલે માદાએ દોષોને પચાવવા માટે પણ ફક્ત એક જ વાર જમવું જોઈએ એકવાર જમવાથી છ કલાક બાદ રસનો પ્રવાહ જરૂર તૂટશે પણ શરીર દોષવિનાનું થશે

સવારમાં કફનો પ્રકોપ હોય છે, તેથી જમવાનો એ સમય બિલકુલ યોગ્ય નથી

સાંજે ન રહેવાય તો અત્યંત હલકો ખોરાક લેવો

ખાઈને તરત જ દર્દીએ બિલકુલ સૂઈ ન રહેવું, કારણ કે હોજરીનું દબાણ ઉપરના હૃદય-અવયવને અનિયમિત કરી, મૃત્યુ નિપજાવે છે

ખાલી પેટે આ–કોફી, ઉકાળા, લીંબુના શરબત દર્દીને વધુ મંદાગ્નિ કરશે, માટે દર્દીએ જીભની લોલુપતાને વશ નહિ થતાં પથ્યને વશ થવું જોઈએ

## દર્દીનો આચાર

કોઈ પણ માણસ આયુર્વેદમાં દર્શાવેલી દિનચર્યાના આચરણ વિના સુખપૂર્વક જીવી જ ન શકે અને જીવે તો એ સારી રીતે ન જીવે એ જીવવામાં આનંદ ન હોય આયુર્વેદે નિયત કરેલી દિનચર્યા એ તો પૃથ્વી પેદા કરનાર બ્રહ્માની શિખામણ છે આપણા પૂર્વજો આવી દિનચર્યા રોજ કરતા માદાને આ દિનચર્યા કેટલે અંશે લાભદાયક છે, તે જાણવું અત્યંત આવશ્યક છે

### સાજા માટે

(૧) સવારે બ્રાહ્મ મુહૂર્તમાં ચાર વાગે ઊઠવું

(૨) કુદરતી હાજતે જવું

(૩) હાથપગ ધોવા

(૪) દાતણ કરવું

(૫) અંજન કરવું

(૬) નસ્ય લેવું

(૭) તેલના કોગળા કરવા

(૮) ધુમ્રપાન કરવું

(૯) પાન ખાવું

(૧૦) અભ્યંગ (માલિશ) કરવું

(૧૧) વ્યાયામ કરવો

(૧૨) ચોપડવાના દ્રવ્યોનો લેપ કરવો

(૧૩) સ્નાન કરવું

(૧૪) વેગ ન રોકવા.

(૧૫) દેવાર્ચનાદિક ક્રિયા કરવી.

(૧૬) અતિથિસત્કાર કરવો.

(૧૭) દુઃખમાં ઉદ્દાસ ન થવું.

(૧૮) ક્રોધ ન કરવો.

(૧૯) મૈથુનમાં સંયમ રાખવો.

(૨૦) સંધ્યાસમયે કર્તવ્ય ન કરવું.

## દર્દી માટે

(૧) ઊંઘ ઊડે ત્યારે સ્વસ્થતા સહેજે પાછી પ્રાપ્ત થાય ત્યારે ઊઠવું.

(૨) હરડે ફાકવી. (તાવમાં, નબળાઈમાં નહિ.)

(૩) હાથપગ ન ધોવા. (જ્વર ગયા પછી પણ હાથપગ ન ધોવા.)

(૪) તાવવાળાએ, આંખના દર્દીએ, માથાના દર્દીએ, ઊલટીવાળાએ, શ્વાસવાળાએ ઉધરસવાળાએ, દૂબળાએ, તરસ્યાએ, થાકેલાએ દાતણ ન કરવું. બીજાએ બાર આંગળ મોટું દાતણ કરવું.

(૫) અંજન ન કરવું.

(૬) કફના રોગીએ નસ્ય લેવો.

(૭) તેલના કોગળા ન કરવા.

(૮) ધુમ્રપાન ન કરવું.

(૯) પાન ન ખાવું.

(૧૦) વાયુના રોગીએ માલિશ કરાવવું.

(૧૧) વ્યાયામ ન કરવો.

(૧૨) ચોપડવાનાં દ્રવ્યોનો લેપ ન કરવો.

(૧૩) દર્દીને સ્નાનની જરૂર નથી.

(૧૪) વેગ ન રોકવા, પણ ક્રોધ, ઈર્ષ્યા અને ભયના વેગને રોકવા.

(૧૫) દેવાર્ચનાદિ મનથી કરવું.

(૧૬) જોવા આવનાર સાથે પ્રેમથી વર્તવું.

(૧૭) સરખું મન રાખવું.

(૧૮) ક્રોધ બિલકુલ ન કરવો. માંદામાંદા પણ બીજા ઉપર ત્રાસ ન કરવો.

(૧૯) મન, વચન અને કર્મથી બ્રહ્મચર્ય પાળવું.

(૨૦) સંધ્યાસમયે કર્તવ્ય ન કરવું.

## દાતણ ન કરવું

**નોંધ :** તાવવાળાને દાતણ કરવું પથ્ય નથી. તાવમાં લંઘણ હોય, લંઘણમાં નવો ખોરાક હોજરીમાં નખાતો નથી; તેથી હોજરીનો પાચક રસ આજુબાજુની દીવાલ બાળી દે, પણ મોંનો અમીરસ જે મોંમાંથી હોજરીમાં સ્રવતો હોય છે તે જલદ અસર થવા દેતો નથી. આ કારણથી આયુર્વેદમાં લંઘણમાં દર્દીએ દાતણ ન કરવું એવો આદેશ છે.

દૂબળા માણસમાં કફનો ક્ષય તો હોય છે જ, તેમાં જો કફ બહાર કાઢી નાખીએ તો ઠીક નથી.

## સ્નાન ન કરવું

**નોંધ :** તાવવાળાએ સ્નાન ન કરવું. ઝાડાના દર્દીએ સ્નાન ન કરવું. વાયુવાળા રોગીએ સ્નાન ન કરવું. અજીર્ણવાળા રોગીએ નાહવું નહિ.

દર્દીએ ગરમી જાળવવાના ઉપાયો લેવા ઘટે, શરીરની ગરમી લઈ જાય તેવા

નહિ. આજકાલ જે ઊના પાણીથી ડિલ લૂછવામા આવે છે, તેનાથી શરીરની ગરમી ઓછી થાય છે અને ઉશ્કેરણીથી લોહીનું પરિભ્રમણ વધે છે.

व्यायाममतिचेष्टां वाऽभ्यङ्गस्नानं च वर्जयेत्। तेन ज्वरः शमं याति शान्तश्च न पुनर्भवेत् ॥ (ભાવપ્રકાશ)

તાવવાળાએ સ્નાન ન કરવું, તેથી તાવ શાંત થાય છે અને પાછો આવતો નથી

જ્વરથી મુક્ત થયેલાએ પણ વિષ પેઠે સ્નાનનો ત્યાગ કરવો.

જ્યાં સુધી બળ, વર્ણ, અગ્નિ અને શરીર સ્વાભાવિક સ્થિતિમાં ન આવ્યા હોય, ત્યાં સુધી રોગીએ સ્નાન કરવું નહિ.

## માંદાએ બ્રહ્મચર્ય પાળવું

**નોંધ :** માંદાની માવજતો નર્સ દ્વારા જે કરાય છે તેના નેકટો સારાનરસા કેસો ચારિત્ર્યની બાબતમા સંભળાય છે. મંદ અગ્નિમા બ્રહ્મચર્ય ન પાળવાથી પ્રતિલોમ-ક્ષય થાય છે. વધુ શ્રમિત થઈ ધાતુ ઘસાય છે. માંદાનું વાચન શૃંગારિક બિલકુલ ન હોવું જોઈએ, મનને વધુ મજબૂત બનાવે તેવું તેનુ વાંચન હોવું જોઈએ.

## માંદાએ પવન સેવવો નહિ

**નોંધ :** વેન્ટીલેશન (હવા)નો મહિમા માંદાને મારી નાખનાર છે. માંદાએ બફાવું જોઈએ. ઋષિમુનિઓ હજારો વર્ષ વાયુવગરની ગુફાઓમાં જીવતા હતા.

આયુર્વેદ '*निर्वातो आयुषो वृद्धिः*' એમ વર્ણવે છે. વાયુવિનાના સ્થાનમાં આયુષ્યની વૃદ્ધિ થાય છે.

વાયુ શીત છે ને શરીરની ગરમી ઓછી કરનાર છે.

માંદાએ રોગનો નાશ કરવા સર્વ બાજુથી નાકાબંધી કરવી જોઈએ. દવાથી, આચરણથી, પથ્યથી અને તપથી બફાવું એ તપ તો છે, પણ તપ વિના શુદ્ધિ-શ્રેય નથી.

## માંદાએ ઠંડું પાણી ન પીવું

**નોંધ :** તાવવાળાએ, સળેખમવાળાએ, પડખાનું શૂળવાળાએ, આફરાવાળાએ, કફના રોગીએ, અરુચિવાળાએ, ગ્રહણીવાળાએ, ગુલ્મમાં, શ્વાસમાં, ઉધરસમાં, વિદ્રધીમાં અને હેડકીમાં ઠંડું પાણી ન પીવું.

ઠંડું પાણી મદ અગ્નિ કરે છે, કફ કરે છે, પચતું નથી, એટલે તૃષા છીપતી નથી. અજીર્ણ પેદા કરે છે, આફરો કરે છે, માંદાને ઠંડું પાણી બિલકુલ હિતાવહ નથી.

વાયુ, કફ અને જ્વરવાળાને ઊનું પાણી હિતકારક છે. તે દીપન છે, કફને છેદે છે.

વાત, કફ, જ્વરમાં તૃષા લાગે, તો ગરમ પાણી પીવું. તે, કફનો નાશ કરીને તૃષાને મટાડે છે, અગ્નિને વધારીને નાડીઓને કોમળ તથા વિશુદ્ધ કરે છે. વાત, પિત્ત, કફ, સ્વેદ, ઝાડો અને મૂત્ર વગેરેની પ્રવૃત્તિ કરાવે છે.

પાણી ઉકાળવા માટે નીચેથી પહોળું અને ઉપરથી સાંકડું એવું વાસણ લેવું. તેમાં પાણી રેડી ઢાંકી દેવું અને ધીમે તાપે ઊનું કરવું. વરાળ અંદરની અંદર જ પડે એ જરૂરી છે. પાણી બળતાં માત્ર અર્ધો ભાગ જ બાકી રહે તે પાણી માંદાને હિતકર છે. તે જ્વરને એકદમ મટાડે છે.

દિવસે ઉકાળેલું પાણી રાતે ભારે થઈ જાય છે અને રાતે ઉકાળેલું પાણી દિવસે પીવામાં આવે તોપણ ભારે છે. અને ઉકાળેલું અને જેમાં કંઈ પણ ગરમી રહી ન હોય એવું વાસી પાણી સવારે ન પીવું.

રોગીએ આળસથી ચલાવી લેવાની ટેવ રાખવી નહિ.×

## દિવસે સૂવું નહિ.

**નોંધ:** રોગીએ દિવસે સૂવું નહિ, કારણ કે દિવસે સૂઈ રહેવાથી કફની વૃદ્ધિ થાય છે. અતિસાર-ઝાડાવાળા, શૂળવાળા, અને ક્ષીણ થયેલા બાળકે અને અજીર્ણ-વાળાએ દિવસે સૂવું.

## રોગીનાં વસ્ત્ર

રોગીએ બિલકુલ સ્વચ્છ વસ્ત્રો પહેરવાં.

× ઘણું પાણી પિવાય તો અન્ન બરાબર પાકતું નથી અને તદ્દન ન પિવાય તોપણ અન્ન બરાબર પાકતું નથી; માટે માંદાએ અગ્નિ વધારવા વારંવાર થોડુંથોડું પાણી પીવું. જમ્યા પહેલાં પાણી પિવાય, તો અગ્નિ મંદ થાય અને શરીર નબળું પડે. જમવાના મધ્યમાં પિવાય તો અગ્નિ પ્રદીપ્ત થાય છે અને જમી રહ્યા પછી પિવાય તો શરીર જાડું થઈ જાય છે.

કદી પણ આળસને વશ થઈ દર્દીએ મેલાં વસ્ત્ર પહેરવાં નહિ; કારણ કે એ વસ્ત્રોથી શરીરમાં ચળ આવે છે. જૂ વગેરે ઉત્પન્ન થાય છે અને ગ્લાનિની, કુરૂપતાની તથા દારિદ્રયની બહુ જ વૃદ્ધિ થાય છે.

રેશમી વસ્ત્રો, ઊનનાં વસ્ત્રો અને રાતાં વસ્ત્રો વાયુ તથા કફને દૂર કરનાર છે, શિયાળામાં આવાં વસ્ત્રો પહેરવાં. ધોળાં વસ્ત્રો શુભ (કલ્યાણ) દેનારાં કે ટાઢ અને તડકાનું નિવારણ કરનાર છે. તે ગરમ નથી તેમ ઠંડાં પણ નથી.

નખ, દાઢી અને કેશ સાફ રાખવાં. પાંચ પાંચ દિવસે હજામત કરવી જોઈએ. નખ, દાઢી, કેશ અને બીજા વાળ કતરાવવા અને ઉતારવા જોઈએ. એમ કરવાથી શરીરની શોભા વધે છે, પુષ્ટિ મળે છે, ધન મળે છે, આયુષ્ય વધે છે, પવિત્ર થવાય છે; અને ઉત્તમ કાંતિ પ્રાપ્ત થાય છે. નાકના વાળ કદી પણ ચૂંટવા કે ચૂંટાવવા નહિ કારણ કે એ ચૂંટવાથી કે ચૂંટાવવાથી તુરત જ આંખો નબળી પડી જાય છે.

દરિયા-કિનારો રોગી માટે અપથ્ય છે. ભીનાશવાળી હવા રોગીને મંદાગ્નિ કરનાર છે. કાચું વજન વધારનાર છે. કાઠિયાવાડ જેવો મધ્યમ દેશ હિતકર છે. સાધારણ દેશમાં ટાઢ, વરસાદ, ગરમી અને પવન સરખી રીતે હોવાથી વાત, પિત્ત અને કફની સમતા રહે છે; માટે સાધારણ દેશ ઉત્તમ કહેવાય છે.

માંદાએ હરફર કરવી નહિ. સુશ્રુત કહે છે:

તાવમાં થોડી પણ હરફર કરવાથી પ્રમેહ થાય છે, એટલા માટે તાવવાળો જ્યાં બેઠો હોય ત્યાં જ તેને જમાડવો અને ત્યાં જ મૂત્ર તથા મલોત્સર્ગ કરાવવા, પણ ભોજનાદિક કરાવવા માટે તેને બીજે ઠેકાણે ફેરવવો નહિ.

## બરફ

માંદાએ માથે બરફ મૂકતાં બહુ બીવું જોઈએ. અતિશીતતા લોહીને એકદમ ઠંડું કરી રુધિરાભિસરણની ક્રિયાને ઘટાડે છે. બરફ અગર તો અતિ ઠંડક મૂકવાથી આયુર્વેદ પ્રમાણે શોષ થાય, ઊલટી થાય, મદ થાય, મૂર્છા થાય, ભ્રમ થાય, તૃષ્ણા થાય અને અરુચિ વગેરે ઉપદ્રવો થાય એમ કહેવામાં આવ્યું છે.

## દર્દીનો મિત્ર

દર્દીનો ઉત્તમ મિત્ર શેક છે. શેકથી કફનો નાશ થાય છે અને લોહીની ગતિ સારી થાય છે. શેક માંદા માટે લઘણની ગરજ સારે છે. કોથળી કરતાં સગડીમાંથી કપડાં વડે સીધો જ લૂખો શેક થાય તો સારું. શેક કરવામાં દર્દીએ બિલકુલ આળસ ન કરવી. વાયુવાળા રોગીને પેટ ઉપર સતત શેક કરવાથી વાયુ નીચે જશે. આમવાત(રૂમેટિઝમ)માં સાંધાઓ ઉપર શેક કરવાથી ઘણો જ ફાયદો થશે. ગળામાં ગાંઠો અગર પડખામાં દુખાવો હોય, ત્યાં પણ દર્દીએ સતત શેક કરવો. જ્યાં ગરમી છે ત્યાં જીવન છે. ગરમી રુધિરને ફરતું રાખનારી છે, માટે સહેજ ગરમ પાણી પીવું, શેક કરવો, હુંફાળી પથારી રાખવી, ઓરડી બંધ રાખવી. આ બધા સરળ જણાતા નિયમો અત્યંત હિતકર ને આયુપ્રદ છે.

## દર્દીનો દુશ્મન

પથરા કે છો ઉપર ઉઘાડે પગે ચાલવું એ દર્દીના પાકા દુશ્મનની ગરજ સારે છે. ઘેરઘેર લીંપણ હતું ત્યારે શરદી થવાના આટલા બધા દાખલા નહોતા. એક બાજુ દર્દી આદું, કેસર, ગંઠોડા, આસવ વગેરે ગરમી લાવવા માટે પીએ અને બીજી બાજુ પથરા કે છો પર ચાલવાથી પગનાં તળિયાં દ્વારા શરીરની ગરમી ચુસાઈ જાય; એટલે ગરમીની આવક કરતાં ગરમીની જાવક વધી જાય. આથી દર્દીને અંતે તો દેવાળું જ કાઢવું પડે ને!

માટે દર્દીએ ઘરમાં લાકડાની ચાખડીઓનો ઉપયોગ કરવો, મોજાં પહેરેલાં રાખવાં, ઘરમાં લીંપણ રાખવું અથવા તો સાદડીઓનો ઉપયોગ કરવો.

દર્દીએ શરદીથી બચવા માટે કાન અને ગળું સાચવી લેવાં જોઈએ.

## દર્દીનો ધર્મ

હજી પણ એવા યે સંસ્કારી લોકોને મેં કેટલેક ઠેકાણે જોયા છે, કે તેઓ પોતાનાં દર્દ માટે અત્યંત આતુરતાથી 'વૈદ બાપા! આપ સર્વના દુઃખ હરનાર પ્રભુ છો. આપ મારો રોગ દૂર કરો!' એવા નમ્ર અને વૈદ્યમાં રોગ મટાડવાનો ભાવ લાવે તેવા શબ્દો બોલે છે. દર્દી ખૂબ શ્રદ્ધા અને માન રાખે, તો જ વૈદ્યમાં મટાડવાનો

ભાવ સારો આવે; માટે દર્દીએ વૈદ્યને વશ રહેવું અને એનું માન રાખવું. વૈદ્ય પ્રત્યે નમ્રતાથી વાત કરવી.

ચેતનનું માપ જડ પદાર્થ પરથી નીકળતું નથી. હૃદયમાં ઓછાવત્તા આમથી કાર્ડીઓગ્રામ(હૃદયની સ્થિતિ જાણવાનું યંત્ર)માં ઘણી વધઘટ થાય છે. આમ એ રસને આભારી છે. રસને લાંઘણથી અગર આદાના રસથી પકાવીએ તો કાર્ડીઓગ્રામ બદલાઈ જાય છે; માટે હૃદયની ચેતના જડ કાર્ડીઓગ્રામમાંથી માપી દર્દીએ ભ્રમમાં પડવું નહિ.

જ્યાં પિત્ત છે, ત્યાં ભ્રમ છે. બ્લડપ્રેશર એ લોહીનું દબાણ છે. લોહીનું દબાણ એ ચિહ્ન છે, પણ કોઈ સ્વતંત્ર વ્યાધિ નથી.

પિત્તમાં વિરેચન આપીએ તો દબાણ ઓછું થાય, માટે લોહીના દબાણના દર્દીએ પિત્તને સ્વતંત્ર વ્યાધિ ગણી બીવું નહિ.

પોતાને શું જણાય છે, શું લાગે છે, એ પોતાની અને વૈદ્યની ચેતનાવાળી ઇંદ્રિયોથી જાણવાનો વિષય છે. રોગીએ જડ વસ્તુઓના માપથી ભરમાવું નહિ.

દોષને બહાર કાઢવાનું કામ ઔષધ કરે છે. ઔષધ રસ્તા સાફ કરવાનું કામ કરે છે; જેમ કે વજ છે તે ઊલટી દ્વારા કફને બહાર કાઢે છે, જેથી પિત્ત વધે છે, કફ બહાર નીકળવાથી સાંધાઓ ઢીલા થાય છે. આ બધાં દુઃખ (ક્યૉરેટિવ રીએક્શન્સ) દર્દીએ ધીરજથી સહન કરવાં. ઔષધ સીધું જ ગુણ કરતું નથી. દોષ બહાર કાઢી સાફસૂફી કરે છે; માટે એણે સહનશક્તિ વધારવી.

आढ्यो रोगी भिषग्वश्यो ज्ञापकः सत्त्ववानपि
(મહર્ષિ વાગ્ભટ)

વૈદ્યને રોગીએ ધનથી ખુશ કરવો, વૈદ્યના વશમાં રહેવું, સત્ત્વગુણી થવું અને સારાનઠારાનો વિવેકબુદ્ધિથી વિચાર કરવો.



ઈશુ ખ્રિસ્તને પકડવા માટે એક હથિયારબંધ ટોળી સાથે ઈશુનો દુશ્મન મહાપૂજારી યહૂદા આવી પહોંચ્યો. યહૂદાના કહેવાથી ટોળીએ ઈશુને પકડી લીધા. તે વખતે ઈશુનો અગ્રગણ્ય શિષ્ય પિટર જાગી ઊઠ્યો. આવેશમાં ને આવેશમાં પોતાની તલવાર ખેંચી કાઢી એણે ટોળામાંના એકનો કાન ઉડાવી દીધો. આ જોઈ ઈશુએ કહ્યું:

"ભાઈ, તલવાર મ્યાન કર, કારણ કે જે કોઈ પણ વ્યક્તિ તલવાર ઉગામશે તે તલવારથી જ મરશે. અત્યારે મારા રક્ષણ માટે હું બાર લાખ ફિરસ્તાઓને બોલાવી શકું એમ છું; પરંતુ મારે એ રીતે બચવું નથી. મારું મરણ જ મારી સેવા છે."

×







# એલ્યુમિનિયમ
અને
# [illegible]

વાસણોનો વિચાર આવતાંજ ક્રાઉન માર્કની યાદ તાજી થાય છે. બનાવટની ઉત્તમતા, ઉપયોગિતા માટેનું સંશોધન, ભાવોનું વ્યાજબીપણું અને વ્યવહારની નિયમિતતાનું એ સાચું પરિણામ છે.

એલ્યુમિનિયમના વાસણો વજનમાં હલકા, જલ્દી ગરમ થાય તેવા અને કિંમતમાં કિફાયત હોય છે કલાઈ કરવાની જરૂરજ નથી પડતી.

દુધના હાન્ડા, ટીફીન કેરીયર, કીટલી, થાળી, ગ્લાસ, પ્લેટો, બદના, લોટા, ટોપ, હાન્ડી, વિગેરે કરોડો માણસો સંતોષથી વાપરે છે.



## તમારી જરૂરિયાતો
માટે
## લખો અથવા મળો:



# જીવનલાલ (૧૯૨૯) લિમિટેડ

# : અખંડ આનંદ :

## સંપાદન

* આ માસિકમાં સામાન્ય જનોને ઉપયોગી થાય એવા ને મરમરી છતાં મારી ભાષામાં અને સરળ શૈલીમાં લખાયેલા લેખ, વાતો, નાટિકા, નિબંધ, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન વગેરે સ્વીકારવામાં આવે છે.

* લેખકોને પુરસ્કાર, છપાયેલા લેખની ત્રણ પ્રતો અને એક માસિકની પ્રસિદ્ધિ સાથે મોકલવામાં આવે છે

* નહિ સ્વીકારાયેલા લેખો, જો ટપાલખર્ચ મોકલવામાં આવ્યું હોય, તો પરત કરવામાં આવે છે, નહિ તો બીજે મહિને તે રદ કરવામાં આવે છે.

* માસિક માટેનું દરેક લખાણ સારા અક્ષરે, શાહીથી ને કાગળની એક જ બાજુએ લખાયેલું હોવું જરૂરી છે. પત્ર કે લેખ માટે જવાબ ઇચ્છનારે યોગ્ય ટપાલખર્ચ મોકલવું

* તંત્રી સાથેનો તમામ પત્રવ્યવહાર, નીચેને સરનામે જ કરવો, તેમ જ બદલાના પત્રો પણ ત્યાં જ મોકલવા

તંત્રી : 'અખંડ આનંદ'
ગુલબહાર, મેટ્રોની પાછળ,
એરેક રોડ, મુંબઈ-૧

## વ્યવસ્થા

* આ માસિક દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે

* એક અઠવાડિયામાં અંક ન મળે, તો ગ્રાહક નંબર લખી ખબર આપવી

* સરનામાનો ફેરફાર તરત જણાવવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ

* પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.

* આ માસિકનું લવાજમ (૧) સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ અથવા (૨) કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ-૨ એ ઠેકાણે ભરી શકાશે

* લવાજમ તથા વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર અમદાવાદના કાર્યાલય સાથે કરવો.

* વાર્ષિક લવાજમ રૂ. ૬-૪-૦ : પરદેશ માટે રૂ. ૯) અથવા શિલિંગ ૧૮) છે.

* કદ ૬॥''×૧૦''ના સુમારે ૧૬૦૦ પાનાનું વાર્ષિક વાંચન આ માસિક દ્વારા અપાશે

* પાછલા અંકો ખલાસ થયા હોવાથી જે માસમાં લવાજમ મળશે તે માસથી બાર માસના ગ્રાહક તરીકે નોંધવામાં આવે છે.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
પો. બો. નં. ૫૦, અમદાવાદ

: સસ્તું સાહિત્ય :

# અનુક્રમ.



* * *


સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી, તંત્રી: સોપાન
મુદ્રક ને પ્રકાશક: ત્રિભુવનદાસ ઠ૦ ઠક્કર
મુદ્રણ અને પ્રકાશન સ્થાન: સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ

# અખંડ આનંદ

વર્ષ ૧, અંક ૪] તંત્રીઃ સોપાન [ફેબ્રુઆરી ૧૯૪૮

## કંઈક કરી છૂટીએ

આપણો દેશ સ્વતંત્ર થયો છે, પરંતુ સ્વતંત્રતા કોઈ દિવસ એકલી આવતી નથી. એની સાથે જવાબદારીઓનો મોટો ગંજ પણ આવે છે. પોતાનું તંત્ર પોતે જ ચલાવવું હોય, તો જવાબદારીનો ઇન્કાર કેમ કરી શકાય? આ જવાબદારી, એકલા પુરુષોએ નહિ, એકલા જુવાનોએ નહિ; પરંતુ સમાજની પ્રત્યેક વ્યક્તિએ ઉપાડવાની છે. સ્વતંત્રતા મેળવવાનું કાર્ય જેટલું કઠિન છે તેટલું જ કે તેનાથી યે વિશેષ કઠિન સ્વતંત્રતા સ્થિર કરવાનું અને તેને ટકાવવાનું કાર્ય છે. આ કાર્ય કરોડોના સહકાર વિના અને લાખોની વિશેષ સેવા વિના પાર પડી શકે નહિ.

સ્વાતંત્ર્ય પ્રાપ્તિની કે તેના રક્ષણની જ્યારે જ્યારે વાત થાય છે, ત્યારે ત્યારે એક ભ્રમણા પ્રવર્તતી જણાય છે. એમ ધારી જ લેવામાં આવે છે, કે આ બંને માટે યુદ્ધશક્તિની જરૂર છે અને બીજા કશાની ખાસ જરૂર નથી. તમામ રચનાત્મક પ્રવૃત્તિઓ પણ યુદ્ધશક્તિની આરાધનારૂપ જ બની જવી જોઈએ એવી માન્યતા પણ કેટલાક સેવે છે.

મને એમ થાય છે કે જો સ્વતંત્ર થયા પછી પણ રાતદિવસ એની ચોકી કરવાની, હરરોજ શંકા રાખવાની, ગમે ત્યારે ખબરદાર થઈ જવાની અને પ્રસંગ મળ્યે લડી નાખવાની તૈયારીમાં જ દરેક પ્રજાએ રહેવાનું હોય, તો એ સ્વાતંત્ર્યમાં સુખ જ ક્યાં રહ્યું? પરચક્રમાંથી સ્વાધીનતા મળ્યા છતાં બીજાં બંધનો ને બીજી ગુલામી તો પ્રજા ઉપર લદાઈ જ ગઈ ગણાય.

સ્વતંત્રતામાં સંરક્ષણ અને યુદ્ધશક્તિ ખીલવવાનું કાર્ય મહત્ત્વનું છે એમાં શંકા નથી. પરંતુ એ જ સર્વસ્વ હોય અને સદાકાળ એ જ સર્વોપરી રહે, તો સ્વતંત્રતાનો કશો અર્થ રહેતો નથી. એવી સ્વતંત્રતાનો મને કે તમને મોહ ન હોવો જોઈએ.

દેશની સ્વતંત્રતાનું રક્ષણ કરવાની વૃત્તિ પ્રજાના લોહીમાં જ ભળી જવી જોઈએ. સરકારી તૈયારી ગમે તેટલી મોટી હોય પણ જો પ્રજાના લોહીમાં સંરક્ષણની ભાવના

ન હોય, તો એ તૈયારીઓ નકામી જાય. આ ભાવના યુદ્ધના અને લશ્કરના વાતાવરણથી જ કેળવાય એવી માન્યતા કોઈએ ન સેવવી જોઈએ. આ ભાવના દેશ પ્રત્યેના અને સમાજ પ્રત્યેના પ્રેમ તથા કર્તવ્યભાનમાંથી પણ કેળવાય છે.

આવો પ્રેમ અને આવું કર્તવ્યભાન જગાડવા માટે પ્રજાના એકે એક અંગે કામ પર લાગી જવું જોઈએ. સ્વતંત્રતા સ્થિર કરવાનો એ જ ઉપાય છે. પ્રજાની સમગ્ર તાકાત–જેમાં યુદ્ધશક્તિનો પણ સમાવેશ થઈ જ જાય છે–તે ખીલવવા માટે પ્રજાની દરેક ઊણપો દૂર કરવાનો પ્રયત્ન થવો જોઈએ. જે પ્રજાનું આરોગ્ય સારું ન હોય તે પ્રજા યુદ્ધમાં કે બીજા કોઈ પણ પુરુષાર્થમાં શી ધાડ મારી શકે? જે પ્રજા નિરક્ષર અને અજ્ઞાન હોય તે પ્રજા દુનિયાના પ્રવાહો શી રીતે સમજી શકે અને શી રીતે તેને અનુકૂળ થઈ શકે? જે પ્રજાની શોધકશક્તિ નાશ પામી હોય, તે પ્રજા પોતાના અને દુનિયાના વિકાસમાં શો ફાળો આપી શકે? જે પ્રજાનાં સાહિત્ય, સંગીત અને કલા મરી પરવાર્યાં હોય અથવા વિકૃત બની ગયાં હોય, તે સાત્વિક આનંદનો શી રીતે અનુભવ કરી શકે, અને શી રીતે નવ પ્રેરણા પામી શકે? જે પ્રજામાં પોતાની જાત સિવાય કોઈને માટે કશું કરવાની વૃત્તિ જ ન હોય તે પ્રજા જેમાં સહકાર વિના ચાલે જ નહિ એવાં મહાન કાર્યો શી રીતે બજાવી શકે?

આ બધું કરવા માટે હજાર લાખ જાતની પ્રવૃત્તિઓ કરવાની જરૂર છે. આવી પ્રવૃત્તિઓમાં પોતાના ચોવીસે ચોવીસ કલાક જે આપી શકે તેને ધન્યવાદ; પરંતુ આપણે ભૂલવું ન જોઈએ કે કંગાલ અને બસો વરસની ગુલામીમાંથી હમણાં જ મુક્ત થયેલા દેશમાં એવા માણસો મોટી સંખ્યામાં પ્રાપ્ત થશે નહિ. બીજું એ પણ ન ભૂલવું જોઈએ કે સેવા કરનારો એક જુદો વર્ગ જ સ્થપાઈ જાય અને સામાન્ય માણસે કંઈ કરવાનું જ ન હોય તે સ્થિતિ પણ ઇષ્ટ નથી. જે ચોવીસ કલાક ન આપી શકે તે ચાર કલાક આપે, એક કલાક આપે, ચોવીસ મિનિટ આપે; પરંતુ પોતાનો જેમાં સ્વાર્થ ન હોય અને જેમાં દેશનું જ કલ્યાણ રહેલું હોય તેવી પ્રવૃત્તિમાં કંઈક તો આપે જ.

કલ્પના કરી જુઓ, આ દેશના પંદરવીસ કરોડ માણસો દરરોજ પોતાનો એક કલાક સામાજિક સેવાર્થે આપે તો? પંદર નહિ, પાંચ જ આવો નિશ્ચય કરે તો?

આપણા દેશના આરોગ્યને સુધારવા, અજ્ઞાનનો અંધાપો દૂર કરવા અને બીજાં અનેક કાર્યો કરવા જો આપણે જાતે તત્પર થઈએ, તો આ દેશના કરોડો નહિ, અબજો રૂપિયા બચી જાય અને જે કાર્ય માટે સરકાર દસ વર્ષની યોજના કરે તે કાર્ય બે વર્ષમાં પૂરું થઈ જાય.

જરૂર છે સૌએ કંઈ ને કંઈ કરી છૂટવાની.

શ્રી.

# સગુણ ભક્તિ

શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા

કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગમા સામાન્ય જનના હૃદયને સાચી શાતિ આપનાર ભક્તિમાર્ગ વિશેષ અનુકૂળ આવે છે એ સાચુ, પરતુ એ ભક્તિયોગ હૃદય જ્યારે પૂજ્ય પુરુષના ચરિત્રમાના માત્ર ચમત્કારો ને અલૌકિકતામા જ રાચે, એમની ત્રુટિઓને પણ એ દિવ્યભાવે નીરખે, ત્યારે કેટલુ ખેદકુ ગણાય! સગુણ ભક્તિના આ પ્રવાહને આટલી નેવલી હદે લાવી મૂકનાર ભક્તોને ભાલુકે છે તેથી યે મહદ અશે ભક્તિસાહિત્ય પીરસનારો વર્ગ છે આવી ધર્મઘેલછા હવે નહિ જ ચાલી શકે, આ બધાથી દૂર રહી પૂજ્ય પ્રતિભાઓના જીવનચરિત્રો દ્વારા આપણે પોતાનો જીવનવિકાસ સાધીએ એ કેટલુ જરૂરી છે? શ્રી કિશોરલાલભાઈએ આપેલુ માર્ગદર્શન નોંધાસરનુ છે એનુ મહત્વ આપણે પિછાનીએ

ભાગવત પુરાણની રચના વિષે એવી કથા છે કે મહર્ષિ વેદવ્યાસે ચાર વેદોની વ્યવસ્થા કરી, મહાભારતનુ સપાદન કર્યું, ઉપનિષદોનુ દોહન કરી બ્રહ્મસૂત્રો બાધ્યા, યોગસૂત્રો ઉપર ભાષ્ય લખ્યું, સત્તર પુરાણો રચ્યા અને એ બધુ સાહિત્ય જળવાય તથા પ્રચાર પામે તે માટે દરેકના જુદાજુદા આચાર્યો નીમી તે વિદ્યાઓની જુદીજુદી શાખાઓ સ્થાપી, છતાં તેમના હૃદયને કૃતાર્થતા અને સતોષનો અનુભવ ન થયો અને ચિત્તને શાતિ થઈ નહિ

એક દિવસ નારદ મુનિ આગળ તેમણે ઉદ્વેગપૂર્વક પોતાની અશાતિ પ્રગટ કરી

નારદે કહ્યુ 'તમે બધુ કર્યું છે ખરુ, પણ ભગવાનના અને ભગવદ્ભક્તોના ભક્તિરસ ભરેલા વિમળ ચરિત્રો ગાયા નથી એમના નિર્મળ સગુણ ચરિત્રો ગાશો તો તમને શાતિ થશે.'

આને પરિણામે ભાગવત પુરાણ લખાયુ

સહજાનદ સ્વામીના શિષ્ય સ્વામી મુક્તાનદની પણ આવી જ એક વાત સાધુ નિર્ગુણદાસજીએ લખી છે એમણે પણ જીવનનાં છેલ્લા વર્ષો દરમ્યાન સહજાનદ સ્વામી પાસે જઈ કહ્યુ 'મહારાજ, શાતિ નથી શાતિનો ઉપાય બતાવો' તેના જવાબમા સહજાનદ સ્વામીએ સીધો ઉત્તર ન આપતા પોતાના જીવનના કિસ્સાઓ કહેવા માંડ્યા 'હુ અમુક ઠેકાણે જન્મ્યો, અમુક વર્ષ ઘેર રહ્યો, બાળપણમા અમુક રીતે વર્ત્યો, પછી અમુક કર્યું, અમુક અમુક જગ્યાએ ગયો, અમુક ગુરુઓ કર્યા, અમુક વ્રતો કર્યા, અમુક વિદ્યાઓ શીખ્યો તમારી પાસે આવ્યો, પછી શું શુ કર્યું તે તમે જાણો છો,' આમ કહી વિદાય કરી દીધા

સ્વામી મુક્તાનદને થયુ, 'મહારાજે મારા પ્રશ્નનો જવાબ આપવાને બદલે વાત ઉડાવી દીધી' આમ કેમ કર્યું હશે, તે એમને સમજાયુ નહિ, પણ ગમ ખાઈ ગયા થોડા દિવસ પછી તક જોઈને વળી પાછો એ જ પ્રશ્ન પૂછ્યો સહજાનદ સ્વામીએ તે દિવસે પણ એ જ રીતે સીધો ઉત્તર આપવાને બદલે પોતાના જીવનના અનેક કિસ્સાઓ કહેવા માંડ્યા

મુક્તાનદ વધારે મુઝાયા આમ ત્રણચાર વાર થયુ છેવટે એમણે પોતાના એક ગુરુભાઈ સ્વામી ગોપાળાનદ પાસે જઈ આગળ બનેલી હકીકત કહી.

ગોપાળાનદ સહજાનદ સ્વામીનો ઉત્તર સમજી ગયા. એમણે કહ્યુ 'તમને

જવાબ આપ્યો તે તમે ન સમજ્યા? તમે તમારું જીવન ગુરુચરિત્ર ગાવામાં અને લખવામાં વ્યતીત કરો. બીજું સાહિત્ય ઘણું લખ્યું, હવે આ કરો. એમાંથી તમને શાંતિ મળશે. આમ મહારાજે સૂચવ્યું છે.'

મુક્તાનંદને હવે ઘડ બેઠી અને કહેવાય છે કે બાકીનાં વર્ષો દરમ્યાન એમણે આ પ્રકારનું જ સાહિત્ય વિશેષ કરીને લખ્યું.

પૂજ્ય નાથજી હિમાલયમાં ફરતા હતા, ત્યારે તેમને મળેલા એક સંન્યાસીની વાત મને કરી હતી. એમણે યોગમાં સારી પ્રગતિ કરેલી હતી. દિવસો સુધી સમાધિ–અવસ્થામાં રહેતા; પરંતુ તેમણે કહ્યું, 'મને એમાં એટલાં શાંતિ અને પ્રસન્નતા નથી લાગતાં જેટલાં ભજન–ભક્તિ કથા–કીર્તનમાં લાગે છે.'

આ એક વિચારવા જેવી વસ્તુ છે.

જેમ વિચારની સ્પષ્ટતા, બુદ્ધિનું સોંસરાપણું, વિવેકની જાગૃતિ એક મહત્ત્વની વસ્તુ છે, તેમ જ હૃદયની વિશાળતા, ભાવોની સાત્ત્વિકતા, મનની આર્દ્રતા અને ચિત્તની પ્રસન્નતા એ પણ એટલી જ મહત્ત્વની બીજી વસ્તુ છે. ઉદાત્ત, કોમળ, પ્રસન્નકર અને આદરભર્યા ભાવોથી હૃદય ભરાયા વિના મનુષ્યને શાંતિ, કૃતાર્થતા લાગતી નથી. આવા ભાવો તત્ત્વજ્ઞાન કે મનોવિજ્ઞાનની સરાણ ઉપર બુદ્ધિને ધાર કાઢવાથી કે યોગનું પાણી પાવાથી પેદા થતા નથી. મહાપુરુષો અને સંતોનાં ચરિત્રો એ ભાવોને જગાડે છે અને પોષે છે. આ જ સગુણ ભક્તિની ભૂખ છે.

પણ આ ભક્તિની ભૂખ છે, તેનો અર્થ એ નથી કે તેમાં વિવેકબુદ્ધિ અને સત્યને તિલાંજલિ આપી કલ્પનાવિલાસ, અતિશયોક્તિ, દોષોમાં દે ગુણારોપણ અને અંધશ્રદ્ધાને મોકળો માર્ગ આપવાની છૂટ હોવી જોઈએ. કથામાં અને કથાનાયકના ચરિત્રમાં અદ્ભુતતા, ચમત્કાર, અમનુષ્યત્વ દેખાયા વિના, અને તેના જીવનની એકેએક વિગતને દિવ્ય અને દોષરહિત માન્યા વિના જેને ભક્તિ ઊપજતી નથી, તે ઘણુંખરું ભક્તિને નામે અરેબિયન નાઈટ્સ, ગોળીબારની મુસાફરી (ગુલીવર્સ ટ્રેવલ્સ) કે સિંહાસન બત્રીશીના જેવા જ સાહિત્યનો આનંદ મેળવવા ઇચ્છતો હોય છે.

એવા સાહિત્યનો વિરોધ કરવાની કે અણગમો રાખવાની જરૂર નથી; પણ એ કાલ્પનિક સાહિત્ય છે, વાર્તાનંદ છે એટલું એમાં સમજાયેલું હોય છે, તેથી એ ભ્રમ પેદા કરતું નથી. એ જ પ્રકારની નવલકથાઓનું. જ્યારે ધર્મજ્ઞાન અને ભક્તિને નામે સંકીર્તન કરવાની પ્રવૃત્તિ થાય છે, ત્યારે તે અબુદ્ધિવર્ધક થાય છે. પવિત્રતા, દિવ્યતા અને તત્ત્વજ્ઞાનનો આભાસ આપનારાં વાક્યો આવી વાર્તાઓમાં જોડી દઈ કિંમતી ચરિત્રનાયકોને અમાનુષી બનાવી દેવામાં આવે છે. કથા સાંભળનારા એક બાજુથી એમને અવતાર, મહાત્મા વગેરેના વર્ગમાં મૂકી દઈ તેમને પગલે ચાલવાનો વિચાર સરખો કરી શકતા નથી. ભક્તિ એટલે તે ચરિત્રનાયકોની કદર એટલો જ અર્થ થાય છે. બીજી બાજુથી, એ પુરુષોના જીવનની ત્રુટિઓમાં પણ દિવ્યતાનું આરોપણ થાય છે અને ઊંચી કક્ષાએ પહોંચ્યાની નિશાની સમજવામાં આવે છે. એમાંથી કેટલાક અવળે રસ્તેયે ચડી જાય છે અને બીજાઓને ચડાવે છે કે ફસાવે છે.

આપણા ભક્તિસાહિત્યે તેમ જ તત્ત્વજ્ઞાનના કથાપ્રધાન ગ્રંથોએ આવા બંને પ્રકારના દોષો કર્યા છે. કોઈ પણ રીતે લોકો કહેવાતા ભક્ત કે જ્ઞાનના

માર્ગે ખેંચાય એ ઉદ્દેશથી કલ્પનાને બે-લગામ છોડી દઈ, કાવ્યના નવે રસો અને બધા યે અલંકારોનો અમર્યાદ ઉપયોગ કરી, ઐતિહાસિક ઘટનાઓ, ભૂગોળ-ખગોળનાં રૂપકો અને બીજી જોડી કાઢેલી વાર્તાઓની એવી ભેળસેળ કરી દેવામાં આવી છે કે એમાંથી કેટલો ભાગ સાચો હશે તે કોઈ કાળે યે જાણવું અશક્ય કરી મૂક્યું છે પછી સંગીત વગેરેની રમઝટ જમાવી, લોકોને ભાનભૂલ્યા, વિવેકભીરુ (વિવેકનો ઉપયોગ કરતાં ડરનારા), ચમત્કારોમાં શ્રદ્ધા મૂકનારા, પથ્થર તેટલા દેવ ને ખાબોચિયાં તેટલાં તીર્થ માનનારા, રામકૃષ્ણ વગેરેનો વેષ ભજવનાર નટનટીઓને પણ પૂજા ચડાવનારા બનાવી મૂક્યા છે અને પછી તેમના ભોળપણનો લાભ લઈ તેમનું ધન પડાવી લેનારા અને સ્ત્રીઓને ફસાવનારા ધૂર્તો પણ નિર્માણ કર્યા છે

સત્ય અને વિવેકની મર્યાદાની અંદર રહીએ, તો પ્રતાપી સ્ત્રીપુરુષો, પ્રજાના ઉદ્ધારકો અને સંતોનાં સત્ય ચરિત્રો જીવનને ઉન્નત કરવામાં અને સન્માર્ગે ચડાવવામાં જેટલો ભાગ ભજવે છે, તેટલો કેવળ તત્ત્વજ્ઞાન, મનોવિજ્ઞાન કે યોગાભ્યાસનો 'નિર્ગુણ' માર્ગ કરી શકતો નથી

★

એક યજમાનને ત્યાં એક વેળા ઈશુ ખ્રિસ્ત જમતા હતા ત્યાં એક નીચ ધંધો કરનાર બાઈ આવીને પોતાનાં આંસુઓ વડે ઈશુના પાય ધોવા મંડી, એટલું જ નહિ, પોતાના વાળથી પગ લૂછ્યા ને અર્ઘ્ય ચડાવ્યું યજમાનને આથી શંકા આવી કે જો ઈશુ ખરેખર પેગંબર હોય, તો આ બાઈની ખરાબ ચાલચલગત વિશે એને પહેલેથી જ ખબર પડી જવી જોઈએ, ને પોતાના પવિત્ર પગને શા માટે પછી એ અડવા દે?

યજમાનના હૃદયના વિચારો સમજી જઈ ઈશુએ કહ્યું

'એક આદમી છે એને બે જણ પાસે લેણું છે એકની પાસે એ પચાસ માગે છે ને બીજાની પાસે પાંચસો માગે છે હવે ધારો કે લેણદારને ખબર પડે કે બંને દેણદારો પાસે આપવાનું કશું જ નથી, બંને નાદાર બની ગયા છે ને એમ સમજી એ બંનેનું દેણું માફ કરે, તો બેમાંથી કયો દેણદાર લેણદાર પ્રત્યે વધુ કૃતજ્ઞતા બતાવશે?'

યજમાને કહ્યું 'પાંચસોવાળો જ વળી!'

'તે જ રીતે' ઈશુએ એને સમજ પાડી 'આ સ્ત્રીને જો. તારે ત્યાં મારું આગમન થયું છતાં તેં પગ ધોવાનું પાણી પણ તેં આપ્યું નહિ, ત્યારે આ બાઈએ પોતાનાં આંસુથી મારા પગ ધોયા ને પોતાના વાળથી લૂછ્યા મારે પગે પડવાની તેં પરવા સરખી યે કરી નથી ને આ બાઈ મારા પગ છોડતી જ નથી મારે કપાળે તેં કશું યે લગાડ્યું નહિ ને બાઈએ મારે પગે લેપ કર્યો એનાં પાપો ભલે ઘણાં હોય, પણ બધાં યે ધોવાઈ ગયાં છે, કારણ કે મારા પ્રત્યે એનો પ્રેમ વિશેષ છે' ને પછી સ્ત્રીને ઉદ્દેશી બોલ્યા 'જા બેન, તારાં સઘળાં પાપોની માફી તને મળી ચૂકી છે!'

×

# માનવધર્મ

## ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા

ગણ્યાગાંઠ્યા ગુજરાતીઓએ પ્રાપ્ત કરેલી આંતરપ્રાંતીય ખ્યાતિમાં આપણા ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈનું નામ આવે છે. કાયદા-કાનૂનોની શુષ્ક શૃંખલાઓમાં જ એમની પ્રતિભા રૂંધાઈ નથી રહી. ગુજરાત એમને કેળવણીકાર ને વિચારક તરીકે પણ ઓળખે છે. જુદાજુદા ધર્મો વચ્ચે આજે જાણે ભિન્નતાના મોટા હિમાલયો ખડકાઈ ગયા છે. ધર્મનાં મૂળ તત્ત્વો એક છે, સમાન છે એ આપણે વિસરી ગયા છીએ. આપણને જે ધર્મ લાગે છે તે સામાને અધર્મ લાગે છે. આવા વખતે સહેજે પ્રશ્ન થાય, માનવમાનવ વચ્ચેનો સાચો ધર્મ કયો ? આજનો આપણો યુગધર્મ કયો? આ પ્રવચનમાં ન્યાયમૂર્તિએ આ પ્રશ્નોનું સાચું નિરસન આપ્યું છે.

એક તરફ ધર્મવ્યાખ્યાનો યોજાય છે, ત્યારે હિંદને બીજે ખૂણે એ જ ધર્મને નામે, ધર્મને નિમિત્તે એકબીજાનાં આજે ગળાં કપાય છે.

એવે વખતે પ્રશ્ન થાય છે: ધર્મ એટલે શું ? આપણો યુગધર્મ શો ? આપણે આજે ભ્રષ્ટ થઈ ગયા છીએ. જુદાજુદા ધર્મો પ્રમાણે આપણે જીવન જીવી રહ્યા છીએ. શું ધર્મ એવી ચીજ છે કે એને માટે એકબીજાનાં ગળાં કાપવાં પડે ? હિંદના ત્રણે ધર્મો—હિંદુ, બુદ્ધ ને જૈન—એક જ વૃક્ષમાંથી ઉત્પન્ન થયા છે. સેંકડો વર્ષોથી આપણે એ ધર્મો પાળીએ છીએ. પણ કદી યે આપણે આ રીતે નથી વર્ત્યા. હા, પંડિતોએ વાગ્યુદ્ધો ઘણાં કર્યાં છે, પણ આ ત્રણે ધર્મોનાં મૂળમાં તો સહિષ્ણુતા જ છે. ધર્મને નામે આજે અનેક અધર્મી ચીજો થઈ રહી છે. આજનો માનવધર્મ તો એક જ છે. તાત્ત્વિક રીતે જોતાં જો મનુષ્યજાતિ એક હોય, વિશ્વમાં સૃષ્ટિના નિયંતા—ભલે પછી એને પરમેશ્વર કહીએ, અલ્લાહ કહીએ, કે સાસ્વરૂપે કોઈ શક્તિ કહીએ—એ એક જ હોય, અને ધર્મનો સાચો અર્થ જો એક જ થતો હોય કે મનુષ્યે પોતાનું મનુષ્યત્વ જાળવી રાખવું, તો દુનિયાનો ધર્મ એક જ છે અને તે માનવધર્મ. ત્યારે ધર્મની વ્યાખ્યા શી ? સંસ્કૃતમાં કહ્યું છે કે धारयति इति धर्मः જે ટકાવી રાખે છે, તે ધર્મ. દરેક મનુષ્યમાં બે તત્ત્વો હોય છે: એક ઉચ્ચ તત્ત્વ, બીજું નીચ તત્ત્વ. મનુષ્યત્વને ઉચ્ચ સપાટીએ ટકાવી રાખવું એ જ છે દરેક ધર્મનો સિદ્ધાંત. મનુષ્ય ગમે તે હોય, જ્ઞાની હોય, પૈસાદાર હોય, ગરીબ હોય, ગોરો હોય કે કાળો હોય; પણ દરેકનો ધર્મ તો એક જ. જગતના આજના બધા ધર્મોને સાચા અર્થમાં ધાર્મિક પંથો કહેવા જોઈએ; કારણ ધર્મ તો એક જ છે—માનવધર્મ.

પ્રત્યેક યુગમાં આત્મા, પરમાત્મા, મોક્ષ, મોક્ષ મેળવવા માટેનાં સાધનો વગેરે માટે મતમતાંતરો તો થયા જ કર્યા છે; છતાં આપણા ધર્મોનો સિદ્ધાંત સર્વસામાન્ય છે—નીચ તત્ત્વને દાબી દેવું, ને ઉચ્ચ તત્ત્વનો વિકાસ સાધવો.

ગીતામાં કહ્યું છે:

उद्धरेदात्मनात्मा

એ આત્માને નીચે ન જવા દેવો જોઈએ. આત્મા તે જ આત્માનો મિત્ર છે, ને એ જ છે એનો શત્રુ. ઉદ્ધરેતનો અર્થ જ એ કે આપણા નીચ આત્માનો ઉદ્ધાર આપણામાંના ઉચ્ચ આત્માએ કરવાનો છે. ખ્રિસ્તી ધર્મનીતિમાં એમ કહ્યું છે કે મનુષ્યનું

જીવન માપી છે. અંતે એ ઇશ્વરને શરણે જશે, પછી જ એને મોક્ષ મળશે આપણે હિંદુ ધર્મમાં એમ માન્યું છે કે આપણે અત્યારે શું છીએ ને શું થવાના છીએ, તે બધું'ય આપણા કર્મો ઉપર જ આધાર રાખે છે.

માનવીના મનમા ત્રણ શક્તિઓ રહેલી છે: (૧) બુદ્ધિ, (૨) શ્રદ્ધા અને (૩) ઇચ્છા-શક્તિ. આ ત્રણે શક્તિઓ જુદાજુદા દેશોમાં, જુદીજુદી વ્યક્તિઓમાં, જુદીજુદી રીતે વિકાસ પામે છે. આપણે જ્ઞાન, ભક્તિ ને કર્મ ત્રણેનો સાથે યોગ કરવો જોઈએ આ ત્રણમાં કયુ એક તત્ત્વ વિશેષ જરૂરી છે એની ઘણી ચર્ચાઓ આપણે ત્યાં થઈ છે

શંકરાચાર્યે જ્ઞાન પર ભાર મૂક્યો, વૈષ્ણવ ધર્મમાં, ને સૂફીવાદમાં ભક્તિ પર ભાર મૂકવામાં આવ્યો છે. આપણે માત્ર જ્ઞાન મેળવીને જ બેસી રહેવાનું છે કે માત્ર ભક્તિ કે પ્રેમ મેળવીને જ બેસી રહેવાનું છે? સામાન્ય રીતે આવા માત્ર જ્ઞાની કે માત્ર ભક્તો બન્નેને જોઈશું, તો કરવાં જોઈએ તે કર્મો પણ તેઓ કરતા નથી. ત્યારે ખરો ધર્મ કયો? જ્ઞાન અને ભક્તિ એ બન્ને તો કર્મ કરવાના જ સાધનો છે. ગીતાનો પણ એક જ સિદ્ધાંત છે કે મનુષ્યે કર્મયોગી થવું.

જ્ઞાનબુદ્ધિથી અંતરમાં પ્રકાશ પથરાય છે. ભક્તિથી ઊર્મિ-લાગણી એકનિષ્ઠા જાગે છે. ભક્તિ એ તો એંજીન જ છે. આગગાડીના ડબ્બાઓ એના જ જોરે ચાલે છે. પ્રકાશ અને એકનિષ્ઠા, જ્ઞાન અને ભક્તિ એ બન્ને સાધન છે, સાધ્ય નથી સત્કર્મમાં એને મૂકીએ તો જ આપણને સિદ્ધિ મળી. શકે જૈનધર્મમાં પણ સમ્યગ્જ્ઞાન, સમ્યગ શ્રદ્ધા અને સમ્યગ્ કર્મ એમ વિભાગો પાડવામાં આવ્યા છે. કર્મનો સિદ્ધાંત સામાન્ય છે. શું હિંદુ, શું બૌદ્ધ કે શું જૈન ત્રણે ધર્મો માને છે કે આપણો ઉદ્ધાર એક માત્ર કર્મથી જ થઈ શકે છે, અન્યથા નહિ જ.

આ સિદ્ધાંતો દરેક ધર્મમાં છે અને આ જ છે માનવધર્મ. જૈનધર્મમાં ઉપવાસ ને તપ ઉપર શા માટે ભાર મૂકવામાં આવ્યો છે? શરીર-મનની શુદ્ધિ માટે. એ શુદ્ધિથી કાર્ય કરી શકાય એટલા માટે. ધાર્મિક પંથની જુદીજુદી માન્યતાઓથી ધર્મનો મૂળ રંગ બદલાતો નથી. જૈન ધર્મનો સ્યાદ્વાદ જુઓ. સ્યાદ્વાદ કહે છે કે વસ્તુને ગમે તે દૃષ્ટિથી નિહાળીએ તો પણ મૂળ તો એ વસ્તુ એકની એક જ છે. તેવી જ રીતે આ બધા પંથો જુદા જુદા ભલે હોય પણ ધર્મ તો એક જ છે.

ગીતામા કહ્યું છે: स्वधर्मे निधनं श्रेय. परधर्मो भयावह' મૂર્તિપૂજામા બે વિરોધી મત છે. એક છે પૂજામાં માનનારો વર્ગ ને બીજા કેટલાક કહે છે: 'આ શું, પથરાને પરમેશ્વર તરીકે માનો છો? પથ્થરને લાડ લડાવો છો?' વ્યક્તિઓ બે પ્રકારની હોય છે: એક મધ્યમાધિકારી ને બીજી ઉત્તમાધિકારી. આમાંની 'ઉત્તમાધિકારિણી વ્યક્તિ જો એ પથ્થરની પૂજાથી પણ મન' એકાગ્ર કરી શકતી હોય, મૂર્તિપૂજાથી એના આત્માને જો સંતોષ થતો હોય, એનું હૃદય જો પ્રફુલ્લિત રહેતું હોય, તો એવી વ્યક્તિને જેનાં કર્મો સારાં નથી એવા લોકો એમ ન કહી શકે કે આ મૂર્તિપૂજા ખોટી છે. આમ કહેવાનો એમને અધિકાર પણ નથી.

માનવતાના-માનવધર્મના બે સિદ્ધાંતો છે એક કહે છે. આત્માને ઊંચે રાખો, બીજો સિદ્ધાંત કહે છે જ્ઞાન, ભક્તિ ને કર્મ ત્રણેનો સમન્વય કરી જગતમાં સત્કર્મો આદરો.

યુરોપમાં આજે યે ધર્મ તો છે જ, પણ સાથોસાથ બીજાના બળનો–ગુલામ પ્રજાઓના બળનો–બને તેટલો ઉપયોગ કરી પોતાની આર્થિક સ્થિતિ વધારવામાં—દેશ આબાદ કરવામાં–એ લોકો રચ્યાપચ્યા રહ્યા છે. પણ દુનિયાનો બધો પૈસો સ્વરાષ્ટ્રમાં જ ઘસડી લાવવાની એમણે નેમ રાખી તેનું પરિણામ શું આવ્યું? છેલ્લાં બે મહાન યુદ્ધો એમને મળ્યાં. બીજા પ્રત્યેની માનવતાના સિદ્ધાંતો તેઓ ભૂલી ગયા, ત્યારે બંને યુદ્ધમાં જીતનારી અંગ્રેજ જેવી પ્રજાની પણ આજે શી સ્થિતિ છે? જર્મનીને ખોરાક આપવા જતાં અંગ્રેજને આજે ખોરાક છોડવો પડ્યો છે.

કુદરતને ત્યાં નિયમ છે. એની અસર તાત્કાલિક થતી નથી. મનુષ્યના કર્તવ્યના નિયમોનો ભંગ થાય તો સમાજનો વિકાસ થતો અટકે ને લાંબે ગાળે અનિષ્ટ પણ થાય.

આ બધું છતાં યુરોપ સામાજિક ને આર્થિક દૃષ્ટિએ આજ માનવસંગઠિત બન્યું છે. એમનું રાજકીય સંગઠન ગજબ છે. આપણે બધા આ લોકો સામે ટકી રહ્યા છીએ, આપણી આધ્યાત્મિક ઉચ્ચતાને લીધે; પરંતુ આપણે માનવધર્મ ભૂલ્યા છીએ. બધા યે ધર્મોમાં આવે છે અર્થ, કામ ને મોક્ષ. અને જ્ઞાન, ભક્તિ ને કર્મ શાને માટે છે? મોક્ષ માટે; પણ કોનો મોક્ષ? સામાન્ય માન્યતા પ્રમાણે પ્રાચીનકાળથી જ આપણે આપણો મોક્ષ કરી લીધો એટલે જીવનસાફલ્ય માન્યું છે. એટલામાં જ બધું પતી ગયું એમ આપણે ગણ્યું ને માનવધર્મ ભૂલ્યા. વ્યક્તિગત મોક્ષ ઉપર આપણે અત્યાર સુધી અતિશય ભાર મૂક્યો.

સત્કર્મની વ્યાખ્યા દેશકાળને લીધે બદલાતી રહી છે. જે જે દેશને અનુકૂળ હોય તે તે કરીએ, તો જ મોક્ષ મળે. મોક્ષ એકલાનો નહિ, પરંતુ સમસ્ત માનવજાતિનો મોક્ષ એ જ સાચો મોક્ષ છે. સમાજનો મોક્ષ એટલે શું? માનવજાતનું ભાન હવે આપણને થતું આવે છે. છેલ્લાં સો વર્ષોમાં એ વધારે ને વધારે જાગૃત થયું છે. આપણે માનવા લાગ્યા છીએ કે આપણો દેશ તે માત્ર હિંદ જ નહિ, પણ સારી યે દુનિયા છે. જેમ એક તળાવમાં કાંકરો નાખીએ ને એનાં આંદોલનો સારા યે તળાવમાં પ્રસરે છે તેમ એક દેશની અસર આજે તો બધે થાય છે. વિજ્ઞાનને લીધે આપણે ઘણા જ પાસે પાસે આવ્યા છીએ. દુકાળ વખતે અન્યોન્યને આપણે મદદ કરીએ છીએ. આપણે એક એકમ–એક જૂથ બન્યા છીએ. પણ આ એકમ તે શું? એક માનવી? એક ગામ? એક શહેર? એક દેશ? અરે, એક ખંડ? ના ના, આ એકમ એટલે તો સમસ્ત દુનિયા–એક દુનિયા. આપણા બધાની માનવતા એક થતી જાય છે.

ત્યારે આ માનવધર્મ શો છે? દુનિયાભરની સમાનતા ન રાખી શકો તો સંકુચિત માનવતા કેળવો. એક ખંડની, એક દેશની સમાનતા રાખો. અરે, કદાચ તે પણ ન રાખી શકો, તો જે સમાજને અનુલક્ષીને આપણે રહીએ છીએ તે સમાજમાં સમાનતા તો રાખો જ રાખો.

સામાજિક આત્મા પણ માનવતાના આત્માનો અંશ છે. આપણે આત્મા ઊંચે નહિ રહે તો નકામું છે. આ પરદેશીઓ કેમ ફાવી ગયા હતા? એ લોકોથી આપણે તો લગભગ પચીસગણા વધારે છીએ; છતાં એ લોકો કેમ ફાવી ગયા હતા? એમના કરતાં આપણે ત્યાં સારીસારી વ્યક્તિઓ છે,

છતાં પે આપણે સંકુચિત જીવનમાં સબડી રહ્યા છીએ; માટે જ તેઓ ફાવી ગયા હતા. સામાજિક સંગઠન દ્વારા જ સાચો માનવધર્મ સધાશે. અત્યારે તો માનવતાના ધર્મનું પડ નીચે છે ને ઉપરના પડમાં છે. આપણો સંકુચિત ધર્મ—વ્યક્તિગત ધર્મ આપણે કદી પે ન ભૂલીએ કે નીચેનાં પડ ઉપર, ઉપરના પડનો આધાર છે.

અહિંસા ભલે આપણે સિદ્ધાંત તરીકે પાળીએ, પણ આસુરી બળ સામે ટકી રહેવા માટે બળ જોઈએ. આધ્યાત્મિક બળ પણ શરીરબળ ઉપર આધાર રાખે છે. અહિંસાનો સિદ્ધાંત રાખજો. ઉપનિષદ પણ કહે છે 'नायमात्मा बलहीनेन लभ्यः'—એ કહ્યું તેમ સિદ્ધાંત ભલે અહિંસાનો રાખો પણ નિર્બળ ન બનશો. બળ તો રાખવું જ જોઈએ. એનો ક્યારે, કેવી રીતે ને કેમ ઉપયોગ કરવો એ પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે.

અમેરિકામાં આજે જાતજાતની પરિષદો ભરાઈ રહી છે. અનેક દોડધામો થઈ રહી છે. તેનું કારણ બધા જ વિચારે છે કે આપણે ભેળા મળી બધાના સુખનો રસ્તો શોધી કાઢીએ કે જેથી ભવિષ્યની લડાઈમાંથી ઊગરી શકીએ. એટમ બોંબથી આજે એકીવખતે એક ઘર નહિ, લાખો ઘરો નષ્ટ થઈ જાય છે. પહેલાં આપણે ગુફામાં વસતા હતા. આજે લોકો કહે છે કે એક માત્ર ગુફાનો જ આશ્રય લીધા વગર બોંબમાંથી બચી શકાય એમ નથી; એટલે કે આપણે પહેલાં ગુફામાં હતા, ફરી પાછું આપણને ગુફામાં રહેવાનું આવ્યું.

માનવતાના ધર્મનું પાલન કરાશે તો જ ધર્મ ટકી શકશે

આજે તો ભૂતકાળનાં પાપોનું આપણે પરિણામ ભોગવી રહ્યા છીએ. આપણા સમગ્ર દેશની ઉન્નતિમાં—સામાજિક ઉદ્ધારમાં જ આપણો ઉદ્ધાર છે એ ન ભૂલશો.

આજે આપણે મંદિરે જઈએ છીએ, પૂજા કરીએ છીએ, પણ ઘેર આવ્યા કે જાણે ધર્મનો એ વિભાગ બંધ થઈ જાય છે. વહેવારમાં પડ્યા કે ધર્મ ભૂલી જઈએ છીએ. ખ્રિસ્તીઓની માફક એક વખત દેવળમાં જઈ આવી ૭ દિવસ ધર્મને, કોટની માફક ખીંટીએ ટિંગાવી ન મૂકશો. તમારા ધર્મને જીવનના અણુએ અણુમાં ઉતારો એ જ સાચો યુગધર્મ છે અને એ જ માનવધર્મ છે.

★

'મન સ્થિર રહેતું નથી તેનો શો ઉપાય?' એક મિત્રે પૂછ્યું

શ્રીમદ્ રાજચન્દ્રે જવાબ આપ્યો'

"એક પળ પણ નકામો કાળ કાઢવો નહિ કોઈ સારું પુસ્તક, વૈરાગ્યાદિની વૃદ્ધિ થાય તેવું વાંચવું, વિચારવું એ કાંઈ ન હોય તો છેવટ માળા ગણવી, પણ જો મનને નવરું મેલશો તો તે ક્ષણ વારમાં સત્યાનાશ વાળી દે તેવું છે, માટે તેને સદ્‌વિચારરૂપ ખોરાક આપવો જેમ ઢોરને કંઈ ને કંઈ ખાવાનું જોઈએ જ—ખાણનો ટોપલો આગળ મૂક્યો હોય, તો તે ખાયા કરે—તેમ મનનું પણ છે બીજા વિકલ્પો બંધ કરવા હોય, તો તેને સદ્‌વિચારરૂપ ખોરાક આપવો મન કહે તેથી ઊલટું વર્તવું તેને વશ થઈ તણાઈ જવું નહિ "

×

# અખંડ આનંદનું સાધન

## સ્વામી શ્રી માધવતીર્થ

જીવન જીવતા પ્રત્યેક માનવીનું ધ્યેય સુખપ્રાપ્તિનું રહ્યું છે. 'અખંડ આનંદ' મેળવવા પ્રત્યેક જીવ ઝંખે છે. સ્વામીશ્રી માધવતીર્થજીએ પુરાણ ગ્રંથોમાંથી 'આનંદ'ની કક્ષાઓ અહીં બતાવી છે, એટલું જ નહિ પરંતુ પૂર્વ અને પશ્ચિમની વિચારસરણીની યોગ્ય તુલના કરી એમણે સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે કે સાચો ને સાત્ત્વિક આનંદ એ પ્રભુનો આનંદ છે. અને શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધનો અભ્યાસ એ અખંડ આનંદ પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન છે.

અખંડ આનંદ અદ્વૈતભાવે જ પ્રાપ્ત કરી શકાય છે. એવો ભાવ શી રીતે પ્રાપ્ત થાય તે માટે દરેક દેશમાં ઘણા મહાત્માઓએ પુરુષાર્થ કરીને જુદાંજુદાં સાધન બતાવેલાં છે. કોઈ પણ રીતે અજ્ઞાન અને દુઃખથી છૂટવું એ બધા ધર્મોનું મુખ્ય લક્ષ્ય હોય છે. એક માણસને દુનિયાનાં બધાં સુખ આપીએ, તોપણ તેનાથી તે સુખી થતો નથી; કારણ કે તેમાં દ્વૈત ભાવ રહી જાય છે. હિંદુધર્મમાં એમ માનેલું છે કે અદ્વૈત ભાવ માટે મનોનાશ, વાસનાક્ષય અને તત્ત્વજ્ઞાન એ ત્રણેની જરૂર છે; પણ એ અઘરું કામ હોવાથી જેટલે અંશે વાસના જિતાય અને જ્ઞાન વધે તેટલે અંશે આનંદ વધે. એ બાબત ધ્યાનમાં લઈને ઉપનિષદોમાં આનંદનો વિચાર નીચે પ્રમાણે આપેલો છે:

| | |
|---|---|
| ૧. મનુષ્યનો આનંદ–જુવાન અને રૂપવાળું શરીર હોય, શાસ્ત્રનું જ્ઞાન હોય, તરત કામ કરી શકે તેવું જીવન હોય, અત્યંત દૃઢ મન, અત્યંત બળ, પુષ્કળ ધન વગેરે સાધનવાળું સુખ એ એક મનુષ્યનો સંપૂર્ણ આનંદ છે. | |
| ૨. ઉપરના આનંદથી સોગણો આનંદ મનુષ્ય ગંધર્વનો છે. | તેનો અધિકારી વિદ્વાન અને વાસનાવગરનો હોવો જોઈએ. |
| ૩. તેનાથી સોગણો આનંદ દેવગંધર્વનો છે. | તે પણ વિદ્વાન અને વાસના વગરનો હોવો જોઈએ. |
| ૪. તેનાથી સોગણો વધારે આનંદ ચિરકાલ રહેનાર લોકવાળા પિતૃઓનો આનંદ છે. | ” |
| ૫. તેનાથી સોગણો આનંદ આજાનજ દેવોનો છે. | ” |
| ૬. તેનાથી સોગણો આનંદ કર્મ દેવનો છે. | ” |
| ૭. તેનાથી સોગણો આનંદ મુખ્ય દેવનો એટલે ઇંદ્રનો છે. | ” |
| ૮. ઇંદ્રના આનંદથી સોગણો વધારે આનંદ તેના ગુરુ બૃહસ્પતિનો છે. | ” |
| ૯. બૃહસ્પતિના આનંદથી સોગણો પ્રજાપતિનો આનંદ છે. | ” |
| ૧૦. પ્રજાપતિના આનંદથી સોગણો આનંદ બ્રહ્મનો આનંદ છે. | તેનો અધિકારી પણ શ્રોત્રિય અને કામના વગરનો હોવો જોઈએ. |

છેલ્લા આનંદમાં પૂર્ણ અદ્વૈત ભાવ છે. તે પહેલાના આનંદમાં જે લોકમાં ઉપાધિ અને આવરણ ઓછું તેમા વધારે આનંદ રહે છે જેમ સવારે સૂર્ય ઊગે ત્યારે વધારે વાદળાં હોય તો ઓછો પ્રકાશ જણાય છે અને ઓછાં વાદળાં હોય તો વધારે પ્રકાશ જણાય છે, તેમ આવરણના પ્રમાણમાં આનંદની વધઘટ જણાય છે. સૂર્ય પોતે સદા પ્રકાશસ્વરૂપ છે, માત્ર આવરણમાં ફેર પડે છે, ત્યારે પ્રકાશમાં વધઘટ જણાય છે, તેમ બ્રહ્મ સદા આનંદસ્વરૂપ છે, પણ આવરણની તારતમ્યતાને લઈને આનંદમા તારતમ્યતા જણાય છે. જેઓને અદ્વૈતમાં નિષ્ઠા થઈ હોય તેવા જ્ઞાની પુરુષ જાણે છે, કે જે આ મારા વિષે છે અને જે બહાર તત્ત્વોમાં છે તે એક છે. એવુ જાણનાર પાચ કોષથી અતીત થાય છે. જ્યાં મન કે વાણી પહોચી શકતાં નથી એવી, છેલ્લા આનંદમાં નિર્ભય દશા છે. તેને એવો શોક થતો નથી કે મેં મારાં કર્મ કેમ ન કર્યાં અને બીજાં કર્મ કેમ થઈ ગયાં. એવો ઉપનિષદનો સિદ્ધાંત છે તૈતરિય ઉપનિષદની આનંદવલ્લીમા એ વાત સ્પષ્ટ કરેલ છે. મુખ્ય વાત એ સમજવાની છે કે દ્વૈતનું ભાન બ્રહ્મના આનંદને અટકાવે છે, તેથી જે દશામાં દ્વૈત રહે નહિ તેવી દશા પ્રાપ્ત થાય તો પછી કોઈ જાણવાનું રહે નહિ અને જ્ઞેયની સમાપ્તિ થાય. તત્ત્વજ્ઞાન માણસના પૂર્ણ જીવનને સંતોષ આપે છે. બીજાં જ્ઞાન માત્ર બુદ્ધિને સંતોષ આપે છે. જ્યા દ્વૈત રહી જાય છે, ત્યાં કાંઈક જાણવાનું બાકી રહી જાય છે. વેદાંતની પ્રતિજ્ઞા એવી છે, કે यस्मिन् विज्ञाते सर्वमिदम् विज्ञातं भवति। ગીતામાં પણ કહેલ છે, કે (૬–૨૨) यम् लब्ध्वा चापरम् लाभम् मन्यते नाधिकम् ततः।

પશ્ચિમના દેશોમાં તત્ત્વજ્ઞાન એ એક પ્રકારની બુદ્ધિ માટે કસરત છે. જીવનમાં તે ઉતારવુ જોઈએ એવી ત્યાં સમજણ નથી. તત્ત્વજ્ઞાન ન હોય તો જીવન ખામીવાળું ગણાય એવું ત્યાં માનતા નથી. હિંદુસ્તાનમાં તત્ત્વજ્ઞાન જીવનમાં ગુંથાયેલું રહે છે અને એ લક્ષ્યે બધાં કર્મ સાધનરૂપે કરવામાં આવે છે. શ્રી. શંકરાચાર્ય બૃહદારણ્યક ઉપનિષદ ઉપરના પોતાના ભાષ્યમાં લખે છે, કે બ્રહ્મવિદ્યામાં જેઓ તત્પર હોય છે તેઓ સંસારની વાસના મૂળ સહિત તોડી શકે છે. તેથી હિંદુઓનું તત્ત્વજ્ઞાન બુદ્ધિ માટે નથી પણ મોક્ષ માટે છે. મોક્ષ એટલે આત્યંતિક દુઃખનિવૃત્તિ અને પરમ આનંદની પ્રાપ્તિ. એવી દશા મેળવવી એ મનુષ્યજીવનનું મુખ્ય કર્તવ્ય છે.

મોક્ષ માટે ઘણાં સાધન છે, પણ જેને જલદી મોક્ષ જોઈએ તેમને માટે શ્રીમદ્ ભાગવતની કથા છે, તેમાં આપેલ જ્ઞાનથી પરીક્ષિત રાજાને સાત દિવસની અંદર મુક્તિ થઈ હતી. શ્રીમદ્ ભાગવતમાં બાર સ્કંધ છે. તેમાં એકાદશ સ્કંધને મુક્તિલીલા અથવા મોક્ષનુ સ્વરૂપ બતાવનાર સ્કંધ તરીકે માનેલ છે. તેમાં સ્પષ્ટ સાધન બતાવેલાં છે. એથી જ સસ્તુ સાહિત્ય માટે ભિક્ષુ અખંડાનંદજીએ એકાદશ સ્કંધને પહેલો પસંદ કર્યો. દશમ સ્કંધમાં આત્માની શક્તિથી માયાને જીતવાની કળા છે, એકાદશ સ્કંધમાં માયાને સમજીને તેનો ત્રિકાલિક નિષેધ કરવાનો છે. જે જીવને એમ લાગે છે કે મારામાં ઘણા દોષ છે તેણે પોતાના બચાવ માટે ભગવાનનો અનુગ્રહ કેવી રીતે પ્રાપ્ત કરવો તેની વિગત દશમ સ્કંધમાં છે. જેને એવો વિચાર આવે કે 'હું કોણ?' તેને પોતાના સ્વરૂપની સમજણ માટે એકાદશ સ્કંધ ઉપયોગી છે દશમ સ્કંધમાં સગુણ ભગવાનની લીલા છે, તે બધા ભેદને મટાડીને અભેદ કરનારું સાધન બતાવે છે. તેને લૌકિક ભાષામાં

વિવાહ કહે છે. એકાદશ સ્કંધમાં ભગવાનનું એવું સ્વરૂપ ઘણી જગ્યાએ બતાવેલ છે, કે જે ભેદનો નિષેધ કરે છે. દશમ સ્કંધમાં જાગ્રત અવસ્થાના અનુભવનો વિચાર છે, એકાદશ સ્કંધમાં જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાની વાત આવે છે.

એક સારો વિચાર બીજા હજાર ખોટા વિચારને તોડી નાખે છે. પછી બાકી રહેલ તે વિચાર સહજ છૂટી જાય છે અને આવરણભંગ કરીને સ્વરૂપનો અનુભવ આપે છે. અથવા બીજી રીતે કહીએ તો તેનાથી અસંભાવના અને વિપરીત ભાવના નીકળી જાય છે. અસંભાવના એટલે બ્રહ્મ છે કે નહિ અને વિપરીત ભાવના એટલે બ્રહ્મને બદલે જગત કેમ દેખાય છે, એ બન્ને શંકા દૂર થાય છે. સાચા વિચાર સાચા અનુભવને લાવી આપે છે. તેથી જેમ સારાં કર્મ ઉપયોગી છે તેમ સારા વિચાર પણ ઉપયોગી છે. જો કર્મની પછવાડે સારા વિચારનું બળ ન હોય, તો તે કર્મ માણસને ખોટી દિશામાં ઘસડી જાય છે. પશ્ચિમના ધર્મોની એવી દશા થઈ છે. તેમની વિચારપદ્ધતિ અને આપણી વિચાર-પદ્ધતિની તુલના કરીએ તો નીચે પ્રમાણે ફેરફાર જોવામાં આવે છેઃ

૧ પશ્ચિમની વિદ્યાથી શરીર એ હું છું એ વાતનું માણસને સતત સ્મરણ રહે છે. આર્યોની વિદ્યામાં ધીરેધીરે તે બાબતનું વિસ્મરણ કરાવવામાં આવે છે.

૨ સુખ કેટલા પ્રકારનાં છે, તેનાં સાધન કયાં કયાં છે, તે બાબત પશ્ચિમની વિદ્યામાં સ્પષ્ટ કહેલી નથી. આર્યોની વિદ્યામાં સ્પષ્ટ રીતે કહેલ છે કે સુખ ચાર પ્રકારનાં છે અને તે પ્રાપ્ત કરવાના ચાર પુરુષાર્થને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ કહે છે.

૩ તેઓને ભયથી છૂટવું છે અને ઇચ્છાઓ વધારવી છે, તે બની શકે તેવું નથી. આર્યોની વિદ્યા એમ સમજાવે છે કે ઇચ્છાને અને બીકને બહુ સંબંધ છે. જો બીક છોડવી હોય, તો ઇચ્છાઓ છોડવી જોઈએ. બધી ઇચ્છાઓ બ્રહ્મજ્ઞાન વગર છૂટતી નથી, તેથી બ્રહ્મજ્ઞાનની જરૂર રહે છે.

૪ સાચા જ્ઞાન માટે સાચું પ્રમાણ શું તે માટે આર્યોની વિદ્યામાં બહુ વિચાર કરેલ છે. પશ્ચિમના દેશોના માણસો સાચા પ્રમાણની શોધ તરફ માત્ર ઇ. સ. ૧૯૧૫માં આઈન્સ્ટાઇને કરેલ સાપેક્ષવાદની શોધ પછી વળ્યા છે.

આવા ગ્રંથનો અભ્યાસ એ અખંડ આનંદનું મુખ્ય સાધન છે. તેથી અહીં એકાદશ સ્કંધનું તાત્પર્ય સમજાવવાનો વિચાર છે.

ગીતાના પહેલા અધ્યાયમાં જેમ કથાનો ભાગ છે તેમ એકાદશ સ્કંધના પહેલા અધ્યાયમાં પણ કથાનો ભાગ છે. તેમાં એમ કહેલું છે, કે શ્રીકૃષ્ણ ભગવાને અનેક ઉપાયોથી અન્યાયી રાજાઓનો સંહાર કરાવ્યો. પછી તેમને એમ લાગ્યું કે મારું યાદવ કુળ પણ અહંકારી અને ઉદ્ધત થઈ ગયું છે, તેથી તેમાં અંદરઅંદર કજિયો થાય તેવું નિમિત્ત ઉત્પન્ન કર્યું. અને પોતે સ્વધામ જવાની તૈયારી કરી.

દ્વારકામાં વસુદેવજીને ત્યાં રહેતાં શ્રીકૃષ્ણે એકવાર યજ્ઞનિમિત્તે વિશ્વામિત્ર, અંગિરા, ભૃગુ, કશ્યપ, વામદેવ વગેરે ઋષિમુનિઓને પોતાને ઘેર બોલાવ્યા અને યજ્ઞકર્મ થઈ રહ્યા પછી તેમને વિદાય કર્યા; એટલે તે મુનિઓ પિંડારક નામના તીર્થમાં ગયા. ત્યાં ક્રીડા કરતા યાદવ કુમારો જાંબુવતીના પુત્ર સાંબને સ્ત્રીનો વેષ પહેરાવી તે બ્રાહ્મણો પાસે ગયા. ત્યાં જઈ તે ઉદ્ધત છોકરાઓ જાણે વિનયી હોય તેમ બ્રાહ્મણોના પગનો

સ્પર્શ કરી તેમને પૂછવા લાગ્યા: 'હે અમોઘ જ્ઞાનવાળા બ્રાહ્મણો ! આ શ્યામ નેત્રવાળી સ્ત્રી સગર્ભા છે, પ્રસવની તૈયારીમાં છે અને પુત્રની ઇચ્છાવાળી છે. તે આપને પૂછતાં શરમાય છે, તેથી અમારા દ્વારા પુછાવે છે; માટે આપ કહો કે આ સ્ત્રી શું પ્રસવશે, પુત્ર કે પુત્રી ?' એમ મુનિઓને તે છોકરાઓએ ઠગ્યા એટલે કોપાયમાન થઈ તેઓએ કહ્યું: 'ઓ મૂર્ખાઓ ! આ સ્ત્રી તમારા કુળનો નાશ કરનારા મુસળને જન્મ આપશે.' તે સાંભળી યાદવ કુમારો બહુ ભય પામ્યા. તેઓએ તરત જ સાંબનું પેટ છોડી જોયું તો તેમાં લોઢાનું મુસળ જોયું. તે ઘેર લઈ ગયા અને તે વાત રાજા ઉગ્રસેનને જણાવી. તે શાપ સાંભળીને અને મુસળ જોઈને દ્વારકાવાસીઓ આશ્ચર્ય પામ્યા અને ભયથી અત્યંત ગભરાયા. પછી ઉગ્રસેને મુસળના ચૂરા કરાવ્યા અને બાકી રહેલો છેલ્લો લોઢાનો ટુકડો સમુદ્રમાં ફેંકી દીધો. ને તે ટુકડાને કોઈ માછલું ગળી ગયું અને જે ભૂકો હતો તે સમુદ્રના તરંગોથી ઘસડાઈ કિનારા પર લાગી ભાલા જેવા ઘાસરૂપે ઊગ્યો.

શ્રીમદ્ ભાગવત એ સમાધિ ભાષાનો ગ્રંથ છે, તેથી તેમાં આપેલી કથાઓ અધ્યાત્મ ભાવે સમજવાની ટેવ પાડવી જોઈએ એવો અધ્યાત્મ અર્થ કોઈવાર કથાની વચમાં આપેલ હોય છે અને કોઈ વાર કથાને અંતે આપેલ હોય છે. શ્રીકૃષ્ણ એ આદિપુરુષ બ્રહ્મસ્વરૂપ હતા. તે બાબત જન્મવખતે ગર્ભસ્તુતિમાં આપેલ છે અને એકાદશ સ્કંધના ૨૯મા અધ્યાયમાં છેવટના શ્લોકમાં પણ આપેલ છે. હવે દ્વારકાનો અર્થ જોઈએ તો સંસ્કૃત ભાષામાં 'ક'ને સુખ કહે છે, એટલે નવા સુખનું અથવા સમાધિના સુખનું બારણું તેને દ્વારકા કહે છે. તેનું વર્ણન દશમ સ્કંધના ૫૦મા અધ્યાયમાં આપેલું છે. તે દ્વારકામાં સુધર્મા નામનો સભામંડપ હતો. તેમાં બેસવાવાળા માણસોને માણસપણાના મરણધર્મ લાગતા નહોતા (૧૦-૫૦-૫૫), તે પણ બ્રહ્મપદનું સૂચન આપે છે. તે પદ જેવા ઋષિમુનિઓ દ્વારકારૂપી સમાધિનું બારણું ખોલે છે. પછી સમાધિ ઉતારી શરીરરૂપી પિંડારક ક્ષેત્રમાં આવે છે. તે વખતે જાંબુવતીના પુત્ર સાંબે સ્ત્રીનો વેશ લઈ તેમની મશ્કરી કરી. જ્યારે કોઈ પણ માણસ પુરુષરૂપી આત્માના ભાવમાંથી નીકળી પ્રકૃતિરૂપી સ્ત્રીના ભાવમાં આવે છે, ત્યારે તે પિંડના ભાવમાં આવે છે અને ઋષિઓના આત્મજ્ઞાનનું અપમાન થાય છે તે વખતે અખંડ આનંદ ખંડિત થાય છે, તેથી જીવને શાપ મળે છે. એવી દશામાંથી નીકળીને અખંડ આનંદ કેમ પ્રાપ્ત કરવો, તેનાં સાધન એકાદશ સ્કંધની કથામાં આવે છે.

યાદવ કુળના સંહારની આ લીલાનું અનુસંધાન એકાદશ સ્કંધના છેવટના ભાગમાં એટલે ૩૦મા અધ્યાયમાં આપેલું છે. જે લોઢાના ટુકડાને માછલું ગળી ગયું હતું તે માછલાને કોઈ માચ્છીમારે પકડ્યું અને તેમાંથી લોઢાનો કટકો નીકળ્યો. તે કોઈ પારધીના હાથમાં આવતાં તેણે તેનું બાણનું ફેણું બનાવ્યું અને તે શ્રીકૃષ્ણ ભગવાનને સ્વધામ જવામાં નિમિત્તરૂપ થયું. એ કથાનો સંબંધ છેવટના ભાગમાં આવે છે. એકાદશ સ્કંધના બીજા અધ્યાયથી ભાગવત ધર્મ શરુ થાય છે. જે ધર્મને શ્રદ્ધાથી સાંભળીને માણસ સર્વ પ્રકારના ભયથી છૂટે છે અને અખંડ આનંદ મેળવે છે તેને ભાગવત ધર્મ કહે છે.

*

# સાધન અને સાધ્ય

શ્રી. જ્યોતીંદ્ર હ. દવે

ખાંડ, ગોળ, અનાજ, ઘાસતેલ, કાપડ વગેરે પરના અંકુશો જવાથી, કે એ જનાર છે એનાથી અંતે ફાયદો કોને થાય છે એ જાણો છો? 'અંકુશ અંકુશ' રટયા કરી આપણી જીભ ઉપરનો અંકુશ આપણે ગુમાવી બેસીએ છીએ; પણ અંકુશની તાત્ત્વિક મીમાંસા જાણો છો? એનાં આધિભૌતિક, આધિદૈવિક ને આધ્યાત્મિક કારણોની જાણ છે ખરી? સાધન અને સાધ્યમાં પહેલાં કોને અને કેમ મહત્ત્વ અપાતું હતું અને આજે કોને અને શાથી મહત્ત્વ અપાય છે એનું જ્ઞાન છે ખરું? આ બધા યે પ્રશ્નોનો તર્કયુક્ત પણ હળવો ઉકેલ શ્રી. જ્યોતીંદ્ર દવેએ આ લેખમાં આપ્યો છે.

ખાંડ, અનાજ, કાપડ વગેરે જરૂરિયાતની ચીજો પર અંકુશ મૂકવામાં આવ્યા અને એમાંની કેટલીક વસ્તુને ફરી નિરંકુશ બનાવવામાં આવી તેના ફાયદા–ગેરફાયદા બીજા ગમે તે હશે; પણ એક મોટો ફાયદો–જેને એ ફાયદો થયો છે તેને ખબર પણ ન પડે એવા પ્રકારનો–એ થયો છે કે આ માપબંધી; ભાવબંધી ને હેરફેરબંધીને પરિણામે ઘણા માણસ વિચાર કરતા થઈ ગયા છે. અત્યાર સુધી વિચાર કરવાની આદત જરા પણ કેળવેલી નહિ એવા માણસોને પણ એ બંધીઓએ વિચાર કરતા કરી મૂક્યા છે. વેદ પૌરુષેય છે કે અપૌરુષેય, બ્રહ્મ સગુણ છે કે નિર્ગુણ એવી ચર્ચા છેક પ્રાચીન કાળમાં થોડાક વિદ્વાનો કરતા. તે પછીના કાળમાં ભક્તિ મોટી કે જ્ઞાન, સદેહે મુક્તિ થઈ શકે કે મુક્તિ મરણ પછી જ મળી શકે એવી વાતોમાં ભક્તો ને વિચારકો વખત વિતાવતા. અંગ્રેજોના આગમન પછી, વિધવાએ એક પુરુષને સ્વધામ પહોંચાડી સંતોષ માનીને બેસી રહેવું કે ફરી લગ્ન કરી બીજા પુરુષને પણ હેરાન કરવો; સ્ત્રીને પરણાવવી કે ભણાવવી, અથવા પહેલાં ભણાવવી ને પછી પરણાવવી કે પહેલાં પરણાવવી ને પછી તેના પતિ સાથે ગોઠવણ કરીને ભણાવવી; પુરુષને મત આપવાનો અધિકાર હોય, તો સ્ત્રીને માત્ર મમત રાખવાનોજ અધિકાર હોય એ યોગ્ય ગણી શકાય કે સ્ત્રીને પુરુષની પેઠે જ મત આપવાનો પણ અધિકાર હોવો જોઈએ; આ પ્રકારની વહેવારુ ચર્ચાઓ વિદ્વાનો જ નહિ, પણ અભણ કરતાં ઊંચી કોટિના ને વિદ્વાન કરતાં ઊતરતી પંક્તિના એવા મધ્યમ વર્ગના વિદ્વાનો પણ કરવા લાગ્યા. છેક પ્રાચીન કાળમાં ઈશ્વરના સ્વરૂપ વિષે થોડાક વિદ્વાનો વાદવિવાદ કરતા, તે પછી દુનિયા દુનિયાદારીની બાબતમાં આગળ વધી, એટલે સમાજને લગતી બાબતોનો થોડાક અગ્રગણ્ય પુરુષો રસ લેવા લાગ્યા. એ પછી પ્રગતિનો વેગ વધતો ગયો તેમ વધારે મનુષ્યો જુદાજુદા અનેક વિષયો ચર્ચતા થયા અને હવે તો અભણ ગામડિયા, અને શાળામાં ભણવા જતા બાળકો પણ ખાંડ, ઘી ને કાપડના ભાવ ને તેના પર મૂકવામાં આવતા કે તેના પરથી ઉઠાવવામાં આવતા અંકુશની વાતો કરી રહ્યા છે. આમ વિચારદેશમાં પરમેશ્વરથી પેટ સુધી આપણે પ્રગતિ કરી છે. અસલ એ પ્રકારની ચર્ચા માત્ર જટા ને દાઢીવાળા મુનિઓ ને શિખાવાળા બ્રાહ્મણો વચ્ચે જ મર્યાદિત રહેતી તેને બદલે આજે જે ચર્ચા થાય છે તેમાં દાઢીમૂછ

વિનાના બાળકો તેમજ દાઢીમૂછ બોડેલા જુવાનો ને વૃદ્ધો સુદ્ધાં ભાગ લઈ રહ્યાં છે.

જે ક્રમથી માપબંધી શરૂ કરવામાં આવી હતી, તેનાથી ઊલટા ક્રમે ધીમેધીમે માપબંધી ઉઠાવી લેવાનો નિર્ણય કરવામા આવ્યો છે અને મોટા ભાગના પ્રદેશોમાંથી ઘણી વસ્તુ પરના અંકુશો ઉઠાવી લેવામા પણ આવ્યા છે. આને લીધે શું થશે ને શું નહિ થાય; શું થવું જોઈએ છતા જે નહિ થાય, ને શું નહિ થવું જોઈએ છતાં થશે; પ્રજા સરકારને ઊંઠા ભણાવી રહી છે કે સરકાર પ્રજાને ભણાવી રહી છે, સરકાર તથા પ્રજા બન્ને મળીને મહાત્મા ગાધીજીને ઊંઠાં ભણાવી રહ્યા છે કે મહાત્માજી એ બન્નેને ભણાવી રહ્યા છે. અંકુશ ઊઠી જતા ભાવ વધશે કે ઘટશે, અથવા પહેલાં વધીને પછી ઘટશે કે પહેલાં ઘટીને પછી વધશે કે છે તેમના તેમ જ રહેશે–અંકુશ ઉઠાવી લેવાના આ નિર્ણયથી લોકો સુખી થશે કે દુઃખી થશે કે સુખીદુઃખી બન્ને થશે કે બેમાથી એકે નહિ થાય; સાચા વહેવારુ માણસને છાજે એવી વાસ્તવવાદી દૃષ્ટિ રાખીને અનેકાનેક મનુષ્યો આ પ્રકારની ચર્ચા કરી રહ્યા છે. જે આ વિષે કંઈ જાણે છે તેમજ જેઓ એ વિષે કંઈ જાણે છે એમ બીજાઓ પણ જાણે છે તેઓ તો આની ચર્ચા અધિકારીની અદાથી કરે જ છે; પણ જેઓ એમ જાણે છે, કે 'અમે આ વિષે ઘણું જાણીએ છીએ' પણ બીજાઓ એઓ જાણે છે તે જાણતા નથી, તેઓ પણ બહુ ઉત્સાહથી આ ચર્ચામાં ભાગ લઈ રહ્યા છે. એથીયે વધારે ઉત્સાહથી જેઓ એમ જાણે છે, કે 'અમે આ વિષયમાં કંઈજ જાણતા નથી,' પણ એઓ જાણતા નથી તે વાત બીજાઓ જાણતા નથી, તે લોકો આ ચર્ચાને રસિક બનાવવા મથી રહ્યા છે, અને સૌથી વધારે ઉત્સાહ તો જે લોકો એમ જાણે છે, કે 'અમે આ વિષયમાં કંઈજ જાણતા નથી' અને એ જાણતા નથી તે બીજાઓ બરાબર જાણે છે, તેઓ દર્શાવી રહ્યા છે. આમ આ ચર્ચાને સુજ્ઞો, તેમ વધારે અલ્પજ્ઞો ને તેનાથી યે વધારે અજ્ઞો ચલાવી રહ્યા છે

આમાં મારું સ્થાન છેલ્લા વર્ગમાં છે. ગોળ ને ખાંડનો ભેદ હું પારખી શકું છું, પણ એના ભાવનો ફેર મને ખબર નથી. એના ભાવમાં ફેર છે કે નહિ ને હોય તો કેટલો ને શા માટે, એ વિષે મને કોઈ એકાએક પ્રશ્ન કરે તો હું ગભરાઈ જાઉં. ઘઉં ને ચોખા વચ્ચે હું ભૂલ નથી કરતો, પણ ઘઉં મોઘા કે ચોખા એ હું આજે યે જાણતો નથી, એટલું જ નહિ એ જાણવાની મને ઇચ્છા પણ થતી નથી. ઝીણું કાપડ કયું ને જાડું કાપડ કયું તે સૂક્ષ્મદર્શક કાચની સહાય લીધા વિના પણ હું કહી શકું એમ છું. પણ એમાંથી કયું કાપડ ટકાઉ સોંઘું ને મોઘું વધારે અથવા કયું કાપડ સોઘું, મોઘું ને ટકાઉ પણ ઓછું એ હું ન કહી શકું. અહીના એક જાણીતા કાપડિયાના ગુમાસ્તાની સાળીનો ગુજરાતી ચોથી ચોપડીમા ત્રીજીવાર નાપાસ થઈને પાછો ફરેલો પાડોશી અમારો પણ પાડોશી છે. એ આ વિષયમાં જે કંઈ કહે છે તેને હુ પ્રમાણ તરીકે સ્વીકારી લઉં છું મારા બધા ઓળખીતાઓ મારા આ અજ્ઞાનથી પરિચિત છે. આમ છતાં માપબધી, સાવનિયમન ને એવી બધી બાબતમાં હુ પ્રસગે ને અપ્રસગે મારા વિચારો દર્શાવ્યા સિવાય રહી શકતો નથી. બીજું કંઈ નહિ તો 'સાવનિયમન, માપબધી, અંકુશ' એ શબ્દો જ મને વિવાદ ને ચર્ચા માટે ઘડાયા હોય એવા લાગે છે. આપણી ભાષા ખરેખર

આ શબ્દો વડે સમૃદ્ધ બની છે એટલું જ નહિ, પણ મગજમાં સૂતેલા જ્ઞાનતંતુઓને ધક્કો મારી વિચાર પ્રેરવાનું બળ પણ એ શબ્દોમાં છે, એ બીજા અનેકના ને મારા પોતાના દાખલા પરથી સિદ્ધ થાય છે.

ગયે મહિને ખાંડ પરથી અંકુશ ઊઠી જવાનો છે એવા સમાચાર મેં વર્તમાનપત્રમાં વાંચ્યા ને મને થયું: 'ચાલો! હવે જેને જોઈએ તેને, જ્યારે જોઈએ ત્યારે, જેટલી જોઈએ તેટલી ખાંડ મળી શકશે.' આ ખુશ ખબર વાંચીને મેં ત્રણ કપ ચાના, સારી પેઠે ખાંડ નાંખીને, પી નાખ્યા; પણ ચા પી રહ્યા પછી ફરી વર્તમાનપત્ર ઉથલાવી જોતાં જણાવ્યું કે ખાંડ પરથી અંકુશ ઊઠી જતાં ભાવ વધી જશે. હવે ખાંડ જ્યારે જોઈએ ત્યારે ને જોઈએ તેટલી મળી શકશે ખરી, પણ તે માટેના પૈસા આપતાં મોઢું કડવું થશે.

આ જ પ્રમાણે અનાજની માપબંધી પણ ઘણે સ્થળેથી ઊઠી ગયા પછી કહે છે કે ભાવોમાં ઉછાળો આવ્યો છે. કેટલાક એમ પણ મનાવવા મથે છે કે આ ભાવ વધારે લાગે છે તે તો ખોટો આભાસ છે. ખરી રીતે જોતાં ભાવ ઊતર્યા છે.

આ બાબત વિષે વિચાર કરતાં મને લાગે છે કે ખાંડ, અનાજ, ગોળ, ઘાસતેલ ને પથરા જેવી રોજિંદા ઉપયોગની વસ્તુઓના ભાવમાં વધારો થાય તેથી લોકોએ ગભરાવું શા માટે જોઈએ? ભાવનો વધારો થવાથી પૈસાદારો એ વસ્તુનો સંઘરો કરે છે ને ગરીબોને તે વસ્તુ વિના ચલાવી લેવું પડે છે એ ફરિયાદનું કારણ છે એમ કેટલાકને લાગે છે; પણ ગરીબને તો ઘણી વસ્તુ વિના ચલાવી લેવાની ને પૈસાદારને ઘણી વસ્તુઓનો સંઘરો કરવાની ટેવ હોય છે. એમાં કંઈ નવું નથી. એ તો હંમેશની હકીકત છે.

ગરીબ ને પૈસાદાર એવા મોટા ભેદ ન કરતાં આખા દેશના દૃષ્ટિબિંદુથી વિચાર કરવો જોઈએ. કોઈ પણ વસ્તુનો ભાવ વધે એ કદાચ થોડીક વ્યક્તિઓ માટે લાભકારક નહિ હોય, પરંતુ એથી આખા દેશને ફાયદો થાય છે. એ શી રીતે થાય છે તે સમજાવવું મુશ્કેલ છે અને સમજવું એથી વધારે મુશ્કેલ છે; પણ અર્થશાસ્ત્ર ને આંકડાશાસ્ત્રના એક જાણકાર ભાઈએ મને એ વાત ઘણા વખત પર સમજાવી હતી; અથવા ખરું કહું તો સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો. મને લાગે છે કે એ જે રીતે મને સમજાવવા માગતા હતા તે રીતે તો હું સમજી શક્યો નથી, પણ શુદ્ધ બુદ્ધિથી ને નિર્મળ અંતઃકરણ વડે એ સમજવાનો પ્રયત્ન કર્યો હતો તે ચોક્કસ છે. એમની દલીલ લાગુ પાડીને આપણે આ પ્રશ્ન વિષે વિચાર કરીએ તો કંઈક આમ કહી શકાય: ધારો કે હવે ખાંડ, ગોળ તથા અનાજના ભાવમાં વધારો થશે. (આમાં ધારવાની વાત નથી, વધારો થયો જ છે એમ વચમાં બોલી ઊઠવાની જરૂર નથી. એ તો હું પણ જાણું છું, પણ કોઈ પણ વસ્તુ વિષે શાસ્ત્રીય ચર્ચા કરવી હોય ત્યારે તેનો આરંભ 'ધારો કે' કહીને જ કરવાનો રિવાજ છે.) હવે આ બધી ચીજોના ભાવ વધવાથી શું થશે? 'લોકોનાં ખીસાંનો ભાર સારી રીતે હળવો થશે.' એ એનો એક જવાબ છે; પણ તે વ્યક્તિગત અંગત બાબત હોઈને તેનો આપણે અહીં વિચાર નહિ કરીએ. બીજો ને આ ચર્ચા માટે ઉપયોગી એવો જવાબ એ છે કે એ ચીજોના ભાવ વધવાથી એના પહેલાં કરતાં વધારે પૈસા ઊપજશે. એ રીતે વધારાના મળેલા પૈસા વેપારીઓ પોતાના વેપાર

માટે રોકીને વેપારની પ્રગતિ સાધી શકશે. આમ દેશનો વેપાર વધશે. દેશનો વેપાર વધશે એટલે તેની આબાદી પણ વધશે. આમ વસ્તુના ભાવ ઊંચા જવાથી વ્યક્તિની સંપત્તિમાં ઘટાડો ને દેશની સંપત્તિમાં વધારો થાય છે. એક રીતે જોઈએ તો એવી વ્યક્તિઓને 'પણ સરવાળે તો લાભ જ થાય છે. ખાંડ ઘણી મોંઘી થઈ જાય, તો જે ગરીબાઈનો ઢોંગ નહિ કરતાં હોય પણ ખરેખર ગરીબ હશે તે ખાંડ ખરીદ જ નહિ કરી શકે; એટલે સોંઘા ભાવે ખાંડની ખરીદી કરીને જે પૈસા એ બગાડતા તે હવે બચી જશે અને વધારામાં એમને મધુપ્રમેહનો રોગ થવાનો સંભવ નહિ રહે, અને કદાચ થયો હશે તો તે મટવાનો સંભવ ઊભો થશે.

અંકુશ ઉઠાવી લેવાથી વસ્તુઓના ભાવમાં વધારો થશે એમ ફરિયાદ કરનારાઓને એટલી પણ ખબર નહિ હોય કે કોઈ પણ વ્યક્તિ કે વસ્તુ પરથી અંકુશ ઊઠી જાય ને તેનો ભાવ વધે નહિ તો અંકુશના ઊઠવાનો કશો અર્થ જ નથી. એમ ન થાય તો આઝાદીનો અર્થ શો? પંદરમી ઑગસ્ટે હિંદ સ્વતંત્ર થયું, પરદેશીનો એના પરથી અંકુશ ઊઠી ગયો, એટલે દુનિયામાં એના ભાવ વધી ગયા કે નહિ? બર્મા સ્વતંત્ર થયું એટલે બર્માના ભાવમાં ને બર્મા માટેના જુદીજુદી પ્રજાઓના ભાવમાં પણ ઉછાળો આવ્યો કે નહિ? આઝાદી સાથે આબાદી પણ આવે જ એવો નિયમ નથી. ઘણીવાર આઝાદી પછી વાદાવાદી, તે પછી બરબાદી ને લાંબે ગાળે કદાચ આબાદી આવે છે, પણ આઝાદીની જોડે હમેશાં ભાવવૃદ્ધિ ચાલી આવે છે. માણસ, પ્રજા અને દેશ જ્યારે સ્વતંત્ર થાય વડિલોનો ને પરકીયોનો અંકુશ એમના પરથી ઊઠી જાય છે, ત્યારે એમનું મૂલ્ય ઘણું વધી જાય છે. સમાજના અંકુશને ફગાવીને નિરંકુશપણે ફરનારા સાધુબાવાઓનું મહત્ત્વ આપણા દેશમાં કેટલું બધું છે? જે મહાજ્ઞાની સંસારના બધા જ અંકુશોને આઘા મૂકી, કર્મ માત્રને છોડી દઈ, જન્મમરણના અંકુશમાંથી પણ મુક્ત બને છે તે ઈશ્વરરૂપ થઈ જાય છે એમ તત્ત્વચિંતકો કહે છે તે કંઈ ખોટું હશે? આમ પ્રજાની વ્યક્તિઓનું મૂલ્ય, એમના પરના અંકુશ ઊઠી જતાં વધી જાય છે, તો ખાંડ, ગોળ, અનાજ વગેરેએ શો ગુનો કર્યો કે અંકુશમાંથી મુક્ત થવા છતાં એનું મૂલ્ય વધવું ન જોઈએ? વધવું ન જોઈએ એટલું જ નહિ, પણ ઊલટું ઘટવું જોઈએ?

પણ કેટલાક કહેશે કે જિંદગી એ તર્કશાસ્ત્ર પ્રમાણે ચાલતી નથી. દલીલબાજી વડે ભાવવધારાની તરફેણમાં તમે ગમે તે કહો, પણ સવાલ એ છે કે આજે બધી જ વસ્તુના ભાવોમાં વધારો થઈ રહ્યો છે. અનાજથી 'માંડી હજામતના સામાન સુધીની દરેક વસ્તુના ભાવ છાપરે ચઢીને બેઠા છે. એમાં માણસને જીવવું શી રીતે!

આવો સવાલ થાય એ કુદરતી છે.

પણ માણસે જીવવું શી રીતે એ સવાલ તો હમેશનો છે. વસ્તુના ભાવ જ્યારે ઊંચે ગયા તા, ત્યારે પણ 'માણસે જીવવું શી રીતે?' એ સવાલ તો ઊભો જ હતો. ખાંડ, ગોળ, ઘાસતેલ જેવી વસ્તુની હયાતી પણ નહોતી, ત્યારે પણ આ સવાલ હતો. એ તો સનાતન પ્રશ્ન છે. માણસના જન્મ સાથે જન્મેલો અને માનવજાત જીવશે ત્યાં સુધી જીવતો રહેવા સર્જાયેલો, એટલે જેનો કોઇ દહાડો જવાબ મળવાનો જ નથી

એવા પ્રશ્નને ખાતર કોઈ વસ્તુના ભાવને પ્રગતિની પંથે પ્રયાણ કરતા, ઊર્ધ્વમુખ બનીને ઊંચે ચઢતા અટકાવવા એ વાજબી નથી.

વસ્તુઓ મોંઘી થઈ જશે તો ગરીબ માણસો એનો ઉપયોગ નહિ કરી શકે એવો ભય રાખવાનું પણ કારણ નથી. એ આપત્તિ હોય તો યે ઇષ્ટાપત્તિ છે એમ અગાઉ જણાવ્યું છે; છતાં ઇષ્ટ તો યે આપત્તિ ન જોઈએ એમ લાગતું હોય તેને પણ ફરિયાદ કરવાનું કારણ નથી. મોંઘી વસ્તુનો ઉપયોગ, કેટલીક વાર, પૈસાદાર લોકો કરતાં પણ ગરીબ ને મધ્યમ વર્ગના મનુષ્યો વધારે કરે છે. કાંડા ઘડિયાળ ઘણા પૈસાદાર માણસોના હાથ પર મેં નથી જોઈ અને ઘરકામ કરનારા ઘાટીઓ, નામું લખનારા મહેતાજીઓ, ટ્યુશન આપવા જતા શિક્ષકો ને ઑફિસમાં કામ કરતા કારકુનો કાંડા પર ઘડિયાળ લગાવીને ફરતા અનેક મારા જોવામાં આવ્યા છે. સિનેમા તથા નાટકનો દાખલો લઈએ: દહાડે દહાડે એની ટિકિટોના ભાવ વધતા ગયા છે, પણ થિયેટરો પરનો દરોડો જરા ય ઓછો થયો છે? 'લાઈન'માં ઊભા રહેવા છતાં ટિકિટ મળી શકતી નથી. એ જ રીતે રેલવેનો દાખલો જુઓ. આપણે જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ ટ્રેનના ભાડામાં વધારો તથા તેની સંખ્યા ને સગવડમાં ઘટાડો થતાં ગયાં. પચીસ વર્ષ કરતાં આજે રેલવેની ટિકિટના દરમાં નહિ નહિ તો ત્રણસો ટકાનો વધારો થયો હશે. મારા એક ઓળખીતા વૃદ્ધ ગૃહસ્થ કહે છે, કે 'હું પહેલાં મારે ગામથી પંદર આનાની ટિકિટમાં મુંબઈ આવતો. આજે મારે સવાચાર રૂપિયા આપવા પડે છે.' આટલો બધો જબરદસ્ત વધારો થવા છતાં ટ્રેનમાં મુસાફરી કરનારાઓની સંખ્યામાં ઘટાડો થયો છે એમ કોઈ કહે તો તેની અક્કલમાં કેટલો ઘટાડો થયો હશે તેનો વિચાર કરવો પડે. અસલ ઓછા પૈસા આપીને માણસો સૂતાંસૂતાં મુસાફરી કરતા ને કોઈક વાર તો ડબામાં એકલા હોવાને લીધે એમને બીક પણ લાગતી. આજે ચારપાંચગણા પૈસા આપવા છતાં ડબાની અંદર તો શું, પણ બહાર પણ ઊભાઊભા મુસાફરી કરવાનું મુશ્કેલ બન્યું છે.

આવા અનેક દાખલા આપીને પુરવાર કરી શકાય એમ છે કે કોઈ પણ ચીજના ભાવમાં વધારો થવાથી તેની ખપત ઘટતી નથી. લોકો બબડીફફડીને પણ આખરે તેનો ઉપયોગ કર્યા વિના રહેતા નથી.

વસ્તુના ભાવમાં વધારો થયો છે તેનું ખરું કારણ તો જુદું જ છે. લોકો સંઘરો કરે છે, વેપારીઓ કાળાં બજાર કરે છે, પ્રજા લાંચ આપે છે ને અમલદારો લાંચ લે છે; વસ્તુનું ઉત્પાદન ઘટ્યું છે ને વાપરનારા વધ્યા છે; બહારથી માલ આવતો નથી ને અંદરનો માલ બહાર ચાલ્યો જાય છે; માણસ સ્વાર્થી થઈ ગયો છે, ધર્મનાં બંધન ઢીલાં પડી ગયાં છે; નિષ્ણાત કારીગરોની અછત છે ને નકામા માણસો ઊભરાઈ ગયા છે. આવાંઆવાં અનેક કારણો આને માટે આપવામાં આવે છે. એ બધાં કારણોમાં તથ્યાંશ જરૂર રહેલો છે, પણ એ સૌ કારણો સ્થૂલ-પાર્થિવ છે.

દરેક વસ્તુનું ત્રિવિધ સ્વરૂપ હોય છે, જે તેનો વિચાર કરતી વેળા એ યાદ રાખવાની આપણા શાસ્ત્રકારોએ જરૂર માની છે. આધિભૌતિક, આધિદૈવિક ને આધ્યાત્મિક

૭૧૨૫

એ ત્રિવિધ રૂપમાં દરેક વસ્તુ ને વ્યક્તિનો વિચાર કરવો જોઈએ ઉપર કહ્યા તે કારણો આધિભૌતિક એટલે જડ કારણો છે આધિદૈવિક કારણ એ નવી મળેલી આઝાદી અથવા નિરંકુશતા છે, પરંતુ મુખ્ય કારણ તાત્વિક અર્થાત્ આધ્યાત્મિક સ્વરૂપનું છે.

વસ્તુ અને વ્યક્તિ, સાધન અને સાધ્ય, એ સૌનાં નવાં મૂલ્યાંકન થઈ રહ્યાં છે દુનિયા જેમ જેમ પ્રગતિ કરતી જાય છે તેમ તેમ વસ્તુઓના મૂલ્યોમાં ફેરફાર થતો જાય છે.

માણસ જ્યારે જંગલી દશામાં હતો, ત્યારે પોતાની જાત સિવાય બીજા કશાની એને પરવા નહોતી બહારના પદાર્થોનો એનો પરિચય બહુ મર્યાદિત હતો એ પછી ધીરેધીરે એ આગળ વધતો ગયો તેમ તેમ એણે સુખસગવડ અને સ્વાદના સાધનો શોધવા માંડ્યાં એ બધાં સાધનો છે. અમુક સાધ્યને પ્રાપ્ત કરવા માટે, કોઈ ખાસ હેતુ કે ઉદ્દેશ પૂરો પાડવા માટે એ જરૂરનાં છે અને તેથી ખરી કિંમત એ ઉદ્દેશ કે હેતુ અથવા સાધ્યની છે, એનાં સાધનોની નહિ, એમ એને શરૂઆતમાં લાગ્યું. મેળવવાનું છે તે મહત્ત્વનું છે, કઈ રીતે મેળવવું તે મહત્ત્વનું નથી. ઊંચે જવું હોય તો કૂદકો મારીને ઝાડ પર ચઢીને, કોઈના ખભા પર ચઢી જઈને, નિસરણી, દાદર કે લિફ્ટ વડે-ગમે તે રીતે એ કાર્ય થઈ શકે છે. સુખ પ્રાપ્ત કરવું હોય તો તે માટે કોઈ પણ સાધનનો ઉપયોગ થઈ શકે છે. આને લીધે સાધનની બાબતમાં સારા-નરસાનો વિવેક રહ્યો નહિ. સાધ્ય સુંદર હોય તો બસ, સાધન ગમે તે ચાલે. પરંતુ નીતિ અને ધર્મના ઉપાસકો અને સાધુ-સંતોને લાગ્યું કે આ ખોટું છે, સાધ્ય જેવું જ અને જેટલું જ સાધન પણ નિર્દોષ હોવું જોઈએ. પ્રાચીન કાળના ઋષિઓથી માંડીને આજના મહાત્માજી સુધીના સંતો કહે છે, કે સાધ્યની પ્રાપ્તિ માટે જ વિચાર કરીએ તે બસ નથી, પણ સાધનો વિષે પણ વિચાર કરવાની જરૂર છે. સાધ્ય કરતા સાધનનું મહત્ત્વ ઓછું આંકવું એ ભૂલ છે લક્ષ્મી મેળવવાની ઇચ્છા રાખવી એ ખોટી નથી, પણ ગમે તે માર્ગે એનું સંપાદન કરવું એ કોઈ રીતે યોગ્ય નથી. સુખનો અધિકાર બધાને છે, પરંતુ બીજાને દુઃખ દઈને કોઈને પોતાનું સુખ મેળવવાનો અધિકાર નથી. આમ મહાપુરુષોના ઉપદેશ-વચનોથી પ્રેરાઈને લોકોએ સાધનને પણ મહત્ત્વ આપવા માંડ્યું અને આજે તો એ સંતો અને મહંતો કરતા પણ સામાન્ય બાબતમાં એ લોકો આગળ વધી ગયા છે, અને સાધ્ય કરતાં પણ સાધનને એમણે મહત્ત્વ આપવા માંડ્યું છે. બધી નદીઓ અંતે સમુદ્રને મળે છે, માર્ગો ભલે ભિન્ન હોય, તેમ બધાં સાધનો આખરે પ્રભુ તરફ લઈ જાય છે, સાધનો ભલે જુદાંજુદાં હોય એમ પ્રાચીન કાળના એક ભક્તે કહ્યું છે, પણ સાધ્ય કરતાં સાધનનું વિશેષ મહત્ત્વ આપનારા લોકો ઈશ્વરને મેળવવા કરતાં એને મેળવવા માટે કયાં સાધનોનો ઉપયોગ કરવામાં આવે છે તે તરફ જ ખાસ ધ્યાન આપે છે. ઈશ્વર ભલે એક હશે પણ એને મેળવવાનાં સાધન સમા ધર્મો અનેક છે. એનો સંદેશ સમજાવનારા પયગંબરો પણ અનેક છે અને મહત્ત્વ એ એક ઈશ્વરનું નહિ, પરંતુ અનેક ધર્મોનું અને અનેક પયગંબરોનું છે.

પૈસા એ સાધ્ય નથી, સાધન છે વસ્તુ ખરીદવા માટે સગવડ પડે એટલા માટે જ એની જરૂર છે. નાણું પોતે, માત્ર નાણાં તરીકે, કોઈ કિંમતનું નથી, પણ

એનાથી જીવનની જરૂરિયાતની વસ્તુઓ મેળવી શકાય છે; માટે જ અને એટલા પૂરતી જ એની કિંમત છે. પણ એ સાધન અત્યારે તો સાધ્ય થઈ બેઠું છે. જીવનની જરૂરિયાત માટે પૈસા મેળવવા, તેને બદલે પૈસા મેળવવા એ જ જીવનની મોટામાં મોટી જરૂરિયાત બની ગઈ છે. શસ્ત્રાસ્ત્ર એ લડાઈ જીતવાનાં સાધન છે. લડાઈ કરવાની ન હોય, ત્યારે એની જરૂર નથી; પણ આજે શાંતિ સ્થાપવા માટે અનેક દેશો ભેગા મળ્યા છે અને એમને લડવું નથી તે છતાં એમને શસ્ત્રાસ્ત્રો અર્થાત્ લડાઈનાં સાધનો વધારેમાં વધારેની સંખ્યામાં વસાવવાની જરૂર લાગી છે; કારણ કે હવે એ સાધ્યરૂપ નથી લાગતાં, પણ સાધન બની ગયાં છે. વાણી વિચાર પ્રગટ કરવાનું અને કપડાં શરીર ઢાંકવાનું સાધન છે–કેટલીક વાર એથી ઊલટું વાણી વિચારને ઢાંકવાનું અને કપડાં શરીરને ઢાંકવાનો આભાસ ઉત્પન્ન કરી તેને ખુલ્લું બતાવવાનું સાધન બને છે. આમ છતાં કંઈ કહેવાનું ન હોય અને કંઈ છુપાવવાનું યે ન હોય તો યે માણસ બોલે છે અને લખે છે, અને એ રીતે વાણી સાધ્ય બની જાય છે. માણસ માટે કાપડ છે એમ જ આપણે માનીએ છીએ, પરંતુ ખરી રીતે કાપડ માટે માણસ છે, એમ આજની સ્થિતિ જોતાં દેખાય છે. કાપડ ઉત્પન્ન કરવા માટે માણસો જોઈએ છે અને એ માણસની કિંમત, એ માણસ કેટલું કાપડ ઉત્પન્ન કરી શકે છે તે પરથી જ અંકાય છે.

માણસ માટે ખાનપાન છે, ખાનપાન માટે માણસ નથી એવું વાક્ય કૅાપીબુકમાં આવતું. એ વાક્ય કેટલું ખોટું છે તે એને વારંવાર ઘૂંટનારાઓ સારી રીતે જાણે છે. 'માણસ એ મુખ્ય છે, બીજું બધું ગૌણ છે, માણસ છે તો બધું છે' આમ કહેવા છતાં માણસ એ સાધ્ય નથી રહ્યો; પરંતુ સાધન બની ગયો છે. માણસનું મૂલ્ય ઘટતું જાય ને એને માટેનાં સાધનોનું મૂલ્ય વધતું જાય એ જ આપણી પ્રગતિનું લક્ષણ છે; એટલે ખાંડ, ગોળ, કાપડ, ઘાસતેલ વગેરે અનેક વસ્તુઓની કિંમત વધે તેમ આપણે આગળ વધી રહ્યા છીએ એ વિશે સૌની ખાતરી થવી જોઈએ. દુ:ખ વેઠ્યા વગર પ્રગતિ થઈ શકતી જ નથી એ તો બધા જાણે છે. પ્રગતિ ખાતર આપણને સહન કરવું પડે તો તે માટે ફરિયાદ કરવી એ સારા માણસનું લક્ષણ નથી.

આપણે માટે ઘાસતેલ નથી પણ ઘાસતેલ માટે આપણે છીએ, એટલું જો સમજી લઈશું તો ઘાસતેલનો ભાવ વધતાં આપણો જીવ બળવાનો વખત નહિ રહે. આપણે માટે અનાજ નથી પરંતુ અનાજ માટે આપણે છીએ એવી જો આપણી ખાતરી થશે તો પછી અનાજના ભાવ આસમાને પહોંચે તેથી ચિંતા કરીને દૂબળા થવાનું કારણ નહિ રહે. અને આપણે માટે ખાંડ નથી પણ ખાંડ માટે આપણે છીએ એવી પ્રતીતિ થતાં ખાંડના ભાવ ઊંચે જતાં આપણાં જીવન કડવાં નહિ થઈ જાય. અને તેમ છતાં જેઓ ફરિયાદ કરશે તો તેઓ 'ખાંડ ખાય છે ખાંડ' એમ કહીને સંતોષ માની શકીશું.

☆

# નપાણીઓ ભાલ

શ્રી. નવલભાઈ શાહ

મુનિશ્રી સંતબાલજી વર્ષોથી ગુજરાતની મૂગી સેવા કર્યા કરે છે. ભાલના ઉજ્જડ પ્રદેશને, એની મરુભૂમિને લીલીછમ બનાવવાના ઉદ્દેશથી, રવિશંકર દાદાએ પાટણવાડિયાઓમાં પેટાવેલી માણસાઈને માર્ગે જ સંતબાલજી પણ બને તેટલું કરી છૂટે છે. એમના અંતેવાસી અને સંતબાલજીના સાપ્તાહિક 'વિશ્વવાત્સલ્ય'ના સંપાદક શ્રી નવલભાઈ વિતાની છે; ઘણાં લોકરોના ને સાહિત્યને એમણે અપનાવ્યા છે. ભાલની જનતાને 'ખારવું પાણી' માટે કેટલી વિટંબણા પડે છે તે લેખક જણાવા કરવામાં વેધક રીતે બતાવ્યું છે. એ પછીના દશ્યોમાં મુનિશ્રી સંતબાલજી સમા ધારણાનિષ્ઠાના સહવાસથી જનતા કેવી રીતે ધર્મરંગે રંગાતી જાય છે તે બતાવવાનો પ્રયાસ છે. આમાં આવતાં બધાં જ પાત્રો જીવંત હોવાથી અને બનાવો સાચા હોવાથી વાંચકને વધુ રસ પડશે એમ માનીએ છીએ. આ નાટક વહેલું પૂરું કરવાની ધારણા છે

## અંક પહેલો

### દશ્ય પહેલું

સ્થળ : ભાલના ઘંટાખુના એક ગામડાનું તળાવ.
સમય ; બપોરનો

[તળાવમાં નાના નાના વીરડા ખોદેલા છે. ૧૯થી ૨૮ વર્ષનો યુવાન કેશુર એક એક વીરડામાંથી પાણી ઉલેચી કાનેથી તૂટેલા માટલામાં પાણી ભરે છે. થોડીવાર થાકે છે અને વળી પાછો પાણી ભરાય છે. એટલામાં ૧૭-૧૮ વર્ષનો મંગુ હાથમાં મિલ્લીદોરા લઈને પ્રવેશ કરે છે ]

મંગુ : હેંડને કેશર! કાં સુધી પાણી ઉલેચ્યા કરવાનો. આ ઠવારનો નો મંડ્યો છે. તારે ઘેર જ કાળ પડ્યો લાગે છે!

કેશુર : મારું વાંહુ રાતનાં કોઈ મારો વીરડો ઉલેચી ગીયું લાગે છે. આ હવારનો તપું છું. (ખાલી માટલું બતાવીને) માંડ બે લોટા પાણી હાથ લાગ્યું છે.

મંગુ : હાલ, ગલીદંડાની મઝા આવશે. આંય કિનારે જ રમશું. પાણી ઝમે એટલે તુ તારે ભરી લેજે.

[એટલામાં આકાશમાં ઘ...રરર વિમાનનો અવાજ સંભળાય છે. બંને એકદમ શિખીને ઉપર જોવા લાગે છે. દૂર વિમાનને જોઈને]

કેશુર : ઓ ત્તારી મંગા, રાખ્ખડી પંખીડા જેવુ કાંઈ લાગે છે. હું ધમધમે છે!

મંગુ : (ઉપર જોઈને) આય જ ભીતરડું લાગે છે માર્યાં આ તો!

(મોં ઉપર સહેજ ગભરાટ જણાય છે.)

કેશુર : ધોળું બગલા જેવું છે, શું ચાંદી જેવુ ચળકે છે! કોઈ પર મલકતું લાગે છે, મંગુ! સિપાહીઓ ય ભારે કરેછને!

મંગુ : એય મોટી ગાડા જેવી પાંખો.

કેશુર : હા, હા ને મગર જેવી પૂંછડી. . કેટલા ખરાકા પાડે છે! મરવાનું થીયું લાગે છે! મારા વાંહાના કલડામાં ગોળી ઓળી વાગી હશે લે. નહિ તો આટલો તડફડાટ નોં કરે...ઓ પડ્યુ,...પડ્યું... અ...હા.

મંગુ : હેંડ જઈશું?

કેશુર : હજીય દમ લાગે છે. ફફડાટ કાં સમ્યો છ?

[બંને તાકીને જોઈ રહે છે થોડીવાર પછી]

મંગુ : કેશર! વાહું, કાંઈ ભૂંડું જ છે! એને પેટમાંથી માણસ જેવું કાંઈ નીકળ્યું.. હ્યા...

કેશુર : અરે હા, હા. કોઈ ટોપાવાળો લાગે છેને! એમ જ આવતો દેખું! તે દી' એોઆ ફફનીવાળા નો'તા કે'તા કે આવે તો મોટાં મોટાં આડાંય આકાશમાં ઊડે છે.

મંગુ: (આશ્ચર્ય સાથે) ઓલું વેમાંન એ તો...

કેશુર: હાં એજ લાગે છે? ભૂલા પડયા હશે!

(વિમાની હાથમાં પાણી માટેનું સાધન લઈ સામી બાજુથી પ્રવેશ કરે છે.)

મંગુ: મારા વાલાએ ઘાંચીની વાણીના બળદ જેવા આંખે દાબડાય પે'ર્યા છે ને!

કેશુર: હેંડ જઈએ.

મંગુ: આંય આવશે તો હું કરી નાખશે? આવવા દેને! (વિમાની તરફ તાકીને) કોઈ પર મલકનો લાગેછ. માથે ફાડિયું ય નથી. ધોળા ટોપલા જેવું કાંઈક છે!

કેશુર: કોકને હોધતો દેખાય છે જો...

વિમાની: ભાઈ, કુછ પાની મિલેગા? બહુત પ્યાસ લગી હૈ.

મંગુ: (એક બીજા સામું જોઈ) શું?

વિમાની: જલ, પાણી, વૉટર.

કેશુર: ભાઈ, આંય પાણી કેવું ને વાત કેવી!

(વિમાની સમજી શકતો નથી, એટલામાં એ જ બાજુથી ડૉ. ગિલ્ડરના એક મંત્રી પ્રવેશ કરે છે.)

મંગુ: કોઈ બીજો ટોપાવાળો લેંવાય છે.

કેશુર: હેંડ ભાગી જઈએ, નઈ તો આટલું છે તેય ઝૂંટવી લેશે. ઘેર ટીપું ય પાણી નથી. બે દીથી ગાવડીય બિચારી હોરાય છે. હેં...ડ.

મંત્રી: (પાસે આવીને) ભાઈ, તમારું નામ શું?

કેશુર: નોંમ? કેસરિયો.

મંત્રી: કેશરભાઈ! જુઓને આપણા આરોગ્ય ખાતાના પ્રધાન ડૉક્ટર ગિલ્ડર સાહેબ છે ને–

કેશુર: (મંગુ સામુ જોઈને) આંય તો ગલીડર બલીડર કાંય નથી. અમે તો ગલીદંડા રમવા આવ્યા છીએ!

મંત્રી: અરે કેશરભાઈ! મુંબઈમાં આપણી સરકાર છેને?

મંગુ: હરકાર તો ગાંધી બાપુની છે...

મંત્રી: હાં, ગાંધી બાપુની જ ને! પણ એમના વતી રાજ કરવાને આપણા પ્રધાન...

મંગુ: તે હું, આપણા ગાંધી મા'રાજને રાજ કરતાં નથી આવડતું?

મંત્રી: (સહેજ અચકાઈ ધીમેથી) એ તો એમ છે ભાઈ, કે ગાંધી બાપુને કામમાં મદદ કરનારા આ માણસ છે. અને તેમનું નામ ડૉ. ગિલ્ડર સાહેબ છે.

મંગુ: તારે ભલા આમ હીધું હીધું જ કો'ને કે, ડૉ. ગલીડર ગાંધી મા'ત્માનું માણહ છે. પોતે ધોળી કફનીવાળા છે ને દેશની સેવા કરે છે.

મંત્રી: હાં હાં એમ જ, પોતે એક સેવક છે.

વિમાની: (વચમાં જ) ક્યા યહાં કે લોગ ઈતના ભી નહિ જાનતે કી ડૉ. ગિલ્ડર સાબ કૌન હૈ? હમારે દેશકી યહ હાલત!

મંત્રી: હાં ભાઈ! ઈતના અજ્ઞાન હૈ. આજ તો એરોપ્લેનકા જમાના આયા હૈ. દિલ્હીસે બંબઈ ઔર બંબઈસે કલકત્તા. ઐસે છોટે છોટે દેહાતોં મેં જાનેકા સમય ભી કિસે હૈ, કૌન જાતા ભી હૈ? ગાંધીજીને તો સારા દેશ ઘુમ લિયા હૈ. ઈસ-લિયે ઉન્હે તો હરકોઈ આદમી પહચાનતા હૈ. અચ્છા. (કેશુર અને મંગુ તરફ વળી) આપણા ગિલ્ડર સાહેબ છેને તેમનું વિમાન બગડ્યું છે. ને આ... સામે ઊતર્યું છે.

કેશુર: તે શું આપણા ગલીડર સા'બ કેમાંન હોત રાખે છે? અમે તો દોલબ્યું છે કે મા'ત્મા તો બધે પગે જ હીંડીને જાય છે. ટૂંકી પોતલી પે'રે છે ને આખો દા'ડો રેંટા કાઢે છે. દૂધ પણ બકરીનું જ પીએ છે ને...

મંગુ: હાં.. બધા જ ફફનીવાળા પગે હેંડે છે ને..

મંત્રી: પણ આ તો આપણા આરોગ્ય ખાતાના પ્રધાન છે.

કેશુર: (મગુ સામું જોઈ) કોણ જાણે હું'ય લપ હશે, હાલ, હાલ..

મંત્રી: ભાઈ! એમને માટે જરા થોડું પાણી ન લાવી આપો? તમોને જે જોઈએ તે આપીશ.

કેશુર: પાણી? ઓંય પાણી?

(એટલામાં ડૉ. ગિલ્ડર પણ ત્યાં આવે છે.)

મંગુ: આ પાછું કોઈ મોટું મોટું આવ્યું..

મંત્રી: આજ આપણા ગિલ્ડર સાહેબ.

(વિમાની બાજુ પર ખસી સલામ કરે છે સેક્રેટરી પણ મંગુ અને કેશર એમનું અનુકરણ કરતા તેઓ પણ સલામ કરે છે, પણ ડાબે હાથે કેશરના અને મંગુના જમણા હાથમાં ગલીદંડા હોય છે)

ડૉ. ગિલ્ડર: મને જરા પાણી આપશો? આજના પ્રવાસમાં તો ખૂબ ખૂબ થાકી ગયો. અમારા વિમાનનું મશીન બગડયું છે.

કેશુર: સાહેબ, આંય પાણી? આ હવારનો ટાંયપા કરું છું, ત્યારે માંડ બે લોટા પાણી ભરાયું છે.

ડૉ. ગિલ્ડર: તો શું અહીં કૂવો નથી?

મંગુ: સા'બ આંય કૂવો કેવો? સે'જ ચાર હાથ ખોદો કે ખારું ધૂંધવાળ પાણી નીકળે, પીઓ તો ઊલટી થઈ જાય.

કેશુર: ખારું ખારું અગર, સા'બ..

ડૉ. ગિલ્ડર: તો પછી તમે પીઓ છો શું?

કેશુર: ચોમાહામાં તો સા'બ બધે પાણી જ પાણી, જાણે દરિયો જોઈ લ્યો. એટલે ચોમાહામાં તો તળાવો ભરાઈ જાય તે શિયાળા સુધી ચાલે. પણ ઉનાળામાં તો ભારે દખ. રેટલો આપે, અરે, એટલો આપે પણ કોઈ ટીપું પાણી નો પીરે, સા'બ.

ડૉ. ગિલ્ડર: તમારું ગામ કયાં છે?

મંગુ: ઓલું રીપું. બે ખેતરવા...

ડૉ. ગિલ્ડર: (મંત્રીને) રામપ્રસાદ યહ રિપોર્ટ લે લો. દેખો, હમારે દેશમેં ભી ઐસા મુલ્ક હૈં, જહાં પાની નહીં!

(મંત્રી નોટ કાઢીને લખવા માંડે છે.)

કેશુર: ભાઈ સા'બ! આ આંકડા શાના પાડો છો?

મંગુ: અમને પકડી તો નહિ જાવને?

કેશુર: મારા બાપના, જો અમારી પાંહે ટીપું'ય પાણી વધારે હોય તો! (વીરડા પર જઈને દુટેલું માટલું ઉપાડી લાવે છે.) જુઓ મારા'જ! આ પાણી આ હવારનો ટાંપું છું. મારું વા'લું રાતે વીરડામાંથી કોઈ પાણી ચોરી ગીયું!

મંત્રી: પાણીકી ચોરી?

મંગુ: હા એમાં શું? આખી રાત માટલા ઢાળીને વીરડા પર સૂઈ રહીએ છીએ, ત્યારે જ હવારમાં પાણી મળે છે. સ્હેજ ચૂકયા તો પાણી ગયું જ સમજો.

વિમાની: ક્યા પાણીકી ચોરી!

કેશુર: હાં સા'બ. રાતે ટીપું ટીપું જે પાણી ઝમે તે જ હવારે ખોબે ભરી

લઈએ છીએ. પાણીનો ભારે ત્રાસ. આજ આખી રાત પડયો રહ્યો ને હવાર પડતાં સ્હેજ જંગલ ગીયો, એટલામાં તો મારું વા'લું કોઇ ઉલેચી ગીયું.

**મંગુ:** (મંત્રી લખે છે તેને પગે લાગીને) સા'બ. હેંડો મારે ઘેર હશે એટલું પાણી આપી દઈશું. પણ આ મકોડા ના પાડો, નઈં તો ઓલા હપઈ કચેરીએ ટાંપાં ખવરાવી–ખવરાવીને અમારો દમ કાઢી નાખશે. ભાઈ સા'બ, પગે લાગીએ. (ડૉ. ગિલ્ડર તરફ ફરીને) સા'બ. આ આંકડા...

**ડૉ. ગિલ્ડર:** ભાઈ, એવું કાંઈ જ નહીં થાય. આ તો માત્ર માહિતી છે. તમે ગભરાવ નહીં, મને પાણી આપો.

(કેશુર પાણી આપે છે, ને કાચના કપમાં રૂમાલથી ગાળીને વિમાની ડૉ. ગિલ્ડરને પાણીનો ગ્લાસ આપે છે.)

**ડૉ. ગિલ્ડર:** ઉફ્! કેટલી બદબૂ! આ તો શેં પિવાય?

**મંત્રી:** નર્યો કાદવ છે!

**વિમાની:** બિલકુલ સડા હુઆ હૈ. પાની નહીં, મરનેકી દવા હૈ દવા. પેટમેં જાવે તો પથ્થર બન જાયગી.

**મંત્રી:** અરે જાય હિ કૈસે? દેખો તો ઉસકા રંગ!

**વિમાની:** બિલકુલ કાલા. માનો કીચડ. ઐસા પાની જનાવર ભી નહીં પી સકતે.

(ડૉ. ગિલ્ડર હાથમાં પાણીનો પ્યાલો લઈ દુઃખી ચહેરે ઊભા છે. ઊંડી વેદના અનુભવે છે. ધીમેથી એમના મોંમાંથી શબ્દો સરી પડે છે.)

**ડૉ. ગિલ્ડર:** એક બાજુ શહેરોમાં સુખસાહ્યબીનો પાર નથી, જ્યારે અહીં... કેશુર! મને બતાવીશ, તમે પાણી ક્યાંથી લો છો?

**કેશુર:** (ઉપર ઢાંકેલું હડક ઘાસનું બનાવેલું ઢાંકણ ઉઘાડીને) આ રીયો મારો વીરડો.

**ડૉ. ગિલ્ડર:** આ તમારો કૂવો?

**કેશુર:** હાં સાહબ, આખી રાત ટીપું ટીપું પાણી ઝમે છે તે હવારે ખોબે ખોબે ઉલેચી લઈએ છીએ. પે'લાં તો દા'ડેય ઝમતું'તું પણ હમણાંનું તો તે યે નથી ઝમતું.

**મંગુ:** આ તળાવ બધાં પુરાણ થઈ ગયાં. પાણી ભરાય તો ઝમે ને હવે તો ભારે દખ છે, સા'બ.

**વિમાની:** યહ તો દો હાથકા ખડા હૈ ખડા. ઉસે કૂઆ કૌન કહે?

**મંગુ:** એ જ પીવાનું, ખાવાનું, ઢોરને પાવાનું. જે કહો તે એ જ છે અમારું અમરુત...

**વિમાની:** મેરી સમઝમેં નહિ આતા કી આદમી યહાં જીતે હી કૈસે? બીના પાની જીના ભી કૈસે? હાથ પૈર ધોનેકી બાત તો છોડો, લેકિન ગલા! ભી તો ગીલા હોના ચાહિયે? દેખો ગાંવભી તો કિતના દૂર હૈ કમસે કમ દો મીલ હોગા!

**મંગુ:** કફનીવાળા તો કહેતા'તા કે પૂરા ત્રણ મઈલ છે, પણ અમે તો આ... દોટ મૂકીએ કે ગામ ભેગા.

**ડૉ. ગિલ્ડર:** આ કયો તાલુકો?

**કેશુર:** (દૂરદૂરની જમીન બતાવીને) આ ઓલું નવ સરોવરઅને આ બધો નળકાંઠો અને ઓયો પડખાનો ભાલ.

**ડૉ.ગિલ્ડર:** ઓહ, આ તો ભાલ નલકંઠા!

**મંત્રી:** તો શું ભાલીઆ ઘઉં તે અહીં જ પાકે છે?

**કેશુર:** જી, હા. પાકે તો ઢગના ઢગ વાળી દે. ઘઉંની તો વાત જ ન પૂછો. સા'બ, જાણે મોતીના દાણા જોઈ લો. આખો મલક ખાય તોય ના ખૂટે. અને નલકંઠાની

કમોદ? એવી મેક મેક થાય, એવી મેક મેક થાય ને મોમાં મૂકો તો જાણે મિઠી સાકર!

ડૉ. ગિલ્ડર: [દુખી ચહેરે] લાખો મણ ઘઉ અને ઢગલાબધ કમોદ પેદા કરનાર ભાલ નલકાંઠાની આ દશા? પીવાને પાણી નહિ ઘડી થોભવાને છાંયો નહિ.

વિમાની: ક્યા પ્રદેશ હૈ? સહરાકા રેગીસ્તાના ન પેડ, ન પત્તી, ન કૂઆ, ન તાલાબ આદમી તો ક્યા, ઢોર ભી ઐસે મુલકમે નહી જી સકતે દેશમે જગહકી કહાં કમી હૈ? કોઈ ઓર જગહ જા કર ઠહેર જાય..

મંત્રી: સાઈ તુમ ક્યા જાનો? યહાં ઘેહૂં નહિ, બલકી સોના ઊગતા હૈ સોના સુના હૈ, ખેતમે ખાદ ભી નહી ડાલના પડતા હમ

વિમાની: કુછ ભી હો, લેકિન જીના હિ કૈસે?

ડૉ. ગિલ્ડર: ભાઈ, એવું નથી માતૃભૂમિ તો મોતથી પણ વહાલી છે જો માણસ એમ દુખથી ડરીડરીને ભાગતો ફરતો હોય તો એ બચ્યો જ ન હોય દુખ ઉપર જય પામવાથી જ મનુષ્ય, મનુષ્ય બન્યો છે એમ જો સહેજસાજમાં માતૃભૂમિ છાડી દેવાતી હોત તો અરબસ્તાનમાં કે ધ્રુવમાં કોઈ રહેતુ જ ન હોત પણ એમ નથી ત્યાંના વતનીઓને એમની માતૃભૂમિ આપણા જેટલી જ વહાલી છે આપણા જેટલી જ કુરબાનીની ભાવના એમનામાં ભરી પડી છે

નોકર: (પ્રવેશીને) સા'બ અબ એરોપ્લેન ઊડ સકેગા, ચલિયે

મંત્રી: થોડ પાણી પી લો ગળુ ભીનુ થાય.

ડૉ. ગિલ્ડર (દુખી હૈયે) નહિ પિવાય મોઢે અડાડતાં પણ ઉબકા આવે છે! (સ્વગત) ચાલ દશ મિનિટમાં તો અમદાવાદ પહોંચી જવાશે (જતાંજતા ટેકરી પર ઊભા રહી) આ છે 'નપાણીઓ ભાલ' શહેરમાં લોકોને કલાક પાણી ન મળે તો બૂમો પાડીપાડીને મ્યુનિસિપાલિટીને દમ કાઢી નાખે, ગાડીમાં ગીરદી થઈ તો ફરિયાદોનો પાર નહિ, અરે, સહેજ કંઈ થતા તાર પર તાર છૂટે, પેપરોના પાને પાના ભરાઈને આવે, જ્યારે આ મૂગી માનવતા! એને માટે કોઈ બોલનાર નથી, કોઈ હૂંફ આપનાર નથી, પેપરના પાના પર એમને માટે કોઈ આકડો પાડનાર પણ નથી પ્રજા મૂગી છે મુગીમુગી સહે છે ને સહ્રે જાય છે સરકાર આ મૂગી માનવતા માટે છે એમને માટે સારાં મકાનો નહિ બધાવી શકીશું તો ચાલશે, આસ્ફાલ્ટના રસ્તા પણ નહિ હોય તો એમને કશુ ગુમાવાનુ નથી, પણ જો એમને પાવણ પાણી ચોખ્ખુ આપી શકાય તો યે ઘણુ ભગવાને સૂવાને ધરા અને પેટ ભરવાને અનાજ તો આપ્યું છે, આ નપાણીઆ ભાલનુ ગળુ જે દિવસે ચોખ્ખા પાણીથી ભિંજાશે, જે દિવસે એના બાળકો નાહતા ધોતાં અને સ્વચ્છ રહેતાં શીખશે, તે દિવસે આપણી સરકાર પ્રજાની સરકાર તરીકે સાર્થક થઈ ગણાશે!

(બોલીને ડૉ. જાય છે મેજર અને મંત્રી આભાર ભરી દ્રષ્ટિથી એમને જોઈ રહે છે ને ધીરેધીરે પડદો પડે છે) [ચાલુ]

★

# ઉત્તમ ચિત્રો

*

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

ધંધાર્થે દાક્તર પણ સ્વભાવે હાસ્યકાર ને કલાકાર દાક્તર આપણા ગણ્યાગાંઠ્યા વિદ્વાનોમાંના એક છે. શિલ્પકળા અને ચિત્રકળા એમના પ્રિય વિષયો છે. સંગીત સાંભળ્યા પછી ભુલાઈ જાય, કાવ્ય અમુક કક્ષાના જ માનવીઓને વધુ આકર્ષી શકે, પરંતુ શિલ્પકળા અને ચિત્રકળાનો આનંદ સામાન્ય જન માટે પણ સુલભ છે. લેખકે પોતાના જીવનમાં જોયેલાં અસરકારક ચિત્રોમાંનાં થોડાંકની વાનગી અહીં રજૂ કરી છે, એ ઉદ્દેશથી કે વાંચકો ચિત્રોની ભાષા સમજે અને તેમાં રહેલા સૌન્દર્યને પારખતાં શીખે.

સારાં સારાં ચિત્રો ઘરમાં રાખવાં જોઈએ. એનાથી બહુ ફાયદો થાય છે

આપણા દેશમાં અસલથી ચિત્રો દોરવાનો રિવાજ તો છે અને બહુ કુશળ ચિતારાઓ પણ થઈ ગયા છે.

આપણાં જૂનામાં જૂનાં ચિત્રો ગુફામંદિરોમાંથી નીકળ્યાં છે. તેનાં રંગ, ભાવ, વિષય એ બધું આખા જગતમાં વખણાય છે. અજન્ટાની ગુફાનાં ચિત્રો ૧૦૦૦ વર્ષ કરતાંયે પહેલાંનાં છે અને એની વાતો જાણવા જેવી છે.

તે કાળ પછીનાં ચિત્રો વર્ષફળ કે જન્માક્ષર જેવા ગોળ વાળી શકાય એવાં લુગડાં પર કે કાગળ પર દોરાતાં.

કવિ ભવભૂતિના ઉત્તરરામચરિત્રમાં એવા ચિત્રપટનું વર્ણન છે. ૧૪ વર્ષના વનવાસ પછી રાવણને મારીને રામ, લક્ષ્મણ અને સીતા અયોધ્યા આવ્યાં. રાજ્યાભિષેક થયો અને રાજ્યકારભાર રૂડી રીતે ચાલતો હતો, તેવામાં લક્ષ્મણ સીતાજી માટે આખા વનવાસનાં ચિત્રોનો પટ તૈયાર કરાવી લાવ્યા. એ ચિત્રો રામ અને સીતાજી જોતાં હતાં એવામાં પંચવટીનો દેખાવ આવે છે, રામ કહે છે:

> 'એ જ પ્રિય પરિચિત પૂર્વનિવાસ
> લઇ મન કરુણામય ઉલ્લાસ.'

કેટલાં આબેહૂબ એ ચિત્રો હોવાં જોઈએ એનો વિચાર કરો.......

પણ એટલામાં તો ચિત્રમાં જોગીને વેશે રાવણ આવે છે અને સીતા મૂર્છાવશ થઈ જાય છે.

પછી તે દિવસે ચિત્રપટ ઉકેલવાનું રહેવા દઈ બીજાં ચિત્રો જોવાનું આગળ ઉપર મુલતવી રાખવામાં આવે છે.

આવું તો જૂના સાહિત્યમાં ચિત્રો વિષે ઘણુંયે વર્ણન છે.

ઓખાહરણમાં આપણા પ્રાચીન મહાકવિ પ્રેમાનંદે ઓખાએ સ્વપ્નમાં અનિરુદ્ધ જોયેલો તેની શોધખોળ માટે ચિત્રલેખાએ ચિત્રો દોર્યાં હતાં. તેનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે:-

> 'કાગળ રંગ લીધો રે વિધાત્રી,
> ભાત્યભાત્યનાં ચીતરે સ્વરૂપ.
> સ્વર્ગના સુર, પાતાળના પન્નગ,
> લખિયા તે ભૂમિના ભૂપ.
> વાયુ, વરુણ ને પાવક લખિયા,
> જક્ષરાજ ને જમ.
> ઓખા કહે તું લઘુને મૂકીને.
> વૃદ્ધને દેખાડે છે કયમ?

પછી ચિત્રલેખા ગણેશ કાર્તિકસ્વામી. પ્રભાકર, સુધાકર, મહાદેવજી વગેરે ચીતરે છે; છતાં ઓખા 'એ ન્હોય, એ ન્હોય' એમ કર્યાં કરે છે.

આખરે કૃષ્ણજી અને પ્રદ્યુમ્નને એ ચીતરે છે, ત્યારે ઓખા એ દાદાસસરા અને સસરા હશે એમ ધારી શકે છે. છેવટે અનિરુદ્ધને જ વિધાત્રી ચીતરે છે ત્યારે તો–

'મુગટ ભ્રમ પર વદનસુધાકર,
નેત્ર બે અંબુજ;
ઘેલી ઓખા ધાઈને ભેટી,
કાગળને ભરી ભૂજ.

અને

'ના ના, બેસો મારા સમ છે, લાજો છો શા માટે?' એમ જાણે ખરો અનિરુદ્ધ આવ્યો હોય એમ પ્રલાપ કરે છે.

ત્યારે–

'ચિત્રલેખા કહે ન હોય સ્વામી, વળગ્યામાં કાગળ ફાટે.' એમ કહીને એને રોકે છે.

આ બધી કવિકલ્પના ખરી, પરંતુ કવિઓની કલ્પના પણ એ દેશકાળમાં બનતા બનાવો પરથી જ ખીલે છે એ વિવેચકોએ સિદ્ધ કર્યું છે.

મુગલ સમયમાં કાંગરી, રજપૂત કલમ અને ઈરાની કલમ એમ ત્રણ સમ્પ્રદાયો ચિત્રકલામાં હતા.

એ સૌમાં મને કાંગરી સર્વોત્કૃષ્ટ લાગે છે. ગીતગોવિંદમાં કવિ જયદેવે–

'લલિતલવંગલતાપરિશીલન,
કોમલમલયસમીરે–

જેવાં મધુર અને મોહક દશ્યો કવિતામાં વર્ણવ્યાં છે. અને

'ધીરસમીરે, યમુનાતીરે;
વસતિ વને વનમાલી–

જેવી મિષ્ટ રીતે ગાયું છે તેવી જ રીતે મધુર અને મોહક મિષ્ટ ગીતોમાં કાંગરી ચિતારાઓએ સુંદર છબીઓ ચીતરી છે.

મધુવન, ફૂલોની શય્યા પાસે વિયોગિની રાધા, શરદપૂર્ણિમા, ભૂરું આકાશ, શાંત રાત્રીમાં વહી જતી જમના, વૃક્ષો ઇત્યાદિ દશ્યો સાથે સુવસ્ત્રધારિણી સ્ત્રીઓ, એમના મોતીના અલંકારો અને એકેએક વાળ ગણી શકાય એવા કેશકલાપ સાથે આપણે જોઈએ છીએ.

ત્રણસે ચારસેં વર્ષ થયાં છતાં એ ચિત્રોની તાજગી કે રંગોની શોભા જરા યે ખસક્યા નથી

પછીથી આવે છે રાગિણી ચિત્રો એમાં રજપૂત અને કાંગરી બન્ને ચિત્રકારો કમાલ કરે છે.

ટોડી રાગ ગવાય છે તમે જાણો છો કે આપણા શાસ્ત્રીય રાગોમાં ગીતના અર્થ કરતાં યે આલાપની શક્તિ અજબ પ્રકારની રહે છે

એ રાગના આલાપો ઉપર આલાપો સાંભળી કોઈ ચિત્રકાર પીંછી લઈને એ વાતાવરણમાં ઊપજતાં માનસિક દશ્યો ચીતરી કાઢે છે.

ટોડી રાગ ગવાય છે તે સાંભળીને કાંગરી ચિત્રકાર વન ચીતરે છે, એ વનમાં હરણ પાછળ હાથમાં વીણા વગાડતી-વગાડતી વનદેવી જેવી એક સુંદર સ્ત્રી ધીમી ગતિથી જાણે ચાલી રહી છે

નટનારાયણ કે મલાર રાગ ગવાય છે, તેના આલાપ સાંભળીને કાંગરી ચિત્રકાર ખુદ નારાયણને નૃત્ય કરતા ચીતરે છે.

એ પ્રમાણે રજપૂત કલમથી દોરાયેલું ગુર્જર રાગિણીનું પણ એક સુંદર ચિત્ર મેં બુન્દીકોટામાં જોયું છે. એ ગુર્જર રાગિણી કેવી હશે તે હવેના ગાયકો જાણતા નથી.

માલકોશ, ગોડી, (બંગાળનો) મારુ (મારવાડનો) એમ દરેક રાગના ચિત્રો

તે કાળમાં દોરાયાં છે. પણ એનો મર્મ ઉકેલવો હજી બાકી છે.

ઈરાની ચિત્રોમાં અલંકાર અને શોભાના ભાર મૂળ વિષય કેરતાંયે વધી જતા. લયલા મજનુ, સંતોના સમાગમે નીકળેલો શાહજહાન, કાલ્પનિક રાજહંસ વગેરે આકર્ષક વિષયો હતા. એની કોરો સુંદર થતી. રંગ ભભકભર્યા અને પાકા થતા; પણ ઉપરનાં બધાં ચિત્રો ચોપડીઓનાં પાનાં જેટલાં નાનાં થતાં હતાં.

મરાઠા પેશ્વાઈ યુગમાં ચીનનાં ચિત્રો અહીં આવતાં મેં તાલેવંત લોકોનાં ઘરોમાં જોયાં છે.

એમાં વિષ્ણુના દશાવતાર ચીની લેબાસમાં જોવાતા, ચીની લક્ષ્મી, કુબેર વગેરે પણ હતાં.

મરાઠા યુગમાં મહાભારત, રામાયણ, શિવાજી મહારાજના જીવનપ્રસંગો વગેરે ચિતરાયાં છે અને ૧૮મી સદી સુધીમાં હિંદુ ચિત્રકારોએ ભાગવત જેવા હસ્તલિખિત ગ્રંથોમાં ભાગવતના અનેક પ્રસંગો બહુ ઝીણવટથી અને પૂર્ણ ભક્તિભાવથી ચીતર્યાં છે.

જૈન પુસ્તકભંડારોમાંથી વર્ષફળ જેવા અનેક ગોળ વાળેલા લાંબા પત્રો મળ્યા છે. એમાં મુનિ મહારાજોને અમુક ગામ કે નગરનાં મહાજનોએ આમંત્રણો પાઠવ્યાના ઉલ્લેખો છે. એમાં લહિયા સાથે ચિતારા પણ ભળે છે અને પોતાનાં ગામ કે શહેર કેવાં છે તેનું વર્ણન કરતા જાય છે અને એનાં ચિત્રો દોરે છે.

એમાં ભાગોળ, કૂવે પાણી ભરતી પનિહારીઓ, ધર્મશાળા, મંદિરો, મહેલો, સરોવરો, નદીકિનારા ઇત્યાદિ કેવાં કેવાં છે તે ચીતરેલું હોય છે.

હરદ્વારમાં એક હસ્તલિખિત ભાગવત મેં જોયું છે. એમાં લગભગ પાને પાને ભાગવતનાં વિધવિધ વિષયોનાં રંગરંગીત ચિત્રો છે.

શ્રીયુત એન. સી. મહેતા પાસે ખુદ અકબર બાદશાહનું હસ્તલિખિત પંચતંત્ર હતું. એમાં ઉપસાવેલા રંગોથી હરણ, હાથી, વાઘ વગેરે પ્રાણીઓ ચીતરેલાં હતાં.

મરાઠા સમયનાં ઘણાં ચિત્રો પ્રિન્સ ઑફ વેલ્સ સંગ્રહસ્થાનમાં મોજૂદ છે.

કલકત્તાના સંગ્રહસ્થાનમાં મેં કરણ વાઘેલાની સ્ત્રી કૌલારાણીનું એક ચિત્ર જોયું છે. એણે પોતાના ચોટલામાં કટારી સંતાડી રાખી છે. સંગ્રહસ્થાનના વિદ્વાન ક્યુરેટર (રક્ષક) મને કહેતા હતા કે 'તમારી આ કૌલારાણી નાહક બહુ વગોવાઈ ગઈ.'

જ્યારે અલાઉદ્દીન એને પોતાના શયનગૃહમાં લઈ ગયો, તે વખતે આ કટારી એણે કાઢી હતી. એ એની છાતી પર ચડી બેઠી હતી અને બીજી કોઈ સ્ત્રીની ફરી આવી છેડતી એ કદાપિ નહિ કરે એવું વચન લીધું ત્યારે એને છોડ્યો હતો.

પરંતુ આવાં તો, યુદ્ધોનાં, શિકારનાં, ઇતિહાસ-પુરાણોનાં, શક્તિ, શિવ અને વૈષ્ણવ તથા જૈનધર્મ કથાઓનાં અસંખ્ય ચિત્રો બચ્યાં છે.

આપણાં મંદિરો અને મહેલાતોની કેટલીયે ભીંતો શકુંતલાના પત્રલેખનથી, પતિને જોવાને માટે કાંટો વાગ્યાનું બહાનું કાઢતી મુગ્ધાઓથી, ઈસપની વાતોના પ્રસંગોથી અને મલ્લયુદ્ધ કરતા કુસ્તીબાજોથી તથા આમલીપીપળી રમતા ભીમથી ચિતરાયલી મેં જોઈ છે.

અંગ્રેજી યુગ આવતાં બધી બાબતોની

જેમ ચિત્રોમાં પણ આપણે અંગ્રેજી અને યુરોપી ચિત્રોથી દબાઈ ગયા.

એમણે તૈલ ચિત્રો મોટા કદનાં કરવા માંડ્યાં હતાં.

દૂરદષ્ટિના (પરસ્પેક્ટિવ) અને શરીર-શાસ્ત્રને અનુસરતાં માનવરૂપો (એનેટોમી) તથા છાયા અને પ્રકાશના નિયમો સાચવીને દોરેલાં (રીઆલિસ્ટિક) આબેહૂબ રૂપો જોઈને આપણા લોકોએ એકદમ ચિત્રવિદ્યામાં પોતાની હાર કબૂલી લીધી હતી.

એમના કુદરતી દેખાવોના સૃષ્ટિસૌંદર્યનાં ચિત્રોથી આપણા લોકો અંજાઈ ગયા હતા.

વીસમી સદીની શરૂઆતમાં તેમ છતાં રાજા રવિવર્મા ઉત્પન્ન થયા અને એમણે યુરોપની ઢબે અસંખ્ય ચિત્રો દોર્યાં, જર્મનીમાં છપાવ્યાં અને આખા હિંદુસ્તાનમાં એ અતિશય લોકપ્રિય થઈ પડ્યાં.

શિષ્ટ સાહિત્યનાં, પુરાણનાં, દેવ-દેવીઓનાં, મહાભારત અને રામાયણના પ્રસંગોનાં, સૃષ્ટિસૌન્દર્યનાં, શકુંતલા, કાદંબરી અને શુકરંભાનાં; દમયંતી અને હંસનાં, વિશ્વામિત્ર અને મેનકાનાં એવાં ખૂબ ચિત્રો એમણે દોર્યાં હતાં.

મહારાજા ગાયકવાડના લક્ષ્મીવિલાસ રાજમહેલમાં મેં રવિવર્માનું એક ભવ્ય ચિત્ર અસલ સ્વરૂપદ્ધ ઈ. સ. ૧૯૦૨માં જોયું હતું, તે કદાપિ ભૂલીશ નહિ.

તે વખતે સ્વ. મિસિસ એની બીસેન્ટે મહાભારત (ધી ગ્રેઈટ વૉર) અને રામચંદ્ર (ધી આઈડિયલ કિંગ) એ નામનાં વિદ્યાર્થીઓ માટે બે સુંદર પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં હતાં.

એમાંથી રામલક્ષ્મણનાં સ્વરૂપો હું માનસિક ચક્ષુ સમીપ ગોઠવતો હતો, તેવાં જ રવિવર્માનાં રામલક્ષ્મણનાં સ્વરૂપો મેં ત્યાં જોયાં. હું એ જોઈને જ પૂર્ણ ભક્તિભાવથી ગદ્‌ગદિત થઈ ગયો.

એ ચિત્રનો વિષય પૃથ્વીમાં સમાઈ જતાં સીતાજીનો છે.

દૂર અયોધ્યા નગરીના રાજ્યમહેલો છે. વિશ્વામિત્ર અને વસિષ્ઠ આશ્ચર્યચકિત થઈને ઊભા છે સીતા માતાને જતી જોઈને લવકુશ ગભરાઈ ગયા છે. ખુદ રામચંદ્રજી પોતે આ શું થઈ રહ્યું છે તે દિંગમૂઢ બનીને જોતા ઊભા થઈ જાય છે.

લક્ષ્મણ વિચારમગ્ન બની ઊભા છે અને શું કરવું તે સમજી શકતા નથી.

તુલસીકૃત રામાયણના સસ્તું સાહિત્યે બહાર પાડેલા પુસ્તકમાં આ ચિત્ર માત્ર છાપેલું છે એના મૂળ રંગો, કદ, ખુદ રવિવર્માનો સર્જક હાથ એ તો મહારાજા ગાયકવાડના લક્ષ્મીવિલાસમાં જઈને જુઓ અને આટલાં વર્ષ પૂર્વેનું એ ચિત્ર ત્યાં રહ્યું હોય તો જોવા મળે; પણ આ છાપેલી નકલ પણ અદ્‌ભુત છે.

એની નીચે લખ્યું છે કે "સીતાજી મુનિ વાલ્મિકીની પાછળ પાછળ શ્રીરામની ઋષિસભા વચ્ચે જઈ પવિત્રતાની સાબિતી દેવા માટે ભૂમિ માતા પ્રત્યે હાથ જોડીને અશ્રુ સારતાં બોલ્યાં:

'જો મન-વચન-કર્મ વડે મેં શ્રી રામનું જ પૂજનસેવન કર્યું હોય તો મને તમારામાં સમાવી દેજો.'

પછી ત્યાં જ પૃથ્વી ફાટી અને સિંહાસને બેઠેલાં દિવ્ય દેહધારી પૃથ્વી માતા નીકળ્યાં.

સીતાજીને અભિનંદન આપી ખોળામાં લીધાં અને ભૂમિમાં ઊતરવા લાગ્યાં! લક્ષ્મણ, લવ, કુશ, અને સર્વનાં દુઃખ-

શોકનો પાર રહ્યો નહિ.

શ્રી રામ પણ અત્યંત દિંગ થયા. અશ્રુ સાર્યાં અને ખૂબ રોયા!"

પૃથ્વી માતાનું ગાંભીર્ય, સીતાનો શોક અને આખી મંડળીમાં વ્યાપેલો કરુણ રસ તાદૃશ છે.

પવનથી ઊડતી સાડીનો પાલવ સીતા દેવી છાતી પર દબાવી રહ્યાં છે.

બહુ વર્ષથી નહિ જોયેલા પ્રાણવલ્લભ રામચંદ્રજીના મુખારવિંદ પર છેલ્લી નજર નાખતાંનાખતાં એ અદૃશ્ય થવાની તૈયારીમાં છે.

સીતાનું સૌંદર્ય, રામચંદ્રજીનો પ્રતાપ, પૃથ્વીની દયા એવું એવું તો આ ચિત્રમાં કંઈ કંઈ છે.

રાજા રવિવર્માની ઘણી નિંદા થતી મેં સાંભળી છે. કોઈ એને નાટકી કહે છે, કોઈ એને પશ્ચિમનું આંધળું અનુકરણ કરનારા કહે છે.

એમનાં આબેહૂબ ચિત્રો આપણા દેશના કળાધર્મની વિરુદ્ધ છે એમ પણ કેટલાક વિવેચકો કહે છે.

પરંતુ આ ચિત્ર મારું પ્રિય ચિત્ર છે અને રહેશે.

૧૯૦૨ પછી તો ૪૫ વર્ષ વહી ગયાં. ૪૫ વર્ષ પર જોયું હતું ને જે લાગણીઓ ઊભરાઈ હતી તે જ લાગણીઓ આજે પણ એ ચિત્ર જોઈને ઊભરાય છે.

આદર્શ પુરુષ શ્રી રામચંદ્રજી, પવિત્ર સીતાજી અને એમણે ધર્મની ખાતર સહેલાં દુઃખો એ બધું આ ચિત્ર જોઈને મને સાંભરે છે અને મારું હૃદય અત્યારે પણ વલોવાઈ જાય છે.

આ પૃથ્વી છોડીને હું પણ એક દિવસ વિદાય તો થવાનો છું, ત્યારે મારે શું શું ખોવાનું છે એનો વિચાર કરું છું, ત્યારે આ ચિત્રનો વિજોગ થવાનો મને સાલે છે.

★

એક વખત કોઈ બાદશાહને જંગલમાં ફરતાંફરતાં એક સાચા સાધુની ભેટ થઈ, તે સાધુની પવિત્રતા તથા તેનું પ્રકૃતિજ્ઞાન જોઈને રાજા ઘણો ખુશી થયો અને પોતાના રાજ્યમાં પધારવા માટે તે તેમને ઘણો આગ્રહ કરવા લાગ્યો. પહેલાં તો તે સાધુ પુરુષે આવવાની ચોખ્ખી ના કહી; પણ બાદશાહનો અતિશય આગ્રહ જોઈ થોડા દિવસ માટે તેઓ તેની રાજધાનીમાં ગયા. ત્યાં પહોંચ્યા પછી તે બાદશાહે આ સાધુ પુરુષને પોતાની પાસેથી દાન ગ્રહણ કરવાની વિનતિ કરી. તેનો અતિશય આગ્રહ જોઈ તેમણે દાન સ્વીકારવાનું કબૂલ કર્યું; પણ તે દાન આપતાં પહેલાં રાજા પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યો: 'હે પ્રભુ! મારી સંતતિમાં વધારો કર, મારી સંપત્તિમાં ઉમેરો કર, મારા રાજ્યનો વિસ્તાર વધારી આપ અને મારું શરીર નીરોગી રાખ.'

બાદશાહની આ પ્રાર્થના પૂરી થાય ત્યાર પહેલાં જ સાધુએ ઊઠીને ચાલવા માંડયું. આ જોઈને બાદશાહ તેમની પાછળ દોડ્યો અને કહેવા લાગ્યો: 'સાધુ મહારાજ! આપ દાનનો સ્વીકાર કર્યા વિના કેમ ચાલ્યા જાઓ છો?'

સાધુએ જવાબમાં કહ્યું: 'ઓ ભિક્ષુક! હું ભિક્ષુકની પાસેથી ભિક્ષા લેતો નથી. તું સ્વયં ભીખ માગે છે, તો પછી તું મને શું આપી શકીશ? તું તારી મેળે પાછો જા અને મને મારે રસ્તે જવા દે!'

×

# જીવનની સુગંધ

શ્રી. પીતાંબર પટેલ

લગભગ દરેક ગામમા એકાદ પ્રતિભાવત વ્યક્તિ હોય છે એણે લોકોના હૃદય ઉપર આ ધુ જમાવ્યુ હોય છે સૌ એને માન આપે છે, નમે છે સ્ત્રી, પુરુષ, બાળક, વૃદ્ધ, હિંદુ અને મુસલમાન, સૌ કોઈ એને પોતાના સુખદુઃખ કહે છે એ એક જ માનવી સમસ્ત ગામનો સાચો સ્વજન બની રહે છે. હુસેનચાચા પણ એવી જ એક પ્રતિભાવત વ્યક્તિ હતા, જેણે જીવી ય જાણ્યુ ને મરી ય જાણ્યુ હુસેનચાચાના સુરેખ પાત્રાલેખનમા લેખકે એ આબાદ બતાવ્યુ છે જેના મૃત્યુથી ગામનું રક્ષણ થાય અને ભાવિ પ્રબળ પ્રેરણા મેળવે એવા વિરલ મૃત્યુની કોને ઈર્ષ્યા ન આવે? જીવનની એવી સુગધ કોણ પ્રસરાવી શકે?

એ પ્રસંગને સાતેક વર્ષના વહાણા વહી ગયાં હશે, છતા ગામલોકોના મનમા તો જાણે તે ગઈ કાલે જ બની ગયો હોય તેવો તાજો છે. એ પ્રસંગ યાદ કરીએ છીએ ને હુસેનચાચાનું હસતું મો યાદ આવે છે. મેંસથી આંજેલી કાળી તગતગતી આંખો યાદ આવે છે. તેમનો ભરાવદાર દેહ અને પડછંદ કાયા આંખ સામે તરવરી રહે છે. એટલું જ કેમ, હુસેનચાચાનું સ્મરણ જાગતાં તેમનુ મુલાયમ વ્યક્તિત્વ ખડું થાય છે અને વાતાવરણને ભરી દેતી લખનવી અત્તરની ખુશબો પણ મહેકી રહે છે હજુ ય તેમના જીવનની સુગંધ આખા ય ગામમા મઘમઘી રહી છે: એવા હતા એ હુસેનચાચા

હુસેનચાચા ક્યાના હતા એ કોઈ જાણતું ન હતું અમને એટલી ખબર હતી કે તે એક રાતના તેમની બીબી મરિયમ સાથે અમારા ગામમાં આવ્યા હતા. તે જતા તો હતા પીરની દરગાહે માનતા ચઢાવવા, પણ રસ્તામાં જ મરિયમની તબિયત એકાએક લથડી પડી અને તેમને ગામમાં રહેવુ પડ્યું. ગામમાં મુસલમાનોનાં દસેક ઘર હતાં ને તેમણે એક ઓરડીમાં પડાવ નાખ્યો. મરિયમની તબિયત તો સુધરવાને બદલે બગડવા લાગી ગામમા અનુભવી વૈદ્ય રહેતા હતા તેમણે જાતજાતની માત્રાઓ આપી, દવાઓ આપી, શેક કર્યાં પણ કઈ ન વળ્યું. મરિયમ બેશુદ્ધ બની ગઈ હતી ન બોલે કે ચાલે, હુસેનચાચા રાત ને દા'ડો તેની પાસે જ બેસી રહેતા કેટલીય રાતના ઉજાગરા થયા હતા તો યે તો મટકું ય ન મારે બાજુના ગામમા એક વિખ્યાત હકીમ રહેતો હતો તેણેય ઉપચાર કરવામા કઈ બાકી ન રાખી હુસેનચાચાએ મરિયમને બોલાવવા, એકવાર તેની આંખોમા આંખ પરોવવા ખૂબ પ્રયત્ન કર્યાં; પણ ન તો મરિયમ બોલી, ન તો તેણે ઢાળેલા પોપચા ખોલ્યાં અને એમ ને એમ, બેશુદ્ધ દશામા તે ખુદાના દરબારમા ચાલી ગઈ

બસ, ત્યારથી હુસેનચાચાએ અમારા ગામને પોતાનું વતન ગણ્યું. આમ તો તે આવા નાના, અજાણ્યા ગામડાગામમા શાના રહે? પણ મરિયમની કબર, અમારા ગામમાં હતી, તે તેમને ક્યાં ય જવા દેતી ન હતી બીબીની કબર ઉપર રોજ સવારના જઈને દીવો કરવો અને ગુલાબનું ફૂલ ચઢાવવું તે તેમનો નિત્યક્રમ થઈ ગયો હતો. મરિયમ કબરમાં નિરાંતે ઘસઘસાટ ઊંઘતી હોય ને ક્યારેક જાગી ઊઠશે એવા ભ્રમમાં હોય એ રીતે તે રોજ કબર પર જતા.

હળવે હાથે, જરાય અવાજ ન થાય તેમ ફૂલ, તો ક્યારેક ફૂલનો હાર અને અગરબત્તી મૂકી આવતા. ગામલોકોને આમાં ઘેલછા લાગતી. કેટલાકને ગાંડપણ દેખાતું, કોઈક વળી એમ પણ બબડતું કે બીબીના મરી ગયા પછી ચાચાનું જરા ચસકી ગયું છે. એ બધાંને ચાચા કયી રીતે સમજાવે કે મરિયમનું તેમના જીવનમાં શું સ્થાન હતું? ચાચાને લોકોની ટીકાનીય ક્યાં તમા હતી? તે તો મરિયમના સ્મરણમાં મસ્ત હતા. મરિયમ તેમના જીવનમાં કેવી રીતે આવી ને વણાઈ ગઈ એની તો ખબર ન પડી, પણ એટલું સાચું કે મરિયમ તેમનું સર્વસ્વ હતી. માંદગીના બિછાને પડેલી મરિયમને જોનારા હજુ ય કહે છે કે એ તો સ્વર્ગની પરી હતી. એની નાજુકતા, તેની કોમળ દેહલતા અને અંગેઅંગની સુરેખતા તો ગામલોકોએ બીજે ક્યાં જોઈ હોય! કહેનારા તો કહે છે કે તેનો વાન એવો તો ધોળો ને કાચ જેવો પારદર્શક હતો કે પાણી પીએ તોય ગળાની આરપાર દેખાય! એવી મરિયમને હુસેનચાચા કયી રીતે ભૂલી શકે?

ગામમાં રહેવાનું નક્કી કર્યા પછી હુસેનચાચાએ એક બેઠાઘાટનું ઘર બંધાવ્યું હતું. તેના પાછલા ભાગમાં તેમણે બગીચો બનાવ્યો હતો. તેમાં તે ગુલાબના, મોગરાના અને બીજા ફૂલછોડ ઉછેરતા. આ બાજુની જમીનમાં ઊધઈ ખૂબ હતી. ભાગ્યે જ બીજા છોડ ઊછરી શકતા. તો ય હુસેનચાચાએ તો બગીચો લીલોછમ બનાવી દીધો હતો. બગીચો એ જાણે તેમનું જીવનકાર્ય બની ગયું હતું. એ તાજાં ફૂલ ચૂંટવાં અને મરિયમની કબર પર જઈ ચઢાવી આવવાં... આ કાર્યક્રમ સતત ચાલ્યા કરતો હતો. પાછા તે બગીચાની માવજત કેવી કરે? એકેએક ફૂલછોડ સાથે દોસ્તી હોય તેમ તેની સાથે કર્યે જાય ને ઝારી વડે પાણી છાંટ્યે જાય! ફૂલથી જ્યારે એ છોડ લચી પડે, ત્યારે ચાચા નાના બાળકની પેઠે ખીલી ઊઠે છે. એ ફૂલ માટેની તેમની મમતા એટલી બધી બંધાઈ ગઈ હતી કે કોઈ છોકરાં ફૂલ તોડે કે સહેજ અડપલું ય કરે તો ચાચાનો જીવ બળી જાય. ચાચા કોઈને ય બગીચામાં પેસવા ન દે, એથી લોકો તો એ બગીચાને મરિયમનો બગીચો કહેતા.

પણ ચાચા ગામલોકોને પ્રિય થઈ પડ્યા હતા, તે તો તેમની જીભની મધુરતાને કારણે. ચાચાની જીભમાં જાણે મધ ભર્યું હતું. તે બોલે તે શબ્દો ગળચટ્ટા લાગે. એકેએક શબ્દ વીણી લેવાનું મન થાય તેવી મીઠાશ એમાંથી ટપકતી. પાછો એમનો રણકોય એવો કે કાનને ભરી દે! એ અવાજ જાણે હજીય કાનમાં ગુંજ્યા કરે છે. નાનું છોકરું હોય કે મોટા વૃદ્ધ હોય, સૌને "આઈએજી...બેઠીએ જી..." કહીને જ આવકારે! એમનામાં જે આભિજાત્ય હતું, જે વિવેક હતો, જે મધુરતા હતી, જે કોમળતા હતી તે તો બીજે ક્યાંય જોયાં નથી. ચાચાનું વ્યક્તિત્વ એવું પ્રભાવશાળી હતું, કે ગમે તે માણસને આદર આપવાનું મન થાય. તેમની આંખો એવી તો પ્રેમાળ હતી કે આપણને તેમની પાસે જવાનો ઉમળકો જાગે. તેમના મોં પર સદાય રમતું સ્મિત દુશ્મનનેય વહાલું લાગે તેમ હતું. આવા અનન્ય વ્યક્તિત્વથી ચાચા ગામમાં જુદા તરી આવતા હતા. તેમાંય જ્યારે તે ચપોચપ પાયજામો અને બગલાની પાંખ જેવો સફેદ અને મુલાયમ ઝભ્ભો પહેરતા, ત્યારે તો ફિરસ્તા જેવા દેખાતા. બગીચાના કામથી પરવારી ખુરશીમાં બેઠાબેઠા નાજુક

દાઢી સાથે ગેલ કરતા કરતા ને હુકો પીતા બેઠા હોય, એ વખતે કોઈ ત્યાંથી નીકળે તો બોલાવે, બેઘડી વાતો કરે અને આખાય ગામની ખબરઅ તર પૂછી લે તે સામાન્ય રીતે ગામમાં ખૂબ ઓછા નીકળતા, પણ ગામલોકો તો તેમને ત્યા જઈ આવતા ચાચા ઘણાના સલાહકાર બની ગયા હતા તે સૌના ઝઘડાનો પણ નિકાલ લાવી દેતા તેમની પ્રતિષ્ઠા પણ એવી હતી કે તેમનો ચુકાદો સૌ માન્ય રાખતુ, એથી ગામને મોટો લાભ તો એ થયો હતો કે લોકો કોર્ટમાં જતા અટકી ગયા હતા અને ઘણો ખોટો ખર્ચો બચી ગયો હતો

ચાચા શોખીન પણ જબરા ' તેમને ગુલાબના ફૂલનો શોખ હતો, તેથીય અનેક-ગણો શોખ લખનવી અત્તરનો હતો ચાચા તો કદી યે કાનમા અત્તરનુ પૂમડ નાખ્યા સિવાય કયા ય નીકળે જ નાહ અને કપડા પર પણ અત્તરનો હાથ મારી દે, એથી તે જ્યા જતા ત્યા ખુશબોથી વાતાવરણ ભરી દેતા ઘણીવાર તો એમ બનતુ કે એ ખુશબોને લીધે તો માલૂમ પણ પડી જતુ કે હુસેનચાચા આટલામાં કયાક છે તેમના ઘરમા પગ મૂકીએ ને મગજ ખુશબોથી તરબોળ બની જાય આ અત્તર જેવો એમને બીજો શોખ આખે કાજળ નાખવાનો હતો બીબી મરી ગઈ, તેમના જીવનનો સર્વ રસ ચુટવાઇ ગયો છતા આખે કાજળ નાખવાનુ તો તે કદી ભૂલ્યા ન હતા અને ત્રીજો શોખ મઝાના કપડાં પહેરવાનો હતો જયારે જુઓ ત્યારે તે આકર્ષક કપડામાં જ દેખાય સહેજ ડાઘો પડ્યો હોય કે ઝડી ભાગી ગઈ હોય તો તે બેચેન બની જાય આવી નાજુક તબિયતના ચાચા હતા ચાચાના આ ઠાઠના કારણે કેટલાક રગીલા જુવાનિ અનુમાન કરતા કે આ તો કોઈ મોટા નવાબ છે કોઈક વળી જાગીરદાર છે એમ કહેતા અને બીબી પાછળ ગાડા હતા એટલે તે કબર છોડીને કયા ય જઈ શકતા નથી અને બીબીની અને ચાચાની મહોબતની વાતો જુવાનિયાઓએ જોડી કાઢી હતી જેને જે ફાવે તે તુક્કો કાઢતુ કોઈની જિગર ન હતી કે જઈને ચાચાને પૂછી શકે ચાચાનો પ્રભાવ ડારી નાખે તેવો હતો તેમની આગળ ગમે તેવો પચાતિયો કે ગામનો ઊખડેલ પણ અદબથી વાત કરતો તેમના કપાળમાં એવુ તેજ હતુ કે સામા માણસને આજી જ નાખે આવા ચાચા વિશે કોને કૌતુક ન થાય ?

પણ ચાચાના અ તરગને તો બહુ જ ઓછા માણસો જોઈ શક્યા હતા તેમની ભાષા અને સસ્કાર–એ બધા પરથી એમ તો લાગતુ જ હતુ કે તે લખનૌ બાજુના છે મરિયમ પાછળ તે આ ગામડાગામમા પડ્યા રહ્યા હતા એ પણ બતાવી આપતુ હતુ કે ચાચા સાચા પ્રેમી હતા, પણ હુસેનચાચા શાયર હતા તે તો કોઈએ કદી જાણ્યુ ન હતુ હુ કયારેક રજાઓમા તેમની પાસે જતો, ત્યારે શૅરનો શૅર સભળાવતા ઉર્દૂ ખાસ સમજુ નહિ, તેથી તે હિંદુસ્તાનીમાં તેનો અર્થ સમજાવે એ જાણ્યા પછી તો ડોકી ડોલી ઊઠે મોંથી વાહવાહ બોલી જવાય એકએકથી ચઢિયાતા એ શૅર બોલે ને માથુ આદરથી નમી પડે ઇકબાલના, ગાલીબના શૅર સાંભળ્યા, ત્યારે જેવો ભાવ અનુભવ્યો હતો તેવો જ ભાવ હુસેનચાચાના શૅર સાંભળીને અનુભવ્યો તેમણે કેટલીક ગઝલો બનાવી હતી એ બધામાં મરિયમના વિરહનુ દર્દ હતુ ચાચા ગઝલ ગાતા જાય ને તેમની આખો ટપકતી જાય એ

# લોકજીવનનાં કથાગીતો

શ્રી. મધુભાઈ પટેલ

કોઈ પણ દેશનાં લોકગીતો એટલે લોકજીવનનું પ્રતિબિંબ. એમાં એમના સંસ્કાર, એમના રીતરીવાજ, રૂઢિ, માન્યતા, મહત્ત્વાકાંક્ષા સર્વ કંઈ સંગ્રહાય છે. એના રચયિતા લોકકવિને નામની પરવા નથી. ક્યાં યે એ પોતાનો ઉલ્લેખ આવવા દેતો નથી.

એવા લોકજીવનનાં ગીતોને સ્વ. મેઘાણીએ સંગ્રહી આપણને બતાવી આપ્યું છે કે એ સંસ્કૃતિ હજી જીવતી પડી છે અને એમાં સામર્થ્ય પણ છે. કાઠિયાવાડનું જે કાર્ય મેઘાણીભાઈએ કર્યું, ગુજરાત માટે, સુરત માટે, તે કરવાના આ યુવાન મધુભાઈના મનોરથો છે. પોતે અચ્છા ગાયક છે, નૃત્યકાર છે ને સાહિત્યરસિક છે. સુરતનાં ગામડાંઓને એ ખૂંદી વળ્યા છે. માનવજીવનમાં આવતા બધા યે પ્રસંગો–જન્મોત્સવ, બાળક્રીડા, કુમારાવસ્થા, કિશોરાવસ્થા, યુવાની ને પ્રણય, લગ્ન, વિરહ ને વિનોદ, મજૂરી, ગૃહસ્થાશ્રમ, વૃદ્ધાવસ્થા ને વૈરાગ્ય દરેક પર એમણે લોકસાહિત્ય સંગ્રહ્યું છે. અનાવિલ, કણબી, દૂબળા, ભરવાડ, કોળી, હરિજનો, ખારવા, ભીલો, ગુજરાતમાં મળી આવતી લગભગ બધી યે વર્ણોનાં ગીતોનો ભંડાર એમની પાસે પડ્યો છે, એ બધાં યે ગ્રંથાકારે પ્રસિદ્ધિની રાહ જોઈ રહ્યાં છે.

એમનાં લોકગીતોની પ્રસ્તાવનારૂપે સ્વ. મેઘાણીએ મધુભાઈ વિશે જે કેટલીક મધુ વાતો કરી છે તેમાંથી થોડીક કંડિકાઓ અહીં ઉતારી છે. સ્વ. મેઘાણી લખે છે:

"લોકસાહિત્યને નામે જે બજારુ બનાવટો ચાલી રહી છે, તેની વચ્ચે આજે ઘણે વખતે એક અસલી અને નક્કર વસ્તુ આ આદમીની પાસે મને માલૂમ પડી....એક મિત્રને ઘેર એ ચિત્રશિક્ષક મધુભાઈ અને એમના નાનાભાઈ બંનેએ આવી ત્રણેક કલાક એમની દરિયાકાંઠાની સૂરતી જન્મભોમનાં જે લોકગીતો સંભળાવ્યાં તેણે અંતર ભીંજવી આપ્યું. એ ગીતોના શબ્દોએ અને સ્વરોએ ગુજરાતની ધરતીને બોલતી કરી. તાલલયની અનેકવિધતા, ભાવોની વેધકતા, અને ગુજરાતના એક નાના શા પ્રદેશમાં બોલાતી લોકબોલીની લહેકંતી મિષ્ટતા, એણે પ્રતીતિ આપી, કે કોઈ પણ એક ખૂણેથી ગુજરાતને નિહાળો, ગુજરાત સોહામણી છે, અધિકાધિક અને અવનવી નમણાઈ ધારણ કરીને એ આપણી સન્મુખ પ્રકટ થાય છે. એના રૂપનો પાર નથી...આ બે ભાઈઓએ જે ગાયાં છે તે ગીતોને યાદ કરીકરી, મારા ઘરનાં શિયાળુ માટીનાં માટલામાં જે માટીની સુગંધે મહેકતું પાણી પીઉં છું ને ધરવ થતો નથી તેના જેવું લાગ્યા કરે છે....આ ભાઈએ મને છેલ્લી વાત કહી ચમકાવ્યો: 'તમારા 'ચૂંદડી' નામે લગ્નગીતસંગ્રહની પ્રસ્તાવનામાં એક સૂરતી ફટાણું ટાંકીને તમે જે કઠોર ટીકા કરી છે તે વાંચીને જ મને ચાનક ચડી, કે સુરત પ્રદેશની આ અવહેલનાનો ઉત્તર આપું, માટે જ મારી આ પ્રવૃત્તિ થઈ'–મને થયું: આવી ચાનક જો બીજા પ્રદેશોના પુત્રોને પણ ચડતી હોય, તો તો હું યે તેની ભૂમિનું પણ હોંશેથી કાંઈક ઘસાતું લખું!"

આવા ઉત્સાહી મધુભાઈ દ્વારા લોકગીતો લગભગ દરેક અંકે 'અખંડ આનંદ'ના વાચકોને પણ મળે એવો અમે પ્રયત્ન કરીશું.

ગુજરાતનાં કથાગીતોમાં કરુણતા વિશેષ છે તે તો આ અંકે આપેલા એક જ કથાગીત ઉપરથી સહેજે સમજી શકાશે. 'વીરો ન ઓળખ્યા'નું સાચું મૂલ્યાંકન બહેન વિનાનો ભાઈ કે ભાઈ વિનાની બહેન જ કરી શકે એવું નથી. પ્રત્યેક હૃદયને સ્પર્શી જાય એવો સમર્થ એનો વિષાદ છે.

આવાં બીજાં કથાગીતો આવતે અંકે આપવામાં આવશે.

કોઈ વાસ્તવિક યા કાલ્પનિક અથવા પાર્થિવ યા અલૌકિક ઘટનાને સત્યસ્વરૂપે કે કર્ણમાધુર્ય અર્પી શ્રોતા સમક્ષ રજૂ કરવી તેનું નામ કથા આ કથા વાર્તા, કે વૃત્તાંતના વાચનશ્રવણની વૃત્તિ માનવીમાં જન્મથી જ હોય છે દાદાને ખોળે બેસી, દીવાને અજવાળે દાદીમાની ડાહીડાહી વાતો સાંભળતું બાળક ચકા રાણા ચકી રાણી, રાજપરી અને બિરબલની કથા વાંચતો કિશોર, સાહસ, કરુણા ને પ્રેમની નવલકથાઓ પઢતા યુવકયુવતી; બગીખોટી વાતોના વન ગજવતું ફળિયાનું નવરું નારીમંડળ, ટાઢા પહોરના તડાકા હાંકતા નિવૃત્ત પુરુષો, ગીતા, મહાભારત ને કુરાનના ધર્મપાના ઉકેલતા વૃદ્ધ સ્ત્રીપુરુષો અને ગામને ચોરે જોગી, ભાટચારણ, બારોટ, કે વંશાવળિયાની રાતરાતની લાંબી કથાઓ એક ધ્યાનથી સાંભળતું ગામલોક—આ બધી વ્યક્તિઓના દૃષ્ટાંતો માનવીની સહજ કથાભૂખ દર્શાવે છે.

કથાઓના અભ્યાસથી માણસની જ્ઞાનપિપાસા તૃપ્ત થાય છે કથાના વિષયમાંથી તેને જીવનનું યોગ્ય માર્ગદર્શન મળી રહે છે કથાશ્રવણથી કઠોર અને મલિન હૃદય ધોવાઈને મૃદુ અને નિર્મળ બને છે બૌદ્ધિક વિકાસ સાથે ધાર્મિક વલણ પણ વૃદ્ધિ પામે છે એનાથી માનસિક પ્રગતિ સાધી શકાય છે અને લાગણી કેળવવાની તાલીમ મળે છે વળી કથાનો જાણનાર બીજાને તે કહેવામાં જ સાર્થકતા માને છે અને તેથી જ કથાનો સ્રોત સૈકાઓથી અતૂટ રીતે વહેતો આવ્યો છે

સાહિત્ય પોતાના વહેણ બદલે છે, સંસ્કૃતિ પલટા પામે છે, પરંતુ લોકસમૂહને હરકોઈ કાળે અને જીવનના દરેક પ્રસંગ ને પ્રશ્નને સ્પર્શતી આ કથાઓ તો સર્જનકાળથી એકધારો રસ રેલાવતી કંઠોપકંઠ ઊતરી આવી છે સાધારણ સમજણનાં માણસોને પણ કાવ્યો કરતા આવી કથાઓ વધુ રુચિકર લાગે છે

ગ્રામજીવનમાં લોકઇતિહાસ અને લોકજીવનના આવા વિધવિધ કથાપુંજો હૃદ્યોને કંઠે ખડકાયેલ પડ્યા છે ઉનાળાની ચાંદની રાતે ચોકમાં અને શિયાળાની કડકડતી ટાઢમાં તાપણી ફરતા બેસી આવી લોકકથાઓ કહેવાય છે

ચોમાસાને અવસરે અને ખાસ કરી શ્રાવણ માસે તો તેમાં પૂર રેલાય છે ઘણીખરી કથાઓ સંપૂર્ણ ગેય પદ્યરૂપે હોય છે અને તે ઘરને ઓટલે શ્રમ કરતાં, કે રાસનૃત્ય સાથે ગવાય છે આવી ગાઈ શકાય એવી કથાઓને કથાગીતો કહે છે આ કથાગીતોની પ્રવાહિતાને અખંડ ચાલુ રાખનાર મોટેરા ઉપરાંત, ગામમાં આવતા પરગામી મહેમાનો, સારંગી વગાડનાર, જોગીઓ, રાસગરબા ગાનારાં સ્ત્રીપુરુષો, બારોટ, કે રામલીલા રમનાર ગાસદાગીઓ વગેરે હોય છે

કથાકાર શ્રોતા સમક્ષ પ્રથમ વાર્તાના નાયકનાયિકાનો પરિચય આપી કથાનો અણધાર્યો ઉપાડ કરે છે પછી પોતાની જાતને ક્યાંયે આરોપ્યા વિના અને કથાવસ્તુના પૂર્વાપર પ્રસંગનું વર્ણન કીધા વિના ઘટનાને કૂદકે ને ભૂસકે તે આગળ ધપાવે જાય છે કયા ક્યારે, ક્યાં અને કયા કારણે બની એવું કશું પણ કહ્યા વિના 'પછી શું થયું' ની ઉત્કટ જિજ્ઞાસાવૃત્તિમાં શ્રોતાનાં મન પરોવી દઈ, અંતે કરુણરસમાં સૌના હૈયાને ઝબકોળી દે છે કરુણરસ દર્શાવવામાં ગુજરાત સૌથી મોખરે ઊભે છે

એથી કરુણાંત કથાગીતોને જ ગુજરાતે ઉત્તમ આલેખ્યાં છે. કરુણમાં કરુણ વિચારોનું વાહન કરનારાં કથાગીતો જ ઉત્તમ કથાગીતો બની શક્યાં છે. એના હલક-ભર્યા ઢાળ અને સંગીતનું અવિસ્મરણીય કરુણ સાહિત્ય, જેને અંગ્રેજીમાં 'મેલોડિયસ મોનોટોની' કહે છે તે, તો શ્રોતાઓના કાનમાં ગુંજી જ રહે છે. અહીં પુસ્તકનું સ્થૂળ પાનું તેના સૂરો ક્યાંથી સંભળાવી શકે?

અંગ્રેજીમાં (મૂળ શબ્દ હતો બેલર = નાચવું = નૃત્ય માટે રચાયેલી કથા) લોકકથાને બેલેટ કહેવામાં આવે છે.

*

## વીરો ન ઓળખ્યો

વર્ષોથી માબાપનાં મુખડાં જેણે દીઠાં નહોતાં એવી એક સાસરવાસી સ્ત્રી હતી. એના સાસુસસરા ને સ્વામીનાં સોંપ્યાં કામ તે અહોનિશ કર્યાં કરતી અને આનંદમાં રહેતી. છતાં બધી સ્ત્રીઓને હોય છે તેમ એને ક્યારેક ક્યારેક પિયરિયાંનું સ્મરણ જાગતું. માડી ને વીરો સાંભરતાં, ત્યારે એનું સ્ત્રીહૃદય વિહ્વળ થઈ જતું. તેના હૈયામાં એક ઊંડી આશા પ્રગટતી. મારો વીરો આજે આણુંલે તો ન આવતો હોય?

સોનલા તે કેરું બેડલું, રૂપલા તે કેરી ઓઢણી;
દેરાણી જેઠાણી બંને બેનું રે, સરવર પાણીડાં સંચર્યાં;
પાણી ભરી બેડું મેલ્યું, સરવરિયા પાળ;
ઓઢણી લેરવી રે આંબલિયા ડાળ;
ઊંચો ચડું ને નીચી ઊતરું રે,
જોઉં માડીજાયા વીરાની વાટ!

સરોવરપાળે પાણી ભરવા જતી, ત્યાં ઊંચા આંબલાની ડાળે ચડીચડી રોજ તે વીરાની વેલડી આવ્યાની રાહ જોતી. પિયરનાં આણલાંની એની અધીરાઈ એનો ઘેલો દિયરિયો કળી ગયો, એટલે ભાભીને 'તમારો વીરો આવે' કહી તે છેતરવા માંડ્યો:

ઘેલા દિયરિયા ચોકમાં ગેડીદડા રમે,
ભાભી તારો ભાઈ તે આવે રે!
ઘેલા દિયરિયા ઘેલું શું બોલો રે?
મારા વીરા હમણાં નહિ આવે રે!
મારા વીરા મારા સરખા હોય રે!
એ તો દેખાય જાતનો દૂબળો!

એનું અંતર તો ચાડી રહ્યું હતું એના વીરાનું આગમન; છતાં તે ભાભીને છુપાવતી તે કહે છે: મારો વીરો તો ઊજળો દેવ જેવો છે ને આ તો કોઈ કાળો દૂબળો છે. એ મારો ભાઈ ન હોય! મારે તો ત્રણ ભાઈ છે:

એક મારો માડી—જાયો કુંવર,
એક મારો કાકી—જાયો કુંવર,
એક મારો મામી—જાયો કુંવર.

પણ તેઓમાંથી એકેયને આજે બાર બાર વરસથી દીઠો નથી

અને ઈશ્વરની મશ્કરી એક દિવસ સાચી ઠરી ત્રણ જુવાનજોધ વીરાઓ રૂમઝૂમતી વેલડી જોડી બેનીને લેવા નીસરી ચૂક્યા છે બેનીના ગામ તરફ ગાડું હંકારી મેલ્યું છે, વાટડીનો વેગ અતિ લાંબો છે

ચાલી ચાલી થાઈકા અમારા ધોરીડા,
હજી ન આઈવા બેનીના દેશ !

ત્યાં તો

સામો મઈલો વેલનો હાંકણીઓ,
કે'વો ભાઈ કાં'ના રે'વાસી રે ?
કયા તમારા ગામ ને કયાં ગામ જવાં રે ?
અમારે જવા બેનીને ગાસરે,
અમો વીરા હંજુરાના રે'વાસી રે ?
ચાલી ચાલી થાઈકા અમારા ધોરીડા,
ભૂખા, અમારા ધોરીડા ભૂખા રે,
હજુ ન આઈવા બેનીને દેશ !

વેલના હાંકનારાએ કહ્યું

હળવા રહીને જાઓ વીરા બેનીનાં ગામ,
આગળ આવે તમારી બેનીનાં ગામ

પછી .

તાથી ચાઈલા ઢોરના ગોવાળી રે,
ગાયના ગોવાળી વીરા તને કહું ભાઈ રે,
હજુ ન આઈવા બેનીના દેશ !

માગ બાર બાર વરસનાં આણાં રે,
તેર તેર વરસનાં તેડાં જો !

આટઆટલાં વર્ષો પછી બેનીને દેશ આવવા ઊપડ્યા છે એટલે માર્ગ ક્યાંથી જડે ? ગોવાળિયો ઘરની નિશાની આપે છે

તારી બેનની ચાર માળની અગાસી રે,
તારી બેનના ધૂઘરિયાળા ઝાંપા રે,
તારી બેનની લોઢાની છે વાડ રે,
હળવા રહીને જાઓ વીરા બેનીનાં ગામ,
આગળ આવે તમારી બેનીના ગામ !

એવા ત્રણ અજાણ્યા અતિથિઓ બેનને સાસરે આવી પહોંચ્યા. વાડામાં વેલડી છોડી ઘરમાં પગ મૂક્યો, ત્યાં બેનીએ એ બાંધવત્રિપુટી ભાળી, વીરાએ તરત બેનને ઓળખી પણ વીરાની રોજ વાટ જોતી બેનડીની આંખે બારબાર વરસના વિજોગનાં પડ ફરી વળ્યાં હતાં એટલે:

કાનમાં કડીઆં ને કેડમાં કંદોરો,
બારણે આઈવો વીરો ન ઓળઈખો!

અને અજાણ મહેમાનો છે એમ ધારી માથું ઢાંકીને

ઉગમણે વાઈળા રે બેનીએ ઢોલિયા,
આથમણે વાળી રે બેનીએ સાંગામાંચી;

એ ઢોલિયા પર વીરા બેઠા અને બારણાં પાછળ સંતાતી કુતૂહલથી તે તેમને જોવા લાગી: મહેમાનો કોણ હશે? અને એ અજાણ્યા દેખાતા મહેમાનોમાંના એકે બેનીને કહ્યું:

આવો બેની બેસણ બેસો રે,
કહો તમારાં સુખદુઃખની વાતો રે!

સુખદુઃખની વાત પૂછનાર એ સગો કોણ હશે એવો સંશય એને થયો. રખેને એ એનો વીરો હોય! પણ વીરાનું મુખડું ઓળખાતું નથી, કંઠ ઓળખાતો નથી અને એકાએક પરપુરુષો સાથે સાસરીમાં વાતો કરવાનું સાહસ પણ ન ખેડાય. એથી પરોણા સાથે વાતો કર્યા પહેલાં તે સાસુજીને પૂછવા દોડી, પણ સાસુ પાસે જતામાં કામ સોંપાયાં:

પાણી ભરી આવો વહુજી,
પછી તમને પરોણા ઓળખાવું રે!

હરખાતે હૈયે પાણી ભરી આવીને ફરીથી સાસુને પરોણા ઓળખાવવાનું કહ્યું. સાસુએ વળી બીજું કામ સોંપ્યું.

લૂગડાં ધોઈ આવો વહુજી,
પછી તમને પરોણા ઓળખાવું રે!
લૂગડાં ધોઈ આવી બાઈજી,
કહો બાઈજી, કોના પરોણા રે?
દળણાં દળી આવો વહુજી,
પછી તમને પરોણા ઓળખાવું રે!

અને ઘડીકમાં ઘરરઘરર ઘંટી ફેરવી અધીં મણું દળણું દળી નાખ્યું. હવે તો સાસુજી પરોણાની ઓળખાણ કરાવશે જ—એની ઉત્કંઠા વધતી જ ચાલી:

દળણાં દળી આવી બાઈજી,
કહો બાઈજી કોના પરોણા રે?
છાણાં ચાપી આવો વહુજી,
પછી તમને પરોણા ઓળખાવું રે!

છાણાં થાપી આવી બાઈજી,
કહો બાઈજી કા'ના પરોણા રે?
ઘરમાં રે વહુજી દૂઝણી ભેંસ,
ભેંસ દોહીને આવો વહુજી,
પછી તમને પરોણા ઓળખાવું રે!

સાસુજી હતી સ્વભાવે સંસારની સુપ્રસિદ્ધ 'સાસુ' એણે વહુને પિયર મોકલવી નહોતી. મનમાં વિચાર્યું 'પિયરિયાંના તીવ્ર સ્નેહાકર્ષણ સમા વીરા આવી બેઠા છે, સાચાં નામ કહીશ તો જરૂર વહુ તેમની સંઘાતે પિયર જવા તૈયાર થઈ જશે. પછી ઘરનાં ખાંડણાં, દળણાં કોણ કરશે?'

ઉતાવળે ભેંસ દોહી આવી આજીજીભર્યા શબ્દોમાં વહુજી કહે છે.

ભેંસ દોહી આવી બાઈજી,
કહો બાઈજી કા'ના પરોણા રે?
દૂધ મેળવી આવો વહુજી,
પછી તમને પરોણા ઓળખાવું રે!
દૂધ મેળવી આવી બાઈજી,
કહો બાઈજી કા'ના પરોણા રે?

એક પછી એક બધી ફરજોના હુકમો છૂટ્યા. વહુ પણ સાસુનો પીછો છોડતી નહોતી. આખરે સર્વ કામ સંપૂર્ણ થયાં, ત્યારે વહુએ માન્યું કે હવે તો સાસુજી જરૂર પરોણાની ઓળખાણ કરાવશે. 'કહો બાઈજી કા'ના પરોણા રે?' વહુને સંતાપવા બેઠેલી ભૂંડી સાસુએ પછી તેનું બીજું શસ્ત્ર અજમાવ્યું તે બોલી

હું એ નહિ જાણું રે વહુજી,
કા'ના પરોણા રે!
જઈ તમારા સસરાને પૂછો,
કા'ના પરોણા રે?
ઓટે તે બેસતા બાજી રે મારા,
કહો બાજી, કા'ના પરોણા રે?
હું એ નહિ જાણું રે વહુજી,
કા'ના પરોણા રે!
જઈ તમારાં જેઠાણીને પૂછો,
કા'ના પરોણા રે?
દળણાં દળતી જેઠાણી મોરી;
કહો જીજી, કા'ના પરોણા રે?
હું એ નહિ જાણું દેરાણી મોરી!
જઈ તમારા જેઠજીને પૂછો રે!

ચોપડા વાંચતા હો મારા દાજી,
કહો દાજી, કાં'ના પરોણા રે?
હું એ નહિ જાણું વહુજી
કાં'ના પરોણા રે!
જઈ તમારા દિયરને પૂછો રે!

ઘરનાં સર્વ માણસોને પૂછી જોયું પણ કોઈ કહેતું નથી કે પરોણા કોણ અને ક્યાંના! વહુના અંતરનો ઉકળાટ માતો નથી. જિજ્ઞાસા વધતી જ જાય છે. દિયરજી કહેશે એ આશાથી તેને પૂછી જુએ છે તેનો ય તેવો જ જવાબ મળે છે:

હું એ નહિ જાણું ભાભી,
કાં'ના પરોણા રે?

હવે રહ્યો પૂછવા બાકી એક પરણ્યો. પણ તે તો સાળાઓની સાથે પલંગે બેસી વાતો કરી રહ્યો હતો, ત્યાં જઈને કેમ કરી પૂછી શકાય કે:

કહો પિયુજી કાં'ના પરોણા રે?

આ અરસામાં રસોઈ તૈયાર થઈ ગઈ એટલે સાસુએ આજ્ઞા કરી:

આવો વહુજી ભોજન પીરસી આલો રે!
તાંબા તે લોટો જલે ભરી આલો રે!

લોટો ભરતાં લાગ મળ્યે પરોણાના મુખ તરફ જોતી જાય, અને શંકા સેવતી જાય. 'રખેને મારો વીરો હોય!'

મુખવાસી વીરાને મુખવાસ કરાવો રે,
તલબી વીરાને તંબાકુ આલો રે!

બેન હજી ય સમજી નહિ, ભાઈએ બેનીને ફરીવાર બોલાવી:

આવો બેની બેસણુ બેસો રે,
કહો તમારાં સુખદુઃખની વાતો રે!

બેનનાં સુખદુઃખની વાત બીજું કોણ સાંભળે? છતાં બેન સમજી ન શકી કે એનો જ માડીજાયો વીરો એનાં સુખદુઃખની વાતો પૂછી રહ્યો હતો. ઘરનાં સાસુસસરાને તો વહુના વીરાનાં બાર બાર વરસનાં આણું ને તેર તેર વરસનાં તેડાં પાછાં વાળવાં હતાં: એટલે તેમણે સાફ સુણાવી દીધું કે હમણાં તમારી બેન પિયર નહિ આવે.

નિરાશ વદને ને ભારે હૈયે માડીજાયા વીરાએ બેલડી જોડી અને પોતાની બેનીએ બારણે આવ્યા વીરા ન ઓળખ્યા એના આશ્ચર્ય અને સંતાપથી પીડાતો તે ભાઈઓ સાથે ગાડું હંકારી ચાલ્યો ગયો.

ઘણે દૂર સુધી તે ધોરીડાને હંકારતો ઘડીઘડી પાછું વળી જોતો હતો—રખે એની બેન ઝૂંપડાથી વીરાને પોકારતી દોડી આવતી હોય! પણ બેનડીની આંખે અંધકાર છવાયા હતા એટલે એણે વીરાને ન ઓળખ્યો તે ન જ ઓળખ્યો. ઝાંપલિયેથી પાછી વળતી બેનને એની ભલી પાડોશણ મળી. વહુએ અમસ્તું જ પૂછ્યું:

પાસેની પાડોશણ બેની—કહો બેની કાં'ના પરોણા રે?

આશ્ચર્યમાં આંખમાં પહોળાં કરી પાડોશણ કહે: 'હાય! મૂંડી તેં તારા સગી માયના સુતને જ ન ઓળખ્યો?'

એક તો બેની તારો માડી–જાયો કુંવર,
એક તમારો કાકી–જાયો કુંવર;
એક તમારો મામી–જાયો કુંવર,
એ ત્રણ બેનીને તેડવાને આઈવા રે!

તંબૂરાના તારની જેમ એના હૃદયમાં ઝણકાર ફેલાઈ ગયો હાય, નસીબ! આ શું થઈ ગયું? કકળતી તે ત્યાં જ નીચે ધરતી પર ઢળી પડી. એની આંખે અંધારાં આવ્યાં, પોતાની જાતને ધિક્કારતી તે આક્રંદ કરવા લાગી

બઈળાં રે બઈળાં મારી આંખડીનાં તેજ રે!
બારણે આઈવા વીરા ના ઓળઈખા!
બઈળુ રે બઈળુ મારું સવાલાખનું રોણું રે!
બારણે આઈવા વીરા ના ઓળઈખા!

મારી આંખનાં તેજ બળી જાય, મારું સવાલાખનું આંસુ બળી જાય! પણ હવે રડવાથી શું વળે? એને આઘાત લાગી ગયો. પશ્ચાત્તાપનો પાર ન રહ્યો, કેમ કે "બારણે આઈવા વીરા ના ઓળઈખા!" ન ઓળખ્યા કે ન કોઈએ ઓળખાવ્યા! પોતાની આ મહાન ભૂલના પ્રાયશ્ચિત્તરૂપે તેણે ઝેરના કટોરા પી લીધા અને ભલી પાડોશણ પાસે જઈને કહ્યું:

પાસેની પાડોશણ બેની વિનવું રે,
એક મને કાગળ લખી આલો રે!

કાગળમાં લાઈને લખ્યું

ચાંદાઅજવાળે બેનીએ કાગળ લઈખા,
દીવડાઅજવાળે બેની મરણું રે પાઈમા!

એ અશુભ પત્ર વીરાને બીજી સવારે પહોંચે છે

જ્યારે વીરા સૂઈને ઊઈઠા રે,
ત્યારે બેનીના કાગળિયાં પોંઈચાં રે.

કાગળિયાં વાચી ઘરની ગોરી પતિને કહે છે

તાંબા તે કુંડી જળે ભરી રે,
નાવણું કરી આવો ને,
તમારી બેનીનાં કાગળિયાં વાંચો રે!

નક્કી બહેનના મૃત્યુના જ સમાચાર! વીરાનાં દિલ કકળાઈ ઊઠ્યાં.

ઘેલાં ગોરી ઘેલું શું બોલો રે?
હમણાં ને હમણાં બેનીના કાગળ વાંચું રે!
સાચું ગોરી સાચું તમે બોઈલાં રે,
અમારી બેનું તો મરણું પાઈમા રે!

વીરો મૃત બેનડીનું 'સ્નાન' કરે છે. સ્નાન કરતો બેનીના મોતનું સાચું કારણ સંભારી મોટા ગણાતા સાસરિયા પર હૈયાની વરાળ ઠાલવે છે:

બઈશિં તમારાં મોટાંને ઘેર રે!
મારી બેની સુખ નહિ પાઈમા રે!
બઈશિં તમારા ઘૂઘરિયાળા ઝાંપા રે!
બરી તમારી ચાર માળની અગાસી રે!
મૂઈ તમારી દૂઝણી ભેંસ રે!
મારી બેનને મહિનો માસ ન મોકલી રે!

બળી જજો તમારાં મોટાં ચાર માળનાં ઘર ને ઘૂઘરિયાળા ઝાંપા, તમારાં ધનસંપત્તિ ને મોટાઈમાં ધૂળ પડજો, જ્યાં મારી બેને સુખ ન જોયાં! એને મહિનો માસ પણ પિયરિયે ન મોકલી; અરે! આંગણે ગયેલા વીરાને ન ઓળખાવ્યો! સર્વનાશ હોજો કહેતાં:

તાંથી વીરે વેલડી શણગારી રે,
મારી બેની સરગ્યુને પામી રે!
વાડી પાસે વાણિયા દુકાન રે,
તાંથી વીરે સાડીઓને વોરી રે!

બેનીના દેહને અગ્નિસંસ્કાર દેવા વીરો જાય છે. સાથે પાનેતર લઈ જાય છે. બેનીને સાસરે પહોંચી સાસરવાળને ક્રોધવચન સંભળાવે છે:

હું છું તમારો માથેનો છડ઼ રે,
મારી બેની સુખ ન પામી રે!
મારી બેની સરગ્યુને પામી રે!
ચાર માળની અગાસી ફાડું રે!
અગર ચંદનનાં લાકડાં જ કાઢું રે,
બારણે તો ચિહી સિંચાવું રે,
મારી બેનીને તમારે બારણે બાળું રે.

અને આ વખતે પણ અગ્નિસંસ્કાર દેવા આંગણે આવ્યો વીરો બેનીએ ન ઓળખ્યો તે ન જ ઓળખ્યો! વીરાને ઓળખ્યા વિના જ બેની બળી ગઈ. વીરાને આશ્વાસન હતું એક માત્ર—

મારી બેનને બારણાંમાં બાળું રે!

એને ભડભડ બળતી ચિતામાંથી જાણે ભણકારા સંભળાતા હતા:

કાનમાં કડીઆં ને કેડે કંદોરો રે,
આંગણે આઈવો વીરો ન ઓળઈખો રે!

*

# 'ચૌદમું રતન'

*

બળવંત ગો. સંઘવી એમ એ

'ચૌદમા રતન' સાથે વિષ સંકળાયેલું હોવાથી 'ચૌદમું રતન' એટલે તો તાડનમ્ એવી એક વણલખી વાત આપણા સમાજમાં વહેતી થઈ છે પુરાણકથા પ્રમાણે સમુદ્રમંથનમાંથી નીકળેલા તેર રત્નો દેવો પચાવી પડ્યા અને છેલ્લું 'ચૌદમું રત્ન'–વિષ શંકર ભગવાનને આરોગવું પડ્યું પરંતુ એ જ સમુદ્રે એવું પણ એક રત્ન આપ્યું, જે માનવોનું સર્વસ્વ બની રહ્યું એ તેર રત્નો દેવોને ઉપયોગી નીવડ્યા તો એ સમુદ્રે દીધેલું આ 'ચૌદમું રતન'–મીઠું, લૂણ, સિંધવ, નિમક, સબરસ આપણને ઉપયોગી નીવડ્યું આ સબરસનો આપણા જીવનમાં અનેક રીતે ઉપયોગ થાય છે લેખકે અહીં હળવી ને સાદી શૈલીમાં એ બતાવ્યું છે

હિંદુ ધર્મશાસ્ત્રમાં એવી એક દંતકથા છે કે પુરાણ કાળમાં દેવ અને દાનવોએ મળી સમુદ્રમંથન કર્યું એ સહિયારા મંથનને અંતે ફળપ્રાપ્તિમાં ઈર્ષ્યા કરવાયોગ્ય ઘણીઘણી ચીજો નીકળી શ્રી, કૌસ્તુભમણિ, પારિજાત, ઐરાવત, હળાહળ, ને અમૃત એમ કુલે તેર રત્નો મળી આવ્યાં કહે છે કે એમાંની બધી યે સારી સારી ચીજો ભગવાનની મદદથી દેવો લાભી ગયા અસુરોને વિષ મળ્યું આમ દેવ કે દાનવ બન્નેને કંઈ ને કંઈ મળ્યું પણ આ તો સુરઅસુરો વચ્ચેની વહેંચણી હતી, માનવીના નસીબમાં એવાં રત્નો પ્રાપ્ત કરવાનું ક્યાંથી હોય?

પણ ના, દેવો દયાળુ તો ખરા જ એમણે માનવીની વિનવણીને માન આપી મંથન થઈ ગયેલા એ જ સમુદ્રમાંથી નીપજતા રત્નનું મનુષ્યને દાન કર્યું એ દાન, એ અણમોલ જવાહર, એ ચૌદમું રતન તે આપણે દરરોજ લાક્ષણિક અર્થમાં 'ચૌદમું રતન' એટલે મારપીટ કહીએ છીએ તે નહિ પણ સમુદ્રની સમગ્ર સંપત્તિ સમું તે રતન તે સબરસ–લૂણ–નિમક–મીઠું સુર કે અસુર બીજા કોઈને યે મંથનમાંથી મળેલા રત્નથી વાસ્તવિક જીવનમાં દરરોજનો ફાયદો નહિ મળ્યો હોય–કે નહિ મળતો હોય એટલો ફાયદો આ સબરસ આપણી જિંદગીમાં કરતું આવ્યું છે

અને સબરસની અગત્ય મહારાજા રાજાધિરાજ વીર વિક્રમે પણ બરાબર પિછાની પોતાથી શરૂ થયેલી નવી સંવતના પ્રથમ દિને વહેલા પ્રભાતે સબરસને શુકનવંતું ગણ્યું એની ખરીદી પછીથી જ આપણા જીવનના વ્યાવહારિક કાર્યોમાં આજે યે આપણે પડીએ છીએ જેમ એક વખત કોઈ માણસ સારો સારો ગવાઈ જાય ને લોકો પણ પછી એને સારામાં જ ખપાવે તેમ જાણે કે ન થયું હોય એ રીતે આપણે તે પછી ઘરનું વાસ્તુ કરવાના પ્રસંગે પણ એના ગાગડા મંગળ ક્રિયામાં વાપરીએ છીએ પણ સબરસનો સૌથી મંગળ ને શકુનવંતો ઉપયોગ તો ભાઈના લગ્નપ્રસંગે વરરાજાનું લૂણ ઉતારનારી કઈ બેન વિસરી શકે એમ છે? ને કે રેશનિંગના જમાનામાં તો પુરોહિત કે ગોરને દરરોજ સીધું આપવાની રીતિ ઘસાઈ જતી જોવાય છે, પણ એ સીધાસામગ્રીમાં પણ બીજો કોઈ મસાલો ન આપીએ તો ચાલે પણ મીઠું તો મૂકીએ જ છીએ

જગતમાં નામ તેવા ગુણ હોતા નથી એવું આપણે જાણીએ છીએ, પણ સબરસના સંબંધમાં એવું નથી પહેલવહેલું એનું નામ 'મીઠું' પાડનારે, એનો સ્વાદ ખારો હોવા છતાં એને મીઠું કહેનારે એના ઉપયોગને એક જ શબ્દમાં કેવો આબાદ ને સૂચક રીતે વર્ણી લીધો છે! આપણી

પાસે ગળી ચીજો છે જ રતો. મીસરી, ખાંડ, સાકર, પિસળ, ગોળ અને મધ એ કોઇ યે ગળી ચીજને આપણે 'મીઠું' નામે સંબોધતા નથી. આ ગળપણ વગર માણસને ચાલી શકે પણ નિમક વિના તો નહિ જ. માણસ ઉપવાસ કરે ત્યારે નિમકને બદલે સિંધવ લે પણ એનો ઉપયોગ તો થવાનો જ. આપણા ભોજનનો સાચે જ એ અમૃતરસ છે. હિંદીમાં એને 'સબ-રસ' કહેનારે પણ એની પૂરેપૂરી અગત્ય પિછાની લીધી છે— બધા યે રસો એ મીઠાની કાંકરીમાં સાચે જ સમાયા છે! લગ્ન સમા માંગલિક પ્રસંગે ને મરણ જેવા અશુભ પ્રસંગે પણ આપણે નિમકને અપનાવી લીધું છે.

આપણે ત્યાં તેલ ઢોળાય તો અપશુકન ગણાય. ઘી ઢોળાય તે અપશુકન ગણાય. કદાચ એનું કારણ એમ હશે કે આવી મૂલ્યવાન ચીજોના યોગ્ય ને ઉત્તમ વપરાશને બદલે તે ઢોળાઈ જાય, તેનો દુરુપયોગ થાય એ બેહૂદું ગણાય; માટે એમાં આ અપશુકનની માન્યતા ઘુસાડી દેવામાં આવી હોય. આ તેલ ને ઘી ઢોળાય તો એને આપણે કિંમતને કારણે નકામું જવા દેતા નથી; પરંતુ નિમકને તો વેરાવા જ ન દેવું જોઈએ. અને ભૂલેચૂકે તેમ થાય તો, કહેવાય છે, કે મૃત્યુ પછી ધર્મરાજાના આદેશથી, વેરાયેલા મીઠાની એ રજકણો આપણી પાંપણોથી સાંભરી લેવાનું ચિત્રગુપ્ત આપણા ઉપર ભારે દબાણ કરશે. નજીવી કિંમતની લાગતી નાની ચીજને મળતું કેટલું મોટું આ બહુમાન છે?

એટલું જ નહિ, આપણે સાહિત્યમાં પણ આનું સ્થાન સ્વીકાર્યું છે. આપણાં કેટલાક નામો ને પ્રયોગો તેની સાક્ષી પૂરે છે ના. ત. લવણપ્રસાદ, મીઠી બહેન, મીઠાલાલ, નિમકહલાલ, નિમકહરામ ને સલૂણું, ' અરે ભાઈ, એનામાં જ મીઠું હોય તો આમ બને?' 'ન દીઠાનું દીઠું ને મોર (ઉડાવ) મૂળા ને મીઠું' (ખીચડી માટે કહીએ છીએ) 'રસવંતી થતી રસ-એ હોય સપ્રમાણ સબરસ' વગેરેમાં એ શબ્દનો ઉપયોગ જાણીતો છે.

'આપણા મહાકવિ પ્રેમાનંદે નળાખ્યાનમાં દમયંતી માટે લખ્યું છે:

કુળગુરુ સુદેવની શોધથી,
સલૂણી પિયર પહોંચી સહી.

જગત સમસ્તના મહાન પુરુષ આપણા યુગસ્રષ્ટા મહાત્મા ગાંધીએ પણ એની અગત્ય પિછાની લીધી હતી. અને 'દાંડી મુકામે રણજંગમાં' મીઠાનો સત્યાગ્રહ આદર્યો હતો. નાનકડાં આ તરણાં ઓથે બાપુને બ્રિટિશ સામ્રાજ્યના પાયા હચમચાવી નાખનાર 'ડુંગર'નાં દર્શન અમસ્તાં નહોતાં થયાં. હિંદને વીંટળાતો ત્રણે તરફ વિશાળ સાગર તો મીઠાનું માવતર છે. આપણી ભૂમિમાં આટલું બધું મીઠું પાકતું હોવા છતાં એના પર કર? એના પર સરકારી હકૂમત? એટલે 'મીઠા'એ સાહિત્યમાંથી રાજકારણમાં પણ પ્રવેશ કર્યો છે એવું તમે બેધડક કહી શકો. મીઠાનો જન્મ સમુદ્રમાંથી થયો છે. લક્ષ્મીનો જન્મ પણ ત્યાંથી જ થયો હોવાને કારણે લક્ષ્મી જેવી એને બહેન ગણી છે. એ બહેન રાજમહેલમાં ઘૂમે છે, પણ તેનું નિમકને દુઃખ નથી. જીવનની સાચી લક્ષ્મી એ પિછાની શક્યું છે અને એટલે જ વરસાદ કે તડકા જેવાં કુદરતી તત્ત્વોની માફક એ રાય ને રંકને સરખી રીતે જ ઉપયોગી થઈ પડ્યું છે. દૂંગળીનો દડો ને મીઠાનો ગાંગડો અકિંચનને અમૃત જેવા લાગે છે!

મીઠા પાછળ જીવનની મોટી ફિલસૂફી

સમાઈ છે ઝાંઝવાના જળ કે મૃગજળ પણ ખારાપાટમાં—મીઠાથી મિશ્રિત પ્રદેશ વિભાગમાં—દૂરથી સ્પષ્ટ દેખાય છે આ સંસાર પણ એવો માયારૂપ છે, એ બતાવવામાં મીઠું કેટલો અગત્યનો ભાગ ભજવે છે ! જીભમાં મીઠાશ રાખવાથી મનુષ્ય પોતાનો જીવનમાર્ગ સહેલાઈથી કાપી શકે છે

આયુર્વેદે પણ મીઠું સમાદર્યું છે મીઠાનો દવા તરીકે ઉપયોગ થાય છે તાવમાં, કફમાં, ચોટ લાગી હોય ત્યારે કે કોઈ અંગ મચકોઈ ગયું હોય ત્યારે, નેત્રરોગમાં ને બંધકોષમાં આંતરડાં સાફ કરવામાં નિમકનો ઉપયોગ લાભદાયી બને છે પ્રભાતે મીઠાના કોગળા થી લોકો મુખ શુદ્ધિ કરે છે એનાથી અવાજમાં આવતો ઘરડાટ પણ મટી જાય છે શોકીનો કે નાગરિકો તો શું જેલરો ને જેલ-સુપરિન્ટેન્ડન્ટો મીઠાનો સારી રીતે ઉપયોગ કરે છે કોઈ ગુનેગાર કેદીને મનાવવો હોય, કે એની ઉશ્કેરણી દાબી દેવી હોય ત્યારે, કોઈ ગાડાની ધૂનને પણ મટાડવામાં, 'મીઠાની રાબ' રામબાણ ઇલાજ તરીકે વાપરવામાં આવે છે એ સર્વને વિદિત છે

અતિશયતાને વર્જ્ય કરવાનું સંસ્કૃત પંડિતો હરહમેશ કહેતા આવ્યા છે મેજશોખનો અતિરેક જેમ વિઘાતક નીવડે છે તેમ મીઠાનો અમર્યાદ ઉપયોગ કરવાથી દાંત ને કોઠો—જઠર—ખવાઈ જાય છે, નિચોવાઈ જાય છે જ્યારે મીઠાનો મિતાહાર રક્તશુદ્ધિ કરી, સપ્રમાણ રેચક બનીને કોઈ માત્રાની માફક અન્ન પચાવવાનું સાધન બની રહે છે

સાચે જ, ઈશ્વરમાં પ્રાણનું જે સ્થાન છે, તે જ સ્થાન માનવીના અન્નબ્રહ્મની ઉપાસનામાં આ 'ચૌદમા રતન'નું છે

✠

'મારું કર્મ એ મારી મિલકત છે મારું કર્મ એ મારો વારસો છે મારું કર્મ એ મને ટાળનારું બીજું છે, મારું કર્મ એ મારી જાતિ છે અને મારું કર્મ એ મારું શરણ છે આ પ્રમાણે કર્મના નિયમનું સામ્રાજ્ય સ્વીકારવાનું એક સુપરિણામ એ આવે છે કે તેનાથી કાયમી નરકવાસની કારમી કલ્પનાઓ આપોઆપ દૂર થઈ જાય છે કારણ કે કોઈ પણ યાતનાની ભૂમિકા શાશ્વત નથી સ્વર્ગ અને નરક સાન્ત અને અનિત્ય વસ્તુઓ જ છે તેમના સુખદુઃખ ભલે ને ગમે તેટલાં તીવ્ર તથા લાંબાં હોય તોપણ તેમને પણ અંત છે અને તે અંત ક્યારે અને કેવી રીતે લાવવો એ આપણા પોતાના હાથની વસ્તુ છે આપણે આપણી કોઈ પણ પાશવિક વૃત્તિને નિર્મૂળતામાં પકડી નાખીએ, આપણા કોઈ પણ હલકટ હેતુને ફાવવા ન દઈએ, કે આપણી કોઈ પણ પામર નમળાઈને છતી થઈએ એની જરૂર અસર થાય છે

—સર રાધાકૃષ્ણન્ (ભગવાન બુદ્ધ)

✠

# રામશંકર ભટ્ટ

*

## શ્રી શંકરપ્રસાદ રાવળ

શ્રી. શંકરપ્રસાદ રાવળ સાહિત્યના અઠંગ ઉપાસક છે અને કેળવણીકાર છે. સંશોધન એમનો પ્રિય વિષય છે. 'દયારામરસસુધા'થી કોઈ પણ શિક્ષિત વૈષ્ણવ અજાણ્યો નહિ હોય. ગુજરાતના પ્રતિષ્ઠિત લેખકોની નવલિકાઓના બે ગ્રંથ એમણે સંપાદિત કર્યાં છે. 'ફાર્બસ ત્રૈમાસિક' જેવા વિદ્વદ્‌ભોગ્ય ત્રૈમાસિકના સંપાદક કેટલી સરળ, પ્રવાહી ને વેગવંત શૈલીમાં રેખાચિત્રો ખડાં કરી શકે છે એ 'રામશંકર ભટ્ટ' બતાવે છે. આ ચિત્ર દ્વારા આપણા મન આગળ ખડો થયેલો રામશંકર ભટ્ટ—પછીનો રામા ભટ્ટ ને અંતનો રામશંકર પુરાણી પણ જન્મજાત સંસ્કારો કેમ કરી ભૂલી શકે? વ્યાસજી પુરાણીના વેષમાં સુસજ્જ ને હાથી પર બિરાજેલા રામશંકરને 'મૂળા' માટે હાથ લંબાવતો બતાવી એમણે માનવસ્વભાવનું બરાબર દર્શન કરાવ્યું છે. ગામડે ગામડે ફરતા, ધર્મને નામે ભોળી જનતાને ભરમાવતા આવા રામશંકરોથી આપણે ચેતતા રહીએ.

એક હતા એક બ્રાહ્મણ કુળને ઉજાળનારા રામશંકર ભટ્ટ. વર્ષોથી એમનું કુટુંબ એક શહેરમાં રહેતું, પણ ન લાગ્યો એ કુટુંબના પ્રતિનિધિઓને વિદ્યાનો રસ કે ધંધાનો ચડસ. પેઢી દરપેઢી એક જ ધંધાને એમણે અપનાવેલો અને તે શેનો? 'કંઈ ન આવડે તો માગવી સીખ—' એ લોકવાણીના બોધને રામા ભટ્ટે પણ જીવનમાં ઉતાર્યો હતો.

બ્રહ્મને જાણે-જણાવે તે બ્રાહ્મણ. એ વિચાર તો રામા ભટ્ટને સ્વપ્નમાંયે આવ્યો નહિ હોય. એ હળખેડુયે નહોતા; કારણ કે એમાં તો બળદના જેવા મરદ થઈ ખેતરો ખેડવામાં અને વાવવાલણવામાં પરસેવો ઉતારવો પડે ને? શું કરે? બ્રાહ્મણીના પવિત્ર પેટે અવતાર લીધેલો તેથી નાનપણમાં પંડ્યાની નિશાળમાં પાટી પર જરા ધૂળ તો નાખેલી, પણ મોટા થતા ગયા તેમ તેમ તે વિદ્યાયે વિસરી ગયા. ભટ્ટજી હતા વાચાળ. એથી ઉંમર થતાં તો કહેવા લાગ્યા, કે વિદ્યા ભણવાથી ને વળી વિશેષ શું છે? ભણેલાગણેલા કેટલા બધા ભૂખે મરે છે? અને ભણેલાઓ થયા તો સૌ હિયા ઢોર હોય છે. આપણે પણ ક્યાં કમહોશિયાર છીએ?

આજકાલ આપણી જ્ઞાતિગંગાના હજારો બ્રાહ્મણો નવીનવી યુક્તિઓ કરી ભીખ માગવાનું લઈ બેઠા છે, તો આપણે વળી એક વધારે. બાપદાદાઓ ભીખ માગીમાગીને મરી ગયા તેમને કાંઈ અડચણ નથી પડી તો આપણા જેવાને તે વળી શેની પડે? આમ બ્રાહ્મણના અમૂલ્ય અવતારને જરાયે સાર્થ ન કર્યો અને વારસામાં વગરતસ્દીએ ઊતરી આવેલો ભીખનો ધંધો રામા ભટ્ટે બેધડક શરૂ કર્યો.

'ભીખ ને ભારો તે સવારમાં સારો' એ કહેવત પ્રમાણે એમણે સવારમાં ઊઠે ત્યારથી દસબાર વાગતાં સુધી હાથમાં તોલડી લઈ ભીખ માગવા માંડી. સંધ્યાવંદન કે પાઠપૂજા તો જાણતા હોય ત્યારે કરે ને? કોઈ દહાડો નાહવાનો વખત ન મળે તો યે ચલાવી લેતા; પણ વગરનાહ્યે ભસ્મ લપેટી કે ટીલાંટપકાં કરવાનો બ્રાહ્મણનો સ્વાંગ તો એ કદી ન વિસરે. પુરુષ કરતાં સ્ત્રીવર્ગમાં ભટ્ટજીને વધુ ફાવતું કારણ કે તેઓ વધારે શ્રદ્ધાળુ હોય છે. ભટ્ટજીની સરસ્વતીદેવી યે બહુ ઉદાર હતી. તે કોઈને ધર્માત્મા, ધર્મરાજ, કોઈને દાનેશ્વરી કર્ણ, કોઈને ગોબ્રાહ્મણપ્રતિપાળ, તો કોઈને શબરીબાઈ, મીરાંબાઈ, અન્નપૂર્ણાબાઈ કે મહાદેવીબાઈ કે મહાલક્ષ્મીબાઈની

ઉપમાઓથી સંબોધતા. સવારના એમના આ નિત્યકર્મમાં બૈરાંને, ભોળાં, ગાંડાં કે દાધારંગાંને ફુલાવી, પટાવી, પુષ્કળ આટો, દાળ અને સારૂં ધાન ભીખી લાવતા. જાણને તે કાંઈ ભૂખ રહે!

પેલી સંક્રાંતિ આવે ને આઠ આઠ દિવસ આગળ ને પાછળ 'મકરસંક્રાંત પુણ્યપર્વણી' કહી રામા ભટ્ટ લોકોના ઘરઆંગણાં ને ખેતરનાં ખળાંને ગજાવી મૂકતા સવારથી સાંજ સુધીમાં બાગી ત્રણચાર ગામ વસતિમાં ફેરો મારે ને જાતે પોઠિયો કે મજૂર બની, ત્રણચાર મણ ધાન એકઠું કરી ઘરમાં ઢગલો કરે. ખુદ સંક્રાંતિને દિવસે એમના શહેરમાં જ એ ભીખ માગે; કારણ કે ઉસ્તાદ શહેરી લોકો વગર પર્વે–આડે દહાડે એમને આપે જ નહી ને?

બળેવનું પર્વ આવે ત્યારે ભટ્ટજી બધાને મોટા આશીર્વાદ આપે ને રક્ષા બાંધે. રક્ષાબંધનમાં કોઈ રહી જાય નહી, ગમે તો તે માંદું હોય કે સાજું હોય, સ્ત્રી બાળક, વૃદ્ધ, કે જુવાન હોય, એટલું જ નહિ પણ ખડિયા, કલમ, ચોપડા, ચોપડી, ગાય, ભેંસ, બળદ, પાડી, રેલ્લી કે રેલ્લો બધાયનો સમાવેશ થતો. ટોળી બાળકો નાના પાડાને પણ રાખડી બંધાવે અને 'મસ્તાન મહાજનીઓ પાડો થવા' ભટ્ટજી પાસે આશીર્વાદ લે, ત્યારે જ ભટ્ટજીને જવા દે.

વર્ષના એક ભાગમાં એ ટેલિયા ભટ્ટ થતા અને લલકારતા:

'ટેલિયાભટ્ટની ટહેલ છે,
દાતારને મન સહેલ છે.'

કોઈવાર એ ડગલા ભટ્ટજી થતા ને કડકડતા શિયાળામાં ઊંઘતા માણસો ને ઢોરને ચમકાવતા:

'ડગલો ડગલો થાય છે,
શિયાળો વહી જાય છે;
ડગલે ડગલે પીળી પડી,
એ ડગલો ભટ્ટે પહેર્યો નથી.

* * *

ડગલો ડગલો થાય છે, (ને)
શિયાળો વહી જાય છે;
ડગલે ડગલે ગતી ઢોર,
એ ડગલો પહેરાવે શ્રીરણછોડ'

આમ આ ડગલા ભટ્ટજીને માટે જ્યાં ને ત્યાં ગામડાંમાં ધંધાનું વિશાળ ક્ષેત્ર હતું. ગામડિયાઓ દયાભાવે મહારાજ માટે ખરડા કરે ને તેમાં દાણા કે પૈસા આપી આશીર્વાદ લે.

વર્ષના કોઈ ભાગમાં રામા ભટ્ટ વળી ચાંલ્લા ભટ્ટ બનતા. થાળીમાં ખાસ્સુ દોઢશેર કંકુ લે ને શેરશેર ભટકી, જે જે સામે મળે તેને ચાલ્લા કરે. ચાલ્લા ઉપરાંત બારણાંની સાખે કંકુના થાપા મારે. ભટ્ટજીના પવિત્ર હાથે કોઈ કોઈ ઠેકાણે વળી ગામડિયાઓ પોતાનાં લાડકા ઢોરને–ખાસ કરી કુમળી વાછરડીઓ કે કુમળાં પાડા-પાડીઓને થાપા મરાવડાવે. 'બુધે ડોબું દહોવા દે' એ કહેવત ગામડાંમાં ખરી પડે, પણ ભટ્ટજીના ચાંલ્લાથી યે ઘણીવાર ડાહી પટલાણીના દાડ ઠોબાએ સારી પેઠે વગર આડા થયે દહોવા દીધેલું. થોડા દહાડાની આ ચાંલ્લાફેરી પછી ભટ્ટજી કહેતા:

'દક્ષિણામાં રૂપાનાણું જોઈએ.'
'દક્ષિણામાં સોનાનાણું જોઈએ.'

કોઈએ ન પણ આપ્યો હોય, છતાં ભટ્ટજી ભેડકણું બોલતા જાય ને ચાંલ્લા કરતા જાય.

'આ એક રૂપિયો રૂપજીભાઈએ આપ્યો છે.'
'આ એક રૂપિયો કાશીક્ષેત્ર વાવ્યો છે.'
'આ એક રૂપિયો લાખ્ખો ગણો થાશે .એ.'
'આ લાખો તો સ્વર્ગભવનમાં જશે રે?'

કોઈ કોઈવાર ભટ્ટજી આ ધંધાઓમાં ભાગીદારી યે કરતા. બેચાર જોડિયા ભેગા કરી કંકુ, નાડાછડી, નારિયેળ, ત્રિશૂળનાં સાધન લઈ ગામડાંની ખેપે નીકળી પડે. એક જણ સીધું ઉઘરાવાની થાળી જોરશોરથી વગાડે, ને નાનાંમોટાંને માતાજીનો પરચો દેખાડવા ટોળે કરે. એક જણ ત્રિશૂળને ભોંય પર રોપે ને એના પર ચણિયો, ચૂંદડી ને ચોળી ખડકે. આ માતા કાઢનારા બ્રાહ્મણો એમની પાઘડીઓ કે ફેંટામાં યે ભેગી ચૂંદડીઓ બંધાવે છે અને પોતે માતાના વિશ્વાસુ ભક્ત છે એમ સાબિત કરે છે. લોકો ટોળે મળે કે મોટો પછેડો ઓઢી એક જણ ધૂણવા મંડી પડે. એમની મોટી ચોટલી યે છૂટી થઈ ધૂણવા માંડે.

'હો–હો–હો'ના ધ્વનિ સંભળાવા માંડે. પછી ભટ્ટજી ગાય:

'બોલ બોલ, મારી અંબામા! આ વસતિના લોક હમણાં શાથી દુઃખિયા છે?'

'બોલ બોલ મારી બેચરામા! આ લોકોનાં દખ શાથી ફીટે?'

'બોલ બોલ, મારી કાળકામા! આ લોકોને લીલાલહેર થાય એવા આશીર્વાદ દે.'

માતા પ્રવેશેલા ભટ્ટજી ધૂણવા માંડે ને મોટેથી હો! હો! કરે. 'ધન્ય મારી મા! ધન્ય ધન્ય મારી મા!' કહી બીજો સાગરીત હાજી હા પૂરે. ધૂણનાર બોલે: 'અલ્યા! વસતિના લોકે હમણાં મારી તરફની આસ્થા ઓછી કરી છે. મારું હોમહવન હમણાં થતું નથી. મારા બ્રાહ્મણ ભક્તને હમણાં સીધાંપાણી અપાતાં નથી. ગામ બહાર મારી ઉજાણીઓ હમણાં થતી નથી. લોકો બહુ જ સંસારના ખાડામાં ખૂંપી ગયા છે ને મને–એમની જોગમાયાને યે ભૂલી ગયા છે.'

બીજો કહે: 'હાં હાં મારી મા, પણ એમને તું માફ કરે એવી મોટી છે. એ તો તારાં છોરું છે. છોરું કછોરું થાય પણ માતા તો માતા જ રહે, કુમાતા કદી ન જ થાય. માતા સૌને લીલાલહેર કર. સૌને તારા આશીર્વાદના ચાંલ્લા કરવા ને થાપાં મારવા કંકુના પડા કાઢ, તેમને રક્ષા બાંધવા નાડાછડી કાઢ.'

એક જણ નગારું ઠોકવા માંડે. બીજો થાળી પીટવા માંડે. ત્રીજો માતાને વિનતિ કરી નારિયેળ, નાડું ને કંકુ માગે.

ફરી હો! હો! થાય. માતા લાવેલો બ્રાહ્મણ જોરથી ધૂણે ને મોઢું પછેડામાંથી બહાર કાઢી મોટું નાળિયેર કાઢી દે. મોઢાનો ભાગ ખુલ્લો રાખી થાળી ભરાય એટલું કંકુ કાઢે. લાંબી લાંબી નાડાછડી 'હૂ! હૂ!' કરતો જાય ને મોઢામાંથી કાઢતો જાય. લોકો દિંગ થઈ આ માતાના પરચાઓને અભિનંદતા જાય.

પછી ભોળા લોક સીધાં, દાણા, પૈસા, દીવાનું ઘી સૌ લાવવા માંડે. આ સૌ લઈ રામશંકર ભટ્ટજી અને એમના ભાગીદારો બીજી ખેપે ઊપડી જાય.

ભટ્ટજી પાસે આવા આવા ધંધાથી થોડી મૂડીનો જીવ આવ્યો. તેથી બેએક ખેતર લીધાં. તેમાંથી આવક આવે અને રૂપિયાનાં વ્યાજ આવે; પણ મહારાજ મનથી તો ભિખારી મટતા જ નહિ.

બીજાઓને જોઈ એમણે કથા કરવા ભણવા માંડ્યું; પણ પાકી કોડીએ કાના ચડે, ન ચડે તો યે શું? ભટ્ટજીએ કથા ભેગી વાર્તાના ટોલ્લા મારવા માંડ્યા. સાંભળનારને એમાં ગમ પડે કે ન પડે પણ ભટ્ટજી તો દીધ્યે જ રાખે. એમના અસંબદ્ધ પ્રલાપથીયે હસવું તો આવે જ ને? આડીતેડી

સંસારની માયા ને તેના વિષયની વાતો કરે. લોકોની ઠઠ મળે કોઈ તો વળી ભટ્ટજીને જમવાનું નોતરું દે. જમણની હકીકત મહારાજ મરચું-મીઠું ભભરાવી મોઢું ડીગળ કરી, ગાઈ બતાવે જરાના ભૂખ્યા ગામડિયાઓ નોતરા પર નોતરાં વરસાવે આમ લહેર કરી રામશંકર ભટ્ટજી દાણાદણી, સૂપડાલત્તાં, વાસણકૂસણ, રૂપિયાપઇસા પેદા કરી લે, ઘરભેગું કરે

વ્યાસજી પુરાણીના વેષમાં પણ ભટ્ટજી ફીતરી આવે એક ગામમાં એમણે ભાગવતની સપ્તાહ માંડી પૂર્ણાહુતિ આવી ઘેલા લોકોએ નગરના મહારાજાનો હાથી માગી લઈ મહારાજ રામશંકર પુરાણીને હાથી ઉપર બિરાજમાન કર્યા એમને વસ્ત્રાલંકારથી ખૂબ નવાજવામાં આવ્યા આગળ ઢોલ, તાંસા, નગારા ગાજી રહ્યાં છે સેવકોનાં ટોળાં આબાલવૃદ્ધ સાજનિયા જેમ ધીમેધીમે ચાલે છે વચમાં ગુલાલ ઊડી રહ્યો છે પાછળ સાત્વિક સ્ત્રીમંડળ લગનનાં ને ધર્મનાં ગીતો ગાતુંગાતું ચાલી રહ્યું છે કેટલીકોએ માથે કળશો ઓઢ્યા છે. આ વનિતાવૃંદમાં ભટ્ટજીનાં ભટ્ટાણી ઝમકુબાઈ પણ ઝબકી રહ્યા છે.

એક શાકપીઠ આવી, એક ઉદાર શેઠ દરેક બ્રાહ્મણને મૂળાનું દાન આપતો હતો હાથી પર બિરાજેલા ભટ્ટજીનું મન મૂળા જોઈ મલક્યું 'મફતકે મૂળીકી કેસે જેસી મઝા' એમ વિચારી ભટ્ટજીએ હાંક સાદે મૂળાની માગણી કરી, ઝમકુ ભટ્ટાણી નીચે ભૂંગો લેવા તૈયાર હતા તે ગયા ને મૂળાના દાનેશ્વરીએ તેમને બે મૂળા દઈ દીધા

એક પરદેશી બાજુમાં ઊભો હતો તે આખલા ભટ્ટજીને કોઈ જમીનદાર કે સરદાર સમજતો હતો, પણ ભટ્ટજીએ જ્યારે મૂળાની માગણી કરી, ત્યારે તે પામી ગયો કે આ તો કોઈ લોભી ભિક્ષુક બ્રાહ્મણભટ્ટ છે-મૂળા લેનાર ભટ્ટાણી પ્રત્યે એણે એક કવિત જોડ્યું

'કથકો કુંજર ચઢ્યો, કનકકડાં દો હથ્થ, માગ્યાં મુક્તાફળ મળે, પણ ભીખને માથે ભઠ્ઠ '

પણ ભટ્ટાણી તો મૂળા લઈ ગ્રીસ ઘમાં ભળી ગયા

*

આ ભટ્ટજી સમા કેટલા બધા બ્રાહ્મણો હજી ભીખ-પૂજારીપણા ને રસોડાના મહારાજા થઈને એમની અધોગતિને ચાલુ રાખે છે ?

*

પોતાને જનોઈ પહેરાવવાને પ્રસંગે ગુરુ નાનકે બ્રાહ્મણને પૂછ્યું 'આ દોરો શું કરવા પહેરાવો છો ?' બ્રાહ્મણ યોગ્ય ઉત્તર આપી શક્યો નહિ. ત્યારે નાનકે કહ્યું

"દયારૂપી કપાસ ને સંતોષરૂપી સૂતર, સત્યરૂપી વળ અને સંયમરૂપી ગાંઠ-એવી જનોઈ આત્માને તો શોભે હે પંડિત! એવી જનોઈ તમારી પાસે હોય તો મને પહેરાવો તે ન બળી શકે, બગડી શકે કે તૂટી યા ખોવાઈ શકે એવી જનોઈ પહેરનારને ધન્ય છે બાકી, તમે તો ચાર દમની જનોઈ બજારમાંથી લાવી, આ ચોરીમાં બેસી મને પહેરાવો છો ને કાનમાં ફૂંક મારો છો કે 'બ્રાહ્મણ તારો ગુરુ છે!' એવી જનોઈ તો મરણવેળા અહીં જ રહી જાય છે"

×

# દિલીપ રાજા

શ્રી. કાંતિલાલ શાહ

'રવીન્દ્રનાથ ઠાકુર', 'હરતાં ફરતાં હાડપિંજરો વચ્ચે' અને 'આશાનું બીજ' વગેરે પુસ્તકો દ્વારા ગુજરાતને જાણીતા થયેલા શ્રી. કાંતિલાલ શાહની શૈલીમાં કેટલી ઋજુતા છે તે આ પુરાણકથા બતાવે છે. પશ્ચિમના સંપર્કે આપણો પુરાણપ્રેમ ભુલાવ્યો. આ કથામાં ગાય અને સિંહને વાચા સ્ફુરે છે એ આપણી પુરાણકથાઓની એક ખાસિયત છે.

આ કથાને એક રૂપક કથા લેખે પણ ઘટાવી શકાય. ગમે તેવા પ્રતાપવાન રાજાને-મનુષ્યને પણ પોતાનો આદર્શ સિદ્ધ કરવા માટે કેવું કઠોર તપ કરવું પડે છે, એ આદર્શની સિદ્ધિ હાથવેંતમાં હોય ત્યારે કેવાં પ્રલોભનો આવે છે, અને એ પ્રલોભનોમાંથી જો મનુષ્ય તરી જાય, તો તે પોતાનો આદર્શ કેટલી સહેલાઈથી સિદ્ધ કરી શકે એ વાત આ કથા સમજાવે છે. કથાના પ્રવાહમાં પડ્યા પછી, વાર્તાનો રસ જ એવી સરસ રીતે જળવાઈ શક્યો છે, કે હાથમાંથી મુકવાનું મન ન થાય.

ઘણા જૂના સમયની આ વાત છે. સો નહિ, બસો નહિ, પાંચસો નહિ, હજાર નહિ, આ વાત તો હજારો વરસ પહેલાંની છે. જ્યારે રામ નહોતા અને લક્ષ્મણ નહોતા, જ્યારે દશરથ નહોતા ને કૌશલ્યા નહોતાં, કૃષ્ણ નહોતા અને યુધિષ્ઠિર નહોતા. એટલા બધા જૂના કાળની આ વાત છે.

એ વખતે આપણો દેશ આર્યાવર્ત કહેવાતો. એ વખતે આપણા દેશ ઉપર સૂર્યવંશી રાજાઓનું રાજ્ય હતું. વેદમાં જેમ પ્રથમ અક્ષર ઓમ્ ગણાય છે તેમ આ વંશનો પહેલો રાજા મનુ થઈ ગયો. એણે આ પૃથ્વી ઉપર ઘણાં વરસ રાજ્ય કર્યું. એ પછી એનો પુત્ર ગાદીએ આવ્યો ને એ પછી એનો પુત્ર,–આમ વંશપરંપરા ચાલી. એવા એ ઊંચા અને પવિત્ર કુળમાં આજથી હજારો વરસ પહેલાં અયોધ્યા નગરીમાં દિલીપ નામે રાજા રાજ કરતો હતો.

દિલીપ રાજા તો ખરો પણ કેવો રાજા? શૂરવીર અને તેજસ્વી, મહાન અને પ્રતાપી, દયાળુ અને પરોપકારી, ક્ષાત્રતેજની તો જાણે મૂર્તિ જ જોઈ લો. આકાશમાં જેવો સૂર્ય પૃથ્વી ઉપર તેવો દિલીપ. આકાશ ઉપર સૂરજ રાજ્ય કરે અને પૃથ્વી ઉપર દિલીપ અજવાળાં કરે. આકાશમાં સૂરજના રથનાં પૈડાં ફરે ને પૃથ્વી ઉપર દિલીપના રથનાં પૈડાં ફરે. આકાશમાં સૂરજના ઘોડાના ડાબલા ગાજે ને પૃથ્વી ઉપર દિલીપના ઘોડાના ડાબલા ગાજે.

એનું શરીર જોયું હોય તો ઊંચુંઊંચું શાલવૃક્ષ જેવું, એની કાયા જોઈ હોય તો મોટીમોટી પહાડ જેવી, એની ભૂજાઓ જોઈ હોય તો સંન્યાસીના દંડ જેવી, એની છાતી જોઈ હોય તો તોતિંગ ડેલીના કમાડ જેવી, એના ખભા જોયા હોય તો વકરી ગયેલા ખૂંટના ખૂંધ જેવા.

આવો બળવાન રાજા વજ્રથી યે કઠણ છતાં પુષ્પથી યે કોમળ હતો. બુદ્ધિશાળી પણ ગજબનો હતો. જેવું તીક્ષ્ણ એનું બાણ હતું એવી સૂક્ષ્મ એની બુદ્ધિ હતી. આટલી નાની ઉંમરમાં તેણે દુનિયાભરની ચોસઠેય પ્રકારની વિદ્યા અને બોતેરે ય પ્રકારની કળા હસ્તગત કરી લીધી હતી. તેની આકૃતિ જેવી સુંદર હતી, તેવો જ

મધુર તેનો સ્વભાવ હતો. પ્રજાનું દુઃખ જોઈ એનું હૃદય પીગળી જતું. એ જ પ્રજા આખીની મા અને એ જ બાપ હોવાથી તેનું તે સંતાનની માફક લાલનપાલન કરતો; એટલું જ નહિ પણ તેને વિનય, વિવેક વગેરે આચાર-વ્યવહાર શીખવવા એને પોતાનું કર્તવ્ય માનતો. એના સુશાસનને લીધે દેવતાઓ પણ તેનાથી સંતુષ્ટ હતા. એના રાજ્યમાં ન કદી અતિવૃષ્ટિ થતી, ન અનાવૃષ્ટિ, પછી રોગ, દુકાળ તો હોય જ ક્યાંથી? રાજ્યની પ્રજા સુખી, સંતોષી, દીર્ઘાયુષી અને કર્તવ્ય-પરાયણ હતી રાજ્યમાં પ્રજાને કોઈ જાતનો અભાવ નહોતો, પછી ચોરીલૂંટફાટનું નામનિશાન પણ ક્યાંથી હોય?

રાજા પ્રજા પાસેથી કર લેતો, પણ એ તો પ્રજાનું પાલન, પોષણ અને રક્ષણ કરવા માટે જ. પ્રજાને એનો પૂરો બદલો મળી જતો. સૂર્ય જેમ મહાસાગરનું પાણી શોષી લઈ પૃથ્વીને ભીંજવી નાખે છે તેમ રાજા પ્રજાના મંગલ માટે કર લઈ સુશાસન ચલાવી સમસ્ત રૈયતને સમૃદ્ધિથી છલકાવી નાખતો.

મેરુ પર્વત જેમ ધરતીનો સ્વામી હતો, તેમ આ રાજાએ બધા રાજાને નમાવી સ્વામીપદ પ્રાપ્ત કર્યું હતું. એનું રાજ્ય કેટલું વિશાળ હતું! સાગરના કિનારા તો એના રાજ્યની સીમા. અને સાગર પોતે રાજ્યના દુર્ગ કરતી ખાઈ. આવો રાજા પૃથ્વી ઉપર એકચક્રે શાસન કરી રહ્યો હતો. તેને ઘેર સુદક્ષિણા નામની એક ઘણી જ રૂપવતી, ગુણવતી અને શીલવતી રાણી હતી. જેવી એ સુદક્ષિણા હતી તેવી જ એ સુલક્ષણા હતી મગધ દેશના ઊંચા રાજકુળમાં એ જન્મી હતી. પતિપરાયણ અને પ્રજાવત્સલ હતી. પ્રજાનું પાલન કરવામાં હમેશાં તે રાજાની પડખે જ ઊભી રહેતી.

આમ દિલીપ રાજાને બધી વાતનું સુખ હતું. તેની પાસે રાજ્ય હતું, પાટ હતું, શ્રી હતી, સંપત્તિ હતી, યૌવન હતું, કાંતિ હતી, સુલક્ષણા નારી હતી અને આજ્ઞાધારક પ્રજા હતી. દુનિયા ઉપર તેને કોઈ શત્રુ નહોતો છતાં તે એક વાતે દુઃખી હતો.

રાણી સુદક્ષિણાને એક પણ સંતાન ન હતું. આ ગાદી, આ રાજપાટ, આ અઢળક સંપત્તિને ભોગવનાર કોઈ વારસદાર નહોતો. આ એક જ ચિંતા આ મહાન પ્રતાપી રાજાના દિલને રાતદિવસ કોરી ખાતી હતી.

આ એક ખોટ પૂરી કરવા માટે ઈશ્વરમાં શ્રદ્ધા રાખી તેણે બહુ બહુ રાહ જોઈ, ઘણાં વ્રતતપ કર્યાં, ઘણી પૂજાઅર્ચના કરી, ઘણી બાધાઆખડી રાખી; પણ વિધાતાને કરવું'તું તે એની આશા ફળી જ નહિ, તે ફળી જ નહિ.

એક દિવસ સંતાનવિનાના ભૂતખાના જેવા રાજમહેલમાં બેઠોબેઠો રાજા લમણે હાથ દઈ ચિંતામાં ડૂબી ગયો હતો. એ વખતે રાણીએ તેને ઢંઢોળીને પૂછ્યું: 'નાથ! આમ ઉદાસીન કેમ દેખાવ છો?'

રાજાએ કહ્યું: 'ભગવાને આપણને બધી વાતની સરખાઈ આપી, પણ એક વાતની ન આપી. બધી વાતનું સુખ આપ્યું, પણ એક વાત અધૂરી રાખી. ધન આપ્યું, દોલત આપી, રાજ આપ્યું, પાટ આપ્યું, આજ્ઞાધારી પ્રજા આપી, પણ સંતતિસુખ ન આપ્યું તે ન જ આપ્યું. પુત્ર વિના આપણે આ બધો વૈભવ અને રાજપાટ શા કામનું? સંતાન વિના દંપતીનું જીવન નકામું છે અને મરણ પણ. આપણે મરી ગયા પછી આપણને પિંડ

કોણ દેશે? આપણું તર્પણ કોણ કરશે? એક એ વાતની જ મને ચિંતા સતાવ્યા કરે છે.'

રાણીએ કહ્યું: 'તે એમાં ચિંતા કરવી શા કામની, નાથ? આપણે ધર્મબુદ્ધિથી રાજ્ય કરીએ છીએ. કોઈને અત્યારસુધીમાં અન્યાય કર્યો નથી. કોઈને દુઃખ દીધું નથી. કોઈને નાગાંભૂખ્યાં રાખ્યાં નથી. કોઈને ઘરબારવિનાનાં રહેવા દીધાં નથી. આપણે બ્રાહ્મણોને પૂજ્યા છે, અતિથિને સત્કાર્યા છે, સાધુજનોની સેવા કરી છે, ગુરુઓની આજ્ઞા માથે ચડાવી છે, યજ્ઞકર્મ બરાબર ચાલી રહ્યાં છે, દેવતાઓને બલિ બરાબર અપાય છે. જીવનમાં કોઈ પણ દુષ્ટ કર્મ કર્યું નથી. અધર્મ આચર્યો નથી. પછી ચિંતા શું કામ કરવી? ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી ધીરજ ધરીશું તો અંતે સૌ સારા વાનાં થશે.'

રાજાએ કહ્યું: 'પણ એમ ધીરજે ય ક્યાં સુધી ધરવી? આનો કંઈ ઉપાય તો હોવો જોઈએ ને? આપણી એવી તે શી ભૂલ થઈ છે કે આટલું બધું કરવા છતાં આટલાં બધાં વ્રત, તપ અને ધર્મકર્મ આચરવા છતાં આપણે નિઃસંતાન છીએ?'

ત્યારે રાણીએ કહ્યું: 'તે એક દિવસ ગુરુજી પાસે જ જઈને પૂછીએ તો? એ જ આપણને રસ્તો નહિ બતાવે? એ તો સકળ વિદ્યાના જાણનાર છે. મોટા તપસ્વી છે. એની આગળ જઈને જ આપણા મનની મુંઝવણ કહી દઈએ. યજ્ઞયાગ કરવાથી અને નિષ્કામ કર્મ આચરવાથી ઘણાં નિઃસંતાન દંપતીઓને પુત્રરત્ન સાંપડ્યાની વાત સાંભળી છે. એમ કરવાથી ઘણાનાં વાંઝિયામેણાં ટળ્યાં છે. ઘણાંને ઘેર ઘોડિયાં બંધાયાં છે એ તમે પોતે ક્યાં નથી જાણતા, નાથ? ચાલોને એક વખત ગુરુજીને જ જઈને પૂછી જોઈએ.'

રાજાએ કહ્યું: 'ભલે, એમ જ કરીએ. નક્કી એ કંઈ માર્ગ બતાવશે.'

બીજે દિવસે પુત્રકામનાવાળા રાજાએ પ્રધાનોને બોલાવ્યા અને પોતાના મનની બધી વાત કરી જણાવ્યું કે 'આ એક ખોટ પૂરી' નહિ થાય ત્યાં સુધી અમને ચેન પડવાનું નથી.'

રાજાના આવા દુઃખપૂર્ણ ઉદ્ગારો સાંભળી પ્રધાન બોલ્યા: 'એ હું ક્યાં નથી જાણતો મહારાજ? રાજકુમારની ખોટ જેટલી રાજકુટુંબને સાલે છે તેટલી રૈયતને પણ સાલે છે. પ્રજા તો નવજાત રાજકુમારનું ચંદ્રમા સમું મુખ જોવાને ક્યારની તલસી રહી છે!'

રાજાએ કહ્યું: 'તો હવે એનો ઉપાય વિચારવાનો છે, એ કાર્યની સિદ્ધિ માટે અમારે વ્રતતપ આચરવાં પડશે. ક્રિયાવિધિ કરવી પડશે. યજ્ઞસમારંભ આરંભવો પડશે.'

પ્રધાન બોલ્યા: 'જરૂર, જરૂર. મહારાજની આજ્ઞા થતાંવેંત દેશદેશાવરથી બ્રાહ્મણોને બોલાવી મંગાવીશું, ઋષિમુનિઓ તથા પવિત્ર પુરુષોને આમંત્રણો મોકલી આપીશું...'

રાજા કહે: 'એ તો બધું યોગ્ય સમયે થશે, પણ પહેલી વાત એ છે કે આ બધું કામકાજ હું જાતે જ કરવા ઇચ્છું છું. આ ધર્મકાર્ય નિશ્ચિંતપણે થઈ શકે એટલા માટે મને હમણાં રાજકાજના કર્તવ્યપાલનની જવાબદારીમાંથી છૂટો કરી અને આ કાર્યસિદ્ધિ ન થાય ત્યાં સુધી બધો કારભાર આપ પોતે સંભાળો.'

પ્રધાને કહ્યું: 'આજ્ઞા મહારાજ, આવા મોટા કાર્યનો ભાર ઉપાડવાની મારામાં લાયકાત નથી, છતાં આપે દોરી આપેલા

માર્ગે ચાલી' પ્રજાના હિતને અર્થે એ કર્તવ્ય પણ હું યથાશક્તિ બજાવીશ '

આટલુ કહી પ્રધાને રાજદંડ ધારણ કર્યો બીજી બાજુ પુત્રની કામનાવાળા રાજાએ ગ્રહદેવતાની પૂજા કરી, અને સારું મુહૂર્ત જોઈ રાજારાણી બન્ને જણ રથમા બેસી વસિષ્ઠ ઋષિના આશ્રમ ભણી ચાલી નીકળ્યાં

રૂમઝૂમ રૂમઝૂમ કરતો રથ પવનવેગે જંગલ તરફ દોડતો જાય છે રસ્તામાં બન્ને બાજુ ઘટાદાર તરુવરોની શાખાઓ લળીવળીને રાજારાણીના ઓવારણા લે છે મોટાં વૃક્ષોની ડાળીઓએ કમાન રચી છે ને ફૂલ, પાદડાના કુદરતી તોરણ બધાઈ ગયા છે નીચેથી ખડખડખડખડ કરતો રથ દોડ્યો જાય છે.

એમ કરતા કરતા બપોર થઈ ગયા પ્રભાતના બાળરવિના કોમળ કિરણો હવે ઊગ્રઊગ્ર થઈ ગયા ઘટાટોપ વૃક્ષોમાથી ગળાઈને આવતો વાયુ સૂરજના તાપને શોષી લઈ રાજારાણીને પંખા ઢોળવા લાગ્યો કેહૂક કેહૂક કરતા વનના મોરલા પોતાના કેકા રવથી વનને ગજાવવા લાગ્યા ને રથના ખખડાટથી સાવધ થઈ દૂરદૂર ઊડી ગયા હરણ-હરિણી પાછા વળી ચકિત નેત્રે રથને જોવા થભી ગયા અને બીજી જ પળે છલગો મારતા ક્યાના ક્યા અલોપ થઈ ગયા

આગળ જતા આકાશમા જેમ જાણે મોતીનાં તોરણ લટકાવ્યાં હોય એવી સારસ પક્ષીઓની હારની હાર તેમની નજરે પડવા લાગી રસ્તામા એક સરોવર આવ્યુ એના ઉપરથી ઠડી હવાની લહર કમળદળની રજ લઈને ઊડતી આવી તેણે પોતાની સુગંધથી રાજારાણીના થાકને હરી લીધો ને એમના ચિત્તને ઉલ્લાસથી ભરી દીધુ

વનના ગામડાના ભોળાં જનો રાજાના રથને દૂરથી આવતો જોઈ, અર્ઘ્ય લઈ એમનુ સ્વાગત કરવા માર્ગમા આવીને ઊભા રથ આવીને ઊભો રહ્યો એટલે કોઈએ ફૂલ ધર્યાં, કોઈએ ફળ ધર્યાં, કોઈએ રાજારાણીના ગળામા માળા આરોપી, તો કોઈએ તાજુ બનાવેલુ ઘી આપ્યુ આ ભોળિયા જનોની ભક્તિ જોઈ રાજારાણીનું હૃદય હર્ષથી ગદ્ગદિત થઈ ગયુ તેમણે હોંસથી અર્ઘ્ય સ્વીકાર્યો તેમના સુખદુઃખની વાતો પૂછી રસ્તાના અપરિચિત વૃક્ષોના નામ તેમની પાસેથી જાણ્યા ને પછી વિદાય લઈ આગળ રાજારાણી ચાલ્યા ધીરેધીરે ગામડાનો પ્રદેશ ઓછો થતો ચાલ્યો ને જંગલનો પ્રદેશ વધતો ચાલ્યો જનપદો દૂર રહી ગયા અને જંગલ ગાઢ ને ગાઢ થતુ ગયુ

એમ કરતા કરત સૂરજ નમવા માંડ્યો સાંજ પડી. ગામનાં ગોધન પાછા વળવા લાગ્યા, ને આકાશમા સધ્યાના રંગ પથરાવા લાગ્યા પૃથ્વીની સપાટી લાલ-લાલ થઈ ગઈ સરોવરનુ પાણી લાલલાલ થઈ ગયુ ગાયોના પગલાની ઊડેલી રજ વડે દિશાઓ લાલલાલ થઈ ગઈ સમસ્ત વાતાવરણ લાલલાલ થઈ ગયુ

વનની શોભા નિહાળતા નિહાળતા રાજારાણી થોડે દૂર ગયા, ત્યાં જ આશ્રમનો પ્રદેશ તેમની નજરે પડવા લાગ્યો

એ વખતે ઋષિમુનિના શિષ્યો કુશ, ઘાસ અને સમિધ લઈને પાછા ફરતા હતા ઋષિકન્યાઓ ઝાડને પાણી પાઈ રહી હતી વૃક્ષના ક્યારાઓમા તાજા જ સીંચેલા પાણીમા શાંત બેઠીને પક્ષીઓ તરસ છિપાવતા નિર્ભયપણે અહાતહીં વિચરતા હતા કેટલાક પાણીમા પાંખો ભીંજવીને શરીરની ગરમી દૂર કરતા હતાં આસપાસ વેરાયેલા છૂટાછવાયાં સ્વચ્છ સુંદર ઝૂંપડાંઓમાથી યજ્ઞનો ધુમાડો ઊંચે ચડતો હતો

અને સમસ્ત વાતાવરણમાં પવિત્રતાની સુવાસ ફેલાવતો હતો. કેમ જાણે રાજારાણીનું સ્વાગત કરતા હોય તેમ ધુમાડાના ગોટેગોટા રથ તરફ આવીને રાજારાણીનાં ઓવારણાં લેતા હતા.

રાજાએ રથ ઊભો રખાવ્યો. પોતે રથમાંથી નીચે ઊતર્યો, ને રાણીને હાથ દઈ નીચે ઉતારી. પછી સારથિને રથ અને ઘોડાની સંભાળ લેવાની આજ્ઞા કરી, તેઓ બન્ને ઋષિના આશ્રમ તરફ વળ્યાં.

ત્યાં નહાનાની તપસ્વી ઋષિમુનિઓએ તેમને આવકાર આપ્યો. સાયંકાળની પ્રાર્થના પછી રાજારાણી કવિકુલગુરુ વસિષ્ઠ ઋષિને મળવા એમની ઝૂંપડીમાં ગયાં. ઝૂંપડીમાં ઋષિ બેઠા હતા. બાજુમાં એમનાં પત્ની અરુંધતી બેઠાં હતાં. રાજારાણીને આવતાં જોઈ બન્ને તેમનો સત્કાર કરવા ઊઠ્યાં. રાજારાણીએ તેમને દંડવત્ પ્રણામ કર્યાં. અને ઋષિ તથા ઋષિપત્નીએ તેમને પ્રેમભર્યો આવકાર આપ્યો.

રાજારાણીનો સારી પેઠે આતિથ્યસત્કાર કર્યા પછી એમનો પ્રવાસનો થાક દૂર થઈ ગયો અને તેઓ સ્વસ્થ થયાં ત્યારે ઋષિએ તેમને બોલાવ્યા:

'કહો રાજન્? રાજ્યમાં તો બધું કુશળ છે ને? કારભાર તો બધો નિર્વિઘ્ને ચાલે છે ને?'

"ગુરુદેવ! આપના જેવા પૂજ્ય પુરુષોના જ્યાં આશીર્વાદ હોય ત્યાં બધું કુશળ જ હોય ને? રાજ્ય ઉપર આવી પડનારી દેવી અને માનુષી આફત નિવારવાની જવાબદારી જ્યાં આપને શિરે હોય ત્યાં પછી કઈ આપદા ટકી શકે? આપની કૃપાથી રાજ્યનાં સાતેય અંગોમાં શાંતિ છે, સ્નેહ છે, સંપ છે, સુખ છે. આપ પોતે જ પવિત્ર વેદમંત્રોના રચયિતા છો. આપના મંત્રના બળે જ મારા રાજ્યમાં કોઈ પણ પ્રકારનું અનિષ્ટ પ્રવેશ કરતું નથી; એટલે મારે બાણ વાપરવાની જરૂર જ રહેતી નથી. આપના મંત્રોએ એને નકામા બનાવી દીધા છે.

વળી હે ઋષિવર! આપ યજ્ઞની અંદર જે પવિત્ર વસ્તુઓનો વિધિવત્ હોમ કરો છો, તે વરસાદરૂપે બદલાઈને ધરતીને રસાર્દ્ર બનાવી નાખે છે, એથી પુષ્કળ અન્ન પેદા થાય છે. મારી પ્રજા પૂરું આયુષ્ય ભોગવીને મરે છે. આપની કૃપાથી મારા રાજ્યમાં ભૂખ નથી, દુઃખ નથી, રોગ નથી, શોક નથી, પ્રજા બધી વાતે સુખી છે. સૌ પોતપોતાનું કર્તવ્યપાલન કર્યે જાય છે. આમ છતાં આ પૃથ્વીની સકળ સંપત્તિ મારો ખેદ હરવાને શક્તિમાન નથી, ગુરુદેવ!"

'એવો તે શો ખેદ તમારા હૃદયને સંતાપી રહ્યો છે રાજન્?'

"ઋષિવર! મને બીજી કોઈ વાતનું દુઃખ નથી, પણ આપની આ પુત્રવધૂ હજી યે નિઃસંતાન છે, હજીયે તેને પુત્રરત્ન સાંપડ્યું નથી. એનું જ માત્ર દુઃખ છે. મારા વંશનો લોપ થઈ જશે કે શું એવી બીક સદૈવ મનમાં રહ્યા કરે છે. પૂર્વજોનું શ્રાદ્ધ કરતી વખતે મનમાં એમ થાય છે, કે મારા પિતૃઓ તેમને ભવિષ્યમાં પિંડ મળવાનો નથી એ બીકે આજે તેઓ મારા આપેલા પિંડ પણ પૂરા ખાઈ શકતા નથી, ને મેં આપેલું પાણી પણ તેમના નિસાસાથી ગરમ થઈ જાય છે. એક બાજુ મારો આત્મા યજ્ઞની ક્રિયાઓથી શુદ્ધ થતો જાય છે, પણ બીજી બાજુ નિરાશાનાં વાદળ છવાયે જાય છે. તપ અને દાન દ્વારા મળતું સુખ તો પરલોકમાં મળે છે; પણ શુદ્ધ કુળમાં જન્મેલી પ્રજા તો આ લોક તેમ જ પરલોક બન્નેમાં સુખ આપનારી અને

તારનારી છે ‘ગુરુદેવ ! પોતાના જ હાથે આશ્રમમાં વાવેલા છોડ ફળ ન આપે, ત્યારે દુઃખી થનારા આપ પોતે મને નિઃસંતાન જોઈને કેમ દ્રવી જતા નથી ? હું પણ આશ્રમના વૃક્ષની જેમ આપનાજ હાથે ઉછરેલો છું, ઋષિવર !

હે ભગવન્, આટલી વાત જાણી લો કે, માન આ પિતૃ ઋણ મારા આત્માને અસહ્ય રીતે પીડી રહ્યુ છે નદીમાં નાહવા માટે ઉતાવળા થતા હાથીને જેમ થાંભલાનું બંધન અકારું લાગે છે તેમ મને પણ આ બંધન તેવું જ અકારું લાગે છે, એથી હે ગુરુદેવ ! મને એ અકારા બંધનમાંથી મુક્ત કરો આપ મને કોઈ પણ કાર્ય કરવાની આજ્ઞા આપો એ ગમે તેટલું કઠિન હશે તોપણ હું જરૂર કરીશ આખરે ઇક્ષ્વાકુવંશનું ઇષ્ટઅનિષ્ટ જે કંઈ થાય તેનો છેવટનો ભાર તો આપના ઉપર જ છે ને ?”

રાજાના આ દીન વચનો સાંભળી ઋષિનું કોમળ હૃદય ભરાઈ આવ્યું તેમને રાજા પ્રત્યે અનુકંપા ઊપજી બીજી પળે સ્વસ્થ થઈ તેમણે પોતાના કમળ જેવાં નેત્રો મીંચ્યા અને પલકવારમાં તો એ ધ્યાનસ્થ થઈ ગયા જાણે સઈ ગયેલા માછલાવાળુ શાંત સરોવર !

તેમની દૃષ્ટિ આગળથી રાજારાણી હટી ગયા પશુપંખી હટી ગયાં આશ્રમ હટી ગયો અરણ્ય હટી ગયુ દુનિયા હટી ગઈ ઘડીપળ બધુ સૂમસામ થઈ ગયુ તેમની આંખ સામે સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ ત્રણે લોક દેખાવા લાગ્યા તેમની દૃષ્ટિ સમક્ષ ભૂત, ભવિષ્ય ને વર્તમાન ત્રણે કાળ ખડા થઈ ગયા

રાજા અને રાણી તો આતુર નયને શું હશે ને શું નહિ, તેની રમણીય કલ્પના કરતા ઋષિ ક્યારે ધ્યાનમાંથી જાગે તેની રાહ જોવા લાગ્યા ઘડીપળ યુગ જેવડી થઈ પડી

એવામાં વસિષ્ઠ ઋષિએ આંખ ખોલી— જાણે ત્રણે લોકને અજવાળતા બે દીવડા પ્રગટ્યા રાજા ને રાણીની છાતી તો ધડક ધડક થઈ રહી શુ હશે ને શુ નહિ એ જાણવાની તેમની આતુરતા વધતી ગઈ એવામાં ઋષિવરે રાજાને ઉદ્દેશીને નીચેનાં વચનો કહ્યાં

‘હે રાજા ! એક વખત દેવલોકમાં જ્યારે તું ઈંદ્રને મળીને પાછો ફરતો હતો, ત્યારે રસ્તામાં કલ્પવૃક્ષની છાયા નીચે સુરભી નામની કામધેનુ બેઠી હતી રાણીને મળવાની ઉતાવળમાં ને ઉતાવળમાં તારું ધ્યાન એ બાજુ ન ગયુ અને એથી તે આ કામધેનુની પ્રદક્ષિણા ન કરીને તેનું અપમાન કર્યું આમ એ ગાયની અવમાનના થવાથી તેણે તને શાપ આપ્યો, કે હે રાજા ! તે મારું અપમાન કર્યું છે, એથી હું તને શાપ આપું છું કે જ્યાં સુધી તું મારી પ્રજાની આરાધના નહિ કરે ત્યાં સુધી તને સંતતિ નહિ થાય ”

‘હે ઋષિવર ! આપના કહેવા પ્રમાણે જો સુરભીએ મને શાપ આપ્યો હોય તો મેં એ કેમ સાંભળ્યો નહિ ?’

“રાજન્ ! જે વખતે સુરભી તને શાપ આપી રહી હતી એ વખતે આકાશગંગાના પ્રવાહમાં એક મસ્ત હાથી જળક્રીડા કરી રહ્યો હતો, તેથી થતા ખળભળાટમાં એ અવાજ ડૂબી જવાથી તું એ શાપિત વચનો સાંભળી શક્યો નહિ અને તારો સારથિ પણ એ સાંભળી શક્યો નહિ ’

‘હે ઋષિવર ! આ શાપ હવે શી રીતે દૂર થઈ શકે ? કેમ કરીને હું એમાંથી મુક્ત થઈ શકું ?’

'સાંભળ રાજા ! તેં સુરભી તરફ દુર્લક્ષ્ય કરીને તેનું જે અપમાન કર્યું છે તે હવે તેને માન આપીને દૂર કર. જો કે અત્યારે સુરભી પાતાળ લોકમાં છે એટલે તું ત્યાં જઈ શકશે નહિ, પણ તેની દીકરી નંદિની અહીં આશ્રમમાં જ છે, તેની તું સેવા કર. સેવા કરીને તેને પ્રસન્ન કર. એ જો પ્રસન્ન થશે તો તારી મનોકામના પૂરી થશે.'

વસિષ્ઠ ઋષિ જ્યાં આટલી વાત કરે છે ત્યાં જંગલમાં ચરવા ગયેલી પવિત્ર ગાય નંદિની ભાંભરડા દેતી, પૂંછડાનો ઝૂંડો ફરકાવતી આશ્રમ ભણી દોડતી આવી. તેનો રંગ પાટલમાળ નવપલ્લવિત પાન જેવો લાલ હતો. અને તેના લલાટમાં એક સફેદ ટીલું હતું. એથી કેમ જાણે તે તાજા ઊગેલા ચંદ્રમાવાળી ખીલેલી સંધ્યા હોય એમ લાગતું હતું. પોતાના વાછરડાને જોતાંવેંત ફાટફાટ થતા આઉમાંથી ગરમ દૂધની ધારા વછૂટી પૃથ્વીને ભિંજાવી રહી હતી. તેના પગની ઊડેલી રજ રાજાને તીર્થસ્થાનના સ્નાન કરતાં યે અધિક પવિત્ર બનાવતી હતી.

આ જોઈને ઋષિએ કહ્યું: 'શુકન તો સારા જ થયા છે. હે રાજા! તારી મનોકામના બહુ જ જલદી પૂરી થાય એમ દેખાય છે. જોને નંદિનીનું નામ લેતાં જ તે અહીં આવી પહોંચી!'

થોડીવાર રહી તે આગળ બોલ્યા:

'વિદ્યા પ્રાપ્ત કરવા માટે સતત અભ્યાસ અને નિષ્ઠાની જરૂર પડે છે, તેવી જ રીતે તું પણ આ ગાયને પ્રસન્ન કરવા એની એકનિષ્ઠાથી સેવા કર; જંગલમાં એની પાછળ પાછળ તું જજે. તે ચાલે ત્યારે તું ચાલજે. ઊભી રહે ત્યારે ઊભો રહેજે. એ બેસે ત્યાં બેસજે. તેને ઘાસ ખવરાવીને પછી તું ખાજે અને તેને પાણી પિવડાવીને પાણી પીજે.

આ તારી વધૂ સવારમાં ગાયની પૂજા કરીને તેને તપોવનની સરહદ સુધી મૂકી આવશે અને સાંજના ગોધણ પાછાં વળે ત્યારે એ જ સરહદ સુધી ગાયને લેવા સામી જશે. આ રીતે તે પ્રસન્ન થાય ત્યાં સુધી બન્ને જણ તેની સેવા કરવાનું ચાલુ રાખજો !' આટલી સૂચના સાથે ઋષિએ આશીર્વચન કહ્યાં: 'તારા કામમાં કદી વિઘ્ન ન આવો, તારી મનોકામના પૂર્ણ થાઓ!'

દેશકાળને જાણનારાં રાજારાણીએ ઋષિવરે બતાવેલી સૂચના સંતુષ્ટ થઈને માથે ચઢાવી. એ પછી રાત્રીનો સમય થઈ જતાં વસિષ્ઠ ઋષિએ બન્ને જણને વિદાય દઈ સૂઈ જવાની આજ્ઞા આપી. અને બન્ને જણે તે રાત્રિ ઋષિની પર્ણકૂટિમાં દર્ભની પથારી ઉપર વિતાવી.

બીજે દિવસે પ્રજાનો સ્વામી દિલીપ અને તેની પ્રીતિવત્સલા સ્ત્રી રાણી સુદક્ષિણા સવારમાં વહેલાં ઊઠ્યાં. ગાયના વાછરડાને સારી પેઠે ધવરાવ્યા પછી સુદક્ષિણાએ તેના ગળામાં માળા આરોપી, કપાળમાં ચંદનનું તિલક કર્યું, અને ભક્તિભર્યા હૃદયે ગાયની પૂજા કરી.

પૂજા પૂરી થઈ એટલે રાજાએ ગાયને વનમાં ચરવા લઈ જવા માટે છોડી. આગળ ગાય અને પાછળ પોતે; બાજુમાં રાણી સુદક્ષિણા અને પાછળ અનુચરો. આમ ચાલતાં ચાલતાં તેઓ બધાં તપોવનની સરહદ પાસે આવી પહોંચ્યાં; એટલે રાજા દિલીપે પોતાની ધર્મપત્નીને પાછાં વળવા કહ્યું. સુદક્ષિણા પાછી વળી; પછી ગાયની સંપૂર્ણ દેખરેખનો ભાર રાજાએ પોતાના ઉપર લઈ લીધો. આમ ગોસેવાનું વ્રત લીધા

પછી રાજાએ બાકીના પરિચારકોને પણ રજા આપી દીધી પોતાના દેહનુ રક્ષણ કરવા માટે તેને કઈ અગરક્ષકોની જરૂર નહોતી કારણ મનુવંશના રાજાઓ પોતે જ પોતાનુ રક્ષણ કરતા

એ પછી રાજા દિલીપ વિધવિધ પ્રકારે ગાયની સેવા કરવા લાગ્યો વનમાંથી કૂણુ કૂણું ઘાસ લાવી એનો સ્વાદિષ્ટ કોળિયો બનાવી તે પોતાના હાથે જ તેને ખવરાવતો શરીર ઉપર માખી કે મચ્છર બેસતા નહિ પણ જો કદાપિ તે બેસતાં તો તુરત જ તેને ઉડાડી દેતો ને શરીરે ધીમો સુંવાળો હાથ ફેરવી તેને પપાળતો વનની અદર જ્યા એની ઈચ્છા થાય ત્યા તેને યથેચ્છ વિહરવા દેતો આ પ્રમાણે તે ઊભી રહેતી ત્યારે તે ઊભો રહેતો તે ચાલતી ત્યારે તે ચાલતો; જ્યારે તે આરામ લેતી ત્યારે આરામ લેતો; અને તેને પાણી પાયા પછી જ પીતો આ પ્રમાણે દિલ દઈ તે ગાયની સેવા કરવા લાગ્યો

જો કે તેણે રાજ્યલક્ષ્મીના બધાં ચિહ્નોનો ત્યાગ કરી એક વનવાસીનો પોષાક ધારણ કર્યો હતો, છતા કેમ જાણે તેના બધા અગો ઉપર રાજચિહ્ન હોય તેમ એનુ આખુ શરીર અલૌકિક આભાથી દીપતુ હતુ રાજપોષાક ધારણ કર્યો ન હોવા છતાં એ રાજા જ હોય એમ લાગતુ હતુ વળી જ્યારે તે બીજા પરિચારક વિનાનો જગલમા એકલો જતો, ત્યારે તે મહાબળવાન અને સુગઠિત શરીરવાળા વરુણ દેવ જેવો લાગતો હતો રસ્તાની બન્ને બાજુ વૃક્ષો ઉપર પખીઓ કલરવ કરતા, ત્યારે કેમ જાણે છડીદારો નકી પોકારતા હોય તેમ લાગતુ હતુ પુરમા પાછાં ફરતાં જેવી રીતે નગર કન્યાઓ તેને પુષ્પ અને અક્ષતકુએ વધાવતી એવી રીતે કોમળ લતાઓ અને વૃક્ષો મદ પવનમા ડોલતાં ડોલતાં તેનુ પુષ્પવૃષ્ટિથી સ્વાગત કરતા હતા જો કે તેને ખભે હમેશા ધનુષ્ય લટકાવેલુ રહેતુ, છતાં તેનો દયાર્દ્ર ચહેરો અને માયાળુ રીતભાત જોઈ સુંદર નયનોવાળી હરણીઓ પણ તેને જોવા નિર્ભયપણે ઊભી રહેતી તે જ્યારે જગલમા થઈને જતો, ત્યારે વનના વાસમાંથી જે મીઠા સૂરો ફૂટતા હતા તે કેમ જાણે વનદેવતા તેના યશોગાન ગાતા હોય એમ લાગતુ હતુ આ રીતે પોતાના આચરણથી પવિત્ર બનેલા રાજાના શિર ઉપર છત્ર ન હોવા છતાં તેને સૂરજનો તાપ લાગતો ન હતો, કારણ પહાડી ઝરણાની પુષ્પસુગધિત હવા તેના શ્રમ તેમ જ ગરમીને હરી લેતી હતી

આવો પવિત્ર પુરુષ જ્યારે વનમા પ્રવેશ કરતો, ત્યારે દાવાનળ વગર વરસાદે ઓલાઈ જતો વૃક્ષો નવપલ્લવિત બની જતા લતાઓમા નવા ફૂલો બેસતા અને ઝાડની ડાળીએ ડાળીએ ફળ આવતા અને વનનાં પશુઓ પોતાનો હિંસક સ્વભાવ ભૂલી જતા મોટા પ્રાણીઓ નાનાને પીડતાં નહિ

ઋષિની ગાય ચરતી ચરતી વન્યભૂમિને પવિત્ર કરતી સધ્યાવેળાએ આશ્રમ તરફ પાછી વળતી રાજા દિલીપ શરીર ભારને લીધે અને નન્દિની આઉભારને લીધે મદમતી ચાલે ચાલતાં, ત્યારે રસ્તો શોભી ઊઠતો એ વખતે વરાહ પાણીમાંથી બહાર નીકળતા હતાં મોર પોતાના નિવાસસ્થાને પાછા ફરતાં હતા ને હરણાંઓ પોતાના નિત્યના ઘાસવાળા મેદાનોમા આરામ લેવા જતા હતાં આખા વન ઉપર ગાઢો અધકાર ઊતરતો હતો જતાંજતા રાજા આ દૃશ્ય જોતો હતો

ગાય ચરાવીને સાંજે જ્યારે રાજા

આશ્રમભૂમિમાં પાછો ફર્યો, ત્યારે સામે લેવા આવેલી સુદક્ષિણાએ તેને આંખ ભરીને જોયા જ કર્યો. રાજાની આગળ જતી અને સામેથી લેવા આવેલી સુદક્ષિણાની વચ્ચે ગાય દિવસ અને રાત્રિના સંગમ વચ્ચેની ખીલેલી સંધ્યા જેવી લાગતી હતી.

ગાય નજીક આવતાં જ સુદક્ષિણાએ તેને અક્ષતકુમકુમથી વધાવી ને કપાળમાં તિલક કર્યું ને ફરતી પ્રદક્ષિણા કરી, બે હાથ જોડી નમન કર્યું. ગાય જો કે પોતાના વાછરડાને મળવા અધીરી થઈ રહી હતી; છતાં તેણે આ બધી પૂજાવિધિ થવા દીધી. આ જોઈ ગાયની કૃપા તેમના ઉપર ઊતરી રહી છે, એમ જાણી રાજારાણી મનમાં ને મનમાં ખુશ થવા લાગ્યાં.

આશ્રમમાં આવી ગુરુને નમન કરી સંધ્યાવિધિ પતાવી, રાજા દિલીપ વળી પાછો ગાયની ચાકરી કરવા લાગ્યો. હમણાં જ તેને દોહી લીધી હોવાથી અત્યારે તે યથેચ્છ પડી હતી. ત્યાં જઈ ગાય પાસે બલિ અને દીવો મૂકી, બન્ને પતિપત્ની તે સૂઈ જાય તેની રાહ જોવા લાગ્યાં. ગાય સૂઈ ગઈ પછી જ રાજારાણી બન્ને જણ સૂતાં અને ઊઠ્યા પહેલાં ઊઠી જતાં.

આમ ગૌસેવાના આ કઠિન વ્રતનું પાલન કરતાંકરતાં ત્રણ અઠવાડિયાં વીતી ગયાં, ત્યારે એક દિવસ ઋષિની ગાયને થયું કે લાવને જોઉં તો ખરી કે દિલીપ રાજાને મારા ઉપર કેવીક પ્રીતિ છે! આમ વિચાર કરી નન્દિની ગૌરીપતિ નગાધિરાજ હિમાલયની ખીણ તરફ ચાલી. ત્યાં ગંગાનો જળધોધ ધસમસાટ કરતો પડતો હતો. કિનારે કૂણું કૂણું ઘાસ ઊગ્યું હતું. ગાય કિનારા ઉપરની ટેકરીનું લીલુંલીલું ઘાસ ચરવા લાગી. વસિષ્ઠ ઋષિની આ ગાય ઉપર કોઈ પણ હિંસક પશુ સ્વપ્ને પણ હુમલો કરી શકે નહિ એવો વિશ્વાસ હોવાથી રાજા નિશ્ચિંત મને પર્વતની શોભા નિહાળવામાં તલ્લીન બની ગયો હતો. એવામાં અચાનક એક સિંહે આવીને તેના ઉપર તરાપ મારી, રાજા શું થાય છે એ જુએ તે પહેલાં સિંહ તો ગાયને બળજબરીથી ઉપાડી જવા તૈયાર થયો.

મરતી ગાયે છેલ્લો ભાંભરડો દીધો અને એના પડછંદા હિમાલયની ખીણમાં ગાજી ઊઠ્યા. પથ્થરના પડછંદાથી ઘેરા બનેલા ગાયના ભાંભરડાએ નગાધિરાજ ઉપર ખોડેલી રાજાની દૃષ્ટિ, લગામ જેમ ઘોડાને ખેંચે તેમ, ખેંચીને ગાય ઉપર લાવી દીધી. લાલ રંગની ગાય ઉપર ચડેલો કેસરી સિંહ ધાતુથી લાલ બનેલી ટેકરી ઉપર લોધ્રવૃક્ષ ઊભું હોય એવો દેખાવ રજૂ કરતો હતો.

પોતાનું અભિમાન ઘવાયેલું જોઈ રાજાના ક્રોધનો પાર ન રહ્યો. સિંહને મારવા માટે તેણે ખભેથી ધનુષ્ય ઉતારી ભાથામાંથી તીર ખેંચ્યું; પણ અચાનક કોણ જાણે કેમ પણ સિંહને મારવાના આ પ્રયત્નમાં જ ભાથાપણછ સાથે તેનો જમણો હાથ જડાઈ ગયો. પલકવાર પૃથ્વીપરનો આ મહાબળવાન અને પરાક્રમશીલ રાજા કાગળ ઉપરના ચિત્ર જેવો જડ બની ગયો. ન હાલે કે ન ચાલે. આમ એકાએક તેનો હાથ જડ થઈ જવાથી રાજા અંદર ને અંદર ઊકળી ઊઠ્યો. જેવી રીતે મૂક મારેલો સાપ છંછેડાયેલો હોવા છતાં કંઈ કરી શકતો નથી ત્યારે ખૂબ ગુસ્સે થાય છે તેવી જ રીતે રાજાનું પણ થયું. તેને મનમાં એમ જ થવા લાગ્યું કે શત્રુ આટલો પાસે હોવા છતાં પોતે નિરુપાય બની તેને કંઈ કરી શકતો નથી.

રાજા આમ અંદર ને અંદર ધુંધવાઈ

રહ્યો છે એવામાં એક કૌતુક થયું સિંહને વાચા ફૂટી અને માણસ જેવો માણસ જેમ બોલે તેવી જ રીતે તે રાજા સાથે વાત કરવા લાગ્યો અને આશ્ચર્યથી અવાક બનેલા રાજાને તેણે આ વચનો કહ્યા

"હે રાજા! બસ કર, અટ્ટ થયું, તે તારાથી થાય તેટલો બધો જ પ્રયત્ન કરી લીધો, હવે તુ નકામો પ્રયત્ન કર મા, તુ કદાચ બાણ છોડીશ, તોપણ તે નકામા જશે ગમે તેવા ઝાડને જડમૂળમાંથી ઉખેડી નાખતા પ્રચંડ વાયુનો વેગ પહાડને તો હલાવી પણ શકતો નથી

હે રાજા! મારુ નામ કુંભોદર છે અને હુ અષ્ટમૂર્તિ ઈશ્વરનો સેવક અને નિકુંભનો મિત્ર છું મારી આ પીઠ શિવજીના પવિત્ર ચરણથી પુણ્યાંકિત થયેલી છે આ સામે દેવદારુનું વૃક્ષ છુ જો એ વૃક્ષને પાર્વતીજીએ પોતે સ્વહસ્તે પાણી પાઈને પુત્રની જેમ ઉછેર્યું છે

એક વખત કોઈ જંગલી હાથીએ પોતાનુ ગંડસ્થલ ઘસીને આ ઝાડની છાલ ઉખેડી નાખેલી, ત્યારે હિમાલયની પુત્રી ગૌરીને-પાર્વતીજીને કેમ જાણે પોતાના પુત્રની જ ચામડી ઊખડી ન હોય એટલું દુઃખ થયેલું તે દિવસથી ગૌરીપતિ ત્રિશૂલધારી ભગવાન શંકરે મને સિંહ બનાવીને આ ખીણનું રક્ષણ કરવા નીમ્યો છે કોઈ મદમત્ત હાથી પોતાના ગંડસ્થલથી આ ઝાડની છાલ ઉખેડે નહિ. એટલા માટે હું ચોકી કરુ છું અને એમણે આપેલી છૂટ મુજબ જે કોઈ પ્રાણી મારા પંજામાં આવે તેનો હું શિકાર કરી તેના ઉપર હું નભુ છું આજે આ ગાય મારા પંજામાં આવી ચડી છે એ ઈશ્વરી સંકેત છે દેવોના દુશ્મન રાહુને ચંદ્રમાના અમૃતથી જેવી તૃપ્તિ થાય તેવી તૃપ્તિ મને ભૂખ્યાને આ ગાયના લોહીમાંસનુ પારણુ કરવાથી થશે માટે હે રાજા! તુ લજ્જાની લાગણીનો ત્યાગ કરી ઘેર પાછો જા તારે કંઈ જ શરમાવાની જરૂર નથી કારણ તે તારા ગુરુ પ્રત્યેની શિષ્યભક્તિ બરાબર બતાવી છે જે વસ્તુનું રક્ષણ શસ્ત્રથી પણ કરવું અશક્ય છે એ શસ્ત્ર ધારણ કરનાર યોદ્ધાઓની કીર્તિને ક્ષીણ કરી શકતુ નથી"

રાજા દિલીપે જ્યારે જાણ્યુ કે શંકરના પ્રભાવથી પોતાનુ શસ્ત્ર નકામુ બનાવવામા આવ્યુ હતુ, ત્યારે તેને પોતાની જાત પ્રત્યેનો તિરસ્કાર ઓછો થયો અને મનમા કંઈક સમાધાન થયુ તોપણ બાણ ફેંકવાના પ્રયત્નમા પહેલી જ વખત નિષ્ફળ જતાં સિંહને ઉદ્દેશીને તે બોલ્યો

"મારી ગતિવિધિ રોકાઈ ગઈ છે, એટલે સંભવ છે કે કદાચ મારા આ વચનો તને હાસ્યાસ્પદ લાગશે તોપણ તુ પ્રાણી માત્રના અંતરને જાણનારો છે એટલે હુ વિના સંકોચે મારા અંતરની વાત જણાવુ છુ સચરાચર જીવોના જે સર્જન, સ્થિતિ અને સંહારનો જે કર્તા છે એવા દેવોના દેવ પરમેશ્વર મને માન્ય છે છતા યજ્ઞનો અગ્નિ અખંડ રાખતા મારા ગુરુદેવે સોંપેલા ધનનો નજર સામે નાશ થવા દેવો એ પણ ચલાવી શકાય નહિ એટલે સારી વાત એ છે, કે હે રક્ષપાલ! તુ મારા દેહનો આહાર કરીને તારી ક્ષુધા શમાવ અને જેનાં વાછરડાં સંધ્યાવેળાએ એની માતાને જોવા આતુર છે એવી ગાયને મુક્ત કર"

પછી મૃગાધિરાજ સિંહ પોતાના કરાળ-કાળ જડબા ઉઘાડી ધવલ દંતાવલિના કિરણતેજથી ગુફાનો અંધકાર ભેદી જરા હસ્યો અને દિલીપને ઉદ્દેશીને આ વચનો બોલ્યો

"હે રાજન્! તારી વાત સાંભળીને મને

હસવું આવે છે. જગતનો તું એકછત્ર સમ્રાટ છો, યુવાન વય છે અને આવું સુંદર શરીર છે. આ બધું એક નજીવી વસ્તુ માટે ફેંકી દેવું, અલ્પના હેતુ માટે બહુનો ઘાત કરવો–આ બધું મને બુદ્ધિયુક્ત નથી લાગતું. તારી વિચારશક્તિમાં મને દોષ દેખાય છે. તું વિચારમૂઢ થયેલો હોય એમ મને લાગે છે.

જો તું ભૂતમાત્ર પ્રત્યેની અનુકંપાથી પ્રેરાઈને આ કાર્ય કરતો હોય, તો તારા વિનાશથી તો આ એક જ ગાય બચશે; પણ જો તું જીવતો રહીશ તો તારી પ્રજાનું સદાને માટે વિપદમાંથી રક્ષણ કરીશ. એકને મરવા દઈ લાખોને પાળી શકીશ. કદાચ તને અગ્નિમૂર્તિ સમા ગુરુની કોપ-દ્રષ્ટિની બીક લાગતી હોય, તો એવી બીક રાખવાની જરૂર નથી; કારણ ઘડા જેવડા આઉવાળી કરોડો ગાયોનું દાન કરી ગુરુનો કોપ શમાવવાનું તો તારા હાથમાં જ છે. એથી કલ્યાણપરંપરાવાળા કાંતિમાન દેહની રક્ષા કર. કારણ કે ઇંદ્રના રાજ્ય જેવા આ પૃથ્વીના રાજ્યનો તું સ્વામી છે."

આટલું કહીને જ્યારે મૃગેન્દ્રરાજ સિંહની વાણી અટકી ગઈ, ત્યારે તેના બોલના પડઘાથી ગુફાઓ પણ ગાજી ઊઠી.

દેવના અનુચરનાં આ વચનો સાંભળી માનવદેવ રાજા દિલીપ પોતાની સામે દયાર્દ્ર નેત્રે જોઇ રહેલી ગાય સામે નજર કરીને બોલ્યો:

"તમારી વાત સાચી, પણ હું તો ક્ષત્રિય છું. વિપદમાંથી રક્ષણ કરે તે ક્ષત્રિય એ વચન તો અખિલ ભુવનમાં સિદ્ધ થઈ ચૂક્યું છે. હવે જો હું એ વચનથી વિપરીત વર્તન રાખું અને ગાયને ન બચાવી શકું તો પછી નિંદાથી મલિન બનેલા મારા પ્રાણ બચાવીને શું ? ને રાજ્ય કરીને ય શું ? વળી બીજી ગાયો આપવાથી મહર્ષિનો ક્રોધ કેવી રીતે શમી શકે ? આ કંઈ સામાન્ય ગાય નથી. એ સુરભીથી જરા ય ઊતરતી નથી. અને અત્યારે તું એના ઉપર હુમલો કરવા શક્તિમાન થયો છે, તે પણ શંકરના પ્રભાવથી જ. એથી તે ગાય મુક્તિની પૂર્ણ અધિકારી છે. તેના બદલામાં મારો દેહ આપું છું. આમ કરવાથી તારું પારણું જશે નહિ અને ઋષિના ક્રિયા-વિધિના સાધનનો પણ નાશ થશે નહિ. વળી આ દેવદારુનું રક્ષણ તું ઘણા યત્ન-પૂર્વક કરી રહ્યો છે અને બીજાનો નોકર પણ છે એટલે મારી વાત સમજી શકીશ, કે રક્ષણ તળેનાનો વિનાશ કરી પોતે જરા પણ ઈજા પામ્યા સિવાય અક્ષતપણે સ્વામીની સામે ઊભા રહેવું કેટલું અશક્ય છે ? તારો ઇરાદો કદાચ મને ઈજા પહોંચાડવાનો ન હોય, તોપણ હું તને વિનંતિ કરું છું કે મારા યશઃશરીર તરફ દયા બતાવ અને માટીના લોંદાનો બનેલો આ ક્ષણભંગુર દેહ જે નાશ થવા જ સર્જાયો છે તેનો નાશ કર. પંડિતો કહે છે કે સંભાષણથી મિત્રતા બંધાય છે એ રીતે આપણી બન્ને વચ્ચે પણ આ વનમાં મળવાથી મિત્રતા બંધાણી છે, એથી હે ભૂતનાથના અનુચર ! મારી આ વિનતિનો તું અસ્વીકાર કરીશ નહિ."

'તથાસ્તુ' કહીને સિંહે તેની વિનતિ માન્ય રાખી એટલે દિલીપનો હાથ છૂટો થઈ ગયો. તુરત જ તેણે પોતાના શસ્ત્રનો ત્યાગ કર્યો અને પોતાનો સમસ્ત દેહ કેમ જાણે માંસપિંડ હોય તેમ તેણે સિંહના મુખ આગળ ધરી દીધો અને એ જ ક્ષણે સિંહના ઉગ્ર થાપાના પ્રહારની રાહ જોતો પ્રજાપાલક રાજા નીચું મુખ કરી બેઠો રહ્યો.

પણ ત્યાં તો ફરીને કૌતુક થયું.

તેના ઉપર કોઈનો ઘાપો પડ્યો નહિ, એને બદલે આકાશમાંથી દેવોએ પુષ્પવૃષ્ટિ કરી.

'હે વત્સ! ઊઠ, ઊભો થા' એવો એક અવાજ થયો અને રાજા એ અમૃતમય વાણી સાંભળી ને જેવો ઊભો થયો અને આંખ ઉઘાડીને જોયું તો સિંહ ય નથી ને કંઈ નથી. માત્ર પોતાની માતા જેવી નંદિની દૂધની શેડ્યો વછોડી રહી છે. રાજાના આશ્ચર્યનો કોઈ પાર ન રહ્યો. એ પછી ચાકત થયેલા રાજાને ઉદ્દેશીને નંદિનીએ પ્રસન્ન થઈ આ વચનો કહ્યાં: "હે રાજા! અહીં કોઈ સિંહ પણ નથી અને કાતર નેત્રોવાળી ગાય પણ નથી એ તો તારી પરીક્ષા કરવા મારી માયાના બળે એ બધું મેં ઊભું કર્યું હતું. ઋષિના પ્રભાવથી સાક્ષાત્ યમદેવતા પણ મને મારવા સમર્થ નથી તો બીજાં હિંસક પશુઓનું તો શું ગજું? હે વત્સ' તારી ગુરુભક્તિથી તેમ જ મારા પ્રત્યેની તારી દયાથી હું પ્રસન્ન થઈ છું. માગ, તારી ઇચ્છામાં આવે તે વરદાન માગ! હું માત્ર દૂધ જ આપી શકું છું એમ ન માન. મને જો બરાબર પ્રસન્ન કરી હોય તો હું ગમે તે કામના પૂરી કરી શકું છું."

પછી જેણે પોતાના બાહુબળથી 'વીર'નું પદ પ્રાપ્ત કર્યું હતું, એવા રાજાએ હાથ જોડીને કહ્યું: 'હે ગાય માતા! તમે જો ખરે જ મારા ઉપર પ્રસન્ન થયાં હો, તો સુદક્ષિણાની કૂખે અનંત અને અક્ષય્ય કીર્તિને પામે તથા વંશનો કર્તા થાય એવો પુત્ર આપજો.'

'તથાસ્તુ' કહીને નંદિનીએ તેને વરદાન આપ્યું. ને કહ્યું: 'પત્રાવળીના દડિયામાં મારું દૂધ દોહીને પી જા. એટલે તારી કામની પૂરી થશે'

ત્યારે દિલીપે જવાબ આપ્યો: 'હે માતા! ઋષિવરની રજા મેળવીને પછી જ તમારું દૂધ હું પીઉં એવી મારી ઇચ્છા છે. પહેલાં વાછરડાને ધાવી લેવા દો, હોમની યજ્ઞવિધિ માટે જરૂરી ભાગ પણ અલગ કાઢી લેવા દો, એ પછી જે બાકી વધશે તે જ હું લઈશ.'

નંદિની દિલીપની ઉપરની વિનતિથી ઊલટી વધારે પ્રસન્ન થઈ અને હિમાલયની ખીણમાંથી થાક્યા વગર જ સીધી ઋષિના આશ્રમે પાછી ફરી પાછળ પાછળ દિલીપ પણ આવ્યો.

તે દિવસે વસિષ્ઠ ઋષિએ પૂર્ણિમાના ચંદ્ર જેવું આનંદથી પુલકિત થયેલું દિલીપનું મુખ જોયું, ત્યારથી જ તે ગાયની તેના ઉપર થયેલી કૃપા જાણી ગયા. તોપણ હર્ષના અતિરેકમાં આવીને જ્યારે તેણે પોતાના સૌભાગ્યની અથથી ઇતિ સુધી બધી વાત કરી, ત્યારે ઋષિવરે તે ધીરજપૂર્વક સાંભળી. એ પછી એ વાત તેણે પોતાની રાણીને જણાવી.

ત્યારબાદ વસિષ્ઠ ગુરુની આજ્ઞા લઈને અનિંદ્ય આત્માવાળા રાજાએ નંદિનીનું દૂધ વાછરડાને પિવરાવ્યા પછી અને યજ્ઞવિધિ માટે ઉપયોગપૂરતું કાઢી લીધા પછી બાકી રહેલું દૂધ પી લીધું

બીજે દિવસે સવારે ઇંદ્રિયોને વશીભૂત કરનાર વસિષ્ઠ ઋષિએ ગોસેવાવ્રતના પારણાને અનુરૂપ ભોજન આપ્યું અને ત્યારપછી પ્રસ્થાનપ્રસંગને યોગ્ય એવા આશીર્વાદ આપી રાજદંપતીને પોતાની રાજધાનીમાં જવા વિદાય કર્યાં.

★

# અમેરિકાની વિકાસકથા

*

**શ્રી. વિજયગુપ્ત મૌર્ય**

અમેરિકા નામ સાંભળતાં જ જાણે ડૉલરના રણકાર સંભળાય છે, રેડિયોના સૂર સંભળાય છે, મોટીમોટી મહેલાતો નજર સામે ખડી થઈ જાય છે, અનાજ, પાક જગતની અઢળક સમૃદ્ધિ જાણે અમેરિકાના જ આંગણામાં ઠલવાઇ રહી છે એવું લાગે. એવો ધનાઢ્ય આ દેશ પ્રથમથી જ સમૃદ્ધિ વૈભવથી ભરેલો નહોતો. બ્રિટિશ ટાપુઓમાંથી સ્વમાન ખાતર નીકળી જનારી ધર્મરત પ્રજાએ વસાવેલા આ દેશ વચ્ચે અને આપણા હિંદ વચ્ચે કેટલુંક સામ્ય છે, અને કેટલુંક વૈષમ્ય છે; પરંતુ તેના અદ્ભુત પુરુષાર્થમાંથી તો આપણે પ્રેરણા લેવી જ જોઈએ. 'અખંડ આનંદ'ના વાચકોને આ જ પ્રકારે અન્ય મહાન રાષ્ટ્રોની વિકાસકથાઓ પણ કહેવામાં આવશે.

ત્રણસો ને અઠ્ઠાવીસ વર્ષ પહેલાંની વાત છે. ઇ. સ. ૧૬૨૦ની સાલમાં ઇંગ્લૅંડથી 'મે ફ્લાવર' નામનું એક નાનું અને નાજુક વહાણ અમેરિકા જવા ઊપડ્યું. તેના મુસાફરો ખ્રિસ્તી ધર્મના એક મતમાં માનનારા હતા. ઇંગ્લૅંડમાં તે વખતે જે ધર્મગુરુઓ વર્ચસ્વ ભોગવતા હતા, તેઓ ખ્રિસ્તી ધર્મના બીજા પંથમાં માનનારા હતા; પણ પોતાના મતથી વિરુદ્ધ પડનારની ધાર્મિક લાગણીને નિભાવી લેવાની ઉદારતા આ ધર્મગુરુઓમાં ન હતી. ધાર્મિક અસહિષ્ણુતાએ દુનિયામાં કંઈ ઓછા ઉત્પાત મચાવ્યા છે? આ ધર્મગુરુઓએ જુદા મતમાં માનનારાઓ પ્રત્યે જુલમ આદર્યા. ધર્મને નામે કંઈ ઓછા અનર્થ થાય છે? પરંતુ પોતાની ધાર્મિક માન્યતામાં અડગ રહેનારા વીરલા પણ આ દુનિયાએ જોયા છે. જ્યારે આ લોકોને ધર્મને નામે થતી જુલમગીરી અસહ્ય લાગી ત્યારે અન્યાયને તાબે થવાને બદલે તેઓએ પોતાનું માદરે વતન છોડવાનું પસંદ કર્યું. 'મે ફ્લાવર' નામની નાજુક નૌકાના નેતૃત્વ નીચે આ ધૈર્યવીર અને ધર્મવીર મનુષ્યો અમેરિકામાં વસવા માટે હંકારી ગયા.

અમેરિકામાં પહેલી જ વસાહત નાખનારા આ માણસો આવું અડગ આત્મબળ અને ઉચ્ચ ચારિત્ર્ય ધરાવતા હતા. અમેરિકાના રાષ્ટ્રનો પાયો આવા વિરલ મનુષ્યોને હાથે પડ્યો. આ હિજરતીઓ કંઈ ધર્મઘેલછાવાળા અંધશ્રદ્ધાળુ ન હતા. તેઓમાં મહાન વિચારકો, તત્ત્વચિંતકો, લેખકો અને યોજકો હતા; પરંતુ કોને સ્વપ્ને પણ કલ્પના આવી હશે, કે 'મે ફ્લાવર'માં હિજરત કરી જનારાઓ એવા હિજરતીઓના પુરોગામી હશે કે જેઓ એ અજાણ્યા, અણખેડાયેલા ખંડમાં દુનિયાના સૌથી સુખી, સમૃદ્ધ અને સબળ રાષ્ટ્રનું ચણતર કરશે?

સાહસ વિના દુનિયામાં ક્યાંય ફતેહ મળે છે? ક્યાંય આગળ વધાય છે? વિચાર કરો કે જ્યારે અમેરિકાના નવા ખંડ વિષે આ લોકોને નકશાનું જ્ઞાન ન હતું અને તેની ભૂગોળનું ભાન ન હતું, ત્યારે પોતાની જનમભોમને ત્યજીને સદા માટે એ અજાણી દુનિયામાં વસવા જનારા કેવા હિંમતવાન, કેવા સાહસવાન હશે!

પરંતુ એ બનાવની પહેલાં એકસો ને અઠ્ઠાવીસ વર્ષ અગાઉ જે સાહસિક ખલાસીઓ હિંદુસ્તાનને પશ્ચિમ દિશાએથી શોધવા માટે અજાણ્યા અને અણખેડાયેલા

દરિયા ડોળતાં નીકળી પડ્યા હશે તેમની હિંમતનાં શાં વખાણ કરવાં! અમેરિકા કોણે શોધ્યો તે વિષે ઘણા મતભેદ છે. બહુ ઊંડા ઊતરીએ તો દોઢ-બે હજાર વર્ષ પહેલાં એશિયાના લોકો અમેરિકા ગયા હતા એમ જણાય છે. બૌદ્ધ સાધુઓએ ત્યાં ધર્મ ફેલાવવાને એવી કપરી અને લાંબી સફર ખેડી હોય એમ લાગે છે. તામ્રવર્ણના અમેરિકન આદિવાસીઓ કંઈ જંગલી નથી. જ્યારે ગોરી પ્રજા અમેરિકા પહોંચી, ત્યારે અમેરિકાના મૂળ વતનીઓ ઊંચી સંસ્કૃતિ ધરાવતા હતા. એમનો ધર્મ મહાન હતો. એમની શક્તિ એમના જીવનમાં બધે જણાઈ આવતી હતી ગોરાઓ અને ખાસ કરીને સ્પેનીશ લોકોના હાથે તેઓને એટલા બધા ભયંકર અત્યાચારો સહન કરવા પડ્યા, કે છેવટે એમની સંસ્કૃતિનો નાશ થયો અને એક વ્યાપક પ્રજા તરીકે પણ તેમનો નાશ થયો.

ભૂતકાળના અંધારામાં અટવાઈ ગયેલો આ અમેરિકન આદિવાસીઓનો આપણી સાથેના સબંધનો ઇતિહાસ આપણે જતો કરીએ, તો આજથી ૯૪૮ વર્ષ પહેલાં લાઇફ એરીકસન નામના માણસે અમેરિકાની શોધ કરી હતી. અમેરિકાની શોધનો દાવો કરનારા બીજા માણસોના મત પણ ઇતિહાસમાં છે; પરંતુ તેના શોધનાર તરીકે ઇતિહાસમાં અમર થઈ જવાનું સદ્ભાગ્ય તો ક્રિસ્ટોફર કોલમ્બસના નસીબમાં લખાયું હતું, છતાં આ નવી શોધાયેલી દુનિયાનું નામ કોલંબસના નામ ઉપરથી ન પડ્યું પણ તેના મિત્ર અમેરિકસ વેસ્પુસીઅસ નામના દરિયાખેડૂના નામ ઉપરથી પડ્યું. અમેરિકસ ત્રણ વખત આ નવી દુનિયામાં જઈ આવ્યો અને દક્ષિણ અમેરિકામાં બ્રાઝીલની મુલાકાત પણ લઈ આવ્યો; પરંતુ તે દિવસે તો બ્રાઝીલમાં પણ ત્યાંની જ વસતિ હતી. કોલમ્બસ કરતાં અમેરિકસ વધારે આગળપડતા સ્વભાવનો હતો. તેણે તો પોતાના પ્રવાસવર્ણનનું એક પુસ્તક લખી નાખ્યું અને એક જર્મન વિદ્વાને તેની કદર કરીને આ નવી શોધાયેલી દુનિયાને 'અમેરિકા' નામ આપવાનું સૂચન કર્યું, ત્યારથી આ ખંડનું નામ અમેરિકા રૂઢ બની ગયું.

આ બધા ઇતિહાસમાં કોલંબસની વીરતાનાં જેટલાં વખાણ કરીએ એટલાં ઓછાં છે. મધ્યયુગનો એ જમાનો હતો. તેના ખલાસીઓ વહેમી, અજ્ઞાની અને અભણ હતા. એટલાંટિક મહાસાગરનો સામો કાંઠો ક્યાં છે તે કોઈને ખબર ન હતી, અજાણ્યા દરિયા ખેડવામાં અને અજાણી ધરતી પર પગ મૂકવામાં શું શું ભય હશે તે કોઈ જાણતું ન હતું. લાંબા સમય સુધી અનંત મહાસાગર પર ભટકીને ખલાસીઓની હિંમત ખૂટી ગઈ હતી; છતાં કોલમ્બસ તો અમેરિકા શોધીને જ જંપ્યો.

'મે ફ્લાવર'ના હિજરતીઓથી શરૂ થયેલી આ બ્રિટીશ વસાહત પાંગરવા લાગી, કાચા સોના જેવી ફળદ્રુપ ભૂમિ, વિશાળ દેશ, સ્ફૂર્તિજનક આબોહવા, પછી તો કુદરતની કૃપા પામેલા આ વસાહતીઓના વિકાસ આડે થોડા જ કોઈ અંતરાય રહે?

પરંતુ કુદરતને એ નિર્માણ કર્યું હતું કે આ દૃઢ નિશ્ચયવાળા સાહસવીરો બ્રિટનના એક સંસ્થાન તરીકે નહિ રહે, પણ સ્વતંત્ર, સમૃદ્ધ અને મહાન રાષ્ટ્ર બનશે. 'મે ફ્લાવર' પછીના કેટલાય અમેરિકાને કાંઠે ઠલવાયા અને એક પછી એક એમ તેર વસાહતો સ્થપાઈ. વસાહતીઓએ જાતમહેનત, ખંત અને ઉદ્યમથી વિશાળ વાવેતરો વાવીને આ કુમારી ભૂમિને

હરિયાળી બનાવી દીધી.

પરંતુ ઇંગ્લેંડ અને આ અમેરિકન વસાહતો વચ્ચે વિખવાદ જાગ્યો, વસાહતીઓ બ્રિટીશ રાજાની રૈયત તરીકે રહેવા અને બ્રિટીશ પાર્લામેન્ટના અમલ નીચે પોતાને ગણવા તૈયાર હતા; પરંતુ પોતાનો અવાજ પાર્લામેન્ટમાં રજૂ કરવા માટે તેઓ પાર્લામેન્ટમાં પોતાના પ્રતિનિધિઓને પણ મોકલવા માગતા હતા. મતાધિકાર એ તો માનવીનો જન્મસિદ્ધ અધિકાર છે. તેની દરકાર નહિ કરનારનું માનસ ગુલામી બની જાય છે; પરંતુ બ્રિટનમાં તે દિવસોમાં શાણા માણસોનો અભાવ હતો. સરકારને સત્તાનો મદ હતો. તેણે આ વસાહતીઓની માગણી તુચ્છકારી કાઢી. વસાહતીઓ પોતાનો જન્મસિદ્ધ અધિકાર ભોગવવા મક્કમ હતા. પછી તો કડવાશ વધવા લાગી. વિખવાદ વધ્યો. ઘર્ષણ આવ્યું. વસાહતીઓએ બ્રિટીશ સરકારને સંભળાવી દીધું કે "જો અમને પ્રતિનિધિત્વ નહિ મળે તો હવે તમને કર પણ નહિ મળે."જે કર અને કાયદા નક્કી કરવામાં અમારો અવાજ નથી, તેને અમે માન્ય પણ કેમ કરીએ?"

લડતના પહેલા પગલા તરીકે બ્રિટીશ માલનો બહિષ્કાર પોકારવામાં આવ્યો. બોસ્ટન બંદરમાં બ્રિટીશ વહાણોમાં આવેલી ચાની પેટીઓ અમેરિકન બળવાખોરોએ દરિયામાં હોમી દીધી. આ ભડકાની શરૂઆત હતી. બ્રિટનનો રાજા જ્યોર્જ ત્રીજો અને તેની સરકાર છેડાઈ પડ્યાં; પરંતુ અન્યાયનો સામનો કરનાર પ્રજાના રોષ સામે તો બ્રિટીશ સરકારનો રોષ પશુબળનું પ્રદર્શન જ કહેવાય ને? બ્રિટનને પડખે ન્યાય નહિ, પશુબળ હતું અને પશુબળ વાપરવાનું તેણે શરૂ કર્યું.

પરંતુ અમેરિકનો કંઈ એ પશુબળથી ડરી જવાના હતા? જેઓ સ્વાધીનતાના ધ્યેય માટે, જન્મસિદ્ધ અધિકારો માટે, ન્યાય અને નીતિ માટે લડે છે તેઓ કંઈ પશુબળથી ડરે? પશુબળ કરતાં આત્મબળ વધારે સમર્થ છે.

ક્યાં નખશિખ શસ્ત્રોથી સજેલું બળવાન બ્રિટન અને ક્યાં આ નવા નિશાળિયા જેવા વસાહતીઓ! પણ જે માણસ ઉમદા કામ કરવા બહાર પડે છે, તેણે પોતાની શક્તિ માટે હલકો મત ન બાંધવો જોઇએ. જે પ્રજા આઝાદ થવા માગે તેને કોણ રોકી શકે? આ વસાહતીઓએ એક પ્રજા તરીકે વિશિષ્ટ ગુણો ખીલવ્યા હતા, એ ગુણોએ એમને બળવાન બનાવ્યા. શા શા હતા એ ગુણો?

વસાહતીઓ અહીં વિશાળ ખંડમાં આવ્યા હતા. અહીં શહેરની ગંધાતી ગલીકૂંચીની અંધારી ઓરડીઓમાં જીવવાનું ન હતું. અહીં તો પહાડો, ખીણો, સરોવરો, નદીઓ, જંગલો, મેદાનો, ખેતરો, પ્રાણીઓ, એ બધાની વચ્ચે કુદરતમય જીવન જીવવાનું હતું. માણસ કુદરતને ખોળે ઊછરે ત્યારે તેનામાં બહાદુરી, હિંમત, સાહસ, બળ, ઉલ્લાસ, ચંચળતા અને આઝાદીની ખુમારી આવી જાય છે. આપણે શહેરોના અકુદરતી જીવનમાં પડીને કુદરતથી એવા વિમુખ પડી ગયા છીએ કે આપણે જ્યાં સુધી આ કુદરતી જીવનની ખુમારીનો અનુભવ ન કરીએ, ત્યાં સુધી તેનો ખ્યાલ નહિ આવે. અમેરિકનોમાં જે સ્ફૂર્તિ અને ખુમારી હતી તેનું મુખ્ય કારણ તેઓનું આ કુદરતમય જીવન હતું.

બીજું કારણ એ હતું, કે તેઓએ આ વિશાળ અને અણખેડાયેલા પ્રદેશનો વિકાસ કરવામાં સાહસવૃત્તિ કેળવી હતી. ખેતી

અને ઉદ્યમથી તેઓ આગળ વધ્યા હતા. વળી એક દેશ જ્યારે સત્ય અને ન્યાયને ખાતર, સ્વતંત્રતા અને સ્વમાનને ખાતર લડવા તૈયાર થાય છે, ત્યારે તેને દોરવા માટે મહાન નેતાઓ, મહાન સરદારો મળી રહે છે; તેને પ્રેરણા આપવા માટે મહાન વિચારકો અને લેખકો મળી રહે છે. આ વસાહતી પ્રજાને પણ વૉશિંગ્ટન, જેફરસન, હેમિલ્ટન આદમ્સ, ફ્રેંકલીન વગેરે મહાન નેતાઓએ પ્રજાને દોરવણી આપી બ્રિટન સામેનુ યુદ્ધ તો બહુ લાબુ ચાલ્યુ, પરંતુ છેવટે સત્યનો જય થયો અને અમેરિકાએ બ્રિટનની ધૂંસરી ફગાવી દીધી. અમેરિકા આઝાદ બન્યું અને બ્રિટને તેની સ્વતત્રતાનો સ્વીકાર કર્યો.

પરંતુ અમેરિકાના આઝાદી જગમાં જ્યોર્જ વૉશિંગ્ટનનો ખાસ ઉલ્લેખ કરવો જોઈએ. એ સત્યનિષ્ઠ, ન્યાયી, ઉદાર, ઉચ્ચ ચારિત્ર્યશીલ અને પ્રમાણિક પુરુષ અમેરિકાનો રાષ્ટ્રપિતા છે તેણે જેમ યુદ્ધમા તેમ શાતિમા પણ મોખરે રહીને પ્રજાને દોરવણી આપી શુદ્ધ સુવર્ણ જેવું જેનું ચારિત્ર્ય હોય, સ્ફટિક જેવું નિર્મલ જેનું હૃદય હોય એવા ગાંધીજી અને નેહરુ જેવા મહાપુરુષો જ રાષ્ટ્રનું ઘડતર કરી શકે.

સ્વતત્રતા કંઈ પારસમણિ નથી, કે જેના સ્પર્શમાત્રથી દેશ સુખી અને સમૃદ્ધ બની જાય આપણે પણ સ્વતત્ર થયા છીએ, પરંતુ આપણી સામે તો મુશ્કેલીઓ વધી છે અમેરિકાના પણ એ જ હાલહવાલ હતા. સ્વતંત્રતા મેળવવી એ એક વાત છે, તેને જીરવવી અને જીરવીને દેશને મહાન બનાવવો એ બીજી વાત છે આપણી સામે અનેક કોયડા છે તેમ અમેરિકા સામે પણ હતા. આપણને આંતરવિગ્રહનો ભય મૂઝવે છે, પ જાબે તો આંતરવિગ્રહ જોયો પણ ખરો, તેમ અમેરિકાને તો ખરેખર એક ભીષણ આંતરવિગ્રહમાથી પસાર થવું પડ્યુ.

એક મહાન દેશ માટે આદર્શ બંધારણ ઘડવાનું મહાન કાર્ય કરવાનું હતું, તેનો પાયો તો બ્રિટન સામેના વિગ્રહ દરમિયાન જ પડી ગયો હતો જુદીજુદી વસાહતોના જુદાંજુદાં રાજ્યો ગણાતાં હતા તેમનુ એકીકરણ કરીને સમૂહતંત્ર બનાવવામાં આવ્યુ. એ સમૂહતંત્રનું બંધારણ અમેરિકા માટે આદર્શ છે. એ લોકશાહીના ધોરણે રચાયું છે અને પ્રજાની વિચારસરણીને એટલુ બધું અનુસરતુ છે કે હજી સુધી ત્યા બે રાજકીય પક્ષો સિવાય ત્રીજો કોઈ મહત્ત્વનો પક્ષ રચવાની જરૂર નથી પડી આપણે પણ તેના બંધારણમાથી કેટલોક ભાગ અપનાવ્યો છે.

દુશ્મન સાથે મિત્રાચારી કરવી એ મુશ્કેલ કામ છે. હારેલા દુશ્મનના મનમાથી કાંટો કાઢી નાખવો એ વળી વધારે મુશ્કેલ છે આપણે જેમ બ્રિટિશ લોકો સામેની કડવાશ ભૂલતા નથી તેમ અમેરિકાને પણ હતું. હારેલા બ્રિટને અમેરિકા સામે ખૂબ દ્વેષ રાખ્યો હતો. બે વાર તો ફરીથી વિગ્રહમાં ઊતરવાનો પણ ઉશ્કેરાટ આવ્યો હતો. એક વખત તો બને દેશો ખરેખર લડી પડ્યા, પરંતુ એ કઠણ સમયમાંથી પસાર થઈને અમેરિકાના શાણા માણસોએ છેવટે બે દેશ વચ્ચે શાંતિ અને મૈત્રીનો સબંધ બાધ્યો.

આજે આપણે સ્વતંત્ર થયા છીએ, ત્યારે આપણને એશિયાના બીજા દેશો ઉપર રાજ કરનાર પરદેશી ગોરાઓ ઉપર રોષ આવે છે આપણે એશિયાના તમામ દેશોને સ્વતત્ર જોવા આતુર છીએ, અને આપણા વિચારકો અને નેતાઓ

એમ ઇચ્છે છે, કે આપણે એવા બળવાન હોઈએ કે જેથી આપણે આખા એશિયા માટે એવા સિદ્ધાંતની જાહેરાત કરી દઈએ, કે જો કોઈ પણ યુરોપીય રાજ આઝાદ થવા માગતા એશિયાની કોઈ પણ પ્રજા પર આક્રમણ કરશે, કે તેની આઝાદી અટકાવશે, તો તેની સામે હિંદુસ્તાન લડાઈમાં ઊતરશે અને એશિયાનાં રાજ્યોનું રક્ષણ કરશે. કમનસીબે હજી આપણે એવા બળવાન નથી, છતાં આપણે આપણી શક્તિ અને લાગવગ અસરકારક રીતે તે માટે વાપરી રહ્યા છીએ. એ જ પ્રમાણે અમેરિકાએ પણ પોતાની નૈતિક ફરજ બજાવી. જ્યારે ૧૯મી સદીના પ્રથમ ભાગમાં દક્ષિણ અમેરિકાનાં રાજ્યો સ્પેનના સામ્રાજ્યમાંથી નીકળી સ્વતંત્ર થવા લાગ્યાં અને રશિયા સ્પેનને ટેકો આપતું હતું, ત્યારે અમેરિકાના પ્રમુખ મનરોએ એવી જાહેરાત કરી કે અમેરિકાના ખંડ પરના કોઈ પણ રાજ્યની સ્વતંત્રતા આડે આવનાર રાજ્યને અમે અમારો દુશ્મન ગણીશું. પરિણામે અમેરિકાની મુરબ્બીવટ નીચે દક્ષિણ અમેરિકાનાં તથા મધ્ય અમેરિકાનાં બધાં રાજ્યો સ્વતંત્ર થયાં. અમેરિકા માટે આ શું ઓછો ફાયદો હતો? આમ પ્રખ્યાત 'મનરો સિદ્ધાંત' અમલમાં આવ્યો, જેણે અમેરિકાને લાંબી શાંતિ અને પરિણામે સમૃદ્ધિ આપી. મનરો સિદ્ધાંતની જાહેરાત ઇ. ૧૮૨૩માં થઈ.

અમેરિકાની સરકારને અને તેને ટેકો આપનારા અમેરિકનોની ઉદારતા અને માનવતાની અગ્નિપરીક્ષાનો એક મહાન પ્રસંગ આવ્યો. અમેરિકાનો દેશ વિશાળ છે, તેની ખીલવણી માટે તો બહુ મોટી વસ્તીની જરૂર હતી; પરંતુ કંઈ યુરોપમાંથી આવેલા વસાહતીઓની સંખ્યા તે માટે પૂરતી ન હતી. બીજી બાજુ દેશનો વિકાસ કરવાનો હતો. છેવટે પ્રજા એક ઘણા ખરાબ પ્રલોભનમાં પડી ગઈ. સ્વાર્થી અને નિર્દય લોકો આફ્રિકામાંથી સશક્ત હબસીઓને પકડી લાવી, ખેતરોમાં ગુલામ તરીકે કામ કરવા માટે અમેરિકામાં વેચવા લાગ્યા. આ ગુલામોનો અમાનુષી અને જુલમી વેપાર ઘણાં વર્ષ ચાલ્યો. સ્વાર્થ માણસને માણસાઈ ભુલાવી દે છે. પરિણામે અમેરિકામાં આ હબસી ગુલામોની સંખ્યા પણ ઘણી થઈ ગઈ હતી; પરંતુ તેમની દશા બહુ દયાજનક હતી. માલિકો માણસાઈ ભૂલીને તેમની પાસેથી અનહદ કામ કરાવતા અને તેમની સામે નિર્દય વર્તાવ રાખતા. અમેરિકન સરકાર અને ખાસ કરીને ઉત્તર બાજુની અમેરિકન પ્રજામાં મોટો ભાગ સહૃદયી હતો. તેમને આ પ્રથા પ્રત્યે ભારે નફરત હતી; પરંતુ દક્ષિણના લોકો આ નિર્દય પ્રથાને વળગી રહેવા માગતા હતા. પરિણામે ઉત્તર અને દક્ષિણના પ્રાંતો (રાજ્યો) વચ્ચે મોટો મતભેદ ઊભો થયો હતો. ઉત્તરના પ્રાંતોનો પ્રજામત આ નિંદ્ય પ્રજા સામે ખળભળી ઊઠ્યો હતો. ગુલામીના વિરોધીઓમાં કેલહાઉન નામનો એક ઉદારચરિત નેતા હતો. તેનું મૃત્યુ સમીપ હતું; પરંતુ મરતાં મરતાં તે આ મૂગા, ગરીબ, અનાથ ગુલામોનું શ્રેય કરી જવા માગતો હતો. ગુલામોના છુટકારા માટે તેણે એક જુસ્સાદાર ભાષણ લખ્યું. પરંતુ સેનેટમાં એ ભાષણ તેના મિત્રને વાંચવું પડ્યું.

ગુલામીની પ્રથા રાખવી કે રદ કરવી તેના વિષે જુદાંજુદાં સંસ્થાનો (પ્રાંતો) તેમ જ જુદાજુદા પક્ષો વચ્ચે ખૂબ ખેંચતાણ ચાલી. છેવટે ૧૮૬૦માં અમેરિકાના પ્રમુખની જે ચૂંટણી થઈ તે ગુલામીની પ્રથા

રાખવી કે કાઢી નાખવી તેના મુદ્દા ઉપર જ થઈ અબ્રાહમ લિંકન નામનો સહૃદયી નેતા ગુલામીની પ્રથા રદ કરવાના હિમાયતી તરીકે પ્રમુખપદ માટે ઉમેદવાર બન્યો, અને જીત્યો, પરંતુ દક્ષિણના પ્રાંતો ગુલામીની પ્રથાના હિમાયતી હતા અને તેઓએ મધ્યસ્થ સરકાર સામે બળવો પોકાર્યો જેમ આપણે ત્યાં કેટલાક રાજાઓ અને આસામના કેટલાક પહાડી લોકોએ રાષ્ટ્રીય સરકારની સત્તા નાકબૂલ કરીને પોતાની સ્વતંત્રતા જાહેર કરી અને અમુક વખતે તો આપણી રાષ્ટ્રીય એકતા પણ ભયમા આવી પડી હતી, તેમ અમેરિકામા પણ બન્યુ આપણે તો અમેરિકનો કરતા વધારે યાતનામાંથી પસાર થવું પડ્યુ છે અને દેશના ભાગલા પણ થવા દેવા પડ્યા છે અમેરિકાએ રાષ્ટ્રીય એકતા જાળવવા માટે આંતરવિગ્રહ પણ વહોરી લીધો

બે વિરોધી છાવણીમા દેશ વહેંચાઈ ગયો રાષ્ટ્રીય એકતામા અને ગુલામીની પ્રથાની નાબૂદીમા માનનારા ઉમદા માણસો સરકારીપક્ષે લડ્યા, પરંતુ ઇંગ્લેંડમા આંતરવિગ્રહમા બન્યુ હતુ તેમ અહીં પણ ભાઈ ભાઈ સામે અને પુત્ર પિતા સામે આ બે રાષ્ટ્રીય મુદ્દા પર લડવા બહાર પડ્યા બે વર્ષની ખૂનખાર લડાઈએ પાચ લાખ માણસોનો ભોગ લીધો અને બીજા લાખો ઘવાયા, પરંતુ આ અગ્નિપરીક્ષાને અંતે બળવાખોર પ્રાંતો અને ગુલામીની પ્રથાના હિમાયતીઓ હાર્યા સત્ય અને ન્યાયનો વિજય થયો; પરંતુ તે માટે કેવો ભોગ આપવા પડ્યા !

અને આ ખૂનખાર આંતરવિગ્રહમા વિજય મેળવીને અબ્રાહમ લિંકને ગુલામીની પ્રથા નાબૂદ કરી બધાય ગુલામો મુક્ત બન્યા અને તેઓ શહેરી બન્યા અમેરિકન રાષ્ટ્ર એક અને અવિભક્ત બન્યું.

૧૮૬૫ના એપ્રિલની ૧૪મી તારીખે આ મહાન અમેરિકન પ્રમુખ અબ્રાહમ લિંકનનું ખૂન થયું રાષ્ટ્રની અજોડ સેવા કરવામા તેણે પોતાના પ્રાણ વડે કિંમત ચૂકવી અમેરિકાના ઇતિહાસમા વૉશિંગ્ટન સાથે લિંકનનુ નામ પણ અમર છે

લિંકન ગયો, પરંતુ આંતરવિગ્રહના જખમ રુઝાવવા માટે, હારેલા પક્ષની કડવાશ માટે તે ઉદાર રાજનીતિ મૂકતો ગયો એ ઉદારનીતિએ દક્ષિણના પ્રાંતોની પ્રજાનુ મન મનાવી લીધુ, પરંતુ જેઓએ ગુલામીની પ્રથાની નાબૂદી સામે વિરોધ ચાલુ રાખ્યો તેઓની સામે સખત હાથે કામ લેવામા આવ્યુ અને ગુલામોને મુક્ત કરીને સમાન શહેરી હક્ક આપવામા આ યા

અમેરિકાનો આંતરવિગ્રહ પૂરો થયો ત્યારથી પહેલા વિશ્વવિગ્રહ સુધીના કાળમા અમેરિકાએ અજબ પ્રગતિ સાધી અમેરિકા માટે તે શાંતિનો કાળ હતો એક પ્રજા જ્યારે સ્વતંત્ર થાય અને એ સ્વતંત્રતા જીરવવા અને તે પ્રમાણે જીવવાની જવાબદારી સમજે, ત્યારે તે કેવી સુંદર પ્રગતિ કરી શકે છે તેનો સુંદર દાખલો અમેરિકા પૂરો પાડે છે ઉદ્યમ, ખંત, સ્વદેશપ્રેમ, એકતા, કેળવણી અને સાહસ-વૃત્તિએ અમેરિકાની કાયા પલટી નાખી જેમ આપણે ત્યાં લગભગ દરેક કાચો માલ પાકે છે અને ઉદ્યોગોની વિશાળ ખીલવણી માટે ઉજ્જવળ ભાવિની ખાતરી આપે છે તેમ અમેરિકામા પણ લગભગ દરેક કાચો માલ નીકળે છે અને એ રીતે જે દેશ ત્રણસો વર્ષ પર અણખેડાયેલા વનવગડાનો બનેલો હતો તે આજે ધાન્યથી લચકતા અનંત ખેતરોથી હસે છે અને ધીખતા ઉદ્યોગોથી ધમધમે છે પરિણામે

અમેરિકા દુનિયાનાં પ્રથમ પંક્તિનાં રાજ્યોની હરોળમાં આવી ગયું. માણસ દૃઢ નિશ્ચય કરીને પોતાના દેશને આગળ લાવવા કમ્મર કસે તો તે શું ન કરી શકે ?

શાંતિના સમયમાં પ્રજાએ વીરત્વ ન ભૂલી જવું જોઈએ. સુખસમૃદ્ધિના વૈભવમાં વિલાસી બનીને નિર્માલ્ય ન બની જવું જોઈએ. દેશને મહાન બનાવવો હોય અને તેની મહત્તા જાળવવી હોય તો પ્રજાએ સદા જાગૃત રહેવું જોઈએ. અમેરિકન પ્રજા જો જાગૃત ન રહી હોત તો પહેલા અને બીજા વિશ્વવિગ્રહમાં તેઓએ ઝુકાવીને અમેરિકા માટે ભાવિ ભય દૂર કર્યો અને રાષ્ટ્રને દુનિયાની મોખરે લાવી દીધું તે ક્યાંથી બનત ? બંને વિશ્વવિગ્રહમાં જર્મની હાર્યું, તે અમેરિકાને જ આભારી છે. અને બીજા વિશ્વયુદ્ધમાં તો તેણે ઇતિહાસને પલટી નાખ્યો અને આખી દુનિયાનું સૌથી ધનવાન અને સૌથી બળવાન રાજ્ય બની ગયું.

ત્રણસો વર્ષમાં કેવું વિરાટ પરિવર્તન !

આજના અમેરિકાની સુખસમૃદ્ધિનો તો ખ્યાલ લાવવો પણ મુશ્કેલ છે. અમેરિકાની પ્રજા આપણા કરતાં ત્રીસગણું વધારે કમાય છે અને ખરચે છે. તે દર ત્રણ માણસે એક મોટરગાડી ધરાવે છે. દુનિયાના સમગ્ર સોનાનો ઘણોખરો ભાગ અમેરિકા પાસે છે. અમેરિકાની સરકાર પાસે જે સોનું છે તેની કિંમત પંચોતેર અબજ રૂપિયા થાય છે !

અમેરિકન પ્રજાના જીવન-વિષે પણ આપણે જાણવું જોઈએ. એ પ્રજા એટલી બધી સુખી અને ધનવાન છે કે તેને ઓછું કામ કરવું પડે છે; છતાં વધુ આવક મળે છે. અમેરિકન પ્રજા વધુમાં વધુ અનાજ, કાચો માલ અને તૈયાર માલ પેદા કરે છે. આખી દુનિયાનાં લગભગ તમામ રાજ્યો તેનાં કરજદાર છે, લગભગ તમામ દેશોને તે અનાજ પૂરું પાડે છે અને અમેરિકાના માલથી દુનિયાની બજારો ભરેલી છે.

અમેરિકન પ્રજા સારામાં સારો ખોરાક ખાય છે, સારામાં સારાં મકાનોમાં રહે છે, વધુમાં વધુ આનંદ કરે છે, વધુમાં વધુ લાંબું આયુષ્ય અને તંદુરસ્તી ભોગવે છે, સૌંદર્ય, સ્વચ્છતા, સુઘડતા, વિવેક અને વૈભવમાં તે મોખરે છે. કેળવણી, વિજ્ઞાન, સંશોધન, સ્વદેશપ્રેમ, સાહિત્ય, કળા અને બીજાં તમામ ક્ષેત્રોમાં તેઓ અજોડ છે. આકાશ સાથે વાતો કરતાં હજારહજાર ફૂટ ઊંચાં મકાનો, રેડિયો, ટેલિવીઝન, વિમાનો, અણુશક્તિ, એ બધામાં કોઈ પ્રજા તેની બરોબરી કરી શકે તેમ નથી.

હા, અમેરિકામાં કેટલુંક અનિચ્છનીય પણ છે; પરંતુ એ બાદ કરીએ તો અમેરિકા આજે ધરતી પરનું સ્વર્ગસુખ ભોગવે છે.

એક વખત પ્રજા સ્વતંત્ર થયા પછી તે શું ન કરી શકે ? અને જે દેશને કુદરતે બધી બક્ષિસથી નવાજ્યો છે તે જો આળસ, કુસંપ, અજ્ઞાન અને ગરીબીમાં સડ્યા કરે તો તેમાં કોનો વાંક ?

આપણા દેશને પણ કુદરતે બધી બક્ષિસોથી નવાજ્યો છે, આપણને પણ હવે તો આઝાદી મળી છે. હવે આપણે અમેરિકા જેવા સુખી, સમૃદ્ધ અને બળવાન કેમ ન બની શકીએ ?

જરૂર બની શકીએ. જરૂર છે માત્ર ઉદ્યમ, ખંત, આત્મબળ, એકતા અને કેળવણીની. એ બધી તો આપણા હાથની વાત છે. તો પછી આપણને પણ અમેરિકા જેવા થતાં કોણ રોકી શકે ? એ ધ્યેય માટે આપણે પ્રવૃત્તિ આદરવી જોઈએ.

★

# ઉત્તરાયણ અને મકરસંક્રાંતિ

શ્રી રમાકાંત શર્મા

*માનવીએ જળ સ્થળ ને આકાશમાંથી સ્થળ— પૃથ્વી પરની જ દુનિયાનો વિશેષ પરિચય મેળવ્યો છે જળ ને આકાશની ગોચર ને અગોચર સૃષ્ટિ વિશે આપણને કેટલું અપૂર્ણ જ્ઞાન છે! મોટે ભાગે જ્યોતિષ ને વિજ્ઞાન પર રચાયેલા આપણા શાસ્ત્રોમાં, એ અજ્ઞાનને લીધે માનવી કેવી ભૂલ કરી બેસે છે!*

ઉત્તરાયણ અને મકરસંક્રાંતિને એક બીજાના પર્યાય શબ્દો લેખે ગણવાને આપણે ટેવાઈ તો ગયા છીએ, પણ એ મોટી ભૂલ છે એ વાત લેખકે આકાશગંગાના કિનારા પર બેઠા બેઠા જાણે સ્પષ્ટ રીતે બતાવી છે જીવનના સાર્વત્રિક વિકાસ માટે ખગોળશાસ્ત્રના રસિક અભ્યાસની પણ જરૂર છે એ આપણે ન ભૂલીએ ગયા અંકમાં ઉત્તરાયણને પ્રસંગે પ્રગટ થવો જોઈતો લેખ એક માસ મોડો છતાં ઓછા મહત્ત્વનો નથી એટલો અમને સંતોષ છે

એક જ વસ્તુ યા બાબતનાં એક કરતાં વધારે નામ હોવાં સ્વાભાવિક છે એક કરતાં વધુ નામવાળી વસ્તુને, આપણે તેના ગમે તે એક નામે, સાચી રીતે ઓળખીએ છીએ એક જ નામવાળી બે ભિન્નભિન્ન વસ્તુઓ પણ હોય છે એવી વસ્તુઓની ઓળખ, વાતના અનુસંધાન યા પ્રસંગને આધારે થઈ જાય છે પણ ઓળખનો છબરડો બે જુદાજુદા નામવાળી વસ્તુઓને એક જ નામે ઓળખાવવામાં આવે ત્યારે વળે છે આવું એક ઉદાહરણ ઉત્તરાયણ અને મકરસંક્રાંતિનું છે સામાન્ય અને ભલભલા લોકો પણ એ બન્નેને એક જ સમજે છે, પણ આ સમજ ખોટી છે ઉત્તરાયણ અને મકરસંક્રાંતિ એક બીજાથી સ્વતંત્ર સાવ અલગ બાબતો છે

ઉત્તરાયણ અને મકરસંક્રાંતિનો ભેદ સમજવા માટે, પહેલાં એ બન્નેનો સ્પષ્ટ થતો અર્થ સમજી લઈએ

ઉત્તરાયણ શબ્દ સંસ્કૃત *उत्तरायणનું* ગુજરાતી રૂપ છે *उत्तरायन*માં બે શબ્દ છે, *उत्तर* અને *अयन* અયન એટલે જવું યા ગતિ આમ ઉત્તરાયણનો અર્થ ઉત્તર તરફ જવું યા ઉત્તર તરફની ગતિ એટલો જ થાય છે

મકરસંક્રાંતિ પણ બે શબ્દ મળીને બનેલો શબ્દ છે, મકર અને સંક્રાંતિ મકર આકાશમાંની બાર રાશિઓ પૈકીની એક રાશિ છે સંક્રાંતિ શબ્દનો અર્થ છે પ્રવેશ અને આમ મકરસંક્રાંતિનો અર્થ મકરરાશિમાં પ્રવેશ એટલો જ થાય છે

ઉપરોક્ત *उत्तरायन* અને *मकरसंक्रांति*માં જે ગતિ અને રાશિપ્રવેશની વાત કરી છે એ સૂર્યની બાબતો છે સૂર્યને આકાશમાં ઊગતો, મધ્યાકાશમાં આવતો અને આથમતો જોવો એ સામાન્ય બાબત છે પણ એ સિવાય સૂર્ય કદી કદી બપોરે માથે આવતો, તો કદી કદી છેક દક્ષિણ તરફ ઊતરી ગયેલો દેખાય છે ગુજરાતમાં ઉનાળામાં, સૂર્ય ઘણેખરે સ્થળે બપોરે માથા ઉપર આવે છે એથી ઊલટું શિયાળામાં એ કદી માથે આવતો નથી ભરશિયાળામાં સૂર્ય છેક દક્ષિણ તરફ નમી ગયેલો રહે છે ધ્યાનપૂર્વક જોનારને સૂર્યના ઊગવા અને આથમવાના સ્થળોમાં પણ ફરક માલૂમ પડશે ઉનાળામાં સૂર્ય ઈશાન બાજે ઊગી, વાયવ્ય ખૂણા તરફ આથમતો જણાય છે જ્યારે શિયાળામાં અગ્નિ ખૂણામાં ઊગી નૈઋત્ય બાજે આથમતો જણાય છે

ખરી વાત એ છે કે સૂર્યના ઊગવા અને આથમવાનાં તેમ જ મધ્યાકાશમાં આવવાનાં સ્થાન રોજ ને રોજ બદલાતાં રહે છે. આમ છતાં ય એ સ્થાન હમેશ માટે બદલાઈ જઈ નવાંનવાં બનતાં નથી. એક વર્ષના આંતરે સૂર્ય એના એ સ્થાનમાં ફરીફરીને આવ્યા કરે છે. આકાશના તારાઓનો જેમને સહેજ પણ પરિચય છે તેઓ જોશે કે માગશરની રાતે પૂર્વમાં ઊગતાં હરણાં ફાગણ માસની પડતી રાતે મધ્યાકાશમાં આવી જાય છે અને થોડા મહિના બાદ છેક પશ્ચિમ દિશામાં પહોંચી જાય છે. આમ આપણને હંમેશ માટે એના એ જ તારા સમીસાંજે ઊગતા, આથમતા કે મધ્યાકાશમાં આવતા જણાતા નથી. એમાં પણ ફરક પડે છે. આજે જે તારાઓને સમીસાંજે ઊગતા જોયા હોય છે તે બધા એકાદ મહિના પછી ઠીકઠીક ઊંચે આવી ગયેલા દેખાય છે અને એમના સ્થાને બીજા તારા ઊગતા જણાય છે. અવલોકન કરનારને જણાશે કે તારાઓ રોજ ચાર ચાર મિનિટ વહેલા ઊગે છે. આમ છતાં ય ખૂબીની વાત એ છે કે એ તારાઓના ઊગવાનાં અને મધ્યાકાશે આવવાનાં સ્થાન હંમેશ માટે તેનાં તે જ રહે છે. સૂર્યનાં સ્થાનની પેઠે એમાં ફરક પડતો નથી.

સૂર્ય અને તારાઓની આ ઊગવા અને આથમવાની વાતમાંથી એક વસ્તુ સ્પષ્ટ થાય છે, કે સૂર્ય આજે જે તારાની સાથે ઊગ્યો હશે એની સાથે આવતી કાલે નહિ ઊગે; પણ એને બદલે કોઈ બીજા તારા સાથે ઊગશે અને પરમ દિવસે વળી કોઈ ત્રીજા જ સાથે. જે તારા સાથે આજે સૂરજ ઊગ્યો હશે તે તારો આવતી કાલે ચાર મિનિટ વહેલો ઊગશે અને પરમ દિવસે આઠ મિનિટ. આમ જે તારા સાથે સૂર્ય આજે ઊગ્યો હશે એની સાથે ફરીથી ઊગવાનો સમય બરાબર એક વર્ષ પછી આવશે અને એ સમય દરમિયાન સૂર્ય અનેક જુદાજુદા તારાઓ સાથે ઊગી ચૂક્યો હશે. બરાબર નિરીક્ષણ કરનારે જોયું હશે કે વર્ષ દરમિયાન સૂર્યનો તારામાં થઈને જતો આ રસ્તો એક મોટું આકાશી વર્તુળ બનાવે છે; અને તે સૂર્યના દરરોજના આકાશીમાર્ગ કરતાં તદ્દન જુદું છે. તારાઓમાં થઈને જતા સૂર્યના આ વાર્ષિક માર્ગને क्रान्तिवृत्त કહેવામાં આવે છે. સૂર્ય દરરોજ જે આકાશીમાર્ગ બનાવે છે એને આપણે સરળતા ખાતર સૂર્યનું दैनिकवृत्त કહીશું.

સૂર્યનું દૈનિકવૃત્ત દરરોજ બદલાતું રહે છે અને આને કારણે સૂર્યનું મધ્યાકાશનું સ્થાન પણ રોજ બદલાયા કરે છે. બરાબર માથા ઉપર સૂર્ય આવી ગયા પછી એ ધીરેધીરે દક્ષિણ તરફ ઊતરતો જાય છે. આમ દક્ષિણ તરફ ઊતરતાં એક દિવસ, સૂર્ય દક્ષિણ તરફ વધુ ઊતરવાનું માંડી વાળી પાછો ઉત્તર તરફ વળવા માંડે છે. ઉત્તર તરફ વધુમાં વધુ ગયા પછી એ પાછો દક્ષિણ તરફ ઊતરવા માંડે છે. અને આમ આ ઉત્તર અને દક્ષિણ તરફ જવાની ઘટમાળ ચાલ્યા જ કરે છે. સૂર્ય જે દિવસે વધુમાં વધુ દક્ષિણનો થઈ ઉત્તર તરફ વળવા માંડે છે એ દિવસને, સૂર્યની તે દિવસે ઉત્તર તરફથી શરૂ થતી ગતિના કારણે ઉત્તરાયણ કહે છે. આ જ પ્રમાણે સૂર્ય ઉત્તરનો મટી દક્ષિણની ગતિવાળો જે દિવસે થાય છે એ દિવસને દક્ષિણાયન કહે છે.

ઉત્તરાયણ અને દક્ષિણાયનની બાબતો પ્રત્યક્ષ જોઈ શકાય છે. શિયાળાના દિવસોમાં અમુક એક ચોક્કસ સ્થળે ઊભા

રહી, કોઈ ઝાડની પાર યા મકાનની ઉપર, સૂર્યનાં રોજબરોજનાં મધ્યાકાશના સ્થાન તપાસીશું તો માલૂમ પડશે, કે એક દિવસે સૂર્ય દક્ષિણ દિશામાં વધુ નીચે ઊતરવાને બદલે થોડી ક્ષણો સ્થિર રહી પાછો ઉત્તર તરફનો થવા માંડ્યો છે. પંચાંગના હિસાબે આ દિવસ તા ૨૨મી ડિસેંબરનો છે. આ જ પ્રમાણે દક્ષિણાયનનો દિવસ તા. ૨૨મી જૂનનો છે. પ્રત્યક્ષ દર્શનથી કોઈ પણ સમજદાર મનુષ્ય આ બંને દિવસ નિશ્ચિત કરી શકે છે

હવે મકરસંક્રાંતિની વાત લઈએ

સૂર્ય જે માર્ગે થઈ આકાશમાં (આકાશના તારાઓની વચ્ચે થઈ) સરકતો દેખાય છે એને ક્રાન્તિવૃત્તના નામે આપણે ઓળખાવી ગયા છીએ. આ માર્ગની એકવારની યાત્રા કરતા સૂર્યને બરાબર એક વર્ષ લાગે છે. ક્રાન્તિવૃત્તના બરાબર બાર ભાગ પાડી દરેક ભાગને રાશિનું નામ આપવામાં આવ્યુ છે. વર્ષના મહિના બાર છે. ક્રાન્તિવૃત્ત પર ચાલતા સૂર્ય દર મહિને એક રાશિ જેટલું અંતર કાપે છે ગર્ય એક રાશિમાંથી બીજી રાશિમા જાય એને સંક્રાંતિ કહે છે. આમ દરેક મહિને સૂર્યની સંક્રાંતિ થાય છે. ક્રાન્તિવૃત્તની રાશિઓને જે ઓળખે છે તે પ્રત્યક્ષ દર્શનથી કહી શકશે, કે સૂર્ય આજે કયી રાશિમા છે, એટલું જ નહિ પણ એ રાશિની હદને આધારે સૂર્ય એ રાશિ ક્યારે પૂરી કરશે એ પણ કહી શકાય છે સાથેના ચિત્રમાં ત્રણ રાશિઓ દર્શાવવામા આવી છે, વૃશ્ચિક, ધન અને મકર. ચિત્રમાં વચ્ચેની આડી વળાંકરેખા ક્રાંતિવૃત્ત છે. સૂર્ય ક્રાંતિવૃત્ત પર ૧લી ડિસેંબરથી ૧લી જાન્યુઆરી સુધીમાં ક્યાં ક્યાં રહે છે એ દર્શાવ્યુ છે. વાચક જોશે કે તા. ૨૨મી ડિસેંબરે સૂર્ય ક્રાન્તિવૃત્તના છેક વળાંકવાળા ભાગ પર છે આ ભાગ ધનરાશિમાં આવેલો છે. મકર રાશિ એથી દૂર છે જાન્યુઆરીની ૧લી તારીખે પણ સૂર્ય ધનરાશિમા છે ક્રાન્તિવૃત્ત પરની મકર રાશિમા સૂર્ય આજકાલ તા. ૧૪મી જાન્યુઆરીએ પ્રવેશ કરે છે. અને આમ મકરસંક્રાંતિ તા ૧૪મી જાન્યુઆરીએ થાય છે.



ક્યાં ૨૨મી ડિસેંબરની ઉત્તરાયણ અને ક્યા ૨૩ દિવસ પછી આવતી ૧૪મી જાન્યુઆરીની મકરસંક્રાંતિ ! કેવો આસમાન-જમીનનો ફરક !

ઉત્તરાયણ અને મકરસંક્રાંતિનો આ ભેદ સમજી લીધા પછી બીજી એકાદ બે નાની વાતોની સ્પષ્ટતા કરી લઈએ.

ઉત્તરાયણ એટલે સૂર્યનું ઉત્તર તરફ જવું એ એક અર્થ છે. જે દિવસે સૂર્ય ઉત્તર તરફની ગતિ શરૂ કરે છે એ દિવસને

પણ ઉત્તરાયણ કહેવામાં આવે છે, એ એનો બીજો અર્થ છે. આ સિવાય ઉત્તરાયણનો એક ત્રીજો અર્થ પણ છે. ઉત્તરાયણના દિવસથી માંડી દક્ષિણાયન સુધીના દિવસ સુધી સૂર્ય ઉત્તર તરફની ગતિવાળો રહે છે; એટલા માટે એટલા લાંબા (છ માસના) સમયને પણ ઉત્તરાયણ કહેવામાં આવે છે. ધાર્મિક દૃષ્ટિએ કેટલાંક કાર્ય ઉત્તરાયણ પક્ષમાં કરવાનાં હોય છે તો કેટલાંક દક્ષિણાયનમાં વર્જ્ય ગણાય છે. ઉત્તરાયણ ભાગને ડિસેંબરની ૨૨મીથી શરૂ થયેલો ન ગણી જાન્યુઆરીની ૧૪-મીથી શરૂ થતો ગણીએ તો ધર્મકૃત્યોની દૃષ્ટિએ કેવી ભૂલ થશે એનો પણ ખ્યાલ આવી શકે એમ છે. તા. ૨૨મી ડિસેંબરથી તા. ૧૪મી જાન્યુઆરી સુધીના ૨૩ દિવસો ખરી રીતે ઉત્તરાયણના અને એથી ધર્મકૃત્યો માટેના યોગ્ય દિવસો છે અને છતાં ય એ દક્ષિણાયનના ગણાઈ વર્જ્ય બની જશે.

'ઉત્તરાયણ અને મકરસંક્રાંતિ પૈકી મહત્ત્વનું પર્વ ઉત્તરાયણનું છે. મકર-સંક્રાંતિનું ખાસ કશું જ મહત્ત્વ નથી. ધાર્મિક વ્રત યા તહેવારના દિવસ તરીકે ઉજવણી કરવાની હોય, તો તે ઉત્તરાયણની (તા. ૨૨મી ડિસેમ્બરની) થવી જોઈએ અને નહિ કે તા. ૧૪મી જાન્યુઆરીવાળી મકરસંક્રાંતિ!

*

## વાચક બંધુઓને—

(૧) ધાર્યા કરતાં ગ્રાહકો વધુ નોંધાતા હોવાથી આ માસિકના પાછલા અંકો ખલાસ થઈ ગયા છે; એથી જે માસમાં લવાજમ મળશે, તે માસથી જ ગ્રાહક ગણીને બાર માસનું લવાજમ વસૂલ કરવામાં આવે છે.

(૨) માસિકના લવાજમ ઉપર પણ 'સેલટેક્સ' ભરવો પડતો હોવાથી માર્ચ સને ૧૯૪૮થી આ માસિકના લવાજમમાં માત્ર ચાર આના વધારો કરવાનો નિર્ણય થયો છે; એટલે તા. ૧-૩-૪૮થી ગ્રાહક થનારે લવાજમના રૂા. ૬-૮-૦ મનીઑર્ડરથી મોકલવા. વી. પી.થી મંગાવનારને રૂા. ૬-૧૨-૦ નું વી. પી. કરવામાં આવશે.

# ગાંધીતીર્થની યાત્રાએ

શ્રી. જી. રામચંદ્રન્

ગાંધીજી વિશે એક વાત પ્રચલિત છે યુરોપના કોઈ એક વિખ્યાત વર્તમાનપત્રનો પ્રતિનિધિ ગાંધીજી પાસે સંદેશો મેળવવા આવ્યો ગાંધીજીએ એને ત્રણચાર દિવસ રાખ્યો જતી વખતે ફરીને પેલા ભાઈએ સંદેશાની માગણી કરી, ત્યારે બાપુએ કહ્યું : 'ભલા માણસ, ત્રણ ત્રણ દિવસ સાથે રહ્યા છતાં યે હજી તને મારો સંદેશો ન મળ્યો?'

જીવનની પ્રત્યેક પળ વિશ્વના હિત માટે ખરચી જવાની ઉત્કંઠાવાળા મહાત્માજીના આ જીવનપ્રસંગો પાછળનું રહસ્ય આપણે પેલા પત્રના પ્રતિનિધિની માફક, રખે વાચનરસમાં પડી જઈને વિસરી જઈએ'

[3]

ગાંધીજી ધાર્મિક પુરુષ છે એ તો જાણે નિઃસંશય વાત છે. અને છતાં યે એ એટલા જ બુદ્ધિવાદી છે એ પણ એટલું જ ચોક્કસ છે. એમના આચરણમાં ધર્મ અને બુદ્ધિનો એવો કોઈ વિશિષ્ટ સંગમ છે કે, એ એમની સાહજિક વિશિષ્ટતા જ ગણી શકાય. આ સંગમ સંભવિત છે કારણ કે શ્રદ્ધાનું શક્તિબળ અને એની મર્યાદા તથા બુદ્ધિનું શક્તિબળ અને એની ત્રુટિઓ–બન્ને વિશે . એમના મનમાં સ્પષ્ટતા છે, નિશ્ચિતપણું છે. આ બધું એમને નથી કોઈએ શીખવ્યું કે નથી પ્રાપ્ત થયું પુસ્તકોમાંથી, પણ માનવઅનુભવની જુદીજુદી ઊંડી ખાણોમાંથી જ એ જ્ઞાન એમણે મેળવ્યું છે.

પ્રાર્થનાસભાની ગાંધીજીની તલ્લીનતા કે રામાયણમહાભારતની કથાવાર્તાઓ સાંભળતી વખતની એમની તન્મયતા જેમણે જોઈ હશે તેઓ માનવાની ચોક્કસ ભૂલ કરવાના કે ધર્માંધતાથી ગાંધીજી સાવ અલિપ્ત તો નહિ જ હોય પરંતુ કોઈ પણ જાતની ધર્માંધતાથી મુક્ત એવો એમના સમો બુદ્ધિવાદી, આપણને શોધ્યો જડે એમ નથી. પોતાની આસપાસ વીંટળાયેલી ધર્માંધતાને તો કોઈ કાળે યે એમણે ચલાવી લીધી નથી એ વાત તદ્દન સાચી છે અને એટલે જ એમનો બુદ્ધિસ્વાતંત્ર્યવાદ અત્યંત કડક છે એમ નિઃશંક કહી શકાય.

કેટલા યે બુદ્ધિવાદીઓ ધર્માંધતાનાં મૂળ ઉચ્છેદવાનું ઇચ્છે છે ખરા, પણ પોતાની આસપાસ રચાયેલી ધર્માંધતાની ઇંદ્રજાળને તેઓ દૂર કરી શકતા નથી.

પોતાને અણગમતી ધર્માંધતાનો અલબત્ત તેઓ નાશ કરે છે ખરા, પણ એને સ્થાને મનગમતી ધર્માંધતાને તેઓ નવો અવતાર પણ આપે છે. આધુનિક રાજકીય 'બુદ્ધિવાદી'ઓમાં આ પ્રકાર. વિશેષતઃ પ્રચલિત બન્યો છે, પણ ગાંધીજી એ ટોળીમાંના નથી જ.

આવા એમના સ્વભાવ પર પ્રકાશ પાડનારો એક બનાવ ૧૯૨૪ની સાલમાં બન્યો. હિંદુમુસ્લિમ ઐક્ય માટે મહાત્માજીએ દિલ્હીમાં એકવીસ દિવસના ઉપવાસ કર્યા હતા, ત્યારે એમના વિનમ્ર પણ અડગ 'ચોકીદાર' બન્યા હતા સ્વ.

દીનબંધુ ઍંડ્રુઝ. 'દિલખુશ'* ના ઉપરના મજલા પર, ઉપવાસી ગાંધીજીની ઓરડી હતી. એના દાદર આગળ આ 'ચોકીદાર' પોતાનું કાર્ય સંભાળતા હતા. પ્રત્યેક ક્ષણે ગાંધીજીની શક્તિ એકસરખી ઘટતી જતી હતી; એટલે દાક્તરોએ એમને સંપૂર્ણ આરામ લેવાની સલાહ આપી હતી. તેમાં યે એમનો એક દિવસ તો બહુ જ ગંભીર ગયો. એમનું જીવન હોડમાં મુકાઈ ગયું હતું.

કદાચ ઉપવાસનો એ તેરમો દિવસ હશે. દૂરદૂરનાં ગામડાંમાંથી, એક ખેડૂતદંપતી ઉપવાસી મહાત્માનાં દર્શન માટે 'દિલખુશ'માં આવી પહોંચ્યું. આમ તો હજારોની માનવમેદની 'દિલખુશ'ના દરવાજા આગળ જમા થઈ હતી; છતાં આ બન્નેએ શી યુક્તિ કરી તે તો કોને ખબર, પણ દરવાજા આગળના સ્વયંસેવકોના પાકા બંદોબસ્તમાંથી સતત મહેનત કરી, માર્ગ ચીરી, જેમ તેમ તેઓ દાદરનાં પગથિયાં પાસે આવી પહોંચ્યા.

પણ ત્યાં તો એમને મળ્યા હસમુખા પણ ગંભીર 'ચોકીદાર' દીનબંધુ ઍંડ્રુઝ!

'અરે ભાઈ, આમ ક્યાં અહીં ઘૂસી આવ્યા તમે?' દીનબંધુએ પૂછ્યું: 'ઉપર જઈ ગાંધીજીને ત્રાસ નહિ આપી શકાય. બાપુ ઘણા જ અશક્ત છે ને સંપૂર્ણ આરામની જરૂર છે. મહેરબાની કરી શાંતિથી પાછા ફરો ને બાપુને જલદી આરામ થાય એ માટે ઈશ્વરને પ્રાર્થના કરો.'

પણ ખેડૂત અને તેની પત્ની તલપૂર યે ચસક્યાં નહિ. પ્રવાસની રેખાઓ એમના મુખ ઉપર અંકિત થઈ ચૂકી હતી. બન્ને પુષ્કળ થાક્યાં પણ હતાં. સ્ત્રીના હાથમાં સ્વચ્છ માંજેલો લોટો હતો. લોટાના મોઢા પર સીવેલાં લીલાં પાંદડાં હતાં. એમને કહેવાની વાત બહુ રોમાંચક ને રસિક હતી. એકનો એક એમનો પુત્ર, દૂરદૂર ગામડાની એમની ઝૂંપડીમાં માંદગીને બિછાને પટકાઈ પડ્યો હતો. એની માંદગી સખત હતી. ગામના વૈદ્યની પૂરતી ચિકિત્સા છતાં માંદગી વધતી જતી હતી. એવે વખતે માતપિતાએ વિચાર્યું, કે 'મહાત્માજીના પવિત્ર પાય ધોઈ, ઉત્તમોત્તમ આ દવા પુત્રને પાઈએ.' એટલા માટે પોતાની સાથે પોતાના ગામના કૂવાના પાણીનો ભરેલો લોટો તેઓ લાવ્યાં હતાં. પોતાની આ યોજના પાર પડે માટે એક જ ક્ષણ માટે ગાંધીજી પાસે જવા દેવા, આંખોમાં અટલ શ્રદ્ધાનાં તેજ સાથે, કંપિત સ્વરે બન્ને દીનબંધુને કાકલૂદી કરી રહ્યાં હતાં; પણ એમની આ વિનવણીઓ સામે 'ચોકીદારે' પોતાનું કાળજું કઠણ કર્યું હતું. ડૉક્ટરની સલાહસૂચના પ્રમાણે જ વર્તવા માટે તેઓ મક્કમ હતા. એમણે ચોખ્ખું કહી દીધું કે ગાંધીજીને મળવું અશક્ય હતું.

બન્નેમાંથી કોઈ પણ પક્ષ નમતું મૂકવા તૈયાર નહોતો. ખેડૂતદંપતીએ જ અંતે વાતનો તોડ કાઢ્યો. ગાંધીજીનાં દર્શન વિના પોતે ત્યાંથી ચસકનાર નથી જ એમ કહી એમણે તો ત્યાં દાદરના પહેલા પગથિયા આગળ જ શાંતિથી પલાંઠી વાળી આસન જમાવ્યું. એવામાં આ બાબતમાં ખુદ ગાંધીજીની જ સલાહ લેવી અને કોઈને યે મુલાકાત આપવાની શક્તિ કે તાકાત રહી નથી એમ જો ગાંધીજી કહેવડાવે તો આ દંપતીએ તુરત પાછા ચાલ્યા જવું એમ કોઈ મિત્રે સૂચવ્યું અને પરિસ્થિતિને હળવી બનાવી.

* ડૉ. અન્સારીના મકાનનું નામ.

દંપતીએ વાત કબૂલી પણ મુદ્દાની શરત એક એ કરી કે મૃત્યુપથારીએ પડેલા એમનો પુત્ર તથા એમના અહીં આવવાના ઉદ્દેશ માટે ગાંધીજીને સંપૂર્ણ રીતે વાકેફગાર કરવા જ.

'હા, તે તો જરૂર કહીશ જ.' ઉપર જતા એંડ્રુઝ બોલ્યા.

બીમારની દવાના કારણરૂપે ગાંધીજી પોતાના પગ નહિ જ ધોવા દે એવી દીનબંધુને પાકી ખાતરી હતી. એટલે દંપતીને આ માટેની મુલાકાત તેઓ ચોક્કસ નહિ જ આપે, પરંતુ ગાંધીજીના મનની વાતની દીનબંધુને* શી રીતે ખબર પડી શકે? દીનબંધુ પાસેથી સઘળી વાત સાંભળ્યા પછી ગાંધીજીએ, પોતે તે દિવસે તો ખરેખર ઘણા જ અશક્ત બની ગયા હતા છતાં પણ દીનબંધુને ઈશારત કરી એટલે દંપતીને પોતાને મળવા ઉપર મોકલવાનું કહ્યું. દીનબંધુએ આનો સખતમાં સખત વિરોધ કર્યો, ત્યારે અત્યંત ધીમા ને પડી ગયેલા અવાજે ગાંધીજી બોલ્યા: 'એમની આ ધર્માંધતાનાં જડમૂળ ઉખેડવાની જરૂર છે, ભલે એ ઉપર આવે.'

બંનેને ઉપર લઈ જવામાં આવ્યાં. ગાંધીજીની પાસે બેસાડવામાં આવ્યાં. તે પછી, ધીમા, અશક્ત પણ સ્પષ્ટ સ્વરે ગાંધીજીએ પોતાના મનના વિચારો જણાવ્યા:

'ઈશ્વરમાં તો માનો છો ને? જો માનતાં હો તો પછી એને બદલે એ મહા એક પામર મનુષ્ય પર બદલી નાખી શા માટે ઈશ્વરનું અપમાન કરો છો? મારા પગ ધોવા અને એ ગંદું પાણી દવા તરીકે વાપરવું, તમારે માટે તેમ મારે માટે પણ, એક ભયંકર હાંસીરૂપ છે, એ શું નથી જાણતાં તમે? સ્વાસ્થ્ય અને આરોગ્યના આવા સાદા ને પ્રાથમિક નિયમોને પણ તમે નકારશો શું?'

લગભગ પંદર મિનિટ સુધી ગાંધીજીએ એમને સમજાવ્યાં. બંને બિચારાં સાવ શરમિંદાં બની ગયાં. ગાંધીજીએ પેલો લોટો ત્યાં ને ત્યાં જ ખાલી કરાવડાવ્યો. વિદાયવેળા કહ્યું:

'ઈશ્વર પર ભરોસો રાખો, ભાઈ, ને દીકરા માટે કોઈ દાક્તરને બોલાવજો.'

ખુશ થતાં થતાં હસતે મુખે બંને બહાર નીકળ્યાં.

જે બદલાની એમણે આશા રાખી હતી તે કરતાં એમને ઘણું મળ્યું—અવિસ્મરણીય એવા એક પદાર્થપાઠની દીક્ષા તેઓ પામ્યા. ધર્મ સાથે દાક્તરી વિજ્ઞાનને ભવિષ્યમાં કદી યે તેઓ હવે ભેળસેળ નહિ કરે, સસ્તા જાદુ કે ચમત્કારની કોટી પર ભગવાનને ખેંચી લાવી, ઈશ્વરનું અપમાન પણ તેઓ ના ના નહિ જ કરે દીનબંધુએ મજાકમાં એમને જરા ગુસ્સે કર્યાં. આ દંપતીએ પણ વધુ શાણાં બનેલાં ઉમંગી બાળકોની માફક, સામે એવા જ મનોહારી ગુસ્સાનો પડઘો પાડ્યો

બહાર નીકળ્યાં કે તરત જ ટોળાના લોકો એમને ઘેરી વળ્યા. શું બન્યું, શેનો લાભ મળ્યો તે જાણવા તેઓ ઇંતેજાર હતા. ગાંધીજીએ જે કંઈ કહ્યું તે એમણે લોકો સમક્ષ ધર્યું.

કોને ખબર, બુદ્ધિવાદનું વાવેલું આ નાનકડું બીજ, એકથી બીજે એમ અનંત લોકમોઢે ચઢવાથી, હજારગણું મોટું વધી જશે!

૪

ગાંધીજી અસત્ય તો કદી યે ન ચલાવી લે. 'દુષ્ટ માણસને એક વખત આપણે સહન કરી લઈએ પણ મૂર્ખને તો ન જ ચલાવી લેવાય,' એમ કેટલેક બુદ્ધિશાળી શિષ્ટવર્ગ કહે છે; પણ ગાંધીજીના સંબંધમાં એવું નથી. સંજોગ ઊભો થાય તો મૂર્ખને એ કદાચ ચલાવી લે, પણ જૂઠું બોલનારને તો હરગીઝ નહિ.

સત્યાગ્રહ આશ્રમમાં એમણે આચરણના અતિ કડક નિયમો દાખલ કર્યા હતા, ખુદ બાળકોને પણ એ નિયમો પાળવા પડતા.

૧૯૨૯માં એ વાત બની.

તાજેતરમાં જ કૉલેજનો અભ્યાસ પૂરો કરી, આશ્રમમાં રહેવા માટે એક વિદ્યાર્થી આવ્યો હતો. આશ્રમશિક્ષણના પ્રથમ પગથિયા તરીકે ગાંધીજીએ એને ત્રણ માસ સુધી ભંગીકાર્ય સોંપ્યું હતું. બાળકોમાં એને ભારે રસ. બાળકોને પણ એની લગની તરત જ લાગી ગઈ.

એક દિવસ એક નાની આશ્રમબાળા સાથે એ રમને ચડ્યો. બાળાની ઉંમર માત્ર આઠ જ વર્ષની હતી. પેલો વિદ્યાર્થી બાળા આગળ એક મોટું ગોળ પીળું લિંબુ ધરી રાખીને એને લલચાવતો હતો. બાળા તે ઝૂંટવી લેવાનો પ્રયત્ન કરતી હતી. આમ કરતાં વિદ્યાર્થીએ તો એને ખરેખરી જ નચાવી. સોનેરી લિંબુ લેવાના મિથ્યા પ્રયત્નો કરતી એ આમતેમ નાચતીકૂદતી મોટેથી ચીસો પાડી હસતી હતી.

રમતથી એકાએક છોકરી થાકી ને હડહડ કરતી એકદમ રડી પડી. વિદ્યાર્થી આ લિંબુ તો આશ્રમના કોઈ દર્દી માટે લઈ જતો હતો. આવા સંજોગોમાં એણે કંઈ રસ્તો તો શોધવો જ જોઈએ. જાણે સાબરમતીમાં જ લિંબુ નાખી દેતો હોય એવો ફેંકવાનો ચાળો કરીને લિંબુ એણે ઝડપથી ગજવામાં ઘુસાડી દીધું.

બાળા તરત જ ખુશમિજાજમાં આવી ગઈ ને તેણે પ્રશ્ન કર્યો :

' 'નદીમાંના લિંબુનું શું થશે હવે?' નદીના છીછરા પાણીમાં દોડતાં જઈ લિંબુની એને ભાળ કાઢવી હતી.

પણ વિદ્યાર્થીએ કહ્યું :

' હવે શું ? પહોંચ્યું એ તો ઠે...ઠ નીચે !'

એક જ ક્ષણમાં બંને ફરી મિત્રો બન્યાં, ને દર્દીની ઓરડી તરફ સાથે ચાલવા માંડ્યું. રસ્તામાં, વિદ્યાર્થીએ ખિસ્સામાંથી હાથ-રૂમાલ કાઢ્યો કે તરત જ દડબડ દડબડ કરતું લિંબુ જમીન પર ગબડી પડ્યું. પણ વિદ્યાર્થીના આશ્ચર્ય વચ્ચે, લિંબુ ઝડપી લેવા માટે દોડવાને બદલે, બાળા તો તે જ જગ્યાએ જાણે સ્તબ્ધ થઈ ગઈ ને બાળકસહજ ગુસ્સાથી એની સામે જોવા લાગી. એ બોલી :

' હં અં...જૂઠું બોલ્યા કેમ.? મને કહે, લિંબુ પાણીમાં નાખી દીધું છે. તો કોણે સંતાડેલું ખીસામાં ? ઠીક છે, હમણાં જ બાપુ પાસે જઈ રાવ ખાઉં છું કે તમે જૂઠાબોલા છો !'

આમ બોલતીકને એ તો દોડી ગઈ સીધી બાપુ પાસે. પોતાના ખંડમાં નદી તરફ જોતાં ગાંધીજી કામમાં મગ્ન હતા. બાળાએ જૂઠાણાની આ વાત અથથી ઇતિ સુધી કહી સંભળાવી. પોતે એ વાતની તપાસ કરશે એમ ગાંધીજીએ બાળાને વચન આપ્યું.

સાંજે, પ્રાર્થના બાદ ગાંધીજીએ પેલા યુવાનને વાત પૂછી. પેલાએ આખીયે વાત કહી. આખીયે વાત ભરી મજાકમાં જ

હતી. એ સબબ પર પોતાના પગલાની યોગ્યતા બતાવવાનો એણે પ્રયત્ન કર્યો

વાત સાંભળી ગાંધીજીને પણ ગમ્મત પડી, પણ હસતાં હસતાં કહે:

'અરે ભાઈ, પણ મારે તમને ચેતવણી આપવી જોઈએ. ઠઠ્ઠામશ્કરીમાં પણ બાળકો સાથે જૂઠું ન બોલો. મજાકની આ શરૂઆત ધીમેધીમે કરતાં બાળકોમાં હળવી ટેવરૂપે ઘૂસી જશે જૂઠાણાને હળવી રીતે લેતાં એક વખત બાળકે શરૂઆત કરી કે તેને ગંભીર રૂપ પકડતાં વાર નહિ લાગે'

પણ વાત એટલેથી જ પતી નહિ ઘણાખરા યુનિવર્સિટીના પદવીધરોની માફક એ યુવાન પણ દલીલવાદી હતો. કેટલાયે આશ્રમવાસીઓ સાથે, નિર્દોષ મજાકમાં બોલાયેલા જૂઠાણાંની નીતિઅનીતિની એણે ચર્ચા માંડી. આશ્રમશાળાના શિક્ષકો વચ્ચે પણ અંદરઅંદર વાદવિવાદ થયો.

કોઈએ પૂછ્યું:

'આમ નિર્દોષ મશ્કરીમાં યે જો જૂઠું ન બોલાય, તો પછી બાળકોને પરીઓની વાત ને રામાયણમહાભારતની કથાવાર્તાઓ પણ કેવી રીતે કહી શકાય?'

ચર્ચાનો પવન કાકા કાલેલકર સુધી આવ્યો. પોતાની વિશિષ્ટ પદ્ધતિ પ્રમાણે ચર્ચાના વિષયને એમણે આબાદ ઉડાવી દીધો. એમણે કહ્યું:

'પુરાણકથાઓ અને દંતકથાઓ તથા રોજિંદા વ્યવહારનું જૂઠાણું બંને સાવ જુદી જ વસ્તુઓ છે, એને ભેળવશો નહિ આપણા યુનિવર્સિટીના પદવીધરો જરા વધુ વિચારવાની ટેવ પાડે અને ચર્ચાખડખડાટ ઓછાં કરે, તો એમને તરત જ સમજાઈ જાય કે બાળકને કદી યે જૂઠું ન કહેવું અને દરેક બાબતમાં એમને સાચું બોલવાની જ ટેવ પાડવી એ જ વધુ ઉપયોગી છે.'



મેં ઘણીવાર કહ્યું છે કે ગીતાજી એ એક મહારૂપક છે એમાં બે પક્ષોના યુદ્ધની વાત છે એમ મને લાગતું જ નથી અને એ મારી માન્યતા જેલમાં મેં મહાભારત વાંચ્યું તેથી મજબૂત થઈ મહાભારત પોતે જ મને તો એક મહાધર્મગ્રંથ લાગે છે. એમાં ઐતિહાસિક ઘટનાઓ છે, પણ એ ઇતિહાસ નથી સર્પસત્ર જેવી વસ્તુ વાંચીએ ત્યારે શું શબ્દાર્થ લઈને આપણાથી સંતોષ મનાય? તો તો વેદમાંથી આપણે ગૂંચવાઈ જવું પડે કવિ ઇતિહાસકાર નથી એમ પોતે જ દાંડી પીટીને કહે છે, ત્યારે ગીતાજીમાં તો આપણા અંતરમાં ચાલતું યુદ્ધ વર્ણવેલું છે, અને તે યુદ્ધ વર્ણવવા માટે તે કેટલીક સ્થૂળ ઐતિહાસિક ઘટનાઓનો ઉપયોગ કરે છે ખરો, પણ તેનો હેતુ તો આપણા હૃદયની અંદર દીવો કરીને તે હૃદય આપણી પાસે તપાસાવવાનો છે. ગાંધીજી (ધર્મમંથન)

×

# લોકનાયક અત્રિ

*

શ્રી. વિષ્ણુદેવ પંડિત

આપણું પુરાણોનું વાચન કેટલું બધું છીછરું છે! અહીં આપવામાં આવેલા લોકનાયક અત્રિનું ચરિત્ર લેખકે ઋગ્વેદના મંત્રોને આધારે તૈયાર કર્યું છે. જેમ જેમ આપણે આ ચરિત્ર વાંચતા જઈએ છીએ તેમ તેમ ખાતરી થતી જાય છે, કે પુરાણકાળના એ અત્રિ આજે ગાંધીરૂપે તો નહિ અવતર્યા હોય! બંનેમાં કેટલી બધી સમાનતા છે! લોકોની નાડ પારખવાની કેવી શક્તિ છે! બંનેએ પ્રજાને સંયમ ને સ્વાશ્રયનો માર્ગ ચીંધ્યો છે! બંને 'તપસ્વીઓ છે! બંને રાષ્ટ્રપિતા બન્યા છે! પ્રમાણભૂત આધારે લખાયેલી આ પુરાણવાર્તા નાની હતાં આ દષ્ટિએ વિશેષ આવકારદાયક બને છે.

સિંધુ નદીને કિનારે અત્રિ ઋષિનો આશ્રમ હતો. એ આશ્રમના તપોવનમાં આવી, અનેક મુનિઓ અને વિદ્યાર્થીઓ વસ્યા હતા. અત્રિ ઋષિ એ તપોવનના આચાર્ય હતા.

એ આશ્રમથી થોડે દૂર એક નાની નગરી વસી હતી. ત્યાંનો રાજા દાનવ હતો પણ પ્રજા–પંચજનો–તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર અને નિષાદની બનેલી હતી. કુદરતી રીતે જ રાજા અને પ્રજા વચ્ચે સુમેળ નહોતો; તેથી બંને વચ્ચે ઘર્ષણ થવાના પ્રસંગો બનતા અને પ્રજાના કેટલાય નાયકોને મૃત્યુદંડની શિક્ષા થતી.

અત્રિ ઋષિની પ્રતિષ્ઠા પ્રજામાં સારી રીતે ફેલાયેલી હતી. અનેક પ્રસંગોએ પ્રજાજનો આશ્રમમાં આવતા અને અત્રિ મુનિની સલાહ લેતા. તેમની પાસે લોકનાયકો પણ આવતા. તેઓ દાનવ-રાજના અન્યાય સામે રોષ ઠાલવતા અને તેને ઉથલાવી પાડવાની યોજનાઓ પણ ઘડતા.

અત્રિ મુનિ એમની યોજના સાંભળતા પરંતુ તે માટે તત્કાળ પગલાં લેવાનો નિષેધ કરતા. તેમણે પ્રજાનું હૃદય વાંચ્યું હતું. એ જાણતા હતા કે પ્રજામાં ક્રાંતિ કરવાની સાચી તૈયારીઓ નહોતી. પ્રજા અન્યાયને વશ થતી હતી, વારંવાર નમતું આપતી હતી, લોકનાયકો પર મૃત્યુદંડ આવી પડતો હતો એટલે પ્રજા યુદ્ધનાં પરિણામોને સહી શકે તેમ નહોતી. અત્રિ મુનિએ પ્રજા માટે બીજો જ માર્ગ વિચાર્યો હતો. તેમણે પ્રજાને સ્વાશ્રય અને સંયમનું શિક્ષણ આપવાની શરૂઆત કરી હતી. પ્રજામાં સંઘબળની ખામી હતી, તે દૂર કરવાના ઉપાયો તેમણે યોજ્યા અને પ્રજાને ધીરેધીરે યોગ્ય ક્રાંતિ માટે લાયક થવા તૈયાર કરી.

લોકનાયકોનાં હૈયે અત્રિ મુનિ વસી ગયા હતા, પરંતુ તેમના તરફથી પોતાની યોજનાઓનું પ્રોત્સાહન મળતું નહોતું, એટલે તેઓ નિરાશ થતા. પ્રજાનો પણ સાથ મળતો નહિ એટલે પોતે જે યોજનાઓ ઘડતા તેમાં નિષ્ફળ જતા. તેમને લાગ્યું કે અત્રિ મુનિને લીધે જ પોતાની યોજનાઓ નિષ્ફળ જાય છે! અને એ કારણે તેમણે અત્રિની સલાહ લેવાનું

બધ કર્યું પરંતુ એમ કરવામા તો તેમને જે બુદ્ધિની સહાયતા મળતી અને પ્રજાજનોનો પણ જે થોડોઘણો સહકાર મળતો હતો તે બધુ તેમને ગુમાવવુ પડ્યુ અને એથી એ ફાવ્યા નહિ તેઓ ફરીથી અત્રિ મુનિ પાસે ગયા તેમની માફી માગી અને તેઓ તેમની સલાહ-સૂચનાઓનો આદર કરવા લાગ્યા

એ રીતે પ્રજાજનોમા અત્રિ મુનિના માન વધતા ચાલ્યા પ્રજાનો એકેએક માનવી એમને ચાહવા લાગ્યો હરેક જન પોતાના સારાનરસા પ્રસગે મુનિવરની સલાહ લેતો અને તેમની સૂચનાને શિરે ચઢાવતો પ્રજાજનને હૈયે મુનિવરે ઉત્તમ લોકનાયક તરીકે સ્થાન મેળવ્યું હતું

એક પ્રસગે પ્રજાજનોએ પોતાના માનીતા લોકનાયકને બહુ માન આપવાની યોજના ઘડી તેમણે અત્રિ મુનિના આશ્રમમા એક સભા બોલાવી અને પ્રજાના નાયકોએ પ્રસન્ન થઈ, અત્રિ મુનિને 'પાચજન્ય'ની પદવી આપી તે કાળે 'પાચજન્ય' પદ ઘણું ઊચુ ગણાતું જેને પ્રજાના પાચે ય જનો-પાચેય જાતિઓ સ્વીકારે તેને જ પાચજન્ય પદ મળતુ અને એથી એ પદને લાયક ઘણાં થોડા મળી આવતા અત્રિ મુનિએ પ્રજાના હૃદયમા ભાવભીનું સ્થાન મેળવ્યું હતુ, તે કારણે જ તેમને 'પાચજન્ય' પદ પ્રાપ્ત થયુ

'પાચજન્ય' પદનો સ્વીકાર કરવાથી અત્રિ મુનિને શાતિ મળવાની નહોતી એ જવાબદારીનુ સ્થાન હતુ અને એ સ્થાનનો સ્વીકાર કર્યા પછી, એમને વિશેષ સાવધ બનવાનુ હતું અત્રિ મુનિએ 'પાચજન્ય' પદનો સ્વીકાર કરી, પોતાની દીર્ઘદૃષ્ટિ અને કાર્યકુશળતાથી એ સ્થાનને વિશેષ દીપાવવાની પ્રવૃત્તિ હાથમા લીધી

એ નગરીના દાનવરાજને પાચજન્ય પદ માટે રચવામા આવેલા ઉત્સવની ખબર પડી હતી, અત્રિની અનેક પ્રવૃત્તિઓ વિષે તેણે સાભળ્યુ હતું, પરતુ તેને મન અત્રિ માટે કઈ આદર નહોતો અત્રિ પાચજન્ય બનતા હવે તેની આખ ઊઘડી હતી

પાચજન્ય અત્રિએ વ્યવસ્થિત પ્રવૃત્તિઓ શરૂ કરી, તેમણે પ્રજાજનોને જાગૃત થવાની હાકલ કરી વર્ષોથી તેમણે પ્રજાજનોને સ્વાશ્રય અને સયમનુ શિક્ષણ આપ્યુ હતું પ્રજાજનોમા સઘબળ વધતું જતુ હતું આત્મવિશ્વાસ ખોઈ બેઠેલી, પ્રજામા ફરીથી આત્મવિશ્વાસ પ્રગટ થયો હતો

દાનવોનો અધિપતિ હવે અત્રિની પ્રવૃત્તિઓ સહન કરે તેમ નહોતું તેણે અત્રિને પકડવાનો ઘાટ ઘડ્યો દાનવોએ તેમના આશ્રમ પર અચાનક આક્રમણ કર્યું અને અત્રિ મુનિને જીવતા જ પકડવામા આવ્યા તેમને દાનવરાજની સભામા હાજર કરવામા આવ્યા દાનવ રાજે તેમને માટે મૃત્યુદડની શિક્ષા ફરમાવી, પણ એ શિક્ષા આકરી રીતે કરવાની હતી દાનવરાજની આજ્ઞા પ્રમાણે

લોઢાની એક ઓરડી બનાવવામાં આવી અને તેમાં અત્રિ મુનિને પૂરવામાં આવ્યા. ઓરડીની ચારે બાજુ કૂશકાના ઢગલા કરવામાં આવ્યા અને તેમાં અગ્નિ મૂકવામાં આવ્યો. શાંત અગ્નિથી તપાવી, અત્રિ મુનિને યમશરણ કરવાની એ યોજના હતી.

અત્રિ મુનિના પકડાયાની અને એમને મૃત્યુદંડ ફરમાયાની વિગત પ્રજાજનોમાં વાયુવેગે ફેલાઈ ગઈ. અત્રિ મુનિને શાંત અગ્નિથી તપાવવામાં આવે છે, એ જાણતાં તો પ્રજાજનોનો રોષ ભભૂકી ઊઠ્યો. પ્રજા આ ઘોર અન્યાયને સહન કરી શકી નહિ. એક જ હાકલ થતાં, પ્રજાની સેના તૈયાર થઈ ગઈ અને જ્યાં અત્રિ મુનિને તપાવવામાં આવતા હતા, ત્યાં પહોંચી ગઈ. ત્યાં ચોકી કરતા દાનવો પર આક્રમણ કરવામાં આવ્યું અને તે બધાનો સંહાર કરવામાં આવ્યો. પ્રજાજનોએ લોઢાની ઓરડીમાં તપ કરતા અત્રિ મુનિને છોડાવ્યા.

પ્રજાની સેનાને મળેલા વિજયથી, પ્રજાજનોને સંતોષ થયો નહિ. પ્રજાની બદ્ધ જ સેના વ્યવસ્થિત થઈ અને તેમણે દાનવરાજ પર આક્રમણ કર્યું. દાનવરાજ પોતાની સેના સાથે લઢવા માટે આવ્યો, પણ પ્રજાની સેનાએ તેને હાર ખવડાવી. તે યુદ્ધમાં માર્યો ગયો અને દાનવની સેના છિન્નભિન્ન થઈ, પલાયન કરી ગઈ. પ્રજાજનોએ પોતાની નગરીનો કબજો લીધો અને મુનિવર અત્રિએ ઉર્વ નામના ક્ષત્રિય રાજાના પુત્ર ઔર્વનો રાજ્યાભિષેક કર્યો. પ્રજાને હૈયે અપૂર્વ ઉત્સાહ મંડાયો હતો.

અત્રિ મુનિના આશ્રમમાં વિજયનો ઉત્સવ ખૂબ ધામધૂમથી ઊજવવામાં આવ્યો. અત્રિ મુનિએ ચતુરાત્ર (ચાર રાત્રિ સુધી ચાલે તે) યજ્ઞનો આરંભ કર્યો અને પાંચમે દિવસે તેની સમાપ્તિ કરવામાં આવી. તે યજ્ઞના પુણ્યપ્રતાપે ઔર્વ રાજાને ચાર ચાર શૂરવીર પુત્રોની પ્રાપ્તિ થઈ. પાંચજન્ય મુનિવર અત્રિ તે સમયથી ઔર્વ રાજાના કુલગુરુ બન્યા.



એક વેળા સ્વામીનારાયણ સંપ્રદાયવાળા બ્રહ્માનંદ સ્વામીને કોઈ વૈરાગીએ સખત માર્યા, અરે, એટલે સુધી કે મારનારની લાકડીના પણ કટકા થઈ ગયા. રસ્તે જનારા કોકે સ્વામીને છોડાવ્યા ને પછી એમને થયેલી ઈજા વિશે પૃચ્છપરછ કરવા માંડી. ત્યારે સ્વામીએ કહ્યું:

'ભાઈ, મને વાગ્યું તેનું તો કંઈ નહિ, કશી ફિકર નથી; પણ મારા આ ગુરુભાઈની લાકડી ભાંગી ગઈ તેનું મને દુઃખ થાય છે!'

×

# યુગપ્રવાહ

## ગાંધીજીની તપશ્ચર્યા

ગયા મહિનાનો સૌથી મહાન બનાવ ગાંધીજીના ઉપવાસનો છે વેરઝેરથી બળીજળી રહેલા આ દેશને શાંતિ આપવા માટે એમણે પોતાની કાયા હોમી દેવાનો નિર્ણય કર્યો અને દેશના એકથી બીજા છેડા સુધી ખળભળાટ પેદા થયો આ લખાય છે, ત્યારે ગાંધીજીના ઉપવાસનો અંત આવી ગયો છે આ પૃથ્વી ઉપર હજાર બે હજાર વર્ષે અવતાર ધારણ કરે એવો આત્મા આપણી વચ્ચે રહી શકયો છે, તે માટે પ્રભુનો ઉપકાર માનવો જોઈએ એમના તપના પ્રભાવે આપણી માનવતા જાગી છે, તે આપણું સદ્‌ભાગ્ય છે

ગાંધીજીના ઉપવાસનું કારણ સામાન્ય રીતે તો હિંદ અને પાકિસ્તાન બંનેમાં માનવતાનો હ્રાસ થઈ રહ્યો હતો તે હતુ, પરંતુ સ્થૂલ રીતે તો તેમની નજર સામે દિલ્હીના પાટનગરમાં ધૂંધવાઈ રહેલો અગ્નિ હતો એમણે માગ્યું હતુ કે જો દિલ્હી મને શાંતિની ખાતરી આપે તો હું ઉપવાસ છોડી દઈશ એમને વિશ્વાસ હતો કે દિલ્હીની અસર હિંદ અને પાકિસ્તાન બંને ઉપર પડશે પાંચ દિવસના ઉપવાસ પૂરા થયા, ત્યારે એમને એવી ખાતરી મળી ગઈ પહેલા દિવસથી જ દિલ્હી જાગી ઊઠ્યું હતુ કરાચી અને પશ્ચિમ પંજાબની કતલ દિલ્હીને સળગાવી મૂકત, પરંતુ ગાંધીજીના ઉપવાસની શીતળતાએ દિલ્હીને બચાવી લીધું આપણા રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુની આગેવાની નીચે દિલ્હીના એકસોત્રીસ આગેવાનોએ ગાંધીજી સમક્ષ લેખિત સહી સાથે પ્રતિજ્ઞાપત્ર રજૂ કર્યું, એટલે આ પ્રતિજ્ઞા ઉપર વિશ્વાસ મૂકી મહાત્માજીએ ઉપવાસનો અંત આણ્યો

## કાશ્મીરનો મામલો

કાશ્મીરના યુદ્ધનો હજી અંત આવ્યો નથી હવે એ યુદ્ધ બે મોરચા ઉપર ચાલે છે એક મોરચો કાશ્મીરની રણભૂમિ ઉપર છે અને બીજો મોરચો અમેરિકામાં બિરાજતી સંયુક્ત રાષ્ટ્રોની 'સલામતી-સમિતિ'માં છે પહેલા મોરચા ઉપર હિંદી લશ્કર હુમલાખોરોને હઠાવી રહ્યું છે, પરંતુ ઋતુની પરિસ્થિતિ હુમલાખોરોને અનુકૂળ છે અને પાકિસ્તાન તરફથી વિપુલ પ્રમાણમાં તેને મદદ મળે છે, એટલે કાશ્મીરની ભૂમિ ઉપરથી હુમલાખોરોનો પગ હજી ખસ્યો નથી હિંદી ફોજો જીતતી જાય છે, છતાં ઠંડી ઋતુ પૂરી ન થાય ત્યાં સુધી હુમલાખોરોને સંપૂર્ણ રીતે હાંકી કાઢવાનું લગભગ અશક્ય છે ભરતી-ઓટ ચાલ્યા કરે છે પણ યુદ્ધની દૃષ્ટિએ જોતાં કાશ્મીરમાં સંપૂર્ણ વિજય તો હિંદી સેનાનો જ થશે તેમાં શંકાને સ્થાન નથી.

બીજા મોરચે કોઈ જાતનું નિશ્ચિત પરિણામ દેખાતું નથી હિંદના પ્રતિનિધિ શ્રી ગોપાળસ્વામી આયંગરે હિંદની ફરિયાદ રજૂ કરી છે અનેક પુરાવાઓ આપીને એમણે સાબિત કર્યું છે કે પાકિસ્તાન હુમલાખોરોને મદદ કરી રહ્યું છે અને પ્રેરી રહ્યું છે બીજી બાજુ પાકિસ્તાનના પરદેશ પ્રધાન ઝફરુલ્લાખાન અનેક અસત્યો ઉચ્ચારી મુખ્ય બાબતને ગૂંચવી નાખવાનો પ્રયત્ન કરે છે આ વિષે છેવટનો નિકાલ શું આવશે તે કહેવું કઠણ છે, કારણ કે 'સલામતી-સમિતિ'

માં સત્યાસત્ય અને ન્યાયાન્યાય ' કરતાં દરેક દેશ પોતાના લાભાલાભનો વિશેષ વિચાર કરે છે. રશિયા કેવું વલણ લેશે, અમેરિકા અને બ્રિટન કોને ટેકો આપશે વગેરે વિષે અનુમાન કરવાનું મુશ્કેલ છે. હિંદી સરકાર આ પરિસ્થિતિથી અજાણ નથી. એટલે એણે 'સલામતી–સમિતિ' સમક્ષ માત્ર એક જ મુદ્દો રજૂ કર્યો છે. કાશ્મીરનો છેવટનો ફેંસલો 'સલામતી–સમિતિ'ને સોંપાયો નથી. 'સલામતી–સમિતિ'ને માત્ર એટલું જ કહેવામાં આવ્યું છે કે પાકિસ્તાનની વલણને કારણે બન્ને દેશો વચ્ચે યુદ્ધ થઈ પડવાની સંભાવના છે; માટે પાકિસ્તાનને હુમલાખોરોને મદદ આપતા અટકાવવું જોઈએ. હિંદી સરકારે સાથોસાથ એમ પણ કહી દીધું છે, કે આ વિષે નિર્ણય કરવામાં વિલંબ થશે અને પરિસ્થિતિ બગડશે તો હિંદી સરકાર હુમલાખોરોને પાછા હઠાવવા માટે જરૂર પડશે, તો પાકિસ્તાનની અંદર રહેલા દુશ્મનોનાં મથકો ઉપર હલ્લો કરશે જ.

હિંદી સરકારનું આ વલણ વાજબી છે. કાશ્મીરની અને હિંદુસ્તાનની પ્રજાનો તેને ટેકો છે.

## સૌરાષ્ટ્રનું ભાગ્યવિધાન

પંદરમી ઓગસ્ટે હિંદ સ્વતંત્ર થયું અને પૂર્ણ સ્વરાજની સ્થાપના થઈ. દિલ્હીનાં સિંહાસનો પર પ્રજાહૃદયના સ્વામીઓ બેઠા. હિંદના બે ટુકડા તો થયેલા હતા અને દુશ્મનોની ઇચ્છા બીજા અનેક ટુકડા કરવાની હતી. પદર જેટલા રાજાઓ વિમાસણમાં પડ્યા હતા. બહુ ન્જ રાજાઓ યુગધર્મ ઓળખી શકયા હતા. મોટા ભાગનાની માનસિક સ્થિતિ ડામાડોળ હતી. થોડાક મુત્સદ્દી રાજાઓ રાજાશાહીને જીવાડવાની યોજનાઓ ઘડતા હતા. રાજસ્થાની પ્રજા માનતી હતી કે જે દિવસે 'બ્રિટિશ' કહેવાતું હિંદ સ્વતંત્ર થયું છે તે દિવસે 'રાજસ્થાની' કહેવાતા હિંદમાં સ્વાતંત્ર્યસંગ્રામનો પ્રારંભ થાય છે. રાજસ્થાની પ્રજા આ વિશે ગંભીર તૈયારીમાં પડી હતી અને પરિસ્થિતિનો મુકાબલો કરવાની એનામાં હિંમત પણ આવી હતી.

પણ રાજસ્થાની પ્રજાના અને સમગ્ર હિંદના સદ્‌ભાગ્યે રિયાસતી ખાતાના વડા સરદાર વલ્લભભાઈ બન્યા. અદ્‌ભુત કહી શકાય, ચમત્કાર કહી શકાય એવી કુશળતાથી એમણે રાજસ્થાની પ્રશ્નો ઉકેલતા માંડ્યા.

સરદાર સાહેબની મુત્સદ્દીગીરી સોળે કળાએ ખીલી ઊઠી. હિંદના એકથી બીજા છેડા સુધી જે ક્રાન્તિ પેદા થઈ તેને એમણે વ્યવસ્થામાં મૂકી. રાજાઓને પરિસ્થિતિનું ભાન કરાવ્યું. પ્રજાને સમજાવ્યું કે નિરર્થક આગ પેટાવશો નહિ. જૂનાગઢમાં પણ પાકિસ્તાનનો કિલ્લો તોડ્યો તેની સાથે આપખુદીનો કિલ્લો પણ તૂટી ગયો. જે આઝાદી વર્ષો પછી ધારવામાં આવતી હતી તે આઝાદી રાજસ્થાની પ્રજાની સામે આવીને ઊભી રહી. આનો યશ સરદાર વલ્લભભાઈ સિવાય કોને મળી શકે? રાજા–પ્રજા તો યશના હકદારો છે, પરંતુ તેમને યોગ્ય માર્ગે વાળ્યા છે સરદાર સાહેબે, એમાં શંકા જ નથી.

કાઠિયાવાડનું એકમ રચાયાથી, મળેલો વિજય સરદાર સાહેબનો છે, પણ પ્રજા પોતાની યોગ્યતા બતાવી એ વિજયને પચાવી પોતાનો બનાવી લે. કાઠિયાવાડની બંધારણ–સભા રચાશે અને તે પહેલાં વચગાળાનું તંત્ર સ્થપાશે. આ બંને માટે યોગ્ય વ્યક્તિઓ કાઠિયાવાડે ચૂંટવી પડશે. જાહેર સેવાની મૂડી 'અને વડાવટનો

અનુભવ કાઠિયાવાડ પાસે કેટલા પ્રમાણમાં છે તેનું પારખું હવે થશે.

## સરદારનું મંતવ્ય

હિંદના નાયબ વડાપ્રધાન સરદાર વલ્લભભાઈ એક અઠવાડિયા માટે આપણા પ્રાંતમાં આવી વીજળીનો સંચાર કરી ગયા. ભાવનગર, રાજકોટ, મુંબાઈ અને છેલ્લે અમદાવાદમાં એમણે જે પ્રવચનો કર્યા તેમાંથી દેશની વર્તમાન સ્થિતિનો ચિતાર મળી રહે છે અને આપણા રાષ્ટ્રને બળવાન તથા સમૃદ્ધ બનાવવા માટે શું કરવું જોઈએ તેનું માર્ગદર્શન પણ એમાંથી મળે છે. સરદારે ખ્યાલ આપ્યો છે કે આજે આપણે અંદરના ઝઘડામાં પડશું તો આપણી સ્વતંત્રતા સ્વપ્ન જેવી બની જશે. મૂડી અને મજૂરી વચ્ચે જો એકસંપ નહિ થાય અને વારેઘડીએ હડતાલના માર્ગો લેવામાં આવશે, તો દેશ કંગાળ બની જશે અને તેને દરેક બાબતમાં પરદેશો ઉપર આધાર રાખવો પડશે. હિંદની સરકારને શિરે લાખો નિરાશ્રિતોને ઠેકાણે પાડવાનો બોજ આવ્યો છે તે વિશે પણ સરદારે પ્રજાને પ્રેરણા આપી છે અને કહ્યું છે કે એમને ભિખારી નહિ પણ સગા ભાઈ માનીને આપણે સત્કારવા જોઈએ.

## આપણો ધર્મ

અનાજને પગલે કાપડ ઉપરનો અંકુશ પણ દૂર થયો છે. પ્રજાને શિરે જવાબદારી વધી છે. બંધનમાં રહીને વ્યવસ્થા જાળવતાં જાળવતાં આપણે કાળાબજારને ને અમલદારી રૂશવતખોરીને જોર આપ્યું છે. હવે એ નાબૂદ કરવાના માર્ગો ખુલ્લા થાય છે. આપણે જો સમાજધર્મ નહિ સમજીએ અને જેઓ સમાજનો દ્રોહ કરે તેમની સાન ઠેકાણે લાવવાનો પુરુષાર્થ નહિ આદરીએ, તો જે લૂંટ કાળાબજારને નામે ચાલતી હતી તે લૂંટ હવે ધોળાબજારમાં ચાલશે અને આપણે પાયમાલ થઈ જઈશું. અનાજ વગેરે માટે વધારે ભાવ આપવા આપણે તૈયાર થવું જ જોઈએ, કારણ કે ખેડૂતોને જૂના ભાવોમાં જીવવું દોહ્યલું થઈ ગયું હતું. કાપડની બાબતમાં આ સ્થિતિ નથી. તેમાં નફાનો મોટો હિસ્સો કારખાનાંદારોના ખિસ્સામાં જાય છે, છતાં ત્યાં પણ કાંઈક વધારો તો આપણે આપવો જ પડશે અને એ વધારામાંથી કામદારોને લાભ મળે તેવું વાતાવરણ ઊભું કરવું પડશે. નિયમનો અકુદરતી હતાં એને પરિણામે અસત્ય, દંભ અને લૂંટ વધતા જતા હતા. એ દૂર થયા તે બહુ સારું થયું છે એમ માની નવી વ્યવસ્થાને સફળ બનાવવાના પ્રયત્નો આપણે કરવા જોઈએ.

## તાજા કલમ

ગાંધીજીના ઉપવાસનો સુખદ અંત આવ્યા પછી આ પણ ગભીર ગંભીર રોગના ચિહ્ન જેવો એક બનાવ બની ગયો. ગાંધીજીની પ્રાર્થનાસભામાં એક હિંદુ યુવકે ગાંધીજીની હત્યા કરવાના હેતુથી એમના ઉપર બોંબ ફેંક્યો. એ યુવકે માન્યું કે ગાંધીજી મુસ્લીમોના મિત્ર છે અને માટે એમની હત્યાથી હિંદુધર્મને લાભ થશે. કોમી વેરઝેર કેટલે ઊંડે સુધી પહોંચ્યાં છે તેનું આ માપ છે. આ ઝેરને આપણે નિચોવી નહિ નાખીએ તો સ્વતંત્રતા અને ધર્મ, બન્નેનો નાશ થશે. ગાંધીજીએ તો હિંદુ ધર્મનો ઉદ્ધાર કર્યો છે. એમણે આપણી માનવતા જગાડી છે અને ધર્મને પોતાના ઉચ્ચ આસન ઉપર સ્થાપ્યો છે. મુસ્લીમોના જ નહિ, જગત માત્રના એ મિત્ર છે અને એ જ એમની મહત્તા છે.

*

# ઇંદ્રજવ

*

વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ

નિસર્ગોપચાર અને આયુર્વેદ તરફ, હવે સ્વતંત્ર થયા પછી તો ખાસ જવું રહ્યું. ઇંદ્રજવ આપણામાંના કેટલા યે જોયા હશે? એનું ઝાડ થાય છે એનીયે કેટલાને માહિતી હશે? અને આ નજીવી કિંમતે મળતા ઇંદ્રજવથી શરીરના મોટા મોટા રોગો પણ મટાડી શકાય છે એ કેટલા જાણતા હશે? આપણા અનુભવી ને અભ્યાસી વૈદરાજે ઇંદ્રજવ વિશે આપેલી માહિતી ઘેરેઘેરના ઉપયોગી વપરાશની ચીજ બની રહે એવી ભાવના સેવીએ.

આયુર્વેદના ઔષધભંડારને જેમ જેમ ઉખેડતો જાઉં છું તેમ તેમ એ ઔષધોનું સંશોધન, રચના અને રોગો ઉપર સચોટ અસર કરવાની તાકાત સમજાતાં જાય છે. ઇંદ્રજવ આવાં ઔષધોમાંનું એક છે.

એનું ઝાડ બહુ મોટું પણ નહિ તેમ બહુ નાનું પણ નહિ એવું મધ્યમસરનું હોય છે. ઔષધમાં એનાં બીજ, જેને ઇંદ્રજવ કહેવામાં આવે છે તેનો અને ઝાડની છાલ, કડાછાલનો ઉપયોગ થાય છે. વર્ષો પહેલાં કડાછાલ ઇંદ્રજવ રોગો ઉપર ચોક્કસ અસર કરવા માટે ઠીકઠીક પ્રિય બનેલું. પણ હિંદુસ્તાનના દવા વેચનારાઓની સ્વાર્થ-વૃત્તિએ એવા જ પ્રકારની બીજી દુધણ નામની વનસ્પતિની એમાં ભેળસેળ કરીને આપવા માંડ્યું. જેની છાલનો રંગ અને બીજની રચના એક જ પ્રકારનાં હતાં; પરંતુ એમાં જે ઔષધીય ગુણ અને કડવાશ જોઈએ તે ન હતાં. પરિણામે આ ભેળસેળથી કડાછાલ અને ઇંદ્રજવ તરફ જનતાએ દુર્લક્ષ કર્યું અને એનું મહત્ત્વ પણ ઘટ્યું. જો કે આ સ્થિતિ લાંબો વખત ન રહી. વનસ્પતિશાસ્ત્રના નિષ્ણાતોએ એ ભેદ દૂર કર્યો અને આજે ફરીથી આ વનસ્પતિ અતિશય મહત્ત્વની બની છે: સામાન્ય જનસમાજ આવી ચાર આને શેરની વનસ્પતિને એના ઔષધીય ઉપયોગની દૃષ્ટિએ સમજે અને એનો ઉપયોગ કરે એ હેતુથી એના ગુણદોષ અને રોગ ઉપર વાપરવાના પ્રયોગો જનતા પાસે રજૂ કરું છું.

ઇંદ્રજવનું લેટિન નામ હોલેરહીના એન્ટી ડીસેંટ્રિકા છે. મરડાના રોગને પણ અંગ્રેજીમાં ડીસેંટ્રી કહેવામાં આવે છે. આ મરડાને સફળ રીતે દૂર કરનાર તરીકે એંટી શબ્દ ખરેખર સાર્થક થયો છે. મરડો અને ઇંદ્રજવ કોણ જાણે કેમ પણ એક બીજા સાથે રોગ અને ઔષધ જેવા વણાઈ ગયા છે. નાનામાં નાના વૈદ્યથી માંડીને વિદ્વાનો સુદ્ધાં મરડા માટે આજ ઇંદ્રજવની ચિકિત્સા કરે છે. વર્ષો સુધી અનેક પ્રકારનાં કિંમતી ઔષધો, ઇન્જેક્શનો અજમાવ્યા છતાં ય જે મરડાનો રોગ નથી મટતો, તે નાનામાં નાનો બેપાંચ દવાઓની શીશીઓ રાખીને બેઠેલો વૈદ્ય કે ઓસડિયાં વેચનારો ગાંધી આ ઇંદ્રજવની મદદથી દૂર કરી દે છે. 'આ દૂર કરવાની તાકાત ગાંધી કે વૈદ્યની રોગનિદાનની શક્તિને આભારી નથી; પણ ઇંદ્રજવમાં જ એ રોગને દૂર કરવાની તાકાત પડી છે. અને એટલા જ માટે એને સર્વસામાન્ય નામ એંટી ડીસેંટ્રિકા આપવામાં આવ્યું છે.

મરડાના રોગની સફળ ચિકિત્સાનો નિર્દેશ કરું છું, ત્યારે મારા અનુભવનો એક પ્રસંગ નોંધવાનો લોભ થાય છે. ભાવનગરમાં એક મિત્રને ૧૯૪૨માં જેલ દરમ્યાન મરડાનો રોગ લાગુ પડેલો. એમણે ભાવનગરની હૉસ્પિટાલમાં—અમદાવાદમાં નિષ્ણાત ડૉક્ટર પાસે અને છેલ્લે મુંબઈની સરકારી હૉસ્પિટાલમાં એમ નવ માસ સુધી જુદાજુદા પ્રકારની દવામાં

ઊંડી સારવાર લીધી હતી, પણ છતાંય એ રોગ તો કાયમ જ રહેલો. દિવસમાં એકાદ વખત જાજરૂ જવું પડે, પણ જ્યારે જાય ત્યારે એ દસ્તની સામે પુષ્કળ પ્રમાણમાં કાચો આમરસ પડે અને એ દસ્ત પછી અતિશય નબળાઈ લાગે. નવનવ માસના એકધારા રોગથી શરીર ઘસાવા માંડ્યું. લોહી ઓછું થવા માંડ્યું. મારી પાસે આવેલા ત્યારે તો તદ્દન પૂણી જેવા ફિક્કા ને નબળા થઈ ગયા હતા અને આખો દિવસ શરીરના તમામ અવયવો અને સાંધા કળ્યા કરે છે એવી કાયમી ફરિયાદ કરતા હતા.

મેં આવી પરિસ્થિતિમાં એમની સારવાર શરૂ કરી. દવામાં આ પ્રમાણે ઔષધો આપવામાં આવતાં. ઇંદ્રજવ તોલો ૦ા, લવણભાસ્કર વાલ ૨, રસ વાલ ૧, સૂંઠ પાવ ૧૦ આના. ત્રણ પડીકાં દિવસમાં ત્રણ વખત છાશના અનુપાન સાથે આપવામાં આવતાં. શરૂઆતમાં બીજો તમામ ખોરાક બંધ કરાવીને પંદરેક દિવસ સુધી ક્રમેક્રમે વધારીને પંદર દિવસને અંતે પાંચ શેર દૂધની છાશ લઈ શકાતી. મોસંબીનો રસ, ટમેટાનો સૂપ વગેરે પણ લેતા. પંદર દિવસને અંતે ખોરાક ઉપર જે રુચિ જ નહોતી થતી તે કુદરતી રીતે થવા લાગી અને સાથી ભૂખ ઊઘડી. ખોરાકનું પાચન થવા લાગ્યું. જેમ જેમ કળતર વગેરે દૂર થવા લાગ્યાં. પંદર દિવસ પછી કઢીભાત, ટમેટાનો સૂપ, ચોખાનાં ઢોકળાં વગેરે શરૂ કરાવ્યું અને એક જ માસને અંતે રીતસરનો ખોરાક પણ લેવા માંડ્યો. એમણે દવા નવેક માસ લીધી અને કાયમી આરામ થયો.

આવા, આ નવનવ માસથી કંટાળેલા દરદીને કેવળ ઇંદ્રજવે જ રાહત આપી– આરામ આપ્યો.

આવા આ ઇંદ્રજવને પંડિત મદનપાલે જે સ્વરૂપમાં જોયો છે એ એના જ શબ્દોમાં મૂકું.

इन्द्रयवस्त्रिदोषघ्नः संग्राही शीतलः कटुः ।
ज्वरातिसारदाहास्रकृमिविसर्पकुष्ठनुत् ॥

ઇંદ્રજવ આયુર્વેદના નિદાનશાસ્ત્રના પાયામાં રહેલા ત્રિદોષ–વાત, પિત્ત, કફને હરે છે. એની કડવાશ પિત્તને શાંત કરે છે. રૂક્ષતા કફને શોષે છે અને કટુ તિક્તતા– કડવી તીખાશ વાયુને દૂર કરે છે.

ઇંદ્રજવ ઝાડાને દૂર કરે છે, પણ છતાંય ઝાડાની કબજિયાત થાય ત્યારે સહજ એવો જે વાયુનો પ્રકોપ થાય તે થતો નથી, કારણ કે એ આંતરડામાં રહેલા અપક્વ આમને પચાવીને મળને બાંધવાનું કાર્ય કરે છે અને આંતરડાને શક્તિ આપે છે.

ઇંદ્રજવની કડવાશ–યકૃતને સતેજ કરે છે અને પરિણામે નાનામોટા અનેક પ્રકારના તાવો અને બીજા રોગોને પેદા કરનારા આમરસનું પાચન થાય છે અને શક્તિ મેળવવા માટે લેવાતા ખોરાકનું દીપન થાય છે.

મરડાના રોગમાં એલોપથી (રોગથી વિરુદ્ધ અસર પહોંચાડનારી દવા આપનાર શાસ્ત્ર) વિજ્ઞાનનું રામબાણ ઔષધ ઈમેટીન છે. એથી મરડાને જંતુશાસ્ત્રની રીતે જોતાં મરડાના દરદીઓના મળમાંથી જે એમીબાઈસીક નામના જંતુઓ અને એનાં ઇંડાં મળી આવે છે, તેને આ ઈમેટીનનું તત્ત્વ દૂર કરે છે, એવી એક સ્પષ્ટ માન્યતા છે અને કેટલેક અંશે આ માન્યતા સાચી પણ છે.

પરંતુ મરડાને કેવળ આ રોગના જંતુઘ્ન ઔષધો જ આપીને દૂર કરવાની શક્યતા ઓછી છે. કારણ કે મરડામાં જે પીડાજનક સ્થિતિ છે તેમાં તો આંતરડાથી ઠેઠ ગુદા સુધીના ભાગની મ્યુકસ મેમ્બ્રેઈન ઉશ્કેરાયેલી હોય છે. ગરમી અને સોજો આવીને ત્યાં ચાંદાં પડી ગયાં હોય છે. આંતરડાનો કચરો બહાર આવવા માટે પ્રયત્ન કરે છે. જ્યારે સોજાને પરિણામે ત્યાં રૂંધન થાય છે, અને વીંટ–પીડા પેદા થાય છે અને દુખાવા સાથે જ મળ બહાર

આવવાનો પ્રયત્ન કરે છે. આ મરડાના રોગની સ્પષ્ટ સ્થિતિ છે. જંતુશાસ્ત્રની દૃષ્ટિએ ઈમેટીન જરૂર આ જંતુઓને દૂર કરે, પણ આંતરડામાં પડેલાં ચાંદાં માટે શું? અને જ્યાં સુધી આ ચાંદાં રુઝાય નહિ ત્યાં સુધી આંતરડામાં રહેલા કે બહારથી આપવામાં આવતા ખોરાકને પચાવવાની શક્તિ આંતરડાંમાં આવે ખરી?

એલોપથી અને આયુર્વેદશાસ્ત્રના નિષ્ણાત પંડિત અન્નાસાહેબ પટવર્ધને તો ઈમેટીનને ક્ષોભજનક જણાવ્યું છે. બંગાળના રાષ્ટ્રસેવક ડૉ. સતીશબાબુ પણ આ જ વસ્તુનો નિર્દેશ કરે છે. ડૉ. કર્નલ ચોપ્રાના સંશોધનને અંતે જાહેર થયેલી આ હકીકત છે. એટલે એ રીતે ઈમેટીન આંતરડાંને તાત્કાલિક ઠંડક આપવાનું કાર્ય કરવામાં નિષ્ફળ નીવડે છે, જ્યારે ઇંદ્રજવનો તો ગુણ જ ઠંડક આપવાનો છે. शितलं कटु.

મરડાને જંતુશાસ્ત્રની દૃષ્ટિએ જોઈએ, તોપણ ઇંદ્રજવમાં આ જંતુઓને મારવાની શક્તિ સાબિત થઈ છે. જેમ ઇમેટીનમાં એની એમોઇબીક દ્રવ્યો છે, એ જ દ્રવ્યો આ ઇંદ્રજવમાં પણ છે.

આવું આ ઇંદ્રજવ મરડા–ઝાડાને તો દૂર કરે છે; પણ બાળકો માટે તો એ અમૃત છે. સામાન્ય રીતે નાના બાળકોના પોષણ માટે વિશેષ પ્રમાણમાં મધુર રસ આપવામાં આવતો હોય છે. અને બાલ્ય-કાળમાં એની જરૂર પણ હોય છે; પરંતુ જ્યારે આ મધુર રસનું પૂરતા પ્રમાણમાં પાચન થતું નથી, ત્યારે એ રસનો સડો થાય છે અને એમાંથી કૃમિ (જંતુ) પેદા થાય છે. નાના બાળકોને કૃમિના કારણે આંચકી આવવી, અજીર્ણ થવું, ઝાડા થવા અને ક્યારેક તો શોષ પણ થાય છે. આવા આ રોગના કારણના પાયામાં મધુર રસનું અજીર્ણ હોય છે. સડો હોય છે. ઇંદ્રજવ એની કડવાશથી મધુર આમ-રસનું પાચન કરે છે અને જંતુઓને મારે છે. આ જ કારણથી નાનાં બાળકોને કડવાણી પાવાનો, ઇંદ્રજવનો વસારો આપવાનો સનાતન કાળથી નિયમ છે.

આ ઉપરાંત પણ એક કાર્ય ઇંદ્રજવ કરે છે, અને તે શક્તિ આપવાનું છે; કારણ કે એ કટુપૌષ્ટિક ગુણ ધરાવે છે. નાના બાળકોને, મેલેરિયા તેમજ રોગ પછી આવેલી નબળાઈવાળા દરદીઓને એ શક્તિ આપે છે. ખોરાકને પચાવે છે અને ખોરાકમાંથી છૂટા પડેલા પોષણકારક રસનું શોષણ કરે છે. લીવરના પિત્તને વધારે છે અને એ રીતે સ્વાભાવિક પાચનયંત્રને મદદ કરે છે.

તે કડવા રસના ગુણના કારણે જેમ યકૃતને નિયમિત બનાવી પિત્તને શુદ્ધ સ્વરૂપમાં રાખે છે, એ જ રીતે પેન્ક્રીઆસ (અગ્ન્યાશય)ને પણ હમેશાં સાફ રાખી એના રસને જીરવે છે. જો આ પેન્ક્રીઆસ નામના અવયવમાં અવ્યવસ્થા આવે તો આપણે ખોરાકમાં જે સાકર લઈએ તે પચે નહિ અને પરિણામે એમ ને એમ બહાર જાય. અને મીઠીપેશાબ નામના ચીકણા અને રિબાવી રિબાવીને દરદીને હેરાન કરે એવા ભયંકર રોગના ભોગ થવાય.

મીઠીપેશાબ, કમળો, પાંડુ, એ બધા એક જ વર્ગના રોગો લીવર અને પેન્ક્રીઆસ નામના અવયવોની નબળાઈને લીધે જ થાય છે. એટલે કડવો રસ ધરાવતી હોય એવી વનસ્પતિઓ આવા રોગો ઉપર ઉપયોગી બને છે. ઇંદ્રજવમાં કડવા રસના કારણે જ આ રોગો ઉપર તે મહત્ત્વનું બન્યું છે.

પિત્તરસની વિકૃતિના કારણે જેમ કમળો, પાંડુ અને બીજા પચનયંત્રનાં આંતરડાંના વ્યાધિઓ થાય છે, એ જ રીતે જ્યારે પિત્ત વિકૃત બને છે, ત્યારે કેટલાક ચામડીના રોગો પણ પેદા થાય છે. આવા ચામડીના રોગો માટે

પણ આ ઇંદ્રજવનું ઠીક મહત્ત્વ સ્વીકારાયું છે

ચરકે દુષ્ટ રોગો ઉપર ઇંદ્રજવનો લેપ કરવાનો નિર્દેશ કર્યો છે અને એ જ રીતે ગૂમડાં, ધારાં અને નાનામોટા વણો માટે ઇંદ્રજવનો ઉકાળો પાવાની ભલામણ કરી છે ઇંદ્રજવને ચોખાના ધોવણ સાથે વાટીને ચોપડવાથી વિસ્ફોટક નામના ગૂમડાઓ પણ મટે છે, એવો ગદનિગ્રહનો પણ નિર્દેશ છે આ રીતે લોહીવિકારના રોગો ઉપર એ ઠીક ઉપયોગી માલૂમ પડ્યું છે

હરસ, દુષ્ટ હરસ, નાકવાટે કે ગુદા વાટે લોહી પડતું હોય તેમા તથા ઊર્ધ્વ કે અધોગ રક્તપિત્ત જેવા દરદોમાં પણ એનો ઉપયોગ જાણીતો છે હરસની પીડાકારક સ્થિતિમા ઇંદ્રજવ, હરડે અને ગોળ સેવાનો જૂનો રિવાજ આજે પણ પ્રચારમા છે

સ્ત્રીઓને ગર્ભાશય ઉપર ઘણી વખત માંદા જેવી આમળ આવે છે અને પરિણામે અતિશય પ્રદર રોગની તે ભોગ બને છે, અતિશય ખરજ આવે છે અને કયારેક તો યોનિશૂળ પણ નીકળે છે આવી પરિસ્થિતિમા ઇંદ્રજવને મધ સાથે વાટીને રૂ ઉપર લગાડી એની પોટલી ગર્ભાશયમાં ધારણ કરવાથી ચાંદા રુઝાય છે અને ખરજ ઓછી થાય છે પ્રદરમા પણ રાહત રહે છે ડૉ. લાયમહમદ (હોસ ગાબાદ)નો આ પ્રયોગ આજના અતિશય ઝડપથી પ્રચાર પામતા સ્ત્રીઓના જનનઅવયવોના રોગો ઉપર અજમાવવા જેવો છે

આવા ઇંદ્રજવ અને કડાછાલને બંગાળના પ્રખ્યાત રાષ્ટ્રસેવક ડૉ સતીશબાબુએ પણ ચકાસી જોયું છે અને એમને જે અનુભવ થયો છે તે એમના જ શબ્દોમાં મૂકતાં લાગે છે કે તે ઉપયોગી થશે પોતાના અંગ્રેજી પુસ્તક 'હોમ એન્ડ વિલેજ ડૉકટર'મા પાન ૮૮૭ પર એમણે નોંધ્યું છે "ઇંદ્રજવનો હૉસ્પિતાલમા તેમ જ ખાનગી દર્દીઓ પર ઉપયોગ કરવામા આવ્યો છે અને બ નેમા સમાન કક્ષાનાં સુંદર પરિણામો આવ્યા છે દર્દીઓના મળમાંથી ઉત્પન્ન થતા રોગો ઉપર આ દવા ચોક્કસ પ્રગતિ કરનારી દવા નીવડી છે"

ઇંદ્રજવનુ રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ પણ પૃથક્કરણ કરવામા આવ્યુ છે અને એમાંથી આલ્કાલોઇડ નામનુ દ્રવ્ય માલૂમ પડ્યુ છે સામાન્ય રીતે શરીરના પાચન યંત્રને, લોહીને અને જ્ઞાનતંતુઓને આ અમ્લપ્રતિયોગી ક્ષારની શરીરની તંદુરસ્તી જાળવવા માટે જરૂર હોય છે જ્યારે જ્યારે શરીરમા અમ્લતા વધે છે, ત્યારે જ રોગ આવે છે ઇંદ્રજવ એ અમ્લતાને દૂર કરે છે, અને માટે જ એ ઘણા વિશાળ રોગ સમુદાય ઉપર બાળકોથી માંડીને વૃદ્ધોના રોગો ઉપર વાપરી શકાય છે

આપણે ઘણી વખત જોઇએ છીએ કે માતાના ધાવણમા વિકાર પેદા થાય છે અને પરિણામે બાળક એ ધાવણના સેવનથી રોગવાળું બને છે સામાન્ય રીતે માતાનુ દૂધ એ અમ્લપ્રતિયોગી સત્ત્વ ધરાવે છે ('ગાયનું દૂધ અમ્લતાવાળુ છે ત્યારે માતાનુ દૂધ અમ્લપ્રતિયોગી છે' ઇજન, પૃ ૬૭૮) પણ રહેણીકરણી અને કૃત્રિમ આહારવિહારના કારણે જ્યારે આ દૂધમા વિકાર પેદા થાય છે, ત્યારે આ અમ્લપ્રતિયોગી તત્ત્વ ઓછું થાય છે, અને ખટાશનુ તત્ત્વ વધે છે એ ખટાશથી બાળકનું પિત્ત ઉશ્કેરાય છે, લોહીમા ગરમી આવે છે, એને પરિણામે નાનામોટા અનેક રોગો આ ધાવણના જ દોષને કારણે પેદા થાય છે

આવા ધાવણના દોષોને સુધારવા માટે ઇંદ્રજવનો ઠીક પ્રમાણમા બીજી કટુપૌષ્ટિક વનસ્પતિઓ સાથે ઉકાળાઓ દ્વારા ઉપયોગ કરવામાં આવે છે ખટાશના તત્ત્વને દૂર કરવા માટે કડવા રસોવાળી વનસ્પતિઓ ઉપયોગી બને છે

આમ સમગ્ર રીતે ઇંદ્રજવ એ ઔષધીય ઉપયોગ માટે ઠીકઠીક ઉપયોગી વનસ્પતિ છે ઇંદ્રજવ એ રોગ અને આરોગ્યની ઔષધિ છે

★

# આનંદ પ્રશ્નાવલિ

*

## શ્રી. સોપાન

**પ્રશ્ન :** ૧૯–આજે શહેરોમાં કેટલીક સ્ત્રીઓ જાહેર પ્રવૃત્તિ કરતી નજરે પડે છે. કસબાઓમાં કે ગામડાંઓમાં એવું કંઈ નજરે પડતું નથી. સ્ત્રીનો ગૃહધર્મ અને જાહેર જીવન વિષે આપ કંઈક કહેશો ?

**ઉત્તર :** ૧૯–મોટા ઘરની સ્ત્રીનો પહેલાં વિચાર કરીએ. જો આર્થિક સ્થિતિ સારી હોય તો ઘરમાં નોકર હોય ને એમની વ્યવસ્થા જ મોટું કામ બની જતું હોય ત્યાં બીજું કંઈ કામ હોય જ નહિ. આવી સ્ત્રીઓને ઘણી નવરાશ હોય. બાળકો હોય, તો તે આયા પાસે રહેતાં હોય, રસોઈ રસોઇયો કરતો હોય, ઘરકામ ઘાટી સંભાળતો હોય, ખરીદી માટે મહેતાજી હોય અથવા શેઠ સંભાળ રાખતા હોય, આવી સ્ત્રી સમાજની સેવામાં પુષ્કળ સમય આપી શકે. પરંતુ સમાજ એની પાસેથી સેવાની અપેક્ષા રાખે એ યોગ્ય છે ? મને તો લાગે છે કે આવી સ્ત્રીની સેવા લેવાનો જ ઇન્કાર કરવો જોઈએ. હાથ જોડીને એ બહેનને કહેવું જોઈએ કે 'પહેલાં તમારી પોતાની સેવા કરો, તમારા ઘરને નોકરોમાંથી છોડાવો, તમારાં બાળકોને માતાનું વાત્સલ્ય આપો અને પછી સમય મળે તો સમાજને સેવા આપજો.'

ઉપર જણાવેલી સ્થિતિમાં હોય એવી અશિક્ષિત સ્ત્રીઓ તો ભાગ્યે જ સેવા માટે નીકળે છે. તેઓ પોતાના સુખમાં અને કદાચ ઊંડા દુઃખમાં જીવન વિતાવી નાખે છે; પરંતુ આર્થિક સ્થિતિ બહુ સારી હોય અને ઉચ્ચ શિક્ષણ પણ મેળવ્યું હોય એવી સ્ત્રીઓ આજે સેવાનાં વિવિધ ક્ષેત્રોમાં વિશેષ દેખાય છે. એમને જોતાં થાય કે જેમ ખાદીની ને સાદાઈની ફૅશન છે તેમ સેવાની પણ આ ફૅશન છે. તેઓ સ્ત્રી-સભાઓમાં હાજરી આપે છે, મંડળો ચલાવે છે. કોઈ કોઈ સ્થળે શાળાઓ, બાલમંદિરો, અનાથાલયો વગેરેમાં પણ સક્રિય રસ લે છે. કેટલીક સ્ત્રીઓ નૃત્ય, સંગીત, ચિત્રનાં પ્રદર્શનો ને ઉત્સવોમાં પણ ભાગીદાર બને છે, અથવા વ્યાસપીઠ શોભાવે છે. આ પ્રકારની સ્ત્રીઓ સેવા કરવા માટે આવે છે, તેની પાછળ કેટલીક વાર ભોળપણ ને ભલમનસાઈ હોય છે: પરંતુ વિશેષતઃ તો આગળ આવવાની અને પોતાની જાતનું પ્રદર્શન કરવાની વૃત્તિ જ ભાગ ભજવે છે. . .

આવી સ્ત્રીઓને કહેવું જોઇએ કે દેશની અને સમાજની સેવામાં સૌએ યોગ્ય હિસ્સો આપવો જોઈએ એ ખરું, પરંતુ જે વ્યક્તિ પોતાને માટે બીજાની સેવા લે અને પોતે સમાજને સેવા આપવા જાય, એ તો દ્રાવિડી

પ્રાણાયામ છે એવી સેવાથી સમાજનો ભાર ઓછો થતો નથી સામાન્ય રીતે દરેક વ્યક્તિએ પોતાનો ભાર જાતે ઉપાડી લેવો જોઈએ અને તે પછીનો સમય સમાજને આપવો જોઈએ

કહેવાનું તાત્પર્ય એ છે કે, સામાન્ય સંયોગોમાં કોઈ પણ પુરુષ કે સ્ત્રીએ પોતાનો બોજો બીજા પર ન મૂકવો જોઈએ. ઘરડા વડીલોને સાચવવાની જવાબદારી જુવાનોની છે કુટુંબના અશક્ત અને માંદાઓની સારવાર સશક્ત ને સાજાઓએ કરવી જોઈએ આમ થાય તો જ સમાજ વ્યવસ્થિત બને અને સમાજ જેમ સમૃદ્ધ થાય તેમ સેવા લેવાની જરૂરિયાત ઓછી થતી જાય

સારી સ્થિતિ ધરાવતી સુશિક્ષિત બહેનોએ સર્વપ્રથમ કૌટુંબિક જવાબદારી, ખાસ કરીને બાળકો પ્રત્યેની જવાબદારી અદા કરવી જોઈએ કોઈ બાળમંદિરને કે શાળાને મદદ કરવા જતા પહેલા ઘરના ઘાટીને ભણાવવા જોઈએ ને એ માંદો હોય, તો એને આરામ અને સારવાર આપવા જોઈએ એના સુખદુઃખના સમાચાર પૂછવા જોઈએ એના કુટુંબની શી સ્થિતિ છે, ને બધાનું કેમ નભે છે તે જાણવું જોઈએ

આટલું કર્યા પછી અથવા આટલું કરતા કરતા સમાજની જે સેવા થાય તે અવશ્ય કરવી જોઈએ સાથેસાથ સેવા કરવી હોય અને એ દ્વારા અભિમાનનો નહિ પણ અંતરનો સાચો આનંદ પ્રાપ્ત કરવો હોય, તો સેવાનું ક્ષેત્ર પસંદ કરવામાં નીચેની બાબતો અવશ્ય ધ્યાનમાં રાખવી

(૧) આપણી સેવા એવે સ્થળે ન આપીએ, જ્યાં સેવા કરવા અવારનવાર પડાપડી થતી હોય

(૨) કોઈ હોદ્દા માટે, ખુરસી શોભાવવા માટે સેવા ન આપીએ હોદ્દા સંભાળીએ તો તેનો પૂરો ભાર આપણા શિરે લઈ લઈએ કામ કોઈ કરે ને તેનો યશ આપણે લેવાનું પાપ ન કરીએ

(૩) જે સેવાનો લાભ મુઠ્ઠીભર ધનવંતોને જ મળતો હોય, તેનાથી દૂર રહેવું ધનવાનોને પણ ઘણી સેવાની જરૂર છે, પરંતુ એનો રસ્તો એ કરી લેશે, એમની પાસે ઘણા સાધન છે

(૪) સેવા માટે એવું કાર્ય પસંદ કરવું જ્યાં ભીડ ન હોય, વાહવાહ ન હોય, જેની કોઈ સંભાળ ન લેતું હોય, સાચે જ જે દુખિયા હોય તેમના સાથી બનીએ

(૫) સેવાનો બદલો પૈસામાં ન લેવાય, પરંતુ એ લોભ છૂટે નહિ તો એટલું તો ધ્યાનમાં રાખવું કે સેવા કરતા કીર્તિનું પ્રમાણ વધી ન જાય વગર સેવાએ, વગર ઘસારે કીર્તિ મેળવવાનો વિચાર સુદ્ધા કરવો નહિ

**પ્રશ્ન: ૨૦** ગુજરાતના મધ્યમ વર્ગની ને નીચલા થરની ઘણીખરી સ્ત્રીઓને ઝોડ, ડાકણ કે કોઈ વળગ્યાના દાખલા જોવા ને જાણવા મળે છે આ તત્ત્વોનો પોતાના શરીરમાં પ્રવેશ થતા સ્ત્રીઓ પૂછે છે આ શું સત્ય હશે? કેટલીક વાર તો મરેલા પૂર્વજો પણ એમના શરીરમાં પ્રવેશે છે તો શું મરી ગયેલ માણસ ફરીથી આ સંસારમાં અવગતિ

પામી બીજાના શરીરમાં પ્રવેશતો હશે ખરો ? કે આ બધું કોઈ ભ્રમણા છે ? કે પછી ભૂવાઓએ ફેલાવેલો જબરદસ્ત કોઈ વેપાર છે? સાથોસાથ એ પણ પૂછી લઉં કે ઘણા માણસો કહે છે, કે અમુક જગ્યાએ ભૂત, પલીત, ડાકણ કે ચૂડેલ છે એ શું હશે? સાચી વાત કે ભ્રમણા ?

**ઉત્તર : ૨૦** આ સવાલનો જવાબ આપવાનું બહુ મુશ્કેલ છે. મારા પોતાના અનુભવમાં આવું કશું મેં જોયું-જાણ્યું નથી. અમુક જગ્યાએ ભૂત-પ્રેત છે એવી ખબર પડતાં ત્યાં હું ગયો છું, પરંતુ ભૂત-પ્રેતનો પત્તો લાગ્યો નથી. મધરાતે સ્મશાનમાં સૂઈ રહેવાના પ્રયોગોમાં પણ એવું કશું દેખાયું નથી. અમુક મસ્જિદ, મંદિર, ઓટલો, વૃક્ષ, અવાવરું ઘર વગેરે સ્થળે ભૂત-પલીતનો વાસ છે અને ત્યાં અમુક કરવાથી અમુક વસ્તુ બને છે, તેવું અનેકની પાસેથી જાણ્યા પછી ત્યાં રહેવાનો લાભ લીધો છે; પરંતુ આજ સુધીમાં કોઈનાં દર્શન થયાં નથી. આમ છતાં આ વિશે એટલું બધું સાંભળવા મળે છે, કે તેનો ઇન્કાર કરતાં યે સંકોચ થાય છે. એટલું સ્પષ્ટ રીતે જણાયું છે, કે જ્યાં મનોબળ હોય છે ત્યાં ભૂત-પલીત હોય, તોપણ કશી અસર થતી નથી. આ જીવસૃષ્ટિમાં કેવાં કેવાં તત્ત્વો અને કેવાં કેવાં બળો વિચરી રહ્યાં હશે તે જાણવાનું અતિ મુશ્કેલ છે. આ વિષે કોઈનો અભિપ્રાય આપવામાં જોખમ પણ છે; પરંતુ એટલું જણાયું છે કે પરમાત્માના જ અંશરૂપ આપણો આત્મા સૌથી વધુ બળવાન છે. આપણે તેને ઓળખીએ અને તેની તાકાત મેળવીએ તો આ જગતમાં ભય જેવું કશું છે જ નહિ.

વળગાડ વગેરે વિષે મને પોતાને તો એમ લાગે છે કે નબળા મન ઉપર અમુક સમયે થઈ ગયેલી કોઈ અસરનું જ એ પરિણામ હોય છે. આ અસર તોડવામાં ભૂવા-જતિ ભાગ ભજવી શકે છે; કારણ કે એવા માણસો એના પ્રત્યે શ્રદ્ધા ધરાવતા હોય છે. જ્યાં એ શ્રદ્ધા કરતાં અંદરની શંકાનું બળ વિશેષ હોય ત્યાં ભૂવા-જતિ સફળ થઈ શકે નહિ. આવી બાબતોમાં સમજદાર માણસોએ ભૂવા-જતિનો આશ્રય ન લેતાં દર્દીના મનની સ્થિતિ જાણવાનો અને જે વાતાવરણમાં વળગાડ લાગ્યો હોય તે વાતાવરણ બદલવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ વિષેનો ચોક્કસ કિસ્સો સંપૂર્ણ વિગતો સાથે તમે જણાવશો તો એ વિષે સ્પષ્ટ રીતે અભિપ્રાય આપી શકાય.

**પ્રશ્ન : ૨૧** રામાયણ ને મહાભારત સાચા ઇતિહાસ છે? એમાંનાં પાત્રો જો કલ્પિત ન હોય તો શું રામાયણ મહાભારતના હનુમાન ને જાંબુવાન એ બધા બોલતા હશે ? એ બધા સાચેસાચ જંગલી પ્રાણી હશે કે એ એ વસ્તુઓને પોતાનું પ્રતીક માનનારા વનવાસીઓ ?

**ઉત્તર : ૨૧** આ વિષે ઘણા મતો પ્રવર્તે છે. મેં પોતે આનો ઊંડા અભ્યાસ કર્યો નથી. પરંતુ જે કંઈ વાંચ્યું-વિચાર્યું છે તેની અસર તમને જણાવું. આ ગ્રંથો ઇતિહાસ ગ્રંથો નથી, પરંતુ માનવજીવનને ઉચ્ચ જીવનની પ્રેરણા આપનારી કથાઓ

છે. આ ગ્રંથોના કર્તાએ તે કાળની પ્રચલિત કલ્પનાઓ લઈને પોતાનું કાર્ય બજાવ્યું છે. વર્ણનો પ્રમાણે તો એ બધા પશુઓ લાગે છે, અને છતાં વર્તે છે સમજદાર માનવીઓની પેઠે. આ ઉપરથી એમ માની શકાય કે તે કાળે અર્ધવિકસિત અવસ્થામાં અમુક માનવીઓ વસતાં હશે.

**પ્રશ્ન: ૨૨** જીવનની સફળતાનો મુખ્ય આધાર મનોબળ ઉપર છે એમ સહુ કહે છે. આ મનોબળ શી રીતે કેળવી શકાય?

**ઉત્તર: ૨૨** શરીરબળને કેળવવા માટે જેમ વ્યાયામની, યોગ્ય આહાર-વિહારની અને તેને સતત કાર્યશીલ રાખવાની જરૂર છે, તેમ જ મનોબળને કેળવવા માટે પણ યોગ્ય વ્યાયામ, શુભ આચારવિચાર અને વિચારપરાયણતાની આવશ્યકતા છે. વ્યાયામનો અર્થ સમજવા જેવો છે. શરીરનો સ્થૂળ દાખલો લઈએ તો સમજવાનું સહેલું પડશે. જે શ્રમયુક્ત જીવન જીવે છે તે વ્યાયામ ન કરે તો ચાલે; કારણ કે શ્રમમાંથી વ્યાયામ મળી જાય છે; પરંતુ એવું જીવન ન ગાળનારે તંદુરસ્તી સાચવવા માટે યોગ્ય કસરત કરવી જ જોઈએ. મનની તંદુરસ્તી માટે પણ આ જ નિયમ લાગુ પડે છે. જેમનું મન અનેક કર્તવ્યોને કારણે નિયમનમાં રહેતું હોય તેઓ વ્રતનિયમો ન રાખે તો ચાલે; પરંતુ જેની એવી સ્થિતિ ન હોય તેણે તો વ્રતનિયમોનો વ્યાયામ હમેશાં કરવો જોઈએ. આપણે જાણીએ છીએ કે હજારે લાખે એકાદ વ્યક્તિ જ એવી મળી આવે છે, કે જે વ્રતનિયમ વિના પણ સંયમપૂર્વક-નિયમપૂર્વક જીવન વિતાવતી હોય. આ સ્થિતિમાં વ્રતનિયમના વ્યાયામ વિના મનને નીરોગી રાખવાનુ અને બળવાન બનાવવાનું અશક્ય છે. મનોબળ કેળવવા ઈચ્છનારે પોતાનુ કર્તવ્ય વિચારી લઈ, તે પાર પાડવા માટે અમુક સ્થૂળ નિયમનો નક્કી કરી લેવાં જોઈએ અને તે અનુસાર દૃઢતાથી વર્તવું જોઈએ. બીજો મુદ્દો આચારવિચારનો છે. મનને શુભ પ્રવૃત્તિમાં રોકાયેલુ રાખવા માટે શુભ વિચારોની અને શુભ કાર્યોની અનિવાર્ય આવશ્યકતા છે. જો આટલું થાય તો મનોબળ અવશ્ય કેળવી શકાય.

એક વસ્તુ તરફ ખાસ ધ્યાન રાખવું જોઈએ. આપણે જ્યાં સુધી દેહ ધારણ કરીને જ જીવીએ છીએ, ત્યાં સુધી શરીર, મન અને બુદ્ધિને એકબીજાથી સાવ જુદાં પાડી શકાશે નહિ. તેમ તેનો જુદો વિકાસ પણ સાધી શકાશે નહિ. મનોબળ કેળવવા ઈચ્છનારે શરીરબળ અને બુદ્ધિબળ તરફ દુર્લક્ષ ન કરવું જોઈએ. આ ત્રણેનો એકસાથે વિકાસ થાય તેવી રીતે જીવવાથી મનોબળ કેળવવાનું પણ સહેલુ પડે છે.

★

## સંસ્થા-સમાચાર

### જાન્યુઆરી માસમાં પ્રસિદ્ધ થયેલાં નવાં પ્રકાશનો

**પંચીકરણ :** મુમુક્ષુઓના આત્મબોધ માટે સર્વોત્તમ ગ્રંથ દૃષ્ટાન્ત, સિદ્ધાંત અને યુક્તિ-અનુભવવાળી ટીકા સાથે પાન ૨૬૪ : કિં. રૂા. ૨–૦–૦

**કૈલાસપતિ હંસમહારાજ :** વેદાંત જેવા ગહન વિષયને વિવિધ દૃષ્ટાંતો દ્વારા સરળ રીતે સમજાવે છે. પાન ૨૮૦ : કિં. રૂા. ૨–૮–૦

**નીતિશતક :** (શ્રી ભર્તૃહરિ) સરળ અનુવાદ સાથે, પાન ૮૦ : કિં. રૂા. ૦–૩–૦

**ભક્ત સૂરદાસનાં પદો :** તેમના ટૂંકા જીવનચરિત્ર સાથે, પાન ૮૦ : કિં. રૂા. ૦–૪–૦

### છેલ્લા બે માસમાં પ્રસિદ્ધ થયેલાં નવાં પ્રકાશનો

છેલ્લા ત્રણ માસમાં નીચે પ્રમાણે નવાં પુસ્તકો સંસ્થા તરફથી બહાર પડ્યાં છે:

**અવધૂત ગીતા :** સુધારાવધારાવાળા મૂળ શ્લોકો સાથે બીજી આવૃત્તિ. પાન ૧૪૪ : મૂલ્ય રૂા. ૧–૪–૦

**મોહમુદ્‌ગર તથા બીજાં દશરત્નો :** જેમાં શ્રીશંકરાચાર્ય રચિત પ્રૌઢાનુભૂતિ, બ્રહ્મજ્ઞાનાવલી, વાક્યવૃત્તિ, દશશ્લોકી, યોગતારાવલી વગેરે બીજાં રત્નો મૂળ શ્લોકો તથા ભાષાંતર સાથે આપેલાં છે. પાન ૧૬૮ : મૂલ્ય રૂા. ૧–૦–૦

**રામકૃષ્ણ પરમહંસ** (કિશોરો માટે) : લે. પ્રફુલ્લ ઠાકોરઃ ટૂંકું બાલોપયોગી ચરિત્ર. પાન ૮૮ : રૂા. ૦–૬–૦

**ભિક્ષુ અખંડાનંદ** લે૦ સોપાન તથા જ્યોતીન્દ્ર દવે : વિસ્તૃત ચરિત્ર. જેમાં આ સંસ્થાના સ્થાપકનું વિસ્તૃત ચરિત્ર તથા સંસ્થાનો ટૂંકો હેવાલ પણ આપ્યો છે. પાન ૪૭૮ : મૂલ્ય રૂા. ૩–૦–૦

**પ્રેમપંથ :** (૨)–લે૦ ગાંધીજી : યોજકઃ વાલજી ગોવિંદજી. જેમાં મહાત્માજીની આત્મકથાનો પૂર્વાર્ધ જેટલો ભાગ તેમના જ શબ્દોમાં સારરૂપે આપ્યો છે. પાન ૧૦૪ : મૂલ્ય રૂા. ૦–૪–૦

**સૂર્યકાન્ત :** અનેક સંતમહાત્માઓના પ્રત્યક્ષ સમાગમ અને ઉપદેશ-શ્રવણનો લેખકે આમાં સંગ્રહ કર્યો હોઈ અધ્યાત્મમાર્ગના સાધકને પડતી મુશ્કેલીઓનું નિરૂપણ કરેલું છે. પાન ૨૭૨ : મૂલ્ય રૂા. ૨–૦–૦

**ભોજા ભગતના ચાબખા :** જેમાં ચાબખા ઉપરાંત પ્રભાતિયાં અને પદો પણ આપેલાં છે. પાન ૯૬ : મૂલ્ય રૂા. ૦–૬–૦

**ધીરાનાં પદો :** ગુજરાતના આ પ્રાચીન ભક્ત કવિનાં જ્ઞાનચોવીસી, આત્મજ્ઞાન અને ભક્તિનાં પદોનો અમૂલ્ય સંગ્રહ. પાન ૮૦ : મૂલ્ય રૂા. ૦–૪–૦

**ગ્રામરચના :** લે૦ રવિશંકર મહારાજઃ આપણી પ્રાચીન ગ્રામરચનાની વિશેષતા, હાલની સ્થિતિ અને હવે પછીની ગ્રામરચના કેવી હોવી જોઈએ એ સંબંધી માર્ગદર્શન આપતું ઉત્તમ પુસ્તક. પાન ૨૮૦ : મૂલ્ય રૂા. ૧–૪–૦

**ખેતીનાં મૂળતત્ત્વો : ભાગ ૧ લો**–લેઃ માર્તંડ શિવભદ્ર પંડ્યા. (જમીન, પાણી અને ઓજાર) કૃષિશાળાના વિદ્યાર્થીઓ, શિક્ષકો, ખેડૂતો તથા ગ્રામોદ્ધાર અને ખેતીસુધારણાના કાર્યકર્તાઓ માટે અત્યંત ઉપયોગી માહિતી આપવામાં આવી છે. પાન ૧૧૬ : કિં. રૂા. ૧–૦–૦

**ખેતીનાં મૂળતત્ત્વો : ભાગ બીજો**–પહેલા ભાગ જેટલું જ ઉપયોગી પ્રકાશન છે (ખેડ, ખાતર અને બીજ) પાન ૧૧૭ કિ. રૂ. ૧–૦–૦

**સ્વામી આત્માનંદ સરસ્વતી :** સંપાદક રત્નેશ્વર ભવાનીશંકર વકીલ સ્વામીજીના ટૂંકા જીવનચરિત્ર ઉપરાંત સાંખ્ય આત્માનંદ જાણી સમજી શકાય તેવા વિષયો આ પુસ્તકમાં ચર્ચ્યા છે પાન ૧૯૭ કિ રૂ ૧–૮–૦

**જીવનસંગ્રામ :** સંપાદક નટવરલાલ ભોગીલાલ શાહ કર્મ અને યુદ્ધની મીમાંસા કરતો એક વિચારાત્મક નિબંધ પાન ૮૦ : કિ રૂ. ૦–૮–૦

**પાક-ઔષધિ :** પ્રયોજક માધવ મો ચૌધરી શિયાળાની ઠંડીમાં તાકાત અને દૌલત આપે એવા ખાવાલાયક ૮૦ ઉપયોગી પાકોનો સંગ્રહ પાન ૮૦ કિ રૂ. ૦–૬–૦

## હવે પછી બહાર પડનારા ગ્રંથો

### સુશ્રુત-આયુર્વેદ–મૂળ સાથે સરળ ભાષાંતર–વિસ્તૃત ટિપ્પણો સાથે

### પ્રત્યેક વૈદ્ય-ડૉક્ટરે તથા અભ્યાસીએ વસાવી લેવા જેવો મહાન ગ્રંથ

**સુશ્રુત આયુર્વેદ** કે જેમાં શલ્યશાસ્ત્ર (Surgery) તથા શારીરવિદ્યાનો સમાવેશ થયો છે તે મહાન પ્રાચીન ગ્રંથ પ્રસિદ્ધ કરવાનું હાથ ધરવામાં આવ્યું છે અને 'ચરક'નો ગ્રંથ પણ મૂળ સાથે પ્રસિદ્ધ કરવાનો ઇરાદો છે

પ્રાચીન આર્ય વૈદકમાં રોગોના મૂળ કારણો તથા તેના ઉપચારો વગેરે ઉપર જે સૂક્ષ્મ વિચારો જણાવેલા છે તેવા આધુનિક પ્રગતિશીલ ગણાતા અંગ્રેજી વૈદકમાં પણ થોડા જ હોય છે

આયુર્વેદની પદ્ધતિ પ્રમાણે કોઈક એવી યોજના તૈયાર કરવી જોઈએ, જેથી દવાઓ, માંદી સારવાર ને બીજી મદદ આપનારા સાધનો જુદા જુદા ગામડાઓમાં દાખલ કરી શકાય હિંદુસ્તાનમાં છ લાખ ગામડાઓ એવા છે કે જ્યાં દવાખાનાની સગવડ નથી, આથી મોટે ભાગે એ લોકોને રોગોને અટકાવનારા વૈદકીય સાધનો અને પદ્ધતિનો લાભ જે બીજા દેશોમાં સહેજે પ્રાપ્ત થાય છે, તેના વિના ચલાવી લેવું પડે છે

આર્થિક દૃષ્ટિએ વિચાર કરતા જણાય છે, કે પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે યોજાયેલી વૈદકીય સારવાર અને દવાઓ હિંદની સમગ્ર વસ્તીને કદી પહોંચી શકે તેમ નથી અને તે ઘણી ખર્ચાળ હોઈ આ દેશના લોકોની પ્રકૃતિ અનુકૂળ આવે નહિ આવી પરિસ્થિતિમાં આ દેશના સામાન્ય જનસમૂહને તેમની શારીરિક પીડાઓ અને દુખદર્દો વખતે દવાઓથી અને વૈદકીય સલાહોથી કેવી રીતે પહોંચી વળાય? આ પ્રશ્ન દેશની દરેક બુદ્ધિશાળી વ્યક્તિએ વિચારવો જોઈએ આ વિષે વિચાર કરતા જણાશે, કે આર્થિક દૃષ્ટિએ પોષાય તેવી, સૂક્ષ્મ જ્ઞાનવાળી વિગતો સરળ અને ગરીબ તવંગર સૌ કોઈને માફક આવે તેવી પદ્ધતિ તો માત્ર **આયુર્વેદની છે.**

## પ્રસિદ્ધ થયેલી પુનરાવૃત્તિઓ

લડાઈ શરૂ થઈ ત્યારથી નવા પુસ્તકોનું પડતર ઘણું મોંઘુ આવવા લાગ્યું તેમ છતાં તેની વેચાણ કિંમત બને તેટલી ઓછી રાખવાની સંસ્થાના ટ્રસ્ટીમંડળે ચીવટ રાખી છે. તેની પ્રસિદ્ધ થયેલી કેટલીક પુનરાવૃત્તિઓની યાદી નીચે આપી છે. તે ઉપરથી એની પ્રતીતિ થશે

| | પાન | પહેલાંની કિંમત | લડાઈ પછીની કિંમત |
|---|---|---|---|
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા** | ૭૯૨ | ૩–૦ | ૪–૦ |
| **તુલસીકૃત રામાયણ**–(બે ભાગમાં) | ૧૨૦૦ | ૫–૮ | ૮–૦ |
| **શ્રીમદ્‌ભાગવત**–બે ગ્રંથમાં ભાષાંતર | ૧૨૪૦ | ૬–૦ | ૮–૦ |
| **મહાભારત**–દળદાર ૭ ગ્રંથો | ૫૨૦૮ | ૩૬–૦ | ૪૫–૦ |
| **ગિરધરકૃત રામાયણ** | ૭૬૨ | ૨–૪ | ૪–૮ |
| **ભગવદ્‌ગીતા**–ગુટકા કદની | ૩૫૨ | ૦–૪ | ૦–૮ |
| **અખાની વાણી**–સુધારાવધારા સાથે | ૫૦૪ | ૧–૮ | ૩–૦ |
| **આર્યભિષક્** | ૮૩૨ | ૪–૦ | ૬–૦ |
| **આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન** | ૧૨૮ | ૦–૬ | ૦–૮ |

## 'અખંડ આનંદ' માસિક

અમને જણાવતાં આનંદ થાય છે, કે ગુજરાતના પ્રતિષ્ઠિત સાહિત્યકારો, સામયિકો તથા વગદાર વર્તમાનપત્રોએ આ માસિકનો યોગ્ય સત્કાર કર્યો છે.

માસિક દ્વારા પિરસાતા સાહિત્યનું ઊંચું ધોરણ તથા દળદાર કદ જાળવી રાખવાની, અમારી મહેચ્છા છે. સંસ્થાને અત્યારની સખત મોંઘવારી અને જરૂરી વસ્તુઓની અછતને લીધે આ માસિક પાછળ ખોટ સહન કરવી પડશે એમ લાગે છે; તેથી દરેક ગ્રાહકબંધુને વિનતિ કરવાની કે **પોતાના સંબંધી તથા મિત્ર વર્ગમાંથી ઓછામાં ઓછો એક ગ્રાહક 'અખંડ આનંદ' માસિકનો બનાવી મોકલે** અને આ માસિકને પગભર કરવામાં બનતી મદદ આપે. આ માટે જરૂરી પોસ્ટકાર્ડ આ અંકમાં સામેલ કર્યો છે, તેનો ઉપયોગ કરવા વિનતિ છે.

માસિકના આ અગાઉના બધા અંકો ખલાસ થયા છે; એટલે નવા ગ્રાહક થનાર બંધુઓને **ચોથા અંકથી એટલે કે ફેબ્રુઆરીથી** નવા ગ્રાહકો તરીકે નોંધવામાં આવે છે.

માસિકોના લવાજમ ઉપર 'સેલ્સટેક્સ' આપવો પડે છે, તેની અમને માહિતી ન હતી. એ માહિતી હવે મળી છે. તેથી તા. ૧લી માર્ચ સને ૧૯૪૮થી મનીઑર્ડરથી અથવા રૂબરૂ લવાજમ ભરી ગ્રાહક થનાર માટે **રૂા. ૬–૮–૦** અને **વી. પી. મંગાવનાર પાસેથી રૂા. ૬–૧૨–૦ લવાજમ લેવાનું ઠરાવવામાં આવ્યું છે.**

### સ્વામીજીની છઠ્ઠી પુણ્યતિથિ: સસ્તા મૂલ્યે પુસ્તકો

આ સંસ્થાના સ્થાપક સ્વામી અખંડાનંદજીની છઠ્ઠી પુણ્યતિથિ પ્રસંગે સસ્તા મૂલ્યે પુસ્તકો આપવાની ચાર યોજનાઓ સંસ્થા તરફથી જાહેર કરવામાં આવી છે, તેની મુદત ૪–૨–૪૮ના રોજ પૂરી થાય છે; પરંતુ ઘણા ગ્રાહકો તરફથી મુદત લંબાવવાની માગણી આવી હોવાથી તે મુદત લંબાવીને **તા. ૧૧–૨–૪૮ સુધીની રાખવામાં આવી છે.** એટલે જે સજ્જનો આ યોજનાનો લાભ લેવા ઇચ્છતા હોય, તેમણે આ તારીખ પહેલાં લખી જણાવવું. યોજનાની વિગતવાર માહિતી આ અંકનાં છેલ્લાં ચાર પાનમાં આપી છે. તે તરફ વાચક બંધુનું ધ્યાન ખેંચવામાં આવે છે.

શ્રી ભર્તૃહરિકૃત

# વૈરાગ્યશતક

અનુવાદક


શ્રી શાંતિલાલ ઠાકર

એમ એ


'અખંડ આનંદ'ના બીજા અંકમાં 'નીતિશતક' રજૂ કરતાં શ્રી શાંતિલાલ ઠાકર એમ એનો થોડો પરિચય આપ્યો છે 'નીતિશતક' અને 'વૈરાગ્યશતક'ની પ્રસ્તાવનારૂપે એમણે ભર્તૃહરિ મહારાજના જીવનકવન વિષે જે નિવેદન કર્યું છે તે અહીં રજૂ કર્યું છે 'નીતિશતક' અને 'વૈરાગ્યશતક'માં જીવન અને જગતનો મર્મ સમજાવનારું ઉચ્ચ તત્ત્વજ્ઞાન અત્યંત સરલ રૂપમાં સમજાવ્યું છે, તેનું અને ઉત્તમ કાવ્યપ્રસાદીનું પાન કરી આપણે પાવન થઈએ

# નિવેદન

ભર્તૃહરિ મહારાજ માટે અનેક દંતકથાઓ પ્રચલિત છે. તેઓ એક રાજા હતા. ઉજ્જયિનીમાં તે રાજ્ય કરતા. તેમને પિંગલા નામે ખૂબસુરત રાણી હતી. વીર વિક્રમ નામે ભાઈ હતો. રાણી પિંગલાને અશ્વપાલ સાથે યારી હતી. રાજાને કોઈ યોગીએ અમરફળ આપ્યું. તે તેણે પોતાની પ્રાણપ્રિયા પિંગલાને આપ્યું. ચંચળ પિંગલાએ તે અશ્વપાલને આપ્યું. અશ્વપાલે તે પોતાની પ્રિયા એક વેશ્યાને આપ્યું. વેશ્યાને ભર્તૃહરિમાં પ્રેમ હતો. તેણે તે રાજાને આપ્યું. આમ આ ફળ એક ચક્ર પૂરું કરીને પાછું ભર્તૃહરિના હાથમાં આવ્યું. તપાસ કરતાં, રાજાને સર્વ વાતની ખબર પડી. રાજાના મોહનો પડદો તૂટી ગયો; અને તે વૈરાગી બની, રાજ્યપાટનો ત્યાગ કરી, નાથસંપ્રદાયનો શિષ્ય બની ચાલ્યો ગયો. રાણીએ પોતાના દિયેર વિક્રમ પર, પોતાનો ખોટો બચાવ કરવા આળ મૂક્યું. તેથી તો ઊલટો ભર્તૃહરિને વધારે આઘાત લાગ્યો. આ પ્રમાણે તેમનો વૈરાગ્ય આર્તવૈરાગ્ય કહેવાય. પણ હવે ઇતિહાસની શોધખોળ કરનારા વિદ્વાનોએ આ દંતકથાને ખોટી પાડી છે. પિંગલા એક રૂપવતી સતી સ્ત્રી હતી; અને રાજાનો વૈરાગ્ય, પોતે રાજ્યપદનો ભોક્તા હોવા છતાં ઉત્પન્ન થયેલો, અકૃત્રિમ—સાચો વૈરાગ્ય હતો. તેથી તેનો વૈરાગ્ય સાચો જિજ્ઞાસુ વૈરાગ્ય હતો એવું ઇતિહાસવિદોએ સિદ્ધ કર્યું છે. તેથી ભર્તૃહરિ મહારાજ તરફનું આપણું માન ઊલટું વધ્યું છે.

તેમની મુખ્ય કૃતિઓ ત્રણ: નીતિશતક, શૃંગારશતક અને વૈરાગ્યશતક. નીતિશતકમાં સામાન્ય નીતિ ઉપર સો શ્લોક છે. નીતિ એ મનુષ્યજીવનનો પાયો છે. વ્યવહાર સફળતાથી ચલાવવા માટે તે જ્ઞાન જીવનયાત્રાનું ભાથું છે. શૃંગારશતકમાં મહારાજ ભર્તૃહરિની રસિકતા, રતિકુશળતા અને કામશાસ્ત્રનું જ્ઞાન નજરે પડે છે. વૈરાગ્યશતકમાં તેમણે સાંસારિક પદાર્થોની અનિત્યતા ઉપર, આત્મધ્યાનની અગત્ય ઉપર અને વિષયપદાર્થોના ત્યાગની આવશ્યકતા ઉપર ભાર મૂક્યો છે. ત્રણે ય શતકોમાં સો સો કરતાં કેટલાક વધારે શ્લોકો છે. સંભવ છે કે તેમાંના કેટલાક ક્ષેપક (પાછળથી ઉમેરાયેલા) હશે; પણ આર્યસંસ્કૃતિની પૂરી પિછાન કરવા માટે તેમનાં નીતિશતક અને વૈરાગ્યશતક બહુ જ ઉપયોગી છે; અને તે પૈકી નીતિશતકનો સરળ અનુવાદ અહીં આપવામાં આવ્યો છે (જુઓ આ માસિકનો અંક નંબર ૨). વૈરાગ્યશતકનો સરળ અનુવાદ પણ હવે પછી આ સંસ્થા તરફથી બહાર પડશે.

આ બે શતકોનો ઝીણવટથી અભ્યાસ કરતાં આપણને સ્પષ્ટ જણાય છે, કે ભર્તૃહરિમાં સાચા વૈરાગ્યની ઝલક હતી; તેમને આર્યજીવનની કૃતાર્થતા સાચી વિરક્તિમાં અને મોક્ષપદની પ્રાપ્તિમાં જડી છે. તેને માટે તે વિષયપદાર્થોના ત્યાગ, ચિત્તની ઉપરતિ, નિઃસ્પૃહતા, શ્રદ્ધા, ચિત્તની ચંચળતાનો અભાવ, ગુરુવચન અને શાસ્ત્રવાક્યમાં પ્રીતિ, અનાસક્તિ, ઇષ્ટદેવમાં આસ્થા વગેરે અનિવાર્ય ગણે છે. એ રાજવીને વનવગડાનો રંગ લાગ્યો છે. એકાંતવાસમાં તે આત્મપરાયણ થવા માગે છે; તેમને હિમાલયની કંદરા, ગંગાનદી અને કાશીવાસ બહુ પ્રિય છે; કારણ કે ત્યાં યોગી અવિચ્છિન્નતાથી આત્મચિંતન કરી શકે છે. મનુષ્યની—ખાસ કરીને અભિમાની ધનિક મનુષ્યની—સેવા કરવી અને તેની પાસે યાચના કરવી, તે તેમને મરણ કરતાં ય ભૂંડું લાગે છે. તેના કરતાં તો ઝાડની છાલ પહેરવી અને વનફળ ખાઈ ગુજરાન ચલાવવું તે સારું ગણે છે. અજ્ઞાનીનો મોક્ષ

ઊચું છે. કેટલાંક શ્લોકો શતકોમાં તેમ જ કાલીદાસની કૃતિઓમાં અને અન્ય ગ્રંથોમાં નજરે ચઢે છે. કદાચ તે સામાન્ય ચલણી નાણાં માફક બધાની સર્વસાધારણ મૂડી હશે.

ભર્તૃહરિના સમયની આર્યસંસ્કૃતિ સાદી અને અજટિલ હશે તેમ આ શતકો વાંચતાં લાગે છે. સાદું જીવન અને ઉચ્ચ વિચારો આદરણીય હશે, ખંડિયા રાજાઓ હશે, સમ્રાટ અને પ્રજાસત્તાક રાજ્યોનો ઉલ્લેખ નથી. વિષ્ણુના અવતારો કૂર્માવતાર, મત્સ્યાવતાર વગેરેનો ઉલ્લેખ છે; પણ રામાવતાર અને કૃષ્ણાવતારનો બિલકુલ ઉલ્લેખ નથી. તેમના શ્લોકો સામાન્ય જ્ઞાન અને નીતિજ્ઞાન, વ્યવહારચાતુર્ય અને મોક્ષજ્ઞાનથી ભરેલા છે. તેમનો દરેક શ્લોક પહેલ પાડેલા મણિ જેવો કીમતી, પ્રકાશવાન અને સંપૂર્ણ છે. ભર્તૃહરિ મહારાજ જીવનની શાળામાં ખૂબ ઘડાયલા હોય તેમ લાગે છે. તેમને 'અનુભવાચાર્ય' નામ આપીએ તો ખોટું નથી. તેમની અવલોકનશક્તિ તેમની વર્ણનશક્તિ જેટલી જ અદ્‌ભુત છે. તે નાથસંપ્રદાયના હતા તેવી લોકમાન્યતા પ્રવર્તે છે, પણ તેમનાં શતકોમાં મત્સ્યેન્દ્રનાથ, ગોરખનાથ વગેરેના હઠયોગની કે તેની આનુષંગિક સિદ્ધિઓનું નામનિશાન જડતું નથી. તેમની તત્ત્વવિચારની સરણિ વેદાંત- તરફ વધારે ઢળતી હોય તેમ લાગે છે; છતાં જે જે મુદ્દાઓ ઉપર તેમણે ભાર મૂક્યો છે: દાખલા તરીકે કર્મનું પ્રાબલ્ય, નિઃસ્પૃહતા, તપ અને એકાંતવાસ તથા ત્યાગ ઉપર ઝોક—તે ઉપરથી એમ લાગે છે કે સામાન્ય રીતે તેમણે વેદાંતની તત્ત્વવિચારની સરણિ સ્વીકારેલી હોવા છતાં, તેમાં તેમણે પોતાની અંગત આંતરસાધનામાંથી ઉદ્‌ભવેલા રંગો પૂર્યા છે. અત્યારે તો તેમના નામ પરથી ઊતરી આવેલો 'ભરથરી' શબ્દ અને તેમનો પ્રતિનિધિ વૈરાગી, જે ભરથરી તરીકે પ્રસિદ્ધ છે અને જે પોતાના ખાસ વાદ્ય ઉપર વૈરાગ્યપ્રેરક, ત્યાગપૂર્ણ, દુન્યવી પદાર્થો તરફની સંપૂર્ણ બેદરકારી સૂચવતાં ભજનો ગાય છે. તે જ તેમની ઐતિહાસિકતા અને જીવનસરણિનો સાક્ષી છે. ગમે તેમ હો, પણ તેમનાં આ બે શતકોમાં જીવનને સાચા અને સફળ પાયા ઉપર ઘડવાની ખૂબ સામગ્રી પડી છે, વિચારરત્નની કણિકાઓ વેરાયલી પડી છે; અને તેથી તે ગુજરાતની આમજનતા સરળ અનુવાદના રૂપમાં વાંચીવિચારી શકે તે હેતુથી આ અનુવાદ તૈયાર કરવામાં આવ્યો છે. આશા છે કે ગુજરાતી વાંચકોને તેથી લાભ થશે જ. —અનુવાદક.

•

### મંગલાચરણ

दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येकसाराय नमः शान्ताय तेजसे ॥१॥

દિશા, કાળ વગેરેની જેની મૂર્તિને મર્યાદા નથી, (અને એટલા માટે જ) જે અનંત અને કેવળ ચૈતન્યરૂપ છે, આત્માનુભવ જ જેનો એક માત્ર સાર છે, તેવા શાંત પ્રકાશરૂપ પરબ્રહ્મને નમસ્કાર હો.

*

### ઉત્તમ કાવ્યની કદર કોણ કરે ?

बोद्धारो मत्सरग्रस्ताः प्रभवः स्मयदूषिताः ।
अबोधोपहताश्चान्ये जीर्णमङ्गे सुभाषितम् ॥२

(જેમને સારાનરસાનો વિવેક છે તેવા) જ્ઞાની લોકો–પંડિતો ઈર્ષ્યામાં સપડાયા છે, ધની લોકોમાં ગર્વનો દોષ આવી ગયો છે અને બાકીના (સાધારણ) લોક અજ્ઞાનથી ભરેલા છે. (તેથી) ઉત્તમ કાવ્ય અંગમાં જ જીર્ણ થઈ ગયું. (અર્થાત્ વાણી

દ્વારા પ્રગટ થવાને જોઈતો ઉત્સાહ જ ન રહ્યો.)

*

'દુઃખરૂપ સંસાર

न संसारोत्पन्नं चरितमनुपश्यामि कुशलं
विपाकः पुण्यानां जनयति भयं मे विमृशतः।
महद्भिः पुण्यौघैश्चिरपरिगृहीताश्च विषयाः
महान्तो जायन्ते व्यसनमिव दातुं विषयिणाम्॥

આ સંસારમાં ઉત્પન્ન થયેલાં કોઈ પણ કર્મને હું કલ્યાણકારી જોતો નથી. વિચાર કરતાં, પુણ્યોનું પરિણામ પણ મારામાં ભય ઉત્પન્ન કરે છે, (કારણ કે) ઘણા પુણ્યથી લાંબા કાળ સુધી સ્વીકારાયેલા અનેક વિષયપદાર્થો વિષયી લોકોને જાણે કે દુઃખ આપવા માટે જ નિર્માયા છે (એમ લાગે છે, કે વિષયપદાર્થોનો ભોગ કરતાં ઇંદ્રિયો ક્ષીણ થાય છે; અને પછી જ્યારે તેમનો ત્યાગ વશે કે કવશે કરવો પડે છે, ત્યારે પણ દુઃખ થાય છે.)

*

તૃષ્ણાનો ત્રાસ

उत्खातं निधिशङ्कया क्षितितलं ध्माता गिरेर्धातवो निस्तीर्णः सरितां पतिर्नृपतयो यत्नेन संतोषिताः। मन्त्राराधनतत्परेण मनसा नीताः श्मशाने निशाः प्राप्तः काणवराटकोऽपि न मया तृष्णेऽधुना मुञ्च माम्॥४॥

'અહીં શુભ ખજાનો દાટેલો હશે' એવી શંકાથી પૃથ્વીનું તળિયું ખોદી નાંખ્યું, પર્વતની ધાતુઓને (અગ્નિમાં) ફૂંકીને ગાળી નાખી દરિયો પાર કર્યો, રાજાઓને પ્રયત્નપૂર્વક સંતોષ્યા, મંત્રનું આરાધન કરવામાં પરાયણ મન વડે શ્મશાનમાં રાતોની રાતો વિતાવી, પણ એક ફૂટી બદામ પણ મને મળી નહિ. હવે તો હે તૃષ્ણા, મને છોડ.

*

भ्रान्तं देशमनेकदुर्गविषमं प्राप्तं न किंचित्फलं त्यक्त्वा जातिकुलाभिमानमुचितं सेवा कृता निष्फला। भुक्तं मानविवर्जितं परगृहेष्वाशंकया काकवत् तृष्णे जृम्भसि पापकर्मनिरते नाद्यापि संतुष्यसि॥५॥

અનેક, ન જવાય તેવા અને મુશ્કેલી ભર્યા પ્રદેશોમાં ભમ્યો, પણ કંઈ ફળ ન મળ્યું. (બ્રાહ્મણાદિ) જાતિનું અને (ઉચ્ચ) કુળનું ઉચિત અભિમાન ત્યજી નોકરી કરી, પણ તે સઘળી નિષ્ફળ ગઈ. બીજાઓને ઘેર, ડરતાંડરતાં, અપમાન સહિત, કાગડાની પેઠે પેટ ભર્યું, (છતાં) પાપકર્મોમાં જ પ્રવૃત્ત હે તૃષ્ણા, તું તો વધતી જ ચાલે છે, હજી સંતોષાતી નથી.

*

खलोल्लापाः सोढाः कथमपि तदाराधनपरैर्निगृह्यान्तर्बाष्पं हसितमपि शून्येन मनसा। कृतश्चित्तस्तम्भः प्रतिहतधियामञ्जलिरपि त्वमाशे मोघाशे किमपरमतो नर्तयसि माम्॥६॥

દુર્જનોને પ્રસન્ન કરવામાં તત્પર રહીને, કોઈ ને કોઈ પ્રકારે, તેમનાં કુવાક્યો સહન કર્યાં. અંદર ને અંદર આંસુ સમાવીને, શૂન્ય મનથી, (તેમને ખુશ કરવા) હાસ્ય પણ કર્યું. મનને દાબી રાખ્યું અને મૂર્ખ મનુષ્યોને પ્રણામ પણ કર્યા, (છતાં કશું મળ્યું નહિ.) તો હજી પણ હે વ્યર્થ આશા, તું મને વધારે કેમ નચાવે છે?

*

મોહરૂપ મદિરા

आदित्यस्य गतागतैरहरहः संक्षीयते जीवितं व्यापारैर्बहुकार्यभारगुरुभिः कालो न विज्ञायते । दृष्ट्वा जन्मजराविपत्तिमरणं त्रासश्च नोत्पद्यते पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् ॥ ७ ।

રોજરોજ સૂર્યના ઊગવા તથા આથમવાની સાથે આયુષ્યનો ક્ષય થાય છે, જેમાં અનેક કાર્યોનો મોટો બોજો છે તેવી ક્રિયાઓ કરતાંકરતાં સમય (ક્યાં) વીતી જાય છે તે સમજાતું નથી. જન્મ, ઘડપણ, અનેક વિપત્તિઓ અને મરણ જોઈને પણ ત્રાસ થતો નથી. (આ ઉપરથી એમ નક્કી થાય છે કે) મોહમય પ્રમાદરૂપી દારૂ પીને સંસાર પાગલ બની ગયો છે.

*

માગવું અને મરવું બરાબર

दीना दीनमुखैः सदैव शिशुकैराकृष्टजीर्णाम्बरा क्रोशद्भिः क्षुधितैर्नरैर्न विधुरा दृश्येत चेद्गेहिनी । याञ्चाभङ्गभयेन गद्गदगलत्त्रुट्यद्विलीनाक्षरं को देहीति वदेत् स्वदग्धजठरस्यार्थे मनस्वी जनः ॥ ८ ॥

ગરીબડા મુખવાળાં, રડતાં, ભૂખ્યાં બાળકો વડે જેનું ફાટેલું વસ્ત્ર ખેંચવામાં આવે છે તેવી, ગરીબડી, દુઃખિત પત્ની જો નજરે ન પડે, તો માગણીનો અસ્વીકાર થવાના ભયથી ગદ્‌ગદ કંઠે તૂટ્યાફૂટ્યા અને ન સંભળાતા અક્ષરોમાં '(મને) આપો,' એવું પોતાના જ માત્ર પાપી પેટ માટે કયો મનસ્વી પુરુષ કહે? (અર્થાત્ બૈરીછોકરાં દુઃખી ન થાય તેટલા માટે જ તે યાચના કરે છે; નહિ તો ભૂખે મરી જાય; છતાં પણ મનસ્વી પુરુષ કોઈની પાસે માગણી ન કરે.)

*

વૃદ્ધને પણ મરવું ગમતું નથી

निवृत्ता भोगेच्छा पुरुषबहुमानो विगलितः समानाः स्वर्याताः सपदि सुहृदो जीवितसमाः । शनैर्यष्ट्योत्थानं घनतिमिररुद्धे च नयने अहो धृष्टः कायस्तदपि मरणापायचकितः ॥ ९ ॥

ભોગની ઇચ્છા ક્ષીણ થઈ ગઈ, 'હું પુરુષ છું' તે પ્રકારનું અભિમાન ગળી ગયું, સમાન ઉમ્મરવાળા પ્રાણતુલ્ય મિત્રો સ્વર્ગે સિધાવ્યા, ધીમે રહીને લાકડીના ટેકાથી ઊઠવું પડે છે, અને આંખોએ સજ્જડ મોતિયો ઊતર્યો છે; છતાં પણ આ ધૃષ્ટ કાયા મરણરૂપી વિપત્તિથી ડરીને ચોંકે છે!

*

બ્રહ્માની ભૂલ

हिंसाशून्यमयत्नलभ्यमशनं धात्रा मरुत्कल्पितं व्यालानां पशवस्तृणाङ्कुरभुजः सृष्टाः स्थलीशायिनः । संसारार्णवलङ्घनक्षमधियां वृत्तिः कृता सा नृणां यामन्वेषयतां प्रयान्ति सततं सर्वे समाप्तिं गुणाः ॥ १० ॥

બ્રહ્માએ સર્પ માટે હિંસાવગરનું અને વગરમહેનતે મળે તેવું પવનરૂપી ભોજન બનાવ્યું. પશુઓને ઘાસ ખાતાં અને જમીન ઉપર સૂઈ રહેતાં બનાવ્યાં. (પણ) સંસારસમુદ્રને તરી જવાની શક્તિવાળી બુદ્ધિ જેમનામાં છે તેવા મનુષ્યો માટે એવી આજીવિકા બનાવી, કે જે સતત શોધતાંશોધતાં તેમના સર્વે

ગુણો સમાપ્ત થઈ જાય (અર્થાત જેમને આજીવિકા માટે જરાય શ્રમ ન કરવો પડે તેવા પશુઓમા અને સર્પોમા મોક્ષ મેળવવા માટે જરૂરી વિવેકબુદ્ધિ નથી, અને જેમનામા તેવી બુદ્ધિશક્તિ છે તેવા માણસોને આજીવિકાની એવી ખટપટમા મૂકયા, કે તેમા ને તેમા તેમના સર્વે ઉત્તમ ગુણોનો અત આવી જાય અને મોક્ષપ્રાપ્તિના પ્રયત્ન માટે સમય અને શક્તિ જ બાકી ન રહે )

*

## વ્યર્થ જીવન

न ध्यात पदमीश्वरस्य विधिवत् ससार विच्छित्तये स्वर्गद्वारकपाटपाटनपटुर्धर्मोऽपि नोपार्जित.। नारीपीनपयोधरोरुयुगल स्वप्नेऽपि नालिङ्गित मातु केवलमेव यौवनवनच्छेदे कुठारा वयम् ॥११॥

સસારના નાશ માટે વિધિપૂર્વક પરમેશ્વરના ચરણનું ધ્યાન ન કર્યું સ્વર્ગના દ્વારના કમાડ ખોલી નાખવામા સમર્થ ધર્મનુ ઉપાર્જન પણ ન કર્યું સ્ત્રીના દૃઢ સ્તન અને બને જાઘનુ આલિગન સ્વપ્નમા પણ ના કર્યું અમે અમારી માતાના યૌવનરૂપી વનને છેદવામા (યૌવન ક્ષીણ કરી નાખવામા કારણરૂપ) કેવળ કુહાડારૂપ જ બન્યા છીએ

*

## અજ્ઞાનીનો ભ્રમ

भोगा न भुक्ता वयमेव भुक्तास्तपो न तप्त वयमेव तप्ता । कालो न यातो वयमेव यातास्तृष्णा न जीर्णा वयमेव जीर्णा ॥१२॥

અમે ભોગોને નથી ભોગવ્યા, પણ ભોગોએ અમને ભોગવ્યા છે (અસમર્થ, ક્ષીણશક્તિવાળા બનાવી દીધા છે ) અમે તપ નથી તપ્યા, અમે જ સતાપ પામ્યા છીએ કાળ નથી ચાલ્યો ગયો, અમે જ ચાલ્યા ગયા છીએ (મરણને આરે આવીને ઊભા છીએ ) તૃષ્ણા નથી જીર્ણ થઈ, અમે જ બુઢ્ઢા બની ગયા છીએ

*

## સકામ પરિશ્રમની નિષ્ફળતા

क्षान्त न क्षमया गृहोचितसुख त्यक्त न सतोषत सोढा दु सहशीतवाततपना क्लेशान्न तप्त तपः । ध्यात वित्तमहर्निश नियमित-प्राणैर्न शभो' पद तत्तत्कर्म कृत यदेव मुनिभि स्तैस्तै फलैर्वञ्चिता' ॥१३॥

કરગુજર તો કરવું પડયુ, પણ ક્ષમાબુદ્ધિથી નહિ ઘરમા ભોગવવા જેવા સુખ ત્યજી દીધા, પણ સતોષવૃત્તિથી નહિ સહન ન થઈ શકે તેવા ટાઢ, પવન, તાપ ક્લેશપૂર્વક સહન કર્યો, પણ તપ ન કર્યું રાતદિવસ ધનનુ ધ્યાન કર્યું, પણ પ્રાણને નિયમમા રાખી શકર ભગવાનના ચરણનું ધ્યાન ન ધર્યું મુનિઓ જે જે કર્મ કરે છે તે તે કર્મ અમે કર્યું, પણ તે તે ફળથી અમે વચિત રહ્યા (કારણ કે તે તે કર્મ અમે સકામ બુદ્ધિથી કર્યાં )

*

## તૃષ્ણાનુ પ્રાબલ્ય

वलिभिर्मुखमाक्रान्त पलितैरङ्कित शिर । गात्राणि शिथिलायन्ते तृष्णैका तरुणायते॥१४

મુખ ઉપર કરચલીઓ છવાઈ ગઈ, માથાના વાળ ધોળા થઈ ગયા (પળિયા આવ્યા), અવયવો ઢીલા થઈ ગયા, પણ એકલી તૃષ્ણા જુવાન બનતી ચાલી

*

દેવોને પણ નસીબ ભોગવ્યે જ છૂટકો છે

येनैवाम्बरखण्डेन संवृतो निशि चन्द्रमाः ।
तेनैव च दिवा भानुरहो दौर्गत्यमेतयोः ॥१५

આકાશના (વસ્ત્રના) જે ખંડથી રાતે ચંદ્રમા ઢંકાયો હતો, તે જ આકાશ-(વસ્ત્રના)ખંડથી દિવસે સૂર્ય પણ ઢંકાયો. અરે રે, આ બેની કેવી દુર્દશા છે! (તો મનુષ્યોને દુઃખ આવી પડે તેમાં શી નવાઈ?)

*

વિષયત્યાગથી થતી શાંતિ

अवश्यं यातारश्चिरतरमुषित्वापि विषया
वियोगे को भेदस्त्यजति न जनो यत् स्वयममून् । व्रजन्तः स्वातन्त्र्यादतुलपरितापाय मनसः
स्वयं त्यक्ता ह्येते शमसुखमनन्तं विदधति ॥१६

ઘણો લાંબો વખત રહીને પણ વિષયપદાર્થો (છેવટે તો) જરૂર જવાના જ છે; તો પછી (તે જાતે જતા રહે અને મનુષ્ય તેનો વૈરાગ્યથી ત્યાગ કરે તે બેમાં) વિયોગમાં શો ફેર છે કે જેથી પુરુષ જાતે જ તેમનો ત્યાગ નથી કરતો? એ જાતે જ સ્વતંત્રપણે (પુરુષને ત્યજીને) જતા રહે છે, ત્યારે મનને બહુ જ સંતાપ કરે છે; અને (પુરુષ) પોતે જ્યારે તેમને ત્યજી દે છે, ત્યારે તે અનંત ચિત્ત-શાંતિનું સુખ આપે છે.

*

તૃષ્ણાત્યાગની મહત્તા

विवेकव्याकोशे विकसति शमे शाम्यति तृषापरिष्वङ्गे तुङ्गे प्रसरतितरां सा परिणतिः ।
जराजीर्णैश्वर्यग्रसनगहनाक्षेपकृपणः कृपापात्रं यस्यां भवति मरुतामप्यधिपतिः ॥१७॥

વિવેક ખીલવનાર શમ (ચિત્તની શાંતિ) જ્યારે વિકાસ પામે છે, અને તૃષ્ણાની દૃઢ બાથ જ્યારે શાંત પડી જાય જાય છે, ત્યારે એવું પરિણામ (ચિત્તમાં) વિશાળતાથી પ્રસરે છે, કે જે (સ્થિતિમાં) અવસ્થાથી ક્ષીણ થયેલા ઐશ્વર્યને (ઇંદ્રપદને) પકડવાની ખટપટ કરવામાં રચ્યોપચ્યો બિચારો (દેવપતિ) ઇંદ્ર પણ કૃપાપાત્ર (દયાપાત્ર) બની જાય છે.

*

મદનની કુચેષ્ટા

कृशः काणः खञ्जः श्रवणरहितः पुच्छविकलो
व्रणी पूयक्लिन्नः कृमिकुलशतैरावृततनुः ।
क्षुधाक्षामो जीर्णः पिठरककपालार्पितगलः
शुनीमन्वेति श्वा हतमपि च हन्त्येव मदनः १८

દૂબળો, કાણો, લંગડો, કાનવગરનો, પૂંછડાવગરનો (બાંડો), વ્રણવાળો (ઘારાંપડેલો), પરુથી લદબદ, સેંકડો કીડાથી જેનું શરીર વ્યાપ્ત થયું છે તેવો, ભૂખથી ક્ષીણ થઈ ગયેલો, ઘરડો અને જેના ગળામાં કચરાની હાંડલીનો કાંઠલો ભરાઈ ગયો છે તેવો કૂતરો કૂતરીની પાછળપાછળ દોડે છે. ખરેખર, કામદેવ હણાયલાને પણ હણે જ છે. (અર્થાત્ દુઃખીની પણ ક્રૂર વિડંબના જ કરે છે.)

*

વિષયત્યાગની કઠિનતા

भिक्षाशनं तदपि नीरसमेकवारं
शय्या च भूः परिजनो निजदेहमात्रम् ।
वस्त्रं च जीर्णशतखण्डमयी च कन्था
हा हा तथापि विषया न परित्यजन्ति ॥१९॥

ભિક્ષા માગીને ભોજન કરવામાં

આવે છે અને તે પણ નીરસ અને માત્ર એક ટંક પૃથ્વી ઉપર પથારી કરવામાં આવે છે, નોકરચાકરમાં માત્ર પોતાનો દેહ જ છે, પુરાણો ને કટો થીગડાં દીધેલી કંથા (ફાટીતૂટી ગોદડી)જ માત્ર વસ્ત્રમાં છે છતાં ય, હાય, ખેદની વાત છે કે વિષયપદાર્થો છોડતા નથી.

•

### રૂપનું નિંદ્ય સ્વરૂપ

*स्तनौ मांसग्रन्थी कनककलशावित्युपमितौ*
*मुखं श्लेष्मागारं तदपि च शशाङ्केन तुलितम्।*
*स्रवन्मूत्रक्लिन्नं करिवरकरस्पर्धि जघनं*
*अहो निन्द्यं रूपं कविजनविशेषैर्गुरु कृतम् २०*

માંસની ગાંઠરૂપી સ્તન સુવર્ણના કુંભ સાથે સરખાવ્યા છે, લીંટ અને લાળના ઘરરૂપી મુખની તુલના ચંદ્ર સાથે કરવામાં આવી છે, મૂત્રસ્રાવથી લદબદ જાંઘોને શ્રેષ્ઠ હાથીની સૂંઢ સાથે સરખાવવામાં આવી છે. અહોહો, (સ્ત્રીના) નિંદ્ય રૂપને મહાકવિઓએ જ (આવી રીતે વર્ણવીવર્ણવીને) ચડાવી માર્યું છે.

•

### મોહનો મહિમા

*अजानन् माहात्म्यं पततु शलभो दीपदहने स मीनोऽप्यज्ञानाद् बडिशयुतमश्नातु पिशितम्। विजानन्तोऽप्येते वयमिह विपज्जालजटिलान् न मुञ्चामः कामानहह गहनो मोहमहिमा ॥ २१ ॥*

અજાણ્યું પતંગિયું દીવાના અગ્નિમાં ઝંપલાવે, (તે સમજી શકાય તેમ છે) તે માછલું પણ અજ્ઞાનને લીધે, કાંટાથી યુક્ત માંસ ખાય, (તે સમજી શકાય તેવી વાત છે) પણ (વિષયપદાર્થોની) કામનાઓને અનેક વિપત્તિઓથી વીંટળાયલી જાણવા છતાં, અમે (મનુષ્યો) તેમને છોડતા નથી અહા હા, મોહનો મહિમા અકળિત (ન સમજાય) તેવો છે!

•

### દુર્જનોના અવિનયની દુઃસહતા

*फलमलमशनाय स्वादु पानाय तोयं*
*शयनमवनिपृष्ठे वल्कले वाससी च।*
*नवधनमधुपानभ्रान्तसर्वेन्द्रियाणा-*
*मविनयमनुमन्तुं नोत्सहे दुर्जनानाम् ॥२२॥*

ખાવા માટે પૂરતાં ફળ છે, પીવા માટે સ્વાદિષ્ટ પાણી છે, સૂવા માટે પૃથ્વી છે અને પહેરવા માટે વલ્કલનાં વસ્ત્ર છે, (તો પછી) તાજી થયેલી ધનપ્રાપ્તિરૂપી મદ્યપાનથી જેમની સર્વે ઇંદ્રિયો બહેકી ગયેલી છે તેવા દુર્જનોનો અવિનય સહન કરવાનું (વેઠી લેવાનું) મને મન નથી થતું.

•

### રાજાઓના પદની નિંદા

*विपुलहृदयैर्धन्यैः कैश्चिज्जगज्जनितं पुरा*
*विधृतमपरैर्दत्तं चान्यैर्विजित्य तृणं यथा।*
*इह हि भुवनान्यन्ये धीराश्चतुर्दश भुञ्जते*
*कतिपयपुरस्वाम्ये पुंसां क एष मदज्वरः ॥२३*

ઉદાર હૃદયવાળા કેટલાક ધન્ય મહાત્માઓએ (બ્રહ્માએ) પૂર્વે જગત ઉત્પન્ન કર્યું છે બીજાઓએ (વિષ્ણુ ભગવાને) તેને ધારણ કર્યું છે વળી બીજાઓએ (પરશુરામે) તેને જીતીને તે ઘાસનું તણખલું હોય તેમ (નિઃસ્પૃહતાથી) તેનું

(કશ્યપ મુનિને) દાન કર્યું છે. વળી બીજા કેટલાક શૂર રાજાઓએ (બલિરાજાએ) અહીં તે ચૌદ ભુવનનો ઉપભોગ કર્યો છે; (ચૌદ ચોકડીનું રાજ્ય કર્યું છે.) તો પછી કેટલાંક ગામોના માલિક બનેલા મનુષ્યોને (રાજાઓને) આ મદરૂપી જ્વર શો?

*

નિઃસ્પૃહ વિદ્વાનની રાજા પ્રત્યે ઉક્તિ

त्वं राजा वयमप्युपासितगुरुप्रज्ञाभिमानोन्नताः ख्यातस्त्वं विभवैर्यशांसि कवयो दिक्षु प्रतन्वन्ति नः । इत्थं मानद नातिदूरमुभयोरप्यावयोरन्तरं यद्यस्मासु पराङ्मुखोऽसि वयमप्येकान्ततो निःस्पृहाः ॥ २४ ॥

તું રાજા છે, તો અમે પણ ગુરુસેવાથી પ્રાપ્ત કરેલી બુદ્ધિના અભિમાનથી ઉન્નત છીએ. તું વૈભવથી વિખ્યાત છે; તો કવિઓ અમારા પણ જશ બધી દિશાઓમાં ફેલાવે છે. હે માની રાજા! આ પ્રમાણે આપણા બેની વચ્ચે ઝાઝો તફાવત નથી. જો તું અમારા તરફથી મોં ફેરવી લે છે, તો અમે પણ તદ્દન નિઃસ્પૃહ છીએ.

*

રાજાભિમાનની પોકળતા

अभुक्तायां यस्यां क्षणमपि न यातं नृपशतैर्भुवस्तस्या लाभे क इव बहुमानः क्षितिभुजाम् । तदंशस्याप्यंशे तदवयवलेशेऽपि पतयो विषादे कर्तव्ये विदधति जडाः प्रत्युत मदम् ॥ २५ ॥

જે પૃથ્વીને સેંકડો રાજાઓએ ભોગવ્યા સિવાય એક ક્ષણ પણ છોડી નથી, તે પૃથ્વી મળતાં રાજાઓને આટલું બધું અભિમાન કેમ થતું હશે? જ્યારે તે પૃથ્વીના અંશનો પણ અંશ અને તેનો પણ ટૂકડો, તેમને માલિકીમાં મળે ત્યારે શોક કરવો યોગ્ય છે, છતાં તે જડ રાજાઓ ઊલટા મદ કરે છે.

*

मृत्पिण्डो जलरेखया वलयितः सर्वोऽप्ययं नन्वणुरङ्गीकृत्य स एव संयुगशतै राज्ञां गणैर्भुज्यते । ते दद्युर्ददतेऽथवा किमपि ते क्षुद्रा दरिद्रा भृशं धिग्धिक् तान् पुरुषाधमान् धनकणं वाञ्छन्ति तेभ्योऽपि ये ॥ २६ ॥

(આ પૃથ્વી) માટીનો પિંડો છે અને તે જલરેખાથી (સમુદ્રથી) વીંટળાયેલો છે, અને તે આખો ય ખરેખર બહુ નાનો છે. સેંકડો યુદ્ધોમાં તેને જીતી લઈને (સ્વીકારીને) અનેક રાજાઓ તેને ભોગવે છે. તે ક્ષુદ્ર, દરિદ્ર રાજાઓ તેમાંથી કંઈક દાનમાં આપે અથવા નથી પણ આપતા. તેવા રાજાઓની પાસેથી જે લોકો ધનના એક કણની ઇચ્છા રાખે છે, તેવા અધમ પુરુષોને વારંવાર ધિક્કાર હો!

*

બેકદર રાજાઓ

न नटा न विटा न गायका न परद्रोहनिबद्धबुद्धयः । नृपसद्मनि नाम के वयं कुचभारानमिता न योषितः ॥ २७ ॥

અમે નથી નટ, નથી વિટ (પરસ્ત્રીલંપટ), નથી ગાયક, નથી બીજાઓનો દ્રોહ કરવાની બુદ્ધિવાળા, કે નથી સ્તનના ભારથી લચી પડેલી યુવતીઓ: રાજસભામાં અમે કોણ માત્ર? (અમારો શો હિસાબ? રાજાઓને તો ઉપલા પ્રકારના અધમ

માણસોનો ધૂપ છે. તેમને જ તેઓ આશ્રય આપે છે.)

*

### વિદ્યાની અધોગતિ

पुरा विद्वत्तासीदुपशमवतां क्लेशहतये गता कालेनासौ विषयसुखसिद्धयै विषयि- णाम् । इदानीं तु प्रेक्ष्य क्षितितलभुजः शास्त्रविमुखान् अहो कष्टं सापि प्रतिदिन- मधोऽधः प्रविशति ॥ २८ ॥

પહેલાં ચિત્તશાંતિવાળા પુરુષોની વિદ્વત્તા તેમનો સંસારક્લેશ હણતી (દૂર કરતી). વખત જતાં તે વિષયી પુરુષોને વિષયસુખ પ્રાપ્ત કરવાના સાધનરૂપ બની ગઈ. હવે રાજાઓને શાસ્ત્રોમાં રુચિ- વિનાના જોઈને તે રોજરોજ તેથી પણ વધારે અધોગતિ પામે છે, તે ખરેખર ખૂબ શોકજનક છે.

*

### શૌર્યનું મિથ્યાભિમાન

स जातः कोऽप्यासीन्मदनरिपुणा मूर्ध्नि धवलं कपालं यस्योच्चैर्विनिहितमलङ्कारविधये । नृभिः प्राणत्राणप्रवणमतिभिः कैश्चिदधुना नमद्भिः कः पुंसामयमतुलदर्पज्वरभरः ॥२९

જેની ધવલ ખોપરીને શણગાર તરીકે શંકર ભગવાને પોતાના મસ્તક પર ઊંચે ધારણ કરી છે, તેવો (શૂર) પુરુષ તો કોઈક જ જન્મી ગયો. (શંકર ભગવાન મહા શૂરવીર પુરુષના મરણ પછી તેની ખોપરી રુંઢમાળામાં આભૂષણરૂપે ધારણ કરે છે તેવી માન્યતા છે.) હવે તો પોતાનો પ્રાણ (કોઈ પણ પ્રકારે) બચાવવામાં જ લાગી રહેલી બુદ્ધિવાળા કેટલાક લોકો તેમને નમન કરે છે અને એટલામાં તો (એ મિથ્યાશૂર લોકોને) આટલો બધો અતુલ દર્પરૂપી જ્વર વધી જાય છે, તે કેવી (બેહૂદી) વાત છે?

*

### નિઃસ્પૃહ વિદ્વાનની રાજા પ્રત્યે ઉક્તિ

अर्थानामीशिषे त्वं वयमपि च गिरा- मीश्महे यावदर्थं शूरस्त्वं वादिदर्पज्वरशमन- विधावक्षयं पाटवं नः । सेवन्ते त्वां धनाढ्या मतिमलहतये मामपि श्रोतुकामा मय्यप्यास्था न चेत्त्वयि मम सुतरामेष राजन्गतोऽस्मि ॥

હે રાજા! તું દ્રવ્યનો માલિક છે, તો અમે પણ સકલ અર્થ સહિત વાણીના માલિક છીએ. તું શૂરવીર છે, તો પ્રતિવાદીઓના મદરૂપી જ્વરને (વાદ- વિવાદમાં) શાંત પાડવાની વિધિમાં અમે પણ અક્ષય ચતુરાઈ ધરાવીએ છીએ. ધની પુરુષો તારી સેવા કરે છે, તો પોતાની બુદ્ધિના દોષને દૂર કરવા માટે શાસ્ત્રશ્રવણ કરવાની ઇચ્છાવાળા (શિષ્યો) અમારી પણ સેવા કરે છે. જો તને અમારી કંઈ નથી પડી, તો અમને તારી બિલકુલ નથી પડી. અમે આ ચાલ્યા

*

### સંસારમાંથી ઉપરતિ

अतिक्रान्तः कालो लटभललनाभोगसु- भगो भ्रमन्तः श्रान्ताः स्मः सुचिरमिह संसार- सरणौ । इदानीं स्वःसिन्धोस्तटभुवि समाक्र- न्दनगिरः सुतारैः फूत्कारैः शिव शिव शिवेति प्रतनुमः ॥ ३१ ॥

લટકાંવાળી લલનાઓના ઉપભોગથી રમણીય બનેલો અમારો સમય વીતી

ગયો. હવે અમે લાંબા વખત સુધી 'આ સંસારમાર્ગમાં ભ્રમણ કરતાકરતા થાકી ગયા છીએ. હવે તો ગંગા નદીના તટપ્રદેશ ઉપર, આક્રંદ કરતી વાણીવાળા અમે, દીર્ઘ સ્વરથી, 'શિવ, શિવ, શિવ' એમ સતત ઉચ્ચાર કરીએ છીએ.

*

### દુર્દશામાં ભગવન્નામસ્મરણ જ શરણ છે

माने म्लायिनि खण्डिते च वसुनि व्यर्थं प्रयातेऽर्थिनि क्षीणे बन्धुजने गते परिजने नष्टे शनैर्यौवने । युक्तं केवलमेतदेव सुधियां यज्जह्नुकन्यापयःपूतग्रावगिरीन्द्रकन्दरदरीकुञ्जे निवासः क्वचित् ॥ ३२ ॥

જ્યારે પ્રતિષ્ઠાનો ભંગ થાય, પૈસો-ટકો ચાલ્યો જાય, માગણ લોકો પોતાની ઇચ્છા પૂર્ણ થયા સિવાય જ ચાલ્યા જાય, સગાંવહાલાં મરી પરવારે, નોકરચાકર જતા રહે, જુવાની ધીમેધીમે પૂરી થાય, ત્યારે બુદ્ધિશાળી પુરુષોએ ગંગાનદીના પાણીથી પવિત્ર થયેલા પથરાવાળા ગિરિરાજ હિમાલયની કંદરાની કોઈ ગુફાની કુંજમાં કોઈ જગ્યાએ રહેવા જવું તે જ માત્ર ઉચિત છે.

*

### હૃદયપ્રસાદની ઉત્તમતા

परेषां चेतांसि प्रतिदिवसमाराध्य बहुधा<br>
प्रसादं किं नेतुं विशसि हृदयं क्लेशकलिलम् ।<br>
प्रसन्ने त्वय्यन्तः स्वयमुदितचिन्तामणिगुणे<br>
विमुक्तः संकल्पः किमभिलषितं पुष्यति न ते ॥

હે હૃદય, બીજાઓના ચિત્તનું રોજ-રોજ અનેક પ્રકારે આરાધન કરીને, તેમને રાજી કરવા શા માટે તું ક્લેશના કીચડમાં ફસાય છે? જેનામાં ચિંતામણિ (દરેક ઇચ્છા પૂર્ણ કરવાની શક્તિવાળા મણિ)ના ગુણ આપોઆપ પ્રગટ થયા છે, એવું તું જ જ્યારે અંદરથી જ પ્રસન્નતા પ્રાપ્ત કરીશ, ત્યારે છૂટી ગયેલો તારો સંકલ્પ તારા કયા અભિલાષ નહિ પૂરે? (અર્થાત્ બધી ઇચ્છાઓ સફળ થશે.)

*

### વૈરાગ્ય જ અભય પદ છે

भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद् भयं मौने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयम् । शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद् भयं सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥ ३४ ॥

ભોગમાં રોગનો ભય છે, કુળમાં લાંછનનો ભય છે, ધનમાં રાજાનો (હરી લેવાનો) ભય છે, મૌનમાં દીનતાનો ભય છે, બળમાં શત્રુનો ભય છે, રૂપમાં વૃદ્ધાવસ્થાનો ભય છે, શાસ્ત્રમાં વાદવિવાદ થવાનો (અને હારજીતનો) ભય છે, ગુણમાં દુર્જનનો ભય છે,(દુર્જનો ગુણોમાં પણ દોષારોપણ કરે છે), શરીરમાં મૃત્યુનો ભય છે—આવી રીતે જગતમાં માણસોને સઘળી વસ્તુઓ ભયથી યુક્ત છે, માત્ર વૈરાગ્ય જ અભય છે.

*

### પાપી પેટ ખાતર

अमीषां प्राणानां तुलितबिसिनीपत्रपयसां<br>
कृते किं नास्माभिर्विगलितविवेकैर्व्यवसितम् ।<br>
यदाढ्यानामग्रे द्रविणमदनिःशङ्कमनसां<br>
कृतं वीतव्रीडैर्निजगुणकथापातकमपि ॥ ३५

કમળપત્ર પર રહેલાં (અસ્થિર)

પાણીના ટીપાં જેવા આ પ્રાણની ખાતર વિવેકશૂન્ય થઈ અમે શુ શુ નથી કર્યું ? ધનના મદથી જેમનુ ચિત્ત ઉન્મત્ત થઈ ગયું છે, તેવા ધનિક લોકો સામે, લજ્જારહિત થઈને, અમારા પોતાના ગુણોનું કથન કરવારૂપ પાપ, પણ અમે કર્યું.

*

## કાળનો પ્રભાવ

सा रम्या नगरी महान् स नृपतिः सामन्तचक्रं च तत् पार्श्वे तस्य च सा विदग्धपरिषत्ताश्चन्द्रबिम्बाननाः । उद्रिक्तः स च राजपुत्रनिवहस्ते बन्दिनस्ता कथा सर्वं यस्य वशादगात्स्मृतिपथं कालाय तस्मै नमः ॥

તે રમ્ય નગરી, તે મહાન ગજા, તે ખડિયા રાજાઓનુ મડળ, તેની પડખે પડિતોની સભા, તે ચદ્રમુખી સ્ત્રીઓ, તે વીરમવાળા રાજકુમારોનો સમુદાય, તે બદીઓ (સ્તુતિપાઠકો), અને તે કથાઓ—આ સઘળુ જેના પ્રભાવથી સ્મૃતિને માર્ગે ચાલ્યુ ગયું (માત્ર સભારવાનુ જ રહ્યું—નાશ પામી ગયું), તે કાળને નમસ્કાર હો.

*

वयं येभ्यो जाताश्चिरपरिगता एव खलु ते समं यैः संवृद्धाः स्मृतिविषयतां तेऽपि गमिताः । इदानीमेते स्मः प्रतिदिवसमासन्नपतना गतास्तुल्यावस्थां सिकतिलनदीतीर तरुभिः ॥ ३७ ॥

અમે જેનાથી જન્મ્યા તે (અમારા માબાપ) તો ક્યારના યે ચાલ્યા ગયા છે અમે જેમની સાથે મોટા થયા તે (સગાંવહાલાં) પણ માત્ર સ્મરણનો જ વિષય બની ગયા છે, (અર્થાત્ મરી ગયા છે) હવે તો રોજરોજ જેમનું પતન (મરણ) પાસે આવે છે તેવા અમે નદીના રેતાળ કાંઠા પરના વૃક્ષની સમાન દશા પામ્યા છીએ (નદી પરનુ વૃક્ષ, પૂર આવે ત્યારે, ગમે તે વખતે તણાઈ જવાની સભવિતતા ધરાવે છે)

*

## કાળની ચોપાટ

यत्रानेकः क्वचिदपि गृहे तत्र तिष्ठत्यथैको यत्राप्येकस्तदनु बहवस्तत्र चान्ते न चैकः । इत्थं चेमौ रजनिदिवसौ दोलयन् द्वाविवाक्षौ कालः काल्या भुवनफलके क्रीडति प्राणिशारैः ॥ ३८

જ્યા એક ઘરમા અનેક માણસો હતા, ત્યા માત્ર એક જ બાકી રહે છે જ્યા એક હતો, ત્યા પછીથી બહુ માણસો થયા અને પછી અતમા એક પણ બાકી ન રહ્યું આ પ્રમાણે રાત અને દિવસના બે પાસા ફેકતો કાળ પ્રાણીઓરૂપી સોગટીઓથી સસારરૂપી ચોપાટ ઉપર કાલી (તેની પત્ની) સાથે ખેલે છે

*

## ટૂંકા જીવનમાં શું કરવું અને શું નહિ?

तपस्यन्तः सन्तः किमधिनिवसामः सुरनदीं गुणोदारान् दारानुत परिचरामः सविनयम् । पिबामः शास्त्रौघानुत विविधकाव्यामृतरसान् न विद्मः किं कुर्मः कतिपयनिमेषायुषि जने ॥ ३९ ॥

શું તપ કરતા કરતા અમે ગગાનદી પર વાસ કરીએ કે ઉદાર ગુણવાળી સ્ત્રીનું વિનયપૂર્વક સેવન કરીએ કે

( વેદાંત વગેરે ) શાસ્ત્રસમૂહનું તથા અનેક પ્રકારના કાવ્યામૃતના રસનું પાન કરીએ ? અમે જાણી શકતા નથી કે માત્ર થોડીક જ ક્ષણ ટકનાર આયુષ્યવાળા જીવનમાં અમે શું કરીએ ?

*

### ધન્ય દિવસ

गङ्गातीरे हिमगिरिशिलाबद्धपद्मासनस्य
ब्रह्मध्यानाभ्यसनविधिना योगनिद्रां गतस्य ।
किं तैर्भाव्यं मम सुदिवसैर्यत्र ते निर्विशङ्काः
कण्डूयन्ते जरठहरिणाः स्वाङ्गमङ्गे मदीये ॥४०

શું એવા મારા ધન્ય દિવસો આવશે, જ્યારે ગંગાના તીર ઉપર, હિમાલય પર્વતની શિલા ઉપર પદ્માસન વાળીને, બ્રહ્મધ્યાનનો અભ્યાસ કરવાના વિધિથી યોગનિદ્રા પામેલા મારા શરીર સાથે, જરા પણ ભય વગર વૃદ્ધ હરિણ એમનું અંગ (તેમને આવતી ચળ દૂર કરવા માટે) ઘસશે ?

*

### ક્યારે ?

स्फुरत्स्फारज्योत्स्नाधवलिततले क्वापि पुलिने
सुखासीनाः शान्तध्वनिषु रजनीषु द्युसरितः ।
भवाभोगोद्विग्नाः शिव शिव शिवेत्यार्तवचसा
कदा स्यामानन्दोद्गतबहुलबाष्पाप्लुतदृशः ॥४१

નિઃશબ્દ રાત્રિમાં, ખૂબ ખીલેલી ચાંદની વડે ધવલ બનેલા ગંગાનદીના બાઠા ઉપર સુખપૂર્વક બેઠેલો, સંસારના વિસ્તારથી કંટાળેલો અને આનંદને લીધે જેની આંખો બહુ આંસુથી ઉભરાઈ ગઈ છે, તેવો હું 'શિવ, શિવ, શિવ,' એમ દીન ઉચ્ચાર ક્યારે કરીશ ?

### એક ઇચ્છા

महादेवो देवः सरिदपि च सैवामरसरिद्
गुहा एवागारं वसनमपि ता एव हरितः ।
सुहृद्वा कालोऽयं व्रतमिदमदैन्यव्रतमिदं
कियद्वा वक्ष्यामो वटविटप एवास्तु दयिता ४२

મહાદેવ જ (અમારો પૂજ્ય) દેવ છે, ગુફા એ જ ઘર છે, દિશાઓ જ વસ્ત્ર છે (અર્થાત્ દિગંબર–નગ્ન રહીએ), કાલ એ જ મિત્ર છે, (કોઈ દિવસ) દીનતા ધારણ ન કરવી એ જ વ્રત છે—વધારે કેટલું કહીએ?—વડની શાખા જ અમારી પ્રિયા છે ( અર્થાત્ વિરક્ત પુરુષને આ વસ્તુઓ જ વહાલી લાગે છે. )

*

### આશાનદીની પેલે પાર

आशा नाम नदी मनोरथजला तृष्णा-
तरङ्गाकुला रागग्राहवती वितर्कविहगा धैर्य-
द्रुमध्वंसिनी । मोहावर्तसुदुस्तरातिगहना
प्रोत्तुङ्गचिन्तातटी तस्याः पारगता विशुद्ध-
मनसो नन्दन्ति योगीश्वराः ॥ ४३ ॥

આશા નામની નદી છે. તેમાં મનોરથરૂપી જલ વહે છે. તે તૃષ્ણારૂપી તરંગોથી ભરપૂર છે. તેમાં આસક્તિરૂપી મગર છે, ત્યાં વિતર્કરૂપી પંખીઓ ઊડે છે. તે ધૈર્યરૂપી વૃક્ષને ઉખાડી નાંખે છે. મોહરૂપી ઘૂમરી તેમાં હોવાથી તેને તરવી કઠિન છે. તે બહુ ઊંડી છે. તેને ચિંતારૂપી ઊંચા તટ છે. તે આશાનદીની પેલે પાર ગયેલા, વિશુદ્ધ અંતઃકરણવાળા શ્રેષ્ઠ યોગીઓ બ્રહ્માનંદ ભોગવે છે.

*

મદનજયની કઠિનતા

आसंसारं त्रिभुवनमिदं चिन्वतां तात तादृङ्-
नैवास्माकं नयनपदवीं श्रोत्रवर्त्मागतो वा ।
योऽयं धत्ते विषयकरिणीगाढगूढाभिमान-
क्षीबस्यान्तःकरणकरिणः संयमालानलीलाम् ॥४४

હે તાત ! સંસાર પર્યંત ત્રણે ય ભુવનમાં ખોળતાં અમારી નજરે તેવો પુરુષ નથી પડ્યો અથવા અમે તેવા પુરુષની વાત પણ નથી સાંભળી, કે જે વિષયપદાર્થોરૂપી હાથણી ઉપર દૃઢ રીતે બંધાયેલી ગૂઢ આસક્તિથી મદોન્મત્ત થયેલા અંતઃકરણરૂપી હાથીને સંયમરૂપી બંધનસ્તંભે બાંધવાની લીલા (ચેષ્ટા) (સફળતાથી) કરી શકે.

*

વ્યુત્થાનસમયે પૂર્વસ્મૃતિ

ये वर्तन्ते धनपतिपुरः प्रार्थनादुःखभाजो
ये चाल्पत्वं दधति विषयाक्षेपपर्यस्तबुद्धेः ।
तेषामन्तःस्फुरितहसितं वासराणां स्मरेयं
ध्यानच्छेदे शिखरिकुहरग्रावशय्यानिषण्णः ॥४५

જે દિવસો ધનાઢ્ય પુરુષોની આગળ પ્રાર્થના કરવી પડતી હોવાથી દુઃખમય અનુભવાતા, અને જે દિવસો વિષયપદાર્થોની બળપૂર્વક પ્રાપ્તિ કરવા માટે વિપરીત બનેલી બુદ્ધિને બહુ જ ટૂંકા ભાસતા હતા, તે દિવસોનું ધ્યાનમાંથી વ્યુત્થાન થાય ત્યારે, પર્વતની ગુફાના પથરારૂપી શય્યામાં બેઠેલો હું, અંદર મનમાં (અજ્ઞાન અવસ્થાની મૂર્ખાઈનું ભાન થવાથી) હસતાંહસતાં, સ્મરણ કરું તેવી મારી ઇચ્છા છે.

જન્મ વ્યર્થ ગયો

विद्या नाधिगता कलङ्करहिता वित्तं च नोपार्जितं शुश्रूषापि समाहितेन मनसा पित्रोर्न संपादिता । आलोलायतलोचना युवतयः स्वप्नेऽपि नालिङ्गिताः कालोऽयं परपिण्डलोलुपतया काकैरिव प्रेरितः ॥४६॥

નિષ્કલંક વિદ્યા ન મેળવી, દ્રવ્ય ન કમાયા, એકાગ્ર ચિત્તથી માતાપિતાની સેવાશુશ્રૂષા પણ ન કરી, ચંચળ વિશાળ નેત્રોવાળી સ્ત્રીઓને સ્વપ્નમાં પણ આલિંગન ન આપ્યું. માત્ર પારકાના અન્નનો લોભ કરીને, કાગડાની પેઠે, બધો સમય વ્યતીત કર્યો.

*

એક ઇચ્છા

वितीर्णे सर्वस्वे तरुणकरुणापूर्णहृदयाः
स्मरन्तः संसारे विगुणपरिणामावधिगतीः ।
वयं पुण्यारण्ये परिणतशरच्चन्द्रकिरणा-
स्त्रियामा नेष्यामो हरचरणचिन्तैकशरणाः ॥४७॥

(માગણ લોકોને) સર્વસ્વ દાનમાં આપી દઈને અત્યંત કરુણાથી ભરેલા હૃદયવાળા, સંસારમાં સર્વે પદાર્થોની ગતિ અંતમાં ગુણરહિત પરિણામવાળી (નાશવાળી) છે એ વાતને યાદ કરતા, અને ભગવાન શંકરના ચરણમાં જ માત્ર જેણે શરણ લીધું છે તેવા ચિત્તવાળા, અમે પવિત્ર અરણ્યમાં શરદઋતુની ચાંદનીવાળી રાત્રિઓ ગાળીશું.

*

રાજા પ્રત્યે ત્યાગીની ઉક્તિ

वयमिह परितुष्टा वल्कलैस्त्वं च लक्ष्म्या
सम इह परितोषो निर्विशेषो विशेषः ।

મનને બે બોલ

एतस्माद्विरमेन्द्रियार्थगहनादायासदादाश्रय श्रेयोमार्गमशेषदुःखशमनव्यापारदक्षं क्षणात्। शान्तं भावमुपैहि संत्यज निजां कल्लोललोलां गतिं मा भूयो भज भङ्गुरां भवरतिं चेतः प्रसीदाधुना ।५७।

હે ચિત્ત! દુઃખ આપનાર ઇંદ્રિયોના પદાર્થોની ઝાડીમાંથી પાછું ફર. ક્ષણમાં સઘળાં દુઃખને શાંત કરવાની ક્રિયાસાં કુશળ કલ્યાણમાર્ગનો સંપૂર્ણપણે આશ્રય કર. શાંત ભાવને પ્રાપ્ત કર. તરંગ જેવી તારી ચંચળ ગતિ છોડી દે. ફરીથી સંસારની ક્ષણિક પ્રીતિનું સેવન ન કર. હવે તો તું પ્રસન્ન થા.

*

ચિત્ત પ્રતિ

पुण्यैर्मूलफलैः प्रियप्रणयिनीं वृत्तिं कुरुष्वाधुना भूशय्यां नववल्कलैरकरणैरुत्तिष्ठ यामो वनम्। क्षुद्राणामविवेकमूढमनसां यत्रेश्वराणां सदा चित्तव्याध्यविवेकविह्वलगिरां नामापि न श्रूयते ॥५८॥

(હે ચિત્ત!) પવિત્ર મૂળ તથા ફળથી બહુ જ પ્રિય લાગે તેવી તથા પ્રીતિ ઉત્પન્ન કરે તેવી આજીવિકા હવે ચલાવ. પૃથ્વી પર પથારી કર. અકૃત્રિમ, નવાં વલ્કલનાં વસ્ત્ર પહેર. ઊઠ, વનમાં જઈએ, જ્યાં ક્ષુદ્ર, અવિવેકને લઈને મૂઢ મનવાળા, ચિત્તનો વ્યાધિરૂપ અવિવેકથી જેમની વાણી અવ્યવસ્થિત થઈ ગઈ છે, તેવા પૈસાદાર લોકોનું કોઈ દિવસ નામ પણ સંભળાતું નથી.

*

ચિત્તને શિખામણ

मोहं मार्जय तामुपार्जय रतिं चन्द्रार्धचूडामणौ चेतः स्वर्गतरंगिणीतटभुवामासङ्गमङ्गीकुरु। को वा वीचिषु बुद्बुदेषु च तडिल्लेखासु च स्त्रीषु च ज्वालाग्रेषु च पन्नगेषु च सरिद्वेगेषु च प्रत्ययः ।५९।

હે ચિત્ત! મોહને દૂર કર. જેમના મસ્તક પર બીજનો ચંદ્ર બિરાજે છે તેવા શંકર ભગવાન પર પ્રેમ કર. ગંગાનદીના તટપ્રદેશનો સંગ સ્વીકાર. મોજાંમાં, પરપોટામાં, વીજળીના ચમકારમાં, સ્ત્રીઓમાં, અગ્નિજ્વાલાના અગ્રભાગમાં, સર્પમાં અને નદીના વેગમાં વિશ્વાસ શો રાખવો? (અર્થાત્ એ સઘળાં ચંચળ છે.)

*

કાં તો રાજવૈભવ કે કાં તો યોગીજીવન

अग्रे गीतं सरसकवयः पार्श्वतो दाक्षिणात्याः पृष्ठे लीलावलयरणितं चामरग्राहिणीनाम्। यद्यस्त्येवं कुरु भवरसास्वादने लम्पटत्वं नो चेच्चेतः प्रविश सहसा निर्विकल्पे समाधौ ॥६०॥

હે ચિત્ત! જો તારી આગળ સંગીત ચાલતું હોય, સરસ (રસશાસ્ત્રમાં નિપુણ) દક્ષિણ દેશના કવિઓ પાસે હોય, પાછળ (ઊભી રહીને) ચામર ઢાળનાર સ્ત્રીઓનાં કંકણનો લીલામય ધ્વનિ (સંભળાતો) હોય, તો તો સંસારરસનું આસ્વાદન કરવામાં લાલચુ રાખ. નહિ તો જલદીથી નિર્વિકલ્પ સમાધિમાં પ્રવેશ કર.

*

સુંદરીઓ નરકમાંથી નહિ તારે

विरमत बुधा योषित्संगात्सुखात् क्षणभंगुरात्
कुरुत करुणामैत्रीप्रज्ञावधूजनसंगमम् ।
न खलु नरके हाराक्रान्तं घनस्तनमण्डलं
शरणमथवा श्रोणीबिम्बं रणन्मणिमेखलम् ॥

• હે પંડિતો! સુખદાયી પણ ક્ષણિક સ્ત્રીસંગમાંથી અટકી જાઓ. કરુણા, મૈત્રી અને પ્રજ્ઞારૂપી સ્ત્રીઓનો સંગ કરો. હારોથી સુશોભિત પુષ્ટ સ્તનમંડળ અથવા ઝણઝણતા મણિના કંદોરાથી શોભતું કટિમંડળ (કેડ) નરકમાં શરણ નહિ થાય (નહિ બચાવે) એ તદ્દન સાચી વાત છે.

*

નિઃસ્પૃહીની લક્ષ્મી પ્રત્યે ઉક્તિ

मातर्लक्ष्मि भजस्व कंचिदपरं मत्कांक्षिणी मा स्म भूर्भोगेभ्यः स्पृहयालवो न हि वयं का निःस्पृहाणामसि । सद्यःस्यूतपलाशपत्रपुटिकापात्रे पवित्रीकृते भिक्षासक्तुभिरेव संप्रति वयं वृत्तिं समीहामहे ॥ ६२ ॥

હે લક્ષ્મી માતા! બીજા કોઈની પાસે જા. મારી આશા છોડી દે. અમે હવે ભોગની ઈચ્છા નથી રાખતા. અને નિઃસ્પૃહ લોકોને તું શી વિસાતમાં છે? અમે તો હવે તાજા જ સીવેલા ખાખરાનાં પાંદડાંના પવિત્ર કરાયલા પડિયારૂપી પાત્રમાં, ભિક્ષા માગીને આણેલા સાથવાથી, આજીવિકા ચલાવવાની ઇચ્છા રાખીએ છીએ.

*

આસક્તિની એકતાનો વૈરાગ્યથી ભંગ

यूयं वयं वयं यूयमित्यासीन्मतिरावयोः ।
किं जातमधुना येन यूयं यूयं वयं वयम् ॥ ६३

•(પહેલાં તો) 'તમે એ અમે, અને અમે એ તમે' એવી આપણી સમજણ હતી. હવે એવું તે શું થયું કે તમે એ તમે જ છો અને અમે એ અમે જ છીએ? (અર્થાત્ આસક્તિના સમયમાં અન્યોન્ય અભેદભાવ હતો, તે વૈરાગ્ય પ્રગટતાં દૂર થયો, અને વિરક્ત પુરુષને એકત્વની ભાવનાનો ઉદય થયો.)

*

નિર્મોહીની સ્ત્રી પ્રત્યે ઉક્તિ

बाले लीलामुकुलितममी मन्थरा दृष्टिपाताः
किं क्षिप्यन्ते विरम विरम व्यर्थ एष श्रमस्ते ।
संप्रत्यन्ये वयमुपरतं बाल्यमास्था वनान्ते
क्षीणो मोहस्तृणमिव जगज्जालमालोकयामः ॥

હે બાળા! કળીની પેઠે અડધાં મીચેલાં આ મંદમંદ કટાક્ષ તું મારી સામે શા માટે ફેંકે છે? અટકી જા, તારો શ્રમ નિરર્થક છે. હું હવે બદલાઈ ગયો છું. છોકરમત જતી રહી છે. હવે તો વનમાં આસ્થા બંધાઈ છે. મોહ ક્ષીણ થઈ ગયો છે. જગતની જાળને હવે હું ઘાસના તણખલા જેવી લેખું છું.

*

નિર્મોહીની ઉક્તિ

इयं बाला मां प्रत्यनवरतमिन्दीवरदल-
प्रभाचोरं चक्षुः क्षिपति किमभिप्रेतमनया ।
गतो मोहोऽस्माकं स्मरकुसुमबाणव्यतिकर-
ज्वरज्वाला शान्ता तदपि न वराकी विरमति ॥

આ બાળા નીલ કમળના પત્રની કાંતિને ચોરનાર કટાક્ષ મારા તરફ સતત ફેંક્યા કરે છે, એનો અભિપ્રાય શો હશે? અમારો મોહ જતો રહ્યો છે. કામદેવના

પુષ્પબાણુથી ઉત્પન્ન થતા જ્વરની ઝાળ શાંત થઈ ગઈ છે; છતાં આ ક્ષુદ્ર સ્ત્રી અટકતી નથી.

*

### સંતો વનમાં કેમ ચાલ્યા જાય છે?

रम्यं हर्म्यतलं न किं वसतये श्राव्यं न गेयादिकं किं वा प्राणसमासमागमसुखं नैवाधिकं प्रीतये । किंतूद्भ्रान्तपतत्पतङ्गपवनव्यालोलदीपाङ्कुरच्छायाचञ्चलमाकलय्य सकलं सन्तो वनान्तं गताः ॥ ६६ ॥

રહેવા માટે શું રમણીય હવેલી નથી? સાંભળવા લાયક શું ગીત વગેરે નથી? પ્રાણ સમાન વહાલી સ્ત્રીના સમાગમનું સુખ શું અધિક પ્રીતિ ઉપજાવવા માટે બસ નથી? પણ આ સઘળાને, પાગલ બનીને ઝંપલાવતા પતંગિયાથી ઉત્પન્ન થયેલા પવનને લીધે ચંચળ બનેલા દીવાની જ્યોતની છાયા સમાન ચંચલ સમજીને, સંત લોકો વનમાં ચાલ્યા ગયા છે.

*

### દુર્જનસેવા કરતાં વનવાસ સારો

किं कन्दाः कन्दरेभ्यः प्रलयमुपगता निर्झरा वा गिरिभ्यः प्रध्वस्ता वा तरुभ्यः सरसफलभृतो वल्कलिन्यश्च शाखाः । वीक्ष्यन्ते यन्मुखानि प्रसभमपगतप्रश्रयाणां खलानां दुःखोपात्ताल्पवित्तस्मयवशपवनानर्तितभ्रूलतानि ॥

શું કંદરાઓમાંથી કંદ અને પર્વતોમાંથી ઝરણાંનો પ્રલય થઈ ગયો છે? અથવા શું રસવાળાં ફળને તથા વલ્કલને ધારણ કરનારી શાખાઓનો વૃક્ષ પરથી વિનાશ થઈ ગયો છે? કે જેથી (સ્વાભિમાની પુરુષોને) અવિનયી, અને મહામહેનતે પ્રાપ્ત કરેલા થોડાક દ્રવ્યથી ઊપજેલા અભિમાનરૂપી પવનથી જેમની પાંપણો નૃત્ય કરી રહેલ છે તેવા દુર્જનોનાં મુખ બળાત્કારે પણ જોવા પડે છે?

*

गङ्गातरङ्गहिमशीकरशीतलानि विद्याधराध्युषितचारुशिलातलानि ।
स्थानानि किं हिमवतः प्रलयं गतानि यत्सावमानपरपिण्डरता मनुष्याः ॥ ६८ ॥

ગંગાનદીના તરંગના બરફ જેવા ઠંડા છાંટાથી શીતલ અને જેનાં સુંદર શિલાતલ ઉપર વિદ્યાધર લોકો બેઠેલા છે, તેવાં હિમાલયનાં સ્થાનોનો શું પ્રલય થઈ ગયો છે, કે મનુષ્યોને અપમાનયુક્ત પારકાના અન્નમાં રમમાણ રહેવું પડે?

*

### દેહની ક્ષણિકતા

यदा मेरुः श्रीमान्निपतति युगान्ताग्निनिहतः समुद्राः शुष्यन्ति प्रचुरमकरग्राहनिलयाः ।
धरा गच्छत्यन्तं धरणिधरपादैरपि धृता शरीरे का वार्ता करिकलभकर्णाग्रचपले ॥ ६९

પ્રલયકાળના અગ્નિનો સપાટો લાગતાં, જ્યારે શ્રીમાન મેરુ પર્વત પણ નીચે ગબડી પડે છે; મોટામોટા મગર અને ઝૂંડના નિવાસરૂપ સમુદ્રો પણ જ્યારે સુકાઈ જાય છે; જ્યારે પર્વતોનાં મૂળિયાંથી ધારણ કરાયલી પૃથ્વીનો પણ અંત આવે છે, ત્યારે હાથીના બચ્ચાના કાનના અગ્રભાગ પેઠે ચંચળ દેહની તો વાત જ શી કરવી?

*

ક્યારે ?

एकाकी निःस्पृहः शान्तः पाणिपात्रो दिगंबरः।
कदा शंभो भविष्यामि कर्मनिर्मूलनक्षमः ॥७०

(સર્વનું કલ્યાણ કરનાર) હે શંભુ! એકલો, સ્પૃહાવગરનો, શાંત અંતઃકરણવાળો, હાથને જ ભિક્ષાપાત્ર તરીકે વાપરનારો, દિશાઓરૂપી વસ્ત્રવાળો (નગ્ન) અને (બધાં) કર્મોને ઉખાડી નાખવામાં સમર્થ હું ક્યારે બનીશ?

*

પણ પછી શું?

प्राप्ताः श्रियः सकलकामदुघास्ततः किं
दत्तं पदं शिरसि विद्विषतां ततः किम्।
सन्मानिताः प्रणयिनो विभवैस्ततः किं
कल्पं स्थितं तनुभृतां तनुभिस्ततः किम् ॥७१

સર્વે ઇચ્છાઓને પરિપૂર્ણ કરનાર સંપત્તિઓ મળી, પણ પછી શું? (છેવટે તો મરવાનું જ ને?) શત્રુઓના મસ્તક ઉપર ચરણ સ્થાપ્યો, (તેમને વશ કર્યા) પણ પછી શું? પ્રેમ રાખનાર સર્વે મિત્રોને વૈભવ આપી સન્માન્યા, પણ પછી શું? મનુષ્યશરીરમાં એક કલ્પ સુધી સ્થિતિ કરી, (જીવ્યા.) પણ પછી શું? (અર્થાત્ વૈરાગ્ય વિના સર્વ નિષ્ફળ છે.)

*

વૈરાગ્યની પરાકાષ્ઠા

जीर्णा कन्था ततः किं सितममलपटं पट्टसूत्रं ततः किं एका भार्या ततः किं हयकरिसुगणैरावृतो वा ततः किम्। भक्तं भुक्तं ततः किं कदशनमथवा वासरान्ते ततः किं व्यक्तज्योतिर्न वान्तर्मथितभवभयं वैभवं वा ततः किम् ॥७२॥

જૂની ગોદડી હોય તો યે શું? અને ધવલ, નિર્મળ, ઝીણું વસ્ત્ર હોય, તોપણ શું? (પાસે) એકલી સ્ત્રી જ હોય તોપણ શું? અને (માણસ) અનેક હાથીઘોડાથી વીંટળાયલો હોય, તોપણ શું? (સુંદર) ભાત ખાધા તોપણ શું? અને ઠેઠ રાત્રે ખરાબ ભોજન મળે તોપણ શું? જો સંસારભયનો નાશ કરનારી બ્રહ્મજ્યોતિ ન પ્રગટી (અંદર સાક્ષાત્કાર ન થયો), તો વૈભવ મળ્યો તેથી પણ શું?

*

સર્વોત્તમ દશા

भक्तिर्भवे मरणजन्मभयं हृदिस्थं
स्नेहो न बन्धुषु न मन्मथजा विकाराः।
संसर्गदोषरहिता विजना वनान्ता
वैराग्यमस्ति किमतः परमर्थनीयम् ॥७३॥

મહાદેવમાં ભક્તિભાવ, મરણ અને જન્મનો ભય હૃદયમાં હોય, સગાંવહાલાંમાં અનાસક્તિ (આસક્તિનો અભાવ), મદનદેવના વિકારોનો અભાવ, સંસર્ગદોષથી મુક્ત એવા વનના પ્રદેશો અને વૈરાગ્ય હોય-(તો પછી) આનાથી વધારે બીજું શું ઇચ્છવા જેવું છે?

*

બ્રહ્મચિંતનની ઉત્તમતા

तस्मादनन्तमजरं परमं विकासि
तद् ब्रह्म चिन्तय किमेभिरसद्विकल्पैः।
यस्यानुषङ्गिण इमे भुवनाधिपत्य-
भोगादयः कृपणलोकमता भवन्ति ॥७४॥

માટે અનંત, જરારહિત, સર્વોત્તમ, સર્વવ્યાપક, (શાસ્ત્રોમાં) સુપ્રસિદ્ધ, બ્રહ્મતત્ત્વનું ચિંતન કર. આ અસત્ય (દેહાદિકના) વિકલ્પો કરવાથી શો

ફાયદો, જે બ્રહ્મતત્ત્વમાં સતત પ્રીતિ રાખનાર મનુષ્યને આ પૃથ્વીનું આધિપત્ય વગેરે ભોગો ક્ષુદ્ર મનુષ્યને જ ઇચ્છવા જેવા લાગે છે?

*

पातालमाविशसि यासि नभो विलंघ्य
दिङ्मण्डलं भ्रमसि मानस चापलेन।
भ्रान्त्वापि जातु विमलं कथमात्मनीनं
तद् ब्रह्म न स्मरसि निर्वृतिमेषि येन ॥७५॥

હે મન, તું ચંચળતાથી પાતાળમાં પેસે છે, આકાશનું ઉલ્લંઘન કરીને જાય છે, અને દિશાઓમાં ભટકે છે. (એ રીતે) ભ્રમણ કરીને પણ (ઉપરતિ પામી) તું શા માટે તે નિર્મળ અને આત્મકલ્યાણકારી બ્રહ્મતત્ત્વનું સ્મરણ નથી કરતું, જેથી તને શાંતિ પ્રાપ્ત થાય?

*

## સંસારનો મોહ

रात्रिः सैव पुनः स एव दिवसो मत्वा बुधा जन्तवो धावन्त्युद्यमिनस्तथैव निभृतप्रारब्धतत्तत्क्रियाः। व्यापारैः पुनरुक्तभुक्तविषयैरेवं विधेनामुना संसारेण कदर्थिताः कथमहो मोहान्न लज्जामहे ॥७६॥

'તે જ રાત્રિ પડે છે અને તે જ દિવસ ઊગે છે.' એમ માનીને (અર્થાત્ રાતદિવસ પડવાઊગવા સાથે તેમનું આયુષ્ય ક્ષીણ થાય છે તે ન સમજતાં), અજ્ઞાની પુરુષો અનેક પ્રકારનાં કાર્યો છાનામાના શરૂ કરીને, તેમાં ઉદ્યમ કરવાના હેતુથી, દોડાદોડ કરે છે, અને પહેલાં ભોગવેલા વિષયપદાર્થોને ફરીફરી ભોગવવા માટે અનેક પ્રકારની ખટપટ કર્યો કરે છે. આ પ્રકારના સંસારથી પીડા પામતાં છતાં, મોહને લીધે, અમને શરમ નથી આવતી તે કેવી (વિચિત્ર) વાત કહેવાય?

*

## મુનિનો વૈભવ

मही रम्या शय्या विपुलमुपधानं भुजलता
वितानं चाकाशं व्यजनमनुकूलोऽयमनिलः।
स्फुरद्दीपश्चन्द्रो विरतिवनितासङ्गमुदितः
सुखं शान्तः शेते मुनिरतनुभूतिर्नृप इव ॥७७॥

પૃથ્વી સુંદર પથારી છે, પોતાના હાથરૂપી લતા જ વિશાળ ઓશિકું છે, આકાશરૂપી ચંદરવો છે, આ અનુકૂળ પવન વીંજણો છે, ચંદ્ર પ્રકાશમાન દીવો છે, અને વિરક્તિ(વૈરાગ્ય)રૂપી સ્ત્રીના સંગથી તેને આનંદ મળે છે. આવો શાંત મુનિ, ખૂબ વૈભવવાળા રાજાની પેઠે, સુખપૂર્વક સૂઈ જાય છે.

*

## બ્રહ્મસુખ આગળ સંસારસુખ ફિક્કું છે

त्रैलोक्याधिपतित्वमेव विरसं यस्मिन् महाशासने तल्लब्ध्वाशनवस्त्रपानघटने भोगे रतिं मा कृथाः। भोगः कोऽपि स एक एव परमो नित्योदितो जृम्भते यत्स्वादाद् विरसा भवन्ति विषयास्त्रैलोक्यराज्यादयः ॥७८॥

જે બ્રહ્મજ્ઞાનરૂપી મહારાજ્યમાં ત્રણે લોકનું આધિપત્ય ફિક્કું (નીરસ) લાગે છે, તેને પ્રાપ્ત કરીને તું ભોજન, વસ્ત્ર, અને પાન મેળવવામાં પ્રીતિ ન કર. તે એક જ અનિર્વચનીય મહાન ભોગ છે (બ્રહ્માનંદનો), જે સદાકાલ માટે પ્રકાશિત છે, અને જેનો સ્વાદ લીધા પછી ત્રૈલોક્યનું રાજ્ય વગેરે વિષયપદાર્થો ફિક્કા બની

જાય છે ( અર્થાત્ તે વિષયપદાર્થોમા પ્રીતિ રહેતી નથી )

*

વણિગ્વૃત્તિનો ત્યાગ કર

किं वेदैः स्मृतिभिः पुराणपठनैः शास्त्रैर्महाविस्तरैः स्वर्गग्रामकुटीनिवासफलदैः कर्मक्रियाविभ्रमैः । मुक्त्वैकं भवबन्धदुःखरचनाविध्वंसकालानलं स्वात्मानन्दपदप्रवेशकलनं शेषा वणिग्वृत्तय ॥७९॥

વેદો, સ્મૃતિઓ, પુરાણોનું પઠન, મહા વિસ્તારવાળા શાસ્ત્રો, અને સ્વર્ગરૂપી ગામડામાં એક ઝૂપડીમા વાસ કરવારૂપી ફળને આપનાર (અનેક યજ્ઞયાગાદિરૂપી) ક્રિયાઓના વિલાસથી શો ફાયદો છે? સસારબધનના દુખની રચનાનો નાશ કરવામા કાલાગ્નિ સમાન, આત્માનદપદમા પ્રવેશ કરવાની કલા સિવાય, બાકીની બધી પ્રવૃત્તિઓ વણિગ્વૃત્તિઓ જેવી છે ( અર્થાત્ વેપારની પેઠે માત્ર આજીવિકા માટે છે )

*

સાસારિક પદાર્થોની ક્ષણિકતા

आयु कल्लोललोलं कतिपयदिवसस्थायिनी यौवनश्रीरर्थाः सकल्पकल्पा घनसमयतडिद्विभ्रमा भोगपूगाः । कण्ठाश्लेषोपगूढं तदपि च न चिरं यत् प्रियाभिः प्रणीतं ब्रह्मण्यासक्तचित्ता भवत भवभयाम्भोधिपारं तरीतुम् ॥८०

આયુષ તરગ માફક ચચળ છે યૌવનની શોભા થોડાક દિવસ જ ટકવાની છે વૈભવ સકલ્પની માફક ક્ષણિક છે ભોગોનો સમુદાય વર્ષાઋતુની વીજળીના ચમકાર જેવો છે પ્રિયાઓએ કરેલું દૃઢ કઠાલિગન પણ લાબો વખત ટકતું નથી, (માટે) સસારના ભયરૂપી સમુદ્રને તરી જવા માટે બ્રહ્મમા ચિત્ત જોડો

*

મનસ્વી પુરુષની અક્ષુબ્ધતા

महाण्डमण्डलीमात्रं किं लोभाय मनस्विनः । शफरीस्फुरितेनाब्धेः क्षुब्धता न तु जायते ॥८१

(નાનકડુ અમથુ) બ્રહ્માડમડળ શું મનસ્વી પુરુષમા લોભ ઉપજાવી શકે છે? (અદર રહેલી નાનકડી) માછલીના ઊછળવાથી સમુદ્રમા ક્ષોભ થતો નથી

*

ત્યારે અને હવે

यदासीदज्ञानं स्मरतिमिरसस्कारजनितं तदा दृष्टं नारीमयमिदमशेषं जगदपि । इदानीमस्माकं पटुतरविवेकाञ्जनजुषां समीभूता दृष्टिस्त्रिभुवनमपि ब्रह्म मनुते ॥८२॥

જ્યારે કામદેવરૂપી મોતિયાની અસરથી થયેલુ અજ્ઞાન હતું, ત્યારે આખુ જગત અમને નારીમય દેખાતું, પણ હવે અમને તીક્ષ્ણવિવેકરૂપી અજન આજવામા આવ્યું છે, તેથી અમારી દૃષ્ટિ સમાન બની ગઈ છે, અને તે ત્રણે ભુવનને બ્રહ્મરૂપ માને છે

*

અનિત્યતાબુદ્ધિથી સાસારિક પદાર્થો રમણીય લાગતા નથી

रम्याश्चन्द्रमरीचयस्तृणवती रम्या वनान्तस्थली रम्यः साधुसमागमः शमसुखं काव्येषु रम्याः कथाः । कोपोपाहितबाष्पबिन्दुतरलं रम्यं प्रियाया मुखं सर्वं रम्यमनित्यतामुपगते चित्ते न किंचित् पुनः ॥ ८३ ॥

ચદ્રના કિરણ રમણીય છે, તૃણયુક્ત વનપ્રદેશો રમણીય છે, સજ્જનોનો સમાગમ

રમણીય છે; શાંતિનું સુખ રમણીય છે; કોપને લઈને આંસુવાળું તરલ પ્રિયાનું સુખ સુંદર છે; આ સઘળું રમણીય છે, પણ જ્યારે ચિત્તમાં તે વસ્તુઓ અનિત્ય છે તેવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે ત્યારે તેમાંનું કશું જ રમણીય નથી લાગતું.

*

### વિરલ તપસ્વીનું દૃશ્ય

भिक्षाशी जनमध्यसंगरहितः स्वायत्तचेष्टः सदा दानादानविरक्तमार्गनिरतः कश्चित्तपस्वी स्थितः । रथ्याकीर्णविशीर्णजीर्णवसनैरास्यूतकन्थाधरो निर्मानो निरहंकृतिः शमसुखाभोगैकबद्धस्पृहः ॥ ८४ ॥

ભિક્ષા માગીને ભોજન કરનારો, મનુષ્યોના સમુદાયથી નિઃસંગ, સ્વાધીન ચેષ્ટાવાળો (મરજી પ્રમાણે ઇંદ્રિયોને વશમાં રાખી વર્તનાર), (કોઈને કંઈ પણ) આપવા-લેવાની ક્રિયાથી રહિત, વિરક્તિ-માર્ગમાં લાગેલો, રસ્તામાં પડેલાં ફાટલાં જૂનાં લૂગડાં વડે સીવીને જેણે પોતાની કંથા બનાવીને ધારણ કરી છે તેવો, માનરહિત, અહંકારરહિત, શાંતિસુખના સંપૂર્ણ ભોગમાં જ જેણે પોતાની ઇચ્છા બાંધી છે એવો, કોઈ એક તપસ્વી ઊભો છે.

*

### પંચમહાભૂતને છેલ્લા નમસ્કાર

मातर्मेदिनि तात मारुत सखे तेजःसुबन्धो जल भ्रातर्व्योम निबद्ध एव भवतामेष प्रणामाञ्जलिः । युष्मत्संगवशोपजातसुकृतोद्रेकस्फुरन्निर्मल- ज्ञानापास्तसमस्तमोहमहिमा लीये परे ब्रह्मणि ॥

હે માતા પૃથ્વી! પિતા પવન, મિત્ર તેજ, સુબંધુ જલ, ભાઈ આકાશ, તમને હું આ પ્રણામાંજલિ કરું છું. (આ શરીર તમારાથી બંધાયું હતું તેથી) તમારા સંગને લઈને ઉત્પન્ન થયેલાં પુણ્યોની અધિકતાથી પ્રગટેલા નિર્મળ જ્ઞાન વડે સઘળો મોહનો મહિમા ફેંકી દઈને, હું પરબ્રહ્મમાં લીન થઈ જાઉં છું.

*

### આગ લાગે ત્યારે કૂવો ખોદવા ન બેસાય

यावत्स्वस्थमिदं कलेवरगृहं यावच्च दूरे जरा यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः । आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान् प्रोद्दीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥ ८६ ॥

જ્યાં સુધી આ શરીરરૂપી ઘર નીરોગી છે, વૃદ્ધાવસ્થા હજી આવી નથી, ઇંદ્રિયોની શક્તિ ક્ષીણ થઈ નથી, આયુષ્યનો ક્ષય થયો નથી, ત્યાં સુધીમાં જ વિદ્વાને આત્મ-કલ્યાણમાં મહાન પ્રયત્ન કરવો જોઈએ. જ્યારે મકાનને આગ લાગે, ત્યારે કૂવો ખોદવા બેસવું તે પ્રયત્ન કેવો કહેવાય?

*

### તારુણ્યની સફળતા

नाभ्यस्ता भुवि वादिवृन्ददलनी विद्या विनीतोचिता खड्गाग्रैः करिकुम्भपीठदलनैर्नाकं न नीतं यशः । कान्ताकोमलपल्लवाधररसः पीतो न चन्द्रोदये तारुण्यं गतमेव निष्फलमहो शून्यालये दीपवत् ॥ ८७ ॥

વાદીજનોના સમુદાયને (વાદવિવાદમાં) હરાવનારી, વિનયયુક્ત શિષ્યોને શીખવા યોગ્ય વિદ્યા પૃથ્વીમાં ન ભણ્યા. હાથીના કુંભસ્થળને ચીરી નાંખનાર તલવારની ધાર વડે (અમારો) યશ અમે સ્વર્ગ સુધી ન

વિસ્તાર્યો. ચન્દ્રોદય સમયે પ્રિય સ્ત્રીના કોમળ અધરપલ્લવનું (કૂંપળ જેવા અધરનું) રસપાન ન કર્યું. અરેરે, નિર્જન ઘરમાં રહેલા દીવા પેઠે, અમારું યૌવન અર્થ-વગર જ વીતી ગયું.

*

અધિકારભેદથી પરિણામભેદ

ज्ञानं सतां मानमदादिनाशनं
केषांचिदेतन्मदमानकारणम् ।
स्थानं विविक्तं यमिनां विमुक्तये
कामातुराणामतिकामकारणम् ॥ ८८ ॥

જ્ઞાન સંતોને અભિમાન, મદ વગેરે (દોષોનો) નાશ કરવામાં સાધનરૂપ થાય છે. કેટલાક (અનધિકારીઓને) એ જ જ્ઞાન મદ અને અભિમાનના કારણરૂપ થાય છે. એકાંત સ્થાન સંયમી પુરુષોને મોક્ષનું સાધન બને છે, જ્યારે કામાતુર પુરુષોને તે કામની વૃદ્ધિનું કારણ બને છે.

*

સંસારની વિચિત્રતા

क्वचिद् वीणावादः क्वचिदपि च हाहेति रुदितं
क्वचिन्नारी रम्या क्वचिदपि जराजर्जरवपुः ।
क्वचिद् विद्वद्गोष्ठी क्वचिदपि सुरामत्तकलहो
न जाने संसारः किममृतमयः किं विषमयः ॥

કોઈ જગ્યાએ વીણાનો અવાજ સંભળાય છે, તો કોઈ જગ્યાએ 'હા હા' એમ રોકકળ સંભળાય છે. કોઈ જગ્યાએ રમણીય સ્ત્રી છે, તો કોઈ જગ્યાએ વૃદ્ધાવસ્થાથી જર્જરિત થઈ ગયેલા શરીરવાળો માણસ છે. કોઈ જગ્યાએ વિદ્વાનોની ગોષ્ઠી ચાલતી હોય છે, તો કોઈ જગ્યાએ દારૂડિયા લોકો દારૂથી ઉન્મત્ત બનીને લડતાઝઘડતા હોય છે. હું જાણી શકતો નથી કે સંસાર અમૃતમય છે કે વિષમય.

*

અશરણશરણ શંભુચરણ

जीर्णा एव मनोरथाः स्वहृदये यातं जरां यौवनं हन्ताङ्गेषु गुणाश्च वन्ध्यफलतां याता गुणज्ञैर्विना । किं युक्तं सहसाभ्युपैति बलवान् कालः कृतान्तोऽक्षमी हा ज्ञातं स्मर-शासनांघ्रियुगले मुक्त्वास्ति नान्या गतिः ॥

મનની ઇચ્છાઓ મનમાં જ રહી ગઈ. જુવાની ગઈ અને ઘડપણ આવ્યું. ગુણની કદર કરનારા પુરુષો સિવાય (શૌર્ય વગેરે) ગુણો નિષ્ફળ થયા તે ખેદની વાત છે. હવે શું કરવું ઉચિત છે? બળવાન, અને કોઈને પણ ન છોડનારો કાળ (મૃત્યુ) પણ એકદમ ચઢી આવ્યો છે. હા જાણ્યું; ભગવાન મહાદેવજીના બે ચરણ છોડીને બીજી કોઈ ગતિ નથી.

*

સુખ એટલે માત્ર દુઃખનો ઉપાય

तृषा शुष्यत्यास्ये पिबति सलिलं स्वादु सुरभि क्षुधार्तः सन् शालीन् कवलयति शाका-दिवलितान् । प्रदीप्ते रागाग्नौ सुदृढतरमालि-ङ्गति वधूं प्रतीकारो व्याधेः सुखमिति विपर्य-स्यति जनः ॥ ९१ ॥

જ્યારે પુરુષનું મોં તરસથી સુકાઈ જાય છે, ત્યારે તે સ્વાદિષ્ટ સુગંધિ, જળ પીએ છે. ભૂખથી પીડાતો મનુષ્ય શાક (ચટણી) વગેરેથી સંયુક્ત ભાત ખાય છે. કામાગ્નિ પ્રદીપ્ત થાય છે, ત્યારે સ્ત્રીને ખૂબ બળપૂર્વક આલિંગે છે. (એવી રીતે)

વ્યાધિના ઉપાયને મનુષ્ય 'સુખ છે' એમ ઊધું સમજે છે. (અર્થાત્ સુખ સ્વતંત્ર પદાર્થ નથી, પણ માત્ર દુઃખને નિવૃત્ત કરવાનો એક પ્રકાર જ છે.)

*

### ક્યારે ?

स्नात्वा गाङ्गैः पयोभिः शुचिकुसुमफलैरर्चयित्वा विभो त्वां ध्येये ध्यानं नियोज्य क्षितिधरकुहरग्रावपर्यङ्कमूले । आत्मारामः फलाशी गुरुवचनरतस्त्वत्प्रसादात्स्मरारे दुःखान्मोक्ष्ये कदाहं समचरणकरे पुंसि सेवासमुत्थात् ।९२

હે ભગવાન શંકર! ગંગાનાં પાણીથી સ્નાન કરીને, પવિત્ર ફૂલ અને ફળથી તારું અર્ચન કરીને, પર્વતની ગુફાના પથ્થરરૂપી પલંગમાં (બેસીને) ધ્યાન કરવા યોગ્ય (પરબ્રહ્મતત્ત્વમાં) ધ્યાન પરોવીને, આત્મામાં જ આરામ કરનારો, ફળ ખાઈને નિર્વાહ કરનારો, ગુરુના વચનમાં જ પ્રીતિ રાખનારો હું, તમારી મહેરબાનીથી, મારા જેવા જ જેને બે હાથપગ છે તેવા (સામાન્ય) મનુષ્યની સેવાથી ઉત્પન્ન થતા દુઃખમાંથી ક્યારે છૂટી જઈશ ?

*

### પરમેશ્વર તુલ્ય પુરુષો

शय्या शैलशिला गृहं गिरिगुहा वस्त्रं तरूणां त्वचः सारङ्गाः सुहृदो ननु क्षितिरुहां वृत्तिः फलैः कोमलैः । येषां नैर्झरणाम्बुपानमुचितं रत्यै च विद्याङ्गना मन्ये ते परमेश्वराः शिरसि यैर्बद्धो न सेवाञ्जलिः ॥ ९३ ॥

પર્વતની શિલા જેમની શય્યા છે, ગુફા જેમનું ઘર છે, વૃક્ષોની છાલ જેમનાં વસ્ત્ર છે, હરણાં જેમનાં મિત્ર છે, વૃક્ષોનાં કોમળ ફળથી જેઓ નિર્વાહ કરે છે, ઝરણાંનું પાણી જેમનું ઉચિત પાન છે, વિદ્યારૂપી સ્ત્રી જેમને આનંદ આપે છે, અને જેમણે બીજાઓની નોકરી કરતાં તેમને પ્રણામાંજલિ કરી નથી, તેમને હું પરમેશ્વરતુલ્ય માનું છું.

*

### વિદ્વાન કુટુંબ ખાતર સંસારવ્યવહાર ચલાવે છે

सत्यामेव त्रिलोकीसरिति हरशिरश्चुम्बिनीविच्छटायां सद्वृत्तिं कल्पयन्त्यां तटविटपभवैर्वल्कलैः सत्फलैश्च । कोऽयं विद्वान् विपत्तिज्वरजनितरुजातीवदुःखासिकानां वक्त्रं वीक्षेत दुःस्थे यदि हि न विभृयात्स्वे कुटुम्बेऽनुकम्पाम् ।९४।

જ્યારે શંકર ભગવાનના મસ્તકને ચુંબતી (વીંટળાતી) નીવિ (સ્ત્રીઓના સાલ્લાની ગાંઠ-દોરી) જેવી શોભાવાળી ગંગાનદી છે, જે પોતાના તીર ઉપરની શાખાઓ પર ઊગતાં વલ્કલ અને સુંદર ફળો વડે સારી આજીવિકાનાં સાધન પૂરાં પાડી શકે તેમ છે, ત્યારે–જો તે પોતાના દુઃખી કુટુંબ ઉપર દયા ન ધરાવતો હોય તો–કયો વિદ્વાન પુરુષ દુઃખરૂપી (ગરીબાઈરૂપી) જ્વરથી ઉત્પન્ન થયેલી પીડાને લીધે ખૂબ શોકપૂર્વક નિસાસા મૂકતી સ્ત્રીઓનાં મુખ જુએ? (અર્થાત્ કુટુંબ માટે લાગણી ન હોય, તો વિદ્વાન પોતાની દુઃખી પત્નીનું મુખ જોવા કરતાં વનમાં જઈ ગંગાનદીનો આશ્રય કરે.)

*

**કાશીવાસની ઉત્તમતા**

उद्यानेषु विचित्रभोजनविधिस्तीव्रातितीव्रं तपः
कौपीनावरणं सुवस्त्रममितो भिक्षाटनं मण्डनम्।
आसन्नं मरणं च मङ्गलसमं यस्यां समुत्पद्यते
तां काशीं परिहृत्य हन्त विबुधैरन्यत्र किं स्थीयते॥

જ્યાં ઉદ્યાનોમાં જાતજાતનાં ભોજનની (ફળમૂળની) સગવડ છે, જ્યાં અતિશય તીવ્ર (કૃચ્છ્ર, ચાંદ્રાયણાદિ) તપ તપી શકાય તેમ છે, જ્યાં લંગોટરૂપી વસ્ત્ર પહેરી ચલાવી શકાય છે, આસપાસનાં ઘરમાં ભિક્ષા માટે ભટકવું આભૂષણરૂપ છે, જે કાશીમાં મરણ પાસે આવે તો તે મંગલ સમાન છે (મોક્ષ આપે છે), તે કાશીનગરીને છોડીને, ખેદની વાત છે, કે વિદ્વાનો બીજે શા માટે રહેતા હશે?

*

नायं ते समयो रहस्यमधुना निद्राति नाथो यदि स्थित्वा द्रक्ष्यति कुप्यति प्रभुरिति द्वारेषु येषां वचः चेतस्तानपहाय याहि भवनं देवस्य विश्वेशितुः निर्दौवारिकनिर्दयोक्त्यपरुषं निःसीमशर्मप्रदम् ॥ ९६ ॥

'હમણાં (મળવાનો) સમય નથી. અત્યારે (શેઠ) ખાનગીમાં બેઠા છે, હમણાં (શેઠ અથવા રાજા) ઊંઘે છે, જો ઊઠીને તને જોશે તો ક્રોધ કરશે'—જેમનાં (રાજાઓ અથવા શેઠિયાઓનાં) દ્વાર ઉપર (નોકરોના) ઉપર પ્રમાણે શબ્દો સાંભળવામાં આવે છે, તેમને છોડીને હે ચિત્ત! ભગવાન વિશ્વનાથ(મહાદેવ)ને મંદિરે જા, કે જ્યાં કોઈ દ્વારપાળના કઠોર શબ્દો નથી, જ્યાં કોઈ પ્રકારની ક્રૂરતા જોવામાં કે સાંભળવામાં આવતી નથી, અને જે અનંત કલ્યાણને આપે છે. (મોક્ષ આપે છે.)

*

**બ્રહ્મારૂપી દુષ્ટ કુંભાર**

प्रियसख विपद्दण्डव्रातप्रतापपरम्परा-
परिचितपले चिन्ताचक्रे निधाय विधिः खलः।
मृदमिव बलात्पिण्डीकृत्य प्रगल्भकुलालवद्
भ्रमयति मनो नो जानीमः किमत्र विधास्यति ९७

હે પ્રિય મિત્ર! વિપત્તિરૂપી દંડ વારંવાર ફેરવવાથી ચકરચકર ફરતા ચિંતારૂપી ચાકડા પર મૂકીને, બળાત્કારે માટીની પેઠે, મનને પિંડ બનાવીને, ધૃષ્ટ કુંભાર જેવો બ્રહ્મા મારા મનને ફેરવે છે—ભમાવે છે. હું જાણતો નથી કે તે મારો કયો ઘાટ ઘડશે.

*

**ઇષ્ટદેવ પર શ્રદ્ધા**

महेश्वरे वा जगतामधीश्वरे जनार्दने वा जगदन्तरात्मनि। तयोर्न भेदप्रतिपत्तिरस्ति मे तथापि भक्तिस्तरुणेन्दुशेखरे ॥ ९८ ॥

જગદીશ્વર શિવ અને, સર્વ જગતના અંતરાત્મારૂપી ભગવાન વિષ્ણુ એ બેમાં મને કોઈ પણ પ્રકારની ભેદબુદ્ધિ નથી. પણ તો ય જેમના મસ્તક ઉપર બીજનો ચંદ્ર બિરાજે છે તે મહાદેવ ઉપર મારી ભક્તિ છે.

*

**ઇષ્ટચિંતનમાં લાગેલા મનને વિક્ષેપોનો અભાવ**

रे कन्दर्प करं कदर्थयसि किं कोदण्डटङ्कारवै रे रे कोकिल कोमलैः कलरवैः किं त्वं वृथा जल्पसि। मुग्धे स्निग्धविदग्धमुग्धमधुरैर्लोलैः कटाक्षैरलं चेतश्चुम्बितचन्द्रचूडचरणध्यानामृतं वर्तते ॥ ९९ ॥

હે કામદેવ! ધનુષના ટંકારથી શા માટે નકામો હાથ દુખાડે છે? હે કોકિલ, કોમલ મધુર કલરવથી શા માટે વ્યર્થ બકવાદ કરે છે? હે મુગ્ધ સ્ત્રી! પ્રેમાળ, ચતુર, મનોહર અને પ્રિય કટાક્ષો ફેંકવાં બસ કર. (હવે તો) મારું ચિત્ત ભગવાન શંકરના ચરણમાં ધ્યાન લગાડીને અમૃતનું પાન કરી રહ્યું છે. (એટલે આવા પદાર્થોથી મને મોહ ઊપજવાનો સંભવ રહ્યો નથી.)

*

### યોગીનું સર્વોત્તમ સુખ

कौपीनं शतखण्डजर्जरतरं कन्था पुनस्तादृशी नैश्चिन्त्यं सुखसाध्यभैक्ष्यमशनं शय्या श्मशाने वने । मित्रामित्रसमानतातिविमला चिन्ताथ शून्यालये ध्वस्ताशेषमदप्रमादमुदितो योगी सुखं तिष्ठति ॥१००॥

સો કકડાથી સાંધેલી, અત્યંત જૂની લંગોટી; કંથા પણ તેવી જ; ચિંતા-વગરનું, સુખથી મળી શકે તેવું ભિક્ષારૂપી ભોજન; સ્મશાનમાં-વનમાં સૂવાનું; મિત્ર અને શત્રુમાં સમબુદ્ધિ અને નિર્જન સ્થાનમાં અતિનિર્મળ (શુક્લ) ધ્યાન (પરબ્રહ્મનું)-આ રીતે, જેનો સઘળો મદ અને પ્રમાદ નાશ પામ્યો છે તેવો યોગી સુખપૂર્વક રહે છે.

*

### શ્રદ્ધાપાત્ર શિખામણ

भोगा भंगुरवृत्तयो बहुविधास्तैरेव चायं भवस्तत्कस्येह कृते परिभ्रमत रे लोकाः कृतं चेष्टितैः । आशापाशशतोपशान्तिविशदं चेतः समाधीयतां कामोच्छित्तिवशे स्वधामनि यदि श्रद्धेयमस्मद्वचः ॥१०१॥

અનેક પ્રકારના ભોગો ક્ષણભંગુર છે અને તેમનાથી જ આ સંસાર ટકી રહ્યો છે; તો હે લોકો, તમે કઈ વસ્તુ માટે (આ સંસારમાં) પરિભ્રમણ કરો છો? તે ભોગો પ્રાપ્ત કરવા માટેની ચેષ્ટા બંધ કરો. સેંકડો આશાઓના ફાંસલામાંથી છૂટી ગયેલું, શાંત, સ્વચ્છ ચિત્ત કામનાઓનો નાશ કરવાથી જ પ્રાપ્ત થાય તેવા આત્મતત્ત્વમાં જોડો—જો અમારા વચન પર શ્રદ્ધા હોય તો.

*

### ધન્ય ત્યાગીઓ

धन्यानां गिरिकन्दरे निवसतां ज्योतिः परं ध्यायतां आनन्दाश्रुजलं पिबन्ति शकुना निःशङ्कमङ्केशयाः । अस्माकं तु मनोरथोपरचितप्रासादवापीतटक्रीडाकाननकेलिकौतुकजुषामायुः परिक्षीयते ॥१०२॥

ગિરિની ગુફામાં રહેતા ને પરમ જ્યોતિનું (પરબ્રહ્મનું) ધ્યાન કરતા ધન્ય પુરુષોનાં આનંદનાં આંસુ (બ્રહ્માનંદને લીધે આવતાં આંસુ) તેમના ખોળામાં બેઠેલાં પંખીઓ પીએ છે. (જ્યારે) મનોરથોથી રચાયલી હવેલીઓની વાવના તટ ઉપર આવેલા સુંદર બાગમાં ક્રીડા કરવાની ઉત્સુકતા સેવતાંસેવતાં જ (અર્થાત્ મિથ્યા કલ્પનાઓમાં જ અમારું આયુષ વીતી જાય છે.)

*

### કોઈ વસ્તુ ભયમુક્ત અને સ્થિર નથી.

आक्रान्तं मरणेन जन्म जरया विद्युच्चलं यौवनं संतोषो धनलिप्सया शमसुखं प्रौढाङ्गनाविभ्रमैः । लोकैर्मत्सरिभिर्गुणा वनभुवो व्यालैर्नृपा दुर्जनैरस्थैर्येण विभूतिरप्युपहता ग्रस्तं न किं केन वा ॥१०३॥

મૃત્યુએ જન્મને ઘેરી લીધો છે (ગ્રાસ કર્યો છે), ઘડપણે વીજળી સમાન ચચળ યૌવનને, ધનના લોભે સતોષને, પ્રૌઢ સ્ત્રીઓના વિલાસોએ (હાવભાવયુક્ત હલનચલને) શાતિના સુખને, મત્સર વાળા લોકોએ બધા સદ્ગુણોને (નિંદા કરવાથી ઘેરી લીધા છે), સર્પોએ વન પ્રદેશોને, દુર્જનોએ રાજાઓને અને અસ્થિરતાએ ઐશ્વર્યને આચ્છાદિત કરી લીધુ છે અથવા કયી વસ્તુ શેનાથી નથી ઘેરાઈ? (અર્થાત્, વૈરાગ્ય સિવાય સઘળુ ભયગ્રસ્ત છે)

## સર્વ વસ્તુ ભયગ્રસ્ત છે

आधिव्याधिशतैर्जनस्य विविधैरारोग्य-मुन्मूल्यते लक्ष्मीर्यत्र पतन्ति तत्र विवृतद्वारा इव व्यापदः। जात जातमवश्यमाशु विवश मृत्यु करोत्यात्मसात् तत्कि नाम निरकुशेन विधिना यन्निर्मित सुस्थितम् ॥ १०४ ॥

અનેક પ્રકારની, સેકડો મનની વ્યથાઓ અને શરીરના રોગો માણસના આરોગ્યને જડમૂળથી ઉખાડી નાખે છે જ્યા લક્ષ્મી હોય છે, ત્યા—જાણે તેમને માટે બારણા ખુલી ગયા હોય તેમ—વિપત્તિઓ આવી પડે છે દરેક જન્મેલા પ્રાણીને મૃત્યુ અચૂક ઝટ લઈને પોતાને વશ કરે છે અકુશરહિત બ્રહ્માએ એવું શુ બનાવ્યુ છે કે જે સ્થિર (ભયમુક્ત) હોય?

## દુખરૂપ સસાર

क्रुच्छ्रेणामेध्यमध्ये नियमिततनुभि स्थी यते गर्भमध्ये कान्ताविश्लेषदु खव्यतिकरविषमे यौवने चोपभोग । नारीणामप्यवज्ञा विलसति नियत वृद्धभावोऽप्यसाधु. ससारे रे मनुष्या वदत यदि सुख स्वल्पमप्यस्ति किंचित् १०५

(મનુષ્યોને જન્મ પહેલા) મહા મુશ્કેલીથી (વિષ્ટા, મૂત્ર વગેરેથી) અપવિત્ર ગર્ભમા, જકડાઈ ગયેલા શરીર સાથે, રહેવુ પડે છે પ્રિયાના વિયોગદુખની ઘટનાથી દુસહ યૌવનમા (થોડાઘણો—નહિ જેવો) ઉપભોગ મળે છે સ્ત્રીઓ પણ ચોક્કસ અપમાન કરે છે—એવી વૃદ્ધાવસ્થા પણ સુખદાયી નથી હે મનુષ્યો! આ સસારમા જો જરા પણ સુખ હોય તો કહો

## જીવતરમા સુખ નથી

आयुर्वर्षशत नृणा परिमित रात्रौ तदर्ध गत तस्यार्धस्य परस्य चार्धमपर बालत्ववृद्ध-त्वयो । शेष व्याधिवियोगदु खसहित सेवादि भिर्नीयते जीवे वारितरङ्गचञ्चलतरे सौख्य कुतः प्राणिनाम् ॥ १०६ ॥

મનુષ્યોના આયુષ્યનુ પરિમાણ સો વર્ષનુ છે તેમાથી અડધુ (પચાસ વર્ષ) રાત્રિઓમા ચાલ્યુ જાય છે તેમાથી પહેલા ભાગનુ અડધુ (સાડાબાર વર્ષ) બચપણમા અને પાછલા ભાગનુ અડધુ (સાડા બાર વર્ષ) ઘડપણમા વીતી જાય છે બાકીનુ આયુષ રોગ, વિયોગ અને દુખપૂર્વક નોકરી કરવામા જાય છે પાણીના તરગ પેઠે અતિશય ચચળ જીવનમા મનુષ્યોને સુખ ક્યાથી હોય?

### સુખની ભ્રાંતિ

असारे खलु संसारे सुखभ्रान्तिः शरीरिणाम् ।
लालापानमिवांगुष्ठे बालानां स्तन्यविभ्रमः १०७

પોતાના અંગૂઠાને ધાવતાંધાવતાં પોતાના જ મુખની લાળને જેમ બાળકો ભ્રમથી માતાનું દૂધ માની લે છે, તેવી રીતે આ અસાર સંસારમાં પુરુષોને ખરેખર (દુઃખરૂપ વિષયપદાર્થોમાં) સુખની ભ્રાંતિ થાય છે.

*

### ત્યાગીઓની પ્રશંસા

ब्रह्मज्ञानविवेकिनोऽमलधियः कुर्वन्त्यहो दुष्करं यन्मुञ्चन्त्युपभोगकाञ्चनधनान्येकान्ततो निःस्पृहाः । न प्राप्तानि पुरा न संप्रति न च प्राप्तौ दृढप्रत्यये वाञ्छापात्रपरिग्रहाण्यपि परं त्यक्तुं न शक्ता वयम् ।१०८॥

બ્રહ્મજ્ઞાનના વિવેકવાળા, નિર્મળ બુદ્ધિવાળા પુરુષો ખરેખર આશ્ચર્ય પમાડે તેવું દુષ્કર કાર્ય કરે છે; કારણ કે તેઓ તદ્દન નિઃસ્પૃહ બનીને સર્વ સુખ, સોનું, ધન વગેરે ત્યજી દે છે. (જ્યારે) અમે તો ભૂતકાળમાં ન મળેલાં, હમણાં ન મેળવેલાં, અને જેમની પ્રાપ્તિ માટે ભવિષ્યમાં આશા નથી તેવાં માત્ર ઇચ્છામાં જ જેમને ખરેખર પકડી રાખ્યાં છે તેવાં (તે ધનને) ત્યજવા શક્તિમાન થતા નથી.

*

### લોકોની મૂઢતા

व्याघ्रीव तिष्ठति जरा परितर्जयन्ती
रोगाश्च शत्रव इव प्रहरन्ति देहम् ।
आयुः परिस्रवति भिन्नघटादिवाम्भो
लोकस्तथाप्यहितमाचरतीति चित्रम् ।१०९

વાઘણની પેઠે ડરાવતી વૃદ્ધાવસ્થા સામે ઊભી છે. શત્રુઓની પેઠે રોગો શરીર પર પ્રહાર કરે છે. ભાંગેલા ઘડામાંથી પાણીની પેઠે આયુષ વહી જાય છે; છતાં પણ લોક પોતાના અકલ્યાણનું આચરણ કરે છે (સંસારના મોહને લીધે પાપકર્મ કરે છે), તે આશ્ચર્યની વાત છે.

*

### આત્મરત યોગીઓને વિક્ષેપનો અભાવ

सदा योगाभ्यासव्यसनवशयोरात्ममनसोरविच्छिन्ना मैत्री स्फुरति कृतिनस्तस्य किमु तैः । प्रियाणामालापैरधरमधुभिर्वक्त्रकमलैः सनिःश्वासामोदैः सकुचकलशश्लेषसुरतैः ।११० ।

હરહંમેશ યોગાભ્યાસની ટેવના પ્રભાવથી જે ધન્ય પુરુષના આત્મા અને મન વચ્ચે અતૂટ મૈત્રી (અભેદભાવ) પ્રગટી છે, તેને પ્રિય સ્ત્રીઓ સાથેનાં સંભાષણથી, અધરોષ્ઠના મધુપાનથી, સુગંધિ નિઃશ્વાસવાળાં કમળ જેવાં સુંદર મુખથી, અને કુંભ જેવા પુષ્ટ સ્તનને આલિંગન આપીને કરવામાં આવતી સુરતક્રીડાથી શું ? (અર્થાત્ તેમને મન તે સઘળું વિરસ-ફિક્કું લાગે છે.)

*

### પરોપકારીનું જ જીવન સફળ છે

जातः कूर्मः स एकः पृथुभुवनभरायार्पितं येन पृष्ठं श्लाघ्यं जन्म ध्रुवस्य भ्रमति नियमितं यत्र तेजस्विचक्रम् ।संजातव्यर्थपक्षाः

परिक्षितुकरणे नोपरिणत चापो मह्माण्डोदुम्बरान्तर्मशैकवदपरे प्राणिनो जातनद्याः ॥१११॥

તે એક જ કાચબો (કૂર્માવતાર ભગવાન વિષ્ણુ) જન્મ્યો કહેવાય, કે જેણે પોતાની પીઠ વિશાળ ભુવનનો ભાર ઊંચકવા માટે અર્પણ કરી હતી. તે ધ્રુવના તારાનો જન્મ પ્રશંસાપાત્ર છે, કે જેને લઈને નિયમમાં રહીને (આકાશની) જ્યોતિઓનું મંડળ (ગ્રહાદિક) ભ્રમણ કરે છે. બાકી ચારકાના હિતમાં, નહિ ઉપર (આકાશમાં) અને નહિ નીચે (પૃથ્વી ઉપર), જેમની મદદ મળી શકી નથી, તેવા બ્રહ્માંડરૂપી ઉમરડાના ફળમાં જન્મતા કીડા–કે જેમની પાંખ તેમને નકામી મળી હોય છે (ઊડવાનું અશક્ય હોવાથી)–પેઠે જન્મે છે અને મરે છે. (અર્થાત્ તેમનું જીવન નિરર્થક છે.)

*

### મુમુક્ષુને સ્ત્રીત્યાગની આવશ્યકતા

उन्मीलत्त्रिवलीतरङ्गवलया प्रोत्तुङ्गपीनस्तनद्वन्द्वेनोद्यतचक्रवाकमिथुना वक्त्राम्बुजोद्भासिनी। कान्ताकारधरा नदीयमभित क्रूराशया नेष्यते संसारार्णवमज्जनं यदि ततो दूरेण संत्यज्यताम् ॥ ११२॥

સ્ત્રીની આકૃતિવાળી આ નદી છે. સ્ત્રીને ઉદર ઉપર ત્રિવલી (ત્રણ કરચલીઓ) હોય છે. નદીને તરંગમંડળ હોય છે. સ્ત્રીના ઉન્નત પુષ્ટ બે સ્તન નદી પરનાં બે ચક્રવાક જેવાં લાગે છે. સ્ત્રીને જેવું મુખ છે, નદીને તેવું કમળ શોભે છે. સ્ત્રીનો મનનો આશય ક્રૂર હોય છે, નદીમાં ક્રૂર મગરમચ્છ વગેરે રહે છે. જો તમે સંસારસમુદ્રમાં ડૂબવા ન ઇચ્છતા હો, તો સ્ત્રીને દૂરથી તજો.

*

### પંચેન્દ્રિયોની ઠગાઈ

इह हि मधुरगीतं नृत्यमेतद्रसोऽयं स्फुरति परिमलोऽयं स्पर्श एष स्तनानाम्। इति हतपरमार्थैरिन्द्रियैर्भ्राम्यमाणः स्वहितकरणधूर्तैः पञ्चभिर्वञ्चितोऽस्मि ११३

'અહીં મધુર ગીત સાંભળવા જેવું છે, આ નૃત્ય રહ્યું, અહીં સરસ સ્વાદ લાગે છે, આ સુગંધ છે, આ સ્તનનો સ્પર્શ રહ્યો' એમ (અનુક્રમે શ્રવણ, દર્શન, રસના, નાસિકા અને ત્વચારૂપી) પાંચ ઇંદ્રિયો વડે હું ઠગાયો છું–જે ઇંદ્રિયોએ મારા મોક્ષરૂપી પરમ અર્થને હણ્યો છે, પોતાનો વિષયભોગરૂપી સ્વાર્થ સાધવામાં જે કુશળ છે (લુચ્ચી છે) અને જેમણે મને સંસારમાં ખૂબ ભ્રમણ કરાવ્યું છે.

*

### વૃદ્ધાવસ્થાની નિંદા

गात्रं संकुचितं गतिर्विगलिता भ्रष्टा च दन्तावलिः दृष्टिर्नश्यति वर्धते बधिरता वक्त्रं च लालायते। वाक्यं नाद्रियते च बान्धवजनो भार्या न शुश्रूषते हा कष्टं पुरुषस्य जीर्णवयसः पुत्रोऽप्यमित्रायते ॥ ११४॥

શરીર સંકોચાઈ ગયું છે, ગમનશક્તિ રહી નથી, દાંતની પંક્તિ પડી ગઈ છે, આંખે દેખાતું નથી, બહેરાપણું વધી ગયું છે, મોંમાંથી લાળ પડે છે, સગાંવહાલાં વાક્યને માન આપતાં નથી, સ્ત્રી સેવા કરતી નથી, હા–દુઃખની વાત છે કે

વૃદ્ધ માણસ માટે તેનો પુત્ર પણ તેનો દુશ્મન બની જાય છે.

*

## સંસારનું નાટક

क्षणं बालो भूत्वा क्षणमपि युवा कामरसिकः
क्षणं वित्तैर्हीनः क्षणमपि च संपूर्णविभवः।
जराजीर्णैरङ्गैर्नट इव वलीमण्डिततनु–
र्नरः संसारान्ते विशति यमधानीयवनिकाम्॥

થોડાક સમય બાળક બનીને, થોડાક સમય કામરસનો રસિયો જુવાન બનીને, થોડીક વાર દરિદ્ર બની જઈને, અને થોડીક વાર સંપૂર્ણ વૈભવશાળી બનીને, ઘડપણથી દૂબળાં પડી ગયેલાં અંગવાળો અને કરચલીઓથી છવાઈ ગયેલા શરીરવાળો માણસ, નટની પેઠે પોતાનો સંસાર પૂરો થઈ જાય એટલે યમરાજાની રાજધાનીરૂપી પડદાની પાછળ જતો રહે છે (અર્થાત્ મૃત્યુ પામે છે.)

*

## એક ઇચ્છા

अहौ वा हारे वा बलवति रिपौ वा सुहृदि वा मणौ वा लोष्ठे वा कुसुमशयने वा दृषदि वा तृणे वा स्त्रैणे वा मम समदृशो यान्तु दिवसाः क्वचित् पुण्येऽरण्ये शिवशिवशिवेति प्रलपतः। ११६.

સર્પમાં અને મણિના હારમાં, બળવાન શત્રુમાં અને મિત્રમાં, મણિમાં અને માટીના ઢેફામાં, પુષ્પશય્યામાં અને પથરામાં, ઘાસમાં અને સ્ત્રીમાં સમાનદૃષ્ટિવાળા મારા દિવસો, કોઈ પુણ્ય અરણ્યમાં 'શિવ, શિવ, શિવ' એમ ઉચ્ચાર કરતાં પસાર થાઓ.

*

## ચિત્તની ઉત્તમ સ્થિતિ

प्रशान्तशास्त्रार्थविचारचापलं
निवृत्तनानारसकाव्यकौतुकम्।
निरस्तनिःशेषविकल्पविह्वलं
प्रपत्तुमिच्छति शूलिनं मनः। ११७॥

અનેક શાસ્ત્રોના અર્થનો વિચાર કરવાની જેની ચંચળતા શાંત પડી ગઈ છે, અનેક પ્રકારના (શૃંગાર, વીર વગેરે) રસવાળાં કાવ્યો માટેનું જેનું કુતૂહલ ટળી રહ્યું છે તેવું, સર્વ વિકલ્પોરૂપી જેના વિક્ષેપ દૂર થઈ ગયા છે તેવું (મારું) મન (હવે) શંકર ભગવાનને શરણે જવા ઇચ્છે છે.

*

એક વખત ઈશુ ખ્રિસ્ત પોતાના યજમાનને ત્યાં બેઠા હતા. વાતાવરણ શાંત હતું, તેવામાં બહારથી એક સ્ત્રી આવી. ઈશુનો શિર અમૂલ્ય અત્તરથી અભિષેક કર્યો. ખૂબ ખૂબ ભક્તિભાવથી પોતાની પ્રિય વ્યક્તિનું એણે પૂજન કર્યું. યેહુદા આ કેમ સહન કરી શકે? એ તરત જ ઊકળી પડ્યો:

'અરર, આ કેટલો બધો બગાડ! આવી અમૂલ્ય ચીજો જો વેચાત, તો એની સારી-ઘણી જ સારી કિંમત મળી શકત અને એ પૈસા ગરીબોને વહેંચી શકાત!'

ઈશુ બોલ્યા:

'ભાઈ, ગરીબોની અભિલાષા ભલે પૂરી થાય. આ શરીરની બીજી વાર પૂજા તો દાટતી વખતે જ થશે!'

×